# પંચતંત્ર

સંપાદક અને અનુવાદક


અધ્યાપક **ભોગીલાલ જ. સાંડેસરા**, એમ. એ.

ગુજરાત વિદ્યાસભા ([illegible]. [illegible]. મો.), અમદાવાદ






ગુજરાતી સાહિત્ય પરિષદ : મુંબઈ

# પંચતંત્ર

પશ્ચિમ ભારતીય પંચતંત્રનો સંપૂર્ણ અનુવાદ — અન્ય પ્રાચીન પાઠપરંપરાઓમાંની વધારાની કથાઓ, તુલનાત્મક ટિપ્પણો, અગત્યનાં પાઠશોધનો, પરિશિષ્ટો અને વિસ્તૃત ઉપોદ્ઘાત સહિત

સંપાદક અને અનુવાદક

અધ્યાપક ભોગીલાલ જ. સાંડેસરા, એમ. એ.

ગુજરાત વિદ્યાસભા (ગુ. વ. સો.), અમદાવાદ




પ્રકાશક

ગુજરાતી સાહિત્ય પરિષદ

તરફથી

ભારતીય વિદ્યાભવન, મુંબઈ

૧૯૪૯



પ્રાચીન ગ્રન્થભંડારોના સમુદ્ધારક અને સંશોધક, પ્રાકૃતાદિ ભાષાઓના અધ્યાપન દ્વારા પુરાતત્ત્વના ક્ષેત્રમાં મારો પ્રથમ પ્રવેશ કરાવનાર વિદ્યાગુરુ, સૌજન્યમૂર્તિ, પંડિતપ્રવર, પુણ્યાત્મા મુનિશ્રી પુણ્યવિજયજીના પવિત્ર કરકમલમાં ભારતીય નીતિસદ્બોધના સારસંચય અને સૂક્તિઓના સંપુટ —સંસ્કૃત ગ્રન્થમણિ 'પંચતંત્ર' વિષેની આ સંશોધનકૃતિ સાદર સમર્પું છું.

ભોગીલાલ

# આ લેખકનાં અન્ય પુસ્તકો

**સંશોધન**

વાઘેલાઓનું ગુજરાત (૧૯૩૯)
પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના (૧૯૪૧)
ઇતિહાસની કેડી — લેખસંગ્રહ (૧૯૪૫)
वस्तुपाल का विद्यामंडल — હિન્દી અનુવાદ (૧૯૪૭)
વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો (૧૯૪૮)
જયેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને 'મલ્લપુરાણ' (૧૯૪૮)
જૈન આગમસાહિત્યમાં ગુજરાત (હવે પછી)

**સંપાદન**

સંઘવિજયકૃત સિંહાસનબત્રીસી (૧૯૩૩)
માધવકૃત રૂપસુન્દરકથા (૧૯૩૪)
વીરસિંહકૃત ઉષાહરણ (૧૯૩૭)
મતિસારકૃત કર્પૂરમંજરી (૧૯૪૧)
સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય (૧૯૪૮)
નેમિચન્દ્રકૃત ષષ્ટિશતક—ત્રણ બાલાવબોધો સાથે (છપાય છે)

**અનુવાદ**

સંઘદાસગણિકૃત વસુદેવ-હિંડી : પ્રથમ ખંડ (૧૯૪૬)
ભારતીય આર્યભાષા અને હિંદી (છપાય છે)

# પ્રકાશકનું નિવેદન

ઈ. સ. ૧૯૪૦ ના સપ્ટેમ્બર માસથી ગુજરાતી સાહિત્ય પરિષદની ગ્રન્થાવલિનું પ્રકાશનકાર્ય ભારતીય વિદ્યાભવન મારફત કરાવવાનો પરિષદના અધિકારીમંડળે નિર્ણય કર્યો. ત્યાર પછીનાં આઠ વર્ષોમાં ભારતીય વિદ્યાભવન મારફત પરિષદગ્રન્થાવલિનાં કેટલાંક પુસ્તકો પ્રકાશિત થયાં છે. પરિષદ તરફથી મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનું પ્રકાશન પણ ઉપલબ્ધ હસ્તપ્રતોના આધારે કરવાનું નક્કી થયું. તેમાં પ્રેમાનન્દગ્રન્થાવલિનું પ્રકાશન ચાલુ છે. શ્રીમન્ત ગાયકવાડ સરકારના સૌજન્યથી તેમ તેમની કીમતી મદદથી આ કાર્યને વેગ મળ્યો છે, અને શામળગ્રન્થાવલિનું પ્રકાશન પણ હાથમાં લેવામાં આવ્યું છે.

પરિષદના બાળસાહિત્યભંડોળમાંથી, અધ્યાપક ભોગીલાલ સાંડેસરાએ કરેલો મૂળ સંસ્કૃત પંચતંત્રનો આ નવીન અને શાસ્ત્રીય અનુવાદ જનતા સમક્ષ રજૂ કરતાં અમને આનન્દ થાય છે. આ જ ભંડોળમાંથી હવે પછી બીજા ગ્રન્થો પ્રકાશન માટે તરત જ હાથમાં લેવાની ઉમેદ છે.

પ્રસ્તાવના અને ટિપ્પણો સાથે પંચતંત્રનો આ અનુવાદ લગભગ પોણાસાતસો પૃષ્ઠોનો થયો છે. પ્રસ્તુત પ્રકાશનની કિંમત છપાઈ, કાગળ વગેરેની મોંઘવારી ધ્યાનમાં લઈને પુસ્તકના કદને અનુરૂપ રાખવી પડી છે.

આ ગ્રન્થ પ્રકટ કરવામાં જેઓએ એક કે બીજા પ્રકારે જે કંઈ સાહાય્ય કરી છે તે માટે તે સર્વનો અહીં અમે આભાર માનીએ છીએ.

જયન્તકૃષ્ણ હ. દવે
મહામાત્ર,
ભારતીય વિદ્યાભવન

# પુરોવચન

સાહિત્ય પરિષદ તરફથી બાલસાહિત્ય પ્રકાશિત કરવાનો પ્રશ્ન હાથ પર આવતાં, વિચાર થયો કે જુદા જુદા બાલસાહિત્ય-લેખકો પાસે આવું સાહિત્ય લખાવી પ્રસિદ્ધ કરવા કરતાં, બીજી ધંધાદારી પ્રકાશકસંસ્થા જે કામ હાથમાં ન લે તેવું કંઈક-જેમાંથી અનેક વાર્તાકારો બાલવાર્તા કે તેનું વસ્તુ મેળવી શકે-લઈ તેનું પ્રામાણિક ભાષાન્તર કરાવી તેનું શાસ્ત્રીય પદ્ધતિએ સંશોધન પણ કરાવવું. આવું પુસ્તક પંચતંત્ર છે, જેની દુનિયાના સાહિત્યમાં અનન્ય પ્રતિષ્ઠા છે, અને જેનાં ભાષાન્તરો પ્રાચીન કાલથી અનેક ભાષામાં થતાં આવ્યાં છે.

પંચતંત્રને વાર્તાનો આકરગ્રન્થ કહી શકાય. માનવ ડહાપણનો એ એક અદ્‌ભુત ગ્રન્થ છે. વિશ્વસાહિત્યના મહાન ગ્રન્થોની પેઠે તે સમૃદ્ધ છે તેટલો જ પ્રેરક પણ છે. જટિલ મનુષ્ય સ્વભાવનાં અનંત પાસાં, છાયા, મિશ્રછાયાનું તે નિરૂપણ કરે છે અને તેથી તે વિશ્વ-સાહિત્યનું પુસ્તક બન્યું છે. તે બોધપ્રધાન હોવા છતાં, તેની સાચી ખૂબી મનુષ્ય સ્વભાવ ઉપર તે પ્રકાશ પાડે છે તે છે. એમાંની હરકોઈ વાર્તા અમુક પ્રસંગ ઉપરની અને અમુક કથયિતવ્ય માટેની હોવા છતાં તેમાં વ્યક્ત થતા માનવ જીવનને લીધે તે સ્વતંત્ર વાર્તા કે ટુચકો પણ સાથે સાથે બની રહે છે. અને અમુક વ્યાવહારિક ડહાપણની વાત કરતી વખતે પણ તે વારંવાર તેની બન્ને બાજુની અતિશયતા પણ બતાવે છે—વસ્તુની અનેક બાજુ બતાવે છે. તે વ્યવહારનાં સૂત્રો આપે છે એમ કહેવા કરતાં એમ કહેવું જોઈએ કે કયે વખતે કયું સૂત્ર લાગુ કરવું તેનો નિર્ણય કરવાને યોગ્ય અનુભવ અને ડહા-પણ આપે છે. આ પ્રમાણે તે માનવ ડહાપણનો એક અદ્વિતીય ગ્રન્થ છે, અને માટે તે આખી માનવજાતનો આદર પામ્યો છે. આની મદદથી

અનેક લેખકો આમાંની તેમ જ સ્વતંત્ર બાલવાર્તાઓ લખી શકશે, એટલું જ નહિ, માબાપો પણ આ વાંચીને બાળકોને વાર્તા કહેશે તો તેમના ઘરમાં કદી વાર્તાની ખોટ નહિ પડે, અને તેમનાં બાળકો કદી વાર્તા-ભૂખ્યાં નહિ રહે.

કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે પ્રો. ભોગીલાલ સાંડેસરાને હાથે આ પુસ્તકને પૂર્ણ ન્યાય મળ્યો છે. ભાષાન્તર સાધારણ ભણેલ પણ વાંચીને સમજી શકે એવું થયું છે, અને વિદ્વાનો પણ આદર કરે એવી વિદ્વત્તા એના સંપાદનમાં, ટિપ્પણોમાં અને એના ઉપોદ્ઘાતમાં આવતી ચર્ચામાં રહેલી છે. તેમણે ઉપલબ્ધ એટલાં બધાં પંચતંત્રોની વાર્તાઓ આમાં સંગ્રહી છે. પાઠ નક્કી કરવામાં એક પ્રાચીન સંશોધકની કુશળતા દર્શાવી છે, પંચતંત્રની પરંપરાનો ઇતિહાસ એક પુરાતત્ત્વ-વિદની રીતે આલેખ્યો છે અને એક વિવેચકની દૃષ્ટિએ પંચતંત્રનું સાહિત્યિક મહત્ત્વ દર્શાવ્યું છે. હિન્દમાં સંસ્કૃતમાંથી વ્યુત્પન્ન થતી ભાષાઓમાં, આટલી શાસ્ત્રીય અને વિશાલ દૃષ્ટિથી પંચતંત્રનું આ પહેલું જ સંપાદન થાય છે.

આ પુસ્તક સર્વ લોકને ઉપયોગી થશે અને સર્વનો આદર પામશે એવી આશા છે.

૨-૧૨-૪૮ રામનારાયણ વિ. પાઠક

સામાન્ય સંપાદક : સાહિત્યપરિષદ ગ્રન્થાવલિ

# પ્રાસ્તાવિક

શ્રી. રામનારાયણભાઈએ ગૂજરાતી સાહિત્ય પરિષદ તરફથી 'પંચતંત્ર'નો અનુવાદ કરવાનું સૂચન મને કર્યું ત્યારે એ કથાગ્રન્થનો શાસ્ત્રીય અનુવાદ, આવશ્યક હોય ત્યાં પાઠાન્તર આદિની ચર્ચા તથા એ વિષયના અભ્યાસલેખરૂપ એક ઉપોદ્ઘાત – એટલી વસ્તુઓ મારી પાસેથી અપેક્ષિત હતી. પરન્તુ જેમ જેમ એ વિષયમાં હું ઊંડો ઊતરતો ગયો તેમ તેમ એની ગંભીરતા તેમ જ વ્યાપકતા મને સમજાઈ, અને આખીયે વસ્તુને બને તેટલી સર્વગ્રાહી રીતે અને વિશદતાથી રજૂ કરવા માટે હું પ્રયત્નશીલ બન્યો. મૂલ 'પંચતંત્ર' આજે વિદ્યમાન નથી, આજે જે છે તે તો એની વિવિધ પાઠપરંપરાઓ (Versions) માત્ર છે; આજે દેશપરદેશમાં જેને સામાન્ય રીતે 'પંચતંત્ર' નામથી ઓળખવામાં આવે છે તે મૂલ 'પંચતંત્ર'ની પશ્ચિમ ભારતીય પાઠપરંપરા છે, એટલે 'પંચતંત્ર'ના વિષયને સમગ્ર દૃષ્ટિએ અવલોકવા માટે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ઉપરાંત 'પંચતંત્ર'ની બીજી પ્રાચીન પાઠપરંપરાઓ પણ તુલનાત્મક દૃષ્ટિએ તપાસવાનું અને તેમની વચ્ચેના ભેદપ્રભેદો નોંધવાનું આવશ્યક બન્યું. વિદ્યમાન પ્રાચીન પાઠપરંપરાઓ ઉપરથી ડૉ. એજર્ટને મૂલ 'પંચતંત્ર'નું પુનર્ઘટન અથવા પુનઃકલ્પન (Reconstruction) કરવાનો પ્રયાસ કર્યો છે એનો વિચાર પણ એ સાથે કરવાનું જરૂરી લાગ્યું. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' સિવાયની અન્ય પ્રાચીન પાઠપરંપરાઓમાં જે વધારાની કથાઓ હોય તેમનો અનુવાદ પણ, 'પંચતંત્ર'ની વાર્તાઓમાંની તમામ વાર્તાઓનો વિચાર એક સાથે થઈ શકે એ દૃષ્ટિએ, આપવાનું ઉપયોગી જણાયું. કાર્યનો વિસ્તાર એ રીતે વધ્યો.

એટલે 'પંચતંત્ર'ની પ્રાચીન પાઠપરંપરાઓમાં આવતી તમામ વાર્તાઓનો સમાવેશ આ ગ્રન્થમાં કર્યો છે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ને સામાન્ય રીતે સર્વત્ર 'પંચતંત્ર' તરીકે ઓળખવામાં આવે

છે – 'પંચતંત્ર'ની એ જ સૌથી પ્રસિદ્ધ પાઠપરંપરા છે, એટલે ગ્રન્થના પહેલા વિભાગમાં પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો સાદ્યન્ત અનુવાદ આપ્યો છે; એ સિવાયની પ્રાચીન પાઠપરંપરાઓમાં જે વધારાની કથાઓ મળે છે તે સર્વે આ ગ્રન્થના બીજા વિભાગમાં – 'વધારાની કથાઓ'મા આપવામાં આવી છે.

પહેલા વિભાગમાં પ્રત્યેક કથા સાથેના ટિપ્પણમાં એ કથા અન્ય પ્રાચીન પાઠપરંપરાઓમાં તથા પુનર્ઘટિત 'પંચતંત્ર'માં છે કે કેમ, અને હોય તો કયે સ્થળે એ દર્શાવ્યું છે, તથા વિભિન્ન પાઠ-પરંપરાઓમાની એક જ કથામાં માલૂમ પડતા લક્ષ્યયોગ્ય ભેદો નોંધ્યા છે અને કથાના પૂર્વાપરસંબંધમાં કંઈ તફાવત હોય તો તે પણ જણાવ્યો છે. આ સિવાય પણ વિષયની સ્પષ્ટતાની દૃષ્ટિએ જ્યાં આવશ્યક જણાયું ત્યાં ટિપ્પણો આપ્યાં છે. 'પંચતંત્ર' એક સરલ ગ્રન્થ છે, પણ અત્યંત વ્યાપક પ્રચાર પામ્યો હોવાને કારણે એમાં કેટલેક સ્થળે અકલ્પ્ય અશુદ્ધિઓ અને પાઠભ્રષ્ટતાઓ ઘૂસી ગયેલી છે. જ્યા મારું ધ્યાન ખેંચાયું ત્યાં આવાં સ્થાનોનું પાઠશોધન કરવાનો પ્રયાસ મેં કર્યો છે. એ માટે, સં. ૧૨૫૫ જેટલા જૂના સમયમાં 'પંચતંત્ર'ના ભ્રષ્ટ પાઠોનું પોતાની રીતે શોધન કરનાર પૂર્ણભદ્ર મુનિના 'પંચાખ્યાન'ના આધાર મેં લીધો છે, પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની વિવિધ વાચનાઓ તથા સંસ્કરણોમાના પાઠોની તુલના કરી છે, અને પાટણના શ્રી હેમચન્દ્રાચાર્ય જ્ઞાનમન્દિરમાંની એક સં. ૧૪૭૫ ની તથા એક લખ્યા સાલ વિનાની હસ્તલિખિત પ્રતનો તેમ જ પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ પાસેની સં. ૧૫૩૨ની એક હસ્તલિખિત પ્રતનો પણ ઉપયોગ કર્યો છે. પરિણામે ઘણાં સ્થળોએ શુદ્ધતર અને સુસંગત અર્થો કરી શકાયા છે એમ મને લાગે છે.

બીજા વિભાગમાં – 'વધારાની કથાઓ'માં પણ આ જ સર્વ-સામાન્ય પદ્ધતિને હું અનુસર્યો છું પ્રત્યેક વાર્તાના શીર્ષક સાથે કઈ પાઠપરંપરામાંથી તે લેવામાં આવી તે જણાવ્યું છે, એ સાથે

ટિપ્પણમાં જે તે કથાનો પૂર્વાપરસન્દર્ભ આપ્યો છે તથા બીજી કોઈ પાઠપરંપરામાં તે મળતી હોય તો તેનો પણ નિર્દેશ કર્યો છે.

મૂળ ગ્રન્થમાં ગદ્યભાગની વચ્ચે આવતા શ્લોકો – સુભાષિતોની સંખ્યા સેંકડોની છે, એટલે એ સર્વનો અનુવાદ પદ્યમાં નહિ કરતાં ગદ્યમાં કર્યો છે, અને પ્રત્યેક શ્લોકના અનુક્રમાંકનો તેના ગદ્યાનુવાદની સાથે નિર્દેશ કર્યો છે.

આ પુસ્તકના પહેલા વિભાગમાંનો પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો અનુવાદ, એ પાઠપરંપરાના અ વાચના પ્રમાણેનો એટલે કે બોમ્બે સંસ્કૃત સિરીઝના સંસ્કરણનો છે. અનુવાદમાં, ટિપ્પણોમાં તથા 'વધારાની કથાઓ'માં જે પાઠપરંપરાઓ તથા તેમનાં જે સંસ્કરણોનો ઉપયોગ કર્યો છે તે નીચે પ્રમાણે છેઃ

૧. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર':

(૧) અ વાચના: ૧ લું તંત્ર, સંપાદક ડૉ. કિલહોર્ન (બોમ્બે સંસ્કૃત સિરીઝ, નં. ૪) ચોથી આવૃત્તિ મુંબઈ, ૧૮૮૨. ૨ જું અને ૩ જું તંત્ર સંપાદક ડૉ. બ્યુલર (બોમ્બે સંસ્કૃત સિરીઝ, નં ૩), બીજી આવૃત્તિ, મુંબઈ ૧૮૮૧. ૪ થું અને ૫ મું તંત્ર, સંપાદક ડૉ. બ્યુલર (બોમ્બે સંસ્કૃત સિરીઝ, નં ૧), બીજી આવૃત્તિ, મુંબઈ, ૧૮૮૧.

(૨) બ વાચના: સંપાદક કાશીનાથ પાંડુરંગ પરબ અને વાસુદેવ લક્ષ્મણ શાસ્ત્રી પણશીકર (નિર્ણયસાગર પ્રેસનું સંસ્કરણ), આઠમી આવૃત્તિ, મુંબઈ, ૧૯૩૬.

(૩) મિશ્ર વાચના: ૧ લું તંત્ર મુંબઈ, ૧૯૧૧. ૨ જું અને ૩ જું તંત્ર, મુંબઈ, ૧૯૧૨. ૪ થું અને ૫ મું તંત્ર, મુંબઈ, ૧૯૧૨. ત્રણે પુસ્તકોના સંપાદક એમ. આર. કાળે (કાળેની વાચના).

૨. તંત્રાખ્યાયિકા, સંપાદક ડૉ. જોહાનિસ હર્ટલ (હાર્વર્ડ ઓરિયેન્ટલ સિરીઝ, નં. ૧૪), કેમ્બ્રિજ, મેસાચુસેટ્સ, ૧૯૧૫.

૩. પૂર્ણભદ્રનું પંચાખ્યાન, સંપાદક ડૉ. જોહાનિસ હર્ટલ (હાર્વર્ડ ઓરિયેન્ટલ સિરીઝ, નં. ૧૧), કેમ્બ્રિજ, મેસાચુસેટ્સ, ૧૯૦૮.

૪ દક્ષિણ ભારતીય પંચતંત્ર (Das Sudliche Panchatantra), સંપાદક ડૉ. જોહાનિસ હર્ટલ, લીપઝિગ, ૧૯૦૬.

૫. નેપાલી પંચતંત્ર, સંપાદક ડૉ જોહાનિસ હર્ટલ. પહેલાં ત્રણ તંત્ર દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'ના પરિશિષ્ટમાં તથા બાકીનાં બે તંત્ર 'તંત્રાખ્યાયિકા'ની ઈ. સ. ૧૯૦૬ માં બર્લીનમાં પ્રસિદ્ધ થયેલી આવૃત્તિમાં છપાયેલાં છે. 'તંત્રાખ્યાયિકા'ની બર્લીનની આવૃત્તિ મને જોવા મળી નથી.

૬ હિતોપદેશ, સંપાદક એમ. આર. કાળે, ત્રીજી આવૃત્તિ, મુંબઈ, ૧૯૧૦.

૭ કથાસરિત્સાગર (–અંતર્ગત પંચતંત્ર), સંપાદક પંડિત દુર્ગાપ્રસાદ અને કાશીનાથ પાંડુરંગ પરબ, ચોથી આવૃત્તિ, મુંબઈ, ૧૯૩૦.*

---

* 'કથાસરિત્સાગર'ની આ આવૃત્તિમાં કથાના સળંગ અંકો નથી, આથી 'વધારાની કથાઓ'માં અને ટિપ્પણોમાં અભ્યાસની સરલતા ખાતર એ આવૃત્તિનાં પૃષ્ઠ ઉપરાંત 'કથાસરિત્સાગર'ના ટૉની અને પેન્ઝરકૃત અંગ્રેજી અનુવાદ—Ocean of storyમાંના કથાંકો નોંધ્યા છે. અર્થાત્ 'કથાસરિત્સાગર'ની બાબતમાં પૃષ્ઠાંકો મુંબઈની સંસ્કૃત વાચનાના અને કથાંકો અંગ્રેજી અનુવાદના સમજવા.

'કથાસરિત્સાગર'ના 'શક્તિયશા લંબક'માં 'પંચતંત્ર'ની પહેલી વાર્તા-સિંહ અને બળદ' કથાંક ૮૪ થી શરૂ થાય છે, અને ખરેખર 'પંચતંત્ર'ની કહી શકાય એવી છેલ્લી વાર્તા—'બ્રાહ્મણ અને નોળિયો'નો કથાંક ૧૪૦ છે. આમ 'પંચતંત્ર'ની 'કથાસરિત્સાગર'માંની પાઠપરંપરા કથાંક ૮૪ થી ૧૪૦ સુધીમાં વિસ્તરેલી છે, એથી પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં નથી એવી જે વાર્તાઓ કથાંક ૮૪ થી ૧૪૦ સુધીમાં મળે છે તે બધી આ ગ્રન્થના બીજા વિભાગમાં અનૂદિત કરેલી છે, જેમાં સંખ્યાબંધ 'મુગ્ધકથાઓ'-અડવાની વાતોનો પણ સમાવેશ થાય છે. કથાંક ૧૪૦ પછી પણ 'કથાસરિત્સાગર'માં કેટલીક મુગ્ધકથાઓ આવે છે ખરી.

૮. બૃહત્કથામંજરી (–અંતર્ગત પંચતંત્ર), સંપાદક મહામહોપાધ્યાય પંડિત શિવદત્ત અને કાશીનાથ પાંડુરંગ પરબ, બીજી આવૃત્તિ, મુંબઈ, ૧૯૩૧.

૯. પુનર્ઘટિત પંચતંત્ર (Panchatantra Reconstructed), સંપાદક ફ્રેન્કલીન એજર્ટન, (અમેરિકન ઓરિયેન્ટલ સિરીઝ, નં. ૨–૩), ન્યુ હેવન, ૧૯૨૪.

પુનર્ઘટિત 'પંચતંત્ર'ને બાજુએ મૂકીએ તો, મૂલ 'પંચતંત્ર'ની આ પ્રાચીન, મૌલિક પાઠપરંપરાઓ છે. એમાં 'તંત્રાખ્યાયિકા' અને દક્ષિણ ભારતીય 'પંચતંત્ર' એ સૌથી પ્રાચીન છે, અને પૂર્ણભદ્રનું 'પંચાખ્યાન' તુલનાએ સૌથી અર્વાચીન સં. ૧૨૫૫) છે. 'પંચતંત્ર'નાં ટિપ્પણોનો વિષય આ મૌલિક પાઠપરંપરાઓ પૂરતો જ મર્યાદિત કર્યો છે. પછીના સમયમાં સંસ્કૃતમાં તેમ જ અનેક પ્રાદેશિક ભાષાઓમાં રચાયેલી અનુવાદાત્મક પાઠપરંપરાઓની સંખ્યા ઘણી મોટી છે, એટલું જ નહિ પણ હિન્દના તેમ જ જગતના લોકસાહિત્યમાં યે 'પંચતંત્ર'ની વાર્તાઓ એક અથવા બીજા સ્વરૂપે પ્રસરેલી છે, પરન્તુ સમય તેમ જ વિષયવિસ્તાર એ બન્ને કારણોએ એ બધી બાબતોની ચર્ચા કરવાનું અહીં શક્ય નહોતું. વસ્તુને ઐતિહાસિક દૃષ્ટિએ સમજવામાં સહાયભૂત થાય તેટલે અંશે અનુવાદાત્મક પાઠપરંપરાઓનો પરિચય ઉપોદ્ઘાતમાં આપ્યો છે. તુલનાત્મક લોકસાહિત્યનો એ વિષય હોઈ એને પૂરો ન્યાય આપવા માટે એક જુદા ગ્રન્થની આવશ્યકતા રહે છે.

વળી 'પંચતંત્ર'ના છઠ્ઠી સદીમાં થયેલા પહેલવી અનુવાદ ઉપરથી થયેલા અરબી અને જૂના સિરિયાઈ અનુવાદોમાં પણ આ ગ્રન્થની એક અતિપ્રાચીન પાઠપરંપરા આપણને જોવા મળે છે, પરન્તુ એનો અભ્યાસ મુસ્લિમ જગતમાં અને યુરોપમાં થયેલા 'પંચતંત્ર'ના વંશવિસ્તાર સાથે ગાઢ રીતે સંકળાયેલો હોઈ, એક તદ્દન સ્વતંત્ર અભ્યાસવિષય જેટલું મહત્ત્વ ધરાવે છે; એટલે ટિપ્પણોમાં તેમ

વિચાર કર્યો નથી; મુખ્યત્વે 'પંચતંત્ર'ની ઉપર્યુક્ત પ્રાચીન, સંસ્કૃત પાઠપરંપરાઓને અનુલક્ષીને તુલના કરી છે.

આપણા અનેક પ્રાચીન સાહિત્યગ્રન્થોની જેમ 'પંચતંત્ર'માં પણ મુખ્ય વાર્તામાં પેટાવાર્તા, અને તેમાં યે આડકથા એવું ચક્ર ચાલે છે, અને એ કારણે કેટલીક વાર સામાન્ય વાચકને માટે મૂળ વાર્તાનો દોર પકડવાનું મુશ્કેલ બની જાય છે. આ મુશ્કેલી શક્ય તેટલા પ્રમાણમાં દૂર કરવાનો પ્રયત્ન પણ અનુવાદમાં કર્યો છે. પ્રત્યેક તંત્રની મુખ્ય કથા ચાલુ કરતાં મોટા (સવાઈ) ટાઈપમાં છાપી છે, એની પેટાકથા ચાલુ (પાઈકા) ટાઈપમાં લીધી છે, એ પેટાકથાની પેટાવાર્તા ચાલુ ટાઈપમાં લેવા ઉપરાંત એની ડાબી બાજૂએ સૂચક ચિહ્ન તરીકે કાંગરીવાળી લીટી ઊભી મૂકી છે, આવી પેટાવાર્તાની આડવાર્તા સૂચવવા માટે ડાબી બાજૂએ કાંગરીવાળી બે લીટી મૂકી છે, અને એ આડવાર્તાનીયે પેટા–આડવાર્તા બતાવવા માટે કાંગરી-વાળી બે લીટી ચાલુ રાખવા ઉપરાંત કંપેઝનું માપ સહેજ સાંકડું બનાવ્યું છે. ગ્રન્થના બીજા વિભાગમાં – 'વધારાની કથાઓ'માં મુખ્ય કથાઓનો તો પ્રશ્ન જ નથી, પણ એ સિવાય ત્યાં પણ ઉપર્યુક્ત યોજનાનું અનુસરણ કર્યું છે. આશા છે કે એથી વાચકની દૃષ્ટિથી કંઈક સરળતા થશે.

'પંચતંત્ર'ના બહિરંગ તથા અંતરંગનું પરીક્ષણ કરતો એક અભ્યાસલેખ – 'ઉપોદ્‌ઘાત' પુસ્તકની સાથે જોડ્યો છે. પુસ્તકને અંતે બે પરિશિષ્ટો આપ્યાં છે. એમાંના એકમાં 'પંચતંત્ર' અને પાલિ 'જાતક'ની સમાન કથાઓની સંક્ષિપ્ત તુલના કરી છે અને બીજામાં પુનર્ઘટિત 'પંચતંત્ર'નો કથાનુક્રમ આપ્યો છે. આ બન્ને પરિશિષ્ટો તુલનાત્મક અભ્યાસની દૃષ્ટિએ ઉપયોગી થશે એમ માનું છું.

આ કાર્યમાં મને અનેક સજ્જનો તરફથી સહાય મળી છે. સૌ પહેલાં તો આ કાર્ય આગ્રહપૂર્વક મારા હાથમાં લેવડાવનાર શ્રી. યશવંત શુક્લનો મારે આભાર માનવો જોઈએ. તેમના તરફથી

તેમ જ શ્રી. રામનારાયણ વિ. પાઠક, શ્રી. રસિકલાલ છો. પરીખ, શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી અને શ્રી. નગીનદાસ પારેખ એ વિદ્વાનો તરફથી વખતોવખત કીમતી સૂચનો મળ્યાં હતાં. શ્રી. શાસ્ત્રીજીએ તો પુસ્તકના મુદ્રણને લગતી વ્યવસ્થામાં પણ ખૂબ સહાય કરી હતી. એ સિવાય પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી, ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટના ક્યૂરેટર શ્રી. પરશુરામ ગોડે, વડોદરાના પ્રાચ્ય વિદ્યામન્દિરના પંડિત શ્રી. લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી, મુનિશ્રી રમણિકવિજયજી, મુનિશ્રી જશવિજયજી, મુનિશ્રી કાન્તિવિજયજી તથા બીકાનેરવાળા શ્રી. અગરચંદ નાહટાએ આ કાર્યમાં મારે જોઈતી હસ્તલિખિત પ્રતોનો ઉપયોગ કરવા માટે અનેક પ્રકારની સરળતા કરી આપી હતી. સૌથી છેલ્લે, ઔપચારિક લાગે તો પણ મારા નાના ભાઈ ચિ. ઉપેન્દ્રનો મારે આભાર માનવો જોઈએ. આ કાર્યની યોજના વિષે તેમ જ 'પંચતંત્ર'ના વિષય પરત્વે અમે કલાકો સુધી ચર્ચા કરી છે. 'મહાભારત'ના પોતાના દીર્ઘકાળના અભ્યાસમાંથી મારે માટે જરૂરી નોંધો તેમ જ બીજી સહાય તેમણે કરી હતી, અને પરિણામે મારો કેટલોક શ્રમ સ્વાભાવિક રીતે જ હળવો થયો હતો.

ઉપોદ્ઘાતના બીજા અને ત્રીજા વિભાગના લેખનમાં એગર્ટનના પુનર્ઘટિત 'પંચતંત્ર'ની પ્રસ્તાવનામાંથી મને વિશિષ્ટ સહાય મળી હતી. બીજા એક પૂર્વસૂરિ હર્ટલનો 'પંચતંત્ર' વિષેનો જર્મન ગ્રન્થ Das Panchatantra, જર્મન ભાષાના અજ્ઞાનને કારણે હું જોઈ શક્યો નથી એનો મને અફસોસ છે.

અંતમાં, આ પુસ્તક દ્વારા ભારતીય સાહિત્યની એક પ્રેરણાદાયી કૃતિની તમામ પ્રાચીન પાઠપરંપરાઓની કથાઓ એને લગતી અભ્યાસસામગ્રી સહિત પહેલી વાર સુલભ બને છે. જુદી જુદી કોટિના વાચકો અને અભ્યાસીઓને તે જુદી જુદી રીતે રસપ્રદ અને ઉપયોગી થશે એવી મને આશા છે.

અમદાવાદ
તા. ૨ ડિસેમ્બર ૧૯૪૮

ભોગીલાલ જ. સાંડેસરા

# અનુક્રમ

## પંચતંત્ર

### વિભાગ ૧ લો : પશ્ચિમ ભારતીય પંચતંત્ર (પૃ. ૨–૩૭૫)

## વિભાગ ૨ જો : પંચતંત્રની અન્ય પ્રાચીન પાઠપરંપરાઓ-માંની વધારાની કથાઓ ( પૃ. ૩૭૭-૪૯૭ )

# ઉપોદ્‌ઘાત

'પંચતંત્ર' એ દુનિયાદારીના ડહાપણનો ઉપદેશ આપતો સુપ્રસિદ્ધ સંસ્કૃત ગ્રન્થ છે. કિશોર રાજકુમારો કે ક્ષત્રિયકુમારોને રાજનીતિશાસ્ત્રનું શિક્ષણ આપવાનો પણ તેનો ઉદ્દેશ હોવાને કારણે એ ઉપદેશને સરલ અને હૃદ્ય બનાવવા માટે તેમાં નીતિકથાઓ(Fables)નું આલંબન સ્વીકારવામાં આવ્યું છે. એ નીતિકથાઓ પ્રાચીન ભારતના લોકસાહિત્યમાંથી લેવામાં આવે એ તો સહજ સમજી શકાય એમ છે. આમ એક તરફથી 'પંચતંત્ર' એ ભારતીય રાજનીતિ અને સામાન્ય નીતિનું નિરૂપણ કરતી એક સરલ લોકભોગ્ય રચનારૂપે દેખાય છે, તો બીજી તરફથી પ્રાચીન ભારતના સમાજ અને લોકમાનસનો પરિચય કરાવતા તથા માનવની સાદી સમજને ડગલે ને પગલે સ્પર્શ કરીને તેની બુદ્ધિને એક વિશિષ્ટ ચેતના અર્પતા અત્યુત્તમ કથાસંગ્રહરૂપે દેખાય છે.

ભારતીય સાહિત્યનો કોઈ પણ ગ્રન્થ વ્યાપક અર્થમાં વિશ્વસાહિત્યનો બન્યો હોય તો તે 'પંચતંત્ર' છે. જગતભરની લગભગ ૬૦ ભાષાઓમાં તેનાં બધાં થઈને ૨૦૦ કરતાંયે વધારે ભાષાન્તરો અને રૂપાન્તરો થયાં છે, અને એમાંની ત્રણચતુર્થાંશ કરતાં વધારે ભાષાઓ તો હિન્દ બહારની છે. પશ્ચિમે આઇસલેન્ડથી માંડી પૂર્વે જાવા, બાલી અને ફિલિપાઇન સુધી જૂની દુનિયાના તમામ દેશોની ભાષાઓમાં 'પંચતંત્ર' એક અથવા બીજા સ્વરૂપે સ્થાન પામેલું છે. ધર્મગ્રન્થ નહિ એવા કોઈ પણ બીજા પુસ્તકનો આટલો પ્રચાર અને વંશવિસ્તાર થયાનું ઉદાહરણ વિશ્વસાહિત્યના ઇતિહાસમાં મળવું મુશ્કેલ છે.

[ ૧ ]

## મૂલ 'પંચતંત્ર' : તેનો સમય અને કર્તા

ઈ. સ. ૫૫૦ ના અરસામાં ઈરાનના રાજા ખુશરૂ નૌશીરવાંની સૂચનાથી 'પંચતંત્ર'નું સંસ્કૃતમાંથી પહેલવી ભાષાન્તર કરવામાં આવ્યું હતું, એટલે 'પંચતંત્ર'ની રચના ઈસવી સનના છઠ્ઠા સૈકા પૂર્વે થયેલી છે એ તો નિશ્ચિત છે. પરન્તુ મૂલ 'પંચતંત્ર' ઘણા સૈકાઓ થયાં નષ્ટ થઈ ગયું છે; આજે જે મળે છે એ તો મૂલ 'પંચતંત્ર'ની કેવળ વિભિન્ન પાઠપરંપરાઓ (Versions) છે. 'પંચતંત્ર'ની અત્યારે પ્રાપ્ત થતી જુદી જુદી પ્રાચીન પાઠપરંપરાઓની સૂક્ષ્મ તુલના કરીને મૂલ 'પંચતંત્ર'નું શબ્દશઃ પુનઃકલ્પન કે પુનર્ઘટન (Reconstruction) કરવાનો પ્રયાસ યેલ યુનિવર્સિટીવાળા ડૉ. ઍગર્ટને કર્યો છે.

મૂલ 'પંચતંત્ર'ના સમયની ઉત્તરમર્યાદા તો આમ નિશ્ચિત છે. એની પૂર્વમર્યાદા પણ નિશ્ચિત થઈ શકે એમ છે. પુનર્ઘટિત 'પંચતંત્ર' (જેને મૂલ 'પંચતંત્ર'ને શબ્દશઃ વધુમાં વધુ મળતી આવતી કૃતિ તરીકે સ્વીકારવામાં વાંધો નથી) 'મહાભારત'થી સુપરિચિત છે; વળી ગ્રીકો-રામન મૂળનો 'દીનાર' (લૅટિન Denarius) શબ્દ પણ તેમાં (૧-૧૩ માં 'ધર્મબુદ્ધિ અને દુષ્ટબુદ્ધિ'ની કથામાં તથા ૫-૨ માં 'ભિક્ષુઓનાં માથાં ફોડનાર વાળંદ'ની કથામાં) મળે છે, એથી તે ઈસવી સનની બીજી સદી પૂર્વેની રચના ભાગ્યે જ હોઈ શકે. આમ મૂલ 'પંચતંત્ર'ની રચના ઈ. સ. ૧૦૦ અને ઈ. સ. ૫૦૦ વચ્ચેની હોવી જોઈએ.

### મૂલ 'પંચતંત્ર'નો કર્તા

ભારતીય સાહિત્યની બીજી અનેક વિખ્યાત રચનાઓની બાબતમાં બન્યું છે તેમ, 'પંચતંત્ર'નો કર્તા પણ અજ્ઞાતનામા છે.

મૂર્ખ રાજકુમારોને ઉપદેશ આપી નીતિશાસ્ત્રવિદ્ બનાવનાર બ્રાહ્મણનું નામ 'કથામુખ'માં વિષ્ણુશર્મા આપ્યું છે, તેથી 'પંચતંત્ર'નો કર્તા વિષ્ણુશર્મા છે એવી માન્યતા લગભગ સર્વત્ર વ્યાપેલી છે, પરન્તુ ખરું જોતાં તે નિરાધાર છે. પોતાની જ રચનામાં કર્તા એક કથાના પાત્ર તરીકે પ્રકટ રીતે પોતાનો ઉલ્લેખ કરે એમ માનવાનું કંઈ કારણ નથી, અને વિષ્ણુશર્માનું નામ પણ 'પંચતંત્ર'માં આવતાં અન્ય પાત્રોનાં નામ જેટલું જ કલ્પિત હોય એવો પૂરો સંભવ છે.

ઘડીભર માની લઈએ કે વિષ્ણુશર્મા એ મૂલ 'પંચતંત્ર'ના કર્તાનું સાચેસાચ નામ છે, તો પણ એથી કૃતિ કે કર્તા ઉપર વધુ પ્રકાશ પડતો નથી, કેમકે એ વ્યક્તિ વિશે કંઈ પણ વિશેષ જાણવામાં આવતું નથી. કેટલાકનું વલણ વિષ્ણુશર્મા તે 'અર્થશાસ્ત્ર'નો કર્તા વિષ્ણુગુપ્ત ચાણક્ય એમ માનવાનું છે, પરન્તુ એ બરાબર નથી. અલબત્ત, 'પંચતંત્ર' એ એક કથાસંગ્રહ હોવા છતાં છેવટે તો નીતિનો ગ્રન્થ છે, એટલે તેનો કર્તા 'અર્થશાસ્ત્ર'થી સુપરિચિત હોય એ સ્વાભાવિક છે, પરન્તુ 'પંચતંત્ર'ની પ્રસન્ન, સરલ અને નિરાડંબરી શૈલી તથા 'અર્થશાસ્ત્ર'ની ક્લિષ્ટ, સૂત્રાત્મક અને અર્થના ભારથી લચકાઈ જતી શૈલી વચ્ચે એટલો મૂલગામી ભેદ છે કે એ બન્ને કૃતિઓ એક જ કર્તાની હોય એ માની શકાય નહિ. મૂલ 'પંચતંત્ર'નો કર્તા બૌદ્ધ કે જૈન નહિ, પરન્તુ બ્રાહ્મણ હતો એટલું જ વધુમાં વધુ કહી શકાય.

## મૂલ 'પંચતંત્ર'નું રચનાસ્થાન

'પંચતંત્ર'ની રચના ભારતના કયા પ્રદેશમાં થઈ હશે એ વિષયમાં પણ કશું નિશ્ચયપૂર્વક કહી શકાય એમ નથી. દક્ષિણ જનપદમાં આવેલા મહિલારોપ્ય નગરના રાજા અમરશક્તિના કુમારોને આ કથાઓ વિષ્ણુશર્માએ સંભળાવી હોવાનું 'કથામુખ'માં કહ્યું છે. વળી મૂલ 'પંચતંત્ર'ના પહેલા અને બીજા તંત્રના પ્રારંભમાં પણ

મહિલારોપ્ય નગરનો ઉલ્લેખ આવે છે, એ ઉપરથી કેટલાક વિદ્વાનો 'પંચતંત્ર'ની રચના દક્ષિણ ભારતમાં થઈ હોવાનું સૂચન કરે છે, પરન્તુ એ માટે હજી બલવત્તર પ્રમાણોની અપેક્ષા રહે છે. મૂલ 'પંચતંત્ર'નું રચનાસ્થાન કાશ્મીર હોવાનું સૂચન જર્મન વિદ્વાન ડૉ. હર્ટલે કર્યું હતું, પરન્તુ ખરું જોતાં એ માટેનો કોઈ પણ સબળ પુરાવો આપણી પાસે નથી.

[ ૨ ]

## 'પંચતંત્ર'નો દિગ્વિજય

આગળ કહ્યું તેમ, 'પંચતંત્ર'ના અવતારો દુનિયાના તમામ સુધરેલા દેશોની ભાષાઓમાં થયા છે, પરન્તુ તેનો સૌથી પહેલો અવતાર ઈસવી સનના છઠ્ઠા સૈકાની અધવચમાં પહેલવી ભાષામાં થયો, અને ત્યાંથી જ એ ચક્રવર્તી નીતિગ્રન્થનો વિપુલ પ્રચાર આરબ અને ઇસ્લામી જગતમાં તથા યુરોપમાં થયો. ઈરાનના તત્કાલીન સમ્રાટ્ ખુશરૂ નૌશીરવાંની આજ્ઞાથી તેના દરબારી એક વિદ્વાન વૈદ્ય બુર્ઝોએ એ અનુવાદ કર્યો હતો. એ પહેલવી અનુવાદ પણ આજે તો નષ્ટ થઈ ગયેલો છે, પરન્તુ તે ઉપરથી અરબીમાં થયેલા અનુવાદો અને સારોદ્ધારોમાં એ મૂળ સંસ્કૃત ગ્રન્થ પહેલવીમાં કેવી રીતે આવ્યો એનો વૃત્તાન્ત જળવાઈ રહેલો છે. ઈસવી સનની આઠમી સદીમાં એ પહેલવી અનુવાદનો અરબી અનુવાદ કરનાર ઇબ્નુલ મુકફ્ફાએ એ વૃત્તાન્ત આપ્યો છે તથા સુપ્રસિદ્ધ 'શાહનામા'ના કર્તા ફિરદૌસીએ પણ પોતાની કવિત્વમય બાનીમાં તે વર્ણવ્યો છે. ઈસવી સનની દસમી સદીમાં થઈ ગયેલા અરબી લેખકો અલ મસૂદી અને અલ નદીમે પણ એનો સારોદ્ધાર આપ્યો છે. ઈસવી સનની અગિયારમી સદીમાં થઈ ગયેલા અલ થાલીબીએ ઈરાની રાજાઓના ઇતિહાસ વિશેના પોતાના ગ્રન્થમાં વળી એ વૃત્તાન્ત અત્યંત ગંભીરતાથી તેમજ રસપૂર્વક આલેખ્યો છે, તે ઉપરથી ઈરાનમાં તેમજ આરબ દેશોમાં

'પંચતંત્ર'નો કેટલો આદર થતો હતો એની કલ્પના આવે છે. 'પંચતંત્ર'ના પહેલવી અનુવાદનો એ વૃત્તાન્ત આ પ્રમાણે છે:[1]

## 'પંચતંત્ર'નો પહેલવી અનુવાદ

નૌશીરવાં પાસે ગ્રીક, ભારતીય અને ઈરાની એમ મળીને પચાસ વૈદ્યો હતા. ઈરાની વૈદ્યોમાં સૌથી અગ્રગણ્ય તથા ગ્રન્થોના અધ્યયનમાં સૌથી વધારે સમય ગાળનાર વૈદ્ય બુર્ઝો નામે હતો. એક ગ્રન્થમાં તેણે વાંચ્યું હતું કે હિન્દમાં કોઈ પર્વત ઉપર એવી એક અદ્ભુત ઔષધિ છે, જે મરેલાંને સજીવન કરી શકે છે. આ વાતનું એ સતત મનન કર્યા કરતો હતો, અને એ ઔષધિ માટે શોધ કરીને એ પ્રાપ્ત કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. છેવટે, તેણે પોતાની ઇચ્છાની વાત નૌશીરવાને કરી, અને પોતાને હિન્દમાં જવા દઈને પોતાની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવા દેવાની રજા માગી. નૌશીરવાંએ આ માટે રજા આપી, એટલું જ નહિ, તેની મુસાફરી માટે પણ બધી સાધનસામગ્રી પૂરી પાડી. વળી નૌશીરવાંએ હિંદના રાજાને આપવા માટે તેને એક પત્ર પણ આપ્યો, જેથી તેને પોતાના કાર્યમાં સફળતા મળવાની ખાત્રી થવા લાગી. થોડા સમય પછી બુર્ઝો હિન્દની રાજધાનીમાં આવવા નીકળ્યો, અને રાજધાનીમાં આવતાં જ તેણે નૌશીરવાંનો પત્ર રાજા સમક્ષ રજૂ કર્યો. રાજાએ પણ તેનો ભાવથી સત્કાર કર્યો, અને આજ્ઞા કરી કે બુર્ઝોને તેની ઇચ્છાનુસાર કાર્ય કરવા દેવું; વળી જે પ્રદેશમાં પેલી સંજીવન ઔષધિ ઊગતી હોવાનું સાંભળવામાં આવ્યું હતું ત્યાં જઈને એ વિષે શોધ કરવાની પણ બધી અનુકૂળતા રાજાએ તેને કરી આપી.

કોઈ પ્રકારની મહેનત કે થાકની પરવા કર્યા સિવાય બુર્ઝોએ ઔષધિઓ ચૂંટવામાં, ભેગી કરવામા અને તેમનું વર્ગીકરણ તથા એકત્રીકરણ કરવામાં પોતાની જાતને એટલી બધી ઘસી નાખી કે બગદાદના લોકોની જેમ તે પણ કહી શકત કે 'અમે હવાઈ કિલ્લા બાંધવાના કાર્યમાં રચ્યાપચ્યા રહ્યા છીએ, અને હવે અમે તે પૂરું કર્યું છે.'

બુર્ઝો પુષ્કળ શોક અને નિરાશાનો અનુભવ કરવા લાગ્યો, કેમકે પોતાના ધ્યેયની પ્રાપ્તિ કર્યા સિવાય તેણે દિવસ વેડફી નાખ્યા હતા. ફરી

---

1. જુઓ *Ocean of Stories*, Vol. V ની પ્રસ્તાવનામાં સર ઇ. ડેનિસન રોસે આપેલો અલ થાલીબીનો અંગ્રેજી અનુવાદ.

વાર પોતે જ્યારે નૌશીરવાંના દરબારમાં જશે ત્યારે તેની સામે કેટલો શરમિંદો બનશે એનું ચિત્ર એની દૃષ્ટિ સમક્ષ ખડું થયું. આથી તેણે તપાસ કરી કે હિન્દમાં મોટામાં મોટો વૈદ્ય અને સૌથી વધારે વિદ્વાન પુરુષ કોણ છે; એટલે લોકોએ તેને એક અતિશય વૃદ્ધ પુરુષ બતાવ્યો. બુર્ઝો એ વૃદ્ધ પુરુષ પાસે ગયો અને પોતાનો વૃત્તાન્ત કહ્યો, અને હિન્દના પહાડો ઉપર ઊગતાં મૃતસંજીવન ઔષધો વિશે અમુક ગ્રન્થમાં પોતે વાચ્યું હતું એ વાતનો પણ ઉલ્લેખ કર્યો.

વૃદ્ધ પુરુષે તેને કહ્યું, "અહો, બુર્ઝો! તું એક વસ્તુ ભણ્યો છે, પણ બીજી વસ્તુ તારા ધ્યાન બહાર રહી છે. તું એટલું સમજ્યો નહિ કે આ તો પ્રાચીનોએ તૈયાર કરેલું એક રૂપક છે? પર્વતોનો અર્થ તેમણે વિદ્વાન પુરુષો કર્યો છે, ઔષધિઓનો અર્થ હિતકારી અને લાભદાયી શબ્દો કર્યો છે, અને મૃતકનો અર્થ અજ્ઞાન મનુષ્યો કર્યો છે. તેઓ એમ ધ્વનિત કરે છે કે વિદ્વાનો અજ્ઞાનીઓને જ્યારે પોતાના બોધવચનો દ્વારા ઉપદેશ આપે છે ત્યારે તેઓ મૃતાત્માઓને જાણે કે સજીવન કરે છે. હવે, આ બોધવચનો 'કલીલ વ દિમ્ન' ('કરટક અને દમનક') નામના પુસ્તકમાં સંગૃહીત થયેલાં છે, અને એ પુસ્તક માત્ર રાજકોશમાં મળે એમ છે".

આ પ્રમાણે પોતાની ચિન્તાઓમાંથી મુક્ત થયેલા અને ખૂબ જ આનંદ પામેલ: બુર્ઝોએ એ પુસ્તક પોતાને ધીરવાની અને એ રીતે નૌશીરવાંને ઉપકારવશ બનાવવાની વિનંતી રાજાને કરી. રાજાએ ઉત્તર આપ્યો, "તારા રાજા પ્રત્યેના તેમજ તારા પ્રત્યેના મારા સદ્‌ભાવને કારણે એ પુસ્તક તને ધીરવાની આજ્ઞા હું કરું છું; પણ તે એ શરતે કે તું મારી હાજરીમાં જ એ તપાસે અને તારે માટે એની નકલ કરી ન લે".

બુર્ઝોએ રાજાના એ વચનને તાબે થવાનું સ્વીકાર્યું. પછી એ દરરોજ દરબારમાં જવા લાગ્યો, અને પેલું પુસ્તક મંગાવીને તેનો અભ્યાસ કરવા લાગ્યો. દરરોજ તે જે ભાગ વાંચતો તે મોઢે કરી લેતો, અને પછી પોતાને નિવાસસ્થાને પહોંચીને તે લખી લેતો. આ પ્રમાણે તેણે આખોયે ગ્રન્થ લખી લીધો. પછી તેણે નૌશીરવાંના દરબારમાં પાછા જવા માટે રાજાની આજ્ઞા માગી. આ આજ્ઞા એને મળી, તથા રાજા તરફથી ભેટ અને પોશાક પણ મળ્યાં.

પછી જ્યારે તે નૌશીરવાંને મળ્યો ત્યારે તેણે પોતાનો વૃત્તાન્ત કહ્યો, અને પેલા ગ્રન્થનો કબજો પોતે મેળવ્યો હોવાના શુભ સમાચાર એને આપ્યા. એ ગ્રન્થ પણ તેણે નૌશીરવાંને સાદર કર્યો. નૌશીરવાં ખૂબ જ ખુશ થયો, અને તેણે પોતાના મંત્રી બુઝુર્ગ મિહીરને એ ગ્રન્થનો પહેલવી અનુવાદ કરવાની આજ્ઞા કરી. બુર્ઝોએ રાજાને વિનંતી કરી કે અનુવાદના પ્રારંભમાં પોતાનું નામ તથા પોતાનું જીવનચરિત્ર મૂકવા દેવામાં આવે. નૌશીરવાંએ એ વાત કબૂલ કરી.

આ પછી ઇબ્નુલ મુકફ્ફાએ એ ગ્રન્થનો અરબી ભાષામાં અનુવાદ કર્યો તથા રૂડાકીએ અમીર નસ્ર ઇબ્ન અહમદ (સામાનિદ) ના હુકમથી એનો ફારસી પદ્યમાં અનુવાદ કર્યો ત્યાં સુધી એ ગ્રન્થ ઈરાનના સાસાનિયન રાજાઓ દ્વારા હંમેશાં કાળજીપૂર્વક રક્ષાયેલો રહ્યો.

'પંચતંત્ર'ના પહેલવી અનુવાદ વિષેના ઉપર્યુક્ત વૃત્તાન્તમાં તથા તે પૂર્વેના ઇબ્નુલ મુકફ્ફા, ફિરદૌસી વગેરે ગ્રન્થકારોએ આપેલા વૃત્તાન્તમાં કેટલાક તફાવત છે. ફિરદૌસી પ્રમાણે, નૌશીરવાંએ પોતે જ ભારતમાંના એ પ્રસિદ્ધ ગ્રન્થ વિષે સાંભળ્યું હતું, અને તેનો અનુવાદ કરવા માટે તેણે બુર્ઝોને પસંદ કરીને મોકલ્યો હતો. ગમે તેમ, પણ નૌશીરવાં અને તેના દરબારના વિદ્વાન બુર્ઝોના પ્રયત્નથી સંસ્કૃત 'પંચતંત્ર'નો પહેલવીમાં અનુવાદ થયો હતો, એટલી વાત તો નિશ્ચિત છે.

આ પહેલવી અનુવાદ આજે મળતો નથી, પરન્તુ તે ઉપરથી અરબી અને જૂની સિરિયાઈ ભાષાઓમાં થયેલા અનુવાદો ઉપલબ્ધ છે. 'પંચતંત્ર'ના પહેલા તંત્રમાં કરટક અને દમનક નામે બે શિયાળોનો સંવાદ આવે છે તે ઉપરથી આખીયે કૃતિને 'કરટક અને દમનક' એવું નામ ઉપર્યુક્ત અનુવાદોમાં આપવામાં આવ્યું છે. ઇસવી સનના છઠ્ઠા સૈકા જેટલા પ્રાચીન કાળમાં પહેલવી અનુવાદ થયેલો છે, એટલે તે પૂર્વેની કોઈ અતિપ્રાચીન સંસ્કૃત વાચનાનો ઉપયોગ પહેલવી અનુવાદકે કર્યો હશે. આથી એ અનુવાદમાં પ્રાપ્ત થતું

'પંચતંત્ર' મૂલ (પુનર્ઘટિત) 'પંચતંત્ર'ને ઘણાખરા અંશોમાં ખૂબ મળતું આવે છે. જો કે મૂલનું 'કથામુખ' અનુવાદમાં નથી, તથા 'પંચતંત્ર' ઉપરાંત 'મહાભારત'માંની અને તત્કાલીન ભારતીય બૌદ્ધ સાહિત્યની અસરવાળી કેટલીક કથાઓ એમાં જોવામાં આવે છે. પહેલવી અનુવાદકને પ્રાપ્ત થયેલી 'પંચતંત્ર'ની સંસ્કૃત વાચનામાં એ કથાઓ ખરેખર હશે કે કેમ એ કહેવાનું કોઈ પ્રમાણ આપણી પાસે નથી, પરન્તુ વધારે સંભવિત એ છે કે 'પંચતંત્ર'ના અનુવાદમાં તત્કાલીન ભારતીય સાહિત્યમાં સુપ્રચલિત એવી બીજી કેટલીક નીતિકથાઓ પણ અનુવાદકે સામેલ કરી દીધી હોય.

## પહેલવી અનુવાદની શાખાપ્રશાખાઓ

મધ્ય પૂર્વના દેશોમાં, આફ્રિકામાં, યુરોપમાં, મધ્ય એશિયામાં અને દૂર પૂર્વમાં 'પંચતંત્ર'નો પ્રચાર એ મુખ્યત્વે ઉપર્યુક્ત પહેલવી અનુવાદનો જ વંશવિસ્તાર છે.[2] ઉપર કહ્યું તેમ પહેલવી અનુવાદ નાશ પામેલો છે, પરન્તુ તે ઉપરથી થયેલા બે અનુવાદો મોજૂદ છે. 'પંચતંત્ર'નો પહેલવી અનુવાદ થયો તે પછી તુરત જ, ઈ. સ. ૫૭૦ના અરસામાં બૂદ નામે કોઈ વિદ્વાને એ કૃતિને પહેલવીમાંથી જૂની સીરિયાઇ ભાષામાં ઉતારી છે. આ સીરિયાઇ અનુવાદ ઠેઠ ઓગણીસમી સદી સુધી તો બિલકુલ અજ્ઞાન હતો; તેની માત્ર એક જ ભ્રષ્ટ હાથપ્રત જાણવામાં આવી છે, એટલું જ નહિ, એ અનુવાદનું કોઈ ભાષાન્તર-રૂપાન્તર પણ થયેલું નથી.

---

૨. શિફ્નર(Schiefner)ને 'પંચતંત્ર'ના કેટલાક અંશોનો તિબેટી અનુવાદ મળેલો છે, જે સીધો સંસ્કૃતમાંથી કરવામાં આવ્યો હોય એમ જણાય છે. (Keith-Falconer, *Kalilah and Dimnah*, Cambridge, 1885). મલાયા, જાવા અને બાલીની ભાષામાં થયેલા 'પંચતંત્ર'ના જૂના અનુવાદો અરબી દ્વારા નહિ, પણ એકાદ ભારતીય પાઠપરંપરામાંથી સીધા આવેલા છે.

ઈ. સ. ૭૫૦ના અરસામાં ઇબ્નુલ મુકફ્ફાએ 'કલીલહ્ વ દિમ્નહ્' (સંસ્કૃત 'કરટક અને દમનક' એ શબ્દોના પહેલવી રૂપાન્તરનું અરબી રૂપાન્તર) એ નામથી પહેલવીનો અરબી અનુવાદ કર્યો. ઇસવી સનની અઢારમી સદી સુધી હિન્દ બહારની વિવિધ ભાષાઓમાં મળતાં 'પંચતંત્ર'ના અનુવાદો, ભાષાન્તરો, રૂપાન્તરો, અવતારો પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે મોટે ભાગે આ અરબી ભાષાન્તરને આભારી છે. પહેલવીના અનુવાદ ઉપરાંત મુકફ્ફાએ અરબી સાહિત્યમાંથી પણ કેટલીક વાર્તાઓ એમાં ઉમેરી છે, અને નિઃશંકપણે સમસ્ત અરબી સાહિત્યના સૌથી વધુ લોકપ્રિય વાર્તાગ્રન્થો પૈકી એક તે બન્યો છે. ઇસ્લામી જગતની, યુરોપની અને દુનિયાના બીજા સુધરેલા દેશોની ભાષાઓમાં તેનાં જે રૂપાન્તરો થયાં તે બધાં વિગતથી નોંધવાનું આ સ્થાન નથી, પરન્તુ એ આખીયે પરંપરાનાં મુખ્ય સીમાચિહ્નો આપણે અહીં જોઈ જઈએ.

સાયમન સેથ નામે એક ગ્રીક વિદ્વાને ઇસવી સનના અગિયારમા સૈકામાં અરબી 'કલીલહ્ વ દિમ્નહ્'નું ગ્રીક રૂપાન્તર કર્યું. 'પંચતંત્ર'નો એ જૂનામાં જૂનો યુરોપીય અવતાર છે. એ દ્વારા રશિયામાં તથા પૂર્વ યુરોપની સ્લાવ પ્રજાઓમાં 'પંચતંત્ર'નો પ્રચાર થયો. સાયમન સેથના ગ્રીક રૂપાન્તરનો બલ્ગેરિયન અનુવાદ કોઈ અજ્ઞાત લેખકે ઇસવી સનના બારમા અથવા તેરમા સૈકામાં કર્યો છે. પાછળથી એ ગ્રીક રૂપાન્તર પશ્ચિમ યુરોપમાં પણ જાણીતું થયું, અને સોળમા સૈકા પછી તો લૅટિન, ઇટાલિયન અને જર્મનમાં તેનાં વારંવાર ભાષાન્તરો થયાં છે. પરન્તુ ઈ. સ. ૧૨૫૧ના અરસામાં કોઇ અજ્ઞાત લેખકે જૂની સ્પૅનિશ ભાષામાં કરેલું 'કલીલહ્ વ દિમ્નહ્'નું રૂપાન્તર પશ્ચિમ યુરોપની ભાષાઓમાં 'પંચતંત્ર'નું સર્વપ્રથમ અવતરણ છે.

અરબી 'પંચતંત્ર'નો એક પ્રાચીન હિબ્રૂ અનુવાદ પણ છે; જો કે તેના સમય કે કર્તા વિશે કશું નિશ્ચયપૂર્વક કહી શકાય એમ નથી.

દક્ષિણ ઇટલીમાં આવેલા કેપુઆનો વતની એક ખ્રિસ્તી યહુદી, જે કેપુઆના જ્હોન તરીકે જાણીતો છે તેણે હિબ્રૂ અનુવાદનું લૅટિન કર્યું. કેપુઆના જ્હોનનો આ લૅટિન અનુવાદ ઈ. સ. ૧૨૬૦ અને ૧૨૭૦ની વચ્ચે થયેલો છે; મધ્યકાળમાં યુરોપીય વિદ્વાનોમાં તે ખૂબ લોકપ્રિય હતો, અને જર્મન, ડેનિશ, આઇસલેન્ડિક, ડચ, યીડ્ડિશ (ઉત્તર યુરોપના યહુદીઓમાં પ્રચલિત એક ભાષા), સ્પેનિશ, ઝેક અને ઇટાલિયનમાં તેનાં ભાષાન્તરો અથવા પ્રત્યક્ષ કે પરોક્ષ રૂપાન્તરો થયેલાં છે.

ઇ. સ. ૧૫૫૨ માં ઇટાલિયન ભાષામાં ડૉની નામે વિદ્વાને કરેલું એનું રૂપાન્તર ખાસ નોંધપાત્ર છે, કેમકે અંગ્રેજીમાં 'પંચતંત્ર'નો સર્વપ્રથમ અવતાર એ દ્વારા થયેલો છે. આ ઇટાલિયનનો અંગ્રેજી અનુવાદ સર થોમસ નોર્થે Moral philosophie of Doni એ નામથી કરેલો છે, અને તેની એ કાળે ઈ. સ. ૧૫૭૦ માં અને ૧૬૦૧ માં એમ બે આવૃત્તિઓ થયેલી છે. રસપ્રદ વસ્તુ તો એ છે કે આ અંગ્રેજી અનુવાદ એ મૂળ સંસ્કૃત 'પંચતંત્ર'નો (પહેલવી, એનો અરબી, એનો હિબ્રૂ, એનો લૅટિન, એનો ઇટાલિયન અને એનો અંગ્રેજી એ પ્રમાણે) છઠ્ઠી પેઢીનો વંશજ હતો.

ફારસીમાં પણ ઇબ્નુલ મુકફ્ફાના 'કલીલહ્ વ દિમ્નહ્'નાં સંખ્યાબંધ રૂપાન્તરો થયાં છે, જેમાંથી રૂડાકીનું 'કલીલહ્ વ દિમ્નહ્' (ઇસવી દસમી સદીનો પૂર્વાર્ધ), નસરુલ્લાનું 'કલીલ વ દિમ્ન' (ઈ. સ. બારમી સદી), કાનીનું 'કલીલ વ દિમ્ન' (ઇ. સ. ની તેરમી સદી), હુસેન ઇબ્ન અલી અલ વૈઝનું 'અનવાર ઇ સુહેલી' ('અગત્સ્યનાં તેજ,' ઈ. સ. ની પંદરમી સદી), તથા સમ્રાટ્ અકબરના મિત્ર, 'આઇન ઇ અકબરી'ના કર્તા અબુલ ફઝલનું 'ઇયાર ઇ દાનીશ' ('બુદ્ધિનો કટો', ઈ. સ.ની સોળમી સદી) એ મુખ્ય છે. ઇબ્નુલ મુકફ્ફાની કૃતિ ઉપરથી અરબીમાં 'પંચતંત્ર'નાં અનેક પદ્યાત્મક રૂપાન્તરો પણ થયાં છે.

११ २७०८-५

ઉપર્યુક્ત ફારસી–અરબી રૂપાન્તરો પૈકી નસરુલ્લાનું 'કલીલ વ દિમ્ન' ખાસ ઉલ્લેખ માગી લે છે. કેટલાંક તુર્કી રૂપાન્તરો ઉપરાંત હુસેન બિન અલી અલ વૈઝનું 'અનવાર ઇ સુહેલી' મુખ્યત્વે એને આધારે રચાયેલ છે. ઇબ્નુલ મુકફ્ફાનો અરબી અનુવાદ દેશાન્તરોમાં 'પંચતંત્ર'ના પ્રચારમાં જેટલો કારણભૂત છે લગભગ એટલું જ કારણભૂત આ 'અનવાર ઇ સુહેલી' પણ છે. તુર્કી ભાષામાં તથા પશ્ચિમ અને મધ્ય એશિયાની બીજી ભાષાઓમાં તેનાં ભાષાન્તરો થયાં છે એટલું જ નહિ, પણ હિન્દી, ઉર્દૂ અને બંગાળી જેવી ભારતીય ભાષાઓમાં તે લોકપ્રિય બન્યો છે. "તેજનો ગ્રન્થ અથવા રાજધર્મ" ( Livre des Luminaries ou la conduite des Roys ) એ નામથી તેનો ફ્રેન્ચ અનુવાદ ઈ. સ. ૧૬૪૪માં પ્રસિદ્ધ થયો હતો. પાછળથી એ કૃતિ Fables of Pilpay or Bidpai નામથી ઓળખાઈ.[3] ફારસી 'અનવાર ઇ સુહેલી'નો અનુવાદ તુર્કી ભાષામાં 'હુમાયું નામેહ' એ નામે થયો હતો, જેનો ફ્રેન્ચ અનુવાદ ઈ. સ. ૧૭૨૪માં પ્રસિદ્ધ થયેલો છે. આ બન્ને ફ્રેન્ચ અનુવાદોનાં અંગ્રેજી, જર્મન, સ્વીડિશ, ડચ, પોલિશ, હંગેરિયન, ગ્રીક એમ અનેક યુરોપીય ભાષાઓમાં ભાષાન્તરો થયાં છે.

---

૩. 'અનવાર ઇ સુહેલી' આદિ 'પંચતંત્ર'નાં કેટલાંક રૂપાન્તરોમાં હિન્દના 'દેબશલીમ' (દેવશર્મન્ ?) રાજાને 'બિડપાઇ' અથવા 'પિલપાઇ' (?) નામે એક અરણ્યવાસી ઋષિ વાર્તાઓ સંભળાવે છે. આ ઉપરથી 'પંચતંત્ર'ની વાર્તાઓ યુરોપમાં Fables of Bidpai or Pilpay નામથી ઓળખાઈ. 'બિડપાઇ'ને કેટલાક વિદ્વાનો સંસ્કૃત શબ્દ 'વિદ્યાપતિ'નું અપભ્રષ્ટ રૂપ ગણે છે. ઈસવી સનના દસમા અગર અગિયારમા સૈકામા કોઈ ખ્રિસ્તી પાદરીને હાથે સીરિયાઈ ભાષામાં થયેલા અરબી 'કલીલહ્ વ દિમ્નહ્'ના અનુવાદનું અંગ્રેજી ભાષાન્તર કરનાર કીથ-ફાલ્કનર 'બિડપાઇ' શબ્દની સમજૂતી 'Elephant-foot' (=સં. बृहत्पाद ?) એ પ્રમાણે આપે છે. ( I. G. N. Keith-Falconer, *Kalilah and Dimnah or the fables of Bidpai*, Introduction, P. LXVIII) પરન્તુ સંસ્કૃત 'પંચતંત્ર'ની કોઈ

યુરોપમાં સંસ્કૃત વિદ્યાનો પ્રચાર થયા પછી અરાઢમા અને ઓગણીસમા સૈકામાં અને ત્યાર પછી યુરોપની બધી જ મુખ્ય ભાષાઓમાં 'પંચતંત્ર' ( અર્થાત્ પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ), 'હિતોપદેશ,' 'તંત્રાખ્યાયિકા,' પૂર્ણભદ્રકૃત 'પંચાખ્યાન' વગેરેના સંસ્કૃતમાંથી સીધેસીધા અનુવાદો થયા છે તેમજ યુરોપીય વિદ્વાનોના હાથે મૂળ સંસ્કૃતનાં સંપાદનો થયેલાં છે, એ પણ આ સાથે લક્ષ્યમાં લેવાં જોઈએ.

[ ૩ ]

## 'પંચતંત્ર'ની વિભિન્ન પ્રાચીન પાઠપરંપરાઓ

પ્રાચીન સાહિત્યના અનેક લોકપ્રચલિત ગ્રન્થોની બાબતમાં બન્યું છે તેમ, મૂલ 'પંચતંત્ર'માં પણ ઘણા જૂના સમયથી પાઠ-ભ્રષ્ટતાનો પ્રવેશ થયો હોવો જોઈએ. કાળાન્તરે મૂલ 'પંચતંત્ર' નાશ પામી ગયું, અને એનું સ્થાન મૂલની જુદી જુદી પાઠપરંપરાઓએ લીધું. અત્યારે 'પંચતંત્ર'ને નામે જે કંઈ મળે છે તે મૂલ ગ્રન્થની કાં તો મૌલિક કે કાં તો અનુવાદાત્મક પાઠપરંપરાઓ છે, અને તેમાં પણ ગ્રન્થભાગ ઉપરાંત ઓછાવત્તા પ્રમાણમાં પ્રક્ષિપ્ત તત્ત્વો ભળેલાં છે.

---

વિદ્યમાન પાઠપરંપરામાં 'બૃહત્પાદ' નામનું કોઈ પાત્ર આવતું નથી. કેટલાક વિદ્વાનોએ 'બિડપાઇ' નામનો સંબંધ સંસ્કૃત 'વિદ્યાપતિ' કે 'વિદ્વત્પાદ' જેવા શબ્દો સાથે જોડવાનો પ્રયાસ કર્યો છે. બીજા તંત્રની પહેલી વાર્તામાં ( 'પરિવ્રાજક અને ઉંદર') 'બૃહત્સ્ફિક્' ( 'મોટા નિતંબવાળો' ) નામે એક પરિવ્રાજક આવે છે; એ નામને 'બૃહત્પાદ' સાથે કંઈક મળતું ગણી શકાય. પરન્તુ 'બિડપાઇ' (અથવા એવા કોઈ ) નામનો અરણ્યવાસી ઋષિ રાજાને ઉપદેશાત્મક કથાઓ સંભળાવતો હોય એવો કોઇ પ્રસંગ વિદ્યમાન સંસ્કૃત પાઠપરંપરાઓમા નથી. ગમે તેમ, પણ વિષ્ણુશર્મા મૂર્ખ રાજપુત્રોને 'પંચતંત્ર'ની કથાઓ સંભળાવે છે એ પ્રસંગનું એ પરદેશી રૂપાન્તર જણાય છે. 'બિડપાઇ' નામ સંસ્કૃત 'વિષ્ણુપાદ' (વિષ્ણુશર્મા)નું અપભ્રષ્ટ રૂપ હોય એવો પણ એક તર્ક છે.

અહીં આપણે મૂલ 'પંચતંત્ર'ની પ્રાચીન મૌલિક પાઠપરંપરાઓનો વિચાર કરીશું. પછીના સમયની ગૌણ પાઠપરંપરાઓ, વાચનાઓ અને પેટાવાચનાઓને મુકાબલે આ પ્રાચીન પાઠપરંપરાઓ મૂલ કૃતિનું પ્રતિનિધિત્વ ઠીક ઠીક પ્રમાણમાં જાળવી રાખે છે. મૂલ 'પંચતંત્ર'નું પુનર્ઘટન કરવામાં ડૉ. ઍગર્ટને આ પ્રાચીન પાઠપરંપરાઓનો આધાર લીધેલો છે, તથા આ અનુવાદ સાથેનાં તુલનાત્મક ટિપ્પણો લખવામાં પણ મેં એ પાઠપરંપરાઓમાં માલૂમ પડતા ભેદપ્રભેદોનો વિચાર કર્યો છે. પહેલવી અનુવાદમાં જળવાયેલી પાઠપરંપરાને બાજૂએ રાખીએ તો 'પંચતંત્ર'ની પ્રાચીન સંસ્કૃત પાઠપરંપરાઓ આઠ છે: 'તંત્રાખ્યાયિકા', દક્ષિણ ભારતીય 'પંચતંત્ર', નેપાલી 'પંચતંત્ર', 'હિતોપદેશ', કથાસરિત્સાગર–અંતર્ગત 'પંચતંત્ર', બૃહત્કથામંજરી–અંતર્ગત 'પંચતંત્ર,' પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર', અને પૂર્ણભદ્રનું 'પંચાખ્યાન'.

## 'તંત્રાખ્યાયિકા'

'તંત્રાખ્યાયિકા' એ મૂલ 'પંચતંત્ર'ની કાશ્મીરી વાચના રજૂ કરે છે. એની હસ્તલિખિત પ્રતો માત્ર કાશ્મીરમાંથી અને તે પણ શારદા લિપિમાં જ લખાયેલી મળેલી છે. 'તંત્રાખ્યાયિકા'ની પાછી બે પેટા–વાચનાઓ છે, જેમાં ઝાઝો નોંધપાત્ર ભેદ નથી. 'બીજી કોઈ પણ ભારતીય પાઠપરંપરામાં નહિ જળવાયેલો એવો 'પંચતંત્ર'નો અસંક્ષિપ્ત અને અવિકૃત પાઠ' આ પરંપરામાં જળવાયેલો છે, એમ એના સંપાદક ડૉ. હર્ટલ માને છે, પરન્તુ ડૉ. ઍગર્ટને બતાવ્યું છે કે 'તંત્રાખ્યાયિકા'નું આટલું મહત્ત્વ સ્વીકારવાનું કારણ નથી; બીજી સર્વ પ્રાચીન પાઠપરંપરાઓ–પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્ર જેવી તુલનાએ પાછળના સમયની પરંપરાઓ પણ–મૂલનું પ્રતિનિધિત્વ સારી રીતે જાળવે છે, અને એ રીતે મૂલની અપેક્ષાએ 'તંત્રાખ્યાયિકા' અને બીજી પાઠપરંપરાઓ વચ્ચેનો તફાવત એ પ્રકારનો નહિ, પણ પ્રમાણનો જ છે. એકંદરે જોતાં, બીજી કોઈ પરંપરા કરતાં 'તંત્રાખ્યાયિકા'માં મૂલના અંશો વધારે પ્રમાણમાં સચવાયેલા છે.

'તંત્રાખ્યાયિકા'નો સમય અનિશ્ચિત છે, પણ એટલું ચોક્કસ કહી શકાય કે 'પંચતંત્ર'ની સૌથી પ્રાચીન પાઠપરંપરાઓમાંની તે એક છે.

## દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'

દક્ષિણ ભારતમાં પ્રાપ્ત થતી 'પંચતંત્ર'ની આ પાઠપરંપરા છે. આ પરંપરાની પણ જુદી જુદી પાંચ પેટા-વાચનાઓ મળે છે. મૂલની સંક્ષિપ્ત વાચના તે રજૂ કરે છે, અને એગર્ટન માને છે કે મૂલ કૃતિના ગદ્યભાગનો ત્રણ ચતુર્થાંશ અને પદ્યભાગનો બે તૃતીયાંશ એ સાચવી રાખે છે. મૂલની બધી જ વાર્તાઓ તેમાં જળવાઈ રહેલી છે. માત્ર એક જ વાર્તા તેમાં એવી છે ('ગોપી અને તેના પ્રેમીઓ,' જુઓ બીજા વિભાગમાં કથાંક ૨૫), જે પુનર્ઘટિત 'પંચતંત્ર'માં નથી. મૂલની અપેક્ષાએ જોઈએ તો 'તંત્રાખ્યાયિકા' તેમજ બીજી કોઈ પણ પાઠપરંપરા કરતાં દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'માં અમૌલિક તત્ત્વ ઓછું છે.

'કિરાતાર્જુનીય'ના કર્તા ભારવિનો એક શ્લોક દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'માં ઉદ્ધૃત થયેલો છે; ભારવિનો સમય ઈસવી સનના છઠ્ઠા સૈકાના પ્રારંભકાળની આસપાસ નિશ્ચિત થયેલો છે, એટલે મૂલ 'પંચતંત્ર'ની આ સંક્ષિપ્ત વાચનાનો સમય એ પછીનો ગણવો જોઈએ.

## નેપાલી 'પંચતંત્ર'

નેપાલી 'પંચતંત્ર'નો જે ભાગ અત્યાર સુધીમાં મળ્યો છે તેમાં માત્ર શ્લોકો જ છે. દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'ની એ વાચનામાં મળે છે તે લગભગ બધા શ્લોકો નેપાલી 'પંચતંત્ર'માં છે. તે સાથે ગદ્યમાં માત્ર એક જ વાક્ય છે, જે દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'માં પણ છે. નેપાલી 'પંચતંત્ર'ના સંકલનકારે એ વાક્યને કદાચ શ્લોક ગણીને જ બીજા શ્લોકોની સાથે મૂક્યું હશે. આ ઉપરથી અનુમાન કરવું પ્રાપ્ત થાય છે કે પદ્ય તેમજ ગદ્ય સાથેની નેપાલી 'પંચતંત્ર'ની

સંપૂર્ણ વાચના એક કાળે અસ્તિત્વમાં હશે, જેમાંથી પાછળથી કોઈએ માત્ર પદ્યભાગ જુદો પાડ્યો હશે. ઉપર્યુક્ત નેપાલી વાચનામાં એવું એક પણ પદ્ય નથી, જે દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'માં મળતું ન હોય; એ ઉપરથી અનુમાન થાય છે કે એનું મૂલ દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'ને અથવા તેના મૂલને ખૂબ મળતું આવતું હશે. દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'ની બધી જ હાથપ્રતોથી જુદા પડતા પાઠ નેપાલી 'પંચતંત્ર'માં ઘણી વાર આવે છે, એમાંથી એકેયે પાઠપરંપરાના પાઠ એક નિયમ તરીકે બીજીથી ચઢિયાતા નથી, 'પંચતંત્ર'ની અન્ય પાઠપરંપરાઓને આધારે મૌલિક પુરવાર થયેલ પાઠ પણ એકમાં હોય એટલે બીજામાં હોય જ એવું પણ નથી–એ ઉપરથી નક્કી થાય છે કે જે મૂલ વાચના ઉપરથી નેપાલી 'પંચતંત્ર'ની રચના થયેલી છે તે તથા દક્ષિણ ભારતીય 'પંચતંત્ર' અભિન્ન નહોતાં, એ પૈકી એક વાચના એ બીજી વાચનાનું સંતાન નથી–બલ્કે, તે બન્ને ય મૂલ એક જ પ્રાચીનતર વાચનામાંથી ઊતરી આવેલાં છે.

## 'હિતોપદેશ'

નારાયણભટ્ટકૃત 'હિતોપદેશ' હિન્દના બીજા પ્રદેશોની તુલનાએ બંગાળમાં વધુ લોકપ્રિય છે. આથી કેટલાક વિદ્વાનો એને બંગાળમાં રચાયેલો માને છે. 'હિતોપદેશ' ૧–૭ માં ('લોભથી દુઃખી થનાર વણિક,' જુઓ આ પુસ્તકના બીજા વિભાગમાં કથાંક ૨૯) ગૌરીવ્રતમાં સ્વરૂપવાન યુવતિની વસ્ત્રાલંકારોથી પૂજા કરવાની વાત છે, એ પણ બંગાળમાં એક કાળે વિપુલ પ્રમાણમાં પ્રચલિત તાંત્રિક વિધિઓની યાદ આપે છે. જો કે બીજે પક્ષે જોઈએ તો, 'હિતોપદેશ'માં ગૂજરાત, માળવા અને રાજસ્થાનના (પ્રાચીન ગુર્જર દેશના) એટલા બધા ભૌગોલિક ઉલ્લેખો છે કે એ ગ્રન્થની રચના પ્રાચીન ગુર્જર દેશમાં થઈ હોય એવું સ્વાભાવિક અનુમાન થાય છે. ૨–૩ માં અર્બુદશિખરમાં વસતા સિંહની વાત આવે છે, ૨–૫ માં કાંચનપુરનો

( આ કાંચનપુર એ 'કાંચનગિરિ'–રાજપૂતાનામાં આવેલું ઝાલોર હશે ? ), ૨–૬ માં દ્વારવતીનો, ૩–૧ માં નર્મદાતીરનો, ૪–૬ માં માલવ દેશનો, ૪–૭ માં દેવીકોટનો,[૪] અને ૪–૧૨ માં ઉજ્જયિનીનો ઉલ્લેખ છે.

'હિતોપદેશ'ની એક હસ્તલિખિત પ્રત ઈ. સ. ૧૩૭૩ માં લખાયેલી છે, એટલે ગ્રન્થની રચના તે પૂર્વે થયેલી છે એ તો નક્કી છે. વળી માઘ ( ઈસવી સનનો સાતમો સૈકો ) અને કામંદકીય 'નીતિસાર'ના શ્લોકો 'હિતોપદેશ'માં ઉદ્ધૃત થયેલા છે, એથી તેની રચનાની પૂર્વમર્યાદા નક્કી થાય છે. રવિવારનો ઉલ્લેખ 'હિતોપદેશ'માં 'ભટ્ટારકવાર' તરીકે, જ્યારે કામકાજ બંધ રાખવું જોઈએ એવા દિવસ તરીકે કર્યો છે. આ પરિભાષાનો ઉપયોગ ઈ. સ. ૯૦૦ પહેલાં વ્યાપક પ્રચારમાં નહોતો.[૫] વળી વલ્લભદેવની 'સુભાષિતાવલી'ના ઉલ્લેખ ઉપર જો વિશ્વાસ રાખીએ તો 'હિતોપદેશ' ૧–શ્લો. ૭૧ માં ( પિટર્સનની વાચનામાં આ શ્લોક ૧–૫૩ માં છે ) આવતો अयं निजः परो वेति० એ શ્લોક ઉદ્ભટનો છે; ('સુભાષિતાવલી'માં આ શ્લોક अयं बन्धुः परो वेति० એ પ્રમાણે છે.) અને ઉદ્ભટનો સમય ઈ. સ. ૮૦૦ આસપાસનો નિશ્ચિત છે. 'હિતોપદેશ'ને અંતે કર્તાએ પોતાના આશ્રયદાતા

---

૪. ડૉ. પિટર્સન તો 'હિતોપદેશ'ની રચના જ દેવીકોટ ( કોટા ? ) માં થઈ હોવાની કલ્પના સુદ્ધાં કરે છે ( ડૉ. પિટર્સન સંપાદિત 'હિતોપદેશ', બોમ્બે સંસ્કૃત સિરીઝ, નં. ૩૩, પ્રસ્તાવના પૃ. ૬).

૫. Keith, *History of Sanskrit Literature*, P. 263. 'ભટ્ટારકવાર'નો મૂળ ઉલ્લેખ આ પ્રમાણે છે—

सखे स्नायुनिर्मिता एते पाशाः । तदद्य भट्टारकवारे कथमेतान्दन्तैः स्पृशामि ।

('હિતોપદેશ', કાળેની વાચના, પૃ. ૧૭)

તરીકે માંડલિક ધવલચન્દ્રનું નામ આપ્યું છે,[૬] પરન્તુ તે કોણ અને ક્યાંનો હતો એ વિશે કંઈ જાણવામાં આવતું નથી. આમ છતાં એકંદરે બધી રીતે વિચાર કરતાં 'હિતોપદેશ'નો રચનાકાળ ઈ. સ. ૯૦૦ આસપાસ માનવો યોગ્ય છે.

'હિતોપદેશ' એ 'પંચતંત્ર'ની જ એક પ્રાચીન પાઠપરંપરા રજૂ કરે છે એ સાચું, પણ કર્તાએ પોતે જ કહ્યું છે તેમ એ કેવળ 'પંચતંત્ર'ને વફાદાર રહેતો નથી. 'પંચતંત્ર' ઉપરાંત બીજાં સાધનોનો ઉપયોગ પણ તેણે કર્યો છે,[૭] અને તેની આખીયે કૃતિની આયોજના કેટલીક મહત્ત્વની બાબતોમાં 'પંચતંત્ર'થી જુદી પડે છે. મૂલ 'પંચતંત્ર'માં તેમજ તેની તમામ પાઠપરંપરાઓમાં પાંચ તંત્રો છે, અને વસ્તુની એ પ્રકારની આયોજના ઉપરથી જ તેને 'પંચતંત્ર' એવું નામ આપવામાં આવેલું છે. પરન્તુ 'હિતોપદેશ'માં પાંચ નહિ, પણ ચાર વિભાગો છે; એ વિભાગોનાં નામ મિત્રલાભ, સુહૃદ્ભેદ, વિગ્રહ અને સંધિ એ પ્રમાણે છે. 'પંચતંત્ર'નાં પહેલાં બે તંત્રોનો ક્રમ અહીં ઉલટાવેલો છે, અર્થાત્ પહેલા 'મિત્રભેદ–સુહૃદ્ભેદ'ને અહીં બીજું મૂકેલું છે અને બીજા 'મિત્રલાભ'ને અહીં પહેલું સ્થાન આપેલું છે. આ બન્ને તંત્રોની મુખ્ય કથાઓ 'હિતોપદેશ'માં બરાબર જાળવી રાખવામાં આવી છે, પરન્તુ બાકીના બે વિભાગો–'વિગ્રહ' અને 'સંધિ' તદ્દન નવીન છે. જો કે એની રચનાની કલ્પના નારાયણને 'પંચતંત્ર'ના

---

૬. श्रीमान् धवलचन्द्रोऽसौ जीयान्माण्डलिको रिपून् ।
येनायं संग्रहो यत्नाल्लेखयित्वा प्रचारितः ॥
—'હિતોપદેશ'નો અંતિમ શ્લોક

૭. मित्रलाभः सुहृद्भेदो विग्रहः संधिरेव च ।
पञ्चतन्त्रात्तथान्यस्माद् ग्रन्थादाकृष्य लिख्यते ॥
—'હિતોપદેશ', મંગલાચરણ, શ્લોક ૯

ત્રીજા તંત્ર 'કાકોલૂકીય' ઉપરથી આવી હશે, અથવા 'પંચતંત્ર' સિવાય બીજા એક ગ્રન્થનો ઉપયોગ કર્યાનું તે લખે છે એમાંથી એ વસ્તુ તેને મળી હશે. પૂર્ણભદ્રના 'પંચાખ્યાન'માં ત્રીજા તંત્રનું નામ 'સંધિવિગ્રહાદિસંબન્ધં કાકોલૂકીયં,' તથા 'તંત્રાખ્યાયિકા' અને દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'માં 'સંધિવિગ્રહ' આપ્યું છે. એમાં વાત પણ વિગ્રહની આવે છે. કાગડાઓના રાજા મેઘવર્ણ અને ઘુવડના રાજા અરિમર્દન વચ્ચેનું યુદ્ધ, અને મેઘવર્ણના વૃદ્ધ મંત્રી સ્થિરજીવીની યુક્તિથી થયેલું ઘુવડોના દુર્ગનું દહન અને પરિણામે થયેલો અરિમર્દનનો પરાજય એમાં વર્ણવેલો છે. વચમાં સંધિવિગ્રહવિષયક રાજનીતિની ચર્ચા આવે છે. નારાયણે 'હિતોપદેશ'ના 'વિગ્રહ' નામે ત્રીજા વિભાગમાં આ કથા આપી નથી, પરન્તુ એને મળતી જ બીજી એક કથા આપી છે અને એ જ કથા 'સંધિ' નામના ચોથા વિભાગમાં લંબાવીને વિગ્રહ ઉપરાંત સંધિનું નિરૂપણ પણ પૂરું કર્યું છે. એ બન્ને વિભાગોમાં કર્પૂરદ્વીપના રાજા હિરણ્યગર્ભ હંસ અને વિન્ધ્યગિરિના રાજા ચિત્રવર્ણ મયૂર વચ્ચેના—અર્થાત્ જળચર અને સ્થળચર પક્ષીઓ વચ્ચેના વિગ્રહ અને સંધિની વાત આપી છે. 'પંચતંત્ર'માં જેમ સ્થિરજીવી અરિમર્દનનો દુર્ગ કપટથી બાળી મૂકે છે તેમ અહીં પણ પોતાના પરિવાર સહિત મેઘવર્ણ નામે કાગડો હિરણ્યગર્ભના દરબારમાં આવે છે, અને તેને વિશ્વાસ પમાડી ત્યાં આશ્રય પ્રાપ્ત કરીને એનો જ દુર્ગ બાળી નાખે છે. વાસ્તવમાં તે વિન્ધ્યગિરિના રાજા ચિત્રવર્ણ મયૂરનો જાસૂસ હતો. આ જાસૂસ કાગડાનું મેઘવર્ણ નામ આપણને 'પંચતંત્ર'માંના કાગડાઓના રાજા મેઘવર્ણની યાદ આપે છે. 'હિતોપદેશ'ના ત્રીજા વિભાગની મુખ્ય કથાને 'પંચતંત્ર'ના ત્રીજા તંત્રની મુખ્ય કથા સાથે દૂરનો સંબંધ છે એમ કહી શકાય, પરન્તુ ચોથા વિભાગની કથા તદ્દન નવી છે અને તે ત્રીજા વિભાગનો જ તાર્કિક વિસ્તાર છે.

'પંચતંત્ર'નું ચોથું તંત્ર 'લબ્ધપ્રણાશ' 'હિતોપદેશ'માં સ્થાન જ પામ્યું નથી. પાંચમા તંત્ર 'અપરીક્ષિતકારક'ની વાર્તાઓને 'હિતોપદેશ'ના ત્રીજા અને ચોથા વિભાગમાં સમાવી લેવામાં આવેલી છે, ચોથા તંત્રની કેટલીક પેટાવાર્તાઓ 'હિતોપદેશ'ના ચોથા વિભાગમાં સ્થાન પામેલી છે, અને ત્રીજા તંત્રની પેટાવાર્તાઓને 'હિતોપદેશ'ના ત્રીજા અને ચોથા વિભાગ વચ્ચે વહેંચી નાખવામાં આવેલી છે. પહેલાં ત્રણ તંત્રની કેટલીક વાર્તાઓ 'હિતોપદેશ'કારે બિલકુલ લીધી જ નથી, અને 'પંચતંત્ર'ની બીજી કોઈ પાડપરંપરામાં નથી એવી સંખ્યાબંધ વાર્તાઓ 'હિતોપદેશ'ના ચારે વિભાગોમાં–કર્તાએ જેનું નામ આપ્યું નથી એવા બીજા ગ્રન્થમાંથી કદાચ–નવી ઉમેરવામાં આવેલી છે.

મૂલ 'પંચતંત્ર'ની જે વાચનાનો ઉપયોગ નારાયણે કર્યો છે તે ઉપર્યુક્ત નેપાલી 'પંચતંત્ર'ના (જેનો માત્ર શ્લોકભાગ મળે છે) મૂળ તરીકે જે વાચનાનો ઉપયોગ થયો હશે એ જ–એટલે કે દક્ષિણ ભારતીય પંચતંત્રને સારી રીતે મળતી–હોવી જોઈએ એમ અનુમાન થાય છે. એનાં કારણો નીચે પ્રમાણે છે: (૧) મૂલ 'પંચતંત્ર'ના પહેલા અને બીજા તંત્રના ક્રમને માત્ર 'હિતોપદેશ' અને નેપાલી 'પંચતંત્ર'માં જ ઉલટપાલટ કરવામાં આવ્યો છે. 'પંચતંત્ર'ની બીજી કોઈ વિદ્યમાન પાઠપરંપરામાં એવું નથી. (૨) નેપાલી 'પંચતંત્ર'ની જેમ 'હિતોપદેશ'માં પણ ('પંચતંત્ર'ના જે ભાગો નારાયણે સ્વીકાર્યા નથી તે બાદ કરીએ તો) દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'ના ઘણા ખરા શ્લોકો જળવાયેલા છે; અને જ્યાં 'હિતોપદેશ'ના પાઠ દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'થી જુદા પડે છે ત્યાં તે વિશેષપણે નેપાલી વાચનાને મળતા આવે છે. (૩) નેપાલી વાચનામાં નથી એવા દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'ના કેટલાક શ્લોકો ''હિતોપદેશ' માં છે. દક્ષિણ ભારતીય 'પંચતંત્રમાં' ન હોય એવો મૂલ (પુનર્ઘટિત) 'પંચતંત્ર'નો એક પણ શ્લોક 'હિતોપદેશ'માં નથી. (૪) 'પંચતંત્ર'નો પાઠ-

પરંપરાને અનુસરતો 'હિતોપદેશ'નો ગદ્યભાગ દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'ને ખૂબ મળતો આવે છે.

નેપાલી 'પંચતંત્ર'નો ગદ્યભાગ, જે આજે મળતો નથી તે 'હિતોપદેશ'ના ખાસ કરીને પહેલા બે વિભાગોમાં સારા પ્રમાણમાં જળવાઈ રહ્યો છે એમ માનીએ તો તે વધારે પડતું નથી. ડૉ. એગર્ટન માને છે કે મૂલ 'પંચતંત્ર'ના વસ્તુનું પુનઃઆયોજન 'હિતોપદેશ'કારે મોટા પ્રમાણમાં કર્યું હોવા છતાં મૂલના ગદ્યભાગ પૈકી ઓછામાં ઓછા ત્રણ પંચમાંશનો અર્થ અને મૂલના લગભગ એક તૃતીયાંશ શ્લોકો 'હિતોપદેશ'માં સચવાયા છે. માત્ર પહેલા બે જ વિભાગો 'મિત્રલાભ' અને 'સુહૃદ્ભેદ'નો વિચાર કરીએ તો આ પ્રમાણ ઘણું વધારે માલૂમ પડશે.

## 'બૃહત્કથામંજરી' અને 'કથાસરિત્સાગર'–અંતર્ગત 'પંચતંત્ર'

ગુણાઢ્ય કવિએ ઈસવી સનની પહેલી અથવા બીજી શતાબ્દીમાં પૈશાચી પ્રાકૃતમાં રચેલ સુવિસ્તૃત વાર્તાગ્રન્થ 'બૃહત્કથા' ભારતીય સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે. ભારતની પ્રાચીન લોકકથાઓનો એ મહાસાગર હતો. કેટલાંયે સંસ્કૃત કાવ્યનાટકોનું વસ્તુ એ 'બૃહત્કથા'માંથી લેવામાં આવ્યું છે અને પછીના અનેકાનેક કવિઓ અને લેખકોએ ભારે માનપૂર્વક 'બૃહત્કથા'કારને અંજલિ અર્પી છે.

મૂલ પૈશાચી 'બૃહત્કથા' પણ મૂલ 'પંચતંત્ર'ની જેમ શતાબ્દીઓ થયાં નાશ પામી ગયેલી છે, અને ઈસવી સનના અગિયારમા સૈકા પછીના કોઈ લેખકે એ ગ્રન્થ પોતાની નજરે જોયો હોય એવો પુરાવો નથી. આજે એ ગ્રન્થનાં જુદાં જુદાં ચાર પ્રાકૃત–સંસ્કૃત રૂપાન્તરો અને સંક્ષેપો વિદ્યમાન છે, જેમાંથી એના વસ્તુ અને આયોજનનો ખ્યાલ આવે છે. એ રૂપાન્તરો અને સંક્ષેપો તે સંઘદાસગણિકૃત પ્રાકૃત 'વસુદેવ–હિંડી' (પાંચમા સૈકા આસપાસ), બુધસ્વામીકૃત 'બૃહત્કથા-શ્લોકસંગ્રહ' (પાંચમો અથવા છઠ્ઠો સૈકો), ક્ષેમેન્દ્રકૃત 'બૃહત્કથામંજરી'

અને સોમદેવભટ્ટકૃત 'કથાસરિત્સાગર'. એ પૈકી પહેલી કૃતિ 'વસુદેવ-હિંડી'માં 'બૃહત્કથા'ના નાયક નરવાહનદત્તને સ્થાને શ્રીકૃષ્ણના પિતા વસુદેવને મૂકીને તથા જૈન દૃષ્ટિએ કથાનકમાં કેટલાક ઉચિત ફેરફારો કરીને કૃતિને એક મહાકાય જૈન ધર્મકથાનું રૂપ આપવામાં આવ્યું છે.[૮] બુધસ્વામીનો 'બૃહત્કથાશ્લોકસંગ્રહ' એ મૂળ પૈશાચીનો સીધે-સીધો સંક્ષેપ છે, પરન્તુ એ કૃતિનો માત્ર એક ચતુર્થાંશ ભાગ જ હજી સુધી મળ્યો છે. બાકીના બે સંક્ષેપો 'બૃહત્કથામંજરી' અને 'કથાસરિત્સાગર' એ બન્ને અગિયારમા શતકમાં કાશ્મીરમાં થયેલા 'બૃહત્કથા'ના સંસ્કૃત સારોદ્ધારો છે, અને આપણે માટે તે બન્ને એટલા ખાતર અગત્યના છે કે એમાં 'પંચતંત્ર'ની એક પાઠપરંપરા સચવાયેલી છે. બન્ને કૃતિઓમાં 'શક્તિયશા લંબક'માં 'પંચતંત્ર'ની વાર્તાઓ આવે છે.

તો પ્રશ્ન એ થશે કે શું મૂલ 'બૃહત્કથા'માં જ 'પંચતંત્ર'ની વાર્તાઓ હતી? એમ હોવાનો સંભવ નથી. મૂલ 'પંચતંત્ર'કાર અને 'બૃહત્કથા'કાર લગભગ એક જ સમયે થયેલા છે, અને એકની આખી ને આખી રચના બીજો પોતાના ગ્રન્થમાં સમાવિષ્ટ કરી લે એમ બનવું અસંભવિત છે. મૂલ 'બૃહત્કથા' વિશે ઊંડી શોધખોળ કરનાર ફ્રેન્ચ વિદ્વાન લાકોતેએ પણ એમ માન્યું છે કે મૂલ 'બૃહત્કથા'માં 'પંચતંત્ર' નહોતું.

તો પછી ક્ષેમેન્દ્ર અને સોમદેવની કૃતિઓમાં 'પંચતંત્ર' આવ્યું ક્યાંથી? એનો ઉત્તર એ છે કે 'પંચતંત્ર' અને 'મહાભારત'ની જેમ 'બૃહત્કથા'ની પણ અનેક વિભિન્ન પાઠપરંપરાઓ હિન્દના જુદા જુદા ભાગોમાં પ્રચલિત હોવી જોઈએ; મૂળમાં ન હોય એવા નાના-મોટા પ્રક્ષેપો એવી પાઠપરંપરાઓમાં થતા રહે છે એ સુવિદિત છે. "બન્ને કાશ્મીરી રૂપાન્તરો ('કથાસરિત્સાગર' અને 'બૃહત્કથામંજરી')નું

૮. 'વસુદેવહિંડી' (ગૂજરાતી અનુવાદ), ઉપોદ્ઘાત, પૃ. ૫-૧૩.

મૂળ ગુણાઢ્યની 'બૃહત્કથા'ની એક અત્યંત ભ્રષ્ટ અને અવ્યવસ્થિત કાશ્મીરી કૃતિમાં રહેલું છે. આ કૃતિમાં ઘણે ભાગે મૂળ ગ્રન્થની હકીકતો તદ્દન સંક્ષિપ્ત સારોદ્ધાર રૂપે મૂકવામાં આવી હતી; એમાં મૂળના કેટલાક ભાગો તદ્દન લુપ્ત થઈ ગયા હતા અને પુષ્કળ પ્રક્ષેપો નવેસરથી દાખલ કરવામાં આવ્યા હતા. આ રીતે મૂળ ગ્રન્થના વસ્તુ અને આયોજનમાં કઢંગા ફેરફારો થઈ ગયા હતા, જેને પરિણામે કૃતિમાં ધ્યાન ખેંચતી અસંગતિઓ ઉપસ્થિત થઈ હતી અને છેવટે, મુખ્ય આગંતુક ઉમેરાઓને પરિણામે, એ કાશ્મીરી કૃતિમાં મૂળ ગ્રન્થ પુષ્કળ ભ્રષ્ટતા પામી ચૂક્યો હતો."[૯] અર્થાત્ કથાઓના એ મહાસાગરની કાશ્મીરી વાચનામાં કોઈએ 'પંચતંત્ર'ની કથાઓ પણ ઉમેરી દીધી હશે, જે આપણને ક્ષેમેન્દ્ર અને સોમદેવની કૃતિઓમાં જોવા મળે છે.

ક્ષેમેન્દ્ર અને સોમદેવ બન્નેની કૃતિઓ સળંગ અનુષ્ટુપ છંદમાં રચાયેલી છે. એમાં 'પંચતંત્ર'ની જે પાઠપરંપરા મળે છે તે ઉપરથી લાગે છે કે 'બૃહત્કથા'ની કાશ્મીરી વાચનામાં મૂલ 'પંચતંત્ર'નો ખૂબ સંક્ષેપ કરી નાખવામાં આવ્યો હતો. મૂલના કથામુખનો એમાં સ્વીકાર કરવામાં આવ્યો નથી, કેમકે અહીં 'પંચતંત્ર' સ્વતંત્ર રચના તરીકે નહિ, પણ એક વિશાળ કથાસંગ્રહના એક ભાગ તરીકે આવતું હોવાને કારણે એને સ્વતંત્ર પ્રસ્તાવનાની જરૂર રહી નથી. અહીં તો નાયક નરવાહનદત્તને તેનો મિત્ર અને મંત્રી ગોમુખ "પ્રાણીઓને પણ બુદ્ધિ સુખકર છે, પરાક્રમ સુખકર નથી. વળી એ ઉપર સિંહ, બળદ વગેરે પ્રાણીઓની એક કથા કહું છું તે સાંભળો"—એમ ટૂંકી પ્રસ્તાવના કરી સંજીવક બળદ અને પિંગલક સિંહની વાર્તા (પહેલા તંત્રની મુખ્ય કથા) સંભળાવવા માંડે છે ('કથાસરિત્સાગર', ચોથી આવૃત્તિ, પૃ. ૩૦૯). આખી યે કૃતિના તંત્રો રૂપે વિભાગ પણ અહીં નથી. વળી ગ્રન્થકર્તાનો ઉદ્દેશ રોચક કથાઓનો

---

૯. એજ, પૃ. ૯

સંગ્રહ કરવાનો હોવાને કારણે ખરેખરી 'પંચતંત્ર'ની વાર્તાઓની વચ્ચે વચ્ચે બીજી અનેક આગંતુક વાર્તાઓ ( જેમકે સંખ્યાબંધ 'મુગ્ધ-કથાઓ' ) દાખલ થઈ ગયેલી છે.

'બૃહત્કથામંજરી' અને 'કથાસરિત્સાગર'માંનું 'પંચતંત્ર' સંસ્કૃત-માંથી પ્રાકૃતમાં અને પાછું પ્રાકૃતમાંથી સંસ્કૃતમાં એ પ્રમાણે બે અનુવાદોનું પરિણામ છે. મૂલ 'પંચતંત્ર' સંસ્કૃતમાં હતું, તેનો 'બૃહત્કથા'ની કાશ્મીરી વાચનામાં સમાવેશ કરવા માટે પૈશાચી પ્રાકૃતમાં અનુવાદ કે સંક્ષેપ થયો; અને એ કાશ્મીરી વાચનાનો સંસ્કૃત સંક્ષેપ ક્ષેમેન્દ્ર અને સોમદેવના હાથે થતાં તેમાંના પ્રાકૃત 'પંચતંત્ર'નુ પણ પાછું સંસ્કૃત થયું. આ પ્રમાણે બબ્બે અનુવાદો કે સક્ષેપોમાંથી પસાર થવા છતાં પણ 'કથાસરિત્સાગર'માંનું 'પંચતંત્ર' મૂલના શબ્દો પણ ઘણે સ્થળે જાળવી રાખે છે એનું કારણ એ છે કે પ્રાકૃત એ સંસ્કૃતોત્થ ભાષા હોઈ એકમાંથી બીજી ભાષામાં અનુવાદ કરતાં મૂળ શબ્દોમાં કેવળ વાગ્વ્યાપારજન્ય પરિવર્તન થાય છે, પરન્તુ શબ્દ ખાસ કારણ વિના બદલાતો નથી. આથી સંસ્કૃતનો પૈશાચીમાં અને તેનો પાછો સંસ્કૃતમાં થયેલો અનુવાદ કેટલીક વાર શબ્દશઃ મૂલને મળતો આવે છે.

ક્ષેમેન્દ્રની 'બૃહત્કથામંજરી'માં 'પંચતંત્ર'ની કથાઓનો અતિસંક્ષેપ કરી દેવામાં આવ્યો છે. તે એટલે સુધી કે કેટલીયે વાર આખી વાર્તાઓ ( ઉદાહરણ તરીકે 'અનેક મૂર્ખાખ્યાયિકાઓ' )માત્ર એક જ અનુષ્ટુપમાં કહી દેવામાં આવી છે ! મૂળ વાર્તાથી અપરિચિત વાચકને તો કદાચ તે તે સ્થળોએ ક્ષેમેન્દ્રનું કથન સમજવામાં પણ મુશ્કેલી પડે. આથી 'બૃહત્કથામંજરી'–અંતર્ગત 'પંચતંત્ર'નું કલાની દષ્ટિએ ઝાઝું મૂલ્ય નથી. મૂલ (પુનર્ઘટિત) 'પંચતંત્ર'માં નથી એવી પાંચ વાર્તાઓ ક્ષેમેન્દ્રમાં છે, અને તે 'તંત્રાખ્યાયિકા'માં પણ મળે છે એ ઉપરથી અનુમાન થાય છે કે ક્ષેમેન્દ્રે અહીં 'બૃહત્કથા'ની કાશ્મીરી વાચના ઉપરાંત 'તંત્રાખ્યાયિકા'ની કોઈ પ્રતનો પણ ઉપયોગ કર્યો હશે.

સોમદેવની રચના એ 'બૃહત્કથા'નો સંક્ષેપ છે, પરન્તુ તેની સંક્ષેપશૈલી ક્ષેમેન્દ્રની જેમ પરાકાષ્ઠાએ પહોંચેલી નહિ હોવાને કારણે વાચકને કષ્ટકર નથી; બલ્કે તેની વાર્તાકથનની રીતિ મધુર અને ઔચિત્યપૂર્ણ હોઈને ક્ષેમેન્દ્રથી સ્વાભાવિક રીતે જ જુદી પડી આવે છે. આ જ કારણે મૂલ 'પંચતંત્ર'ની કથાઓનો વર્ણનભાગ તે ક્ષેમેન્દ્ર કરતાં સારા પ્રમાણમાં સાચવે છે. મૂલના શ્લોકો તો બેમાંથી એકેમાં ઝાઝા જળવાયા નથી, કેમકે 'પંચતંત્ર'ના શ્લોકો એ વાર્તાનું અવિનાભાવી અંગ નથી, પરન્તુ કેવળ ઉપદેશાત્મક સુભાષિતો છે; અને જ્યાં વાર્તાઓનો સંક્ષેપ કરવાનો હોય ત્યાં એવા શ્લોકોને ઝાઝું પ્રતિનિધિત્વ ન મળે એ સ્વાભાવિક છે.

## પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'

હિન્દમાં તેમ જ પરદેશોમાં જેને સામાન્ય રીતે 'પંચતંત્ર' તરીકે ઓળખવામાં આવે છે તે આ જ પાઠપરંપરા છે. 'પંચતંત્ર'ની બીજી તમામ પાઠપરંપરાઓને મુકાબલે તે વધારે પ્રસિદ્ધ છે, અને મધ્ય, ઉત્તર અને પશ્ચિમ હિન્દમાં તો 'પંચતંત્ર'ની આ એકમાત્ર વાચના જ જાણીતી છે. પાશ્ચાત્ય વિદ્વાનો તેને Textus Simplicior—'સાદી વાચના' તરીકે ઓળખે છે; પશ્ચિમ ભારતમાં રચાયેલી હોવાને કારણે આપણે તેને પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' તરીકે ઓળખીશું. આ પુસ્તકના પહેલા વિભાગમાં 'પંચતંત્ર'ની વ્યાપક પ્રસિદ્ધિ પામેલી આ એકમાત્ર વાચના–પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો અનુવાદ આપવામાં આવ્યો છે, અને અન્ય પ્રાચીન પાઠપરંપરાઓમાંની વધારાની કથાઓને બીજા વિભાગમાં સ્થાન આપ્યું છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની બે મુખ્ય પેટાવાચનાઓ પ્રાપ્ત થાય છે. એકનું પ્રતિનિધિત્વ બોમ્બે સંસ્કૃત સિરીઝનું સંસ્કરણ ધરાવે છે, જ્યારે બીજીનું પ્રતિનિધિત્વ નિર્ણયસાગર પ્રેસની વાચના ધરાવે છે. એક પેટાવાચનાને ક અને બીજીને ખ તરીકે આપણે ઓળખીશું. કાળેનું

સંસ્કરણ એ એક મિશ્ર વાચના છે, અને તેમાં अ અને ब બન્નેના અંશો છે. બીજાં મુદ્રિત સંસ્કરણો તપાસતાં એમાં પણ નાની મોટી ભિન્નતાઓ જણાશે. આ પુસ્તકમાંનો અનુવાદ अ વાચના પ્રમાણેનો છે.

પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો રચનાકાળ પહેલાં વિચારીએ. મનુ, બૃહસ્પતિ, શુક્ર, નારદ અને 'મહાભારત' તથા કામંદકિના ઉલ્લેખો એમાં આવે છે, પરન્તુ કૃતિનો સમયનિર્ણય કરવામાં એ ઝાઝા મદદગાર થાય તેમ નથી. કાલિદાસના 'કુમારસંભવ' ( સર્ગ ૨, શ્લો. ૫૫ )માંથી એક શ્લોક એમાં ઉદ્ધૃત કરવામાં આવેલો છે.[૧૦] કાલિદાસની વિદ્યમાનતા ગુપ્તકાળમાં-ઈસવી સનના પાંચમા સૈકામાં સ્વીકારીએ તો આ કૃતિ એ પછીની ઠરે. પરન્તુ એ કરતાં વધારે નિર્ણાયક એવાં બીજાં અવતરણો પણ એમાં છે. ઈસવી સનના છઠ્ઠા સૈકામાં થઈ ગયેલા વરાહમિહિરનો એક શ્લોક કર્તાના નામોલ્લેખ સાથે એમાં ટાંકેલો છે,[૧૧] તથા ઈસવી સનના આઠમા સૈકામાં થયેલા માઘના 'શિશુપાલવધ'માંથી ( સર્ગ ૨, શ્લો. ૧૦ ) પણ એક શ્લોક એમાં ઉતારેલો છે.[૧૨]

ઈસવી સનના આઠમા સૈકામાં થઈ ગયેલા કાશ્મીરી કવિ દામોદરગુપ્તકૃત 'કુટ્ટનીમત'ના કેટલાક શ્લોકો પણ અહીં લેવામાં આવેલા

---

૧૦. इतः स दैत्यः प्राप्तश्रीर्नेत एवार्हति क्षयम् ।
विषवृक्षोऽपि संवर्ध्य स्वयं छेत्तुमसांप्रतम् ॥ (તંત્ર ૧-શ્લો. ૨૪૫)

૧૧. उक्तं च वराहमिहिरेण ।
यदि रोहिण्याः शकटं भिनत्ति रविनन्दनो गगनवीथ्याम् ।
द्वादशवर्षाणि तदा न हि वर्षति वासवो भूमौ ॥ (તંત્ર ૧-શ્લો. ૨૧૧)

૧૨. उत्तिष्ठमानोऽपि परो नोपेक्ष्यः पथ्यमिच्छता ।
समौ हि शिष्टैराम्नातौ वर्त्स्यन्तावामयः स च ॥ (તંત્ર ૧-શ્લો. ૨૩૪)

છે.[13] વળી ઈ. સ. ૯૦૦ અને ૧૧૦૦ ની વચમાં જેનો સમય નિર્ણીત થયો છે એ રુદ્રભટ્ટના 'શૃંગારતિલક'(૧-૬૮)માંથી નીચેનો શ્લોક એમાં ઉદ્ધૃત થયેલો છે—

सार्धं मनोरथशतैस्तव धूर्त कान्ता
सैव स्थिता मनसि कृत्रिमभावरम्या ।
अस्माकमस्ति न कथंचिदिहावकाश-
स्तस्मात् कृतं चरणपातविडम्बनाभिः ॥ (તંત્ર ૪-શ્લો. ૮)

બીજી તરફથી જોઈએ તો, ઈ. સ. ૧૧૯૯ (સં. ૧૨૫૫)માં 'પંચાખ્યાન' રચનાર પૂર્ણભદ્રે પોતાના ગ્રન્થના એક મૂલ આધાર તરીકે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ને સ્વીકાર્યું છે-બલ્કે પૂર્ણભદ્રનું 'પંચાખ્યાન' એ પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની જ એક સુવિસ્તૃત વાચના છે એમ કહીએ તો ચાલે. જૂના સાહિત્યમાં જ્યારે કોઈ લેખક પોતાની એક પુરોગામી કૃતિનો આ પ્રકારે ઉપયોગ કરે ત્યારે તેની એ પ્રતિષ્ઠિત પુરોગામી કૃતિ એના કરતાં સહેજે એકદોઢ સૈકા જેટલી પ્રાચીનતર હોવી જોઈએ એમ અનુમાન કરવું ન્યાય્ય ગણાશે. એ રીતે જોતાં પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો રચનાસમય રુદ્રભટ્ટ અને પૂર્ણભદ્રની વચમાં-ઈસવી સનના દસમા સૈકામાં માનવો જોઈએ.

પાશ્ચાત્ય વિદ્વાનોના મત પ્રમાણે, પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો કર્તા જૈન હતો. જો કે 'પંચતંત્ર'ની વાર્તાઓમાં જૈનત્વને અવકાશ આપે એવું કશું નથી, પરન્તુ પાંચમા તંત્રમાં 'ભિક્ષુઓનાં માથાં

---

૧૩. पर्यङ्केष्वास्तरणं पतिमनुकूलं मनोहरं शयनम् ।
तृणमिव लघु मन्यन्ते कामिन्यश्चौर्यरतलुब्धाः ॥
केलिः प्रदहति मज्जां शृङ्गारोऽस्थीनि चाटवः कटवः ।
बन्धकयाः परितोषो न स्यादनभीष्टदम्पत्योः ॥
कुलपतनं जनगर्हां बन्धनमपि जीवितव्यसन्देहम् ।
अङ्गीकरोति तत्क्षणमवला परपुरुषसंरक्ता ॥
(તંત્ર ૧, શ્લો. ૧૭૪, ૧૭૫, ૧૭૬; 'કુટ્ટનીમત', શ્લો. ૭૯૯, ૭૯૪, ૮૧૦)

ફોડનાર વાળંદ' એ વાર્તામાં વૈદિક પરિવ્રાજકોને બદલે જૈન ભિક્ષુઓની વાત આવે છે, તથા क्षपणक नग्नक, धर्मदेशना जिन વગેરે જૈન પરિભાષાના શબ્દો એમાં પ્રયોજાયા છે તથા એ જ તંત્રની ૭ મી વાર્તા( 'બે માથાંવાળો વણકર' )માં व्यन्तर શબ્દ વપરાયો છે, એને જૈન પરંપરાદ્યોતક ગણવામાં આવે છે.[૧૪] પરન્તુ માત્ર આવા શબ્દોના પ્રયોગ ઉપરથી કર્તાનું જૈનત્વ કે અજૈનત્વ નક્કી થઈ શકે નહિ, કેમકે એ શબ્દો બીજી કોઈ પણ પરંપરાનો લેખક પણ પ્રયોજી શકે એવા સામાન્ય વપરાશના છે. વળી क्षपणक અને धर्मदेशना જેવા શબ્દો બૌદ્ધ પરિભાષામાં પણ વ્યાપક છે અને व्यन्तर શબ્દ જૈન પરિભાષાનો જ એમ કહેવું એ સાહસ છે. એમ તો श्रमण અને क्षपणक જેવા શબ્દો મૂલ (પુનર્ઘટિત) 'પંચતત્ર'માં પણ 'ભિક્ષુઓનાં માથાં ફોડનાર વાળંદ'ની કથામાં આવે છે, એથી શું મૂલ પંચતંત્ર'ના કર્તાને પણ જૈન ગણી શકાશે ? नग्नकનો અર્થ દિગંબર જૈન સાધુ થાય તેમ બૌદ્ધ ભિક્ષુ પણ થાય છે, અને जिन શબ્દ જૈન તીર્થંકર તેમ જ ગૌતમ બુદ્ધ બન્ને માટે પ્રચારમાં છે. વળી સામે પક્ષે એમ કહી શકાય કે પશ્ચિમ ભારતીય 'પંચતત્ર'ના કર્તાને આ વાર્તામાં જૈન ભિક્ષુઓ નહિ પણ બૌદ્ધ ભિક્ષુઓ ઉદ્દિષ્ટ છે, કેમકે ક્ષપણક-વિહારમાં ભિક્ષુઓને વિનંતી કરવા જતા વાળંદના મુખમાં સ્પષ્ટ રીતે બુદ્ધની સ્તુતિ કરતો નીચેનો શ્લોક મૂકવામાં આવ્યો છે. મૂળે એ શ્લોક ચક્રવર્તી કવિ હર્ષદેવના, બૌદ્ધ ધર્મની અસર નીચે રચાયેલા નાટક 'નાગાનન્દ'ની નાન્દીમાંથી લેવામાં આવેલો છે—

> ध्यानव्याजमुपेत्य चिन्तयसि कामुन्मील्य चक्षुः क्षणं
> पश्यानङ्गशरातुरं जनमिमं त्रातापि नो रक्षसि ।
> मिथ्याकारुणिकोऽसि निर्घृणतरस्त्वत्तः कुतोऽन्यः पुमान्
> सेर्ष्यं मारवधूभिरित्यभिहितो **बुद्धो जिनः** पातु वः ॥

(તંત્ર ૫, શ્લો. ૧૪)

---

૧૪. Keith, *History of Sanskrit Literature*, P. 261.

એટલે લૌકિક વાર્તાઓના તેમજ સામાન્ય નીતિ અને રાજનીતિ-વિષયક સુભાષિતોના સંગ્રહરૂપ આ ગ્રન્થના કર્તૃત્વ સંબંધમાં ઉપર ટાંકવામાં આવેલા સામાન્ય વપરાશના થોડાક શબ્દો ઉપરથી અનુમાન કરવું દુરસ્ત નથી. અર્થાત્ એ પ્રમાણો સ્વતંત્ર પ્રમાણો તરીકે ટકી શકે એવાં નથી.

આમ છતાં પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો કર્તા જૈન-અને તે પણ ગૂજરાતનો જૈન હોવા વિશે મારા મનમાં શંકા નથી. આ કૃતિમાં કેટલાક એવા વિશિષ્ટ શબ્દપ્રયોગો મળે છે, જે કર્તાનું જૈનત્વ તેમજ એનું ગૂજરાતીપણું નિઃશંકપણે સિદ્ધ કરી દે છે. હું અહીં 'જૈન સંસ્કૃત'ના પ્રયોગોની વાત કરું છું. બૌદ્ધોના 'ગાથા સંસ્કૃત'ની જેમ 'જૈન સંસ્કૃત' એ લોકભાષાના પ્રયોગોને અપનાવતી સંસ્કૃતની એક લઢણ છે. એ પ્રયોગો વ્યાકરણસિદ્ધ હોતા નથી તેમ શિષ્ટ સંસ્કૃતના કોશોમાં એ શબ્દોને અથવા તે તે શબ્દોના એ અર્થોને સ્થાન પણ હોતું નથી, કેમકે એ તો લોકભાષામાંથી સીધા જ આયાત થયેલા હોય છે. આ પ્રકારનું 'જૈન સંસ્કૃત' ગૂજરાતના જૈનોના હાથે સારા પ્રમાણમાં લખાયેલું છે, પણ મોટે ભાગે એ શૈલી કથાસાહિત્યની કૃતિઓ અને ઐતિહાસિક પ્રબન્ધો પૂરતી મર્યાદિત છે. એમાંના શબ્દપ્રયોગોના અર્થો ઘણી વાર ગૂજરાતીના જ્ઞાન વિના સમજી શકાતા નથી, કેમકે ગૂજરાતની તત્કાલીન લોકભાષામાંથી જ એમને સીધેસીધા ઉપાડીને સંસ્કૃતનો વાઘો પહેરાવી દીધેલો હોય છે. આવા કેટલાક પ્રયોગો પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં છે. જેમકે— चटति (=ગૂ ચઢે છે, પહેલું તંત્ર, પૃ. ૭૯), चटितं (=ગૂ. ચઢ્યું, પહેલું તંત્ર, પૃ ૧૧૦; પાંચમું તંત્ર, પૃ. ૪૪)[૧૫],

૧૫. આપટે અને મોનિયર વિલિયમ્સના કોશોમાં चट् ધાતુના to break, fall off, separate એવા ભળતા અર્થો આપ્યા છે. સન્દર્ભને અનુરૂપ તેનો સાચો અર્થ ગૂજરાતી સાથે સંબંધ જોડવાથી જ સમજી શકાય છે.

मुत्कलापयित्वा (=ગૂ મોકલીને, વિદાય માગીને, પાંચમું તંત્ર, પૃ ૪૭, બે પ્રયોગ),[૧૬] लगिष्यन्ति (=ગૂ. લાગશે, પાંચમું તંત્ર, પૃ. ૧૭. 'ત્યાં કેટલાક દિવસો લાગશે' એમ કહેવા માટે तत्र दिनानि कतिचिल्लगिष्यन्ति એ પ્રમાણે લખ્યું છે, એ સૂચક છે), कूतिका (=ગૂ. કૂતી, ઉત્તમ મધ બનાવનારી ઝીણી મધમાખ, ત્રીજું તંત્ર, શ્લોક ૯૮. વધુ માટે જુઓ અનુવાદ, પૃ. ૨૪૨ ઉપરનું પાદટિપ્પણ), सुखमालिका-सुकुमारिका (=ગૂ. સુંવાળી, પૂરી, પાંચમું તંત્ર, પૃ. ૩૯. વધુ માટે જુઓ અનુવાદ પૃ. ૩૩૧ ઉપરનું પાદટિપ્પણ), अरघट्टं खेलयमानः (પાઠાન્તર खेटयमानः, રહેંટ ચલાવતો, ગૂ માં 'ખેડવું'નો અર્થ 'ચલાવવું' થાય છે. જૂની ગૂજરાતીમાં એ અર્થ વધુ વ્યાપક છે. ચોથું તંત્ર, પૃ. ૩૦).

આવા પ્રયોગો પૂર્ણભદ્રના 'પંચાખ્યાન' સિવાય 'પંચતંત્ર'ની બીજી કોઈ પણ પ્રાચીન પાઠપરંપરામાં આવતા નથી, અને ગૂજરાતના જૈન લેખકોએ છૂટે હાથે તે વાપર્યા છે એ વસ્તુ પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો કર્તા ગૂજરાતનો જૈન હતો એમ પુરવાર કરવાને બસ છે. પછીના સમયમાં પણ પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નાં રૂપાન્તરો-ભાષાન્તરો જેટલાં ગૂજરાતમાં થયાં છે એટલાં તુલનાએ બીજા કોઈ પ્રાન્તમાં થયાં નથી, અને ગૂજરાતમાં થયેલાં રૂપાન્તરો-ભાષાન્તરોમાં પણ સૌથી મોટો ફાળો જૈનોનો છે એ હકીકત પણ આ સાથે ધ્યાનમાં રાખવા જેવી છે,

હવે, પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' મૂલના વસ્તુનો વિનિયોગ કેવી રીતે કરે છે એ જોઈએ. મૂલનાં પાંચે તંત્રો અહીં કાયમ રહે છે, પરન્તુ તેમાંની કથાઓમાં ઘણા નોંધપાત્ર ફેરફારો છે. મૂલ (પુનર્ઘટિત) 'પંચતંત્ર'માં ચોથું અને પાંચમું તંત્ર ખૂબ જ ટૂંકાં છે;

---

૧૬. જૂની ગૂજરાતીમાં 'મોકલાવ' ક્રિયાપદનો અર્થ 'વિદાય માગવી' અને 'મોકલામણી'નો અર્થ 'વિદાય' થાય છે; જેમકે-अम्हस्यूं प्रीति आणेज्यो घणी, आर्णा जमारइ मोकलामणी ('કાન્હડદેપ્રબન્ધ', ખંડ ૨, કડી ૧૫૦).

ચોથા તંત્રમાં માત્ર એક અને પાંચમામાં માત્ર બે કથાઓ છે (જુઓ પરિશિષ્ટ ૨). પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો કર્તા ચોથા અને પાંચમા તંત્રને બીજા અને ત્રીજા તંત્ર જેટલાં જ વિસ્તૃત બનાવી દે છે. મૂલના ત્રીજા તંત્રની કેટલીક કથાઓ તે ચોથા તંત્રમાં દાખલ કરી દે છે અને વળી ચોથા તંત્રમાં કેટલીક નવી કથાઓ ઉમેરે છે. પાંચમા તંત્રની ઘણીખરી કથાઓ તો મૂલની અપેક્ષાએ નવી જ છે. મૂલના પાંચમા તંત્રની બીજી કથા ('ભિક્ષુઓનાં માથાં ફોડનાર વાળંદ')ને અહીં મુખ્ય કથા બનાવી દેવામાં આવી છે, અને 'બ્રાહ્મણી અને નોળિયા'ની વાર્તા જે મૂલમાં ('તંત્રાખ્યાયિકા' અને દક્ષિણ ભારતીય 'પંચતંત્ર'માં પણ) મુખ્ય કથા છે તેને આડકથા તરીકે મૂકી છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ના પાંચમા તંત્રમાં મળતી મૂર્ખાઓની-અડવાઓની વાર્તાઓ આપણને 'કથાસરિત્સાગર' અને 'બૃહત્કથા-મંજરી'-અંતર્ગત મુગ્ધકથાઓની યાદ આપે છે. ત્રીજા અને ચોથા તંત્રની મુખ્ય કથાઓ જો કે અહીં મૂલને અનુસરતી છે, તો પણ એમાં કર્તાએ ઘણા ફેરફારો કર્યા છે. બધાંયે તંત્રોમાં અહીં સંખ્યાબંધ નવી વાર્તાઓ જોવામાં આવે છે. મૂલની કથાઓ પૈકી ત્રણ ('ચિત્રાંગ મૃગને અગાઉ વેઠવું પડેલું બંધન',[17] 'બ્રાહ્મણ, ચોર અને બ્રહ્મ-રાક્ષસ',[18] અને 'સર્પ ઉપર સવારી કરનાર દેડકાં;'[19] જુઓ પરિ-શિષ્ટ ૨) સિવાયની બાકી બધી પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં જળવાઈ રહેલી છે. આ ત્રણ વાર્તાઓ પૈકી છેલ્લીની સાથે સરખાવી શકાય એવી એક વાર્તા પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૪-૧ માં ('ગંગદત્ત દેડકો અને પ્રિયદર્શન સર્પ') છે. કદાચ મૂલની વાર્તાનું એ દૂરનું રૂપાન્તર પણ હોય. એકમાત્ર પૂર્ણભદ્રના અપવાદને બાદ કરીએ તો, બીજી કોઈ પણ પ્રાચીન પાઠપરંપરાની તુલનાએ પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં

---

૧૭. જુઓ આ પુસ્તકના બીજા વિભાગમાં, 'વધારાની કથાઓ'માં કથાંક ૧

૧૮. 'વધારાની કથાઓ'માં કથાંક ૨

૧૯. 'વધારાની કથાઓ'માં કથાંક ૨૨

શ્લોકોની સંખ્યા ઘણી મોટી છે. બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં પાંચે તંત્રોમાં થઈને ૧૦૪૭ શ્લોકો છે. મોટા ભાગના શ્લોકો રાજનીતિ અને સામાન્ય નીતિને લગતાં પ્રાસ્તાવિક સુભાષિતો હોઈ સંસ્કૃત સાહિત્યના વિપુલ ભંડારમાંથી કર્તાએ તે લીધાં હશે. કર્તાના પોતાના કોઈ શ્લોકો આમાં હશે કે કેમ એ નક્કી કરવાનું કોઈ સાધન નથી, પણ ધારો કે એવા શ્લોકો હોય તો પણ તેમની સંખ્યા પ્રમાણમાં ઘણી નાની હશે.

પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની अ અને व એ બે પેટાવાચનાઓનો ઉલ્લેખ અગાઉ કર્યો છે. મૂળ એક જ કૃતિ ઉપર બે જુદા જુદા સંસ્કર્તાઓનો હાથ ફર્યો હોય એવું એ બન્ને પેટાવાચનાઓનું સ્વરૂપ છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' એ 'પંચતંત્ર'ની સૌથી અધિક વ્યાપક પાઠપરંપરા છે, વળી એનો વિષય કોઈ શાસ્ત્રનિરૂપણનો નહિ, પણ લોકપ્રિય કથાઓના સમુચ્ચયનો છે, રચનાપદ્ધતિ શિથિલ છે, એટલે ગમે ત્યાં ઘટાડા અથવા પ્રક્ષેપોને અવકાશ છે અને એકાદ પ્રાસ્તાવિક શ્લોક વચમાં મૂકી દઈને એકાદ નવી વાર્તા ઉમેરવાનું અથવા એવી જ રીતે એકાદ વાર્તા દૂર કરી દેવાનું ઘણું સરલ છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નાં પછીના કાળમાં થયેલાં રૂપાન્તરો—ભાષાન્તરોમાં પણ આ પ્રકારના ભેદો જોવામાં આવે છે તેનું નિદાન પણ આ જ વસ્તુમાં રહેલું છે.

એક જ કૃતિની બે હાથપ્રતોમાં હોય એવાં પાઠાન્તરોની વાત જવા દઈએ તો પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની अ અને व વાચનાઓમાં જે ભેદો છે તે મુખ્યત્વે ત્રીજા અને ચોથા તંત્રમાં છે ત્રીજા તંત્રમાં अ વાચનામાં માત્ર પાંચ વાર્તાઓ છે, જ્યારે व વાચનામાં સોળ, અને કાળેની મિશ્ર વાચનામાં તેર વાર્તાઓ છે. अ વાચનામાં ચોથા તંત્રમાં ૧૬ વાર્તાઓ છે, જ્યારે व વાચનામાં ૧૧, અને કાળેમાં ૧૭ વાર્તાઓ છે व વાચનામાં ત્રીજા તંત્રમાં આવતી કેટલીક વાર્તાઓ अ વાચનામાં એટલે કે બોમ્બે સંસ્કૃત સિરીઝના સંસ્કરણમાં ચોથા તંત્રમાં આવે છે,

અને એ રીતે તેમનો પૂર્વાપરસન્દર્ભ પણ ભિન્ન છે. આ વિષયમાં પૂરતી નોંધ ત્રીજા અને ચોથા તંત્રનાં ટિપ્પણોમાં કરવામાં આવી છે. નિર્ણયસાગર અને કાળેનાં સંસ્કરણોમાંની વધારાની વાર્તાઓ આ પુસ્તકના બીજા વિભાગમાં લેવામાં આવેલી છે.

પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' તેમજ 'તંત્રાખ્યાયિકા' બન્નેના કર્તાઓએ એક જ મૂલનો ઉપયોગ કર્યો હોય એમ એ બે કૃતિઓ ઉપરથી લાગે છે.

## પૂર્ણભદ્રનું 'પંચાખ્યાન'

'પંચતંત્ર'ની તમામ પ્રાચીન પાઠપરંપરાઓમાં એકમાત્ર પૂર્ણભદ્રનું 'પંચાખ્યાન' એવું છે, જેના કર્તા વિશે તથા રચનાકાળ વિશે ચોક્કસ માહિતી મળે છે. જૈનોમાં 'પંચતંત્ર'ને સામાન્ય રીતે 'પંચાખ્યાન' નામથી ઓળખવામાં આવે છે, અને એ અનુસાર જૈન મુનિ પૂર્ણભદ્રે પણ પોતે કરેલા એ ગ્રન્થના સંસ્કરણનું નામ 'પંચાખ્યાન' રાખ્યું છે. આ કૃતિની પ્રશસ્તિમાં જણાવ્યા પ્રમાણે, પૂર્ણભદ્રે તેની રચના સં. ૧૨૫૫ (ઈ. સ. ૧૧૯૯) માં કરી છે.[૨૦] 'વિશીર્ણવર્ણ'–અવ્યવસ્થિત થઇ ગયેલ 'પંચતંત્ર' શાસ્ત્રનો સોમ મંત્રીના વચનથી પોતે જીર્ણોદ્ધાર કર્યો હોવાનું તથા મૂલના શબ્દેશબ્દનું સંશોધન કર્યું હોવાનું તે જણાવે છે.[૨૧] આ સોમ મંત્રી કોણ હશે એ વિશે પ્રશસ્તિમાંથી

---

૨૦. शरबाणतरणिवर्षे रविकरवदि फाल्गुने तृतीयायाम् ।
जीर्णोद्धार इवासौ प्रतिष्ठितोऽधिष्ठितो बुधैः ॥

૨૧. श्रीसोममन्त्रिवचनेन विशीर्णवर्ण
आलोक्य शास्त्रमखिलं खलु पञ्चतन्त्रम् ।
श्रीपूर्णभद्रगुरुणा गुरुणादरेण
संशोधितं नृपतिनीतिविवेचनाय ॥
प्रत्यक्षरं प्रतिपदं प्रतिवाक्यं प्रतिकथं प्रतिश्लोकम् ।
श्रीपूर्णभद्रसूरिर्विशोधयामास शास्त्रमिदम् ॥

કંઈ વિશેષ જાણવા મળતું નથી, પરન્તુ 'પંચતંત્ર' શાસ્ત્રના જીર્ણોદ્ધારની જે વાત પૂર્ણભદ્રે કરી છે એ ઘણી રસપ્રદ છે. આપણે જોયું છે કે અત્યંત લોકપ્રિય બનવાને કારણે 'પંચતંત્ર'નો ગ્રન્થ ઘણા જૂના કાળથી વિશીર્ણવર્ણ બની ચૂક્યો હતો. પૂર્ણભદ્રના સમયથી સૈકાઓ પૂર્વે મૂલ 'પંચતંત્ર' નષ્ટ થયું હતું, અને તેની સંખ્યાબંધ વિભિન્ન પાઠપરંપરાઓ વિકસી હતી. એમાંની ઓછામાં ઓછી બે પાઠપરંપરાઓ—પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને 'તંત્રાખ્યાયિકા' તો પૂર્ણભદ્રની પાસે નિઃશંકપણે હતી જ. 'કથાસરિત્સાગર' અને 'બૃહત્કથામંજરી' પણ તેણે જોયાં હોય એ અસંભવિત નથી. એ બધી પાઠપરંપરાઓ વચ્ચેના ભેદપ્રભેદો તથા હાથપ્રતોની અશુદ્ધિઓ જોઈને 'પંચતંત્ર'નું એક નવું સંસ્કરણ કરવાનો ખ્યાલ પૂર્ણભદ્રને આવ્યો હોય એમ 'પંચાખ્યાન'ની પ્રશસ્તિમાંના તેના શબ્દો ઉપરથી જણાય છે. જો કે એ સંસ્કરણ કે સંશોધન એ અર્વાચીન અર્થમાં કરેલું સંપાદન નથી, પરન્તુ જૂની પાઠપરંપરાઓની અશુદ્ધિ દૂર કરવાનો તથા જૂની બે ત્રણ પરંપરાઓને એકત્ર કરીને એક નવી વિસ્તૃત કૃતિ સર્જવાનો પ્રયાસ છે. પૂર્ણભદ્રને પોતાને પણ એ વસ્તુનો પૂરો ખ્યાલ છે.[૨૨] પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં પ્રવેશેલી કેટલીક અશુદ્ધિઓ પૂર્ણભદ્રે સ્વીકારેલા પાઠોથી દૂર કરી શકાય છે એ પણ એમણે કરેલા 'પંચતંત્ર'ના સંશોધનકાર્યનું ફળ છે.

પૂર્ણભદ્ર ગુજરાતના વતની જૈન સાધુ છે એ તો ગ્રન્થની પ્રશસ્તિ તથા પ્રાકૃત અને લોકભાષાના પ્રયોગોથી પ્રચુર એવી તેની

---

૨૨. प्रत्यन्तरं न पुनरस्त्यमुना क्रमेण
कुत्रापि किंचन जगत्यपि निश्चयो मे ।
किंत्वाद्यसत्कविपदाक्षतबीजमुष्टिः
सिक्ता मया मतिजलेन जगाम वृद्धिम् ॥

સંસ્કૃત ભાષાશૈલી ઉપરથી સ્પષ્ટ છે. પરન્તુ એમની ગુરુપરંપરા વિશે આ ગ્રન્થમાંથી કંઈ જાણવા મળતું નથી. પૂર્ણભદ્રે સં. ૧૨૮૫માં જેસલમેરમાં 'ધન્યશાલિભદ્રચરિત્ર' તથા 'કૃતપુણ્યચરિત્ર' એ બે કાવ્યો રચ્યાં છે,[૨૩] તથા સં. ૧૨૮૨ માં પાલણપુરમાં 'અતિમુક્ત-ચરિત્ર' રચ્યું છે. 'ધન્યાશાલિભદ્રચરિત્ર'ની પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે તેઓ ખરતર ગચ્છના જિનપતિસૂરિના શિષ્ય હતા. આ 'ધન્ય-શાલિભદ્રચરિત્ર'ની રચનામાં સર્વદેવસૂરિએ તેમને સહાય આપી હતી, અને સુરપ્રભ વાચકે તેનું સંશોધન કર્યું હતું, કે જેમણે વાદી યમદંડ નામના દિગંબરને ખંભાતમાં જીત્યો હતો, 'કાલસ્વરૂપકુલક' ઉપર વૃત્તિ લખી હતી, તથા ચંદ્રતિલક ઉપાધ્યાય અને વિદ્યાનંદને અભ્યાસ કરાવ્યો હતો.[૨૪]

પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ને, અગાઉ કહ્યું તેમ, પાશ્ચાત્ય વિદ્વાનો Textus Simplicior—'સાદી વાચના' એ નામ આપે છે, અને પૂર્ણભદ્રનું 'પંચાખ્યાન' મુખ્યત્વે એ 'સાદી વાચના'નું વિસ્તૃત અને અલંકૃત સ્વરૂપ હોવાને કારણે તેને Textus Ornatior—'અલંકૃત વાચના' એ નામથી ઓળખે છે.

પૂર્ણભદ્રે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને 'તંત્રાખ્યાયિકા'નો ઉપયોગ પોતાના સંસ્કરણમાં કર્યો છે, પરન્તુ એમાંયે બનેત્યાં-સુધી પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ના પાઠને તેમણે શબ્દશઃ અનુસર-વાનો પ્રયાસ કર્યો છે. જો કે કેટલીક વાર 'તંત્રાખ્યાયિકા' અને પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ના શબ્દોમાં એકની એક વાત બે રીતે કહીને તેમણે પુનરાવૃત્તિનો દોષ વહોરી લીધો છે. (ઉદાહરણ તરીકે જુઓ અનુવાદ પૃ. ૬ ઉપરનું પાદટિપ્પણ). પહેલા અને બીજા

---

૨૩. 'જૈન ગ્રન્થાવલી,' પૃ. ૨૨૨, ૨૨૫.

૨૪. 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ,' પૃ. ૩૯૩.

તંત્રમાં ' તંત્રાખ્યાયિકા ' અને પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર 'ની વસ્તુસંકલના લગભગ સરખી છે, પરંતુ એ બે પાઠપરંપરાઓ વચ્ચેના મુખ્ય ભેદો ત્રીજા, ચોથા અને પાંચમા તંત્રમાં દેખા દે છે; અને અહીં પૂર્ણભદ્ર પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર 'ના નમૂનાને જ અનુસરે છે. પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર 'ની અત્યારે ઉપલબ્ધ છે તે વાચનામાં નથી એવી વસ્તુયોજના કોઈ વાર પૂર્ણભદ્રમાં દેખાય છે, તથા ' પંચતંત્ર 'ની બીજી કોઈ પણ પ્રાચીન પાઠપરંપરામાં નથી એવી કેટલીક વાર્તાઓ એમાં છે. આના કારણરૂપે એમ અનુમાન કરી શકાય કે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ના કોઈ પ્રાચીનતર સ્વરૂપનો પૂર્ણભદ્રે ઉપયોગ કર્યો હોય, અથવા કેટલીક લોકપ્રચલિત વાર્તાઓનો પોતાને ઉચિત લાગે એવાં સ્થાનોએ તેમણે વિનિયોગ કરી દીધો હોય. ' તંત્રાખ્યાયિકા ' અને પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર ' એ બન્નેથી ભિન્ન એવા પાઠો પૂર્ણભદ્રમાં મળે છે તે એનો પુરાવો છે.

ઉપર કહ્યું તેમ, પૂર્ણભદ્રનું 'પંચાખ્યાન' એ અલંકૃત વાચના છે. પૂર્ણભદ્રનો ઉદ્દેશ પોતાની પૂર્વકાલીન વાચનાઓનો માત્ર સમન્વય કરવાનો નથી, પરન્તુ તેમને વધારે બુદ્ધિગમ્ય બનાવવાનો પણ છે. પોતે જે મૂલનો ઉપયોગ કરે છે તેમાં એ રીતે સુધારો કરવાનો તે અવશ્ય પ્રયાસ કરે છે. આથી ગદ્ય તેમજ પદ્યભાગમાં ઘણા ઉમેરા તેમજ વિસ્તાર તેમણે કર્યા છે; અને પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર 'માં શ્લોકોની એક હજાર ઉપરાંતની સંખ્યા છે તે પૂર્ણભદ્રમાં ઘણી વધી જવા પામી છે. એમાં એમનો આગ્રહ તો અશેષ કથનનો હોય છે, પરન્તુ એથી કથનના વેગનો અને કૃતિની સુશ્લિષ્ટતાનો અવરોધ થાય છે. મૂળમાં સુધારો માગતું કોઈ તત્ત્વ જ્યારે પૂર્ણભદ્ર જુએ છે ત્યારે તેમનું વલણ એ તત્ત્વનો સર્વથા ત્યાગ કરવાનું હોતું નથી. ઘણું ખરું એવાં સ્થાનોએ તે પોતાની ઔચિત્યબુદ્ધિને સંતોષે એવા ઉમેરા કરે છે, અને વસ્તુને વધારે બુદ્ધિગમ્ય બનાવવાનો પ્રયાસ કરે

છે ( ઉદાહરણ તરીકે જુઓ અનુવાદ, પૃ. ૭૦ તથા ૮૯ ઉપરનાં ટિપ્પણો ).[૨૫]

## પ્રાચીન પાઠપરંપરાઓના ચાર પ્રવાહો

ઉપરના નિરૂપણથી સ્પષ્ટ થશે કે 'પંચતંત્ર'ની પ્રાચીન અને મૌલિક પાઠપરંપરાઓ મુખ્યત્વે ચાર પ્રવાહોમાં વહેંચાઈ જાય છે—

(૧) પહેલવી પાઠપરંપરા. મૂળ સંસ્કૃતમાંથી છઠ્ઠી સદીમાં થયેલા અનુવાદમાં જળવાયેલી આ પાઠપરંપરાનું સ્વરૂપ આપણને પહેલવી-માંથી થયેલા અરબી અને જૂના સિરિયાઈ અનુવાદમાં જોવા મળે છે.

(૨) 'તંત્રાખ્યાયિકા', પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણ-ભદ્રનું 'પંચાખ્યાન'.

(૩) દક્ષિણ ભારતીય 'પંચતંત્ર,' નેપાલી 'પંચતંત્ર' અને 'હિતોપદેશ'.

(૪) 'બૃહત્કથા'ની કાશ્મીરી વાચનામાંની 'પંચતંત્ર'ની પાઠપરંપરાને જાળવી રાખતી કૃતિઓ—ક્ષેમેન્દ્રકૃત 'બૃહત્કથામંજરી' અને સોમદેવકૃત 'કથાસરિત્સાગર'. એમાં પણ ક્ષેમેન્દ્ર ઉપર 'તંત્રા-

---

૨૫. 'તંત્રાખ્યાયિકા' ૩-૧૦મા 'સર્પ ઉપર સવારી કરનાર દેડકા'ની વાત આવે છે (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૨૨). એમાંનો સર્પ

नाहं बुद्धिपरिभ्रष्टो नाहं मण्डूकवाहनः ।
कालमेव प्रतीक्षामि घृतान्धो ब्राह्मणो यथा ॥

એ પ્રમાણે દેડકાંને કહે છે, પરંતુ 'ઘૃતાન્ધ બ્રાહ્મણ'નો આ રીતે ઉલ્લેખ કરવા છતાં એની વાર્તા તો તે કહેતો નથી. આ ઊણપ ટાળવા માટે એ સ્થળે એક ઉચિત વાર્તા પૂર્ણભદ્રે ઉમેરી છે ('પુંશ્ચલીના પતિએ વાળેલું વેર'. જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૨૩). પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની નિર્ણયસાગર પ્રેસની તથા કાળેની વાચનાઓમાં પણ આ વધારાની કથા છે.

ખ્યાયિકા 'ની અસર છે, એટલે ' બૃહત્કથા '–અંતર્ગત પાઠપરંપરાનું શુદ્ધતર પ્રતિનિધિત્વ સોમદેવ ધરાવે છે.

આ ચારે પ્રવાહો એક જ મૂલમાંથી–મૂલ ' પંચતંત્ર 'માંથી નીકળેલા છે. જેમની વચ્ચે ખૂબ જ અંતર્ગત સમાનતા છે એવા આ બધા વાર્તાસંગ્રહો હિન્દના જુદા જુદા ભાગોમાં પરસ્પરથી તદ્દન સ્વતંત્ર રીતે રચાયા હોય એમ માનવું એ કેવળ તર્કવિરુદ્ધ છે. એ માટે એક સર્વસામાન્ય મૂળની કલ્પના કરવી જ પડશે. એકમાત્ર ' હિતોપદેશ'ને ( કે જેના માત્ર પહેલા બે વિભાગોમાં જ ' પંચતંત્ર 'નો આધાર લીધેલો છે, અને બીજા કોઈ અજ્ઞાત મૂળમાંથી ઘણું બધું લેવામાં આવ્યું છે ) બાજૂએ રાખીએ તો બાકીની તમામ પ્રાચીન પાઠપરંપરાઓમાં ત્રેવીસ પેટાવાર્તાઓ તો એકસરખી છે; અને નવ પેટાવાર્તાઓ ઉપર્યુક્ત વિભિન્ન પ્રવાહોનું પ્રતિનિધિત્વ ધરાવતી એક કરતાં વધુ પાઠપરંપરાઓમાં આવે છે.[૨૬] એમાં પણ વધારે મહત્ત્વનું એ છે કે એ તમામ વાર્તાઓ એકસરખા અનુક્રમમાં ચોક્કસ સ્થાને આવે છે. પાંચે તંત્રોની મુખ્ય કથાઓ એકસરખી છે; માત્ર પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર ' તથા પૂર્ણભદ્રમાં પાંચમા તંત્રની એક પેટાવાર્તા મુખ્ય કથા તરીકે આવે છે અને મુખ્ય કથા એ પેટાવાર્તા બની જાય છે. આ બધી વાર્તાઓના કથાસંગ્રહશ્લોકો નજીવાં પાઠાન્તરોને ન ગણીએ તો સમાન છે ( માત્ર ક્ષેમેન્દ્ર અને સોમદેવમાં સંગ્રહશ્લોકો આવતા નથી, કેમકે ત્યાં તો કથાની ભૂમિકા જ જૂદી છે ), અને બધીયે પાઠપરંપરાઓમાં શાબ્દિક સામ્ય પણ અસાધારણ છે. એ સવેમાં એકની એક વાર્તાઓ તદ્દન સરખી રીતે કહેવામાં આવી છે એટલું જ નહિ, લગભગ એકસરખી ભાષામાં કહેવામાં આવી છે. આટલી બધી સમાનતાઓ કંઈ તમામ પાઠપરંપરાઓમાં અકસ્માત્ આવી પડે નહિ; એ સમાનતાઓનો ખુલાસો કરવા માટે

૨૬. આ બત્રીસ પેટાવાર્તાઓ માટે જુઓ પરિશિષ્ટ ૨.

એક મૂલની કલ્પના આવશ્યક છે; જુદી જુદી પરંપરાઓમાં માલૂમ પડતી ભિન્નતાઓ, ઉમેરાઘટાડા અને સુધારાવધારાનું નિર્વચન અને વિવેચન એવો સ્વીકાર કરવાથી જ વધારે તર્કગ્રાહ્ય અને નૈસર્ગિક બનશે.

[ ૪ ]

## પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની શાખાપ્રશાખાઓ

આપણે અગાઉ જોયું તે પ્રમાણે, પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' એ જ 'પંચતંત્ર'ની સૌથી વ્યાપક પ્રચાર પામેલી પાઠપરંપરા છે, અને એ જ સર્વત્ર 'પંચતંત્ર' તરીકે પ્રસિદ્ધ છે. પાછળના સમયમાં આ લોકપ્રિય કૃતિના અનેક અવતારો થયા છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્રથી ભિન્ન ગણી શકાય એવા અનેક ફેરફારો સાથેની, છતાં તેમાંથી જ ઉદ્ભૂત થયેલી એવી સંખ્યાબંધ વાચનાઓની હાથપ્રતોની નોંધ હર્ટલે 'પંચાખ્યાન'ની પ્રસ્તાવનામાં કરી છે. અહીં આપણે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો શાખાવિસ્તાર–ખાસ કરીને ગૂજરાતને તથા ગૂજરાતીમાં થયેલા અનુવાદોને લક્ષ્યમાં રાખીને —જોઈશું. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ગૂજરાતમાં રચાયેલું છે, અને એની અનુવાદાત્મક વાચનાઓ પણ સૌથી વધારે ગૂજરાતમાં થઈ છે.

### 'તંત્રોપાખ્યાન'[૨૭]

'તંત્રોપાખ્યાન'નો કર્તા કોણ હતો તથા તે કયાં અને કયારે થઈ ગયો એ વિશે કંઈ જાણવામાં આવતું નથી. પરન્તુ 'પંચતંત્ર'નું તે એક નવું જ જાણવામાં આવેલું રૂપાન્તર છે તથા તેની ઉપર પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની નોંધપાત્ર અસર છે, એટલે તેનો વિચાર અહીં કરવો જોઈએ.

---

૨૭. સંપાદક કે. સાંબશિવ શાસ્ત્રી (ત્રિવેન્દ્રમ્ સંસ્કૃત સિરીઝ નં. ૧૩૨), ત્રિવેન્દ્રમ્, ૧૯૩૮

આ કૃતિની જાણવામાં આવેલી એકમાત્ર હસ્તલિખિત પ્રત, જેના ઉપરથી તેનું મુદ્રણ થયેલું છે તે, દક્ષિણ ભારતમાંથી મળેલી છે, એટલે તેની રચના કદાચ દક્ષિણ ભારતમાં થઈ હોય એવું સ્વાભાવિક અનુમાન ઉદ્ભવે એ સંભવિત છે. પરન્તુ કૃતિમાં જે ભૌગોલિક સ્થાનોનો નિર્દેશ છે તે જોતાં તથા પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્રની સંખ્યાબંધ વિશિષ્ટ કથાઓ એ ને એ સ્વરૂપમાં અથવા પ્રકારાન્તરે એમાં જોવામાં આવે છે એથી, ઉપર્યુક્ત અનુમાન ગ્રાહ્ય બની શકે એમ નથી. ભૌગોલિક સ્થાનોમાં એમાં ઉત્તર ભારતનાં પાટલિપુત્ર (પૃ. ૧), ઉજ્જયિની (પૃ. ૧, ૨૮, ૬૯), કૌશાંબી (પૃ. ૭), અયોધ્યા (પૃ. ૭૨), મથુરા (પૃ. ૧૯), સુરાષ્ટ્ર (પૃ. ૪૦), ગંગા અને યમુનાની મધ્યમાં પ્રતિષ્ઠાન (પૃ. ૫૫), વિદેહ (પૃ. ૫૭) મિથિલા (પૃ. ૫૯), મદ્ર (પૃ. ૬૭) અને સિન્ધુવિષય(પૃ. ૭૨)નો ઉલ્લેખ છે, જ્યારે એની સામે દક્ષિણનાં ભૌગોલિક સ્થાનોમાં માત્ર દક્ષિણ મથુરા (મદુરા, પૃ. ૪૬) અને વેણ્ણાકટક(પૃ. ૧૨)નો નિર્દેશ છે.

આખી યે કૃતિ નિઃશંક રીતે 'પંચતંત્ર'ની અસર નીચે લખાયેલી છે. પરન્તુ 'પંચતંત્ર'ની જેમ અહીં ગ્રન્થના પાંચ નહિ, પણ ત્રણ વિભાગ છે અને તેમનાં નામ 'નન્દકપ્રકરણ', 'પક્ષિપ્રકરણ' અને 'મંડૂકપ્રકરણ' એ પ્રમાણે છે. એ પ્રત્યેક પ્રકરણમાં એક મુખ્ય કથા આવે છે તથા તેના પેટામાં સંખ્યાબંધ આડકથાઓ આવે છે. પહેલું 'નંદકપ્રકરણ' એ તો સ્પષ્ટ રીતે 'પંચતંત્ર'ના પહેલા તંત્ર 'મિત્રભેદ'નું જ રૂપાન્તર છે. પાટલિપુત્રનો ધર્મસ્વામી નામે એક શ્રેષ્ઠી સાર્થ લઈને ઉજ્જયિની તરફ જવા નીકળ્યો હતો એનો નંદક નામે માનીતો બળદ માર્ગમાં મૂર્છિત થઈ ગયો. એના રક્ષણ માટે ધર્મસ્વામીએ મૂકેલા માણસો એનો ત્યાગ કરીને ચાલ્યા ગયા. વનમાં રહેલો નંદક ધીરે ધીરે સ્વસ્થ અને બલવાન થયો. એ જ વનમાં વસતા વનરાજ ચંડપિંગલ સાથે તેને ગાઢ મૈત્રી થઈ. પરન્તુ એની ઈર્ષ્યા કરતા શંબર નામે શિયાળ

મંત્રીએ નંદક અને ચંડપિંગલ વચ્ચે યુક્તિથી ભેદ પડાવ્યો, અને પરિણામે યુદ્ધ થતાં બન્નેનું મૃત્યુ થયું.

બીજા 'પક્ષિપ્રકરણ'ને 'પંચતંત્ર'ના ત્રીજા તંત્ર 'કાકોલૂકીય' સાથે સરખાવી શકાય એમ છે. એમાં પક્ષીઓ પોતાનો રાજા ચૂંટી કાઢવાને એકત્ર થાય છે. એક પછી એક જુદાં જુદાં પક્ષીનું નામ રાજ્યકર્તા તરીકે રજૂ કરવામાં આવે છે, પરન્તુ કાગડાઓ એ પ્રત્યેકમાં કંઈ ને કંઈ દોષ બતાવે છે અને એ દોષના ઉદાહરણરૂપે એક એક વાર્તા પણ કહે છે. છેવટે, સર્વ રીતે સમર્થ એવા ગરુડનો રાજ્યાભિષેક કરીને પક્ષીઓ વીખરાઈ જાય છે. પક્ષીઓ પોતાનો રાજા પસંદ કરવા માટે એકત્ર થાય છે એ વાર્તા 'પંચતંત્ર'ના ત્રીજા તંત્રના આરંભમાં જ આવે છે. 'તંત્રોપાખ્યાન'નું 'પક્ષિપ્રકરણ' તેનો જ વિસ્તાર છે. વળી એ જ પ્રકરણમાં બીજું કોઈ રાજા થાય એ સામે કાગડાઓ વિરોધ કરે છે ત્યાર પછી (પૃ. ૬૪) રાજા તરીકે કાગડાનું જ નામ સૂચવાય છે ત્યારે વલ્ગુલ પક્ષી કહે છે કે "કાગડાઓ ક્રૂર ઉપાયને જાણનારા તથા પાપી કર્મ કરનારા હોય છે. કાગડાઓએ ઘુવડને બાળી નાખ્યાં હતાં એવું રખે થાય!" પછી કાગડાઓએ ઘુવડની ગુફા બાળી નાખી હતી એ વાતની પ્રસ્તાવના કરતાં તે કહે છેઃ

न विश्वसेत् पूर्वविरोधिनस्तु शत्रोः पुनर्मित्रमुपागतस्य ।
दग्धां गुहां पश्य दिवान्धपूर्णां काकप्रणीतेन हुताशनेन ॥

'પંચતંત્ર'ના ત્રીજા તંત્રની મુખ્ય કથાનો આ સંગ્રહશ્લોક છે. વલ્ગુલ પક્ષીએ કાગડા વિશેની આ વાર્તા કહ્યા પછી બધાં પક્ષીઓ સર્વાનુમતે ગરુડનો રાજ્યાભિષેક કરે છે.

ત્રીજા 'મંડૂકપ્રકરણ'ની મુખ્ય વાર્તા 'સર્પ ઉપર સવારી કરનાર દેડકાં' ('વધારાની કથાઓ'માં કથાંક ૨૨) તથા 'ગંગદત્ત દેડકો અને પ્રિયદર્શન સર્પ' (તંત્ર ૪, કથા ૧)ને મળતી આવે છે. એક કૂવામાં રહેતાં સેંકડો દેડકાંને બહારથી આવેલો એક સર્પ, દેડકાંના

રાજા મહાગજને ભોળવી કૂવામાં આશ્રય લઈ ખાઈ જાય છે. મહાગજને તથા તેનાં સંબંધીઓને પોતે નહિ ખાય એવું આશ્વાસન સાપે કૂવામાં પ્રવેશ કરતી વખતે આપ્યું હતું, પરન્તુ છેવટે તો મહાગજને પણ તે ખાઈ જાય છે.

'પંચતંત્ર'ના ચોથા તંત્ર 'લબ્ધપ્રણાશ'ની મુખ્ય વાર્તા 'વાંદરો અને મગર' અહીં 'પક્ષિપ્રકરણ'ની એક પેટાવાર્તા (પૃ. ૪૮–૫૦) તરીકે આવે છે. એ કથા સાથેના સંગ્રહશ્લોકોમાંનો એક—

> प्रत्युत्पन्नेषु कार्येषु यस्य बुद्धिर्न हीयते ।
> स निस्तरति कार्याणि जलमध्ये कपिर्यथा ॥

'પંચતંત્ર'ના ચોથા તંત્રની મુખ્ય કથાના નીચેના સંગ્રહશ્લોકને બરાબર મળતો આવે છે—

> समुत्पन्नेषु कार्येषु बुद्धिर्यस्य न हीयते ।
> स एव दुर्गं तरति जलस्थो वानरो यथा ॥

'તંત્રાખ્યાયિકા' અને દક્ષિણ ભારતીય 'પંચતંત્ર' અનુસાર પાંચમા તંત્ર 'અપરીક્ષિતકારક'ની મુખ્ય કથા તથા પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્ર અનુસાર એ તંત્રની પહેલી પેટાકથા 'બ્રાહ્મણી અને નોળિયો' અહીં 'પક્ષિપ્રકરણ'ની એક પેટાવાર્તા (પૃ. ૫૯–૬૩) તરીકે જોવામાં આવે છે.

કેવળ 'પંચતંત્ર'ના બીજા તંત્ર 'મિત્રસંપ્રાપ્તિ' સાથે સરખાવી શકાય એવું કંઈ 'તંત્રોપાખ્યાન'માં નથી.

આમ એકંદરે 'તંત્રોપાખ્યાન' એ 'પંચતંત્ર'નો આધાર લઈને સ્વતંત્ર રીતે રચાયેલી એક કૃતિ છે. 'પંચતંત્ર'ની વાર્તાઓ ઉપરાંત એની કોઈ પાઠપરંપરામાં નથી એવી પણ કેટલીક વાર્તાઓ 'તંત્રોપાખ્યાન'નો કર્તા આપે છે. અન્ય કથાસાહિત્યમાંથી અથવા પોતાના સમકાલીન લોકસાહિત્યમાંથી તેણે એ વાર્તાઓ લીધી હશે. પરન્તુ પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્ર સિવાયની 'પંચતંત્ર'ની

બીજી કોઈ પણ પાઠપરંપરામાં નથી મળતી એવી સંખ્યાબંધ કથાઓ 'તંત્રોપાખ્યાન'માં છે એ વસ્તુ ખાસ નોંધપાત્ર છે. આ પ્રકારની વિશિષ્ટ કથાઓમાં 'જેવો સંગ તેવો રંગ' ('વધારાની કથાઓ'માં કથાંક ૧૪), 'કૃતજ્ઞ પ્રાણીઓ અને કૃતઘ્ન માનવ' ('વધારાની કથાઓ'માં કથાંક ૭), 'દેવો પણ મૃત્યુ સામે નિરુપાય છે' ('વધારાની કથાઓ'માં કથાંક ૧૩), એ તંત્રોપાખ્યાન'માં અનુક્રમે પૃ. ૫, ૧૩, અને ૨૩ ઉપર છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૫–૩માંની 'સિંહને સજીવન કરનારા મૂર્ખો'ની વાર્તા 'તંત્રોપાખ્યાન' (પૃ. ૧૭)માં 'વાઘને સજીવન કરનારા મૂર્ખો' તરીકે છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૫–૯માંની 'વાંદરાએ લીધેલું વેર' એ વાર્તા પણ 'તંત્રોપાખ્યાન' (પૃ. ૫૪)માં છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૧–૨૨માંની 'રાજા અને વાંદરો' એ એક વાર્તા પણ 'તંત્રોપાખ્યાન'-(પૃ. ૧૯)માં છે. તંત્રોપાખ્યાન' (પૃ. ૩૮)માંની સુવર્ણના અષ્ટ ભાર આપનાર જીવંજીવક પક્ષીની વાર્તા પૂર્ણભદ્ર આદિની 'સુવર્ણની વિષ્ટા કરનાર પક્ષી'ની વાર્તા (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૨૧) સાથે બરાબર મળતી આવે છે. 'બ્રાહ્મણ અને કરચલો' એ વાર્તા પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૫–૧૪ સિવાય બીજી કોઈ પાઠપરંપરામાં નથી તે પણ 'તંત્રોપાખ્યાન' (પૃ. ૭૯)માં મળે છે.

'તંત્રોપાખ્યાન'ના કર્તા પાસે 'પંચતંત્ર'ની ગમે તે પાઠપરંપરા હોય, પરન્તુ પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' તથા પૂર્ણભદ્રનો પણ તેણે ઠીક ઠીક પ્રમાણમાં ઉપયોગ કર્યો છે એમાં શંકા નથી. એ રીતે તેની રચના પૂર્ણભદ્રના સમય પછી—સં. ૧૨૫૫ પછી થઈ હશે એમ માનવામાં બાધ નથી. મધ્યકાળમાં દક્ષિણ હિન્દના દૂરના પ્રદેશમાં–દ્રાવિડ ભારતમાં પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્રનો એટલો પ્રચાર થયો હોય એ એકદમ મનાય એવું નથી, એટલે 'તંત્રોપાખ્યાન'ની હસ્તલિખિત પ્રત ભલે દક્ષિણ ભારતમાંથી મળી હોય, પરન્તુ તેની રચના પશ્ચિમ અથવા ઉત્તર ભારતમાં થઈ હશે એમ માનવું ન્યાય્ય છે.

## યશોધીરકૃત 'પંચાખ્યાન'[૨૮]

પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો જૂની ગૂજરાતી ગદ્યમાં કરેલો આ અનુવાદ છે. પ્રારંભમાં જ એક સંસ્કૃત શ્લોકમાં કર્તા નીચે પ્રમાણે પોતાનું નામ આપે છેઃ

> पंचाख्यानशास्त्रस्य भाषेयं क्रियते शुभा ।
> **यशोधीरेण** विदुषा सर्वशास्त्रप्रकाशिका ॥

વળી ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટમાંની બે હસ્તલિખિત પ્રતો પૈકી એક સં. ૧૬૨૩માં અને બીજી સં. ૧૬૩૮માં લખાયેલી છે, એટલે આ અનુવાદની રચના વિક્રમના સત્તરમા શતકના પૂર્વાર્ધમાં અથવા તે પૂર્વે થયેલી છે. યશોધીર પોતાના સરલ ગદ્યમાં મૂળ સંસ્કૃતને ગૂજરાતીમાં ઉતારે છે.[૨૯] ચોથા તંત્રની બીજી વાર્તા 'કાન અને હૃદય વિનાનો ગધેડો'નો અનુવાદ યશોધીરના અનુવાદના તથા તત્કાલીન ગૂજરાતી ગદ્યના નમૂના તરીકે, સં. ૧૬૨૩ની પ્રતિ અનુસાર, અહીં આપું છુંઃ

---

૨૮. હસ્તલિખિત પ્રત નં. ૨૮૯ સને ૧૮૮૨-૮૩ (લેખન સં. ૧૬૨૩), તથા નં. ૪૨૪ સને ૧૮૭૯-૮૦ (લેખન સં. ૧૬૩૮), ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ, પૂના

૨૯. અનુવાદ પૃ. ૧૧ ઉપરના પાદટિપ્પણમાં મેં किरातानाम् ને બદલે किराटानाम् એ પ્રમાણે પાઠશોધન કરીને એનો જે અર્થ કર્યો છે તેને યશોધીરમાંથી પણ અનુમોદન મળે છે. જુઓ—

> "पूर्णापूर्णे माने परिचितजनवंचनं तथा नित्यम् ।
> मिथ्याक्रयस्य कथनं निजधर्मोऽयं किराटकानाम् ॥

પૂરું હર્ય અનઇ ઓછું આપે. ઓલખિતાનિ પેટું આપે. જૂઠું મૂલ કહે. એ મહાજનનુ નિજધર્મ."

પ્રસ્તુત શ્લોકવાળું પાનું સં. ૧૬૨૩ વાળી પ્રતમાંથી ગુમ થયેલું છે, એટલે એ શ્લોક તથા તેનો અનુવાદ સં. ૧૬૩૮ વાળી પ્રતમાંથી લીધો છે.

[ ટિપ્પણ પાછળ ચાલુ ]

એક વનમાહિ કરાલકેસર નામે સિંહ. તેન્હેં ધૂસરક નામેં શીયાલ સેવક છઇ. એક વાર તે સિંહને હાથી શૂં યુદ્ધ કરતાં શરીર પ્રહાર લાગા. તીણેં પગલુંઇ સિંહ હીંડી ન શકઇ. તીણાં કાંઇ ન ચાલઇ. તેથી ધૂસરક ભૂખ્યો દુર્બલ થયો બોલતો હૌહ, "સ્વામિન્! હું ભૂખ્યો છું. પગ ભુંઇ પણ ચલાઇ નહી. કિમ હું તાહરી સેવા કરું?" સિંહ બોલ્યો, "કો કોઇ જીવનઇ સોધિ, જિમ એહવોઇ થો મારૂ."

પછઇ શીયાલ સોધતો એક ગામ ઢૂકડો તલાવને કાંઠઇ ચરતો લંબકર્ણ નામે રાસભ દીઠો. શીયાલ બોલ્યો, "અહો મામા! નમસ્કાર. શું ઘણે દિવસે દીઠો છં? ઘણોં પરિ દુર્બલ કાંઇ છં?" લંબકર્ણ બોલ્યો, "અહો ભાણેજ! હુ શું કરું? એ ધોબી મુંન્હે ઘણો ભાર ઘાલીનઇ દલઇ અનઇ ખડ મૂઠીઇ પણ ન ઘાલઇ. કેવલ એ ધૂલિ માહિની દ્રો પાતાં ઊલિ કિહાંથી પુષ્ટિ હોઇ?" શીયાલ બોલ્યો, "અહો મામા! એહવું છઇ તુ આવિ મુ સંઘાતિ વનમાહિ. તિહા મોટાં નીલાં નદીનઇ કાંઠઇ તૃણ છં તે તિહાં આવિ. મુ સંઘાતિ સુભાષિતગોષ્ઠિ કરજે." લંબકર્ણ બોલ્યો, "અહો! તેં યુક્ત કહ્યું, પણ અમ્હે ગાંમમાહિના રહણહાર. વનમાહિ કોઇ મારઇ. તેથી શું કીજઇ ભલે ઠામિ?" શીયાલ બોલ્યો, "અહો મામા! તે સ્થાન મેં પાલીયે છઇ. તિહાં કોન્હો પ્રવેશ નથી. વલી તિહાં ઇમ્હ જ ધોબીની ભાગી ત્રણ્ય રાસભી

---

જિનહર્ષગણિના 'વસ્તુપાલચરિત'માં પણ કિરાટ શબ્દનો 'વણિક' અર્થમાં પ્રયોગ છે. એમાં વસ્તુપાલ મંત્રીનો પત્ર વાંચીને એ પત્ર લાવનાર ભટ્ટને લાટરાજ શંખ કહે છે—

> निजोचितमुवाचैषः **किराट**कुलपांसनः ।
> वाचो वंशानुसारेण यत् स्फुरन्ति शरीरिणाम् ॥
>
> (પ્રસ્તાવ ૪, શ્લો. ૧૪૦)

(અર્થાત્ કિરાટકુળ–વણિકકુળને કલંક લગાડનાર આ વસ્તુપાલે પોતાને યોગ્ય વચન કહ્યું છે, કેમકે મનુષ્યોને પોતાના વંશને અનુસરતી વાણી જ સ્ફુરે છે.)

किराट શબ્દનો અર્થ 'વણિક' થાય છે એ વસ્તુ આમ અકાટ્ય પ્રમાણોથી સિદ્ધ થાય છે.

છેં. તે યથેષ્ટ ષડ ષાઇનઈ મત્ત થઇ છઇ. યૌવન પામી છેં. તે મુંન્હેં કહે–'અહો માતુલ ! કીહાથો ઉત્તમ વર અમ્હને લેઇ આવિ.' તે ભણી તુંન્હે તેડવા આવ્યો છું. બોલ્યુ છઇ

> यासां नाम्नापि कामं स्यात् संगमं दर्शनं विना ।
> तासां दृक्संगम प्राप्य यत्र द्रवति कामुक: ॥

જેહાનેં નામિં કામ ઊપજઇ, સંગમ પાખઇ દર્શન પાખઇ, તો તેહનેં સ્રીનેં દર્શનેં કામાં પુરૂષનો કામ દ્રવઇ."

એહવું સાંભળી રાસભ શીયાલ સંઘાતિ ગ્યે. સિંહ કન્હઇ. સિંહ અતિ-મૂર્ખપણું તેન્હે દેખાનઇ વગો જ થો ઊપરિ પડતો હોઇ, પછઇ ગર્દભ તે વજ્ર સરખો પડ્યો દેખીનઇ દિંવવરાયો નાઠો. નાસતો પાછલ જોઇ તો મહા-ભયાનક તે દીઠો. પછઇ નાશી પાછા તીણઇ જ ગામિ આવ્યા.

પછઇ શીયાલ કોપ્યો સિંહને કહતો હાઉ, "અહો ! શો તાહરો પ્રહાર, જે તાહરેં નખેં ગાદહ ન મરાણો ? તો હાથી શું શું ચાલઇ ? દીઠું તાહરુ બલ." પછઇ સિંહ ગ્નાન થયો બોલ્યો, "અહો હું શું કરું ? સાંતરો નહોતો. નહી તો હાથી પણ મું આગલિ ન જાઇ." શીયાલ બોલ્યો, "અહો ! હજી એક વાર લાવ્યોસ. પણ તું સજ થૈ રહજે." સિંહ બોલ્યો, "અહો ! જે મ્હોંન્હે દૃષ્ટિ જોઇ નાઠો છઇ તે વલી કિમ આવસઇ ? તેથી અનેરુ જીવ જોઇ આવિ." શીયાલ બોલ્યો, "હુ કરેશ. તું કેવલ સજ થૈં રહઇ."

પછઇ શીયાલ રાસભને જોવા જાઇ તો દેખિ તો તે તિહા તલાવની પાલિં ચરઇ છઇ. પછઇ શીયાલનેં દેખી રાસભ બોલ્યો, "અહો ભાણેજ ! તે હું રૂડઇ ડાંમિ લીધો તો, પણ ભાગ્યેં વાંચ્યો." શીયાલ હસી બોલ્યો, "તે રાસભી તુન્હેં આવતો દેખીનેં પ્રીતિ તુન્હે આલિંગન દેવાનેં આવતીતી. તું કાતર, માટઇ નાઠો. તીણીઇ વલગવાનેં હાથ આઘો કીધો, તે ભણી તે વલી તાહરી વાટ જોઇ છઇ. કહઇ છઇ–'જો લંબકર્ણ ભર્તાર હોઇ તો પરણું, નહી તો અગ્નિપ્રવેશ કરું કે વિષભક્ષ કરું. પણ તેન્હો વિયોગ ક્ષમવા સકું નહીં.' તે ભણી તું તિહા આવિ, નહી તો તુન્હેં સ્રીહત્યા હોશિ અનઇ કંદર્પ તું ઊપરિ કોપ કરશે. જે ભણી સ્રી કંદર્પનો આશ્રય."

એહવું સાંભલી દૈવનો પ્રેર્યો સાચું જાણી ચાલ્યો. એહવઇ સિંહ સજ થૈ કરી રહ્યોતો. જેતલેં આવ્યો લંબકર્ણ તેતલેં થાપેં મારી પાડયો. માર્યો,

પછઇ તેન્હેં રાખવાનેં શીયાલનેં મૂકીનઇ સિંહ સ્નાન કરવા ગ્યો. પછઇ શીયાલે તે મૂંઆ ગાદહના કાંન હૈયું ખાધું લૌલ્યપણેં. પછઇ સિંહ સ્નાનતર્પણ દેવાર્ચન કરી આવી જોઇ તો ગાદહના કાન હૈયું શીયાલેં ખાધું-તે કાનહૈયું ન દીઠું. પછઇ કોપ્યો સિંહ બોલ્યો, "અહો દુષ્ટ! ગર્દભ ઉચ્છિષ્ટ કાંઇ કીધો? જે તેં કાંન સમેતિ હૈયું ખાધું." શીયાલ બોલ્યો, "અહો! એહવું કઠિણ કાંઇ બોલઇ છે? જેથી એ રાસભ ગ્યો અનઇ વલી આવ્યો તેથી હૈયું કાન એન્હઇ નથી." તેથી आगतश्च गतश्चैव એ શ્લોક ભણ્યો. પછઇ તે સિંહ તેન્હું વચન સાચું માનીનઇ શીયાલનેં વિસર્જીનઇ ભક્ષ કરતો હૌઉ ગાધહનેં.

યશોધીરે પોતાના અનુવાદમાં પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ઉપરાંત પૂર્ણભદ્રમાંથી પણ કેટલીક કથાઓ લીધી છે એમ જણાય છે. 'કૃતજ્ઞ પ્રાણીઓ તથા કૃતઘ્ન માનવ' ('વધારાની કથાઓ'માં કથાંક ૭) એ તથા 'દેવો પણ મૃત્યુ સામે નિરુપાય છે' ('વધારાની કથાઓ'માં કથાંક ૧૩) એ વાર્તાઓ અહીં છે અને 'બે ચાંચવાળું ભારંડ પક્ષી' (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૫-૧૩) પણ પૂર્ણભદ્રની જેમ બીજા તંત્રના પ્રારંભમાં છે. 'ચિત્રાંગ મૃગને અગાઉ વેઠવું પડેલું બંધન' ('વધારાની કથાઓ'માં કથાંક ૧) એ વાર્તા પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં નથી. પશ્ચિમ ભારતમાં પ્રસિદ્ધ એવી 'પંચતંત્ર'ની પાઠપરંપરાઓ પૈકી કેવળ પૂર્ણભદ્રમાં જ તે છે, જેણે એ 'તંત્રાખ્યાયિકા'માંથી લીધી છે. એ વાર્તા યશોધીરમાં તેમજ તેની પછીના જૈન અનુવાદકો રત્નસુન્દર અને વચ્છરાજમાં છે. 'જૂ અને માકણ' (૧-૯) એ વાર્તાનો અનુવાદ પણ અહીં બરાબર પૂર્ણભદ્રને અનુસરતો જ કરવામાં આવ્યો છે.

## 'પંચાખ્યાનોદ્ધાર'[૩૦]

કોઇ જૈન લેખકને હસ્તે સંસ્કૃત ગદ્યમાં થયેલો પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્રનો આ સારોદ્ધાર છે. એમાં પણ મુકાબલે

૩૦. હસ્તલિખિત પ્રત નં. ૩૫૯ સને ૧૮૭૧-૭૨, ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ, પૂના.

પૂર્ણભદ્રની અસર વધારે જણાય છે. 'બે ચાંચવાળું ભારંડ પક્ષી' એ વાર્તા પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં ૫–૧૩ માં છે, જ્યારે પૂર્ણભદ્રમાં તે ૨–૧ માં છે. આ 'પંચાખ્યાનોદ્ધાર'માં પણ તે પૂર્ણભદ્રની જેમ બીજા તંત્રના પ્રારંભમાં આવે છે. વળી 'કૃતજ્ઞ પ્રાણીઓ અને કૃતઘ્ન માનવ' ('વધારાની કથાઓ'માં કથાંક ૭), 'હંસ અને ઘુવડ' ('વધારાની કથાઓ'માં કથાંક ૮), 'સિંહ અને સુથાર' ('વધારાની કથાઓ'માં કથાંક ૯), 'સિંહ અને ઘેટો' ('વધારાની કથાઓ'માં કથાંક ૧૦), 'રાજા, મંત્રી અને નગ્ન શ્રમણ' ('વધારાની કથાઓ'માં કથાંક ૧૧), તથા 'સર્પને પરણનારી કન્યા' ('વધારાની કથાઓ'માં કથાંક ૧૨), એ બધી પૂર્ણભદ્રમાંની કથાઓ પણ અહીં લેવામાં આવી છે.

પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્ર એ બન્નેની રચનાઓને એકત્ર કરીને કર્તાએ તેમનો સંક્ષેપ કર્યો છે. એ બન્ને પાઠપરંપરાઓમાં આવતાં પ્રાસ્તાવિક શ્લોકોનાં ઝુંડ કેવળ કથાની દૃષ્ટિએ જોઈએ તો ઝાઝાં કામનાં નથી, એટલે એ બધા શ્લોકો અહીં દૂર કરવામાં આવ્યા છે માત્ર કથાસંગ્રહશ્લોકો સિવાય ભાગ્યે જ બીજો કોઈ શ્લોક આ રચનામાં જોવામાં આવે છે. મૂળની સરળ ભાષાને પણ વધુ સરળ બનાવવામાં આવી છે અને વાર્તાઓ હજી વધારે ટૂંકાવવામાં આવી છે. સંસ્કૃતના પ્રારંભિક અભ્યાસીઓ માટે, મૂળના રસને જાળવી રાખનો સંક્ષેપ કરવામાં આવ્યો હોય એ પ્રકારની આ કૃતિ છે. ગદ્યભાગ તેમજ પદ્યભાગને ગણતાં પૂર્ણભદ્રના 'પંચાખ્યાન'નું ગ્રન્થમાન કર્તાના પોતાના જ શબ્દોમાં ૪૬૦૦ શ્લોક જેટલું છે, જ્યારે આ 'પંચાખ્યાન'નું શ્લોકમાન ૧૩૮૦ શ્લોક છે, એ ઉપરથી તેના સંક્ષેપના પ્રમાણનો કંઈક ખ્યાલ આવશે. આટલો સંક્ષેપ થવા છતાં મૂળનો કથારસ એકંદરે જળવાઈ રહ્યો છે.

'પંચાખ્યાનોદ્ધાર'ની હસ્તલિખિત પ્રત સં. ૧૬૬૦માં લખાયેલી છે, એટલે ત્યાર પહેલાં તેની રચના થઈ હોવી જોઈએ.

## રત્નસુન્દરકૃત 'પંચાખ્યાન ચતુષ્પદી'[31]

'પંચાખ્યાન ચતુષ્પદી' અથવા 'પંચાખ્યાન ચોપાઈ' પૂર્ણિમા ગચ્છના ગુણમેરુસૂરિના શિષ્ય રત્નસુન્દરે સં. ૧૬૨૨માં સાણંદમાં જૂની ગૂજરાતીમાં રચી છે. મુખ્યત્વે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્રને આધારે 'પંચતંત્ર'ની વાર્તાઓ ગૂજરાતી પદ્યમાં ઉતારવાનો આ પ્રયાસ છે. પૂર્ણભદ્રનું 'પંચાખ્યાન' એ જૈન લેખકની કૃતિ હોઈ 'પંચાખ્યાન ચતુષ્પદી'ના જૈન કર્તાએ તેનો સવિશેષ ઉપયોગ કર્યો છે. પૂર્ણભદ્રની સંખ્યાબંધ વાર્તાઓનો સ્વીકાર રત્નસુન્દરે પોતાના અનુવાદમાં કર્યો છે.

રત્નસુન્દરની કૃતિની બે વાચનાઓ મળે છે: એક સંક્ષિપ્ત વાચના અને બીજી વિસ્તૃત વાચના. સંક્ષિપ્ત વાચના કરતાં વિસ્તૃત વાચનાનું પૂર અંદાજે લગભગ દોઢું હશે એમ કહી શકાય. પહેલાં સંક્ષિપ્ત વાચના રચ્યા પછી એને વધારે વિસ્તૃત તથા અલંકૃત બનાવવાના તથા બીજી વાર્તાઓ એમાં ઉમેરવાના ઉદ્દેશથી કર્તાએ તેનું પુનર્લેખન કર્યું હશે, જે આપણને વિસ્તૃત વાચનાસ્વરૂપે જોવા મળે છે.

સંક્ષિપ્ત વાચનામાં કથામુખ પૂરું થયા પછી તુરત જ પહેલા તંત્રની મુખ્ય વાર્તા શરૂ થાય છે, જ્યારે વિસ્તૃત વાચનામાં તે અગાઉ 'નટપુત્ર રોહક અને રાજા'ની[32] ચતુરાઈભરી વાર્તા આવે છે. આ વાર્તા 'પંચતંત્ર'ની કોઈ જૂની પાઠપરંપરામાં નથી; જૈન

---

૩૧. હસ્તલિખિત પ્રત નં. ૩૧ સને ૧૮૯૮–૯૯ (લખ્યા સં. ૧૬૯૧), તથા પ્રત નં. ૧૬૩૭ સને ૧૮૯૧ ૯૫ (લખ્યા સં. ૧૬૭૬), ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ, પૂના. આ પૈકી પહેલી પ્રત સંક્ષિપ્ત વાચનાના અને બીજી વિસ્તૃત વાચનાની છે.

૩૨. 'નન્દિસૂત્ર' ઉપરની આચાર્ય મલયગિરિની ટીકામાં આ વાર્તાનો જે પાઠ મળે છે તેના અનુવાદ માટે જુઓ 'પ્રજાબંધુ–ગુજરાત સમાચાર' દીપોત્સવી અંક, સં. ૧૯૯૯ માં મારો લેખ 'નટપુત્ર રોહક અને રાજા.'

સૂત્રોની ટીકાઓમાં બુદ્ધિમત્તાના ઉદાહરણ તરીકે એ આવે છે અને ત્યાર પછી સમગ્ર જૈન સાહિત્યમાં એ ખૂબ જ વ્યાપક બનેલી છે. પોતાના કથયિતવ્યને અનુકૂળ હોવાથી રત્નસુન્દરે તેનો અહીં વિનિયોગ કર્યો છે. વિસ્તૃત વાચનામાં આ સિવાય બીજી પણ એવી પ્રકીર્ણ વાર્તાઓ આવે છે, જે સંક્ષિપ્ત વાચનામાં નથી તેમજ જૂની પાઠપરંપરાઓમાં પણ નથી. સંક્ષિપ્ત વાચનાની લગભગ પ્રત્યેક પંક્તિ કર્તાએ ફરી વાર લખી હોય એમ જણાય છે. આમ છતાં બન્ને વાચનાઓમાં એટલું શાબ્દિક સામ્ય અવશ્ય રહેવા પામ્યું છે કે સંક્ષિપ્ત વાચનાની પ્રત પોતાની નજર સમક્ષ રાખીને તેને આધારે જ કર્તાએ વિસ્તાર કર્યો છે એ સ્પષ્ટ જોઈ શકાય છે; એક વાર લખાયેલી નકલ ખોવાઈ જવાને પરિણામે કૃતિ ફરી વાર સ્વતંત્ર રીતે લખવામાં આવે એવું બન્યું નથી.

સ્થૂલ દષ્ટિએ જોઈએ તો સંક્ષિપ્ત વાચનાના કથામુખમાં ૩૯ કડી છે, જ્યારે વિસ્તૃત વાચનાના કથામુખમાં ૭૪ કડી છે. એ જ પ્રમાણે સંક્ષિપ્ત વાચનાનું પહેલું તંત્ર ૬૭૬ કડીનું બનેલું છે, જ્યારે વિસ્તૃત વાચનાના પહેલા તંત્રમાં ૧૧૫૧ કડીઓ છે. પરન્તુ પોતાની જ રચનાનો કવિ કેવી રીતે વિસ્તાર કરે છે એના ઉદાહરણરૂપે એક વાર્તા જોઈએ. 'હંસ અને ઘુવડ' (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૮)ની કથાનો એ અનુવાદ છે. પૂર્ણભદ્રમાં એ પહેલા તંત્રની બારમી કથા છે, જ્યારે રત્નસુન્દરમાં તે પહેલા તંત્રની છેલ્લી કથા છે.

**સંક્ષિપ્ત વાચના :**

अकालचर्या विषमा च गोष्ठी कुमित्रसेवा न कदापि कुर्यात् ।
पश्यांडजं पद्मवने प्रसुप्तं धनुर्विमुक्तेन शरेण ताडितम् ॥

દમનક કહિ-સુણ કરટક સુપે, એહ વાત કહુ નવિ રપે;
પદ્મખંડ એક સરનૂં નામ, ગુણગંધર્વ તણું તે ઠામ. ૫૭

હંસ સારસ ચક્રવાક ચકોર, કુરબક વાયસ ચીતક નઇ મોર;
મગર મચ્છ કચ્છપ જલ ભમઇ, દુર્દર આદિ જલચારી રમઇ. ૫૮
મરકત નામિ હંસ એક વાસ, ભમતુ ઘૂક આવિઉ તે પાસિ;
પૂછિ કુશલ તેહનઇ હંસ, "કિહાં થા આવ્યા તુમ્હે સુવંશ? ૫૯
અહો કો નથી તુહ્મારી જાતિ, સિ કામિઇં આવ્યા? કહુ વાત."
"તુહ્મ સું મિત્રપણાનઇ કાજિ," કહિ અલૂક, "હું આવિઉ આજ. ૬૦

પર્યટન્ પૃથ્વીં સર્વાં ગુણાન્વેષણતત્પરઃ ।
ગુણૈસ્ત્વદધિકો નાન્યસ્તેન ત્વામિહમાગતઃ ॥"

ચુપઇ

તેણઇ વચનિ તે મોટઉ હંસ, ઘૂકિ ગુપતિ કીધુ નિજ વંશ;
કરિ વિનોદ ક્રીડા નિતુ ઘણી, કહિ આવ્યો તેહ જ મુઝ ભણી. ૬૧
રહી હંસઘરિ દિન દસવીસ, ચાલિઉ ઘૂક તે નામી સીસ;
હંસ વુલાવા કેડિં ગયુ, વુલાવી સરિ આવી રહિઉ. ૬૨
એક દિન હંસ તે કરિ વિચાર, "જાઉ મિત્ર અલૂકનઇ બારિ;
જાઉં મિત્ર મન્દિર આવાસ, તુ મુઝ મનનિ પૂરિ આસ." ૬૩
પદ્મખંડથી તે નીસરી, વાટઇં હંસ વિમાસણ કરિ;
"ભવ્ય સરસ પામીસિ ઘણાં, મિત્રમંદિરિ જઇસિ પરુહુણા. ૬૪
કરસું ગોઠિ રહી દિન ચાર," પંખિ પુહુતા હરખ અપાર;
ગયઉ અહિનાણ કહિઉં તું જિહાં, ભમઇ વન્ન નવિ લાભઇ કિહાં. ૬૫
ગાઢઇં સ્વરિ સાદ તે કરઇ, મરકત નામિ મુખિ ઉચરઇ,
"હું મિલવા આવ્યુ છઉં ઇહાં." બોલિઉ ઘૂક રહિઉ છઇ જિહાં, ૬૬
"હુ ન દેખું દીહઇ મિત્ર, માહરઇ દિનકર મોટઉ સત્રુ;
તે આડિ જોઈ નવિ સકું, એ દુખ તુઝ આગલિ બકું. ૬૭
રાત્રિ સમઇ થાસિ જેતલઇ, બેહુ મિત્ર મિલશું તેતલઇ."
પડી રાત્રિ તવ પહૂતુ ઘૂક, "મુઝનઇં મિત્ર પડી ચૂક." ૬૮
રહ્યુ હંસ તે પહુર જ ચ્યારિ, ભૂખ્યુ રહિઉ, ન પામિઉ આહાર;
મિલી વાત કીધી બિહૂં જણે. કહિ અલૂક "મિલીયા દિન ઘણે." ૬૯
તેણઇ વનિ વિણજારુ ઊતરિઉ, વ્યાંહણઇ સાથ તે જવ જોતરિઉ;
મિલનઇ બારિ રહીનઇ ઘૂક, વાર બિચ્યાર કરી તે કૂક. ૭૦

કહિ સાથ, "બિણી પડખુ વીર." જઈ પાછા ઊતર્યા સરતીર;
આણુ ઘોભીનિ વલી નીસરઇ, વલી ધૂક તિહાં સ્વર કરઇ. ૭૧
તે સાથઇ એક બાણી કાલ જોઇ બાણ નાંખુ તતકાલ;
લાગૂં બાણ, પડિક તે હંસ. જૂક એ ફલ મલ્યા કુવંશ. ૭૨

**વિસ્તૃત વાચના :**

अकालचर्या विषमा च गोष्ठी कुमित्रसेवा न कदापि कार्या ।
पश्यांडजं पद्मवने प्रसुप्तं धनुर्विमुक्तेन शरेण ताडितम् ॥

દમનક કહઇ–સુણિ બંધવ સખે, કુમિત્રસેવા ફલ કહઇ નિજ મુખે;
પદ્મખંડ એક સરોવર નામ, અમર ખચર જલચરનું ઠામ. ૧૭
હંસ સારસ ચકવા ચકોર શુક બક ચાસ ચાતક નઇ મોર;
મગરમચ્છ કચ્છપ જલિ ભમઇ, જલકુર્કટ દર્દુર બહુ રમઇ. ૧૮
સરકત નામિ હંસનઉ વાસ, પદ્મતંતુ નાલિ નિત ગ્રાસ;
પદ્મ કમલ પરિમલ વિસ્તરઇ, ભમર ભલા ગુંજારવ કરઇ. ૧૯
સરતીરિં તરુવરના વૃંદ, બઇઠા પંખિ કરઇ આનંદ;
અલૂક એક ભમતુ વનમાહિ, આવિઉ હંસ રહિ જેણિ ઠાહિ. ૨૦
અતિ આદરસિઉં પૂછઇ હંસ, "કહુ કિહાંથી આવ્યા? સ્યુ વંશ?"
આસન ઠામ આવર્જન કરી, વિગતિ પૂછઇ હંસ હિત ધરી, ૨૧
"નામ ઠામ તુહ્મ કુલ કુણ ગાંમ? કાં ભમતા હિંડુ છુ આંમ?
વાંકાં નયણ ચરણ મુખ ઘોર, દીસિ વલી સાદ કઠોર. ૨૨
અતિ દીસુ વારૂ કૂટરા, નયણ નાસ મુખ સોહઇ પરા;
અતિ રૂડુ કાયાનુ સંચ, અતિ રૂડુ દીસઇ ભ્રૂસંગ." ૨૩
પૂછઇ સ્વાગત, "વિજઈ દેવ! કુણ વનિ રહુ? કરૂ કુણ સેવ?
કસી વસ્તુનુ કરુ આહાર? કવણ તુહ્મારૂ છઇ પરિવાર? ૨૪
ઇહાં નથિ કો તુહ્મારી જાતિ? સ્યા માટઇ ભમુ છઉ દિનરાતિ?"
"સુણુ હંસ! મુઝ સૂરજ શત્રુ, દીઠિં નવાઇ તેણઇ અત્ર." ૨૫
અસ્યું સુણીનઇ ચિંતઇ હંસ, "એહનુ કો મોટઉ છઇ વંશ;
જેહનઇ સૂરિજ સાથિ વિરોધ, એ મોટુ કો દીસઇ યોધ. ૨૬
મોટાનઇ મોટાં સ્યું રોસ, મોટાનઇ મોટા હુઇ સંતોસ;
એહની કો અછઇ વડ જાતિ, કસિ પાસ ઊપરિ હુઇ ભાતિ." ૨૭

"ભલઇં પધાર્યા અતિથિ દેવ, કરસિઉં સદા તુહ્મારી સેવ;
કાજ કહઉ તુહ્મ આવ્યા તણું, યે અમ સરિસું તે કહઉ, સુણું." ૨૮
"તુહ્મ સિઉં મિત્ર થયાનૂં કાજ," કહિ ઉલૂક, "હું આવિઉ રાજ;
મિં જોયા બહુ દેસવિદેસ, તાહરા ગુણ મિં સુણ્યા વિસેસ." ૨૯

पर्यटन् पृथ्वीं सर्वां गुणान्वेषणतत्परः ।
गुणैस्त्वदधिको नान्यस्तेन त्वामिहमागतः ॥ " ૩૦

ચઉપઇ

ઇસિ વચનિ વ્યામોહિઉ હંસ, ગૂઢ મિત્ર કીધ કુરંરા;
"એ મોટઉ એ રાજા નામ, એ સિઉં પ્રીતિ કરેવા ઠામ. ૩૧
એહથી કામ સરિ આપણાં, એહથી ગૂતા ભાજઇ ઘણાં !"
બઇઠાં વાત વિનોદિં મિલી, બિઠા હતા, ચિત્તિ ગયાં ભલી. ૩૨
રહિઉ ઘૂક દિવસ દસવીસ, બઇઠા ગોઠિ કરઇ નિસિદીસ;
સીખ માગી વાલિઉ એક રાત્રિ, "મઝ મિલવા તું આવે ભ્રાત." ૩૩
હંસ વઉલાવઇ કેતી સીમ, ચાલિઉ રાત્રિ લહી તે ભીમ;
આવિઉ વનગહ્વર વનમા વહી, પઇઠઉ વૃક્ષકોટરમાં જઈ. ૩૪
ઇંક દિન હંસ તે કરઇ વિચાર, "જઇઇ મિત્ર મિલેવા સાર;
મિત્રમંદિર જઇ જોઉં વાસ, મનની વાત કરું જઇ પાસિ." ૩૫
પદ્મખંડ સરથી નીસરઇ, વાટઇ હંસ વિમાસણ કરઇ,
" મિત્રમંદિર જઇસઇ પરહુણા, સરસ આહાર પામીસઇ ઘણા. ૩૬
કરસિઉં ગોઠિ રહી દિન ચ્યાર;" વહઇ મારગિ મનિ હર્ષ અપાર;
દીધઉં હતું જિહાં અહિનાણ, ભમિ હંસ, નવિ લાધઇ ઠાણ. ૩૭
મરકત નામ ઇખિઉ ઊચરઇ, વનિ ભમતુ તે સાદ જ કરઇ;
"હું મિલવા તુઝ આવિઉ ઇહા." બોલિઉ ઘૂક રહિઉ છઇ જિહા, ૩૮
" નવિ દેખઉં દિવસિ, હું મિત્ર, માહરઇ દિનકર મોટઉ શત્રુ;
તે આગલિ જાઉં નવિ સકું, એહ દુખ તુઝ આગલિ બકું. ૩૯
રાત્રિસમય થાસિ યેતલિ, બેહુ મિત્ર મિલીસિં તેતલિં."
રાત્રિ હુઇ તવ આવિઉ ઘૂક, " મઝનિં મિત્ર પડી છઇ ચૂક." ૪૦
રહઇ હંસ તે પહર બિચ્યાર, ભૂખિઉ કાંઇ ન પામિઉ આહાર:
ઉલૂક કહઇ, "મિલ્યા દિન ઘણે." બઇઠા વાત કરઇ બિહુ જણે." ૪૧

વનમાં સાથ ઘણુ ઊતરિઉ, થઇ પ્રભાતિ સાથ સંચરિઉ;
બિલનિં બારઇ રહીનઇ ધૂક, વાર બિવાર કરઇ જવ કૂક. ૪૨
કહઇ માંણુસ, "વિણુ શોભક વીર;" પાછા વલી રહઇ વિણુ ધીર;
વિણુ એક પડખીનઇ નીસરઇ, બઇઠઉ દૂષ્ટ વલી સ્વર કરઇ. ૪૩
શબ્દવેધ બાણી નર એક, નાંર્ખ્યા તીર મેહલઇ સવિશેષ;
બાણુ જઇનઇ લાગઉ હંસ. જોઉ એ ફલ મિલ્યા કુવંશ. ૪૪

શ્લોક—अकालचर्या विषमा च गोष्ठी कुमित्रसेवा न कदापि कार्या ।
पश्यांडजं पद्मवने प्रसुप्तं धनुर्विमुक्तेन शरेण ताडितम् ॥

એ જ રીતે બન્ને વાચનાઓની ગ્રન્થપ્રશસ્તિમાં પણ નોંધપાત્ર ભેદ છે. એકમાં કર્તા પોતાનું નામ આપતો નથી, માત્ર પોતાના ગુરુનું નામ આપે છે, જ્યારે બીજીમાં તે સ્પષ્ટ રીતે પોતાનો નામ-નિર્દેશ કરે છે અને વળી વિસ્તૃત વાચનાની પ્રશસ્તિ સંક્ષિપ્ત વાચનાની પ્રશસ્તિ કરતાં ટૂંકી છે, એ પણ જરા આશ્ચર્ય થાય તેવું છે.

**સંક્ષિપ્ત વાચનાની પ્રશસ્તિ :**

નીતિશાસ્ત્ર એ કહીઇ નામ, પંચાખ્યાન દીધું અભિધાન;
તેહ ગ્રન્થ અણુસારિઇં કહી, વડા કથા પાસઇ એ થઈ. ૨૨

શ્લોક—चत्वारीह सहस्राणि नत्वरं षट्शतानि च ।
ग्रन्थस्यास्य मया मानं गणितं श्लोकसंख्यया ॥ २३

ગુરુપ્રસાદિ જે જે મઇ લહી, કથાકલ્લોલ નામિઇં ચુપે;
ભણતાં બુદ્ધિ વાધઇ અતિ ઘણી, સુણતાં સુખસંપતિ તે સુણી. ૨૪
સોલ બાવીસુ સંવત્સર સાર, સુદિ આસો પંચમી રવિવાર;
સાણુંદ નયર શોભઇ શુભ ઠામ, પૂનિમ પક્ષ ગચ્છ અભિરામ. ૨૫
શ્રીગુણમેરસૂરિ ગુરુરાય. તાસ સીસ પ્રણમઇ નિતુ પાય;
કરઇ બરદ સાનિધિ અતિ ઘણું, ટાલઇ વિઘન તે સેવક તણું. ૨૬
હરઇ વિપદ, આપઇ સંપદા, ઇસી દેવિ સમરઇ સારદા;
તાસ પસાઇં વરવિલાસ લહીઇ, નિતૂ નિતૂ પુહચઇ આસ. ૨૭
કવિનઇ સુકવિ મ દેસિઉ ખોડિ, ખમજ્યો દોસ, કહઉં કર જોડિ;
બુદ્ધિ માઝનઇ બોલિઉ બાલ, કવિતા કોઇ મ કરસિ આલ. ૨૮

હરખ ધરી સાંભલજો સદા, આપદ કષ્ટ ન આવઇ કદા;
સંખ્યા શ્લોક દૂહા ચુપઇ શતાવીસ સઇ પૂરા હુઇ. ૨૯
ભણુ ભણાવુ નિર્મલ બુદ્ધિ, નવ નિદ્ધિ અષ્ટ મહા લહુ સિદ્ધિ;
ઋદ્ધિ વૃદ્ધિ મંગલ નિશિદીસ, શ્રીગુણમેરુસૂરિ કહિ તસ સીસ. ૩૦

**વિસ્તૃત વાચનાની પ્રશસ્તિ :**

નીતિશાસ્ત્ર એ કહીઇ નામ, પંચાખ્યાન અવર અભિધાન:
તેહ ગ્રંથ અણુસારિં હુઇ, વડા કૂઆ પાસિં એ કૂઈ. ૩૮
નવરસનુ એ છઇ વિસ્તાર, ભાવ ભેદ ભાખ્યા અધિકાર;
નીતિ રીતિ બુદ્ધિ મતિની ખાંણિ, રત્નસુન્દર સેવકની વાણિ. ૩૯
સોલ બાવીસુ વચ્છર સાર, આસો સુદિ પંચમિ રવિવાર;
સાણંદ નયર શોભઇ શુભ ઠામ, પૂનિમ પક્ષ ગચ્છ અભિધાન. ૪૦
શ્રીગુણમેરુસુરિ ગુરુરાય, ભવીયણ જણ સેવઇ તસુ પાય;
સાંનિધ્ય સારઇ જિન ચઉવીસ, અનઇ અવર વલી ખેત્રાધીસ. ૪૧
સુકવિ કવિ મ ન દેસિઉ ખોડિ, સુગુરુ પસાઇં રચી મિં જોડિ;
બદ્ધિ માજનિ બોલ્યા બોલ, શ્રવણિ સુણી કરાયા રંગરોલ. ૪૨

આ બે વાચનાઓ ઉપરાંત 'પંચાખ્યાન ચતુષ્પદી'ની ત્રીજી એક વાચના પણ મળે છે, જે એનું સ્વરૂપ જોતાં કવિના પોતાના હસ્તે નહિ, પણ પાછળથી બીજા કોઇના હસ્તે થઇ હોય એમ જણાય છે. આ ત્રીજી વાચનાની ચોથા તંત્રના અંત સુધીની ૨૩ પત્રની પોથી અધ્યાપક કેશવરામ શાસ્ત્રીએ મને આપી હતી. એમાં કથામુખ કે મંગલાચરણ નથી, અને वर्धमानो महान् स्नेहः सिंहगोवृषयोर्वने० એ પહેલા તંત્રનો સંગ્રહશ્લોક ટાંકીને સીધેસીધો કૃતિનો આરંભ કરવામાં આવ્યો છે. કૃતિ ચોથા તંત્રના અંત સુધી જ મળે છે, પણ એ અધૂરી રહેતી હોય એમ મને લાગતું નથી, કેમકે એની હાથપ્રત તૂટક નહિ, પણ પૂરી મળે છે અને ચોથું તંત્ર જેના ઉપર પૂરું થાય છે તે ૨૩મા પત્રના બીજા પૃષ્ઠનો લગભગ પોણો ભાગ કોરો જ રહ્યો છે, એ ઉપરથી અનુમાન થાય છે કે આ વાચનાની રચના પ્રાયશઃ ચોથા તંત્રના અંત સુધી જ થઈ હશે.

આ ત્રીજી વાચનામાં રત્નસુન્દરની 'પંચાખ્યાન ચતુષ્પદી'નો સારોદ્ધાર કરવામાં આવ્યો છે. પ્રત્યેક તંત્ર સરખાવીને જોઈએ તો રત્નસુન્દરની સંક્ષિપ્ત વાચના કરતાં યે આ વાચના ઘણી ટૂંકી છે, અને સંક્ષિપ્ત વાચનાની પણ બધી પેટાવાર્તાઓ તેમાં મળતી નથી. કેવળ ચારે તંત્રોની મુખ્ય કથાઓ લગભગ યથાવત્ રાખીને તથા પેટાવાર્તાઓ પૈકી થોડીકને કાયમ રાખીને આ વાચના તૈયાર કરવામાં આવેલી છે. જે ભાગ સારોદ્ધારમાં સ્વીકારવામાં આવ્યો છે તેની લગભગ પ્રત્યેક પંક્તિ રત્નસુન્દરમાંથી જ લેવામાં આવી છે એ તેની ભાષા ઉપરથી જણાઈ આવે છે. સારોદ્ધાર કરનારની સમક્ષ રત્નસુન્દરની બન્ને વાચનાઓ સંક્ષિપ્ત તેમ જ વિસ્તૃત હોવી જોઈએ, કેમકે કેટલેક સ્થળે એ સારોદ્ધાર સંક્ષિપ્ત વાચનાને વધારે મળતો આવે છે તો બીજે કેટલેક સ્થળે વિસ્તૃત વાચના સાથે વધુ સામ્ય ધરાવે છે. જેમ કે 'હંસ અને ધુવડ'ની જે વાર્તા ઉપર ઉતારી છે તે આ સારોદ્ધારમાં લગભગ અક્ષરશઃ વિસ્તૃત વાચના પ્રમાણે જ છે.

આ પ્રકારનો સારોદ્ધાર થયો છે એ વસ્તુ આપણા મધ્યકાલીન સાહિત્યમાં રત્નસુન્દરની કૃતિની લોકપ્રિયતા સૂચવે છે.

'પંચાખ્યાન ચતુષ્પદી'ના કર્તા રત્નસુન્દરે સં. ૧૬૩૮ માં ખંભાતમાં ગૂજરાતી પદ્યમાં 'શુકબહોતરી'-સૂડાબહોતેરી પણ રચી છે.[૩૩]

## વચ્છરાજકૃત 'પંચાખ્યાન ચતુષ્પદી'[૩૪]

રત્નસુન્દરની પછી સં. ૧૬૪૮ માં વૃદ્ધ તપગચ્છના રત્નચન્દ્રના શિષ્ય વચ્છરાજે ગૂજરાતી પદ્યમાં 'પંચાખ્યાન ચતુષ્પદી' રચી છે.

---

૩૩. 'જૈન ગૂર્જર કવિઓ,' ભાગ ૧, પૃ. ૨૭૨

૩૪. હસ્તલિખિત પ્રત નં. ૧૮૭૧ (લખ્યા સં. ૧૬૮૭), શ્રીહેમચન્દ્રાચાર્ય જ્ઞાનમન્દિર, પાટણ.

વચ્છરાજ પોતાના અનુવાદમાં મુખ્યત્વે પૂર્ણભદ્રને અનુસરે છે, પણ રત્નસુન્દરની જેમ વચ્ચે એવી કથાઓ પણ તેણે મૂકી છે, કે જે 'પંચતંત્ર'ની કોઈ પણ જૂની પાઠપરંપરામાં નથી, પણ રત્નસુન્દરમાં—ખાસ કરીને એની વિસ્તૃત વાચનામાં—છે. એ ઉપરથી જણાય છે કે રત્નસુન્દર તેમજ વચ્છરાજે તે કાળની જૈન પરંપરામાં પ્રચલિત એવા કોઈ સમાન મૂળનો ઉપયોગ કર્યો હશે. રત્નસુન્દરની અનુવાદશૈલીના ઉદાહરણ તરીકે તેમાંથી 'જૂ અને માકણ'ની વાર્તા (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૧-૯) અહીં ઉતારું છું:

न ह्यविज्ञातशीलस्य प्रदातव्यः प्रतिश्रयः ॥
दंडुकस्य हि दोषेण हता मन्दविसर्पिणी ॥

પિંગલ કહિ—જૂ માંકણ તણી કહુ કથા દમનક મુઝ ભણી;
કોઇક રાજા કેરી સેજિ ઉછાડ તણા સેવા વચિ હેજિ. ૨૪
યૂકા મન્દવિસર્પિણી નામ, રહઇ નિરંતર તેણઇ ઠામિ;
લોહી પીઇ રાના અંગ તણૂ, યૂકા પુષ્ટ થઇ તે ઘણું. ૨૫
સેજઇ માકણ ડુંડુક નામ, આવ્યુ દેખી યૂકા તામ;
ભાષઇ, "તું આવ્યુ સ્યા ભણી? શય્યા છાંડી જા મુઝ તણી. ૨૬
તૂં ચચલ જાનઇ લાલચી, હૂં દુ:ખી થાઉં તૂં થકી."
માકણ કહઇ, "મનોરથ ઘણુ, તુઝ ઘરિ હૂં આવ્યું પરહણુ. ૨૭
વિસદે બ્રાહ્મણનુ ગુરુ ભણ્યુ, વર્ણ તણુ ગુરુ બ્રાહ્મણ સુણ્યુ;
કહિઉ નારીનુ ગુરુ ભરતાર, સહુનુ ગુરુ અભ્યાગત સાર. ૨૮
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય નઇ શૂદ્ર, માસ રુધિર તેહનાં અતિ રુદ્ર;
ખારા ખાટાં નઇ રોગીઆ અતિ કડૂઆં મઇ આરોગીઆં. ૨૯
માંસ રુધિર ભૂપતિનાં ભણી, મુઝનઇં ઇછા યઇ છઇ ઘણી;
પહુચઇ મીઠા સરસા આહાર, કરઇ બહુલ ઓષધ ઉપચાર. ૩૦
તેણિ હોસ્યઇ રાના અંગ તણુ, રસાંગ તણી પરિ મીઠું ઘણું;
પરહૂણાગતિ કરુ અભિરામ, મોટઉ મન્ન કરી દિઉ ઠામ." ૩૧
જૂ બોલઇ, "તૂં જાણિ નહીં, દેસકાલ તણી પરિ સહી;
કાજ કરઇ અવિચાર્યૂં જેય, ફલ નહુ પામઇ મૂરખ તેય." ૩૨

देशकालं कार्यं परमात्मानं नैव जानाति ।
अविमृश्य यः करोति न सफलमाप्नोति मूर्खः ॥

માંકુણ પગિ લાગી વીનવઇ, લાજઇ જૂઇ, માન્યૂં હિવઇ,
"રાજા નિંદ્રા લહઇ જં લગઇ, ઇહાં બિહુ તૂં રહઇ તાં લગઇ. ૩૪
ઉતાવલાં નહુ સીઝઇ કામ, ધિરાં લાછિ લહીઇ અભિરામ."
યૂકા ઇમ સીષવઇ જેતલઇ, નૃપ સેજઇ પુહચુ તેતલઇ. ૩૫
ચપલ જીવ ન હુવઇ સાંસતાં, ચટકુ ઘઇ રાનઇ જાગતા;
ઉલકઇ દાધુ, વૃશ્ચિકઇ ડસ્યુ, તિમ રાજા ઉઠચુ ધસમસ્યુ. ૩૬
બીહનુ માકણ સંધિ વિચાલિ, પઇઠુ ઈસ તણઇ અંતરાલિ;
વસ્ત્ર નિહાલી જોઉ જામ, સેવકિ યૂકા લાધી તામ. ૩૭
વસ્ત્ર અંતરથી યૂકા હણી, અણજાણમાનઇ રાખ્યા ભણી;
કહઇ દમનક–સુણિ પિંગલ રાય, ઇસ્યુ જાણીનઇ દિજ્યુ ઠાય. ૩૮
न ह्यविज्ञातशीलस्य०

વચ્છરાજે સં. ૧૬૪૨માં ખંભાતમાં 'સમ્યકત્વકૌમુદી રાસ' પણ રચ્યો છે.[૩૫]

## મેઘવિજય ઉપાધ્યાયકૃત 'પંચાખ્યાનોદ્ધાર'[૩૬]

આ પછી વિક્રમના અઢારમા શતકમાં થઈ ગયેલા સુપ્રસિદ્ધ જૈન વિદ્વાન મેઘવિજય ઉપાધ્યાય, જેમણે કાવ્ય, વ્યાકરણ, જ્યોતિષ અને દર્શનશાસ્ત્રના ગ્રન્થો રચ્યા છે. તથા 'શિશુપાલવધ', 'મેઘદૂત' તથા 'નૈષધીયચરિત' એ કાવ્યોના શ્લોકોમાંથી એક એક ચરણ લઈ, તેની સમસ્યાપૂર્તિ કરીને સ્વતંત્ર કાવ્યો રચ્યાં છે. તેમણે સં. ૧૭૧૬માં 'પંચાખ્યાનોદ્ધાર' સંસ્કૃતમાં રચ્યો છે. નામ ઉપરથી જણાય છે તેમ, એ 'પંચતંત્ર' અથવા 'પંચાખ્યાન'નો સારોદ્ધાર હોવો જોઈએ, પરન્તુ

૩૫. 'જૈન ગૂર્જર કવિઓ,' ભાગ ૧, પૃ. ૨૬૯

૩૬. આ કૃતિની હસ્તલિખિત પ્રત આગ્રામાં શ્રીવિજયધર્મસૂરિના ભંડારમાં છે એમ સાંભળવામાં આવ્યું છે.

એની હાથપ્રત મને મળી નથી, તેથી એ કૃતિ વિશે કંઇ વિશેષ અહીં લખી શકાય તેમ નથી.

## 'પંચાખ્યાનવાર્ત્તિક'[૩૭]

મારવાડીમિશ્રિત ગૂજરાતી ગદ્યમાં લખાયેલો આ કથાસંગ્રહ ડૉ. હર્ટલે 'પંચાખ્યાનવાર્તિક' એ નામથી પ્રસિદ્ધ કર્યો છે. જો કે એના પુષ્પિકામાં તો इति श्रीपंचाख्यानाष्टचत्वारिंशत्कथा संपूर्णा । એવો ઉલ્લેખ છે, એટલે એના અનામી કર્તાને 'પંચાખ્યાનવાર્તિક' નામ ઉદ્દિષ્ટ નથી; તેણે તો 'પંચાખ્યાન'–સંબદ્ધ ૪૮ કથાઓની એક ફૂલગૂંથણી જ અહીં કરી છે. જે હાથપ્રત ઉપરથી ડૉ. હર્ટલે સંપાદન કરેલું છે તે સં. ૧૭૩૦ માં મારવાડમાં ફલવર્ધિ (ફલોધી)માં લખાયેલી છે, એટલે ત્યાર પહેલાં તો એની રચના થયેલી હોવી જોઇએ. હાથપ્રતની નકલ ઉપાધ્યાય કીર્તિવિજયના શિષ્ય પં. જિનવિજયના હસ્તે થયેલી છે, અને હું માનું છું કે એનો કર્તા પણ જૈન હોવા જોઇએ.

આ 'પંચાખ્યાનવાર્તિક'ની રચના 'પંચતંત્ર'ની જૂની પાઠપરંપરાઓ કે પછીના કાળનાં એનાં રૂપાન્તરોથી ભિન્ન પ્રકારે થયેલી છે. સંસ્કૃત 'પંચતંત્ર'નું કથામુખ અહીં છે જ નહિ. વર્ધમાન સાર્થવાહ પોતાના સાર્થને લઇને પરદેશ જવા નીકળે છે, માર્ગમાં એક નદી કિનારે એનો એક બળદ થાકીને બેસી જાય છે, અને સાર્થવાહ એને ત્યાં મૂકીને ચાલ્યો જાય છે. વનમાં વસતો બળદ જતે દિવસે બળવાન થાય છે. એક દિવસે એક વાઘ (અન્યત્ર પિંગલક સિંહ) પાણી પીવા આવે છે, તે બળદનો શબ્દ સાંભળી ભય પામે છે. એથી કરટક અને દમનક નામે શિયાળ પ્રધાનો વાઘને વગર વિચાર્યું નહિ કરવા માટે 'ભિક્ષુઓનાં માથાં ફોડનાર વાળંદ'ની (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર', પાંચમું તંત્ર) વાર્તા તેને કહે છે. ત્યાર પછી બીજી ૪૭

૩૭. સંપાદક ડૉ. જોહાનિસ હર્ટલ, લીપઝિગ, ૧૯૨૨.

કથાઓ આવે છે. 'પંચાખ્યાનવાર્તિક'માં આ પ્રમાણે પહેલા તંત્રની મુખ્ય કથાનો કેટલોક અંશ પ્રસ્તાવના તરીકે આવે છે, પરન્તુ એ પછી એ કથાનો બાકીનો ભાગ ક્યાંય આવતો નથી; તેમ જ બાકીની કથાઓને એકસૂત્રે જોડવાનો અથવા છેવટે ઉપસંહાર કે સમાપન જેવું કંઈ મૂકવાનો જરા સરખોયે પ્રયાસ કર્તાએ કર્યો નથી. અર્થાત્ આ 'પંચાખ્યાનવાર્તિક'ની કથાઓના તંત્રરૂપે વિભાગ કરવામાં આવ્યા નથી.

આમ છતાં કર્તાએ વિનિયોગ મુખ્યત્વે 'પંચતંત્ર'ની વાર્તાઓનો કર્યો છે. ઉપર જોયું તે પ્રમાણે 'પંચાખ્યાનવાર્તિક'ની પહેલી કથા ('ભિક્ષુઓનાં માથાં ફોડનાર વાણંદ') એ પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્રના પાંચમા તંત્રની મુખ્ય કથા છે, જ્યારે અન્ય પ્રાચીન પાઠપરંપરાઓમાં તે પાંચમા તંત્રની એક પેટાકથા તરીકે આવે છે. ચોથા તંત્ર 'લબ્ધપ્રણાશ'ની મુખ્ય કથા ('વાંદરો અને મગર') અહીં ૧૪મી કથા તરીકે, અને ત્રીજા તંત્ર 'કાકોલૂકીય'ની મુખ્ય કથા ('ઘુવડ અને કાગડાઓનો વિગ્રહ') ૧૫મી કથા તરીકે આવે છે. બીજા તંત્ર 'મિત્રસંપ્રાપ્તિ'ની મુખ્ય કથા સાથે સરખાવી શકાય એવું કશું અહીં નથી. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્ર સિવાયની પ્રાચીન પાઠપરંપરાઓમાં પાંચમા તંત્રની મુખ્ય વાર્તા 'બ્રાહ્મણી અને નોળિયો' છે, તે પણ અહીં બારમી કથા તરીકે છે. 'હિતોપદેશ'ની એક કથા 'હંસ અને કાગડો' (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૩૫) પણ અહીં પ્રકારાન્તરે ૨૦ મી કથામાં આવે છે.

'પંચાખ્યાનવાર્તિક'ની ૪૭ કથાઓ પૈકી ૨૬ કથાઓ એક અથવા બીજા સ્વરૂપે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અથવા પૂર્ણભદ્રના 'પંચાખ્યાન'માંથી લેવામાં આવેલી છે. એક કથા ઉપર કહ્યું તેમ 'હિતોપદેશ'ની અસર સૂચવે છે, જ્યારે બાકીની ૨૧ કથાઓ એવી

છે કે જે 'પંચતંત્ર'ની એક પણ પ્રાચીન પાઠપરંપરામાં નથી. એમાંની કેટલીક તો લોકસાહિત્યમાંથી સીધેસીધી ઉપાડી હોય એમ જણાય છે. જેમ કે ગૂજરાતમાં સુપ્રસિદ્ધ 'સોલંકીનો ગરબો' જેમાં એક રાજકુમારીનું લગ્ન બીજી રાજકુમારી સાથે થયાની, વનમાં એક સરોવરમાં સ્નાન કરતાં ઘોડીનો ઘોડો થયાની તથા એ જ રીતે કુમારીનો કુમાર થયાની વાત આવે છે અને એ રીતે બહુચરાજી માતાનું માહાત્મ્ય સ્થાપિત થાય છે, એ જ વાર્તા અહીં ૩૫ મી કથામાં આવે છે. ફેર માત્ર એટલો કે 'પંચાખ્યાનવાર્તિક'માં બહુ-ચરાજીનો કોઈ ઉલ્લેખ નથી, અને 'સમયે સૌ સારું થશે' એ સૂત્રના ઉદાહરણ તરીકે કથા ઘટાવવામાં આવેલી છે!

'પંચાખ્યાનવાર્તિક'ની ગદ્યશૈલીના ઉદાહરણ તરીકે એક ટૂંકી વાર્તા (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર', ૧-૨૨) અહીં ઉતારું છું. મૂળના કથાનકમાં અહીં કેટલોક નોંધપાત્ર ફેર પડ્યો છે, એ પણ બન્નેની તુલના ઉપરથી માલૂમ પડશે. 'પંચાખ્યાનવાર્તિક'માં આ કથા ૪૨ મી છે:

> पंडितोपि वरं शत्रुर्मा मूर्खो हितकारकः ।
> वानरेण हतो राजा विप्रश्चोरेण रक्षितः ॥ ४२

વ્યાગ્ર કનકાવતી નગર; તિહાં શત્રુમલ્લ રાજા રાજ્ય કરે. તેહ શત્રુમલ્લે ઓલગુ વાનરો રાષ્યઉ. રાતિદીહ અંગઓલગુ રહે. એક રાતઇ રાજા ભંડાર માહે પોઢ્યા. રાજાનઇ નિદ્રા આવી. વાનર ઓલગૂ તે ઢોલિયા આગલિ બઇઠઉ છઇ. જાગઇ છૈ. એહવઇ તે ભાંડારઇ ચોરે પાત્ર દીધઉ. ભાંડાર માહિ જોઇ, તો રાજા પોઢ્યા છૈ. તિવારઇ રાજાના ડીલ ઉપરિ ગિરોલી પડી. વાનરઇં દીઠી. વાનરઇં તરવારિ ઉપાડી ગિરોલી મારિવાનઇં. તિવારઇ ૧ બાંભણ મહા વિદ્વાંસ છઇ. કર્મનઇં યોગઇં ચોરી કરિવા પઇઠો. જેહવઇં વાનરઇ, રાઇનઇં ડીલ ઉપરિ ગિરોલી છૈ, તેહને મારિવા મૂકૈ, તેહવૈ બાભણઇ જાણ્યઉ, "ઘાઉ વાહ્યા પછી રાઇના પ્રાણ જાસ્યૈ; વાનર મૂર્ખ જાણૈ નહી." જેહવૈ વાનર ઘાઉ મૂંકતો હતો, તેહવઇ બાભણઇ આંપણઉ ભય ન કીધઉ; વાનર-

નહી વિલગી હાથ ઝાલ્યઉ, ઘાઉ લાગવા ન દીધઉ. તિવારઇ બીજા અંગઓલગુ જાગ્યા, રાજા પિણ જાગ્યઉ. તે બાંભણ દીઠો. રાઇ પૂછિઉ, "જોસી, એ સ્યું ?" બાંભણઇ પૂર્વવાત રાજા આગલિ કહી. પછઇ રાજાઇં શ્લોક કહિઉ : पंडितोपि वरं० ૪૨

## 'હિતોપદેશ–પંચાખ્યાન'[38]

મારવાડી ગદ્યમાં થયેલો આ 'હિતોપદેશ'નો અને 'પંચતંત્ર'ના અમુક અંશોનો અનુવાદ છે. અનુવાદકે પોતે જ એને 'હિતોપદેશ–પંચાખ્યાન' એવું નામ આપ્યું છે. પ્રારંભમાં અનુવાદકે ત્રણ દૂહામાં નીચે પ્રમાણે મંગલાચરણ કર્યું છે :

> આદ દેવ પ્રભુ, આદ ગુરુ, શાન્તિનાથ જગધીર;
> પાસ આસ પૂરૈ ઘણી; પરમ પુરુષ મહાવીર. ૧
> ગણધારી ગૌતમ સુગુરુ, શ્રીજિનદત્તસૂરિંદ;
> કુસલસૂર મો નિજર કર, ચંદકુલા વર ચંદ. ૨
> ભારતી ભગવતી સરસ્વતી, કર પુસ્તક વર માલ;
> વીણા વાહન હંસ વર, આપો વાણ રસાલ. ૩

મંગલાચરણ ઉપરથી એ જણાય છે કે અનુવાદક જૈન છે, એટલું જ નહિ પણ બીજી કડીમાં જિનદત્તસૂરિ અને જિનકુશલસૂરિને સંભાર્યા છે એથી સ્પષ્ટ થાય છે કે તે ખરતરગચ્છનો અનુયાયી હોવો જોઇએ. હાથપ્રત અપૂર્ણ છે, એટલે અનુવાદકે અંતે કદાચ પોતાનું નામ આપ્યું હોય તો પણ જ્યાંસુધી બીજી હાથપ્રત મળે નહિ ત્યાં સુધી એ વિષે કંઇ જાણી શકાય એમ નથી. લિપિ ઉપરથી તથા ભાષાના સ્વરૂપ ઉપરથી પ્રત વિક્રમના અરાઢમા સૈકામાં લખાયેલી હોય એમ જણાય છે.

પ્રથમ અનુવાદકે 'હિતોપદેશ'ના ચાર વિભાગો ઉતાર્યા છે, પણ એમાં મૂળનો ક્રમ થોડો ફેરવ્યો છે. અર્થાત્ 'સુહૃદ્ભેદ' જે

---

૩૮. એક અપૂર્ણ હાથપ્રત મુનિશ્રી જશવિજયજી પાસે છે.

'હિતોપદેશ'નો બીજો વિભાગ છે તેને અહીં પહેલો મૂકવામાં આવ્યો છે, અને 'મિત્રપ્રાપ્તિ' જે પહેલો છે તે અહીં બીજો મૂક્યો છે. 'હિતોપદેશ'ના ત્રીજા અને ચોથા વિભાગ 'વિગ્રહ' અને 'સંધિ'નો સારોદ્ધાર અહીં એ જ ક્રમે કરવામાં આવ્યો છે. એ રીતે 'હિતોપદેશ' પૂરો થયા પછી અનુવાદકે 'પંચતંત્ર'નો સારોદ્ધાર કર્યો છે, પણ તે પ્રારંભથી નહિ. અહીં તો 'હિતોપદેશ'ના ચાર વિભાગ પૂરા થયા પછી 'પંચતંત્ર'નું ચોથું તંત્ર 'લબ્ધપ્રણાશ' શરૂ થાય છે, અને એ તંત્રની છેલ્લી વાર્તા—'વિદેશમાં ગયેલો કૂતરો' પૂરી થાય છે ત્યાંથી પ્રત અધૂરી છે, એટલે 'લબ્ધપ્રણાશ'ની પછી પાંચમા તંત્ર 'અપરીક્ષિતકારક'નો સારોદ્ધાર આપવામાં આવ્યો હશે કે કેમ એ કેવળ કલ્પનાનો જ વિષય રહે છે.

'હિતોપદેશ-પંચાખ્યાન'ની ભાષાના નમૂના તરીકે 'હિતોપદેશ'ની એક સંક્ષિપ્ત કથા 'સિંહ અને બિલાડો' (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૩૨) અહીં ઉતારું છું:

સોઈ સચિવ વષાંનીયૈ, રાપૈ સ્વામ સચિંત;
જ્યું બિલાર ભૂષાં મર્યો, જાત ભયો સનિમિત્ત.

વાર્તા ॥ આબૂ નામાં પરબત કી ગુફામૈ વિક્રમ નામા સિંઘ રહે હૈ, સો એક દિન સિંઘ આહાર કર સૂતો હૈ. સો એક મૂસૌ બિલ સૈં વાહિર નીસર સિંઘકે મૂછ કે કેસ કાટ કૈ બિલમૈ ભાગ વર ગયો. તબ સિંઘ અપનો મૂછાં કે અગ્રભાગ કાટે જાંન મન મૈ વિચારીયા, "કો ઉપાય કોનસો કરૂં ? તો તેં નીતમેં કહી હૈ—જો વૈરી છોટો હોય તો પિન છોટો ન જાંનીયૈ. વાકું દામ ઉપાય કરી મારીયૈ. તા તૈ નિકંટક રાજ કરીયૈ. વૈરી રાષીયૈ નાંહિ.

દોહા

છોટૈ અરિકું સાધીયૈ કર છોટૈ ઉપચાર;
મરૈ ન મૂસા સિંઘતૈ મારૈ તાહિ મંજાર.
લહુર બડેકું હોત હૈ કોઇક કાસ સહાય;
ચષ ચીત ચિરમી બિના કર કપૂર ઉડ જાય.

વાર્તા ॥ વૈરી કો જન રાખે હે, કૈસે, કાંમ પર પારબતી રાખે, અગન તીસરે નેત્ર કે હેત, સિર પર ગંગ રાખી હે, વિષ ટારવે કું નિલાટ પર ચંદ્રમા રાખત હે" તિન સે સિંઘ ઐસો જાન ગાંવ કે નિકટ આયૌ. તબ દધકરન અપની મત સેં મૂસા કું બૈરી જાન્યૌ. તબ સિંઘકુ કહ્યૌ, "મો કું નિત્ય ભલો ભોજન કરાવો તો મે તેરો દુખ કાટુંગો." સિંઘ રાજી ભયો. સિંઘ ભોજન અપની ગરજ સે ભલો કરાવે. બિલાવ સિંઘ સૂતે કી ચોકી દે.

ઇસ રીત સેં કેતેક રોજ બતીત ભયે તબ દધકરન એક દિન એસૌ જાંન્યૌ, "ઇન સિંઘકો ડર આજ કાટુંગો." એસો જાન બિલાવ ઘાત કરવેકુ સોયો. સિંઘ ભી સૂનો. તબ મૂસો નિકર્યો. બિલાવ ઝપટ કે માર્યો. સિંઘ કુ જગાય કે દેખાર્યો, "યહ તેરો વૈરી આજ મેં માર્યો." તબ વૈરી કું મૂવો જાન સિંઘ નિચંત ભયૌ. અબ દૂસરે દિન બિલાવ ખાનેકુ માંગ્યો. તબ સિંઘ કહ્યોં, "અબ મેં ભય કાહેકો હુ ?" તાતે નીત મેં કહ્યો હે-

દોહા

કામ સર્યા દુખ વીસર્યા, વૈરી હૂવા વૈદ;
સાહજી સારા હુવા. કાઢણ લાગા કૈદ.
દેહ રોગ વ્યાપે જબે, વાલા લાગે વૈદ;
સાહજી સારા હુવા, કાઢણ લાગા કૈદ.

વાર્તા ॥ તબ વિલાવનેં સિંઘ ભખ આણ દેવૈ નહી. તબ વિલાવ મુખ વિલખાય ભૂખા મરતો અનાદરસે અપનેં નગરકું વિદાય ભયો. ઇતિ દધકરન વિલાવ કી કથા.

## અન્ય જૂનાં ગૂજરાતી ભાષાન્તરો

આ સિવાય પણ 'પંચતત્ર'નાં સંખ્યાબંધ જૂનાં ગૂજરાતી ભાષાન્તરો થયાં છે. એ પૈકી જે મારી જાણુમાં આવેલાં છે તે વિશે ટૂંક નોંધ અહીં આપુ છું.

(૧) લીંબડીના જૈન ગ્રન્થભંડારમાં સં. ૧૫૯૬ માં લખાયેલી 'પંચાખ્યાન–બાલાવબોધ'ની એક પ્રતિ છે.[૩૯] આ બાલાવબોધ–

૩૯. લીંમડી જ્ઞાનભંડારનું સૂચિપત્ર, પૃ. ૨૦૦

ગદ્યાનુવાદ વિક્રમના સોળમા સૈકામાં અથવા ત્યાર પહેલાં રચાયેલો હોવો જોઈએ.

(૨) સદ્ગત પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજના ગ્રન્થસંગ્રહમાં પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો એક ગદ્યાનુવાદ એપ્રિલ ૧૯૩૧માં મારા જોવામાં આવ્યો હતો, અને તે ઉપરથી કેટલોક ભાગ મેં ઉતારી લીધો હતો. પ્રતિ અપૂર્ણ હોઈ એમાં રચ્યાસંવત કે લખ્યાસંવત નથી, પણ ભાષા ઉપરથી તે અરાઢમા અથવા ઓગણીસમા સૈકામાં લખાયેલી હોય એમ જણાય છે. એમાંથી થોડીક પ્રારંભિક પંક્તિઓ અહીં ઉતારું છું:

सकलार्थशास्त्रसारं जगति समालोक्य विष्णुशर्मेदम् ।
तन्त्रैः पञ्चभिरेतच्चकार सुमनोहरं शास्त्रम् ॥

સઘલા શાસ્ત્રનું તત્ત્વ ગ્રહીનેં વિષ્ણુશર્મા એહવેં નામેં પંચાખ્યાન શાસ્ત્ર કરી લોકને વિષેં પ્રવર્તાવ્યું. તે ઘણું મનનેં ગમેં એહવું છે. હવેં તેહનુ આરંભ માંડીયે છેં. દક્ષિણ એહવેં નામેં દેશ, તિહાં મહિલારૂપ એહવેં નામેં નગર છે. તિહાં સઘલા જાચકનો કલ્પવૃક્ષ, સર્વ રાજામાં શ્રેષ્ઠ, સઘલી કલાનો જાણ, અમરશક્તિ એહવેં નામેં રાજા છેં. તે રાજાનેં ત્રિણ પુત્ર, પિણ તે મહામૂર્ખ. હવેં પુત્રના નામ કહે છે. પહિલો વસુશક્તિ, બીજો ઉગ્રશક્તિ, ત્રીજો અનેકશક્તિ એહવે નામેં પુત્ર પ્રતેં છે. રાજા પ્રધાન પ્રતં બોલ્યો, "હે પ્રધાન! તમ્યો કાંઈ જાણો છો જે માહારા પુત્ર ઘણું મૂર્ખ છે? કાંઇ રાંજાનીત જાણતા નથી. તે માટે મુઝનેં ઘડીનો સુખ નથી."

આ લખાઈ ગયા પછી, 'પંચતંત્ર'ના પ્રસ્તુત ગદ્ય ભાષાન્તરની લખ્યા સાલ વિનાની એક સંપૂર્ણ હાથપ્રત વડોદરામાં સદ્ગત મુનિશ્રી હંસવિજયજીના ગ્રન્થભંડારમાં મારા જોવામાં આવી હતી. 'હિતોપદેશ' સિવાયની 'પંચતંત્ર'ની બીજી પાડપરંપરાઓમાં નથી એવી એક વસ્તુ એમાં જોવામાં આવે છે અને તે એ કે પાંચમા તંત્રને અંતે રાજપુત્રો ડાહ્યા થયા અને વિષ્ણુશર્માનો સત્કાર કરવામાં આવ્યો, એ

પ્રકારનો રીતસરનો ઉપસંહાર તેમાં આપેલો છે. (જુઓ અનુવાદ, પૃ. ૩૭૫ ઉપરનું ટિપ્પણ).

(૩) મુંબઇની ફાર્બસ ગૂજરાતી સભાના સંગ્રહમાં 'પંચતંત્ર'ના ગૂજરાતી ગદ્ય ભાષાન્તરની એક તૂટક પ્રત છે. એ પ્રત પણ વિક્રમના ઓગણીસમા સૈકાની હોય એમ જણાય છે. એમાંથી જુઓ :

એહવે ત્યાંહાં પિંગલક નામેં વનમાહે સિંહ મૃગજાતિ પરવર્યો થકો તૃષાવ્યાકુલ થકો ઉદક પીવાને યમુના કાંઠે આવ્યો. એહવે સંજીવક ત્રાડયો. તેહનો ગંભીર શબ્દ સાંભળીને સિંહ બિહવા લાગ્યો. પણ બિહતું કો આગલ જણાવે નહિ. પછે વડના વૃક્ષ હેઠો મંડલિ કરીને બેઠો. એહવે તે સિંહને શિયાલ બે આગે પ્રધાન હુતા તેહને દેશવટો હુતો. પણ તેહેની પૂઠે સદા બે વેગલા હિડતા. તે પ્રધાન બેહો માંહોમાંહે મંત્ર કરવા લાગા.[૪૦]

(૪) વડોદરાના પ્રાચ્ય વિદ્યામન્દિરના હસ્તલિખિત ગ્રન્થ-સંગ્રહમાં 'પંચતંત્ર'ના ગૂજરાતી ગદ્યાનુવાદની એક અપૂર્ણ હસ્તલિખિત પ્રત (નં. ૧૩૫૮૬) છે. ચોથા તંત્રની છેલ્લી વાર્તા ('વિદેશમાં ગયેલો કૂતરો') થી એ અધૂરી રહે છે. લિપિ ઉપરથી પ્રતિ અઢારમા કે ઓગણીસમા સૈકામાં લખાયેલી જણાય છે. એનું કથામુખ 'પંચતંત્ર' કે 'પંચાખ્યાન'ના કથામુખ કરતાં કંઇક જુદું છે. મહિલારોપ્યના અમરશક્તિ રાજાને બદલે અહીં રૂપનિધાન નગરનો ગુણનિધાન રાજા છે. તેને સો પુત્ર હતા. તેઓ મૂર્ખ હોઇ ભણતા નહોતા, એટલે તેમને ભણાવવાનું વિષ્ણુશર્માએ માથે લીધું. ત્યાર પછીની વાર્તા બીજી વાચનાઓને મળતી જ છે.

(૫) પ્રાચ્ય વિદ્યામન્દિરમાં "સં. ૧૮૭૦ ખેટકપુરનિવાસી બ્રાહ્મણ શ્રીગોડ માલવી જુના દવે પુરુષોત્તમ શંકર લિખિતમિદં" એવી

૪૦. શ્રીફાર્બસ ગૂજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ, ભાગ ૧, પૃ. ૩૬૮

પુષ્પિકાવાળી બીજી એક પ્રતિ (નં. ૮૦૧) છે, તેમાં પણ 'પંચતંત્ર'નું ગદ્ય ભાષાન્તર છે.

## 'પંચતંત્ર'વિષયક પ્રકીર્ણ રચનાઓ

'પંચતંત્ર'માંથી એકાદ વિષય લઈને તે ઉપર કેટલીક નાની કૃતિઓ આપણા જૂના સાહિત્યમાં રચાયેલી છે, એ પણ તે ગ્રન્થ ગૂજરાતમાં કેટલી લોકપ્રિયતા પામ્યો હતો એ સૂચવે છે.

(૧) 'પંચાખ્યાન'-અંતર્ગત 'નાલિકેર-બક'ની વાર્તાની રચના ૩૩ ગૂજરાતી પદ્યોમાં હીરકલશે કરી છે. પાટણના શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમન્દિરમાં સચવાયેલી આ કૃતિની એક પત્રની હસ્તલિખિત પ્રતિ (નં. ૧૮૭૦) સં. ૧૬૪૯માં કર્તા હીરકલશના શિષ્ય હેમાણંદના શિષ્ય આણંદવિજયને હસ્તે લખાયેલી છે. સં. ૧૬૨૪માં 'સમ્યક્ત્વકૌમુદી રાસ', સં. ૧૬૩૬માં 'સિંહાસનબત્રીસી' અને સં. ૧૬૭૭ માં 'કુમતિવિધ્વંસ ચોપાઇ' રચનાર હીરકલશ[૪૧] તે જ આ હશે.

પોતાના ગજા ઉપરાંતની ઉદારતાને કારણે 'નાલિકેર-બક'— નાળિયેરી ઉપર રહેનારો બગલો કેવી રીતે દુઃખી થયો એની વાત આ કૃતિમાં છે.[૪૨]

'તંત્રોપાખ્યાન'માં પણ આ વાર્તા છે (પૃ. ૪૪-૪૫), એ વસ્તુ પશ્ચિમ ભારત સાથેના 'તંત્રોપાખ્યાન'ના સંબંધની દૃષ્ટિએ ઘણી જ રસપ્રદ છે.[૪૩]

---

૪૧. 'જૈન ગૂર્જર કવિઓ', ભાગ ૧, પૃ. ૨૩૪

૪૨. ભ્રષ્ટ સંસ્કૃતમાં લખાયેલો એનો કથાસંગ્રહશ્લોક આ પ્રમાણે છેઃ

आत्मवित्तं न जानामि करोति बहुविस्तरा ।
ते नरा निधनं यान्ति नालकेरबगो यथा ॥

૪૩. હીરકલશના સંગ્રહશ્લોક સાથે 'તંત્રોપાખ્યાન'માંની કથાનો સંગ્રહ-શ્લોક સરખાવોઃ

अल्पसारोऽपि यो मोहाद् विस्तारं कर्तुमिच्छति ।
पश्चात् शोचति दुर्बुद्धिर्नालिकेरबको यथा ॥

(૨) ઉપર્યુક્ત હીર કવિએ-હીરકલશે સં. ૧૬૩૬ માં ૯૦ કડીમાં 'પંચાખ્યાન દુહા' રચ્યા છે.[૪૪] એમાં 'પંચાખ્યાન'ની કેટલીક કથાઓના સંગ્રહશ્લોકો આપીને તે કથાઓ ગૂજરાતી પદ્યમાં સંક્ષેપમાં રજૂ કરી છે.

(૩) નિત્યસૌભાગ્ય નામે જૈન કવિએ 'પંચાખ્યાન'માંથી વિષય લઈને 'કર્મરેખાભાવિની ચરિત્ર' એ નામનો રાસ સં. ૧૭૩૧માં રચ્યો છે.[૪૫] એની હાથપ્રત મને જોવા મળી નથી, તેથી એ રાસમાં 'પંચાખ્યાન'ની કઈ કથાનો વિસ્તાર કરવામાં આવ્યો છે એ કહી શકાય તેમ નથી.

(૪) જૈન કવિ વીરવિમલે સં. ૧૭૨૨માં 'ભાવિની કર્મરેખા રાસ' રચ્યો છે.[૪૬] નિત્યસૌભાગ્યની કૃતિ સાથેના તેના નામસામ્ય ઉપરથી અનુમાન થઈ શકે છે કે એમાં પણ 'પંચાખ્યાન'ની પ્રસ્તુત કથાના વસ્તુનો જ વિનિયોગ કરવામાં આવ્યો હશે.

## અર્વાચીન ગૂજરાતીમાં 'પંચતંત્ર'ના અનુવાદો

ગૂજરાતમાં મુદ્રણકળાનો પ્રારંભ થયો ત્યારથી અર્વાચીન ગૂજરાતીમાં પણ 'પંચતંત્ર'ના—એટલે કે ગૂજરાત અને પશ્ચિમ હિન્દમાં જે વ્યાપક પ્રચારમાં હતું તે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ના અનુવાદો કે સારોદ્ધારો પ્રસિદ્ધ થતા રહ્યા છે. 'પંચોપાખ્યાન' એ નામથી શિલાછાપમાં મુદ્રિત થયેલા બે અનુવાદો ગૂજરાત વિદ્યાસભાના પુસ્તકાલયમાં છે, પરન્તુ તેમનાં પ્રારંભનાં પાનાં ફાટેલાં હોવાથી અનુવાદક-પ્રકાશકનું નામ કે પ્રકાશનનું વર્ષ જાણી શકાતું નથી. સં. ૧૯૫૨ માં સદ્‌ગત છોટાલાલ નરભેરામ ભટ્ટે કરેલો 'પંચતંત્ર'ના

---

૪૪. આ કાવ્યની હાથપ્રત બીકાનેરવાળા શ્રી. અગરચંદ નાહટા પાસે છે.

૪૫. 'જૈન ગૂર્જર કવિઓ,' ભાગ ૨, પૃ. ૨૮૨

૪૬. એ જ, ભાગ ૨, પૃ. ૧૯૬

પહેલા તંત્રનો અનુવાદ બહાર પડેલો છે. એમાં મૂળના શ્લોકોના અનુવાદ ગૂજરાતી પદ્યમાં કરવામાં આવ્યા છે. જો કે એ પદ્યાનુવાદ સમશ્લોકી નથી; અનુવાદકે વિવિધ માત્રામેળ છંદોમાં મૂળના શ્લોકો ઉતાર્યા છે. એ પછી સં. ૧૯૫૫માં મુંબઈના 'ગૂજરાતી' પ્રેસ તરફથી શાસ્ત્રી પ્રાણજીવન હરિહરે કરેલો 'પંચતંત્ર'નો અનુવાદ પ્રસિદ્ધ થયો, જેનું બીજું સંસ્કરણ સં. ૧૯૬૫માં બહાર પડેલું છે. 'કુમાર' માસિકના સને ૧૯૩૯ થી ૧૯૪૩ સુધીના અંકોમાં (સળંગ અંક ૧૭૯ થી ૨૩૮–૩૯) શ્રી. વાલજી ગોવિન્દજી દેસાઈએ ' પંચતંત્રની વાર્તાઓ ' આપી છે. 'કુમાર'ના બાળવિભાગ માટે એ તૈયાર થયેલી હોઈ મૂળનો શબ્દશઃ અનુવાદ નથી. એમાં અનુવાદકે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ઉપરાંત પૂર્ણભદ્ર, ' તંત્રાખ્યાયિકા ' અને ' હિતોપદેશ ' નો પણ ઉપયોગ કર્યો છે. શ્રી. ચંદ્રશંકર મણિશંકર ભટ્ટે બાળકો માટે તૈયાર કરેલી ' પંચતંત્રની વાતો ' શ્રીસયાજી બાલજ્ઞાનમાળામાં પ્રસિદ્ધ થયેલી છે. ત્યાર પછી ગૂજરાતી સાહિત્ય પરિષદ તરફથી બહાર પડતા આ નવા પ્રકાશનમાં પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો અને 'પંચતંત્ર'ની અન્ય પ્રાચીન પાઠપરંપરાઓમાંની તમામ વધારાની વાર્તાઓનો તુલનાત્મક દૃષ્ટિએ અનુવાદ આપવામાં આવ્યો છે.

## [ ૫ ]

## 'પંચતંત્ર' : એક આલોચના

'પંચતંત્ર'નો ઇતિહાસ આપણે વિસ્તારથી જોઈ ગયા. હવે, એની વસ્તુસંકલના, એ જ પ્રકારના ભારતીય તથા પરદેશી સાહિત્ય સાથેનો એનો સંબંધ, તથા રાજનીતિ, આચારશાસ્ત્ર અને સાહિત્યની દૃષ્ટિએ એનું મૂલ્યાંકન—એ વિષયો ઉપર આવીએ.

### 'પંચતંત્ર'ની વસ્તુસંકલના

'પંચતંત્ર' પાંચ વિભાગોમાં વહેંચાયેલું છે, અને પ્રત્યેક વિભાગને

'તંત્ર' નામ આપવામાં આવેલું છે; પાંચ તંત્રોનો એ સમાહાર હોવાથી 'પંચતંત્ર' નામથી ઓળખાય છે.

'કથામુખ'માં જણાવ્યું છે તે પ્રમાણે, કિશોર વયના રાજકુમારોને રાજનીતિશાસ્ત્રનું શિક્ષણ આપવા માટે લખાયેલો આ ગ્રન્થ છે, અને એથી પાંચે તંત્રોના વિષયો એ શાસ્ત્રમાં પ્રવેશ કરનારાઓને ઉપયોગી થાય એ પ્રકારના રાખવામાં આવેલા છે. મહિલારોપ્ય નગરના અમરશક્તિ રાજાના પુત્રોને વિષ્ણુશર્મા નામે બ્રાહ્મણ એ સંભળાવે છે, એ રીતે પાંચે તંત્રો એક સૂત્રે ગૂંથાય છે. પાંચ તંત્રોનાં નામ આ પ્રમાણે છે—મિત્રભેદ, મિત્રસંપ્રાપ્તિ, કાકોલૂકીય, લબ્ધપ્રણાશ અને અપરીક્ષિતકારક.

રાજનીતિશાસ્ત્રનો પ્રાવેશિક ગ્રન્થ હોવા ઉપરાંત 'પંચતંત્ર' એ વાર્તાસંગ્રહ છે–બલકે, વાર્તાઓ દ્વારા જ ઉપદેશને હૃદયંગમ બનાવવાનો તેનો ઉદ્દેશ છે, એટલે પ્રત્યેક તંત્રમાં એક મુખ્ય વાર્તા આવે છે, અને તેની અંદર પ્રકૃત વિષયને લગતી અનેક પેટાવાર્તાઓ આવે છે. ડૉ. ઍગર્ટનના પુનર્ઘટિત 'પંચતંત્ર'માં પાંચે તંત્રોમાં બધી મળીને ૩૨ પેટાવાર્તાઓ છે (જુઓ પરિશિષ્ટ ૨), જ્યારે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં (अ વાચના પ્રમાણે) ૬૩ પેટાવાર્તાઓ છે.

પહેલા તંત્ર 'મિત્રભેદ'માં પિંગલક સિંહ અને સંજીવક બળદની મુખ્ય કથા છે. વનરાજ સિંહનો સંજીવક સાથે પરિચય દમનક નામે શિયાળ કરાવે છે, અને પરિણામે બન્ને વચ્ચે ગાઢ મિત્રતા બંધાય છે. આથી દમનક અને તેના સાથી કરટકને સંજીવકની ઈર્ષ્યા થાય છે; અને કૂટનીતિનું આચરણ કરવાની કરટકની અનિચ્છા હોવા છતાં દમનક એ બન્ને વચ્ચે ભેદ પડાવવાને તૈયાર થાય છે. પિંગલક અને સંજીવક બન્નેની પાસે વારાફરતી જઈને દમનક કહે છે કે "તારો મિત્ર તારી વિરુદ્ધ કપટ આચરે છે." પિંગલક અને સંજીવકને પરસ્પરમાં એટલો બધો સ્નેહ છે કે બેમાંથી એકે પહેલાં તો આ

વાત માનતો જ નથી. પરન્તુ છેવટે શિયાળની કૂટનીતિનો વિજય થાય છે, અને બળદ તથા સિંહ વચ્ચે લડાઈ થાય છે. એમાં બળદ માર્યો જાય છે, અને પેલા બે શિયાળને પોતાની પ્રધાનપદવી પાછી મળે છે. ખટપટી મનુષ્યના ભોગ થઈ પડેલા મિત્રો એકબીજાને માટે કેવા વિચારો ધરાવે છે અને ખરી વસ્તુસ્થિતિ જાણવામાં આવે ત્યારે કેવો પશ્ચાત્તાપ કરે છે, તથા પ્રપંચી લોકોની કપટનીતિ કાચા કાનના રાજાઓ પાસે કેવી રીતે વિજયી નીવડે છે એ પહેલા તંત્રમાં બતાવ્યું છે, અને પ્રકૃત વિષયની ચર્ચામાં પ્રસંગોપાત્ત અનેક ઉપ-કથાઓ આપી છે.

બીજા તંત્ર 'મિત્રસંપ્રાપ્તિ'માં 'કાગડો, ઊંદર, મૃગ અને કાચબો' એ ચાર મિત્રોની મુખ્ય કથા છે. લઘુપતનક નામે કાગડાએ વાર્યા છતાં કપોતરાજ ચિત્રગ્રીવ જીભની લોલુપતાને કારણે પોતાના પરિવાર સહિત પારધિની જાળમાં ફસાય છે, પરન્તુ પછી એકસંપ થઈને બધા કપોતો આખી જાળને ઉપાડીને ઊંદરના રાજા હિરણ્યક પાસે જાય છે. હિરણ્યક એ ચિત્રગ્રીવનો મિત્ર હોઈ જાળ કાપી સર્વને મુક્ત કરે છે. કપોતોની પાછળ પાછળ ઊડતા આવેલા કાગડાએ આ સર્વ જોયું, એથી તે હિરણ્યકને પોતાનો મિત્ર બનવા વિનંતી કરે છે, પરન્તુ કાગડા અને ઊંદર વચ્ચે નૈસર્ગિક જાતિવેર હોવાથી એ બન્નેની મિત્રતા નીતિવિરુદ્ધ હોવાનું હિરણ્યક જણાવે છે. આમ છતાં છેવટે કાગડાની શુભનિષ્ઠા જોઈને હિરણ્યક તેની સાથે મૈત્રી કરે છે, અને બન્નેનો સ્નેહ ખૂબ ગાઢ બને છે. ઊંદર પોતાના સ્થાનથી ઉદાસ થાય છે ત્યારે કાગડો તેને પોતાની પીઠ ઉપર બેસાડીને પોતાનો મિત્ર મંથરક નામે કાચબો જ્યાં રહેતો હતો ત્યાં લઈ જાય છે. પારધિના ત્રાસથી નાઠેલો મૃગ પણ ત્યાં આવીને એમની મિત્ર-મંડળીમાં જોડાય છે, અને એ ચારે મિત્રો પરસ્પરને સંકટોમાં સહાય કરે છે. સાધનહીન મનુષ્યો પણ પરસ્પર સાચા સ્નેહથી જોડાય તો કેવાં કાર્યો કરી શકે છે એ આ કથામાં બતાવ્યું છે. મનુષ્યે સાચા

મિત્રો કરવા અને તેમની સાથે નિષ્કપટતાથી વર્તવું, કેમકે મિત્ર વિનાનો મનુષ્ય સંકટો તરી શકતો નથી—એ આ બીજા તંત્રનું મુખ્ય કથયિતવ્ય છે.

ત્રીજા તંત્ર 'કાકોલૂકીય'માં 'કાગડા અને ઘુવડના વિગ્રહ'ની મુખ્ય કથા છે. કાગડાના રાજા મેઘવર્ણ અને ઘુવડના રાજા અરિ-મર્દન વચ્ચેનું વંશપરંપરાગત વેર એમાં વર્ણવ્યું છે. રોજ રાત્રે કાગડાના દુર્ગ ઉપર આક્રમણ કરીને ઘુવડો તેમનો ભારે વિનાશ કરે છે, પણ છેવટે મેઘવર્ણના વૃદ્ધ મંત્રી સ્થિરજીવીની યુક્તિથી ઘુવડનો દુર્ગ બળી જાય છે, અને બધાં ઘુવડ નાશ પામે છે. ઘુવડના રાજાના મનમાં વિશ્વાસ પેદા કરી સ્થિરજીવી તેના દુર્ગમાં આશ્રય મેળવે છે, અને પછી કપટથી દુર્ગ સળગાવી મૂકે છે. પૂર્વે જેની સાથે વિરોધ થયો હોય એવા શત્રુનો કદી પણ વિશ્વાસ કરવો નહિ, એ ત્રીજા તંત્રનું મુખ્ય કથયિતવ્ય છે. સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય અને દ્વૈધીભાવની તથા સામ, ભેદ, ઉપપ્રદાન (દાન) અને દંડની વિસ્તૃત ચર્ચા તથા 'તીર્થો'નું સ્વરૂપ આ તંત્રમાં આવે છે. આ તંત્રમાં આમ મુખ્યત્વે રાજકીય વિષયોની જ ચર્ચા કરવામાં આવી છે.

ચોથા તંત્ર 'લબ્ધપ્રણાશ'માં 'વાંદરા અને મગર'ની મુખ્ય કથા છે. મૂર્ખ મનુષ્ય મળેલી વસ્તુ પણ કેવી રીતે ગુમાવી દે છે, અને આકસ્મિક આપત્તિમાં પણ જેની બુદ્ધિ મુંઝાતી નથી તે કેવી રીતે આપત્તિને તરી જાય છે એ 'વાંદરા અને મગર'ની સુપ્રસિદ્ધ વાર્તા દ્વારા બતાવ્યું છે.

પાંચમા તંત્ર 'અપરીક્ષિતકારક'માં 'ભિક્ષુઓનાં માથાં ફોડનાર વાળંદ'ની મુખ્ય કથા છે.[૪૭] અવિચારી વાળંદ સુવર્ણ પ્રાપ્ત કરવાની

---

૪૭. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' અને પૂર્ણભદ્રમાં આ મુખ્ય કથા છે, પણ 'તંત્રાખ્યાયિકા', દક્ષિણ ભારતીય 'પંચતંત્ર' (અને પુનર્ઘટિત 'પંચતંત્ર'માં પણ) 'બ્રાહ્મણી અને નોળિયો' એ વાર્તા પાંચમા તંત્રની મુખ્ય કથા છે. પણ તેથી એ તંત્રના કથયિતવ્યમાં કંઈ ફેર પડતો નથી.

ઝંખનામાં ભિક્ષુઓનાં માથાં ફોડીને રાજદંડ પામે છે એ તેમાં બતાવ્યું છે. 'બ્રાહ્મણી અને નોળિયા'ની કથામાં પણ પોતાના પુત્રનો પ્રાણ બચાવનાર નોળિયાને વગર વિચાર્યે મારી નાખનાર બ્રાહ્મણીને પશ્ચાત્તાપ કરવો પડે છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં પાંચમા તંત્રમાં 'ધનભંડારની શોધમાં નીકળેલા ચાર મિત્રો'ની કથા તથા એની જે સંખ્યાબંધ પેટાકથાઓ ઉમેરવામા આવેલી છે તેમાં પણ અતિલોભ અને અવિચારને કારણે ચક્રધર चक्रं भ्रमति मस्तके એવી નિતાન્ત વેદનાપૂર્ણ સ્થિતિનો અનુભવ કરે છે. અપરીક્ષિતકારક—વગર વિચાર્યું કરનાર મનુષ્યો કેવા દુઃખી થાય છે એનું જ નિરૂપણ આ પાંચમા તંત્રમાં છે.

આમ આ પાંચે તંત્રોની મુખ્ય વાર્તાઓ તેમ જ તેમાંની મોટા ભાગની પેટાવાર્તાઓ એ પ્રાણીકથાઓ ( beast fables ) છે; એમાં પાત્રો તરીકે કોઈ પશુપક્ષીઓ આવે છે. જેને કેવળ સાંસારિક વાર્તાઓ કહી શકાય એવી વાર્તાઓ પણ 'પંચતંત્ર'માં છે, પરન્તુ તેમની સંખ્યા તુલનાએ ઘણી ઓછી છે. બાળ અથવા કિશોરવયના શિષ્યોને ગમ્મત સાથે જ્ઞાન મળે એ માટે 'પંચતંત્ર'ના કર્તાએ ગંભીર વિષયોનો બોધ પણ પશુપક્ષીઓની વાર્તાઓ દ્વારા જ આપ્યો છે, અને એ માટે પ્રાચીન ભારતના લોકસાહિત્યમાં વ્યાપક રીતે પ્રચલિત એવી વાર્તાઓનો તેણે પોતાની રચનામાં વિનિયોગ કર્યો છે, અને સર્વને સુપરિચિત એવી વસ્તુને નવો ઘાટ આપીને તે દ્વારા પોતાના ઉદ્દિષ્ટ કથનની દૃષ્ટિએ કેટલુંક લાઘવ પણ સાધી લીધું છે.

## હિન્દમાં પ્રાણીકથા

દુનિયાદારીના ડહાપણના અને રાજનીતિના શિક્ષણ માટે પ્રાણીકથાનો ઉપયોગ હિન્દમાં ઘણા પ્રાચીન કાળથી થયેલો છે. પાલિ 'જાતક'માં આવતી સંખ્યાબંધ પ્રાણીકથાઓને ધ્યાનમાં લઈએ તો એ કથાઓનો ઉપયોગ ધાર્મિક ઉપદેશ માટે પણ એટલા જ

પ્રમાણમાં થયો છે એમ કહી શકાય. પરન્તુ છેવટે તો પ્રાણીકથા એ લોકકથા જ છે, અને એનું મૂળ વાર્તાઓ સાંભળવાના, કહેવાના અને એમાંથી આનંદ પ્રાપ્ત કરવાના માણસના સ્વભાવમાં રહેલું છે. 'પંચતંત્ર' અને 'જાતક'માં એક વિશિષ્ટ ધ્યેય માટે પ્રાણીકથાઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે, અને જે રીતે એ ઉપયોગ કરવામાં આવ્યો છે તે સાહિત્યિક અને કલામય છે, તથા કેટલીક વાર તો વાર્તાકથનની સાહિત્યિક પરંપરાઓનું વધુપડતું અનુકરણ કરવાને કારણે, ખાસ કરીને 'પંચતંત્ર'માં, તે ક્લિષ્ટ પણ બને છે; એટલે લોકસાહિત્યમાં પ્રાણીકથાઓનો પ્રારંભ એ પૂર્વે ઘણા સમયથી થયો હશે એમાં શંકા નથી.

'ઋગ્વેદ'ના એક સુપ્રસિદ્ધ સૂક્તમાં (૮–૧૦૩) બ્રાહ્મણોના વેદધ્વનિની તુલના દેડકાંના અવાજ સાથે કરવામાં આવી છે, ત્યાં પણ માનવ અને પ્રાણી વચ્ચેની કથાકલ્પન માટે આવશ્યક એવી કેટલીક સમાનતાનું સ્પષ્ટ દર્શન થાય છે. આ વસ્તુ ઉપનિષદમાં સ્પષ્ટતર બને છે. 'છાન્દોગ્ય' ઉપનિષદ (૧–૧૨)માં શ્વાનોનો સમૂહ (પ્રાણો) એક શ્વાન (મુખ્ય પ્રાણ)ને અન્ન માટે પ્રાર્થના કરે છે. જુઓ:

હવે અહીં શૌવ (શ્વાનનું) ઉદ્ગીથ: બક દાલ્ભ્ય અથવા ગ્લાવ મૈત્રેય વેદાભ્યાસને માટે ( અરણ્યમાં ) ગયો. તેની આગળ એક ધોળો શ્વાન પ્રકટ થયો. તેની આસપાસ બીજા શ્વાનો વીંટાઈ વળ્યા, અને કહેવા લાગ્યા કે "અમારા અન્નને અર્થે, હે ભગવન્ ! તમે ગાઓ (ઉદ્ગીથ-પ્રાર્થના કરો); અમે ભૂખ્યા છીએ." તેણે (ધોળા શ્વાને-પ્રાણે) તેમને કહ્યું, "તમે સવારમાં મારી પાસે અહીં આવજો." આ બધું બક દાલ્ભ્ય અથવા ગ્લાવ મૈત્રેયે જોયા કર્યું. જેમ બહિષ્પવમાન પ્રક્રિયામાં ઉદ્ગાતાઓ અડોઅડ ગોઠવાઈને ચાલે છે તેમ તેઓ (શ્વાનો) ત્યાં આવીને થડમાં બેઠા, અને 'હિં'કાર કર્યો કે "ૐ અમે ખાઈએ, ૐ અમે પીએ ! દેવ વરુણ, પ્રજાપતિ, સવિતા અહીં અન્ન લાવો ! હે અન્નપતિ ! અમારે માટે અહીં અન્ન લાવો !"

વળી 'છાન્દોગ્ય' ઉપનિષદમાં અન્યત્ર (૪–૧) રાત્રે ઊડતા બે હંસોનો વાર્તાલાપ સાંભળીને જાનશ્રુતિ પૌત્રાયણનું લક્ષ્ય ગાડાવાળા

રૈક્વ પ્રત્યે ખેંચાય છે. સત્યકામ જાબાલને પહેલાં વૃષભ, પછી હંસ અને પછી મદ્ગુ–એક જળચર પક્ષી ઉપદેશ કરે છે ('છાન્દોગ્ય', ૪–૫, ૭, ૮).

અલબત, જેમાં પશુપક્ષીઓ માનવો જેવું આચરણ કરતાં હોય એવી રીતસરની પ્રાણીકથાઓ અહીં આપણને મળતી નથી, પરંતુ એવી પ્રાણીકથાઓનું મૂળ તો અહીં મળે છે જ, અને આવાં કથાનકોમાંથી 'પંચતંત્ર' આદિમાં છે એવી બોધપ્રધાન પ્રાણીકથાઓમાં પરિવર્તન એ કેટલું સરળ બને એમ છે એ તુરત જ જોઈ શકાશે.

એ વસ્તુ આપણને 'મહાભારત'માં સુવિકસિત સ્વરૂપમાં દેખાય છે. માત્ર ઉપદેશપ્રધાન 'શાન્તિપર્વ'માં જ નહિ, પણ 'મહાભારત'નાં બીજાં પર્વોમાંયે સંખ્યાબંધ પ્રાણીકથાઓ મળે છે; એમાંની કેટલીક તો 'પંચતંત્ર'માંની વાર્તાઓને અદલોઅદલ મળતી આવે છે ( આ માટે જુઓ હવે પછી 'પંચતંત્ર અને મહાભારત' એ શીર્ષક ). પતંજલિના 'મહાભાષ્ય'માં (૨–૧–૩, તથા ૫–૩–૧૦૬) काकतालीयम् અને अजाकृपाणीयम् જેવા લૌકિક ન્યાયો–કહેવતો પરિચયની રીતિએ ટાંકવામાં આવેલ છે. ઈસવી સન પૂર્વે બીજા અને ત્રીજા સૈકાના સાંચી અને ભારુતના સ્તૂપોમાં જાતક કથાઓનાં શિલ્પ છે, એટલું જ નહિ તે તે જાતક કથાઓનાં નામ પણ એ શિલ્પની નીચે કોતરેલાં છે. એ શિલ્પોમાં પણ કેટલીક પ્રાણીકથાઓ છે, અને આજે જે ઉપલબ્ધ છે એ પાલિ 'જાતક'માં પણ 'પંચતંત્ર' સાથે ગાઢ સમાનતા ધરાવતી વાર્તાઓ ઉપરાંત બીજી પ્રાણીકથાઓ પણ મોટી સંખ્યામાં મળે છે. એક ગ્રન્થની બીજા ગ્રન્થ ઉપર અસર હોવાનું જો કે અસંભવિત નથી ( અને 'મહાભારત'ની ઊંડી અસર તો 'પંચતંત્ર' ઉપર નિઃશંકપણે છે જ), પણ એ સર્વેએ મૂળે તો પ્રાચીન ભારતીય લોકસાહિત્યના અખૂટ ભંડારમાંથી એ બધી વસ્તુઓ લીધી છે અને તેમનો પોતપોતાની રીતે ઉપયોગ કર્યો છે. આજે પણ

'જાતક', 'મહાભારત' અને 'પંચતંત્ર'ની કેટલીયે વાર્તાઓ માત્ર હિન્દમાં જ નહિ, હિન્દ બહારના દેશોમાં પણ એક અથવા બીજા સ્વરૂપે પ્રચલિત છે.[૪૮]

## 'પંચતંત્ર' અને 'ઇસપનીતિ'

તો આ બોધપ્રધાન પ્રાણીકથાઓનો ઉદ્ભવ ક્યાં થયો હશે એ પ્રશ્ન થાય છે. જગતભરમાં આ પ્રકારની કથાઓનો સૌથી પ્રાચીન ગ્રન્થ 'પંચતંત્ર' હિન્દમાં મોજૂદ છે. એમાં છૂટક છૂટક વાર્તાઓનો માત્ર સંગ્રહ નહિ કરતાં એની સંકલનાને સાહિત્યિક સ્વરૂપ આપેલું છે, એટલે મૂળ વાર્તાઓ તો ખરેખર ઘણી જૂની હોવી જોઈએ. પાલિ 'જાતક'માંની પ્રાણીકથાઓની બાબતમાં પણ એ જ કહી શકાય. સર્વ પ્રકારની લોકકથાઓનો પાલિ 'જાતક' જેટલો વિશાળ અને પ્રાચીન સંગ્રહ બીજો જોવા મળતો નથી; સિવાય કે 'બૃહત્કથા'નાં સંસ્કૃત રૂપાન્તરો 'કથાસરિત્સાગર' અને 'બૃહત્કથામંજરી'ને પણ આપણે એ માન આપીએ. એ રૂપાન્તરોને 'જાતક'ની સાથે મૂકીએ તો પણ લોકકથાઓના પ્રાચીનતમ સંગ્રહો તો હિન્દના જ ગણાશે.

પ્રાણીકથાનો ઉદ્ભવ હિન્દમાં જ થયો હોવાનો અને ઇસપની

---

૪૮. લોકવાર્તાના તુલનાત્મક અભ્યાસની દૃષ્ટિએ જોઈએ તો 'પંચતંત્ર'ની પ્રત્યેક વાર્તા એક એક વિસ્તૃત લેખ માગી લે તેમ છે. માત્ર 'તંત્રાખ્યાયિકા'ના પહેલા તંત્રની વાર્તાઓને લક્ષમાં રાખીને કરેલા આ પ્રકારના સંક્ષિપ્ત પણ પ્રમાણભૂત વિવેચન માટે જુઓ નોર્મન બ્રાઉનનો લેખ Panchatantra in Indian folklore (*Journal of American Oriental Society*, Vol. XXXIX, P. 1–54). દ્રાવિડ પ્રદેશો સહિત હિન્દના જુદા જુદા પ્રાન્તોમાં જ નહિ, સિયામ અને લંકાનાં લોકસાહિત્યમાં પણ ચિત્રવિચિત્ર રીતે વણાયેલી 'પંચતંત્ર'ની વાર્તાઓનો વિચાર એ લેખમાં કરવામાં આવ્યો છે.

વાર્તાઓ હિન્દમાંથી યુરોપમાં ગઈ હોવાનો સંખ્યાબંધ માન્ય વિદ્વાનોનો મત છે.[૪૯]

ઈસવી સન પૂર્વે પાંચમા સૈકામાં થઈ ગયેલા ગ્રીક ઇતિહાસકાર હેરોડોટસના મત પ્રમાણે ઇસપ એક ગ્રીક ગુલામ હતો. એના વિશેની કિંવદન્તી હેરોડોટસે નોંધી હોવાને કારણે, એ જો ખરેખર થઈ ગયો હોય તો ઈ. સ. પૂર્વે પાંચમા સૈકા પહેલાં વિદ્યમાન હશે. પ્લેટોએ નોંધ્યું છે કે સોક્રેટિસને જ્યારે કેદમાં પૂરવામાં આવ્યો ત્યારે ઇસપની કેટલીક વાર્તાઓ પદ્યમાં ઉતારીને તે પોતાનો સમય વીતાવતો હતો. ગ્રીક નાટકકાર એરિસ્ટોફેનિસે ઇસપની વાર્તાઓના ઉલ્લેખ કર્યા છે, અને એરિસ્ટોટલે પણ એની એક વાર્તા ઉતારી છે. ઇસપ વિષેનો વૃત્તાન્ત એટલા અસ્પષ્ટ અને અસંબદ્ધ સ્વરૂપમાં મળે છે કે તે

---

૪૯. "As the very existence of Æsop, whom the Arabs believe to have been an Abyssinian, appears rather doubtful, I am not disinclined to suppose that the first moral fables which appeared in Europe were of Indian or Ethiopian origin"—Sir William Jones, quoted by Peterson, *Hitopades'a*, preface, P. 7.

"It is extremely likely that fables, in particular animal fables, had their principal origin in India"—Max Muller, *Chips from a German Workshop*, Vol. IV, P. 412.

"What is at present known, then, with respect to the so-called Æsop's fables, amounts to this—that none of them are really Æsopean at all; that the collection was first formed in the middle ages; that a large number of them has been traced back, in various ways, to our

ઉપરથી કેટલાક વિદ્વાનોએ ઇસપની ઐતિહાસિકતાનો જ અસ્વીકાર કરવાનું વલણ બતાવ્યું છે. આટલું ઉદ્દામ શંકાશીલ વલણ ન બતાવીએ તોપણ એટલું તો ચોક્કસ છે કે ઈ. સ પૂર્વે છઠ્ઠા સૈકામાં અથવા ત્યાર પહેલાં થઈ ગયેલો ઇસપ કોઈ લિખિત રચના મૂકી ગયો નથી, અને કદાચ મૂકી ગયો હોય તોપણ એ રચનાઓ ઘણા પ્રાચીન કાળમાં જ નાશ પામી ગયેલી છે.

ઈસવી સનના ત્રીજા સૈકામાં થએલા બેબ્રિયસ નામે ગ્રીક લેખકે ઇસપની કહેવાતી વાર્તાઓને પદ્યમાં ઉતારી હતી, જેના

---

Buddhist Jataka Book; and almost the whole of them are probably derived in one way or another from Indian Sources"—T. W. Rhys Davids, *Buddhist Birth Stories*, introduction, P. 32-33.

" All tales, therefore, in which the animals play the part of human beings are Indian, in form at any rate, if not in origin "—I. G. N. Keith—Falconer, *Kalilah and Dimnah*, introduction, P. 13.

" The East, the land of myth and legend, is the natural home of the fable, and Hindustan was the birth place, if not of the original of these tales, at least of the oldest shape in which they still exist "—***Encyclopaedia Britanica***, 11th edition, article on ***fable***.

" We have to admit that the beast-fable did not begin with him (Æsop) or in Greece at all. We have, in fact, to go East and to look to India and borrow in the 'tales within tales' of *Hitopadesa* to get an idea how old the antiquity of the fable actually is "—Ernest Rhys in his introduction to ***Fables, Æsop and others*** ( Everyman's Library ).

કેટલાક ટુકડાઓ જ માત્ર મળેલા છે. એ સિવાય એનું લેટિન રૂપાન્તર પણ ફિડ્રસ નામે લેખકને હસ્તે થયેલું છે. પરન્તુ ઇસવી સનના તેરમા અથવા ચૌદમા સૈકામાં થએલા કૉન્સ્ટન્ટિનોપલના પ્લેન્યુડ્ઝ નામે એક ખ્રિસ્તી સાધુએ Alter Æsopus (ઇસપની નીતિકથાઓ) નામે રચના કરી, એમાં અરબી 'કલીલહ્ વ દિમ્નહ્'ની વાર્તાઓ ઉપરાંત જૂના સમયથી ચાલતી આવેલી ઇસપની કહેવાતી વાર્તાઓ અને બીજી પ્રચલિત પ્રાણીકથાઓ લેવામાં આવી. અત્યારે પ્રચલિત 'ઇસપની નીતિકથાઓ' મોટે ભાગે પ્લેન્યુડ્ઝની એ રચનામાંથી ઊતરી આવેલી છે; અને એટલે સર્વાંશે નહિ તો અમુક અંશે પણ 'ઇસપની નીતિકથાઓ' હિન્દની એ પ્રકારની વાર્તાઓને આભારી છે.

પ્રાણીકથાનો ઉદ્ભવ હિન્દમાં થયો હતો એવા ઉપર્યુક્ત વિદ્વાનોના મતની સામે એ કથાઓ ગ્રીસમાં અથવા યુરોપના બીજા કોઈ પ્રદેશમાં ઉત્પન્ન થઈ હતી એવો ડૉ. વેબરનો અભિપ્રાય છે. વળી બીજાઓએ ઇજિપ્તને એનું ઉત્પત્તિસ્થાન ગણ્યું છે, જ્યારે કીથ જેવાએ એ કથાઓ ભારત-યુરોપીય (Indo-European) કાળનો સર્વસામાન્ય વારસો હોવાનું અથવા માનવ સ્વભાવની મૂળભૂત સમાનતાને કારણે જુદા જુદા દેશોમાં સ્વતંત્ર રીતે એ ઉદ્ભવી હોવાનું પણ સૂચન કર્યું છે.[૫૦] ગ્રીસ અને હિન્દ વચ્ચે ઘણા પ્રાચીનકાળથી

---

૫૦. "We have accordingly a great field of possibilities; borrowing of India from Greece, of Greece from India, of both from a common source in Egypt or Asia Minor and Syria; Common inheritance from Indo-European times, and from even further back if it is deemed worth while seeking to penetrate further into that past; and independent development due to the similar constitution of the human mind"—A. B. Keith, *History of Sanskrit Literature*, P. 354.

સંપર્ક હતો, એટલે સંસ્કૃતિનાં વિવિધ અંગોની બાબતમાં બન્યું હતું તેમ વાર્તાસાહિત્યનો પણ પરસ્પર વિનિમય થયો હશે, બીજા દેશોની વાર્તાઓનાં પણ કોઈ કોઈ 'પ્રયોજનો' (Motifs) બન્નેએ સ્વીકાર્યાં હશે, કેટલીક દંતકથાઓ કીથ સૂચવે છે તેમ, અવિભક્ત ભારત-યુરોપીય સંઘના સમયની—આર્ય પ્રજા યુરોપ અને એશિયાના દેશોમાં વિસ્તરી નહોતી, પણ કોઈ એક જ સ્થાને અવિભક્ત રહેતી હતી તે પ્રાચીનતમ કાળની—પણ હશે, અને માનવ સ્વભાવની મૂળભૂત એકતાને કારણે જુદાં જુદાં સ્થાનોએ એકસરખાં 'પ્રયોજનો' સ્વતંત્ર રીતે ઉદ્‌ભવ્યાં હશે, તોપણ એકંદર ઐતિહાસિક હકીકતો પ્રત્યે નજર નાખતાં પ્રાણીકથાઓની બાબતમાં પલ્લું હિન્દની તરફેણમાં નમતું જણાય છે.[૫૧]

એક બાજુ યુરોપ અને બીજી બાજુ હિન્દનો વિચાર કરીએ તો પ્રાણીકથામાં વારંવાર આવતાં પ્રાણીઓ શિયાળ, હાથી અને મોર એ હિન્દનાં જ છે. ભારતીય પ્રાણીકથાઓના શિયાળને સ્થાને યુરોપીય રૂપાન્તરોમાં લોંકડી અથવા ક્યાઉડી આવે છે. હવે, શિયાળ અને સિંહનો સંપર્ક એ સ્વાભાવિક છે, જ્યારે લોંકડી અને સિંહનો સંપર્ક અસ્વાભાવિક છે. વળી વાઘ, વાંદરાં અને મગરની વિપુલતા ગ્રીસમાં નહિ, પણ હિન્દનાં જંગલોમાં હતી અને છે એ પણ એક વિચારવા જેવો મુદ્દો છે. યુરોપીય સાહિત્યમાં ઇસપની નીતિકથાઓ એ પ્રાણીકથાનો એકમાત્ર સંગ્રહ છે, જ્યારે એ પ્રકારની કથાઓ પ્રાચીન ભારતીય સાહિત્યમાં તો ઠેરઠેર વેરાયેલી હોવા ઉપરાંત

---

૫૧. નિશંકપણે હિન્દની એવી નીચેની ત્રણ પ્રાણીકથાઓ ઈસવી સનના બીજા અથવા ત્રીજા સૈકામાં ગ્રીસ અને રોમના સાહિત્યમાં મળે છે : 'વાઘના (અથવા સિંહના અથવા ચિત્તાના) ચામડામાં રહેલો ગધેડો' (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૪-૫), 'કાન અને હૃદય વિનાનો ગધેડો' (એ જ, ૪-૨), તથા 'એ હંસ અને કાચબો' (એ જ, ૧-૧૩). આ ત્રણે વાર્તાઓ 'જાતક'માં પણ છે.

'જાતક'માં, 'ધમ્મપદ' ઉપરની બુદ્ધઘોષની ટીકામાં અને અન્યત્ર પણ છે. નિઃશંકપણે 'પંચતંત્ર'ની એવી સંખ્યાબંધ વાર્તાઓ અહીંથી પશ્ચિમમાં ગયાનું પુરવાર થયું છે (જુઓ ટિપ્પણ ૫૧). 'પંચતંત્ર'માંની 'હવાઈ કિલ્લા બાંધનાર બ્રાહ્મણ' (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૫–૮)ની વાર્તાનું રૂપાન્તર પોતાના લગ્ન વિષે હવાઈ ખ્યાલો બાંધનાર દૂધવાળીની વાર્તારૂપે યુરોપમાં દેખાય છે. પોતાના પાલક પ્રત્યેની નોળિયાની વફાદારીની વાર્તા (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૫–૧), જે ઉપરથી વૉલ્ટ ડિસ્નીએ એક ફિલ્મી કાર્ટુન ઉતાર્યું છે તે, વેલ્સમાં પ્રચલિત છે. ફેર માત્ર એટલો કે ત્યાં નોળિયાને બદલે વફાદાર કૂતરો આવે છે. 'સુથાર અને તેની વ્યભિચારિણી પત્ની' (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૪–૭) અને 'પુંશ્ચલીના પતિએ વાળેલું વેર' ('વધારાની કથાઓ,' કથાંક ૨૩) જેવી 'પંચતંત્ર'માંની સામાજિક વાર્તાઓ ઉપરથી બોક્કેશિયો એ પ્રકારની કેટલીક નવી વાર્તાઓ રચવાને પ્રેરાયો હતો. ઈ. સ. ૧૬૭૮માં બહાર પડેલા સ્વરચિત પદ્યાત્મક નીતિકથાઓના સંગ્રહ Fabliauxની પ્રસ્તાવનામાં ફ્રેન્ચ લેખક લા ફોન્તેને મુક્ત કંઠે સ્વીકાર્યું છે કે આમાં જે નવી વાર્તાઓ છે એનું વસ્તુ મેં મોટે ભાગે 'પંચતંત્ર'માંથી લીધું છે. આમ બધી રીતે વિચારતાં પ્રાણીકથાનો પ્રચાર પશ્ચિમમાંથી પૂર્વમાં નહિ, પણ પૂર્વમાંથી પશ્ચિમમાં થયો હોય એમ માનવું એ સયુક્તિક છે.

## 'પંચતંત્ર' અને પાલિ 'જાતક'

પાલિ 'જાતક' એ ભારતીય લોકકથાઓનો એક ચક્રવર્તી સંગ્રહ છે. જો કે 'જાતક'ના સંકલનકાર અથવા સંગ્રાહકે લોકકથાઓને ધર્મકથાઓનું સ્વરૂપ આપ્યું છે, અને ભગવાન બુદ્ધે પોતાના સેંકડો પૂર્વજન્મોમાં જુદી જુદી પારમિતાઓનું સંપાદન કેવી રીતે કર્યું એ આલેખવા માટે તેનો ઉપયોગ કર્યો છે, પણ 'પંચતંત્ર', 'બૃહત્કથા'

અને 'મહાભારત'માંની વાર્તાઓની જેમ 'જાતક'માંની વાર્તાઓ પણ મૂળભૂત રીતે પ્રાચીન ભારતમાં પ્રચલિત એવી લોકકથાઓ જ છે એ હકીકતમાં કંઈ ફેર પડતો નથી. 'જાતક'માં કાં તો કથાનો નાયક બોધિસત્ત્વ હોય છે અથવા એમ શકય ન હોય તો કોઈ એક પાત્ર તરીકે અથવા છેવટે એક તટસ્થ દ્રષ્ટા તરીકે પણ બોધિસત્ત્વ આવે છે, અને પોતાનાં આચરણ અથવા કથન દ્વારા ઉપદેશ આપે છે.

પાલિ 'જાતક'નો જે સંગ્રહ અત્યારે મળે છે તેમાં ૫૪૭ જાતક–કથાઓ છે. એમાં એક મોટી સંખ્યા પ્રાણીકથાઓની પણ છે. ઈ. સ. પૂર્વે બીજા અને ત્રીજા સૈકા કરતાં પણ પ્રાચીન સમય જે કથાસંગ્રહના ઘણા અંશો માટે નિશ્ચિત થઈ શકે એમ છે એમાં પ્રાણીકથાઓની એક મોટી સંખ્યા પ્રાપ્ત થાય એ વસ્તુ હિન્દમાં એ પ્રકારની કથાઓની લોકપ્રિયતા અને પ્રાચીનતા સૂચવે છે. સામાન્ય પ્રાણીકથાઓની વાત જવા દઈએ તો પણ 'જાતક'માં લગભગ બે ડઝન કથાઓ એવી છે, જે કાં તો 'પંચતંત્ર'ની વિવિધ પ્રાચીન પાઠપરંપરાઓમાંની વાર્તાઓ સાથે બરાબર મળતી આવે છે અથવા એ જ વાર્તાઓનો એક જુદો પાઠ કે જુદી પરંપરા રજૂ કરે છે. કેટલીક વાર્તાઓના સંગ્રહશ્લોકો પણ 'પંચતંત્ર'ના શ્લોકોને શબ્દશઃ મળતા આવે છે. તુલનાત્મક અભ્યાસ માટે આ એક અત્યંત રસિક વિષય છે, પણ અહીં એ તમામ વાર્તાઓ વિષે ચર્ચા કરતાં ઘણો વિસ્તાર તેમ જ પ્રમાણભંગ થવાનો સંભવ છે, તેથી એ વાર્તાઓની સંક્ષિપ્ત તુલના ગ્રન્થને અંતે પરિશિષ્ટ નં. ૧ માં કરવામાં આવી છે, ત્યાંથી જોઈ લેવા વિનંતી છે.

પંચતંત્ર' તેમજ પાલિ 'જાતક'માં માલૂમ પડતી સમાનતાઓના અભ્યાસ ઉપરથી એક જ નિર્ણય ઉપર આવી શકાય એમ છે અને તે એ કે બન્નેના કર્તાઓએ પ્રાચીન ભારતીય લોકવાર્તાસાહિત્યના સંચિત ભંડારનો ઉપયોગ કર્યો છે. બન્નેનું ઉપાદાન

એક જ છે, પરન્તુ એમાંથી એકના કર્તાએ રાજનીતિશાસ્ત્ર, દુન્યવી ડહાપણ અને રાજસી કર્મણ્યતાનો ઉપદેશ આપવાનું સાધન મેળવ્યું છે, જ્યારે બીજાના કર્તાએ એમાંથી બૌદ્ધ પારમિતાઓનો ઉપદેશ તારવીને બોધિસત્ત્વનો બુદ્ધ રૂપે થતો માનસિક વિકાસ આલેખ્યો છે, તથા સામાન્ય જનતામાં એ વાર્તાઓ દ્વારા બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવાની તક લીધી છે.

## 'પંચતંત્ર' અને જૈન સાહિત્ય

પાલિ 'જાતક'માં મળતી કથાઓ પ્રાચીનતાની દૃષ્ટિએ મૂલ 'પંચતંત્ર'ની સમકક્ષ અથવા તે કરતાંયે પ્રાચીનતર છે. જૈન સાહિત્યની બાબતમાં એવું કહી શકાય તેમ નથી, તો પણ 'પંચતંત્ર'-ના ઇતિહાસ તથા તેની પ્રાચીન પરંપરાઓના અભ્યાસ માટે ઘણી ઉપયોગી સામગ્રી જૈન સાહિત્યમાંથી પણ પ્રાપ્ત થાય છે.

પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૪–૧૫માં 'શિયાળના ચાર શત્રુઓ' એ વાર્તા મળે છે. પૂર્ણભદ્ર સિવાયની 'પંચતંત્ર'ની બીજી કોઈ પ્રાચીન પાઠપરંપરામાં એ વાર્તા નથી. જિનદાસગણિ મહત્તરકૃત 'દશવૈકાલિક ચૂર્ણિ'માં અર્થકથાના ઉદાહરણ તરીકે એ વાર્તા પ્રાકૃતમાં આપેલી છે, તથા 'પંચતંત્ર'માં છે તે એનો સંગ્રહશ્લોક સંસ્કૃતમાં જ આપ્યો છે. 'દશવૈકાલિક ચૂર્ણિ'માં આપેલી એ વાર્તાનું વસ્તુ થોડીક નજીવી વિગત બાદ કરીએ તો, પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માંની વાર્તાની સાથે બરાબર મળતું છે, પરન્તુ બન્ને વચ્ચે શાબ્દિક સામ્ય નથી. હવે, 'નંદીસૂત્ર' ઉપરની જિનદાસગણિ મહત્તરની ચૂર્ણિ વિક્રમના આઠમા સૈકામાં (શક સં. ૫૯૮ એટલે વિ. સં. ૭૩૩માં) રચાયેલી છે, એટલે તેમની 'દશવૈકાલિક ચૂર્ણિ'નો રચનાકાળ પણ એ અરસામાં જ હશે. આપણે અગાઉ જોઈ ગયા કે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નો રચનાકાળ નવમા સૈકાથી પ્રાચીનતર હોવાનો સંભવ નથી. એનો અર્થ એ થયો કે જિનદાસગણિએ એ કથા અને એ સંગ્રહશ્લોક

પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ના કોઈ પૂર્વતર સ્વરૂપમાંથી લીધાં હશે. વિક્રમના આઠમા સૈકાના અંતમાં અને નવમા સૈકાના પ્રારંભમાં થયેલા આચાર્ય હરિભદ્રસૂરિએ પણ પોતાની 'દશવૈકાલિક ટીકા'માં લગભગ એના એ જ શબ્દોમાં એ કથા ઉતારેલી છે, તેથી પણ ઉપર્યુક્ત અનુમાનનું સમર્થન થાય છે. 'પંચતંત્ર'ના–ખાસ કરીને તેની પશ્ચિમ ભારતીય પરંપરાના અભ્યાસ માટે આ વસ્તુ મહત્ત્વની હોવાથી 'દશવૈકાલિક ચૂર્ણિ'માંથી મૂળ કથા અહીં ઉતારું છું :

इयाणि सामभेददंडउवप्पयाणेहिं चउहिं वि जहा अत्थो विढप्पइ, एत्थ उदाहरणं **सियालो**, तेण भमंतेण हत्थी मओ दिट्ठो, सो चिंतइ-लद्धो मए, उवाएण ताव णिच्छएण खाइयव्वो जाव सीहो आगओ, तेण चिंतियं-सचिट्ठण ठाइयव्वं एतस्स, तेण भणियं-अरे भातिणेज्ज ! अच्छिज्जति ? सियालेण भणियं-आमं माम ! सीहो भणइ-किमेयं मयं ति ? सियालो भणइ-हत्थी, केण मारिओ, वग्घेण, सीहो चिंतेइ-कहमहं ऊण-जातिएण मारियं भक्खयामीत्ति, गओ सीहो, नवरं वग्घो आगओ, तस्स कहियं-सीहेण मारिओ, भणिओ य-सो पाणियं पाउं णिग्गओ, वग्घो नट्ठो, एस भेओ जाव कागो आगओ, तेण चिंतियं-जइ एतस्स न देमि तो काउकाउत्ति वासियसद्देण अण्णे कागा एहिंति, तेसिं कागरडणसद्देणं सियालादि अण्णे य बहवे एहिंति, ते केत्तिया वारेहामि ? तो एतस्स उवप्पयाणं देमि, तेण तओ तस्स खंडं घेत्तूण दिण्णं, सो तं घेत्तुं गओ जाव सियालो आगओ, तेण णायमेतस्स हठेण मारणं करेमि, तेण भिउडिं काऊण वेगो दिण्णो, णट्ठो सियालो, उक्तं च–

उत्तमं प्रणिपातेन शूरं भेदेन योजयेत् ।
नीचमल्पप्रदानेन समतुल्यं[५२] पराक्रमैः ॥[५३]

---

૫૨. હરિભદ્રસૂરિની વૃત્તિમાંનો કથામાં સંગ્રહશ્લોકનું પાઠાન્તર—सदृशं च.

૫૩. દશવૈકાલિક ચૂર્ણિ, પત્ર ૧૦૪–૫; હરિભદ્રસૂરિની વૃત્તિ, પત્ર ૧૦૫.

[ ટિપ્પણ ચાલુ ]

[ અનુવાદઃ હવે, સામ, ભેદ, દંડ અને ઉપપ્રદાન એ ચારે વડે અર્થનું ઉપાર્જન થઈ શકે છે એ વિષયમાં શિયાળનું ઉદાહરણ છે. શિયાળે ભમતાં ભમતાં એક હાથીને મરેલો જોયો. તેણે વિચાર કર્યો, "આ હાથી મને મળ્યો છે. નક્કી, ઉપાયપૂર્વક મારે એને ખાવો જોઈએ." એટલામાં સિંહ આવ્યો. શિયાળે વિચાર્યું, "આની આગળ મારે યુક્તિપૂર્વક વર્તવું જોઈએ." સિંહે કહ્યું, "અરે ભાણેજ! બેઠો છે?" શિયાળ બોલ્યો, "હા, મામા!" સિંહે કહ્યું, "આ શું મરેલું છે?" શિયાળ બોલ્યો, "હાથી". "કોણે મારેલો છે?" "વાઘે". સિંહે વિચાર્યું, "મારા કરતાં ન્યૂન જાતિવાળાએ મારેલા પ્રાણીનું ભક્ષણ હું કેવી રીતે કરું?" એમ કરીને સિંહ ગયો. એટલામાં વાઘ આવ્યો. તેને શિયાળે કહ્યું, "આ હાથીને તો સિંહે મારેલો છે. સિંહ પાણી પીવા ગયો છે." એ સાંભળીને વાઘ નાસી ગયો. આ ભેદ થયો.

એટલામાં કાગડો આવ્યો. શિયાળે વિચાર્યું, "જો આને હું કંઈ નહિ આપું તો તેના 'કાઉ કાઉ' શબ્દથી બીજા કાગડાઓ એકત્ર થશે, અને કાગડાઓના અવાજથી શિયાળ વગેરે બીજાં પ્રાણીઓ પણ આવશે. એ કેટલાંને હું અટકાવીશ? માટે આને હું ઉપપ્રદાન આપું." પછી તેણે હાથીના શરીરમાંથી એક ટુકડો લઈને કાગડાને આપ્યો. કાગડો તે લઈને ગયો. એટલામાં એક શિયાળ આવ્યો.

---

મહાભારતમા આને મળતો શ્લોક નીચે પ્રમાણે છે—

भयेन भेदयेद् भीरुं शूरमञ्जलिकर्मणा ।
लुब्धमर्थप्रदानेन समं न्यूनं तथौजसा ॥

( આદિપર્વ, અધ્યાય ૧૫૩ )

મહાભારતમાં આ સ્થળે આવતી, પોતાના ચાર મિત્રોને છેતરનાર શિયાળની વાર્તાનું આ કથા સાથે કેટલુંક સામ્ય અવશ્ય છે, પણ વિગતો તપાસતાં પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં આ વાર્તા સીધી જૈન પરંપરામાંથી લેવાઈ હોવા વિષે શક રહેતો નથી.

પેલા શિયાળે વિચાર્યું, "આને હું હઠપૂર્વક મારું". પછી તેણે ભૃકુટિ ચઢાવીને વેગપૂર્વક આક્રમણ કર્યું, એટલે શિયાળ નાસી ગયો. કહ્યું છે કે—

ઉત્તમને પ્રણામથી, શૂરવીરને ભેદથી, નીચને અલ્પ વસ્તુ આપીને, અને સરખાને પરાક્રમથી વશ કરવો. ]

આ વાર્તામાં જ્યાં કાગડો આવે છે ત્યાં પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં વાંદરો આવે છે, એ સિવાય બન્નેનું વસ્તુ સમાન છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ના કોઈ મૂલ સ્વરૂપમાંની વાર્તા આ જૈન પરંપરામાં જળવાઈ રહી છે એમ અનુમાન કરીએ તો ખોટું નથી.

'પંચતંત્ર'ની બીજી કેટલીક કથાઓ પણ જૈન પરંપરામાં મળે છે. 'બ્રાહ્મણી અને નોળિયા'ની વાર્તા જે પશ્ચિમ ભારતીય પંચતંત્ર' ૫-૧ માં તથા બીજી પાઠપરંપરાઓમાં પણ છે તે જિનદાસગણિની 'આવશ્યકચૂર્ણિ' (પૂર્વભાગ, પત્ર ૧૧૨) માં મળે છે. 'પંચતંત્ર'ની પાઠપરંપરાઓમાંની વાર્તા અને આ કથા વચ્ચે ભેદ માત્ર એટલો જ છે કે 'આવશ્યકચૂર્ણિ'માં બ્રાહ્મણીને બદલે ક્ષત્રિયાણી છે; 'પંચતંત્ર'માં બાળકને બચાવવા ખાતર નોળિયો સાપને મારી નાખે છે અને બાળક જીવતો રહે છે, જ્યારે 'આવશ્યકચૂર્ણિ'માં સાપ બાળકને મારી નાખે છે ત્યાર પછી નોળિયો સાપને મારે છે.

'સુઘરી અને વાંદરા'ની (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૧-૧૮ અને ૪-૧૨) જાણીતી વાર્તા પણ 'આવશ્યકચૂર્ણિ'માં (પૂર્વભાગ, પત્ર ૩૪૪-૪૫માં) છે. 'આવશ્યકચૂર્ણિ'માં એ વાર્તા સામાન્ય રીતે જૈન ટીકાગ્રન્થોમાં આવે છે તેમ ગદ્યમાં નહિ, પણ પદ્યમાં છે. પ્રસ્તુત કથા ૧૧ પ્રાકૃત ગાથાઓમાં એમાં આવે છે. વળી केती अन्ने भणंति, अन्ने भणंति એવા નિર્દેશપૂર્વક જૈનોમાં પણ જુદી જુદી વૃદ્ધપરંપરાઓમાં એ કથા જે રીતે પ્રચલિત હશે એનાં પાઠાન્તરોની ગાથાઓ પણ એમાં નોંધી છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૧-૧૭ માં 'સૂચીમુખ પક્ષી અને વાંદરાઓ'ની કથા છે, તે સર્વ પ્રાચીન પાઠપરંપરાઓમાં છે તેમ જ

પુનર્ઘટિત 'પંચતંત્ર'માં પણ સ્વીકારવામાં આવેલી છે. ૧-૧૮માંની 'સુઘરી અને વાંદરા' એ તેની પ્રકારાન્તરે પુનરાવૃત્તિ જ માત્ર છે, અને તે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' સિવાયની બીજી કોઈ પાઠપરંપરામાં નથી. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની રચના જૈનને હાથે થયેલી છે એ આપણે અગાઉ જોઈ ગયા છીએ. આથી જૈન કર્તાએ પુનરાવૃત્તિનો દોષ વહોરી લઈને પણ જૈન પરંપરામાં સુપ્રસિદ્ધ એવી એ કથાને પોતાની રચનામાં સ્થાન આપ્યું હશે એવું અનુમાન કરીએ તો તે વધારે પડતું નહિ ગણાય. જો કે જૈન પરંપરા પણ મૂળે તો એ લોકકથા હોવાનો એની છેલ્લી ગાથામાં સ્પષ્ટ નિર્દેશ કરે છે. સુઘરીનો માળો તોડી નાખ્યા પછી વાંદરો એને કહે છે કે--

ण व सि ममं मयिहरिया ण व सि ममं सेक्किया व णिद्धा वा ।
सुघरे ! अच्छसु विघरा जा वट्टसि लोगतत्तीसु ॥

(અર્થાત્ તું મારી પૂજાર્હ, મારાથી શ્રેષ્ઠ કે મારી સ્નેહી નથી; માટે હે સુઘરી ! લોકવાર્તાઓમાં હોય છે તેમ તું ઘર વિનાની બનીને રહે.)

'બૃહત્કલ્પસૂત્ર' ઉપરની આચાર્ય ક્ષેમકીર્તિની ટીકામાં (ભાગ ૩, પૃ. ૯૦૯-૧૦) ઉપર્યુક્ત કથાની એની એ જ પ્રાકૃત ગાથાઓ ઉતારવામાં આવેલી છે તથા વધારામાં उपदेशो न दातव्यो यादृशे तादृशे जने । पश्य वानरमूर्खेण सुगृही निर्गृहीकृता ॥ એ કથાસંગ્રહશ્લોક પણ ટાંક્યો છે, જે સ્પષ્ટપણે 'પંચતંત્ર'ની અસર સૂચવે છે. 'ગળીથી રંગાયેલો શિયાળ' (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૧-૧૦) એ કથા પણ એ ટીકામાં (પૃ. ૯૦૯) આવે છે. 'પંચતંત્ર'માં પશુઓનો રાજા બનેલા શિયાળનું નામ કકુદ્દ્રુમ છે, તે અહીં ખસદ્રુમ આપ્યું છે. આચાર્ય ક્ષેમકીર્તિ જો કે વિક્રમના ચૌદમા સૈકામાં થયા છે, પરન્તુ ઉપર્યુક્ત બન્ને કથાઓનો નિર્દેશ પાંચમા અથવા છઠ્ઠા સૈકાની આસપાસમાં રચાયેલા 'બૃહત્કલ્પસૂત્ર' ઉપરના સંઘદાસગણિના ભાષ્યમાં (ગાથા ૩૨૫૧ અને ૩૨૫૨) પણ છે એ ઘણું મહત્ત્વનું છે.

પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૪-૧૧ માંની 'જાર વડે છેતરાયેલી પુંશ્ચલી' એ કથાનું પણ બરાબર સામ્ય 'આવશ્યકચૂર્ણિ' (પૂર્વભાગ, પત્ર ૪૬૧-૬૫) માં છે. કથાવસ્તુ કરતાં પણ સંગ્રહશ્લોકો 'પંચતંત્ર' સાથે મળતા આવે છે એ વધારે અગત્યનું છે. 'આવશ્યકચૂર્ણિ'માં—એક રાજાની રાણી મહાવત સાથે જારકર્મ કરતી હતી, તેથી રાજા બન્નેને દેશવટો આપે છે. માર્ગમાં એક ચોર સાથે પરિચય થતાં રાણી તેનો સાથે સંબંધ બાંધે છે અને મહાવતને ચોર તરીકે ઓળખાવી તેને શૂળીએ ચઢાવરાવે છે. આગળ ચાલતાં નદી આવી ત્યાં ચોરે રાણીનાં તમામ વસ્ત્રાભૂષણો ઉતરાવ્યાં અને સામે કિનારે બધું મૂકી આવીને પછી પોતે એને લઈ જશે એવું આશ્વાસન આપીને તે ચાલ્યો ગયો. આ તરફ, એક શિયાળ માંસપેશી લઈને નદીકિનારેથી જતું હતું, તેણે માછલાને જોઈને માંસપેશી છોડી દીધી ત્યાં તો આકાશમાંથી બાજ આવીને માંસપેશી લઈ ગયો, અને માછલું પાણીમાં પેસી ગયું. આ જોઈને પેલી રાણી શિયાળને ઉદ્દેશીને બોલી—

मंसपेसिं परिचज्ज मच्छं पत्थेसि जंबुका ।
चुक्का मच्छं च मंसं च कलुणं झायसि कोल्हुका ॥[५४]

(અર્થાત્ હે શિયાળ! તેં માંસપેશીનો ત્યાગ કરીને મત્સ્યની પ્રચ્છા કરી. માંસ અને મત્સ્ય એ બેય તું ચૂકી. હે કોલા! હવે શું દયામણું જુએ છે?)

એટલે શિયાળ બોલ્યું—

पत्तपुडिपरिच्छण्णे सरत्थंबे अपाउआ ।
चुक्का पतिं च जारं च कलुणं झायसि बंधकी ॥[५५]

---

૫૪. સરખાવો પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માંનો શ્લોક—

गृध्रेणापि हृतं मांसं मत्स्योऽपि सलिलं गतः ।
मत्स्यमांसपरिभ्रष्टे किं निरीक्षसि जम्बुके ॥ (૪થું તંત્ર, શ્લો. ૯૩)

૫૫. સરખાવો પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માંનો શ્લોક—

[ ટિપ્પણ ચાલુ ]

( અર્થાત્ માત્ર પાંદડાનું આચ્છાદન કરીને શરસ્તંભમાં નગ્નાવસ્થામાં ઊભેલી એવી તું પતિ અને જાર એ બેય ચૂકી. હે પુંશ્ચલિ ! હવે દયામણું શું જુએ છે ? )

આ કથાસંગ્રહશ્લોકોનું 'પંચતંત્ર' સાથેનું સામ્ય પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ઉપર થયેલી જૈન પરંપરાની અસરને નિ:શંકપણે વ્યક્ત કરે છે.

'પાંગળાની સાથે જારકર્મ કરનાર સ્ત્રી' (પશ્ચિમ ભારતીય પંચતંત્ર, ૪–૧૩) ની વાર્તાના કેટલાક અંશો જેમ 'જાતક'માં (૧૯૩) મળે છે તેમ 'આવશ્યક સૂત્ર' ઉપરની આચાર્ય મલયગિરિની ટીકામાં (પત્ર ૫૮૭) પણ છે.

'પંચતંત્ર'—ખાસ કરીને પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' સાથેનો જૈન સાહિત્યનો સંબંધ આ ઉપરથી ઠીકઠીક સ્પષ્ટ થશે. ઉપર જે ગ્રન્થોમાંની કથાઓનો નિર્દેશ કર્યો છે તે ગ્રન્થોમાંના ઘણાખરા પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની રચના કે સંકલના થવા પૂર્વે ગુર્જર દેશમાં જ રચાયેલા છે, એ સૂચક છે.

આ તો પ્રાચીન જૈન સાહિત્યની વાત થઈ. પરન્તુ પછીના સમયમાં 'પંચતંત્ર'ના પ્રચારમાં જૈનોએ જે ફાળો આપ્યો છે તે ખાસ નોંધ માગી લે તેવો છે. બૌદ્ધ ધર્મ તો તેની જન્મભૂમિનો ત્યાગ કરીને પરદેશોમાં ચાલ્યો ગયો હતો, એટલે પાલિ 'જાતક' પણ હિન્દમાં તો ઠેઠ ઓગણીસમા સૈકામાં જ જાણવામાં આવ્યું. વચ્ચેના સમયમાં બૌદ્ધ સાહિત્ય ભારતવર્ષથી લગભગ વિચ્છિન્ન દશામાં જ રહ્યું હતું. આથી ઊલટું, જૈન ધર્મ અને સાહિત્ય આરંભકાળથી કેવળ હિન્દ સાથે જોડાયેલાં રહ્યાં છે. કથાપ્રેમ એ બૌદ્ધ તેમ જ

---

यादृशं मम पांडित्यं तादृशं द्विगुणं तव ।
न जारो न च भर्ता च किं निरीक्षसि नग्निके ॥
( ૪થું તંત્ર, શ્લો. ૯૪ )

જૈન સાહિત્યનું પણ એક વિશિષ્ટ અંગ છે. એમાં પણ ભારતીય કથાસાહિત્યમાં જૈનોએ જેટલો ફાળો આપ્યો છે તેટલો બીજા કોઈ પણ એક સંપ્રદાય કે ધર્મે આપ્યો નથી. પ્રાચીન કાળથી માંડી આજ સુધી સંસ્કૃત, પ્રાકૃત તેમ જ પ્રાદેશિક ભાષાઓમાં જૈનોને હાથે સેંકડો નાના મોટા કથાગ્રન્થો લખાયેલા છે. 'પંચતંત્ર'નો જૈનો દ્વારા થયેલો પ્રચાર તેમ જ જૈન સાધુઓને હસ્તે થયેલાં તેનાં અનેકાનેક અનુવાદાત્મક રૂપાન્તરો અને વાચનાઓ છેવટે તો કથાસાહિત્ય પ્રત્યેની આ વ્યાપક અભિમુખતાનો એક અંશ માત્ર જ છે.

## 'પંચતંત્ર' અને 'મહાભારત'

આમ બૌદ્ધ તેમજ જૈન સાહિત્ય સાથે 'પંચતંત્ર' ગાઢ સંબંધથી સંકળાયેલું છે, પરન્તુ કોઈ પણ એક ગ્રન્થનું તેની ઉપર સૌથી વધારે ઋણ હોય તો તે 'મહાભારત'નું છે. 'પંચતંત્ર'ના પ્રારંભમાં જ તેના કર્તાએ બીજા નયશાસ્ત્રકારોની સાથે પરાશરના પુત્ર વ્યાસને વંદન કર્યાં છે (જુઓ અનુવાદ, પૃ. ૧ ઉપર ટિપ્પણ રજું). પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની વાત કરીએ તો, એમાં અનેક સ્થળે 'મહાભારત'નો, તેમાંના પ્રસંગો તેમ જ પાત્રોનો સ્પષ્ટ ઉલ્લેખ આવે છે. જે પક્ષનું સમર્થન ચાલતું હોય તે પક્ષને સર્વ પ્રકારનો તાર્કિક (કે કવચિત્ અતાર્કિક) દલીલોથી અને સુભાષિતોથી દૃઢ કરવાની અને ત્યારપછી સામા પક્ષને પણ એટલી જ દૃઢતાથી રજૂ કરવાની 'પંચતંત્ર'ની પદ્ધતિ ઉપર 'મહાભારત'ના નીતિવાદોની અસર છે. સૌથી વધારે તો, 'પંચતંત્ર'ના શ્લોકોની એક મોટી સંખ્યા સીધી ને સીધી 'મહાભારત'માંથી લેવામાં આવેલી છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં આવા કુડીબંધ શ્લોકો મળશે.[૫૬] 'પંચતંત્ર' એ આમ તો નીતિશાસ્ત્ર—

૫૬. ઉદાહરણ તરીકે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં ઉદ્ધૃત થયેલા 'મહાભારત'ના થોડાક શ્લોકોનો સ્થાનનિર્દેશ અહીં કરું છું. કૌંસની બહારના બે અંકો પૈકી પહેલો અંક તંત્ર અને બીજો તેમાંનો શ્લોકાંક

અર્થશાસ્ત્રનો ગ્રન્થ હોવા છતાં તેમાં–ખાસ કરીને તેનાં સુભાષિતોમાં નજરે પડતી ધર્મશાસ્ત્રપરતા એ 'મહાભારત'નો વારસો છે.

અગાઉ કહ્યું છે તે પ્રમાણે, 'પંચતંત્ર' અને પાલિ 'જાતક'માં જોવામાં આવે છે એવી પ્રાણીકથાઓ 'મહાભારત'માં પણ છે. ગીધ અને શિયાળની વાર્તા, જેમાં બન્નેની હોંસાતોંસીથી બેમાંથી એકેને છોકરાનું મુડદું ખાવા મળતું નથી (શાન્તિપર્વ, અધ્યાય ૧૫૩), હંસની સાથે ઊડવાની સ્પર્ધા કરીને છેવટે સમુદ્રમાં પડી જનાર અને હંસની દયાથી જ બચનાર કાગડાની વાર્તા (કર્ણપર્વ, અધ્યાય ૪૧), બકરાજ નાડીજંઘ અને બ્રાહ્મણની અર્ધ-પ્રાણીકથા (શાન્તિપર્વ, અધ્યાય ૧૬૯–૭૩), તપશ્ચર્યા કરીને બ્રહ્મા પાસેથી સો યોજન લાંબી ડોકનું વરદાન માગનાર આળસુ ઊંટની વાર્તા (શાન્તિપર્વ, અધ્યાય ૧૧૨), ઇત્યાદિ પ્રાણીકથાઓ તો 'મહાભારત'માં છે જ, પણ તે ઉપરાંત 'પંચતંત્ર'ની સંખ્યાબંધ વાર્તાઓ પણ ત્યાં જોવામાં આવે છે. અલબત, 'મહાભારત,' 'પંચતંત્ર' અને 'જાતક' ત્રણેએ

---

બતાવે છે, જ્યારે કૌંસની અંદરના બે અંકોમાં 'મહાભારત'માંના જે તે પર્વના અધ્યાય અને શ્લોકનું સૂચન છે: ૧–૬૩ (ઉદ્યોગપર્વ, ૩૯–૨), ૧–૧૩૭ (એ જ, ૪૦–૭), ૧–૨૦૬ (એ જ, ૩૩–૪૩), ૧–૩૦૭ (એ જ, ૩૮–૮ તથા શાન્તિપર્વ, ૧૪૦–૬૮), ૧–૩૧૮ (શાન્તિપર્વ, ૧૩૭–૨૦), ૧–૩૫૫, ૫૬ (ઉદ્યોગપર્વ, ૩૭–૧૭, ૧૮), ૧–૪૧૫ (શાન્તિપર્વ, ૧૩૭–૬૨), ૧–૪૨૩ (આદિપર્વ, ૧૫૩–૬૨, થોડા પાઠાન્તર સાથે), ૨–૮૫ (શાન્તિપર્વ, ૮–૫૨), ૨–૧૩૮ (ઉદ્યોગપર્વ. ૧૩૩–૯), ૨–૧૪૭ (એ જ, ૩૯–૬૬), ૨–૧૬૦ (એ જ, ૩૭–૧૫), ૩–૬ (એ જ, ૬૭–૧૫), ૩–૭૪, ૭૫ (એ જ, ૭૩–૭૯, ૮૦), ૩–૮૪ (એ જ, ૩૭–૧૭), ૩-૮૬ (એ જ ૩૭–૧૮), ૩-૧૧ (એ જ, ૩૪–૭૮ અર્ધો શ્લોક), ૩–૧૮૨ (એ જ, ૩૫–૪૦), ૩–૧૮૩, ૧૮૪ (એ જ, ૩૪–૮૧, ૮૨, આમાંનો પહેલો શ્લોક સભાપર્વના છેલ્લા અધ્યાયમાં પણ છે), ૪-૧૧૩ (ઉદ્યોગપર્વ, ૩૪–૧૪), ૪–૧૧૫ (એ જ, ૩૬–૫૮), ૫–૬૩ (એ જ, ૩૮–૪૮), ૫–૧૦૩ (એ જ, ૩૩–૪૫), ઇત્યાદિ. આ શ્લોકો 'મહાભારત'ની કલકત્તાની આવૃત્તિના સમજવા.

એ બધી વાર્તાઓ લોકપ્રચલિત કથાસાહિત્યમાં લીધી છે એ વસ્તુ આત્યંતિક અર્થમાં સાચી છે, પરન્તુ 'પંચતંત્ર'ના અંતરંગ ઉપર 'મહાભારત'ની જે પ્રકારે અસર છે એ જોતાં એવી વાર્તાઓના વિનિયોગ સંબંધમાં 'પંચતંત્ર' 'મહાભારત'નું જ આભારી છે એમ માનવું જોઇએ. ભારતીય સાહિત્યમાં રાજનીતિના શિક્ષણ માટે પ્રાણીકથાનો ઉપયોગ કરનાર 'મહાભારત' સૌથી પહેલો ગ્રન્થ છે, અને તેના એ વારસાને 'પંચતંત્ર'કારે એક સ્વતંત્ર ગ્રન્થરચના રૂપે પૂર્ણપણે વિકસાવ્યો છે.

હવે, 'મહાભારત'માં મળતી 'પંચતંત્ર' સાથે સમાનતા ધરાવતી એવી કેટલીક પ્રાણીકથાઓ જોઇએ.

એક શિયાળે વાઘ, વરુ, ઉંદર અને નોળિયો એ પોતાના ચારે મિત્રોને યુક્તિપૂર્વક છેતરીને પોતે એકલાએ મૃગનું ભક્ષણ કેવી રીતે કર્યું, એની વાર્તા આદિપર્વ, અધ્યાય ૧૫૩ માં આવે છે. પાંડવો સામે એવી યુક્તિપ્રયુક્તિઓનો ઉપયોગ કરવો જોઇએ એમ કૂટનીતિજ્ઞ કણિક ધૃતરાષ્ટ્રને ઉપદેશે છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૧–૧૬માંની 'વરુ અને સિંહને છેતરનારો શિયાળ' તથા ૪–૧૫ માંની 'શિયાળના ચાર શત્રુઓ' એ બન્ને વાર્તાઓ ઓછાવત્તા પ્રમાણમાં 'મહાભારત'ને મળતી આવે છે. તુલનાએ ૪–૧૫ નું 'મહાભારત' સાથે વધારે સામ્ય છે, અને એનો સંગ્રહશ્લોક પણ 'મહાભારત'માં એ વાર્તાને અંતે આપેલા શ્લોક સાથે સરખાવી શકાય એવો છે (જુઓ ટિપ્પણ ૫૭).

જેમાં 'ધર્મચિહ્નો ધ્વજાની જેમ ફરકતાં હોય અને પાપો ગુપ્ત હોય એવા બૈડાલવ્રત'નું ઉદાહરણ આપતી કથા ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૬૦ માં આવે છે: એક મિથ્યાધાર્મિક બિલાડો ગંગાકિનારે તપ કરતો હતો. પક્ષીઓ તેનું સન્માન કરતાં હતાં. એક વાર ઉંદરોએ તેને જોઇને વિચાર્યું કે 'આ તપસ્વી બિલાડો આપણું રક્ષણ કરે

તો સારું.' ઊંદરોએ વિનંતી કરી, એટલે પોતે અશક્ત થઈ ગયેલો હોવાથી પોતાને ઉપાડીને ઊંદરોએ દરરોજ નદીએ લઈ જવો, એવી શરત કરીને તેણે રક્ષણકાર્ય સ્વીકાર્યું. આ યોજનાનો લાભ લઈ ઊંદરોનું ભક્ષણ કરીને બિલાડો મજબૂત થવા લાગ્યો, અને ઊંદરો ક્ષીણ થવા લાગ્યા. ત્યારે ડિંડિક નામે બુદ્ધિમાન ઊંદરે કહ્યું કે 'તમે બધા એકઠા થઈને નદીકિનારે જાઓ; હું મામા સાથે પછીથી આવીશ, એટલે તેની જે કંઈ યુક્તિ હશે તે ઉઘાડી પડશે.' ઊંદરોની યુક્તિ ન જાણવાથી બિલાડો ડિંડિકને ખાઈ ગયો, એટલે બીજા ઊંદરો ચેતીને નાસી ગયા અને બિલાડો પોતાને રસ્તે પડ્યો.[૫૭]

'મહાભારત'ની આ વાર્તા સહેજ પ્રકારાન્તરે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૩-૩ માં 'સસલા અને ચકલાનો ન્યાય કરનાર બિલાડો' એમાં આવે છે. ત્યાં પણ કપટી બિલાડો 'મહાભારત'માં થાય છે તેમ, મિથ્યાધાર્મિક બનીને બેસે છે તથા ધર્મોપદેશ કરે છે. છેવટે તે પોતાની પાસે ન્યાય કરાવવા આવનાર સસલો અને ચકલો બન્નેને મારી નાખે છે.

પારધિનું આતિથ્ય કરવા માટે પોતાની જાતનું બલિદાન આપનાર કપોત અને તેની સ્ત્રીની વાર્તા 'મહાભારત'માં (શાન્તિ-પર્વ, અધ્યાય ૧૪૩ થી ૧૪૯) આવે છે. 'મહાભારત'ના અધ્યાયો-ના શ્લોકોની, કથાભાગ અવિચ્છિન્ન રહે તેમ, સંકલના કરીને તૈયાર કરેલી આ કથા પૂર્ણભદ્રના 'પંચાખ્યાન'માં તથા પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની ब વાચનામાં તેમ જ મિશ્ર વાચનામાં લેવામાં આવેલી છે (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૧૯). આ કારણે,

---

૫૭. આ વાર્તા 'જાતક'માં (૧૨૮, બિળારવ્રત જાતક) પણ છે. માત્ર તેમાં બિલાડાને સ્થાને શિયાળ આવે છે. જો કે આ પ્રકારના ધર્મઢોંગનું નામ 'બિડાલવ્રત' છે, એટલે મહાભારતમાં જે રીતિનું કથન છે એ જ વધારે યોગ્ય છે.

'પંચતંત્ર'ની તમામ પાઠપરંપરાઓમાં આવતી સર્વ વાર્તાઓમાં આ માત્ર એક જ વાર્તા એવી છે કે જે સળંગ શ્લોકબદ્ધ છે.

કપોતને બચાવવા માટે પોતાનું માંસ કાઢી આપનાર શિબિની વાર્તા 'મહાભારત'માં (વનપર્વ, અધ્યાય ૧૩૦-૩૧) આવે છે તે 'તંત્રાખ્યાયિકા'માં પણ છે (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૩).[૫૮]

દીપડાના ભયથી કૂતરાને બચાવવા માટે ઋષિએ તેને દીપડો બનાવ્યો; પછી અનુક્રમે તે તે પ્રાણીઓના ભયમાંથી બચાવવા માટે દીપડામાંથી વાઘ, તેમાંથી સિંહ અને તેમાંથી શરભ બનાવ્યો. એક દિવસે શરભે મુનિનું જ લોહી પીવાનો વિચાર કર્યો, એટલે તેનો અભિપ્રાય જાણીને મુનિએ ફરી પાછો તેને કૂતરો બનાવી દીધો. ( શાન્તિપર્વ, અધ્યાય ૧૧૬-૧૧૭). 'મહાભારત'ની આ વાર્તા સહજ ફેરફાર સાથે 'હિતોપદેશ'માં 'વાઘ બનેલો ઊંદર અને મુનિ' એ વાર્તારૂપે નજરે પડે છે (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૩૯). રાજનીતિનું નિરૂપણ કરતાં, જેવી જેની યોગ્યતા હોય તેવી તેની નિમણૂંક કરવી એ ઉપદેશના ઉદાહરણરૂપે 'મહાભારત'કારે ઉપર્યુક્ત વાર્તા કહી છે; 'હિતોપદેશ'કારે પણ એ જ હેતુ માટે તે આપી છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૪-૮ માંની ' તપસ્વી અને ઊંદરડી ' એ વાર્તાનું 'પ્રયોજન' 'મહાભારત'માંની કથાના 'પ્રયોજન' સાથે ઠીક સામ્ય ધરાવે છે.

શાન્તિપર્વ, અધ્યાય ૧૩૮ માં પ્રત્યુત્પન્નમતિ, અનાગતવિધાતા અને દીર્ઘસૂત્રી એ ત્રણ માછલાંની વાર્તા આવે છે, તે પશ્ચિમ ભાર-

૫૮. જૈન સાહિત્યમા પણ આ કથા છે (જુઓ 'વસુદેવ-હિંડી,' ભાષાન્તર, પૃ. ૪૪૦). વિક્રમના તેરમા સૈકામાં ગૂજરાતમાં થયેલા જૈન કવિ બાલચંદ્રે આ કથાના નાયક વજ્રાયુધનું ચરિત્ર વર્ણવતું 'કરુણા વજ્રાયુધ' નામે સંસ્કૃત નાટક રચેલું છે. કેટલાક ફેરફાર સાથે આ કથા 'જાતક'માં (૪૯૯, શિબિ જાતક) પણ આવે છે. જુઓ પરિશિષ્ટ નં. ૧.

તીય 'પંચતંત્ર' ૧–૧૪ માં તેમ જ 'પંચતંત્ર'ની તમામ પ્રાચીન પાઠ-પરંપરાઓમાં છે. એનો કથાસંગ્રહશ્લોક પણ સીધેસીધો 'મહાભારત'-માંથી લેવામાં આવ્યો છે.[૫૯] માછલાંનાં નામમાં 'મહાભારત'ના દીર્ઘસૂત્રીને બદલે પંચતંત્ર'માં યદ્ભવિષ્ય છે એટલો જ માત્ર નજીવો ફેર છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૫–૫ માંની 'શતબુદ્ધિ, સહસ્રબુદ્ધિ અને એકબુદ્ધિ' એ વાર્તા પણ 'મહાભારત'માંની એ કથાનું જ જરા સ્વતંત્ર રૂપાન્તર છે.

'સમોવડિયા સાથે પણ સંધિની ઇચ્છા કરવી, કેમકે યુદ્ધમાં વિજય સંદિગ્ધ છે' એ સૂત્રના ઉદાહરણરૂપે 'હિતોપદેશ'કારે આપેલી (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૪૦) પરસ્પર લડીને મરણ પામનાર સુન્દ અને ઉપસુન્દ એ બે દૈત્યભાઈઓની કથા 'મહા-ભારત'ના આદિપર્વમાંથી સીધી જ લેવામાં આવેલી છે.

રાજકુમારે પોતાના બચ્ચાને મારી નાખ્યું, તેથી રાજકુમારની આંખ ફોડી નાખનાર, તથા પછી રાજાએ વિનંતી કરવા છતાં તેના મહેલમાં રહેવાનો અસ્વીકાર કરનાર પૂજની નામની નીતિજ્ઞા ચકલી-ની કથા તથા બ્રહ્મદત્ત રાજા સાથેનો તેનો સંવાદ શાન્તિપર્વ (અધ્યાય ૧૩૯)માં આવે છે. આ કથા 'પંચતંત્ર'ની કોઈ ભારતીય પાઠપરંપરામાં નથી, પરન્તુ પહેલવી વાચનામાં તે હોવી જોઈએ, કેમકે એ ઉપરથી થયેલા અરબી અને સીરિયાઈ અનુવાદોમાં તે છે. ત્યાં એ કથા 'મહાભારત'માંથી લગભગ અનૂદિત કરવામાં આવેલી છે, એ સ્પષ્ટ જણાય છે. થોડા ફેરફાર સાથે પાલિ 'જાતક'-(૩૪૩)માં પણ એ જોવામાં આવે છે.

---

૫૯. 'મહાભારત'માંનો કથાસંગ્રહશ્લોક—

अनागतविधाता च प्रत्युत्पन्नमतिश्च यः ।
द्वावेव सुखमेधेते दीर्घसूत्री विनश्यति ॥

પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માં दीर्घसूत्रीને બદલે यद्भविष्यो પાઠ છે.

'પંચતંત્ર'નાં પહેલાં ત્રણ તંત્રોનાં મુખ્ય કથાનકોનાં મૂળ પણ 'મહાભારત'માં મળે છે પહેલા તંત્ર 'મિત્રભેદ' ને મળતું કથાનક શાન્તિપર્વ (અધ્યાય ૧૧૧)માં છેઃ 'મિત્રભેદ'માંના સિંહ અને બળદને સ્થાને અહીં વાઘ અને શિયાળ છે. ધાર્મિક શિયાળને વાઘે પોતાનો પ્રધાન બનાવ્યો હતો. વાઘના જૂના સેવકો સ્થાનભ્રષ્ટ થયા, તેથી તેમને શિયાળની ઈર્ષ્યા થઈ. તેમણે કાવતરું કરીને વાઘના આહાર માટેનું માંસ ચોરાવ્યું, અને તેનું આળ શિયાળને માથે ચડાવ્યું. આથી વાઘે શિયાળને મોતની સજા કરી. શિયાળની માતા વાઘ પાસે આવીને પુત્રના બચાવ માટે નીતિવાદયુક્ત દલીલો કરે છે. એટલામાં વાઘના જૂના સેવકો પૈકી એક ધાર્મિક મંત્રીએ વાઘને આ કાવતરાની જાણ કરી. તે ઉપરથી વાઘે શિયાળનો સત્કાર કર્યો અને મંત્રી તરીકે રહેવા માટે તેને ઘણો આગ્રહ કર્યો; પણ શિયાળે એ વાતનો ભાર-પૂર્વક અસ્વીકાર કરી, વાઘની અનુજ્ઞા લઈ, અનશનથી પ્રાણત્યાગ કર્યો.

પહેલા તંત્રની મુખ્ય કથા તથા આ વાર્તા વચ્ચે કેટલીક આસંગિક ભિન્નતા છે ખરી, પણ બન્નેનું 'પ્રયોજન' એક જ છે.

શાન્તિપર્વમાંના આ કથાનકને મળતો પ્રસંગ 'પંચતંત્ર'નો પહેલવી પાઠપરંપરામાં પણ છે. એમાં દમનક શિયાળ ઉપર માંસચોરીનો આરોપ મુકાય છે અને દમનકની માતા એનો બચાવ કરવા માટે આવે છે. વળી માંસચોરીના પ્રસંગનો નિર્દેશ 'હિતોપદેશ'માં (જુઓ અનુવાદ, પૃ. ૪૭ ઉપરનું ટિપ્પણ) પણ છે. શાન્તિપર્વમાંનું કથનક પહેલા તંત્રની મુખ્ય કથા સાથે કેટલો ગાઢ સંબંધ ધરાવે છે તે આ ઉપરથી જણાશે.

બીજા તંત્ર 'મિત્રસંપ્રાપ્તિ' સાથે સરખાવી શકાય એવી કથા પણ શાન્તિપર્વ (અધ્યાય ૧૩૮)માં છે. બિલાડા અને ઊંદરની મિત્રતાની એ કથા છે: વડના મૂળ આગળ કોઈ પારધિએ મૂકેલા કૂટયન્ત્રમાં બિલાડો સપડાયો હતો, એટલે યંત્રમાં મૂકેલું માંસ ખાવા માટે એક ઊંદર નિર્ભયતાથી બહાર આવ્યો. આથી આકાશ-

માંથી ચંદ્રક નામે એક ઘુવડ અને જમીન ઉપરથી હરિણ નામે એક નોળિયો ઊંદરને ખાવા માટે આવ્યા. એટલે તેમનાથી બચવા માટે બિલાડાના પાશ કાપવાનું સાટું કરીને ઊંદર તેના ખોળામાં ભરાઈ બેઠો. આથી નોળિયો અને ઘુવડ ચાલ્યાં ગયાં. પછી ઊંદરે ધીરે ધીરે પાશ કાપવા માંડયા. બિલાડાએ ઉતાવળ કરવાનું કહ્યું, ત્યારે ઊંદરે ઉત્તર આપ્યો કે 'સમય ઓળખ્યા વિના કોઈ કાર્ય કરવું નહિ'. એવામાં પારધિ આવતો દેખાતાં ઊંદરે છેલ્લો પાશ કાપી નાખ્યો, એટલે બિલાડો વડ ઉપર ચડી ગયો અને ઊંદર દરમાં પેસી ગયો. ત્યાર પછી બિલાડાએ ઊંદરને મિત્ર તરીકે પોતાનું સ્વાગત સ્વીકારવા આગ્રહ કર્યો, પણ ઊંદરે તેનો અસ્વીકાર કર્યો.

બીજા તંત્ર 'મિત્રસંપ્રાપ્તિ'માંની 'કાગડો, ઊંદર, મૃગ અને કાચબો' એ મુખ્ય કથા સાથે આની તુલના કરી શકાય તેમ છે. 'મહાભારત'માં ઉપર્યુક્ત કથા સંધિવિગ્રહ કેમ, ક્યારે અને કોની સાથે કરવો એ સમજાવવા માટે આપેલી છે, અને 'પંચતંત્ર'માંની કથા કરતાં તે વધારે સ્વાભાવિક અને પ્રતીતિજનક લાગે છે. 'પંચતંત્ર'માં સહજ શત્રુઓની પણ તદ્દન સહૃદય મૈત્રી દર્શાવેલી છે. એના રાજનીતિશાસ્ત્રનો જે મુખ્ય સૂર न विश्वसेदविश्वस्ते विश्वस्तेऽपि न विश्वसेत्। તેનાથી એ વસ્તુ અસંગત લાગે છે, જ્યારે 'મહાભારત'માં સહજ શત્રુઓ વચ્ચે સહૃદય મૈત્રીની વાત નથી, પણ દેશકાળ અનુસાર એવા શત્રુઓ સાથે પણ મૈત્રી કરીને કેવી રીતે સ્વરક્ષણ કરવું અને તે સમય પૂરતી જ એ મૈત્રી કેવી રીતે ઉત્તમ પ્રકારે નભે એ બતાવ્યું છે.

'પંચતંત્ર'ના ત્રીજા તંત્ર 'કાકોલૂકીય'નું કથાનક નહિ, પણ તેને મળતો પ્રસંગ 'મહાભારત'માં સૌપ્તિક પર્વ (અધ્યાય ૧) માં આવે છે. દુર્યોધનના પતન પછી અશ્વત્થામા વગેરે મહારથીઓ પૂર્વ દિશામાં નાઠા અને એક વડના ઝાડ નીચે તેમણે રાત ગાળી. અશ્વત્થામા રાત્રે ઊંઘ્યા નહિ હોવાથી ઝાડ ઉપર નજર પડતાં તેમણે

જોયું કે એની જુદી જુદી શાખાઓ ઉપર સેંકડો કાગડાઓ ઊંઘતા હતા. એવામાં એક ભયંકર ઘુવડ આવ્યું, અને તેણે ત્યાં સૂતેલા કાગડાઓને મારવા માંડ્યા. ઘુવડે એ કાગડાઓની પાંખો પીંખી દીધી, માથાં ભાંગી નાખ્યાં અને પગ કાપી નાખ્યા. આ જોઈને અશ્વત્થામાને પાંડવોની છાવણી ઉપર રાત્રે જ જઈને શત્રુઓનો વધ કરવાની કલ્પના આવી.

વડના ઝાડ ઉપર આવેલા કાગડાઓના દુર્ગ ઉપર રાત્રે ઘુવડો આક્રમણ કરીને તેમનો નાશ કરતાં હતાં, એ 'કાકોલૂકીય'ના પ્રારંભિક પ્રસંગનું મૂળ આ રીતે 'મહાભારત'માં મળે છે. 'પંચતંત્ર'કારે પછી એનો વિસ્તાર કરીને કાગડા અને ઘુવડના વિગ્રહની આખી કથા આલેખી છે.

રાજનીતિના શિક્ષણ માટે પશુપક્ષીઓની કથાનું આલંબન લેવાની પરંપરા 'પંચતંત્ર'માં સુસ્થાપિત સ્વરૂપમાં દેખાય છે તેનાં મૂળ 'મહાભારત'માં મળે છે. જોકે 'મહાભારત' પણ એક રીતે પૂર્વકાલીન ભારતીય પરંપરાઓનો આકરગ્રન્થ છે, એટલે પશુપક્ષીઓની કથાઓનો આ પ્રકારનો ઉપયોગ કરવાની પ્રવૃત્તિ એ પૂર્વેની જ હોવી જોઈએ. જુદાં જુદાં પશુપક્ષીઓ પાસેથી રાજાએ કયા ગુણ ગ્રહણ કરવા એ વસ્તુ 'મહાભારત'માં એક કરતાં વધુ સ્થાનોએ બહુ વિશદ રીતે દર્શાવવામાં આવી છે; ઉપર કહી તેવી પરંપરા સિવાય એ સંભવી શકે નહિ. જુઓ :—

હે શ્રેષ્ઠ રાજા! રાજ્યના બુદ્ધિમાન પુરુષોમાં માન્ય થઈને તારે શત્રુની સમીપમા કૂતરાની પેઠે નિત્ય જાગ્રત રહેવું, મૃગની પેઠે નિત્ય ભયચકિત રહેવું, તથા કાગડાની પેઠે બીજાઓના અભિપ્રાયો જાણતા રહીને મિત્રધર્મનો આશ્રય કરવો અને તે પ્રમાણે વર્તીને શત્રુનો ઘાટ ઘડવાના ઉપાય રચવા (શાન્તિપર્વ, અધ્યાય ૧૦૫).

મયૂર જેમ અનેક પ્રકારનાં રંગબેરંગી પીંછાં ધારણ કરે છે તેમ ધર્મવેત્તા રાજાએ અનેક પ્રકારનાં સ્વરૂપો ધારણ કરવાં...જેમ શરદઋતુમાં

મયૂર મૌનગુણનો આશ્રય કરે છે તેમ રાજાએ પણ પોતાના રાજકીય વિચારોનું રક્ષણ કરવા માટે મૌન ધારણ કરવું......મયૂર વર્ષાની રાત્રિઓમાં જેમ એકાન્ત પ્રદેશમાં બેસી રહે છે તેમ રાજાએ મયૂરના ગુણનો આશ્રય કરીને અંતઃપુરમાં ગુપ્ત રીતે સ્ત્રીઓ સાથે રમણ કરવું......મયૂર પક્ષી જેમ મોટાં મોટાં પીંછાંને દૂર કરે છે તેમ રાજાએ વેશ્યાઓને, નટોને અને નર્તકોને દૂર કરવાં, અને પોતાના તાબામાં આવેલાં શત્રુઓનાં ગ્રામનગરાદિમાં દૃઢમૂલ એવા અમાત્યાદિ શૂર પુરુષોને સ્થાપિત કરવા. મોર જેમ પોતાની ઇચ્છા પ્રમાણે પીંછાં પહોળાં કરે છે તેમ રાજાએ પોતાના પક્ષભૂત માણસોને સર્વત્ર યોજી દેવા. રાજાએ પશુપક્ષીની પ્રત્યેક જાતિ પાસેથી બુદ્ધિ ગ્રહણ કરવી,[૬૦] અને તીડ જેમ ગહન પ્રદેશ ઉપર તૂટી પડીને કોઈ સ્થળે એક પાદડું પણ રહેવા દેતું નથી તેમ શત્રુઓના રાજ્ય ઉપર તૂટી પડીને તેમને પાયમાલ કરી નાખવા. મયૂર પક્ષી જેમ પોતાના આશ્રયસ્થાનનું રક્ષણ કરે છે તેમ રાજાએ રાજ્યનું રક્ષણ કરવું, અને સુજ્ઞ રાજાએ પોતાની બુદ્ધિની વૃદ્ધિ કરે એવી ઉત્તમ રાજનીતિનો આશ્રય કરવો. ...ભ્રમર જેમ અનુક્રમે પુષ્પોમાંથી મકરંદ એકત્ર કરે છે તેમ રાજાએ ધીમે ધીમે દ્રવ્ય સંપાદન કરીને કોશસંગ્રહ કરવો (શાન્તિપર્વ, અધ્યાય ૧૨૦).

જેમ કીડી, મંકોડી વગેરે ઉદ્‌ભિજ્જ જીવો અને વજ્ર નામના શુક્લ જીવો પૃથ્વીમાંથી બહાર નીકળીને ધીરે ધીરે ઘણા દૂર પ્રદેશ સુધી જઈ શકે છે તેમ રાજાએ ધીરે ધીરે શક્તિનો ઉપયોગ કરીને છેક પરલોક સુદ્ધાનો જય કરવો. જેમ ડાસ, મચ્છર, કીડીઓના ધોળાં ઈંડાં અને કીડીઓ વિના નિમિત્તે જગતમાં ઉત્પન્ન થાય છે તેમ યજ્ઞયાગાદિ નહિ કરનારા પુરુષો આ જગતમાં વિના નિમિત્ત-નકામા ઉત્પન્ન થાય છે. આમ સમજીને, ગાય વગેરે ઉપયોગી પ્રાણીઓના શરીર ઉપરથી ડાંસ, મચ્છર વગેરે જીવોને દૂર કરવામાં આવે

---

૬૦. અહીં 'મહાભારત'નો ટીકાકાર નીલકંઠ નીતિશાસ્ત્રમાંથી એક શ્લોકાર્ધ ટાંકે છે કે :—

बकवच्चिन्तयेदर्थान् सिंहवच्च पराक्रमेत् ।

(બગલાની જેમ નિશ્ચલ થઈને અર્થનું ચિન્તન કરવું અને સિંહની જેમ પરાક્રમ કરવું.) એને મળતો શ્લોક શાન્તિપર્વ, અધ્યાય ૧૪૦માં આવે છે (જુઓ પૃ. ૯૯-૧૦૦).

છે તેમ રાજાએ પોતાના રાષ્ટ્રમાંથી પૂર્વોક્ત અયજ્ઞશીલ-નકામા પુરુષોને દૂર કરવા, જેથી ધર્મપ્રવૃત્તિની વૃદ્ધિ થાય (શાન્તિપર્વ, અધ્યાય ૧૩૬).

રાજાએ કોયલ, વરાહ, મેરુપર્વત, શૂન્યગૃહ, નટ અને ભક્તિપ્રિય મનુષ્ય-એ છયેના ગુણો ગ્રહણ કરીને પોતાના શ્રેયનું સાધન કરવું. અર્થાત્ કોયલ જેમ પોતાનાં બચ્ચાંને બીજા (કાગડા) પાસે ઉછેરાવે છે તેમ રાજાએ પણ ખેતી, વેપાર, જંગલના માર્ગ, નદી ઉપરના પુલ, હાથીઓનું પાલન, ખાણો ખોદાવવી, કર લેવો અને કોશનો સંગ્રહ કરવો એ આઠે રાજકીય અર્થો પ્રજા પાસે જ સિદ્ધ કરાવવા...વરાહ જેમ વૃક્ષોને મૂળમાંથી ઉખેડી નાખે છે તેમ રાજાએ શત્રુઓને મૂળમાંથી ઉખેડી નાખવા...રાજાએ શત્રુ પોતાનાં છિદ્રને જાણી ન જાય તેમ વર્તવું, પણ શત્રુના છિદ્રને જાણ્યા કરવાં; કાચબાની જેમ પોતાના અંગોનું રક્ષણ કરવું અને પોતાનાં છિદ્રોને ઢાંકવાં. જે વેળા બીજાઓ પાસેથી ધન ગ્રહણ કરવું હોય તે વેળા રાજાએ બગલાની જેમ નિશ્ચલ થવું, સિંહની જેમ પરાક્રમ કરીને નિર્ભયતા દાખવવી, નાહારની જેમ એકદમ ઝડપ મારીને શીઘ્રકારિતા પ્રદર્શિત કરવી અને બાણની જેમ છૂપીને ગમે તે સ્થળે પેસી જવું...મૃગની જેમ શયન કરવાની ટેવ રાખવી. અર્થાત્ મૃગ જ્યારે શયન કરે છે ત્યારે અચેતન અને અસાવધની જેમ પડી રહે છે, પણ ભયપ્રસંગ આવતાં એકદમ જાગીને પલાયન કરી જાય છે તેમ રાજાએ ગમે તે અવસ્થામાં પણ શત્રુના હાથમાં સપડાવું નહિ...જે રાજા પોતાના સપાટામાં આવેલા શત્રુને દંડ વડે વશ કરતો નથી તે, ગર્ભધારણ કરીને જેમ ખચ્ચરી મૃત્યુ પામે છે તેમ, મૃત્યુ પામે છે...ધ્યાન કરવાનો ડોળ કરીને, મૌનવૃત્તિ ધારણ કરીને અને ભગવાં, જટા, મૃગચર્મ આદિ વૈરાગ્યનાં ચિહ્નો ધારણ કરીને શત્રુને પોતાને વિશે વિશ્વાસુ બનાવવો, અને પછી સમય આવતાં નહાર જેમ શિકારને ઝડપી લે છે તેમ, શત્રુને ઝડપી લેવો અને મારી નાખવો...જેમ કોઈ તીક્ષ્ણ ચાંચવાળું પક્ષી વૃક્ષમાંનાં સર્વ પુષ્પફળોનો વિનાશ કરી નાખે છે તેમ રાજાએ પણ અભ્યુત્થાન, અભિવાદન કરીને અને કોઈ પ્રકારની વસ્તુ ભેટ આપીને શત્રુને વશ કરવો અને પછી તક મળે ત્યારે તેના સર્વ પુરુષાર્થનો તથા પુરુષાર્થનાં સાધનોનો વિનાશ કરી નાખવો... રાજાએ ગીધપક્ષીની જેમ દૂરદર્શી થવું, બગલાની જેમ નિશ્ચલ થઈને અર્થચિન્તન કરવું, કૂતરાની જેમ નિત્ય જાગ્રત રહીને ચોરની ખબર રાખવી,

સિંહની જેમ પરાક્રમી થવું તથા હંમેશાં નિશ્ચિત રહેવું. કાગડાની પેઠે શંકાશીલ રહીને બીજાઓના અભિપ્રાય જાણવા અને સર્પની જેમ હંમેશાં આચરણ કરવું-અર્થાત્ સર્પ જેમ ઊંદરે કરેલા દરમાં પેસી જાય છે તેમ રાજાએ પણ શત્રુઓએ બંધાવેલા કિલ્લાઓમાં અકસ્માત્ પ્રવેશવું (શાન્તિપર્વ, અધ્યાય ૧૪૦).

રાજાએ કોયલ, વરાહ, નહાર, અને સિંહ આદિ અનેક પ્રાણીઓ પાસેથી જ્ઞાન સંપાદન કરવું જોઈએ; માત્ર એક ઇન્દ્રિયના જ્ઞાનથી અથવા એક જ પ્રકારના જ્ઞાનથી સર્વત્ર નિર્વાહ થઈ શકતો નથી" (શાન્તિપર્વ, અધ્યાય ૧૪૨).

## 'પંચતંત્ર': રાજનૈતિક દૃષ્ટિએ

આમ પશુપક્ષીઓનાં ઉદાહરણો દ્વારા રાજનીતિશાસ્ત્રનું શિક્ષણ આપવાની ભારતીય પરંપરાનાં મૂળ તપાસવાનો પ્રયાસ આપણે કર્યો. પરન્તુ રાજનીતિનો વિષય સમજાવવા માટે પ્રાણીકથાઓનો ઉપયોગ શાથી થયો એ એક વિચારવા જેવો પ્રશ્ન છે.

બાળકોને મનુષ્ય કરતાં પશુપક્ષીઓની વાર્તાઓમાં વધારે રસ પડે છે અને પશુપક્ષીઓ મનુષ્યની જેમ વિચારતાં, બોલતાં અને આચરણ કરતાં હોય એવા ખ્યાલથી તેમની કલ્પનાને ખાસ ઉત્તેજન મળે છે. આથી બાલ અને કિશોરવયના રાજપુત્રોને રાજનીતિનાં મૂલ તત્ત્વોનું શિક્ષણ આપવા માટે પ્રાણીકથાનું વાહન સ્વીકારવામાં આવ્યું હશે.

સાહિત્યના બીજા કોઈ પ્રકારનો નહિ ને પ્રાણીકથાનો જ સ્વીકાર રાજનીતિના શિક્ષણ માટે કરવામાં આવ્યો એનું બીજું પણ એક કારણ છે. પ્રાચીન રાજનીતિશાસ્ત્રનો ઉદ્દેશ, સાહિત્યની જેમ, મનુષ્યહૃદયના સુષુપ્ત સમભાવને જાગ્રત કરવાનો નથી, પણ રાજ્યકર્તાની ઐહિક ઉન્નતિ સાધવાનો છે. એ વિષયમાં મનુષ્યોનાં ઉદાહરણ આપવામાં આવે તો તે તે મનુષ્યોની તે તે વિષય પૂરતી શ્રેષ્ઠતા અથવા નિકૃષ્ટતાનો સ્વીકાર કરવો પડે, જે રાજનીતિશાસ્ત્રની વિચાર-

આરણિથી તેમ જ કાર્યરીતિથી વિરુદ્ધ છે. વળી જુદી જુદી કોટિના માનવપાત્રો પ્રત્યેનો ભાવકનો વિવિધ પ્રકારનો સમભાવ અથવા એવા સમભાવનો અભાવ પણ તેની વિવેકશક્તિને બાધક નીવડવાનો સંભવ છે. પશુપક્ષીઓની કથાઓ ભાવકના પૂર્વગ્રહો કે આવેશોને સ્પર્શ નહિ કરતાં માત્ર તેની વિવેકબુદ્ધિને સતેજ કરવાનું શિક્ષણ આપે છે, એટલે તેમનો ઉપયોગ રાજનીતિના શિક્ષણ માટે કરવામાં આવે એ તર્કોપપન્ન છે. 'પંચતંત્ર' એનું ઉદાહરણ છે.

'પંચતંત્ર'ના રાજનૈતિક ઉપદેશનો સાર પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ના નીચેના શ્લોકોમાં સંગૃહીત થયેલો છે એમ મને લાગે છે—

न विश्वसेदविश्वस्ते विश्वस्तेऽपि न विश्वसेत्।
विश्वासाद्भयमुत्पन्नं मूलान्यपि निकृन्तति ॥
(તંત્ર ૨, શ્લો. ૩૯; તંત્ર ૪, શ્લો. ૧૩)

न वध्यन्ते ह्यविश्वस्ता बलिभिर्दुर्बला अपि ।
विश्वस्तास्त्वेव वध्यन्ते बलिनो दुर्बलैरपि ॥ (તંત્ર ૧, શ્લો. ૧૧૪)

महामतिरपि प्राज्ञो न विश्वासं व्रजेद्रिपौ ।
विश्वासात् त्रिदशेन्द्रेण दितेर्गर्भो विदारितः ॥ (તંત્ર ૧, શ્લો. ૧૧૫)

[ આ બે શ્લોકો પાઠાન્તરે ચોથા તંત્રમાં અનુક્રમે શ્લોક ૪૦ અને ૩૬ માં પણ મળે છે:

न वध्यते ह्यविश्वस्तो दुर्बलोऽपि बलोत्कटैः ।
विश्वस्ताश्चाशु वध्यन्ते बलवन्तोपि दुर्बलैः ॥

न विश्वासं विना शत्रुर्देवानामपि सिध्यति ।
विश्वासात् त्रिदशेन्द्रेण दितेर्गर्भो विदारितः ॥ ]

शपथैः संधितस्यापि न विश्वासं व्रजेद्रिपोः ।
अद्रोहशपथं कृत्वा वृत्रः शक्रेण सूदितः ॥ (તંત્ર ૪, શ્લો. ૩૫)

बृहस्पतेरपि प्राज्ञस्तस्मान्नैवात्र विश्वसेत् ।
य इच्छेदात्मनो वृद्धिमायुष्यं च सुखानि च ॥ (તંત્ર ૪, શ્લો. ૩૭)

न विश्वसेत्पूर्वविरोधितस्य शत्रोश्च मित्रत्वमुपागतस्य ।
दग्धां गुहां पश्य उलूकपूर्णां काकप्रणीतेन हुताशनेन ॥
( તંત્ર ૩નો સંગ્રહશ્લોક )

अविश्वासं सदा तिष्ठेत् संधिना विग्रहेण च ।
द्वैधीभावं च सश्रित्य पार्श्वे शत्रोर्बलीयसः ॥ (તંત્ર ૩, શ્લો. ૬૨)

આમાંનો સૌથી પહેલો न विश्वसेत्० એ શ્લોક 'મહાભારત'ના રાજનીતિવિષયક વિભાગોમાં પણ અનેક વાર આવે છે. આદિપર્વ, અધ્યાય ૧૫૩, શ્લો. ૭૨, ઉદ્યોગપર્વ, અધ્યાય ૩૮, શ્લો. ૯; શાન્તિપર્વ અ. ૧૩૮, શ્લો. ૧૪૧; અ. ૧૧૯, શ્લો. ૨૯ માં, તથા સહેજ પાઠાન્તર સાથે અ. ૧૪૦માં શ્લો. ૪૩ અને ૪૫માં પણ એ છે. એ સિવાયના જે બીજા શ્લોકો ઉપર ટાંકેલા છે તે न विश्वसेत्० નો અર્થવિસ્તાર જ છે. કેવળ રાજાની આસપાસ કેન્દ્રિત થયેલી, તથા અંતઃપુર અને રાજકુમારોની પાછળ પણ પરસ્પરથી અપરિચિત એવા ગુપ્તચરો મૂકવાનો આદેશ કરતી કૌટિલ્યોપદિષ્ટ રાજનીતિને ધ્યાનમાં લઈએ અને 'પંચતંત્ર'ની આખીયે રચના ઉપર 'મહાભારત'ની જે ઊંડી અસર છે તે તથા 'મહાભારત'માં ઉપર્યુક્ત શ્લોક અનેક વાર આવે છે એ લક્ષમાં લઈએ ત્યારે રાજનૈતિક દૃષ્ટિએ એનું મહત્ત્વ સમજાય છે.

અલબત, 'પંચતંત્ર'ની સમગ્ર રચનાનો વિચાર કરતાં न विश्वसेत्० નો અર્થ કોઈનો વિશ્વાસ જ ન કરવો, સર્વની પ્રત્યે શંકાની નજરે જોવું, એવો કરવામાં આવ્યો હોય એમ મને લાગતું નથી. એનો અર્થ હું એટલો જ સમજું છું કે—રાજનીતિ કે જેમાં સર્વ કેવળ પોતાના સ્વાર્થની દૃષ્ટિએ જ વિચાર અને આચરણ કરે છે તેમાં મનુષ્યે અત્યંત અપ્રમાદીપણે કાર્ય કરવું અને કોઈથી ભોળવાઈ જવું નહિ, કેમકે રાજનીતિમાં ભોળપણ એ સૌથી મોટો દોષ છે. 'પંચતંત્ર'કારને પણ આ જ અર્થ ઉદ્દિષ્ટ હોવો જોઈએ, કેમકે ત્રીજા તંત્રમાં તેણે ઘુવડના રાજાના ભોળપણને કારણે તમામ

ધુવડોનો નાશ થતો વર્ણવ્યો છે; એ સાથે તેણે મિત્રો કરવાનું અને મિત્રો સાથે નિષ્કપટભાવથી વર્તવાનું ભારપૂર્વક ઉપદેશ્યું છે, તે એટલે સુધી કે બીજા તંત્રમાં કાગડો અને ઉંદર જેવા સહજ શત્રુઓની ગાઢ મૈત્રી તેણે આલેખી છે, અને મિત્રતાને કારણે જ એ તંત્રની મુખ્ય કથાનાં પાત્રોને પ્રાણાન્તિક આપત્તિમાંથી ઉગરી જતાં તેણે વર્ણવ્યાં છે. મિત્રોની મહત્તા 'પંચતંત્ર'કાર જેવી ભાગ્યે જ કોઈએ ગાઈ હશે. નખ અને માંસના જેવી ગાઢ મૈત્રી ઉપર એ મુગ્ધ થાય છે, ચંદન અને બરફના શીતળ સ્પર્શ કરતાં મિત્રના આલિંગનને તે અધિક સુખકારી માને છે, મિત્રને એ બે અક્ષરનું રત્ન ગણે છે અને મિત્રવાળા મનુષ્યો જ આપત્તિને તરી શકે છે માટે ઉત્તમ મિત્રો કરવાનું સૂચવે છે. આથી न विश्वसेत्० આદિ દ્વારા 'પંચતંત્ર'કાર શંકાશીલતાનો નહિ, જાગૃતિનો જ ઉપદેશ કરે છે એમાં શંકા નથી.

## 'પંચતંત્ર', 'અર્થશાસ્ત્ર' અને 'પ્રિન્સ'

'પંચતંત્ર'કારે પ્રારંભમાં જ 'અર્થશાસ્ત્ર'ના કર્તા ચાણક્યનું સ્મરણ કર્યું છે અને એ સિવાય પણ 'પંચતંત્ર' ઉપર 'અર્થશાસ્ત્ર'ની થોડીઘણી અસર જણાય છે ખરી, પરન્તુ અગાઉ કહ્યું છે તે પ્રમાણે, 'પંચતંત્ર' અને 'અર્થશાસ્ત્ર'ની રચનાપદ્ધતિમાં મૂળભૂત તફાવત છે. બન્નેની ભાષાશૈલી જેમ સામસામે છેડે ઊભેલી છે તેમ વિષયનિરૂપણ પણ બન્નેનું ભિન્ન પ્રકારનું છે. 'પંચતંત્ર' એક સરલ, પ્રારંભિક અને સિદ્ધાન્ત નિરૂપતી કૃતિ છે, જ્યારે 'અર્થશાસ્ત્ર' રાજકાર્ય અને રાજ્ય-વ્યવસ્થાનાં મુલ્કી અને લશ્કરી લગભગ તમામ અંગોને આવરી લેતો, પ્રત્યક્ષ અનુભવના ફળરૂપે લખાયેલો એક વિશાળ આકરગ્રન્થ છે. 'અર્થશાસ્ત્ર'નો વિષય રાજ્યવ્યવસ્થા છે, જ્યારે 'પંચતંત્ર' એ રાજનીતિ શીખવવા ઉપરાંત સામાન્ય જનસમાજની વિવેકબુદ્ધિને તેજસ્વી અને કાર્યરત થવાની પ્રેરણા આપતો એક કથાસંગ્રહ છે.

ઈસવી સનના પંદરમા સૈકાના અંતમાં અને સોળમા સૈકાના આરંભમાં થઈ ગયેલા ઇટાલિયન રાજપુરુષ અને ગ્રન્થકાર મેકિયા-વેલેના 'પ્રિન્સ'ની તુલના કેટલીક વાર 'અર્થશાસ્ત્ર' સાથે કરવામાં આવે છે. પરંતુ 'અર્થશાસ્ત્ર'માં 'પ્રિન્સ'ની જેમ રાજકીય તત્ત્વજ્ઞાનનું નિરૂપણ નથી. 'અર્થશાસ્ત્ર'માં લેખક બ્રાહ્મણ વિચારસરણિના સ્થિર ધરાતલ ઉપર ઊભેલો છે. એ વિચારસરણિને ગૃહીત તરીકે સ્વીકારીને તે આગળ ચાલે છે; રાજકીય તત્ત્વજ્ઞાન માટે તો આપણે ધર્મ-શાસ્ત્રોનો આશ્રય લેવો પડશે. ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થોના—'ત્રિવર્ગ'ના અસ્તિત્વને 'અર્થશાસ્ત્ર' સ્વીકારે છે. એ પૈકી પોતાના ગ્રન્થમાં કૌટિલ્ય સ્વાભાવિક રીતે જ અર્થને સૌથી મહત્ત્વનો ગણે છે, પરન્તુ એ ત્રણેના સંબંધને નિશ્ચિત કરવાનો અથવા કોઈ બૌદ્ધિક ભૂમિકા ઉપર ત્રણેને સમન્વિત રીતે સમજાવવાનો તેણે પ્રયાસ કર્યો નથી. તેણે તો માત્ર એટલું જ કહીને સંતોષ માન્યો છે કે—રાજદંડનું અસ્તિત્વ સર્વને માટે આવશ્યક છે, એને અભાવે માત્સ્યન્યાયની અરાજકતા જ પ્રવર્તે; રાજદંડને આશ્રયે ચાતુર્વર્ણ્યવ્યવસ્થા ચાલુ રહે છે તથા ધર્મ, અર્થ અને કામની સિદ્ધિ થાય છે. મેકિયાવેલે-(અથવા કોઈ આધુનિક સરમુખત્યાર)ના મતાનુસાર, રાજ્યમાં જ બધું આવી જાય છે; કૌટિલ્યને મન રાજ્યનો ઉદ્દેશ એક વિશિષ્ટ સમાજવ્યવસ્થા સર્જવાનો નહિ, પણ એવી શાસ્ત્રકલ્પિત વ્યવસ્થા વ્યવહારમાં સિદ્ધ કરવાનો છે. બન્નેના ગ્રન્થોમાં રાજાનાં કાર્યો એની સત્તા જાળવી રાખવાના ઉદ્દેશથી પ્રેરિત થાય છે. 'અર્થશાસ્ત્ર' અનુસાર, સાધ્ય-સમર્થ શાસનનું અસ્તિત્વ એ ગમે તે સાધનોને ન્યાય્ય ઠરાવે છે; પડોશી રાજ્યો સાથે શાન્તિથી રહી શકાય એમ તો માનવામાં જ આવેલું નથી, એનો અર્થ એ થયો કે પોતાના રાજ્યમાં શાન્તિ જાળવવા સાથે રાજાએ હંમેશાં પરરાષ્ટ્રો સાથે યુદ્ધ માટે તૈયાર રહેવું જોઈએ. રાજસત્તા પ્રત્યેની અધીનતા સ્થાપિત કરવા માટે અને શત્રુઓનો પરાજય કરવા માટે 'અર્થશાસ્ત્ર'

અને 'પ્રિન્સ' એકસરખી નિર્દય અને લાગણીવિહીન પદ્ધતિઓની હિમાયત કરે છે. 'ચારચક્ષુ' રાજાઓનાં રાજ્યમાં ગુપ્તચરોની સંખ્યા મોટી હોય છે, અંતઃપુર અને રાજકુટુંબને પણ શંકાની નજરે જોવામાં આવે છે, અને રાજકુમારો, કરચલાની જેમ, પોતાનાં માબાપનો નાશ ન કરે એ માટે પણ 'અર્થશાસ્ત્ર' પૂરતી કાળજી લે છે; રાજકાર્યના ઉદ્દેશો સિદ્ધ કરવા માટે તે ધર્મનો લાભ લેવાની પણ હિમાયત કરે છે.

મેકિયાવેલેની પદ્ધતિ ઐતિહાસિક છે; દરેક સમયે પોતાના વિધાનના સમર્થન માટે તે ઇતિહાસ પ્રત્યે નજર નાખે છે, અને તેમાંથી અનુકૂળ ઉદાહરણો હાજર કરી પોતાના મંતવ્યનું સમર્થન કરે છે. 'અર્થશાસ્ત્ર'માં એવું નથી. અર્વાચીન ઐતિહાસિક પદ્ધતિનો 'અર્થશાસ્ત્ર'ના કર્તાને પરિચય નહિ હોય એ જુદી વસ્તુ છે, પરન્તુ તે એટલી મજબૂત વ્યાવહારિક અનુભવસિદ્ધ ભૂમિકા ઉપર ઊભેલો છે કે એને પોતાના વિધાનના સમર્થનમાં આધારો આપવાની ભાગ્યે જ જરૂર પડે છે. વધુમાં વધુ, સ્વયંકૃત દોષને કારણે નાશ પામનાર કેટલાક રાજાઓનાં નામ તેણે આપ્યાં છે.!

રાજ્યવ્યવસ્થાનો કયો પ્રકાર સર્વોત્તમ ગણાય એની ચર્ચા મેકિયાવેલેએ કરી છે, તથા રાજાનું જમાપાસું એ પ્રજાની શુભ-નિષ્ઠા છે એમ પણ કહ્યું છે.[૬૧] રાજાનું અસ્તિત્વ પ્રજાની શુભ-

---

[૬૧] "The best fortress you can have is not being hated by your subjects. If they hate you, no fortress will save you."—N. H. Thomson, *Prince*, 3rd edition, Oxford, 1938, P. 161.

"......I shall applaud him who builds fortresses, and him who does not; but I shall blame him who, trusting in them, reckons a light thing to be held in hatred by his people"—*Ibid*, P. 162.

નિષ્ઠા ઉપર જ ટકેલું છે એ વસ્તુ 'પંચતંત્ર'કારે પણ ભારપૂર્વક કહી છે (ઉદાહરણ તરીકે અનુવાદ, પૃ. ૭૮–૭૯). 'અર્થશાસ્ત્ર' પણ રાજાને રાજ્યનો સેવક માનતું હોય એમ જણાય છે, પરન્તુ રાજાની સત્તા ઉપર કશી પણ મર્યાદા હોઈ શકે એની તો કલ્પના જ એ કાળે નહોતી.

'અર્થશાસ્ત્ર' અને 'પ્રિન્સ'ના કર્તાઓના માનસમાં બીજો એક મૂળભૂત ભેદ છે એ પણ નોંધવું જોઈએ. 'પ્રિન્સ' એ રાજ્યશાસ્ત્રનો ગ્રન્થ છે, જ્યારે 'અર્થશાસ્ત્ર' એ રાજ્યશાસ્ત્રને સ્પર્શ કરવા ઉપરાંત રાજ્યવ્યવસ્થાનું સર્વાંગસંપૂર્ણ નિરૂપણ કરે છે. 'પ્રિન્સ'નો કર્તા પોતે જેને ઇટલીનો ભાવી ઉદ્ધારક ગણે છે તે સીઝર બોર્જિયાને પોતાને ભાગ્યદેવીની અવકૃપામાંથી ઉગારી લેવા માટે ગ્રન્થના અર્પણમાં કાકલૂદીભરી વિનંતિ કરે છે,[૬૨] ત્યારે 'અર્થશાસ્ત્ર'નો કર્તા પોતાને વિષે અભિમાનપૂર્વક કહે છે કે—

> येन शस्त्रं च शास्त्रं च नन्दराजगता च भूः ।
> अमर्षेणोद्धृतान्याशु तेन शास्त्रमिदं कृतम् ॥

(શસ્ત્રવિદ્યા, રાજનીતિશાસ્ત્ર અને નંદરાજાના કબજામાં ગયેલી પૃથ્વીનો જેણે અમર્ષપૂર્વક ઉદ્ધાર કર્યો હતો તેણે આ શાસ્ત્ર રચ્યું છે.)

---

૬૨. "Let your magnificence, then, accept this little gift in the spirit in which I offer it; wherein if you diligently read and study it, you will recognise my extreme desire that you should attain to that eminence which fortune and your own merits promise you. Should you from the height of your greatness some time turn your eyes to these humbler regions you will know how undeservedly I have to endure the keen and unremitting malignity of fortune" —*Ibid*, P. 2.

બન્ને ગ્રન્થોના કર્તાઓના માનસભેદનો ખ્યાલ આમ એકની પ્રારંભિક અને બીજાની અંતિમ ઉક્તિઓમાંથી આપણને મળી રહે છે.

'અર્થશાસ્ત્ર'ની વિચારસરણિનો પ્રભાવ પછીના કાળના ભારતીય રાજનીતિશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર ઉપર જ નહિ, પણ રાજ્યવ્યવસ્થાના આખાયે વ્યવહાર ઉપર લાંબા સમય સુધી રહેલો છે; અને સદાચારના સર્વે નિયમોને ઠોકરે મારતા મેકિયાવેલીના ગ્રન્થની યુરોપના રાજકારણ ઉપર જે ભારે અસર પડેલી છે તેના પ્રતીક રૂપે Machiavel, Machiavellan અને Machiavellism જેવા શબ્દો મોજૂદ છે. 'મહાભારત'ના આદિપર્વમાંની 'કણિકનીતિ' એ વિચારસરણિનાં મૂળ ભારતમાં પણ કેટલાં ઊંડાં હતાં એ દર્શાવે છે. જૂના સમયમાં રાજ્યશાસ્ત્રના ગ્રન્થોમાં સદાચારવિરુદ્ધ ગણાય એવી પદ્ધતિઓની નિઃસંકોચ હિમાયત કરવામાં આવી છે; આધુનિક સમયમાં એવી હિમાયત કરવામાં આવતી નથી, પરન્તુ જગતની મહાન સત્તાઓના પરરાષ્ટ્રિય રાજકારણનો પ્રકાર ચાણક્ય કે મેકિયાવેલીના સમય કરતાં તત્ત્વતઃ કંઇ જુદો હોય એમ જણાતું નથી.

## 'પંચતંત્ર': આચારશાસ્ત્રની દૃષ્ટિએ

'અર્થશાસ્ત્ર' અને 'પ્રિન્સ'ના કર્તાઓ પોતાના સાધ્યની પ્રાપ્તિને માટે કોઈ સાધનને અનિષ્ટ ગણતા નથી. રાજા અથવા રાજ્યના સ્વાર્થની દૃષ્ટિએ તેમને મન કોઈ વસ્તુ નીતિવિરુદ્ધ નથી. આચારશાસ્ત્ર (Ethics)ની દૃષ્ટિએ એ કાર્યનીતિ વ્યક્તિ કે સમાજ માટે આત્યંતિક અર્થમાં ઉપકારક કહી શકાય કે કેમ એ સવાલ છે. આ રીતે એ આપણે 'પંચતંત્ર' નું પણ અવલોકન કરવું જોઈએ.

'પંચતંત્ર'નો ઉદ્દેશ રાજનીતિ ઉપરાંત ઉપયોગી વ્યવહાર-જ્ઞાન આપવાનો પણ છે. એમાંની કથાઓ મુખ્યત્વે એ દૃષ્ટિએ સંગૃહીત કરવામાં આવેલી છે. 'બીજા ઉપાયો વડે શત્રુને મારવાનું

અશક્ય હોય તો બુદ્ધિમાન મનુષ્યે કન્યા આપીને પણ તેને મારવો; શત્રુને મારવામાં દોષ નથી' (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર', તંત્ર ૧, શ્લો. ૨૭૬)—એવા, 'કણિકનીતિ' ની નિર્ઘૃણ કાર્યરીતિનું સ્મરણ કરાવનાર શ્લોકો ક્વચિત્ 'પંચતંત્ર' માં મળે છે ખરા, પણ એકંદરે એનો સૂર કોઈ પણ રીતે નીતિવિરુદ્ધ કહી શકાય એવો નથી. 'પંચતંત્ર'કાર જે ઉપયોગી વ્યવહારજ્ઞાન આપવા ઇચ્છે છે તે કંઈ નીતિવિરુદ્ધ હોવું જોઈએ એમ નથી. બલકે 'ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ'ની (પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર', ૧-૧૯) આખીયે કથામાંથી અપ્રમાણિકતાનો પરાજય નિષ્પન્ન થાય છે. સંજીવકના વધથી શોકાતુર થયેલો પિંગલક છેવટે રાજનીતિની વિચિત્રતાનો વિચાર કરીને પોતાના શોકનો ત્યાગ કરે છે; લુચ્ચા માણસો ભોળપણનો કેવો ગેરલાભ લે છે એ વસ્તુનું દર્શન કર્તા એમાંથી કરાવવા ઇચ્છતો હોય એવી સ્પષ્ટ છાપ વાચકના મન ઉપર પડે છે.

બીજા તંત્રની મુખ્ય કથામાંના કપોતરાજ ચિત્રગ્રીવ અને ચારેય મિત્રો પોતાના સ્વાર્થ કરતાં મિત્રો અને સેવકો પ્રત્યેની પોતાની ફરજોનો જ વધારે ખ્યાલ કરે છે, અને એ રીતે મિત્રસ્નેહને ગાઢ બનાવીને આનંદ પામે છે. નિર્દોષ પ્રત્યેની કુટિલ નીતિ માટે 'પંચતંત્ર'કાર પોતાનો તિરસ્કાર વ્યક્ત કર્યા સિવાય રહી શકતો નથી. જેમ કે 'સિંહના લુચ્ચા સેવકો અને ભોળો ઊંટ' (પશ્ચિમ ભારતીય પંચતંત્ર, ૧-૧૧) એ વાર્તામાં નિર્દોષ ઊંટનો વધ કરાવનાર કાગડો વગેરે લુચ્ચાઓને માટે તે તુચ્છકારપૂર્વક 'ક્ષુદ્ર પંડિતો' શબ્દ વાપરે છે. (પૃ. ૧૦૦), પરન્તુ 'ઊંદર લોઢું ખાઈ ગયા !' (૧-૨૧) એ વાર્તા બતાવે છે તેમ 'શઠં પ્રતિ શાઠ્યમ્' આચરવામાં એને વાંધો નથી. આ પ્રકારના ગ્રન્થમાં એ તો સ્વાભાવિક રીતે જ અપેક્ષિત છે.

'અર્થશાસ્ત્ર' જેવા ગ્રન્થોની તુલનાએ જોઈએ તો, 'પંચતંત્ર'ની

વાર્તાઓ ધર્મનીતિ અને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપતાં સુભાષિતોથી ભરપૂર છે; રાજનીતિને લગતાં સુભાષિતો પણ અનૈતિક નથી. કિશોરો માટે રચાયેલી આ કૃતિ સામાન્ય જીવનના સદાચારને કદી વીસારે પાડતી નથી. એનાં પાત્રો મોટે ભાગે પરંપરાગત બ્રાહ્મણધર્મના વાતાવરણમાં વસે છે, તથા એ ધર્મે શીખવેલી પુરુષની, સ્ત્રીની, રાજાની, પ્રજાની, સેવકની અને ગૃહસ્થાશ્રમીઓની સામાન્ય નીતિમત્તાની સુવાસ આખી કૃતિમાં પ્રસરેલી છે. પરસ્પરના મતભેદો પણ એ પાત્રો મોટે ભાગે ધર્મશાસ્ત્રોનો આધાર લઈને પ્રમાણપુરઃસર વ્યક્ત કરે છે. 'વિદુરનીતિ' અને 'શાન્તિપર્વ'ની સીધી અસર નીચે રચાયેલા 'પંચતંત્ર'માં મનુષ્યની સામાન્ય નીતિભાવના ઉપર આક્રમણ કરે એવું કંઈ નથી. અલબત, 'પંચતંત્ર'કાર પોતાના વાચકોને કોઈથી છેતરાવાની ના કહે છે, એ માટે પૂરતા ચતુર બનવાનું કહે છે અને એ માટે વાચકને પોતાની વિવેકબુદ્ધિ પૂરતી ધારદાર બનાવવાનું ઉપદેશે છે. એ વિવેકબુદ્ધિ કદિક ક્રૂર બનતી હોય એવું લાગે ખરું, પરન્તુ 'પંચતંત્ર'ની રચનાને એના વાસ્તવિક સન્દર્ભમાં જોતાં, એનો કર્તા સદાચાર વિરુદ્ધ વર્તવાનું સૂચવે છે એમ કહી શકાશે નહિ.

## 'પંચતંત્ર': સાહિત્યિક દૃષ્ટિએ

મોટે ભાગે પશુપક્ષીઓની વાર્તાઓના સંગ્રહરૂપ 'પંચતંત્ર' એક કલાકારની રચના છે. પ્રત્યેક તંત્રની એક મુખ્ય કથા, તેમાં પેટા-કથાઓ, એમાં પણ પાછી આડકથાઓ, અને તેમાંયે પેટાકથાઓની ગૂંથણી, પ્રત્યેક કથાના આદિ અને અંતમાં આવતા કથાવસ્તુના સારરૂપ સંગ્રહશ્લોકો, અનેક સાહિત્યગ્રન્થો, શાસ્ત્રો અને પુરાણોમાંથી સંકલિત કરીને મૂકેલાં સેંકડો સુભાષિતો—એ બધું સાદી સરળ લોકપ્રચલિત પ્રાણીકથાથી જુદું જ છે. 'પંચતંત્ર' લોકકથાઓનો સંગ્રહ છે ખરો, પણ કલાકારને હસ્તે સંપાદિત થયેલો.

હિન્દમાં તેમજ દુનિયાભરના કોઈ પણ દેશમાં જ્યાં પ્રાણીકથા કોઈ ને કોઈ સ્વરૂપમાં પ્રચલિત છે ત્યાં તે હંમેશાં બોધપ્રધાન હોય છે, એનું કથન સદા શ્રોતાના ડહાપણમાં ઉમેરો કરવા માટે થાય છે. પ્રાણીકથા અને બોધ એ અવિનાભાવી વસ્તુઓ છે, જ્યારે એથી ઊલટું સામાજિક કે અદ્ભુતરસિક વાર્તાઓ ઘણુંખરું કેવળ આનંદને માટે રચાઈ હોય છે. પ્રાચીન ભારતીય સાહિત્યમાં 'બૃહત્કથા' આ પ્રકારની આનંદલક્ષી વાર્તાઓનો સૌથી પ્રસિદ્ધ સંગ્રહ હતો. 'પંચતંત્ર'માં પ્રાણીકથાઓની તેમ જ જેમાં પ્રાણીઓ સાથે માનવ પાત્રો પણ આવે છે એવી અર્ધ-પ્રાણીકથાઓની વચ્ચે આવી સામાજિક વાર્તાઓ પણ દાખલ થયેલી છે. વળી પ્રાણીકથાઓ તેમ જ આ પ્રકારની સામાજિક વાર્તાઓને એક સંગ્રહરૂપે સંકલિત કરતાં તેમાં સંગ્રાહકને યોગ્ય લાગે એવા ફેરફારો કરવામાં આવ્યા હશે અથવા સંગ્રાહકની પોતાની જ રચેલી કોઈ નવી વાર્તાઓ પણ ઉમેરવામાં આવી હશે. 'પંચતંત્ર' અને 'જાતક'માં એક ને એક વસ્તુવાળી વાર્તાઓમાં પણ તેમની ધ્યેયલક્ષિતાની દૃષ્ટિએ જે ફેરફારો નજરે પડે છે તે ઉપરથી આ વસ્તુ સ્પષ્ટ થશે.

'પંચતંત્ર'ની રચનાપદ્ધતિ શિથિલ છે. એનું આ લક્ષણ એટલું તો ઊડીને આંખે વળગે તેમ છે કે એ માટે ભાગ્યે જ ઉદાહરણો આપવાની જરૂર છે. આ જ કારણને લીધે 'પંચતંત્ર'ની જુદી જુદી પાઠપરંપરાઓમાં વાર્તાઓની તેમ જ શ્લોકસંખ્યાની નોંધપાત્ર વિભિન્નતા જોવામાં આવે છે. સંવાદોમાં એક સંગ્રહશ્લોક મૂકીને એકાદ નવી વાર્તા દાખલ કરી દેવાનું જેમ ઘણું સરળ છે તેમ નવાં સુભાષિતો ઉમેરવાનું કે જૂનાં દૂર કરવાનું એ કરતાં યે વધુ સરળ છે, કેમકે કથાવસ્તુના વિકાસ સાથે એ શ્લોકોને ઝાઝો સંબંધ હોતો નથી. કૃતિનો ઉદ્દેશ જો કે વ્યવહારજ્ઞાન આપવાનો છે પણ તે સાથે તે એક કથાગ્રન્થ પણ છે, એટલે ઉદ્દિષ્ટ વસ્તુ સાથે ઝાઝો સંબંધ ન હોય એવી વાર્તાઓ પણ પોતાના વાચકોના આનંદ માટે આપવાનો મોહ

તેનો કર્તા જતો કરી શકતો નથી. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' જેવી મુકાબલે પછીના સમયની પાઠપરંપરામાં તો એ વસ્તુ ધ્યાન ખેંચે એવી છે જ, પરન્તુ મૂલ (પુનર્ઘટિત) 'પંચતંત્ર'માં યે એ ખામી જોવામાં આવે છે. 'ચિત્રાંગ મૃગને અગાઉ વેઠવું પડેલું બંધન' ('વધારાની કથાઓ'માં કથાંક ૧) એ વાર્તા પારધિના પાશમાં સપડાયેલો મૃગ ઊંદરને કહે છે. એ વાર્તામાંથી કોઈ બોધ તારવવાનો નથી તેમ જ પારધિ આવી પહોંચે ત્યાર પહેલાં ઊંદર પાસે પાશ કપાવી બંધનમાંથી છૂટી જવાનું આવશ્યક હોઈ એ પ્રસંગે વાર્તા-કથન અસંગત છે. પણ એક સુન્દર કથા પોતાની રચનામાં ઉમેરી દેવાની લાલચ કર્તા રોકી શક્યો નથી એ અહીં સ્પષ્ટ છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'માંની 'વિષ્ણુનું રૂપ લેનાર વણકર અને રાજકન્યા' (૧-૫) તથા 'પ્રાપ્તવ્યમર્થનાં પરાક્રમ' (૨-૪) જેવી વાર્તાઓ માટે પણ એવું જ કહી શકાય એમ છે.

વાર્તાઓની વચ્ચે આવતાં સુભાષિતો એ કંઈ વાર્તાઓનો અનિવાર્ય ભાગ નથી. એ સુભાષિતોને કારણે કથાવેગ રોકાય છે અને કથારસના આસ્વાદમાં પણ પ્રત્યવાય થાય છે. પરન્તુ કર્તાનું કથયિતવ્ય અને તેનો ઉપદેશ મોટે ભાગે એ સુભાષિતો દ્વારા સ્પષ્ટ થતાં હોઈ સમગ્ર 'પંચતંત્ર'નો એ આવશ્યક ભાગ બની રહે છે. ગદ્યમાં કથા અને પદ્યમાં ઉપદેશ એ રીતે વાર્તાનું સંકલન કરવાની પદ્ધતિ આપણને 'ઐતરેય બ્રાહ્મણ'માં જોવા મળે છે. 'પંચતંત્ર'માં એ પદ્ધતિનો વિકાસ છે. બોધપ્રધાન કથાઓના સાહિત્યિક લેખનની પ્રાચીન ભારતની એ માન્ય પદ્ધતિ છે. બોધપ્રધાન કથાઓ કેવળ પદ્યમાં લખાઈ હોય એવું તો ભારતીય સાહિત્યમાં મુકાબલે ઘણું મોડું અને તે પણ અપવાદરૂપે જ બન્યું છે.

વાર્તાની અંદર વાર્તાઓ ગોઠવતી 'પંચતંત્ર'ની વસ્તુયોજનાને કારણે મૂળ કથનનો દોર પકડવાનું વાચકને માટે ઘણી વાર મુશ્કેલ બની જાય છે. 'બૃહત્કથા', 'વસુદેવ-હિંડી,' 'કાદંબરી' અને 'દશકુમા-

રચરિત' જેવા પ્રાચીન ભારતના માન્ય કથાગ્રન્થોમાં વસ્તુયોજનાની આ જ પદ્ધતિનો સ્વીકાર કરવામાં આવેલો છે. 'મહાભારત' આદિમાં પણ સમગ્ર કથાની દૃષ્ટિએ જોઈએ તો આ જ પદ્ધતિ છે. કથારસના આસ્વાદમાં બાધક થાય એવી આ જટિલ પદ્ધતિનો આશ્રય શાથી લેવામાં આવ્યો હશે એનો કોઈ ટૂંકો ને ટચ ઉત્તર આપી શકાય એમ નથી, પણ 'પંચતંત્ર'કારે તો જે સાહિત્યિક રીતિ પોતાના સમયમાં સર્વમાન્ય હતી એને અનુસરીને કથાઓની સંકલના કરી છે એ દેખીતું છે.

'પંચતંત્ર'ની પ્રાણીકથાઓમાં પાત્ર તરીકે કોઈ પ્રાણી સૌથી વધારે આવતું હોય તો તે શિયાળ છે. દુનિયાભરમાં શિયાળ લુચ્ચા પ્રાણી તરીકે જાણીતું છે, એટલે આ વસ્તુ સમજી શકાય એવી છે. 'પંચતંત્ર'માં શિયાળ જે ભાગ ભજવે છે તે પણ મુખ્યત્વે એ પ્રકારનો જ છે. સિંહ સ્વાભાવિક રીતે જ પશુઓનો રાજા છે, અને તે અનેક કથાઓમાં જાણે કે માનવ રાજાની ભૂમિકા ભજવે છે. કોઈ પણ પ્રાણી સૌથી ઓછું આવતું હોય તો તે કૂતરો છે. કૂતરાની વાર્તા માત્ર એક જ વાર આવે છે ('વિદેશમાં ગયેલો કૂતરો,' પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર,' ચોથા તંત્રની છેલ્લી વાર્તા). 'ધોબીનાં બે પશુ— કૂતરો અને ગધેડો' એ 'હિતોપદેશ'ની વાર્તામાં (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૩૧) પણ કૂતરો એક પાત્ર તરીકે આવે છે. ગધેડો હંમેશાં મૂર્ખાઈનું પ્રતીક હોય છે. બગલો મિથ્યા-ધાર્મિક કપટી હોય છે. ઘોડો અને ગાય એ બે પશુઓ કોઈ પણ વાર્તામાં પાત્ર તરીકે આવતાં નથી. ગાય અને ઘોડાને આપણાં શાસ્ત્રોમાં અતિપવિત્ર ગણવામાં આવેલાં છે; એ કારણે તેમને પ્રાણી-કથાઓમાં સ્થાન આપેલું નહિ હોય? આ એક તર્ક જ છે.

આખાયે ગ્રન્થમાં પશુપક્ષીઓને માણસના જેવું આચરણ કરતાં વર્ણવવામાં આવ્યાં છે તે કારણે એક વિશિષ્ટ કુતૂહલનો રસ સાદ્યન્ત બાપી રહે છે. ઇસપની વાર્તાઓમાં પશુઓ આવે છે ખરાં,

પણ તેમાં માનવભાવારોપણ આટલું ઊંડું નથી. એના કારણરૂપે કેટલાક વિદ્વાનોએ એવો તર્ક કર્યો છે કે એ માનવભાવારોપણ હિન્દુઓની પુનર્જન્મવિષયક માન્યતાને આભારી છે આ તર્કની યથાર્થતા વિષે કોઈ અભિપ્રાય આપી શકાય એમ નથી પણ 'પંચતંત્ર'ની કથાઓ એક સળંગ સૂત્રથી જોડાયેલી છે અને છૂટક કથાઓ ઉપરાંત સળંગ રચનારૂપે પણ તેમનું એક વિશિષ્ટ સ્થાપત્ય છે, જે પ્રત્યેક વાર્તાના બોધ સાથે સુસંગત હોવા છતાં તેથી જુદું જ છે; ઈસપની વાર્તાઓમાં એવું નથી એ કારણે પણ 'પંચતંત્ર'ની વાર્તાઓમાં પશુપક્ષીઓમાં માનવભાવારોપણ વધારે ગાઢ છે

અહીં તો પશુપક્ષીઓ જીવનના અનેક ઐહિક અને ધાર્મિક પ્રશ્નો વિષે લાંબી ચર્ચાઓ કરે છે તથા એ ચર્ચાઓના પરિણામે માનવ જેવું જ આચરણ કરે છે ઉદાહરણ તરીકે, શિયાળ સેવકના અને સ્વામીના ધર્મોનું નિરૂપણ કરે છે (પૃ ૨૦–૨૨, ૨૫–૨૭), સસલા રાજધર્મનો ઉપદેશ કરે છે (પૃ. ૭૮–૮૯), માકણ અતિથિ-ધર્મનાં લક્ષણો ગણાવે છે (પૃ. ૮૮–૮૯), શિકારનું ભક્ષણ કરતાં પહેલાં સિંહ સ્નાન અને દેવપૂજા માટે નદીએ જાય છે (પૃ ૧૨૯), કાગડાઓ સંધિવિગ્રહાદિનાં શાસ્ત્રસંમત ચર્ચા કરે છે (પૃ ૨૧૯–૩૨), બિલાડો તપસ્વી બનીને ધર્મોપદેશ કરે છે (પૃ ૨૪૧–૪૨) બગલો પોતાના વચનના સમર્થનમાં જ્યોતિષવિદ્યાના આધાર આપે છે (પૃ. ૭૩–૭૪), ઊંદર દરિદ્રતાના દોષો વર્ણવે છે (પૃ ૧૮૭–૮૯), અને ગધેડો ગાયનવિદ્યાના મૂળતત્ત્વોનું જ્ઞાન અભિમાનપૂર્વક પ્રકટ કરે છે (પૃ ૩૫૧)! વ્યવહારજ્ઞાનના ગંભીર ઉપદેશ સાથે સતત અનુસ્યૂત રહેતા આ નર્મનો સુમેળ સાધવામાં 'પંચતંત્ર'કારની કલાનો એક મોટો વિજય રહેલો છે.

'પંચતંત્ર'ની ભાષા સાદી છતાં શિષ્ટ અને છટાદાર છે. એની ગદ્યશૈલીમાં એક અનોખી રમણીયતા અને પ્રસાદ છે. એમાના શ્લોકો વિવિધ સ્થાનોએથી કરેલો એક સંગ્રહ છે, પણ તેમાં

પણ એક ચોક્કસ દૃષ્ટિ રહેલી હોવાને કારણે તે સાચા અર્થમાં સુભાષિતો બની રહે છે. મોટા ભાગનાં સુભાષિતો સરળ અનુષ્ટુપમાં છે, છતાં કેટલાંક વસન્તતિલકા, શાર્દૂલ અને સ્રગ્ધરા જેવાં લાંબાં વૃત્તોમાં પણ છે. જો કે તેમની સંખ્યા મુકાબલે ઘણી ઓછી છે. જ્યાં શ્લેષો આવે છે ત્યાં પણ તે ક્લિષ્ટ નહિ, પરન્તુ આહ્લાદક બને છે.

પોતાની સરળ ગદ્યશૈલીમાં 'પંચતંત્ર'કાર પ્રસંગાનુસાર સારું વૈવિધ્ય આણે છે. 'જૂ અને માકણ'ની વાર્તા ( પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર', ૧–૯) માં ગંભીર શૈલીનો પ્રયોગ કરીને તેણે એક પ્રકારનો હાસ્યરસ નિષ્પન્ન કર્યો છે. આ જ વસ્તુ 'ગળીથી રંગાયેલો શિયાળ' ( પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર', ૧–૧૦ ) એ વાર્તામાં પણ જોવામાં આવે છે. ત્રીજા તંત્રમાં કાગડાઓનો રાજા પોતાના મંત્રીઓ સાથે સંધિવિગ્રહ સંબંધી લાંબી ચર્ચા કરે છે ત્યાં કથાનાં પાત્રોને ભૂલી જઈને જાણે કે રાજનૈતિક દાવપેચની ગંભીર ચર્ચા વાંચતા હોઈએ એવો ભાસ થાય છે. સંવાદોમાં 'પંચતંત્ર'કાર હાસ્ય-કટાક્ષના ચોટદાર પ્રયોગો પણ કરે છે.

અને સૌથી વધારે તો, પોતાનાં સારાંનરસાં બધાં જ પાત્રો પ્રત્યેનું, માત્ર મહાકવિઓમાં નજરે પડે છે એવું, અદ્ભુત તાટસ્થ્ય 'પંચતંત્ર'કારમાં છે.

આમ અનેક રીતે જોતાં 'પંચતંત્ર' એ સમગ્ર ભારતીય સાહિત્યની સૌથી ગણનાપાત્ર અને ગુણવત્ કૃતિઓ પૈકીની એક છે.

[ ૬ ]

## 'પંચતંત્ર'નું ચિરંજીવિત્વ

પણ 'પંચતંત્ર'નું ચિરંજીવિત્વ તે એક સુન્દર સાહિત્યકૃતિ છે અથવા રાજનીતિશાસ્ત્રનો એક સરળ અને સુબોધક ગ્રન્થ છે એ વસ્તુ ઉપર માત્ર નિર્ભર નથી. રાજનીતિશાસ્ત્ર વિશેના 'પંચતંત્ર'

કરતાં વધારે શાસ્ત્રીય, માહિતીપૂર્ણ અને દરેક રીતે ચઢિયાતા ગણી શકાય એવા ગ્રન્થો ભારતીય સાહિત્યમાં મોજૂદ છે. વળી આજે જ્યારે રાજાશાહી દ્રાવણપાત્રમાં નંખાઈ રહી છે ત્યારે એ પ્રકારના ગ્રન્થો બહુ તો ઐતિહાસિક અગત્યના બની રહે છે. કેવળ સાહિત્યિક સૌન્દર્યની દૃષ્ટિએ જોઈએ તો 'પંચતંત્ર' કરતાં ઉચ્ચતર ગુણવત્તાવાળા સંખ્યાબંધ કથાગ્રન્થો સંસ્કૃત સાહિત્યમાં વિદ્યમાન છે. કોઈ ઊંડુ તત્ત્વજ્ઞાન કે વ્યાપક જીવનદર્શન પણ 'પંચતંત્ર'માં છે એમ કહી શકાશે નહિ.

તો લગભગ દોઢ સહસ્રાબ્દી થતાં માત્ર હિન્દમાં જ નહિ, પણ જાતિ કે પંથના ભેદભાવ વિના જગતભરના તમામ સુધરેલા દેશોમાં 'પંચતંત્ર'ની પ્રતિષ્ઠા થઈ, અને કેવળ ધર્મગ્રન્થોને માટે શક્ય ગણાય એટલો મ્હોળો પ્રચાર તેનો થયો એ વસ્તુ શાને આભારી છે ? અને ભવિષ્યમાં પણ તે લાંબો સમય ટકશે તે શાને લીધે ? આપણા દેશમાં પણ ઉપનિષદો તથા 'રામાયણ' અને 'મહાભારત'ની સાથે ઉદ્બોધક ગ્રન્થ તરીકે 'પંચતંત્ર' અને 'હિતોપદેશ'ને ગણાવવામાં આવે છે એનું કારણ શું ? 'પંચતંત્ર'ની આ અપૂર્વ લોકપ્રિયતા અને બોધકતાનું રહસ્ય એના સાદા પણ જીવનલક્ષી ઉપદેશમાં તથા એના એક રીતે વિલક્ષણ કહી શકાય એવા સાહિત્યસ્વરૂપમાં રહેલું છે.

## 'પંચતંત્ર'નું ઉપદેશરહસ્ય

'કથામુખ'ના શબ્દો પ્રયોજીને કહીએ તો, 'શાસ્ત્રવિમુખ અને વિવેકહીન' જનોને 'પ્રતિબોધ' પમાડવા માટે આ 'પંચતંત્ર' નામનું નીતિશાસ્ત્ર પ્રવર્ત્યું' છે. એમાં રાજનીતિનો, સાદી સમજનો કે વ્યવહાર-જ્ઞાનનો ઉપદેશ કરવામાં આવ્યો છે, પણ તે એવી રીતે કે જેથી મનુષ્યની સ્વાભાવિક વૃત્તિઓ ઉચ્ચ માર્ગે વિકાસ કરવા તરફ વળે.

'કથામુખ'માંનો વિષ્ણુશર્મા મૂર્ખ રાજપુત્રોને નીતિવિદ્ બનાવવાની પ્રતિજ્ઞા કરે છે. મૂર્ખ મનુષ્યોમાં સ્વાભાવિક જણાતી નિદ્રા, પ્રમાદ, ભય, શોક, વિષાદ આદિ તામસિક વૃત્તિઓને કેમ દૂર કરવી અને તેમને સ્થાને સતત જાગૃતિ, અપ્રમાદ, નિર્ભયતા, આનંદ અને

પ્રસાદની વૃત્તિઓને કેમ દૃઢમૂલ કરવી એના માર્ગ તરફ 'પંચતંત્ર' વાંચનારને લઈ જાય છે. અલબત, 'પંચતંત્ર'કાર વાજબી રીતે જ પોતાની મર્યાદાનું અતિક્રમણ કરતો નથી. આથી 'પંચતંત્ર'માં જે નથી તે બતાવવાનો ડોળ નથી તેમ જ જે છે તેને પુષ્પિતા વાણીથી આકર્ષક બનાવવાનો મિથ્યા પ્રયાસ પણ નથી. 'પંચતત્ર' એ વ્યવહાર-શાસ્ત્ર છે, મોક્ષશાસ્ત્ર નથી. જોકે વ્યવહારશાસ્ત્ર એ મોક્ષશાસ્ત્રના—જ્ઞાનપ્રાપ્તિના ઉચ્ચતર ધ્યેય તરફ ગતિ કરવાનો સોપાનમાર્ગ છે. 'પંચતંત્ર'કારે જેમાથી સૌથી વધારે પ્રેરણા મેળવી છે એ 'મહાભારત'-માં 'વિદુરનીતિ'ના વ્યવહારશાસ્ત્ર પછી 'સનત્સુજાતીય'નું મોક્ષશાસ્ત્ર, તથા 'શાન્તિપર્વ'ના રાજધર્મ અને આપદ્ધર્મપર્વ પછી મોક્ષધર્મ-પર્વ આવે છે એ વસ્તુ ઘણી સૂચક છે. 'પંચતંત્ર'કાર પણ મનુષ્યનું ધ્યેય 'પ્રતિબોધ' છે એમ સ્વીકારે છે, અને તેને સારુ સામાન્ય મનુષ્યે પ્રથમ સંપાદન કરવા જોઈતા રાજસિક ગુણો—જાગૃતિ, પુરુષાર્થ, તેને માટે જોઈતી નિર્ભયતા, ધીટતા તથા સુખ અને આનંદ મેળવવા માટેની સતત પ્રવૃત્તિનું નિરૂપણ કરે છે તેમ જ એ સર્વ સંપાદિત કરવા માટેના 'કર્મસુ કૌશલ'નો માર્ગ તદ્દન સરળ રીતે સહેલી ભાષામાં નાનાં બાળકો પણ સમજી શકે એવી રીતે ચીંધે છે.

'પંચતંત્ર'કારનો પ્રથમ ઉપદેશ એ છે કે કોઈ પણ સંજોગોમાં, પછી ભલેને તે ગમે તેટલા નિરાશાજનક કેમ ન હોય, પુરુષાર્થ તો કરવો જ, એટલું જ નહિ, પણ પૂર્ણપણે કરવો. 'પંચતંત્ર'નાં મુખ્ય પાત્રો પોતપોતાના ગજા પ્રમાણે પુરુષાર્થ તો કર્યા જ કરે છે, અને સતત કાર્યરત રહે છે. પરિણામે થાય છે એ પુરુષાર્થીઓની સરસાઈ. એમાં જેનો પુરુષાર્થ વધુ જાગ્રત અને બલવત્તર હોય તેને કર્તા વિજય અપાવે છે. આમ છતાં પુરુષાર્થ પણ કેટલીક વાર નિષ્ફળ જાય છે એ વસ્તુ 'પંચતંત્ર'કારની દૃષ્ટિ બહાર નથી. તેથી ઘણીયે વખત "કોઈથી ન રક્ષાયેલું હોય છતાં દૈવથી રક્ષાયેલું હોય તે પ્રાણી જીવે છે; સારી રીતે રક્ષાયેલું હોય છતાં દૈવથી હણાયેલું હોય તે

વિનાશ પામે છે; વનમાં છોડી દેવામાં આવેલ અનાથ વ્યક્તિ પણ જીવે છે અને ઘરમાં પ્રયત્નપૂર્વક સાચવવા છતાં નાશ પામે છે" (પહેલું તંત્ર, શ્લો. ૨૦–૩૨૩; પાંચમું તંત્ર, શ્લો. ૪૪)–એમ તે કહે છે. બીજા તંત્રમાં 'વણુકર અને ભાગ્યદેવતા'ની વાર્તામાં પણ તે એ જ દૈવનું સામર્થ્ય દર્શાવે છે. પરન્તુ મનુષ્યનો સંપૂર્ણ કાબુ પુરુષાર્થ ઉપર રહી શકે છે, દૈવ ઉપર નહિ. તેથી પુરુષાર્થને 'પંચતંત્ર'કાર ખૂબ મહત્ત્વ આપે છે.

'પંચતંત્ર'કારનો બીજો ઉપદેશ છે પ્રેમ. કેવળ સ્નેહના તંતુથી બંધાયેલી નિઃસ્વાર્થ મૈત્રીને તે અમૂલ્ય ગણે છે. એટલા જ માટે કાગડા અને ઊંદર જેવા પરસ્પરના સ્વાભાવિક શત્રુઓ વચ્ચે પણ માત્ર સત્પુરુષો જ કરી શકે એવી નિઃસ્વાર્થ મૈત્રી તે બંધાવે છે, તેમની પાસે બીજા મિત્રોને સહાય કરાવે છે, પણ તેમની મૈત્રીનો નિઃસ્વાર્થ ભાવ સહેજ પણ દૂષિત ન થાય માટે એ બન્નેને માત્ર સેવા કરતા જ દેખાડે છે, સ્વીકારતા નહિ. શુદ્ધ મૈત્રીને તે રત્ન સાથે સરખાવે છે તથા 'જે મનુષ્ય મિત્રો કરે છે અને તેમની સાથે નિષ્કપટભાવથી વર્તે છે તે કોઈ રીતે પરાભવનું દુઃખ પામતો નથી' (તંત્ર ૨, શ્લો. ૧૮૫)–એમ કહીને મૈત્રીની યોગ્ય પ્રતિષ્ઠા કરે છે.

'પંચતંત્ર'કારનો ત્રીજો ઉપદેશ છે સતત જાગૃતિ. પહેલા તંત્રમાં પિંગલક અથવા સંજીવકે પૂરતી જાગૃતિ રાખી હોત તો જે દુઃખાન્ત નાટક ભજવાયું તે અસંભવિત બનત, અને નિર્દોષ તથા ભોળા સંજીવકનો વધ અટકી જાત. બીજા તંત્રમાં સાવધ રહેતા મિત્રોનો વિજય અને થોડીક ગફલત ખાનાર પારધિનો પરાજય વર્ણવ્યો છે. ત્રીજા તંત્રમાં તો ઘુવડોને ખરેખર 'ઉલ્લૂ' જ બનાવી દીધા છે. ચોથા તંત્રમાં વાંદરો અતિ ભયાનક અવસ્થામાંથી પણ જાગૃતિને બળે પોતાની જાતને ઉગારી લે છે, જ્યારે આખુંયે પાંચમું તંત્ર જાગૃતિના અભાવથી ઉત્પન્ન થતા દોષોનો ખ્યાલ આપે છે. 'અવિશ્વાસુનો વિશ્વાસ કરવો નહિ અને વિશ્વાસુનો પણ વિશ્વાસ કરવો નહિ' એ શ્લોક

(તંત્ર ૨, શ્લો, ૬૯; તંત્ર ૪, શ્લો. ૧૩) તથા તેને મળતા શ્લોકો (તંત્ર ૧, શ્લો. ૧૧૪–૧૫; તંત્ર ૩, શ્લો. ૧, ૬૨; તંત્ર ૪, શ્લોક ૩૫, ૩૭) 'પંચતંત્ર'માં ઠેરઠેર વેરાયેલા પડ્યા છે, ત્યાં અવિશ્વાસ આ જાગૃતિના અર્થમાં છે. વ્યાવહારિક વિવેકબુદ્ધિનો 'પંચતંત્ર'નો જે કેન્દ્રસ્થ બોધ છે તેની સાથે એ જ અર્થ સુસંગત છે. મનુષ્ય જાગ્રત હોય તો જ મિત્ર કુટિલ છે કે સરળ, સ્રી સારી છે કે ખરાબ, સલાહકારો સીધે રસ્તે લઈ જનારા છે કે આડે રસ્તે દોરનારા અથવા ડાહ્યા છે કે મૂર્ખ એની સમજ પડે. સંક્ષેપમાં 'પંચતંત્ર'કારના કથન મુજબ, બુદ્ધિને એટલી ધારદાર, તેજસ્વી અને સર્વગ્રાહી બનાવવી જોઈએ કે જેથી તે સઘળી બાબતોમાં મૌલિક રીતે વિચાર કરતી, અને નહિ કે પરપ્રત્યયનેય થાય.

'પંચતંત્ર'કારનો ચોથો ઉપદેશ એ છે કે ધન પેદા કરો, સુખ ભોગવો, પણ એ સાથે એકલપેટા અને અતિલોભી ન થશો. પહેલા તંત્રમાં 'બ્રાહ્મણો અને ચોર'ની વાર્તામાં ચોર બનેલા પંડિત બ્રાહ્મણનો આત્મભોગ વર્ણવ્યો છે. બીજા તંત્રમાં 'અતિલોભી શિયાળ'ની વાર્તામાં અતિતૃષ્ણાનાં વિષમ પરિણામ વર્ણવ્યાં છે. એ જ તંત્રમાં (શ્લો. ૧૫૧) દાન, ભોગ અને નાશ એ ધનની ત્રણ ગતિઓ બતાવીને ધનનો સદુપયોગ કરવાનું દર્શાવ્યું છે તથા માત્ર સંઘરા માટે થતું ધનોપાર્જન દુઃખકારી હોવાનું ગુપ્તધન અને ઉપભુક્તધન એ પાત્રોની તુલના દ્વારા (પૃ. ૨૦૪–૫) કહ્યું છે. પાંચમું તંત્ર 'અપરીક્ષિતકારક' એ જેમ અજાગૃતિનાં કુપરિણામ દર્શાવનારું છે તેમ માત્ર લોભ, લોભ અને લોભ તથા એકલપેટાપણાની વિષમ પરિણતિ બતાવનારું પણ છે. લોભથી મનુષ્યની બુદ્ધિ ધૂંધળી થાય છે ('લોભવશ પુરુષ ધનને જુએ છે, પણ આપત્તિને જોતો નથી; બિલાડો દૂધ જુએ છે, પણ લાકડીનો માર જોતો નથી.' તંત્ર ૩, શ્લો. ૧૪૧), તેની વિચારશક્તિનો નાશ થાય છે અને પરિણામે ગમે ત્યારે સર્વનાશ જેવી આપત્તિ આવી પડે છે. પાંચમા તંત્રમાંની ભારંડ પક્ષીની વાર્તા સારી

વસ્તુ એકલા નહિ ભોગવવાનો—એકલપેટા નહિ બનવાનો ઉપદેશ આપે છે.

ઉપર્યુક્ત સર્વ ઉપદેશોને આવરી લેતી એક વસ્તુ, જેને લીધે પુરુષાર્થ, મૈત્રી, જાગૃતિ કે અલોભતા ઉપર સતત સ્થિર રહી શકાય તે ધારણાશક્તિ ઉપર આખા ગ્રન્થમાં પહેલેથી છેલ્લે સુધી ભાર મૂકેલો છે. એને માટે 'પંચતંત્ર' કહે છે: "નીચ પુરુષો વિઘ્નના ભયથી કાર્યનો આરંભ જ કરતા નથી, મધ્યમ પુરુષો પ્રારંભ કર્યા પછી વિઘ્ન આવતાં અટકી જાય છે, પરન્તુ હજારો વિઘ્નો વડે અવરોધાવા છતાં ઉત્તમ પુરુષો આરંભેલા કાર્યનો ત્યાગ કરતા નથી (તંત્ર ૩, શ્લો. ૧૭૯)....કરજનો શેષ, અગ્નિનો શેષ, તેમ જ શત્રુનો શેષ ફરી ફરીને વૃદ્ધિ પામે છે, માટે એટલી વસ્તુઓનો શેષ રહેવા દેવો નહિ" (એ જ, શ્લો. ૧૭૭) એ જ ધારણાશક્તિનો આશ્રય કરીને સમય પારખી નિષ્ક્રિય રહેવું (એ જ, શ્લો. ૧૭૨–૭૪–૭૫) અને જરૂર પડ્યે વિદ્યુત્‌ગતિથી કાર્ય કરવું (એ જ, શ્લો. ૧૭૦–૭૧), એ પણ ગ્રન્થકારે બતાવ્યું છે.

પણ ધારણાશક્તિ હોવી જોઈએ એમ કહ્યાથી તે કંઈ આવી જતી નથી, એટલે તે કેળવવાનો ઉપાય પણ ગ્રન્થકારે બતાવ્યો છે. ચાલુ પરિસ્થિતિથી અસંતોષ–અસ્વસ્થતા પેદા થાય તો જ માનવીના મનમાં રહેલી સુષુપ્ત ધારણાશક્તિ જાગ્રત થાય; પછી તે અસંતોષ ગમે તે કારણથી, ગમે તે અવસ્થામાં અને ગમે તે સિદ્ધ કરવા માટે થયો હોય. એમ અનેકવિધ રીતે ધારણાશક્તિ ઉત્પન્ન કરનાર અસંતોષ–અસ્વસ્થતા–વ્યાકુળતાનું સૂચન ગ્રન્થકારે કર્યું છે. જેમકે –ધનને માટે (વર્ધમાન વાણિયો, અવિચારી વાળંદ, ચક્રધર બ્રાહ્મણ), સત્તા માટે (દમનક શિયાળ), ઉચ્ચ કોટિની મૈત્રી માટે (લઘુપતનક કાગડો), વૈરતૃપ્તિ અર્થે (મેઘવર્ણનો મંત્રી સ્થિરજીવી), પ્રાણાન્તિક સંકટમાંથી બચવા માટે (મગરના પંજામાં ફસાયેલો વાંદરો), એમ આખાયે ગ્રન્થમાં અનેક નિમિત્તે હજીયે આગળ વધો, હજીયે કંઈક કરો, એવું ઉદ્‌બોધન ગ્રન્થકારે કર્યું છે. એને અલ્પ સિદ્ધિથી સંતોષ

નથી; પહેલા તંત્રમાં કરટક (આળસુ તામસિક ભાવ) અને દમનક (મહત્ત્વાકાંક્ષી રાજસી ભાવ) ના સંવાદમાં આ વસ્તુ અત્યંત સ્પષ્ટ કરવામાં આવેલી છે.

પરન્તુ કોઈ પણ ગ્રન્થનો ઉપદેશ ગમે તેવો હોય છતાં તે માનવચિત્તને આકર્ષક લાગે એવા સ્વરૂપમાં રજૂ થયો હોય તો જ લોકપ્રિય થાય છે. આ દષ્ટિએ જોતાં 'પંચતન્ત્ર'કારે જગત-સાહિત્યમાં અપૂર્વ એવી સિદ્ધિ પ્રાપ્ત કરી છે. આ જ વસ્તુ કેવળ સામાન્ય નીતિના ઉપદેશરૂપે મૂકવામાં આવી હોત તો કદાચ કંટાળા-જનક થઈ પડત, પરન્તુ વાર્તાઓ—તેમાંયે મુખ્યત્વે પશુપક્ષીઓની વાર્તાઓના ચોકઠામાં એ બોધ ઢાળ્યો હોવાને કારણે, આગળ કહ્યું છે તેમ, ઉપદેશની સાથે એક વિશિષ્ટ કુતૂહલનું તત્ત્વ સાદ્યન્ત અનુસ્યૂત રહે છે, અને વિષયને જીવંત, રસપ્રદ અને ચેતનભર્યો બનાવે છે. દુનિયાના બીજા કોઈ દેશના વ્યવહારબોધક ગ્રન્થનું સાહિત્યસ્વરૂપ આ પ્રકારનું નથી, અને એ વસ્તુએ 'પંચતન્ત્ર'ના બહોળા પ્રચારમાં અને તેની ચિરંજીવિતામાં મોટો ફાળો આપ્યો છે એ ચોક્કસ છે (ઇસપની વાર્તાઓનું સ્વરૂપ આ પ્રકારનું છે ખરું. પણ એમાં બધી જ વાર્તાઓ એકબીજાથી તદ્દન અલગ હોઈ 'પંચતંત્ર'માં છે એવી સળંગ સંકલનાનો અભાવ છે).

વળી અંતરંગમાં જોઈએ તો, અશક્ય આદર્શો રજૂ કર્યા સિવાય સમાજના સામાન્ય મનુષ્યને લક્ષ્યમાં રાખીને 'પંચતંત્ર' ઉપયોગી વ્યવહારબોધ આપે છે. કોઈથી છેતરાવાની એ ના પાડે છે, 'શઠં પ્રતિ શાઠ્યમ્' આચરવામાં એને વાંધો નથી, પણ એનો ઉદ્દેશ તો જડતાનો ત્યાગ—સત્ત્વસંશુદ્ધિ છે. અને જીવનનાં તાત્ત્વિક મૂલ્યોને દષ્ટિ સમક્ષ રાખીને એ સિદ્ધ કરવા માટેની ઉચિત ભૂમિકા પ્રાપ્ત કરવાનો માર્ગ તે સાદી રીતે પ્રબોધે છે.

'પંચતંત્ર'ની ચિરંજીવિતા મુખ્યાંશે આ વસ્તુઓમાં રહેલી છે.

**ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા**

# ઉપોદ્‌ઘાતની પૂર્તિ

## અજ્ઞાત કવિકૃત 'પંચાખ્યાન રાસ'

પૃ. ૩૮-૬૭ માં સંસ્કૃત અને જૂની ગૂજરાતીમાં થયેલાં પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'નાં અનુવાદાત્મક રૂપાન્તરો તેમ જ ભાષાન્તરો વિષે વિગતથી માહિતી આપી છે. એ પૃષ્ઠો છપાઈ ગયા પછી ખંભાતમાં જ્ઞાનવિમલસૂરિના ભંડારમાંથી 'પંચતંત્ર'ના એક જુદા જ જૂના ગૂજરાતી પદ્યાત્મક અનુવાદની હસ્તલિખિત પ્રત (પોથી નં. ૨૦૦, પ્રત નં. ૧૬૧૪) મુનિશ્રી કાન્તિવિજયજીના સૌજન્યથી મને મળી હતી. પ્રત અધૂરી હોઈ એનાં માત્ર દસ જ પત્ર છે. કૃતિનો અંત-ભાગ આમ અલભ્ય હોવાથી એના કર્તા તેમજ રચનાકાળ વિષે પણ કંઈ જાણવા મળતું નથી. માત્ર મંગલાચરણ ઉપરથી કર્તા જૈન છે એટલું નક્કી થાય છે. લિપિ ઉપરથી પ્રત વિક્રમના અરાઢમા સૈકામાં લખાયેલી જણાય છે, એટલે કૃતિ એ પૂર્વે રચાયેલી હોવી જોઈએ. કર્તાએ એ રચનાને શું નામ આપ્યું હશે એ પણ આપણે જાણતા નથી; ઉપર્યુક્ત ગ્રન્થભંડારની સૂચિમાં એ કૃતિનું નામ 'પંચાખ્યાન રાસ' એવું નોંધ્યું છે તે તો માત્ર એના વિષય ઉપરથી જ છે.

કૃતિ જો કે અધૂરી મળે છે, પણ એની રચના તો અવશ્ય પૂરી થયેલી હોવી જોઈએ, કેમકે 'કથામુખ'ને અંતે કર્તાએ નીચે પ્રમાણે પાંચે તંત્રોનો નિર્દેશ કરેલો છે :

પહિલઉ મિત્રભેદ અધિકાર, બીજઉ મિત્રપ્રાપતિ વિસ્તાર;
કાક-ઉલૂક ત્રીજ વિસ્વાસ, ચૂથઉ તંત્રિ લબધિપ્રણાશ;
પંચમ તંત્ર અપરીષિત જાણિ, પ્રીછયા પંચતંત્ર નિરવાણિ.

આ કૃતિનો ઉપલબ્ધ છે તે ભાગ પહેલા તંત્રની છઠ્ઠી વાર્તા -'કાગડાનું જોડું અને કાળો નાગ'ના પ્રારંભ સુધી-૩૮૧મી કડી સુધી આવીને અટકે છે. જો કે પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની જૂની વાચના-

એમાં નથી એવી એક વાર્તા આ અનુવાદમાં હોવાને કારણે એમાં પ્રસ્તુત 'કાગડાનું જોડું અને કાળો નાગ' એ વાર્તાનો ક્રમાંક છઠ્ઠો નહિ, પણ સાતમો છે. વાર્તાઓનો અનુક્રમ નીચે પ્રમાણે છે :—

કથામુખ

ખીલો ખેંચનાર વાંદરો

'ષટકર્ણો ભિદ્યતે મંત્રઃ' એ વિષય ઉપર એક કૂખડાની વાર્તા ( પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની જૂની વાચનાઓમાં આ નથી. )

શિયાળ અને દુન્દુભિ

દંતિલ શ્રેષ્ઠી અને ગોરંભ

પરિવ્રાજક અને ધુતારો

વિષ્ણુનું રૂપ લેનાર વણકર અને રાજકન્યા

કાગડાનું જોડું અને કાળો નાગ

આ અનુવાદનું મંગલાચરણ નીચે પ્રમાણે છે :—

દૂહ

શ્રીઅંબા શ્રીસારદા, શ્રીજિન શ્રીગુરુરાય;<br>
ગણધર શ્રુતધર સુકવિ કવિ, પ્રથમ નમૂં તસુ પાય. ૧

વાણી વચન અતિ સરસ રસ, દઇ જનમનરંજન દેવિ;<br>
વિઘનરહિત વિદ્યા વિસત્ર, આપિ સદા મુઝ ષેવિ. ૨

સિદ્ધ વેદ આગમ નિગમ, પ્રકરણ સ્મૃતિપુરાણ;<br>
કામ છંદ લક્ષણ ભરહ, ચોતિક વેદ પુરાણ. ૩

એહ થકી અનેક પરિ, શાસ્ત્ર તણી છઇ કોડિ;<br>
પણિ નીતિ બુદ્ધિ શાસ્ત્ર વિના, તેહનઇ લાભઇ ષોડિ; ૪

શાસ્ત્રસમુદ્ર તરવા ભણી, નીતિબુદ્ધિ છઇ નાવ;<br>
વિષ્ણુશર્મા બ્રામણિ કહિયા, પંચતંત્રના ભાવ. ૫

નહી વિદ્યા બુદ્ધિ તેતલી, કવિ મઝ કરૂ સવાદ;<br>
કાંઈ જે અક્ષર કવૂં તે ગુરુચરણ સવાદ. ૬

ચુપઇ

પાંચ આખ્યાન અછઇ જેહ માહિ, નામિઇ પંચાખ્યાન કહિવાઇ;
જાણ અજાણ જિમ પ્રીછઇ બાલ, બોલિસુ ચુપઇ માહિ રસાલ. ૭

કપોલકલપિત કલપ્યા જેહ, નરપતિ જનમનરંજન તેહ;
સુણિયો સહૂ થઈ સાવધાન, હઈઇ જિમ અતિ વાધઇ સાન. ૮

કર્તાની અનુવાદપદ્ધતિના તેમ જ તત્કાલીન ભાષાના ઉદાહરણ તરીકે પહેલા તંત્રની પહેલી વાર્તા--'ખીલો ખેંચનાર વાંદરો'–અહીં ઉતારું છું—

अव्यापारेषु व्यापारं यो नरः कर्तुमिच्छति ।
स एव निधनं याति कीलोत्पाटीव वानरः ॥

દમનક કહઇ—તે કિમ હુઇ વાત, કહુ કરટક તે માહરા ભ્રાત;
ષિત્રી એક રહઇ પુરિ જેણિ, વનિમાં ગઢ મડાવિઉ તેણિ. ૭૨
તિહાં લાકડ વહિરઇ સૂતાર, બિપુહુરે જિમવાની વાર;
કાષ્ટ વિચિ ખીલી દેઇ વલ્યા, વનિ ભમતા વાનર તિહાં મિલ્યા. ૭૩
એક દેઉલ ઉપરિ જઇ ચડઇ, એક તરૂઅર ડાલિ જઇ અડઇ;
એક લાકડિ પીલી જે જડી, તે તાણઇ એક ઉપરિ ચડી. ૭૪
તાણી હાથ મુષિ તે કરી, વાર બિવારિ તે નીસરી;
બિહુ પાટિયા વચિ અધઠામિ, કપિ ચંપાણુ મૂઉ તામ. ૭૫

દૂહ

અવ્યાપાર એહ કારણિ, છાંડે તુ ગુણવંતિ;
જેહ ન છાંડઇ જાણતાં, તે આપદ પામંતિ. ૭૬

આ રચનાની કોઈ સંપૂર્ણ પ્રત મળી આવે તો તે એક મહત્ત્વની શોધ ગણાશે, કેમકે 'પંચતંત્ર'ના બે જ જૂના ગૂજરાતી પદ્યાનુવાદો–એક રત્નસુન્દરનો અને બીજો વચ્છરાજનો—જાણવામાં આવેલા છે, તેમાં આથી એકનો ઉમેરો થાય છે.

પૃ. ૪૩, ટિપ્પણ ૨૯ માં ઉમેરોઃ किराट–कीराट શબ્દ બંગાળી ભાષામાં 'વ્યાપારી'ના તેમ જ લાક્ષણિક રીતે 'લોભી–કૃપણ'ના અર્થમાં

વપરાય છે. બંગાળીની કેટલીક બોલીઓમાં કેરેટ અને કિરેટ એવાં પણ તેનાં રૂપો છે. એક અર્વાચીન ભારતીય ભાષામાં આ શબ્દનો આ અર્થમાં પ્રચાર અહીં કરેલા પ્રતિપાદનની દષ્ટિએ ઘણો મહત્ત્વનો છે.

પૃ. ૬૮, પં. ૧૨ : 'કુમાર'માં છપાયેલી શ્રી. વાલજી ગોવિન્દજી દેસાઈની 'પંચતંત્રની વાર્તાઓ' ઉપોદ્ઘાત છપાઈ ગયા પછી સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી 'તન્ત્રકથા' એ નામે પુસ્તિકાકારે બહાર પડી છે.

---

## કથામુખ[1]

શ્રીશારદા, ગણપતિ અને ગુરુને નમસ્કાર હો! મનુ, બૃહસ્પતિ, વ્યાસ, વાલ્મીકિ આદિને નમસ્કાર હો![2] મહાકવિઓને નમસ્કાર હો!

જગતમાં સર્વ અર્થશાસ્ત્રોનો સાર અવલોકીને વિષ્ણુશર્માએ આ મનોહર શાસ્ત્ર પાંચ તન્ત્રોમાં રચ્યું છે. ૧.

---

૧. કથાસરિત્સાગર અને બૃહત્કથામંજરીમાંના પંચતંત્ર સિવાય પંચતંત્રની બીજી સર્વ પાઠપરંપરાઓ(Versions)માં કથામુખ છે. કથાસરિત્સાગર અને બૃહત્કથામંજરીમાંના પંચતંત્રમાં કૃતિ પાંચ તંત્રોમાં વહેંચાયેલી નથી તેમજ કથા કહેનાર તરીકે વિષ્ણુશર્મા પણ નથી. એમાં તો શક્તિયશા લંબકમાં (કથાસરિત્સાગર, ૪ થી આવૃત્તિ, પૃ. ૩૦૯) નાયક નરવાહનદત્તને તેનો મિત્ર અને મંત્રી ગોમુખ "પ્રાણીઓને પણ બુદ્ધિ સુખકર છે, પરાક્રમ સુખકર નથી. વળી એ ઉપર સિંહ, બળદ વગેરે જનાવરોની એક કથા કહું છું તે સાંભળો"–એમ ટૂંકી પ્રસ્તાવના કરી સંજીવક બળદ અને પિંગલક સિંહની વાર્તા (પહેલા તંત્રની મુખ્ય વાર્તા) સંભળાવવા માંડે છે.

૨. મૂળમાં नमो मनुबृहस्पतिव्यासवाल्मीकिप्रमृतिभ्यः એ પ્રમાણે છે. પાટણના શ્રીહેમચન્દ્રાચાર્ય જ્ઞાનમન્દિરમાંની પશ્ચિમ ભારતીય પંચતંત્રની આ વાચનાની સં. ૧૪૭૫ માં લખાયેલી હાથપ્રતમાં તથા પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી પાસેના સં. ૧૫૩૨ ના અરસામાં લખાયેલા ગુટકામાં આ સ્થળે નીચેનો શ્લોક છે–मनवे वाचस्पतये शुक्राय पराशरायससुताय। चाणक्याय च विदुषे नमोऽस्तु नयशास्त्रकर्तृभ्यः॥ (અર્થાત્ મનુ, બૃહસ્પતિ, શુક્રાચાર્ય, પોતાના પુત્ર વ્યાસ સહિત પરાશર તથા વિદ્વાન ચાણક્ય એ નીતિશાસ્ત્રના રચયિતાઓને નમસ્કાર હો!) પશ્ચિમ ભારતીય પંચતંત્રની જે વાચનાનું પ્રતિનિધિત્વ નિર્ણયસાગરની આવૃત્તિ ધરાવે છે તેમાં, દક્ષિણ ભારતીય પંચતંત્રમાં તથા તંત્રાખ્યાયિકામાં પણ તે શ્લોક છે. (તંત્રાખ્યાયિકામાં ચોથા ચરણમાં नयशास्त्रकर्तृभ्यः ને બદલે नृपशास्त्रकर्तृभ्यः એટલું પાઠાન્તર છે.) આથી કે

તે (વિષે) આ પ્રમાણે સાંભળવામાં આવે છે: દક્ષિણ જનપદમાં મહિલારોપ્ય[3] નામે નગર છે. ત્યાં સર્વ યાચકોના સમૂહને માટે કલ્પવૃક્ષ સમાન, મોટા રાજાઓના મુકુટમણિની પ્રભામંજરીના સમુદાય વડે જેનાં ચરણ પૂજાયેલાં છે એવો, તથા સર્વ કલાઓમાં પારંગત અમરશક્તિ નામે રાજા થયો.[4] વસુશક્તિ, ઉગ્રશક્તિ અને અનેકશક્તિ નામે તેને ત્રણ મહામૂર્ખ પુત્રો થયા હતા. હવે શાસ્ત્રવિમુખ એવા તે પુત્રોને જોઇને રાજા સચિવોને બોલાવીને કહેવા લાગ્યો, "અરે! તમે જાણો છો કે મારા આ પુત્રો શાસ્ત્રવિમુખ અને વિવેકરહિત છે. એમને જોઉં છું, એટલે આ મોટું રાજ્ય પણ મને સુખકારી થતું નથી. અથવા ખરું કહ્યું છે કે—

---

એજર્ટને પોતાના પુનર્ઘટિત (Reconstructed) પંચતંત્રના મંગલાચરણમાં આ શ્લોક સ્વીકાર્યો છે. પશ્ચિમ ભારતીય પંચતંત્રની બોમ્બે સંસ્કૃત સિરીઝની આવૃત્તિ, જે ઉપરથી આ અનુવાદ કર્યો છે તેના મંગલાચરણમાંનું नमो मनुबृहस्पति० એ ઉપર ટાંકેલું વાક્ય એ શ્લોકને સ્થાને પાછળથી કોઇએ મૂકી દીધું હોય એ સંભવે છે. ગ્રન્થનો વિષય જોતાં એ શ્લોક અહીં હોય જ. પંચતંત્રની જુદી જુદી પાઠપરંપરાઓમાં આ સિવાય બીજા કેટલાક શ્લોકો મંગલાચરણમાં મળે છે તથા એક જ પાઠપરંપરાની વિવિધ હાથપ્રતોમાં પણ જુદા જુદા શ્લોક જોવામાં આવે છે, પણ તેની ચર્ચા અહીં પ્રસ્તુત નથી.

૩. પંચતંત્રના જર્મન અનુવાદક બેનફેના મત પ્રમાણે, આ મહિલારોપ્ય નગર તે ટોલેમીએ જેને Maliarpha કહ્યું છે તે હોવા સંભવ છે.

૪. દક્ષિણ ભારતીય પંચતંત્ર અને હિતોપદેશમાં પાટલિપુર-પાટલિપુત્રનો સુદર્શન રાજા છે. હિતોપદેશમાં એટલું વિશેષ છે કે શાસ્ત્રજ્ઞાનની મહત્તા તથા જ્ઞાન વિનાનાં યૌવનધનાદિનો અનર્થ દર્શાવનારા બે શ્લોકો રાજાએ કોઇના મુખેથી સાંભળ્યા, અને તેને પોતાના પુત્રોને ભણાવવા વિચાર થયો.

નહીં જન્મેલા, મરણ પામેલા અને મૂર્ખ એ (ત્રણ પ્રકારના) પુત્રોમાં મરણ પામેલા અને નહીં જન્મેલા પુત્રો (મૂર્ખ પુત્ર કરતાં) સારા; કારણ કે એ (બે પ્રકારના) પુત્રો સ્વલ્પ દુઃખ આપે છે, ત્યારે મૂર્ખ પુત્ર તો આખા જીવન પર્યંત બાળ્યાં કરે છે. ૨. ગર્ભસ્રાવ થઈ જાય તે સારો, ઋતુકાળમાં સ્ત્રીનો સમાગમ ન કરવો તે સારું, મરેલું સંતાન જન્મે તે સારું, કન્યા જન્મે તે સારું, સ્ત્રી વાંઝણી રહે તે સારું, અને સંતાન ગર્ભમાં જ રહે (છોડ થઈ જાય) તે સારું, પણ રૂપવાન, ધનવાન અને ગુણવાન છતાં અવિદ્વાન પુત્ર હોય તે સારું નહીં. ૩. જે વિયાય નહીં અને દૂધ આપે નહીં એ ગાય શા કામની? અને જે વિદ્વાન અને ભક્તિમાન ન હોય તે પુત્રના જન્મથી શો લાભ? ૪.

તો એમની બુદ્ધિનો પ્રકાશ થાય એવો કોઈ ઉપાય કરો. મારી આપેલી આજીવિકા ખાનારા પાંચસો પંડિતો અહીં છે. તો મારા મનોરથો સિદ્ધ થાય તેમ કરો."

એટલે એક જણ બોલ્યો, "દેવ! વ્યાકરણનું અધ્યયન બાર વર્ષે થાય. ત્યાર પછી મનુ વગેરેનાં ધર્મશાસ્ત્રો, ચાણક્ય વગેરેનાં અર્થશાસ્ત્રો અને વાત્સ્યાયન વગેરેનાં કામશાસ્ત્રો ભણાય. આવી રીતે અભ્યાસ કરતાં ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને કામશાસ્ત્ર જાણવામાં આવે છે; પછી પ્રતિબોધન–જ્ઞાન થાય છે." એટલે તેમાંનો સુમતિ નામે એક મંત્રી બોલ્યો, "દેવ! આ જીવન નાશવંત છે. શબ્દશાસ્ત્રો ઘણે લાંબે કાળે ભણી રહેવાય એવાં છે. માટે રાજકુમારોના પ્રબોધન માટે કોઈ સંક્ષિપ્ત શાસ્ત્ર વિચારો. કારણ, કહ્યું છે કે–

શબ્દશાસ્ત્ર અનંત છે, આયુષ્ય અલ્પ છે અને વિઘ્નો ઘણાં છે; માટે હંસો જેમ પાણીમાંથી દૂધ ગ્રહણ કરી લે છે તેમ, તુચ્છ વસ્તુ છોડી દઇને સાર વસ્તુ ગ્રહણ કરવી. ૫.

સકલ શાસ્ત્રોમાં પારંગત તથા વિદ્યાર્થીસમૂહમાં કીર્તિ પ્રાપ્ત કરનાર વિષ્ણુશર્મા નામે બ્રાહ્મણ અહીં છે. આ રાજકુમારો આપ તેમને સોંપો. તે તેમને ત્વરાપૂર્વક બુદ્ધિશાળી બનાવશે !"

રાજાએ આ સાંભળીને વિષ્ણુશર્માને બોલાવીને કહ્યું, "ભગવન્! મારા ઉપર અનુગ્રહ કરવા માટે આપ આ રાજકુમારો અર્થશાસ્ત્રના વિષયમાં નિપુણ થાય તેમ કરો. હું આપને સો શાસન–દાન આપીશ."

વિષ્ણુશર્માએ રાજાને કહ્યું, "દેવ! મારું તથ્ય વચન સાંભળો. સો શાસનને ખાતર પણ હું વિદ્યાવિક્રય નહીં કરું. પણ જો આ તમારા પુત્રોને છ માસમાં નીતિશાસ્ત્રજ્ઞ ન બનાવું તો મારા નામનો હું ત્યાગ કરીશ."[૫]

હવે, સચિવો સહિત તે રાજા બ્રાહ્મણની એ અસંભાવ્ય પ્રતિજ્ઞા સાંભળીને હર્ષિત તથા વિસ્મિત થયો, તથા આદર-

---

૫. તન્ત્રાખ્યાયિકામાનો વિષ્ણુશર્મા એંશી વર્ષનો વૃદ્ધ છે. તે કહે છે કે–મારો આ વચનસિંહનાદ સાંભળો. હું ધનલોભી નથી તેમજ આ મારે માટે વિષયોપભોગનો કાળ પણ નથી. પણ જો હું છ માસમાં તમારા પુત્રોને નીતિનિપુણ ન બનાવું તો તમે મને હાંકી મૂકજો (ततो ममार्हसि मार्गसन्दर्शनेन हस्तशतं अपक्रामयितुमिति । પૃ. ૨). પૂર્ણભદ્રે પશ્ચિમ ભારતીય પંચતંત્ર અને તંત્રાખ્યાયિકા એ બન્નેનો ઉપયોગ પોતાના પંચાખ્યાનમાં કર્યો છે; આથી તેના કથામુખમાં આ સ્થળે એ બન્ને પૂર્વકાલીન કૃતિઓનાં અવતરણ છે. પંચાખ્યાનમાંનો વિષ્ણુશર્મા તંત્રાખ્યાયિકા તથા પશ્ચિમ ભારતીય પંચતંત્રની રીતે એકની એક વાત બે વાર કહે છે (પૃ. ૧-૨).

પૂર્વક એ કુમારો તેને સોંપીને પરમ સુખ પામ્યો. વિષ્ણુશર્મા પણ કુમારોને પોતાની સાથે લઇ ગયો, તથા મિત્રભેદ, મિત્રસંપ્રાપ્તિ, કાકોલૂકીય, લબ્ધપ્રણાશ અને અપરીક્ષિતકારક એ પાંચ તંત્રો[૬] તેઓને માટે રચીને તેમને ભણાવ્યાં. રાજપુત્રો પણ તે ભણીને છ માસમાં નીતિનિપુણ થયા. ત્યારથી માંડીને આ પંચતંત્ર નામનું નીતિશાસ્ત્ર બાલાવબોધન (અજ્ઞાન મનુષ્યો અથવા બાળકોના બોધ) માટે પૃથ્વી ઉપર પ્રવર્ત્યું. વધારે શું કહેવું ?

જે આ નીતિશાસ્ત્રનો નિત્ય અભ્યાસ કરે છે તથા સાંભળે છે તે ઇન્દ્રથી પણ કદાપિ પરાભવ પામતો નથી. ૬.

---

૬. પૂર્ણભદ્રના પચાખ્યાનમાં તંત્રોનાં નામ આ પ્રમાણે જ છે; માત્ર એક પાંચમા તંત્રનું નામ 'અપરીક્ષિતકારક'ને બદલે 'અપરીક્ષિતકારિત્વ' છે. ત્રીજા તંત્રનું નામ એમાં 'સંધિવિગ્રહાદિસંબન્ધં કાકોલૂકીયં' આપ્યું છે. તંત્રાખ્યાયિકામાં તંત્રોનાં નામ મિત્રભેદ, મિત્રપ્રાપ્તિ, સંધિવિગ્રહ નામ કાકોલૂકીય, લબ્ધનાશ અને અપરીક્ષિતકારિત્વ એ પ્રમાણે છે. દક્ષિણ ભારતીય પંચતંત્રમાં મિત્રભેદ, સુહૃલ્લાભ, સંધિવિગ્રહ, લબ્ધનાશ અને અસંપ્રેક્ષ્યકારિત્વ એ પ્રમાણે છે. હિતોપદેશના કર્તાએ પંચતંત્રના વસ્તુનો વિનિયોગ સ્વતંત્ર રીતે કર્યો છે એટલું જ નહીં પણ કેટલુંક નવું વસ્તુ પણ ઉમેર્યું છે. તેણે પોતાની કૃતિને પાચ નહીં પણ ચાર વિભાગોમાં વહેંચી છે. અને તે ચાર વિભાગોનાં નામ મિત્રલાભ, સુહૃદ્ભેદ, વિગ્રહ અને સંધિ એવાં રાખ્યાં છે. પુનર્ઘટિત પંચતંત્રમાં તંત્રોનાં નામ તંત્રાખ્યાયિકા પ્રમાણે છે.

## પહેલું તંત્ર–મિત્રભેદ

### સિંહ અને બળદ (મુખ્ય કથા)[1]

હવે, મિત્રભેદ નામે પહેલા તંત્રનો આરંભ થાય છે, જેનો પહેલો શ્લોક આ છે—

વનમાં વસતા સિંહ અને બળદનો ગાઢ અને વધતો જતો સ્નેહ દુષ્ટ અને અતિલોભી શિયાળે તોડાવ્યો હતો. ૧.

એ વસ્તુ આ પ્રમાણે સાંભળવામાં આવે છે: દક્ષિણ જનપદમાં મહિલારોપ્ય નામે નગર છે. ધર્મ–નીતિથી વિપુલ વૈભવ જેણે મેળવ્યો હતો એવો વર્ધમાન નામે વણિકપુત્ર ત્યાં રહેતો હતો. તેને એકવાર વિચાર થયો કે–"પુષ્કળ ધન હોય તો પણ વધારે ધન પેદા કરવાના ઉપાયો વિચારવા જોઇએ અને કરવા જોઇએ. કારણ, કહ્યું છે કે—

એવી કોઈ વસ્તુ નથી જે ધનથી સિદ્ધ ન થાય. માટે બુદ્ધિમાન પુરુષે પ્રયત્નપૂર્વક એકમાત્ર ધનનું સંપાદન કરવું જોઇએ. ૨. જેની પાસે ધન હોય છે તેને મિત્રો મળે છે, જેની પાસે ધન હોય છે તેની સાથે સગાંઓ સંબંધ રાખે છે, જેની પાસે ધન હોય છે તે આ લોકમાં પુરુષ કહેવાય છે, અને જેની પાસે ધન હોય છે તે પંડિત કહેવાય છે. ૩. ધનની ઇચ્છાવાળા મનુષ્યોએ–યાચકોએ ધનવાનોના વિષયમાં ન ગાયેલી એવી કોઈ વિદ્યા, કોઈ દાન, કોઈ શિલ્પ કે કોઈ કલા નથી. અર્થાત્ યાચકો ધનવાનોની સ્તુતિ કરતાં તેમને સર્વગુણસંપન્ન તરીકે વર્ણવે છે. ૪.

---

૧. કથાસરિત્સાગર કથાંક ૮૪ (પૃ૦ ૩૦૯–૧૫), બૃહત્કથામંજરી પૃ. ૫૬૧-૭૨. હિતોપદેશમાં આ કથા સુહૃદ્ભેદ નામના બીજા વિભાગમાં આવે છે.

આ લોકમાં પરાયો માણસ પણ ધનિકોનો સ્વજન થઈ પડે છે; અને દરિદ્રોને માટે સ્વજન પણ તે જ ક્ષણથી દુર્જન થઈ પડે છે. ૫. પર્વતો ઉપરથી નીકળેલી તથા આગળ જતાં એકત્ર થઈને વૃદ્ધિ પામેલી નદીઓથી જેમ લોકોની સર્વ ક્રિયાઓ પ્રવર્તે છે, તેમ વૃદ્ધિ પામેલાં અને એકત્ર થયેલાં ધન વડે પણ સર્વ ક્રિયાઓ પ્રવર્તે છે. ૬. અપૂજ્યની પણ જે પૂજા કરવામાં આવે છે, અગમ્યની પાસે પણ જે જવામાં આવે છે તથા અવંદ્યને પણ જે વંદન કરવામાં આવે છે તે ધનનો પ્રભાવ છે. ૭. ખોરાકથી જેમ ઇન્દ્રિયો કાર્ય કરતી બને છે તેમ ધનથી સર્વ કાર્યો થાય છે; એ કારણથી ધનને સર્વસાધન-સર્વ વસ્તુ સિદ્ધ કરનાર તરીકે વર્ણવવામાં આવે છે. ૮. ધનની ઇચ્છાવાળા આ જીવલોકનાં મનુષ્યો સ્મશાનમાં પણ રહે છે; અને પોતાનો પિતા પણ જો નિર્ધન હોય તો તેનો દૂરથી જ ત્યાગ કરીને ચાલ્યાં જાય છે. ૯. જેમની વય વીતી ગઈ હોય એવા પુરુષો પણ જો ધનવાન હોય તો તરુણ દેખાય છે, અને જેઓ ધનહીન હોય છે તેઓ યુવાવસ્થામાં પણ વૃદ્ધ બની જાય છે. ૧૦.

ભિક્ષા, રાજાની સેવા, ખેતી, વિદ્યોપાર્જન, ધીરધાર અથવા વેપાર એ પ્રમાણે છ ઉપાયોથી એ ધન મનુષ્યોને મળે છે. આ સર્વમાં પણ વેપારથી થતો ધનલાભ ઉત્તમ પ્રકારનો છે. કારણ, કહ્યું છે—

કેટલાકોએ ભિક્ષા માગી, પણ અરેરે! રાજા તેમને ઉચિત દાન આપતો નથી; ખેતી અનાવૃષ્ટિને કારણે બગડી જાય છે; સેવા કરવાની રીતિ અતિ ગહન છે; બીજાના

હાથમાં ગયેલી ધનની થેલી તેને જ પચવાને પરિણામે ધીરધારથી પણ દારિદ્રય પ્રાપ્ત થાય છે; માટે આ જગતમાં વેપારથી ઉત્તમ ધંધો બીજો કોઈ હું માનતો નથી. ૧૧. ધનપ્રાપ્તિના સર્વ ઉપાયોમાં માલનો સંઘરો કરવાનો ઉપાય ઉત્તમ છે. ધનપ્રાપ્તિને માટે એ એક જ ઉપાયની પ્રશંસા કરેલી છે; એ સિવાયના બીજા ઉપાયો તો સંશયાત્મક છે. ૧૨.

ધન મેળવવાને માટે સાત પ્રકારનો વેપાર થાય છે, તે આ પ્રમાણે–સુગંધી પદાર્થો વેચવાનો વેપાર, નાણાવટીનો ધંધો, ગોષ્ઠિકકર્મ–મંડળીનો વેપાર, ઓળખીતા ઘરાકોને માલ પૂરો પાડવાનો વેપાર, ખોટી કિંમત કહેવી ( અને તેથી ધન પેદા કરવું), ખોટાં તોલમાપ રાખવાં (અને તેથી ધન મેળવવું), અને દેશાવરથી માલ આયાત કરવો.

વેચવાના બધા માલમાં સુગંધી પદાર્થોને લગતો માલ એ જ ખરો માલ છે, કે જેમાં એકની કિંમતથી ખરીદેલી વસ્તુ સોની કિંમતથી વેચવામાં આવે છે. આમ હોય પછી સુવર્ણ વગેરે બીજા માલનું શું કામ છે ? ૧૩. પોતાની હવેલીમાં થાપણ પડી હોય તે સમયે શેઠ પોતાની ઇષ્ટ દેવતાની સ્તુતિ કરે છે કે–થાપણ મૂકનાર જો મરણ પામે તો હું તારી માનતા કરીશ. ૧૪. મંડળીના કામકાજની જેને સોંપણી થઈ હોય એવો શેઠ પોતાના ચિત્તમાં હર્ષ પામીને વિચાર કરે છે કે–વસુથી ભરપૂર વસુંધરા આજે મને મળી છે; પછી બીજી વસ્તુનું શું કામ છે ? ૧૫. પરિચિત ગ્રાહકને ઉત્કંઠાપૂર્વક આવતો જોઇને તેના ધનમાં લુબ્ધ થયેલો મનુષ્ય, જેમ પુત્રના જન્મથી હર્ષ પામે તેમ, હર્ષ પામે છે. ૧૬.

વળી

ઓછાવત્તાં માપ ભરીને પરિચિત જનોને નિત્ય છેતરવાં તથા માલની ખોટી કિંમત કહેવી એ કિરાટોનો[2]–લુચ્ચા વેપારીઓનો નિજધર્મ છે. ૧૭.

વળી

દૂર દેશાન્તરમાં ગયેલા લોકો જથાબંધ માલ વેચવાના વેપારમાં ઉદ્યમથી બમણું અથવા ત્રમણું ધન મેળવે છે". ૧૮.

આ પ્રમાણે વિચાર કરીને મથુરા લઈ જવા માટેનો માલ એકત્ર કરીને શુભ તિથિએ ગુરુજનોની અનુજ્ઞા લઇને તથા ઉત્તમ રથમાં આરૂઢ થઇને તે નીકળ્યો. પોતાના ઘરમાં જ જન્મેલા, સંજીવક અને નંદક નામના તેના ઉત્તમ લક્ષણવાળા બે બળદો એ રથની ધૂંસરીએ જોડવામાં આવ્યા હતા. એ બેમાંથી સંજીવક નામના એક બળદનો પગ

---

૨. બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં આ શ્લોકનું ચોથું ચરણ निजधर्मोऽयं किरातानाम् એ પ્રમાણે છે. किरातની સમજૂતી પંચતંત્રના સર્વ અનુવાદકો અને ટિપ્પણકારોએ 'એક જંગલી જાતિ' તરીકે જ આપી છે. પણ અહીં તે અર્થ સન્દર્ભમા બંધબેસતો નથી. પશ્ચિમ ભારતીય પંચતત્રના મુનિશ્રી પુણ્યવિજયજી પાસેના સં. ૧૫૩૨ માં લખાયેલા ગુટકામાં આ સ્થળે निजधर्मोऽयं किराटानाम् પાઠ છે, જ્યારે પાટણના શ્રીહેમચન્દ્રાચાર્ય જ્ઞાનમન્દિરની સં. ૧૪૭૫ માં લખાયેલી હાથપ્રતમાં प्रकृतिरियं स्याद्वणिजानाम् પાઠ છે. એ ઉપરથી किराट અને वणिक् એ બે સમાનાર્થ શબ્દો હોવાની કલ્પના થાય છે. પૂર્ણભદ્રના પંચાખ્યાનમાં આ પાંચમા તંત્રનો ૨૧ મો શ્લોક છે, તેમાં પણ स्वभावरूपं किराटानाम् એમ છે. કહ્લણકૃત રાજતરંગિણીમાં પણ 'છેતરપિંડી કરનાર વણિક'ના અર્થમાં આ શબ્દ છે (विश्वस्तः स्यात् किराटे यो विप्रकृष्टेऽस्य नापदः। ૮-૧૩૨). આઠમા સૈકામાં થઈ ગયેલા સૂત્રકૃતાંગસૂત્રના જૈન ટીકાકાર શીલાંકદેવે પણ દોષમૂલક સંબોધનો

યમુનાના કિનારા ઉપર ઊતરતાં કાદવના ઢગલામાં ખૂંચી જવાથી ભાંગી ગયો, અને ધૂંસરી ભાંગીને તે નીચે બેસી ગયો. તેને આવી અવસ્થામાં આવી પડેલો જોઈને વર્ધમાન ખૂબ વિષાદ પામ્યો. સ્નેહાર્દ્ર હૃદયવાળા તેણે તે બળદને ખાતર ત્રણ રાત્રિ સુધી પોતાનું પ્રયાણ બંધ રાખ્યું. તેને આમ વિષાદ પામેલો જોઈ તેના સાર્થનાં માણસોએ તેને કહ્યું, "હે શ્રેષ્ઠી ! સિંહ અને વાઘથી ભરેલા અને અનેક વિઘ્નોથી પરિપૂર્ણ આ વનમાં એક બળદને ખાતર તમારા આખાયે સાર્થને આમ શા માટે જોખમમાં મૂકો છો ? કહ્યું છે કે—

બુદ્ધિમાન પુરુષે અલ્પ વસ્તુને ખાતર ઘણી વસ્તુનો નાશ કરવો નહીં; અલ્પ વસ્તુ વડે ઘણાનું રક્ષણ કરવું એમાં જ પાંડિત્ય છે." ૧૯.

---

ગણાવતાં ब्राह्मणं डोडमिति ब्रूयात्तथा वणिजं किराटमिति ब्रूयात्...यो यस्य दोषस्तं तेन खरपरुषं ब्रूयात् (પૃ. ૨૩૪) એમ કહ્યું છે. વળી જુઓ ભાગવત (દ્વાદશસ્કંધ, અધ્યાય ૩, શ્લો. ૩૫)માં–पणयिष्यन्ति वै क्षुद्राः किराटाः कूटकारिणः । अनापद्यपि मंस्यन्ते वार्तां साधुजुगुप्सिताम् ॥ આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પ્રાચીન કાળમાં 'લુચ્ચા વેપારીને' માટે किराट શબ્દ સુપ્રચલિત હતો. એ રીતે જોતા, પંચતંત્રની વાચનામાં किरातानाम् ને સ્થાને किराटानाम् કરીએ તો એ શુદ્ધતર પાઠ ગણાશે. અલબત, किराट શબ્દ પણ किरात ઉપરથી જ આવેલો હશે, અને કિરાત જેવી જંગલી જાતિઓનું ચૌરકર્મ અને વેપારીઓની છેતરપિંડી વચ્ચેના સામ્યને પરિણામે આ અર્થ-ફેર નિષ્પન્ન થયો હશે. આ સંબંધમાં વધારે વિગતથી ચર્ચા માટે જુઓ મારો લેખ A note on the word Kirāṭa, "a deceitful merchant" (Bharatiya Vidya, March–april 1947)

હવે, વર્ધમાન પણ એ વસ્તુ સ્વીકારીને સંજીવકની રક્ષા માટે માણસો મૂકી, બાકીના સાર્થને લઇને આગળ ચાલ્યો. તે રખવાળો પણ વનને અનેક વિઘ્નોથી ભરેલું જાણીને, સંજીવકનો ત્યાગ કરી, પાછળથી બીજે દિવસે જઇને તે સાર્થવાહને ખોટું ખોટું કહેવા લાગ્યા, "સ્વામી ! એ સંજીવક મૃત્યુ પામ્યો છે. સાર્થવાહનો તે માનીતો હતો એમ સમજીને અમે તેનો અગ્નિસંસ્કાર કર્યો છે." સ્નેહથી આર્દ્ર હૃદયવાળા અને કૃતજ્ઞ એવા સાર્થવાહે તે સાંભળીને વૃષોત્સર્ગ[3] આદિ તેની સર્વ ઉત્તરક્રિયાઓ કરી.

યમુનાનાં જળથી મિશ્રિત ઠંડા પવન વડે સ્વસ્થ થયેલા શરીરવાળો સંજીવક પણ તેનું આયુષ્ય બાકી રહેલું હોવાને કારણે જેમ તેમ ઊઠીને યમુનાના તટ ઉપર પહોંચ્યો. ત્યાં મરકત જેવાં લીલાં કોમળ તૃણો ચરતો તે થોડાક દિવસમાં મહાદેવના વૃષભ જેવો પુષ્ટ, મોટી ખૂંધવાળો અને બલવાન થયો; અને હરરોજ રાફડાઓના અગ્રભાગને શિંગડાં વડે ભાંગી નાખતો તે ગર્જના કરવા લાગ્યો. યોગ્ય કહ્યું છે કે—

કોઇથી ન રક્ષાયેલું હોય છતાં દૈવથી રક્ષાયેલું હોય તે પ્રાણી જીવે છે, સારી રીતે રક્ષાયેલું હોય છતાં દૈવથી હણાયેલું હોય તે વિનાશ પામે છે; વનમાં છોડી દેવામાં

---

૩. મરણ પામનાર વ્યક્તિની પાછળ ઉત્તરક્રિયારૂપે એક આખલાને છૂટો મૂકવાનું વિધાન ધર્મશાસ્ત્રોમાં છે. એ ક્રિયાને 'વૃષોત્સર્ગ' કહેવામાં આવે છે. એ આખલો કાળા રંગનો હોય છે અને છૂટો મૂકતાં પહેલાં તેને વાછરડી સાથે પરણાવવામાં આવે છે, તેથી તે ક્રિયાને 'નીલોદ્વાહ' (નીલ પરણાવવો) પણ કહે છે.

આવેલ અનાથ વ્યક્તિ પણ જીવે છે અને ઘરમાં પ્રયત્નપૂર્વક સાચવવા છતાં નાશ પામે છે. ૨૦.

એક વાર સર્વ પ્રાણીઓથી પરિવરાયેલો પિંગલક નામે સિંહ તરસ્યો થતાં પાણી પીવાને માટે યમુનાના કિનારા ઉપર આવ્યો હતો. તેણે સંજીવકનો ગંભીરતર શબ્દ દૂરથી સાંભળ્યો. એ સાંભળીને અત્યંત વ્યાકુળ થયેલા હૃદયવાળો તે ઝડપથી પોતાની તે સ્થિતિ છુપાવીને વડના ઝાડ નીચે ચતુર્મંડલની સભા ભરીને બેઠો. ચતુર્મંડલની સભા આ પ્રમાણે—સિંહ, સિંહના અનુયાયીઓ, કાકરવ, અને કિંવૃત્ત[4]. હવે, કરટક અને દમનક નામના તેના બે શિયાળ મંત્રિપુત્રો, જેઓ અધિકારથી ભ્રષ્ટ થયેલા હતા તેઓ સદા તેની પાછળ ફરતા હતા. તેઓ આ જોઈને પરસ્પર વિચાર કરવા લાગ્યા. તેમાં દમનક બોલ્યો, " ભદ્ર કરટક!

---

૪. આ ચતુર્મંડલની સમજૂતી આપતો પાઠ તંત્રાખ્યાયિકામાં છે: तत्र च सर्वेष्वेव ग्रामनगरपत्तनाधिष्ठानखेटखर्वटोद्यानाग्रहारकाननवनखानेष्वेक एव सिंहः स्थानीयो भवति। कतिपयसिंहानुयायिनस्तन्त्रधाराः। काकरववर्गा मध्यमवर्गाः। किंवृत्ता एवान्यस्थानवासिनः। (પૃ. ૪) અર્થાત્ ગ્રામ, નગર, પત્તન, અધિષ્ઠાન, ખેટ, ખર્વટ, ઉદ્યાન, અગ્રહાર, કાનન, વન અને ખાણોમાં એક માત્ર સિંહ જ અધિપતિ હોય છે; સિંહના અનુયાયીઓ તે કર્મચારી વર્ગ છે, કાકરવનો વર્ગ તે મધ્યમ વર્ગ છે, કિંવૃત્ત એ અન્ય સ્થાનોએ વસનારાં હોય છે. સિંહના ચતુર્મંડલ વિષે પંચતંત્રના આ પાઠ સિવાય સંસ્કૃત સાહિત્યમાં બીજે ક્યાંયથી જાણવા મળતું નથી. સિંહના વનરાજ્યમાંની આ ચાતુર્વર્ણ્યવ્યવસ્થા લાગે છે. 'સિંહ' અને 'સિંહાનુયાયીઓ'નો અર્થ સ્પષ્ટ છે, પણ काकरव ('કાગડા જેવા અવાજવાળા') અને किंवृत्त ('શું થયું?' એમ કહેનાર અર્થાત્ ગમે તેવી પરિસ્થિતિમાં પણ સાથ આપનાર વફાદાર સેવક વર્ગ.) એ બે વિભાગોનો અર્થ જોઈએ તેટલો સ્પષ્ટ નથી. અલબત, પ્રાણિસૃષ્ટિના એ હલકા વિભાગો છે એ તો દેખીતું છે.

આ આપણો સ્વામી પિંગલક પાણી પીવાને માટે યમુનાના કિનારા ઉપર આવીને ઊભો છે. તે તરસથી વ્યાકુળ હોવા છતાં શા કારણથી પાછો વળીને, વ્યૂહરચના કરીને, ઉદાસ ચિત્તવાળો થઇને અહીં વડના ઝાડ નીચે રહ્યો છે?" કરટક બોલ્યો, "એ બાબતનુ આપણે શું કામ છે? પોતાનું કામ ન હોય એવી બાબતમાં જે માથું મારવા જાય છે તે ખીલો ખેંચનારા વાંદરાની જેમ મરણ પામે છે." ૨૧.

દમનક બોલ્યો, "એ કેવી રીતે?" કરટકે કહ્યું—

### (૧) ખીલો ખેંચનાર વાંદરો[૫]

"કોઈ એક નગરની પાસે, વૃક્ષોની ઘટા વચ્ચે એક વાણિયો દેવતાનું મન્દિર કરાવતો હતો.[૬] ત્યાં જે સ્થપતિ વગેરે કારીગરો હતા તે મધ્યાહ્નકાળે આહારને માટે નગરમાં જતા હતા. હવે, એક વાર ત્યાં નજીકમાં રહેતું વાંદરાઓનું યૂથ આમતેમ ભમતું તે સ્થળે આવ્યું. ત્યાં કોઈ એક કારીગરે અર્ધો વહેરેલો આંજણીના લાકડાનો થાંભલો પડ્યો હતો, અને તેની વચમાં ખેરનો ખીલો ખોસેલો હતો. તે સમયે વાંદરાઓ ઝાડની ટોચ ઉપર, મન્દિરના શિખર ઉપર અને લાકડાંઓના છેડા ઉપર ઇચ્છાનુસાર રમવા લાગ્યા. જેનું મૃત્યુ નજીક આવ્યું હતું એવો તેમાંનો એક વાંદરો તે અર્ધા વહેરેલા થાંભલા ઉપર બેસીને હાથથી ખીલો પકડીને ખેંચવાનો પ્રયત્ન કરવા લાગ્યો તે વખતે થાંભલાની ફાટ વચ્ચે જેનાં વૃષણ લટકતાં હતાં એવા તેની, ખીલો પોતાના સ્થાનેથી ખસી જતાં, જે સ્થિતિ થઈ તે વિષે મેં તમને પહેલાં જ કહ્યું છે.

---

૫. તંત્રાખ્યાયિકા ૧-૧, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૧, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧-૧, હિતોપદેશ ૨-૧, કથાસરિત્સાગર ૮૪ A (પૃ. ૩૦૯), બૃહત્કથામંજરી ૧૬-૯, પુનર્ઘટિત પંચતંત્ર ૧-૧.

૬. હિતોપદેશ (પૃ. ૪૭) પ્રમાણે, શુભદત્ત નામે કાયસ્થ વિહાર કરાવતો હતો.

તેથી હું કહું છું કે–પોતાનું કામ ન હોય એવી બાબતમાં જે માથું મારવા જાય છે તે ખીલો ખેંચનાર વાંદરાની જેમ મરણ પામે છે.

(સિંહનો) ખાતાં વધેલો આહાર તો આપણી પાસે છે જ; પછી આ ખટપટનું શું કામ છે?"

દમનક બોલ્યો, "તો તમે શું માત્ર આહારની જ ઇચ્છાવાળા છો? એ બરાબર નથી. કહ્યું છે કે–

મિત્રો ઉપર ઉપકાર કરવા માટે અને દુશ્મનો ઉપર અપકાર કરવા માટે ડાહ્યા માણસો રાજાનો આશ્રય ઇચ્છે છે; માત્ર જઠર તો કોણ ભરતું નથી? ૨૨.

વળી

જેના જીવવાથી ઘણાં જીવે છે તે જ આ જગતમાં જીવ્યા કહેવાય. બાકી તો પક્ષીઓ પણ શું ચાંચથી પોતાનું ઉદર ભરતાં નથી? ૨૩. વિજ્ઞાન, શૌર્ય, વૈભવ અને આર્ય-ગુણો સાથે પ્રસિદ્ધ થઇને માણસો એક ક્ષણ માત્ર પણ જીવે તેને આ લોકમાં જ્ઞાની પુરુષો જીવ્યું કહે છે. બાકી કાગડો પણ લાંબા કાળ સુધી જીવે છે અને બલિ ખાય છે. ૨૪. નાની નદી જલદીથી ભરાઈ જાય છે, ઊંદરનો ખોબો પણ જલદી ભરાઈ જાય છે, સંતોષમાં રહેતો કાપુરુષ પણ અલ્પ વસ્તુથી રાજી થઈ જાય છે. ૨૫.

વળી

જે પોતાના વંશના અગ્રભાગમાં ધ્વજની જેમ આરોહણ કરતો નથી એવા, માતાના યૌવનનું હરણ કરનાર મનુષ્યના જન્મથી શું? ૨૬.

તેમજ

આ પરિવર્તનશીલ સંસારમાં મરણ પામેલો કયો માણસ ફરી જન્મતો નથી ? પણ સાચા અર્થમાં જન્મ્યો તે જ ગણાય કે જે પોતાના વંશમાં (બીજાઓથી) અધિક દીપી ઊઠે. ૨૭.

વળી નદીના તીરે ઊભેલા તે તૃણનું પણ જન્મસાફલ્ય છે કે જે પાણીમાં ડૂબવાને કારણે વ્યાકુળ થયેલા મનુષ્યના હાથનો આધાર બને છે. ૨૮.

તેમજ

ધીરે ધીરે ઊંચે જનારા અને લોકોના સંતાપનું હરણ કરનારા મેઘ જેવા સજ્જન પુરુષો જગતમાં વિરલ હોય છે. ૨૯. મોટા પુરુષોનો પણ જે ગુરુ થાય છે એવા ગર્ભને વહન કરનાર માતાની નિરતિશય મહત્તા આ કારણથી વિદ્વાનો સંભારે છે. ૩૦ જેની શક્તિ પ્રસિદ્ધ થઈ ન હોય એવો શક્તિશાળી મનુષ્ય પણ તિરસ્કાર પામે છે; લાકડામાં ગૂઢ રહેલા અગ્નિનો સ્પર્શ કરી શકાય છે, પણ બળતા અગ્નિનો સ્પર્શ કરી શકાતો નથી." ૩૧.

કરટક બોલ્યો, "આપણે હમણાં પ્રધાનપદવી ઉપર નથી, તો પછી આપણે આ ખટપટનું શું કામ છે ? કહ્યું છે કે–

અપ્રધાન સ્થાન ઉપર રહેલો જે મૂર્ખ મનુષ્ય રાજાની આગળ વગર પૂછ્યે બોલે છે તે કેવળ અસંમાન જ નહિ, તિરસ્કાર પણ પામે છે. ૩૨

તેમજ

શ્વેત વસ્ત્ર સાથે યોજેલા રંગની જેમ વચન ત્યાં જ પ્રયોજવું કે જ્યાં તે ફળે અને અત્યંત સ્થાયી બને.” ૩૩.

દમનક બોલ્યો, “ એમ ન બોલ.

અપ્રધાન વ્યક્તિ પણ રાજાની સેવા કરે તો પ્રધાન થાય છે, અને પ્રધાન વ્યક્તિ પણ સેવાથી દૂર થાય તો અપ્રધાન થાય છે. ૩૪.

કારણ, કહ્યું છે કે–

રાજા પોતાની પાસે રહેલા મનુષ્યને જ ભજે છે–પછી ભલે તે વિદ્યાહીન, અકુલીન કે અસંસ્કારી હોય. રાજાઓ, સ્ત્રીઓ અને લતાઓ ઘણું કરીને જે પાસે હોય તેનું જ પરિવેષ્ટન કરે છે. ૩૫.

તેમજ

જે સેવકો સ્વામીના કોપને શાન્ત કરનારી વસ્તુઓની શોધ કરે છે તેઓ પછીથી ધીરે ધીરે ક્રોધશીલ રાજાને પણ પોતાને વશ કરે છે. ૩૬. વિદ્યાવાન, મહેચ્છાયુકત, કલાવાન અને પરાક્રમી તથા સેવાવૃત્તિને જાણનાર પુરુષો માટે રાજા સિવાય બીજો કોઈ આશ્રય નથી. ૩૭ જેઓ જાતિ વગેરેનાં મોટાં અભિમાનથી રાજાઓ પાસે જતા નથી તેમને માટે મરણપર્યંત ભિક્ષારૂપી પ્રાયશ્ચિત્ત નિર્મિત થયેલું છે. ૩૮. જેઓ એમ કહે છે કે ‘રાજાઓ દુરાત્મા તથા દુરારાધ્ય–પ્રસન્ન ન કરી શકાય એવા હોય છે’ તેઓએ ખરેખર પોતાનાં પ્રમાદ, આળસ અને જડતા જ પ્રકટ કર્યાં છે.૩૯. સર્પો, વાઘો, હાથીઓ અને સિંહોને ઉપાયો વડે વશ કરેલા જોયા પછી બુદ્ધિશાળી અને અપ્રમાદી પુરુષો માટે રાજાને વશ કરવો એ શી મોટી વાત છે? ૪૦. રાજાનો આશ્રય

કરીને જ વિદ્વાન પરમ ગતિને પામે છે—સુખી થાય છે; ચંદન મલયાચલ સિવાય બીજે ઊગતું નથી. ૪૧. રાજા પ્રસન્ન થતાં સફેદ છત્રો, સુન્દર ઘોડાઓ અને સદાકાળ મત્ત એવા હાથીઓ પ્રાપ્ત થાય છે.” ૪૨.

કરટક બોલ્યો, “તો હવે તમારી શું કરવાની ઇચ્છા છે?” તેણે કહ્યું, “અત્યારે આપણો સ્વામી પિંગલક ભય પામેલો છે તથા તેનો પરિવાર પણ ભય પામેલો છે. તો હવે તેની પાસે જઇને, ભયનું કારણ જાણી લઇને સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય અને દ્વૈધીભાવ[૭]—એમાંથી એક ઉપાય વડે તેને સાધી લઇશ.”

કરટક બોલ્યો, “સ્વામી ભયાવિષ્ટ છે એ તમે શી રીતે જાણો છો?” તેણે કહ્યું “એમાં શું જાણવાનું છે? કારણ, કહ્યું છે કે—

કહેવામાં આવેલી વસ્તુ પશુ પણ ગ્રહણ કરે છે, ઘોડા અને હાથી પણ હાંકવામાં આવે એટલે ચાલે છે; પણ

---

૭. શુક્રનીતિ (અ. ૪, પ્ર. ૭) માં કહ્યું છે કે—જે કરવાથી બળવાન શત્રુ મિત્રપણાને પામે તે સંધિ, જેથી શત્રુ પીડા પામીને વશ થાય તે વિગ્રહ, પોતાનું કાર્ય સિદ્ધ કરવાના હેતુથી શત્રુનો નાશ કરવા માટે તેની સામે કૂચ કરવી તે યાન, જે એક સ્થાને બેસી રહેવાથી પોતાનું રક્ષણ અને શત્રુનો નાશ થાય તે આસન, દુર્બળ રાજા પણ જેઓના રક્ષણથી બળવાન થાય એવા રાજાઓનો આશ્રય કરવો તે સંશ્રય, અને પોતાની સેનાને જુદાં જુદાં સ્થાનો ઉપર ટુકડે ટુકડે ઊભી રાખવી તે દ્વૈધીભાવ. મનુસ્મૃતિ (૭-૧૬૦ અને ૧૭૩) ઉપરની કુલ્લૂકભટ્ટની ટીકામા તથા યાજ્ઞવલ્ક્યસ્મૃતિ (૧-૩૪૭) ઉપરની મિતાક્ષરામા આ શબ્દોના અર્થ શુક્રનીતિને મળતા જ આપ્યા છે. પરન્તુ શત્રુ પ્રત્યે બહારથી એક પ્રકારનો દેખાવ કરવો અને અંદરથી જુદા પ્રકારનું વર્તન રાખવું, એવી નીતિને પણ યાજ્ઞવલ્ક્યસ્મૃતિ (૧-૩૪૭) ઉપરની વીરમિત્રોદયની ટીકામાં દ્વૈધીભાવ કહેલ છે.

પંડિત પુરુષ કહ્યા વિના પણ વાતનો મર્મ સમજી જાય છે, કેમકે બીજાની ચેષ્ટાનું જ્ઞાન એ જ બુદ્ધિનું ફળ છે. ૪૩.

તેમજ વળી મનુએ કહ્યું છે

આકાર, ઇંગિત, ગતિ, ચેષ્ટા અને ભાષણથી તથા નેત્ર અને મુખના વિકારોથી અંતર્ગત મનનો અભિપ્રાય જાણી શકાય છે ૪૪.

તો આજે ભયવ્યાકુલ એવા એ પિંગલકની પાસે જઈને, તેને મારી બુદ્ધિના પ્રભાવથી નિર્ભય બનાવી વશ કરીને મારું મંત્રિપદ પાછું મેળવીશ." કરટક બોલ્યો, "તમે સેવાધર્મથી અજાણ હોઈ એને કેવી રીતે વશ કરી શકશો ?" દમનક બોલ્યો, "પાંડવો જ્યારે વિરાટનગરમાં પ્રવેશ્યા ત્યારે ધૌમ્યમુનિએ તેમને સેવકનો જે ધર્મ કહ્યો હતો તે સર્વ મારા જાણવામાં છે.

શૂરવીર, વિદ્યાવાન અને સેવા કરી જાણનાર એ ત્રણ પુરુષો સુવર્ણપુષ્પિત આ પૃથ્વીને ચૂંટે છે—અર્થાત્ તેમાંથી ધન એકત્ર કરે છે. ૪૫. જે સેવા સ્વામીને ઇષ્ટ હોય તે જ વિશેષ વાણીથી ગ્રહણ કરવી, અને તે દ્વારા જ વિદ્વાન મનુષ્યે રાજાનો આશ્રય કરવો; બીજી રીતે નહિ. ૪૬. જે (રાજા) પંડિતના ગુણ ન જાણતો હોય તેની સેવા પંડિતે કરવી નહિ, કારણ કે સારી રીતે ખેડેલી ઊખર જમીનની જેમ એવા રાજા પાસેથી પણ ફળ મળતું નથી. ૪૭. દ્રવ્ય અને મંત્રીઓથી હીન હોય તોપણ સેવ્ય ગુણવાળા રાજાની સેવા કરવી; કાળાન્તરે પણ તેની પાસેથી જીવન પર્યંતનું ફળ પ્રાપ્ત થાય છે. ૪૮ સ્થાણુની જેમ બેસી રહેવું પડતું હોય અને ભૂખતરસથી સુકાઈ જવું પડતું હોય તોપણ

પારકાએ સંપાદન કરેલી વસ્તુ ઉપર આજીવિકા ચલાવવાની ઇચ્છા પંડિત પુરુષે રાખવી નહિ. ૪૯. કૃપણ અને કઠોર શબ્દો બોલનારા સ્વામી પ્રત્યે સેવક દ્વેષ કરે છે, પણ સેવ્ય અને અસેવ્યનો ભેદ નહિ જાણનાર પોતાની જાત તરફ જ એ શા માટે દ્વેષ કરતો નથી ? ૫૦. જેનો આશ્રય કર્યા પછી વિશ્રામ મળતો નથી અને જેના સેવકો ક્ષુધાર્ત સ્થિતિમાં ફર્યા કરે છે તેવા રાજાનો, નિત્ય પુષ્પ અને ફળવાળા આકડાના વૃક્ષની જેમ, ત્યાગ કરવો જોઇએ. ૫૧. રાજમાતા, દેવી, કુમાર, મુખ્ય મંત્રી, પુરોહિત અને પ્રતીહારની સાથે રાજા પ્રત્યે રાખતા હોઇએ તેવું વર્તન રાખવું. ૫૨. બોલાવવામાં આવતાં જે 'ઘણું જીવો !' એમ કહીને ઉત્તર આપે છે, અને કાર્યવિચક્ષણ એવો જે કરવા યોગ્ય કાર્યો નિઃશંક રીતે કરે છે તે રાજાનો માનીતો થાય છે. ૫૩. સ્વામીની કૃપાથી મળેલાં ધનનો જે સુપાત્રમાં વિનિયોગ કરે છે અને વસ્ત્રાદિ પોતાના અંગ ઉપર પહેરે છે તે રાજાનો માનીતો થાય છે. ૫૪. અંતઃપુરમાં રહેનારા લોકો સાથે તથા રાજરાણીઓ સાથે જે છૂપી વાત કરતો નથી તે રાજાનો માનીતો થાય છે. ૫૫. 'હું હરહંમેશ રાજાનો માનીતો છું' એમ ધારીને સંકટોમાં પણ જે પોતાની મર્યાદા ઓળંગતો નથી તે રાજાનો માનીતો થાય છે. ૫૬. જે મનુષ્ય રાજાના શત્રુઓનો દ્વેષ કરનાર અને તેના સ્નેહીઓનું હિત કરનાર હોય છે તે રાજાનો માનીતો થાય છે. ૫૭. જે મનુષ્ય દ્યૂતને યમદૂત સમાન, હાલા (દારૂ)ને હાલાહલ ઝેર સમાન અને સ્ત્રીઓને કાર્ય નિષ્ફળ કરનારી સમજે છે તે રાજાનો માનીતો થાય છે. ૫૮. જે યુદ્ધ-

કાળમાં સદા રાજાની આગળ રહે છે, નગરમાં પાછળ પાછળ ચાલે છે, અને રાત્રે મહેલના દ્વાર ઉપર બેસી રહે છે તે રાજાનો માનીતો થાય છે.'' ૫૯.

કરટક બોલ્યો, ''હવે તમે ત્યાં જઇને શું બોલશો તે તો કહો.''

દમનકે કહ્યું, ''સુવૃષ્ટિના ગુણથી પેદા થયેલા બીજમાંથી જેમ બીજું બીજ ઉત્પન્ન થાય છે તેમ વાતચીત કરતાં ઉત્તરોત્તર વાક્ય ઉત્પન્ન થાય છે. ૬૦. અપાય–ઊલટા ઉપાય કરવાથી ઉત્પન્ન થતી વિપત્તિ, અને અનુકૂળ ઉપાયોથી પ્રાપ્ત થતી સિદ્ધિ, જે નીતિના ગુણદ્વારા પ્રયુક્ત થયેલી હોય છે તેને, મેધાવી પુરુષો જાણે પોતાની આગળ સ્ફુરાયમાણ થતી હોય તેમ વર્ણવે છે. ૬૧. મધુર સૂક્તિઓ–સુભાષિતો પોપટની જેમ કેટલાકની વાણીમાં જ હોય છે, મૂગાની જેમ કેટલાકના હૃદયમાં જ હોય છે, જ્યારે બીજા કેટલાકની વાણીમાં તેમજ હૃદયમાં તે શોભી રહે છે. ૬૨.

સમય વિના હું કંઇ બોલીશ નહિ. પૂર્વે પિતાનો ખોળો સેવતો હતો ત્યારે મેં નીતિશાસ્ત્ર સાંભળ્યું હતું—

બૃહસ્પતિ પણ અકાળે વચન બોલે તો તેની બુદ્ધિની અવજ્ઞા થાય છે અને તે પુષ્કળ અપમાન પામે છે.'' ૬૩.

કરટક બોલ્યો, ''રાજાઓ પર્વતોની પેઠે સદા વ્યાલાકીર્ણ (ખલ પુરુષો અથવા સર્પો વડે આકીર્ણ), વિષમ (કઠોર પ્રકૃતિવાળા અથવા ઊંચાનીચા), કઠિન, અને કષ્ટથી સેવાય એવા હોય છે. ૬૪.

તેમજ

રાજાઓ સર્પોની જેમ ભોગી (વૈભવવાળા અથવા ફેણ-વાળા), કંચુકાવિષ્ટ (કંચુકી-અંતઃપુરના અધિકારીઓથી વીંટાયેલા અથવા કંચુકી-સાપની કાંચળીથી વીંટાયેલા), કુટિલ, ક્રૂર ચેષ્ટાવાળા, ઘણા દુષ્ટ અને મન્ત્રસાધ્ય (મન્ત્ર -રાજનીતિ વિશેની છૂપી મંત્રણાથી સાધી શકાય એવા અથવા મંત્ર-ગારુડી મંત્રોથી સાધી શકાય એવા) હોય છે. ૬૫. બ્રાહ્મણના પદની જેમ રાજાનું પદ પણ કષ્ટે કરીને પ્રાપ્ત કરી શકાય એવું અને સર્વ લોક વડે નમસ્કાર પામેલું છે, અને થોડા પણ અપકારના દોષથી તે દૂષિત થાય છે. ૬૬. રાજાની લક્ષ્મી દુરારાધ્ય અને દુષ્પરિગ્રહ-મુશ્કેલીએ મેળવી શકાય એવી હોય છે, પણ એક વાર આત્મસાત્ થયા પછી, જળાશયમાં જળ રહે તેમ, તે ઘણા સમય સુધી ટકી રહે છે." ૬૭.

દમનકે કહ્યું, "સાચી વાત છે. પરન્તુ

જે જે મનુષ્યનો જે જે ભાવ હોય તે તે મનુષ્યને તે પ્રમાણે મળી જઈને મેધાવી પુરુષે પોતાને વશ કરવો. ૬૮. સ્વામીના વિચાર પ્રમાણે વર્તવું એ સેવકોનો ઉત્તમ ધર્મ છે. નિત્ય સ્વામીની ઇચ્છાનુસાર વર્તનારા સેવકો રાક્ષસોને પણ વશ કરે છે. ૬૯. ક્રોધ પામેલા રાજા પ્રત્યે સ્તુતિવાક્ય, તેને જે અભિમત હોય તે પ્રત્યે પ્રીતિ, તેના શત્રુ પ્રત્યે દ્વેષ અને તેના દાનની પ્રશંસા-એ મંત્રતંત્ર વિનાનું વશીકરણ છે." ૭૦.

કરટક બોલ્યો, "જો તારો આવો જ અભિપ્રાય હોય તો તારો માર્ગ કુશળ હો. તું તારી અભિલાષા પ્રમાણે કર."

દમનક પણ કરટકને પ્રણામ કરીને પિંગલકની તરફ ચાલ્યો. દમનકને આવતો જોઇને પિંગલકે દ્વારપાલને કહ્યું, "વેત્રલતા–છડી ખસેડી નાખો. આ મારો જૂનો મંત્રિપુત્ર દમનક આવે છે. દ્વિતીય મંડલમાં બેસનારા અને યથાર્થ-વાદી એવા તેનો પ્રવેશ કરાવો." એ પ્રમાણે આજ્ઞા મળ્યા પછી દમનક પિંગલકને પ્રણામ કરીને, તેની અનુજ્ઞા મળતાં બેઠો. પિંગલકે નખરૂપી વજ્ર વડે અલંકૃત પોતાનો જમણો હાથ તેને માથે મૂકીને માનપૂર્વક કહ્યું, "તારું કુશળ છે ને? કેમ ઘણે દિવસે દેખાયો?" દમનક બોલ્યો, "આપનું મારે કોઇ કામ હોતું નથી. પણ સમય આવ્યે કોઈ વાત કહેવા જેવી હોય છે, કારણ કે ઉત્તમ, મધ્યમ અને અધમ એમ સર્વની સાથે રાજાઓને કામ પડે છે. કહ્યું છે કે—

વૈભવશાળી પુરુષોને પણ દાંત ખોતરવા માટે અથવા કાનની ખરજ દૂર કરવા માટે નિત્ય તૃણની જરૂર પડે છે, તો પછી વાણી અને હાથવાળા મનુષ્યનું કામ પડે એમાં તો શું કહેવું? ૭૧.

અમે કે જેઓ આપના ચરણના વંશપરંપરાના સેવકો છીએ અને આપત્તિમાં પણ આપની પાછળ ફરીએ છીએ તેઓ જો કે અમારો એ અધિકાર પાછો મેળવી શકતા નથી, પણ આપને માટે એ યોગ્ય થતું નથી. કહ્યું છે કે

સેવકો અને આભરણોનો તેમનાં સ્થાનોએ જ વિનિયોગ કરવો; 'હું એનો પરાભવ કરું' એમ વિચારીને ચૂડામણિને પગે બંધાતો નથી. ૭૨.

કારણ કે

રાજા ધનાઢ્ય હોય, કુલીન હોય અને વંશપરંપરાગત હોય તોપણ તે ગુણોનો અનભિજ્ઞ હોય તો સેવકો તેને અનુસરતા નથી. ૭૩.

કહ્યું છે કે

સ્વામી સેવકને બીજા અસમાન સેવકોની સાથે સરખાવતો હોય, સમાન સેવકોમાં તેનો ઓછો સત્કાર કરતો હોય અને તેને મુખ્ય–ઘટતા સ્થાને યોજતો ન હોય–એવાં ત્રણ કારણોથી સેવક તેનો ત્યાગ કરે છે. ૭૪.

રાજા અવિવેકીપણાને લીધે ઉત્તમ પદને યોગ્ય એવા સેવકોને હીન અને અધમ સ્થાનોએ નીમે અને તે સેવકો એ સ્થાનો ઉપર ન રહે ( અન્યત્ર ચાલ્યા જાય ) એમાં રાજાનો જ દોષ છે, સેવકોનો નથી.

કહ્યું છે કે

સુવર્ણના આભૂષણમાં જડવા લાયક મણિને જો સીસામાં જડવામાં આવે તો તે રડતો નથી તેમજ શોભતો નથી. પણ તેને આવી રીતે યોજનારાની જ નિન્દા થાય છે. ૭૫.

સ્વામીએ એમ કહ્યું કે 'ઘણે દિવસે દેખાયો', તે વિશે પણ સાંભળો—

જ્યાં ડાબા અને જમણાનો ભેદ જાણવામાં આવતો નથી ત્યાં સમજવાળો કયો આર્યપુરુષ એક ક્ષણવાર વસે ? ૭૬. જેમને કાચમાં મણિની બુદ્ધિ છે અને મણિમાં કાચની બુદ્ધિ છે તેઓની પાસે કયો સેવક નામ માત્ર પણ ઊભો રહેશે ? ૭૭. જ્યાં સ્વામી સર્વે સેવકોની સાથે એકસરખી

રીતે જ વર્તે છે ત્યાં ઉદ્યમસમર્થ એવા સેવકોનો ઉત્સાહ ક્ષીણ થાય છે. ૭૮. સેવકો વિના રાજા નથી અને રાજા વિના સેવકો નથી; તેમનો આ વ્યવહાર પરસ્પર ઉપર આધાર રાખનારો છે. ૭૯. લોકોને અનુગ્રહ કરનાર રાજા પણ સેવકો વિના એકલો, તેજસ્વી પણ કિરણો વિનાના સૂર્યની જેમ, શોભતો નથી. ૮૦. ચક્રની ધરી આરાઓને આધારે રહેલી છે અને આરાઓ ધરીને આધારે રહેલા છે; સ્વામી અને સેવકનું વૃત્તિચક્ર પણ એ પ્રમાણે જ ચાલે છે. ૮૧. નિત્ય મસ્તક ઉપર ધારણ કરાયેલા અને સ્નેહ (તેલ)થી પાલન કરાયેલા કેશ પણ જો સ્નેહ (તેલ) સિવાય વિરાગ પામે છે—સફેદ થાય છે, તો સેવકો કેમ વિરાગ ન પામે? ૮૨. સંતુષ્ટ થયેલો રાજા સેવકોને કેવળ ધન આપે છે; પણ સેવકો તો માત્ર સન્માન મળતાં પોતાના પ્રાણને ભોગે પણ સામો ઉપકાર કરે છે. ૮૩. એવું જાણીને રાજાએ વિચક્ષણ, કુલીન, શૌર્યયુક્ત, સશક્ત તથા વંશ-પરંપરાગત પુરુષોને સેવક બનાવવા. ૮૪. જેને કાર્ય સોંપીને નિઃશંક ચિત્તે બેસી શકાય તે સેવકને, જાણે તે બીજી સ્ત્રી હોય તેમ, ઉત્તમ જાણવો. ૮૫. જે સેવક રાજાનું દુષ્કર એવું ઉત્તમ હિતકાર્ય કરીને લજ્જાથી કંઇ કહેતો નથી તે વડે રાજા ખરેખર સહાયવાન છે. ૮૬. જે બોલાવ્યા વિના પાસે આવે છે, સદા દ્વારે ઊભો રહે છે અને પૂછવામાં આવતાં સત્ય અને મિત વાક્ય બોલે છે તે રાજાઓને યોગ્ય સેવક છે. ૮૭. રાજાને હાનિકર્તા વસ્તુ જોઇને, આજ્ઞા ન કરવામાં આવી હોય તોપણ, જે તેનો નાશ કરવા પ્રયત્ન કરે છે તે રાજાઓને યોગ્ય સેવક છે. ૮૮. રાજા

મારે, કઠોર વચન બોલે અને શિક્ષા કરે તોપણ જે રાજાનું અનિષ્ટ ચિંતવતો નથી તે રાજાઓને યોગ્ય સેવક છે. ૮૯. જે કદી ક્ષુધાથી, નિદ્રાથી અને ટાઢ, તાપ વગેરેથી પીડાતો નથી તે રાજાઓને યોગ્ય સેવક છે. ૯૦. જે ભવિષ્યમાં થનાર સંગ્રામની વાત સાંભળી સ્વામી પ્રત્યે પ્રસન્ન મુખથી જુએ છે તે રાજાઓને યોગ્ય સેવક છે. ૯૨. જેની નિમણૂકથી, શુક્લપક્ષમાં જેમ ચન્દ્ર વૃદ્ધિ પામે તેમ, સીમા વૃદ્ધિ પામે છે તે રાજાઓને યોગ્ય સેવક છે. ૯૧. જેના અધિકારથી, અગ્નિમાં જેમ ચામડું સંકોચ પામે તેમ, સીમા સંકોચ પામે છે એવા સેવકનો રાજ્યની ઇચ્છા રાખનારા રાજાએ ત્યાગ કરવો. ૯૩.

તેમજ 'આ તો શિયાળ છે' એમ માનીને આપ મારી અવજ્ઞા કરતા હો તો તે પણ અયોગ્ય છે. કારણ, કહ્યું છે કે

રેશમી વસ્ત્ર કીડામાંથી થાય છે, સોનું પથ્થરમાંથી નીકળે છે, દૂર્વા ગાયનાં (પૃથ્વીનાં) રોમમાંથી થાય છે,[૮] રક્ત

---

૮. दूर्वापि गोरोमतः એવો પાઠ મૂળમાં છે. દૂર્વા એ ગાયનાં અને ઘેટાનાં રોમમાંથી ઉત્પન્ન થયેલી છે એવી એક પ્રાચીન માન્યતાનો ઉલ્લેખ પતંજલિના મહાભાષ્યમા છે-कथं गोमयात् वृश्चिको जायते । गोलोमाविलोमभ्यो दूर्वा जायन्त इति ? (વ્યાકરણ મહાભાષ્ય, નિર્ણયસાગરની બીજી આવૃત્તિ, ખંડ બીજો, પૃ. ૨૫૫). વિક્રમના આઠમા શતકમાં થઇ ગયેલ જૈનાચાર્ય શીલાંકદેવે 'સૂત્રકૃતાગસૂત્ર' ઉપરની ટીકામાં, કાર્ય એ કારણને અનુરૂપ જ હોય એવો એકાન્ત નથી એ બતાવવા માટે પણ આ માન્યતાનો નિર્દેશ કર્યો છે—तथा हि यत्तैरभिहितं—कारणानुरूपं कार्यमिति, तन्नायमेकान्तो, यतः शृङ्गाच्छरो जायते, गोमयाद् वृश्चिको गोलोमाविलोमभ्यो दूर्वेति. (સૂત્રકૃતાંગ ટીકા, આગમોદય સમિતિની વાચના, પત્ર ૯૬). પણ गो નો અર્થ 'ગાય' થાય

કમળ કાદવમાંથી થાય છે, ચન્દ્ર સમુદ્રમાંથી નીકળ્યો છે, શ્યામ કમળ છાણમાંથી થાય છે, અગ્નિ કાષ્ઠમાંથી ઉત્પન્ન થાય છે, મણિ સાપની ફેણમાં થાય છે, ગોરોચના ગાયના પિત્તમાંથી થાય છે: આ પ્રમાણે ગુણીજનો પોતાના ગુણના ઉદયથી ખ્યાતિ પામે છે; એમાં જન્મનું શું પ્રયોજન છે? ૯૪. ઘરમાં જન્મેલી હોય તોપણ અપકારિણી હોવાને કારણે ઊંદરડી નાશ કરવાને પાત્ર હોય છે; અને બિલાડો હિતકારી હોવાથી, ખોરાકની લાલચ આપીને પણ, લોકો તેની ઇચ્છા કરે છે. ૯૫. ઘણા એરંડા, ભીંડા, આકડા અને કમળની નાળો એકત્ર કરવામાં આવે તોપણ તેનાથી થાંભલાનું કામ સરી શકતું નથી, તે પ્રમાણે અજ્ઞાનીઓ સંખ્યાબંધ હોય તોપણ તેમનાથી કોઈ પ્રયોજન સિદ્ધ થઇ શકતું નથી. ૯૬. અસમર્થ એવો ભકત શા કામનો? અને સશક્ત પણ અપકારી હોય તો તે શા કામનો? મને આપ ભકત તેમજ શકત–સમર્થ જાણો; મારી અવજ્ઞા કરવી આપને માટે યોગ્ય નથી.” ૯૭.

પિંગલક બોલ્યો, “ભલે એમ થાઓ. અસમર્થ કે સમર્થ, પણ તું મારો જૂનો મંત્રિપુત્ર છે, માટે જે કંઈ કહેવા ઇચ્છતો હોય તે નિઃસંકોચ કહે.” દમનક બોલ્યો,

---

છે તેમ ‘પૃથ્વી’ પણ થાય છે, અને ગિરિ નો અર્થ ‘પર્વત’ પણ થાય છે. પ્રકૃતિમાં તો દૂર્વા એ પૃથ્વી અને પર્વતની રૂંવાટી જ છે. એક કાળે આપણા પૂર્વજોએ પૃથ્વીને ગાયનું રૂપક આપ્યું, અને યજ્ઞકાર્યમાં પવિત્ર મનાયેલી દૂર્વા જે પ્રકૃતિમાં પૃથ્વીનાં રોમરૂપે હતી તે ધાર્મિક દૃષ્ટિએ ગાયનાં રોમરૂપે સમજાઈ. આ એક સંભવિત કલ્પના છે. સંસ્કૃતમાં પણ ‘દૂર્વા’નો એક પર્યાય ‘ગોલોમી’ છે.

"દેવ! આપને કંઈક વિનંતી કરવાની છે". પિંગલકે કહ્યું, "તારી અભિપ્રેત વસ્તુ નિવેદન કર." દમનક બોલ્યો,

'બૃહસ્પતિએ કહ્યું છે કે-રાજાનું નાનું સરખું પણ કામ હોય તોપણ તે સભા વચ્ચે કહેવું નહિ. ૯૮.

માટે આપ મહારાજા મારી વિનંતી એકાન્તમાં સાંભળો. કારણ કે

મંત્ર (ગુપ્ત રાજકીય મંત્રણા) છ કાને જાય તો બહાર પડી જાય છે, પણ ચાર કાનેથી બહાર પડતો નથી. માટે બુદ્ધિમાન મનુષ્યે સર્વ પ્રયત્ન કરીને છ કાનનો (ત્રણ માણસ વાત સાંભળે એવી પરિસ્થિતિનો) ત્યાગ કરવો." ૯૯.

પિંગલકના અભિપ્રાયને જાણનાર વાઘ, દીપડા, વરુ આદિ સર્વે પ્રાણીઓ દમનકનું એ વાક્ય સાંભળીને તે જ ક્ષણે ત્યાંથી દૂર ગયાં. એ પછી દમનક બોલ્યો, "આપ પાણી પીવા જતા હતા ત્યાંથી પાછા વળીને અહીં શા માટે બેઠા?" પિંગલક શરમાઈને સ્મિત કરીને બોલ્યો, "કંઈ નહિ." દમનક બોલ્યો, "દેવ! એ વસ્તુ કહેવા જેવી ન હોય તો રહેવા દો. કહ્યું છે કે

કેટલીક વાત સ્ત્રીઓથી, કેટલીક સ્વજનોથી, કેટલીક મિત્રોથી અને કેટલીક પુત્રોથી છુપાવવા જેવી હોય છે. 'આ વસ્તુ યોગ્ય છે કે યોગ્ય નથી એનો પૂરી ગંભીરતાપૂર્વક કરીને વિદ્વાન પુરુષે વાત કરવી." ૧૦૦.

એ સાંભળીને પિંગલકે વિચાર કર્યો, "આ યોગ્ય વ્યક્તિ જણાય છે. માટે તેની આગળ મારો અભિપ્રાય હું દર્શાવું. કહ્યું છે કે

વિશિષ્ટ ગુણુની સમજવાળા સ્વામી પાસે, ગુણુવાન સેવક પાસે, અનુકૂળ એવી પત્ની પાસે અને ખુશામદ નહિ કરનાર એવા મિત્રની પાસે પેતાનું દુઃખ નિવેદન કરીને મનુષ્ય સુખી થાય છે. ૧૦૧.

(પછી પિંગલક બોલ્યો,) હે દમનક ! દૂરથી આવતો આ મહાશબ્દ તું સાંભળે છે?" તે બોલ્યો, "હા, સાંભળું છું. તે શેનો શબ્દ છે?" પિંગલકે કહ્યું, "ભદ્ર ! હું આ વનમાંથી ચાલ્યો જવાને ઇચ્છું છું." દમનકે કહ્યું, "શા માટે?" પિંગલક બોલ્યો, "કારણ કે અમારા વનમાં કોઇ અપૂર્વ પ્રાણી પ્રવેશ્યું છે, જેનો આ મહાશબ્દ સંભળાય છે. તેનું પરાક્રમ પણ તેના શબ્દને અનુરૂપ (મોટું) હશે." દમનકે કહ્યું, "મહારાજ ! આપ કેવળ શબ્દથી ભય પામ્યા તે પણ અયોગ્ય છે. કહ્યું છે કે

પાણીથી સેતુ ભેદાઈ જાય છે, ગુપ્ત નહિ રાખવાને કારણે મંત્ર (ગુપ્ત મંત્રણા) ભેદાઈ જાય છે–ખુલ્લી પડે છે, ચાડી ખાવાથી સ્નેહ ભેદાઈ જાય છે, અને વાણીથી કાયર ભેદાઇ જાય છે–ડરે છે. ૧૦૨.

માટે પૂર્વજોએ સંપાદન કરેલા આ વનનો ત્યાગ કરવાનું આપને માટે યોગ્ય નથી. કારણકે ભેરી, વેણુ, વીણા, મૃદંગ, પટહ, શંખ, કાહલ વગેરેના ભેદથી અનેક પ્રકારના શબ્દો થાય છે, માટે કેવળ શબ્દથી ડરી જવું જોઈએ નહિ. કહ્યું છે કે

અતિઉત્કટ તથા ભયંકર એવો શત્રુરાજા ચડી આવ્યો હોય તોપણુ જેનું ધૈર્ય નાશ પામતું નથી તે રાજા પરાભવ

પામતો નથી. ૧૦૩. વિધાતા ભય દર્શાવે તે સમયે પણ ધીર પુરુષોના ધૈર્યનો ધ્વંસ થતો નથી; ઉનાળામાં જ્યારે સરોવરો શોષાઈ જાય છે ત્યારે જ સમુદ્ર ખૂબ તોફાને ચડેલો હોય છે! ૧૦૪.

તેમજ

જેને વિપત્તિમાં વિષાદ નથી, સંપત્તિમાં હર્ષ નથી અને સંગ્રામમાં ભીરુપણું નથી એવા ત્રણે ભુવનના તિલક રૂપ વિરલ પુત્રને માતા જન્મ આપે છે. ૧૦૫.

તેમજ

શક્તિ નહિ હોવાથી નમ્ર થયેલા અને નિર્બળ હોવાને કારણે ગૌરવહીન થયેલા માનહીન પ્રાણીની અને તૃણની એકસરખી ગતિ છે. ૧૦૬.

વળી

બીજાના પ્રતાપનો આશ્રય કરીને પણ જે દઢત્વને પામતો નથી તેવા, લાખના બનાવેલા ઘરેણા જેવા, મનુષ્યના રૂપથી પણ શું? ૧૦૭.

તો એમ જાણીને આપે ધૈર્ય ધારણ કરવું જોઇએ; કેવળ શબ્દમાત્રથી ડરવું જોઇએ નહિ. કહ્યું છે કે

મેં પહેલાં જાણ્યું કે મેદથી ભરેલું હશે, પણ અંદર પ્રવેશ્યા પછી તેમાં જેટલું ચામડું અને જેટલું લાકડું હતું તે બરાબર જાણવામાં આવ્યું." ૧૦૮.

પિંગલક બોલ્યો, "એ કેવી રીતે?"

દમનકે કહ્યું—

## (૨) શિયાળ અને દુન્દુભિ[૯]

"ભૂખથી સુકાઇ ગયેલા કોઇ શિયાળે વનમાં આમતેમ ભમતાં બે સૈન્યોની સંગ્રામભૂમિ જોઇ. ત્યાં પડેલા દુન્દુભિ ઉપર વાયુને કારણે હાલતી વેલીઓની શાખાના અગ્રભાગ અથડાતાં ઉત્પન્ન થતો શબ્દ તેણે સાંભળ્યો. એટલે ક્ષોભ પામેલા હૃદયવાળો તે વિચાર કરવા લાગ્યો, "અહો! હું નાશ પામ્યો! આ મોટો શબ્દ કરનાર પ્રાણી-ની નજરે હું પડું ત્યાર પહેલાં અહીંથી ચાલ્યો જાઉં અથવા મારા પિતા અને પિતામહોનું વન આમ એકાએક છોડીને જવું એ યોગ્ય નથી. કહ્યું છે કે

ભય અથવા હર્ષનો પ્રસંગ આવી પડતાં જે વિચાર કરે છે અને ઉતાવળમાં કૃત્ય કરી નાખતો નથી તેને પસ્તાવાનો સમય આવતો નથી. ૧૦૯.

તો હવે હું તપાસ કરું કે આ શેનો શબ્દ છે". પછી ધૈર્ય ધારણ કરીને વિચાર કરતો તે જ્યાં મન્દ મન્દ આગળ ચાલતો હતો ત્યાં તેણે દુન્દુભિ જોયું. એમાંથી અવાજ આવે છે એ જાણીને, પાસે જઇને, તેણે પોતેજ કૌતુકથી તે વગાડ્યું; અને ફરી વાર હર્ષથી વિચાર કરવા લાગ્યો, "મને આ મહદ્ ભોજન ઘણે દિવસે મળ્યું. નક્કી, આ પુષ્કળ માંસ, મેદ અને લોહીથી ભરેલું હશે." પછી કઠણ ચામડાથી મઢેલા તે દુન્દુભિને જેમ તેમ કરી ચીરી, એક ભાગમાં છિદ્ર કરી હર્ષ પામેલા મનવાળો તે શિયાળ અંદર પ્રવેશ્યો (પણ અંદર લાકડા સિવાય બીજું કંઇ ન જોયું). વળી ચામડું ચીરતાં તેની દાઢ પણ ભાંગી ગઇ. નિરાશ થયેલો તે શિયાળ, જેમાં માત્ર લાકડું જ હતું એવા દુન્દુભિને જોઇને આ શ્લોક બોલ્યો—

---

૯. તન્ત્રાખ્યાયિકા ૧-૨, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૨, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧-૨, કથાસરિત્સાગર ૮૪ B (પૃ. ૩૧૦), બૃહત્કથામંજરી ૧૬ -શ્લો. ૨૭૩ થી ૭૫, પુનર્ઘટિત પંચતંત્ર ૧-૨. હિતોપદેશમાં આ કથા નથી.

"મેં પહેલાં જાણ્યું કે આ મેદથી ભરેલું હશે, પણ અંદર પ્રવેશ્યા પછી તેમાં જેટલું ચામડું અને જેટલું લાકડું હતું તે બરાબર જાણવામાં આવ્યું."

માટે તમારે કેવળ શબ્દથી ડરવું નહિ." પિંગલક બોલ્યો, "અરે ભાઈ! જો, મારો આ સર્વ પરિવાર ભયથી વ્યાકુલ ચિત્તવાળો થઈને નાસી જવા ઇચ્છે છે; માટે હું કેવી રીતે ધૈર્ય ધારણ કરી શકું?" દમનકે કહ્યું, "સ્વામી! એમાં એમનો દોષ નથી, કારણ કે સેવકો સ્વામી જેવા જ હોય છે. કહ્યું છે કે

અશ્વ, શસ્ત્ર, શાસ્ત્ર, વીણા, નર અને નારી એટલાં પુરુષવિશેષને પ્રાપ્ત કરીને યોગ્ય અથવા અયોગ્ય થાય છે. ૧૧૦.

તો હું આ શબ્દનું સ્વરૂપ જાણીને આવું ત્યાંસુધી આપ ધૈર્ય ધારણ કરીને અહીં જ મારી રાહ જુઓ. એ પછી યથોચિત કાર્ય કરીશું." પિંગલક બોલ્યો, "શું તું ત્યાં જવાનો ઉત્સાહ ધરાવે છે?" દમનકે કહ્યું "સ્વામીનો આદેશ મળ્યા પછી ઉત્તમ સેવકને માટે કયી વસ્તુ કરવા યોગ્ય અથવા નહિ કરવા યોગ્ય છે? (અર્થાત્ તેણે કાર્યાકાર્યનો વિચાર કર્યા સિવાય આજ્ઞા જ માથે ચઢાવવાની છે.) કહ્યું છે કે

સ્વામીનો આદેશ થયા પછી ઉત્તમ સેવકને ક્યાંય પણ ભય લાગતો નથી; તે સર્પના મુખમાં અથવા દુસ્તર એવા સમુદ્રમાં પણ પ્રવેશ કરે. ૧૧૧.

તેમજ

સ્વામીનો આદેશ થયા પછી જે સેવક સમ અને વિષમનો વિચાર કરે છે તેને સમૃદ્ધિ ઇચ્છતા રાજાએ રાખવો નહિ." ૧૧૨.

પિંગલક બોલ્યો, "ભદ્ર ! એમ હોય તો તું જા; તારો પંથ કુશળ હો !" દમનક પણ તેને પ્રણામ કરીને, સંજીવકના શબ્દને અનુસરીને ચાલ્યો.

હવે, દમનક ગયો, એટલે ભયથી વ્યાકુલ ચિત્તવાળો પિંગલક વિચાર કરવા લાગ્યો, "અહો ! મેં તેનો વિશ્વાસ કરીને મારો અભિપ્રાય જણાવ્યો તે ઠીક ન થયું. અધિકારભ્રષ્ટ હોવાને કારણે દમનક કદાચ ઉભયવેતન બનીને (બન્ને પક્ષો પાસેથી વેતન મેળવીને) મારા પ્રત્યે દુષ્ટ બુદ્ધિવાળો થશે તો ? કહ્યું છે કે

જેઓ પહેલાં રાજાના સન્માનપાત્ર હોય અને પાછળથી અપમાન પામ્યા હોય તેઓ કુલીન હોય તો પણ સર્વદા રાજાના નાશ માટે પ્રયત્ન કરે છે. ૧૧૩.

તો એનું કાર્ય જાણવા માટે બીજે સ્થાને જઇને હું વાટ જોઉં. કારણ કે દમનક તે પ્રાણીને લાવીને કદાચ મારો નાશ કરવા ઇચ્છતો હોય. કહ્યું છે કે

બળવાન પુરુષો પણ અવિશ્વાસુ એવા દુર્બલ પુરુષોનો નાશ કરી શકતા નથી, જ્યારે વિશ્વાસુ એવા બળવાન પુરુષોનો દુર્બલો પણ નાશ કરી નાખે છે. ૧૧૪.

મહામતિ એવા પ્રાજ્ઞ પુરુષે પણ શત્રુનો વિશ્વાસ કરવો નહિ; ઇન્દ્રે વિશ્વાસનો લાભ લઇને દિતિનો ગર્ભ ચીરી નાખ્યો હતો." ૧૧૫.

આ પ્રમાણે નિશ્ચય કરીને બીજે સ્થળે જઈને દમનકની રાહ જોતો પિંગલક એકલો બેઠો. દમનક પણ સંજીવકની પાસે જઈને 'આ તો વૃષભ છે' એમ જાણીને હર્ષિત માનસવાળો થઈને વિચાર કરવા લાગ્યો, "અહો! સારું થયું. આની સાથે સંધિવિગ્રહ કરાવવા વડે પિંગલક મારે વશ થશે. કહ્યું છે કે

જ્યાં સુધી દુ:ખ અથવા શોક આવી પડે નહિ ત્યાં સુધી રાજા કેવળ કુલીનપણાથી અથવા મિત્રભાવથી મંત્રીઓનાં વચનનો સ્વીકાર કરતો નથી. ૧૧૬. આપત્તિમાં આવી પડેલો રાજા મંત્રીઓને સદાકાળ વશ થાય છે; આજ કારણથી રાજા આપદ્ગ્રસ્ત હોય એવું મંત્રીઓ ઇચ્છે છે. ૧૧૭. જેવી રીતે નીરોગી મનુષ્ય ઉત્તમ ચિકિત્સકને ઇચ્છતો નથી તેવી રીતે આપત્તિરહિત રાજા મંત્રીને ઇચ્છતો નથી." ૧૧૮.

આમ વિચાર કરતો દમનક પિંગલકની તરફ ચાલ્યો. પિંગલક પણ તેને આવતો જોઇ પોતાનો મનોભાવ છુપાવતો પહેલાંની જેમ ઊભો રહ્યો. દમનક પણ પિંગલકની પાસે જઇને પ્રણામ કરીને બેઠો. પિંગલક બોલ્યો, "શું એ પ્રાણી તેં જોયું?" દમનકે કહ્યું, "સ્વામીની કૃપાથી જોયું." પિંગલક પણ બોલ્યો, "શું ખરેખર જોયું?" દમનકે કહ્યું, "શું મહારાજની પાસે અસત્ય વસ્તુ જણાવી શકાય? કહ્યું છે કે

રાજાઓ અને દેવોની સમક્ષ જે અલ્પમાત્ર પણ અસત્ય બોલે છે તે મહાન વ્યક્તિ હોય તો પણ જડપથી નાશ પામે છે. ૧૧૯.

તેમ જ

મનુ કહે છે કે—રાજા સર્વદેવતામય છે, માટે કદી પણ તેની કપટથી સેવા કરવી નહિ. ૧૨૦. સર્વદેવતામય એવા રાજાની વિશેષતા એ છે કે રાજાની પાસેથી શુભાશુભનું ફળ તુરત જ મળે છે, જ્યારે દેવ પાસેથી જન્માન્તરમાં મળે છે." ૧૨૧.

પિંગલક બોલ્યો, "તેં ખરેખર એ પ્રાણી જોયું હશે. તો પણ મહાપુરુષો દીન જનો ઉપર કોપતા નથી, તેથી તેણે તને માર્યો નહિ હોય. કારણ કે

મૃદુ અને ચારે તરફ નીચાં નમેલાં વૃક્ષોને પવન ઉખાડી નાખતો નથી; ઉન્નત ચિત્તવાળા પુરુષોનો આ સ્વભાવ જ છે—મહાપુરુષ મહાપુરુષો ઉપર જ પરાક્રમ કરી દેખાડે છે. ૧૨૨.

વળી

મદજળથી યુક્ત ગંડસ્થળો ઉપર રાગ બંધાવાને કારણે મદમત્તપણે ભમતા ભમરાઓના ચરણ વડે પ્રહાર પામવા છતાં મહાબળવાન હાથી કોપ પામતો નથી. બળવાન તુલ્ય બળવાળા ઉપર જ કોપ પામે છે." ૧૨૩.

દમનક બોલ્યો, "એ પ્રમાણે એ મહાત્મા—મહાન છે, અને આપણે કૃપણ—ગરીબ છીએ; તો પણ આપ જો કહેતા હો તો તેને આપનો સેવક બનાવી દઉં." પિંગલકે નિઃશ્વાસ સાથે કહ્યું, "શું એમ કરવાની તારી શક્તિ છે?" દમનક બોલ્યો, "બુદ્ધિ વડે કયી વસ્તુ અસાધ્ય છે? કહ્યું છે કે

બુદ્ધિથી જે કાર્ય સિદ્ધ થાય તે શસ્ત્રોથી, ઉત્તમ હાથી-ઓથી, અશ્વોથી કે પદાતિઓથી સિદ્ધ થતું નથી. ” ૧૨૪.

પિંગલકે કહ્યું, “ જો એમ છે તો હું તને મારા મન્ત્રિપદે નીમું છું. આજથી અનુગ્રહ, નિગ્રહ વગેરે કાર્યો તારે જ કરવાનાં છે એવો મારો નિશ્ચય છે. ”

પછી, દમનકે સત્વર સંજીવક પાસે જઈને તિરસ્કાર-પૂર્વક તેને કહ્યું, “ આવ, આવ, દુષ્ટ વૃષભ ! મહારાજ પિંગલક તને બોલાવે છે. નિઃશંક થઈને વારંવાર વૃથા ગર્જના શા માટે કરે છે ? ” તે સાંભળીને સંજીવક બોલ્યો, “ ભદ્ર ! એ પિંગલક કોણ છે ? ” દમનકે કહ્યું, “ શું તું મહારાજ પિંગલકને જાણતો નથી ? એક ક્ષણવાર રાહ જો. ફળ વડે જ તેમને જાણીશ. પેલા મહારાજ પિંગલક નામે સિંહ સર્વ પ્રાણીઓ વડે વીંટાઈને વડના ઝાડ નીચે બેઠા છે. ” આ સાંભળીને પોતાને મરેલો માનતો સંજીવક અત્યંત વિષાદ પામ્યો, અને બોલ્યો, “ ભદ્ર ! તું સદાચારી અને વચનમાં કુશળ જણાય છે, તો જો તું મને અવશ્ય ત્યાં લઈ જાય તો મને અભયદાન અપાવવા વડે તારે પોતાના સ્વામી પાસે મારા ઉપર કૃપા કરાવવી. ” દમનકે કહ્યું, “ અરે ભાઈ ! તેં સાચું કહ્યું. એ નીતિ છે. કારણ કે

પૃથ્વીનો, સમુદ્રનો અને પર્વતનો છેડો જાણી શકાય, પણ રાજાના મનનો છેડો કોઈથી કદી જાણી શકાતો નથી. ૧૨૫.

તો તું અહીં જ ઊભો રહે, જેથી યોગ્ય સમયે તેમને મળીને પછી હું તને ત્યાં લઈ જાઉં."

એ પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી દમનકે પિંગલક પાસે જઇને આ પ્રમાણે કહ્યું, "સ્વામી ! એ કોઇ સામાન્ય પ્રાણી નથી, પણ ભગવાન મહેશનું વાહન બનેલો વૃષભ છે. મેં તેને પૂછ્યું, એટલે તે આ પ્રમાણે બોલ્યો–'સંતુષ્ટ થયેલા શ્રીમહેશે યમુનાના કિનારા ઉપર કોમળ તૃણો ચરવાની મને આજ્ઞા આપી છે. વધારે શું કહું ? મને આ વન વિહાર કરવા માટે આપ્યું છે.' " પિંગલક સભય બોલ્યો, "હવે મેં જાણ્યું કે હિંસક પશુઓથી ભરેલા વનમાં ઘાસ ખાનારાં પ્રાણીઓ દેવતાની કૃપા સિવાય આમ નિઃશંકપણે ગર્જના કરતાં ભમી શકતાં નથી. પછી તેં શું કહ્યું ?" દમનક બોલ્યો, "સ્વામી ! મેં કહ્યું કે—'આ વન ચંડિકાના વાહન એવા પિંગલકના અધિકારમાં છે, માટે તમે અભ્યાગત અને પ્રિય એવા અતિથિ છો. તેથી પિંગલકની પાસે જઇને ભ્રાતૃસ્નેહથી એક સાથે ખાનપાન, વિહાર વગેરે ક્રિયાઓ કરતાં એક સાથે વસીને સમય ગાળવો તમારે માટે યોગ્ય છે.' તેણે પણ આ સર્વ સ્વીકારીને સહર્ષ કહ્યું કે—'મહારાજ પાસેથી તારે મને અભયદાન અપાવવું.' તો આ વિષયમાં આપને જેમ યોગ્ય લાગે તેમ કરો." એ સાંભળીને પિંગલક બોલ્યો, "સુન્દર, સુબુદ્ધિ ! સુન્દર, મંત્રિશ્રોત્રિય ! સુન્દર ! મારા હૃદયની સાથે મંત્રણા કરીને જ તેં ઉત્તર આપ્યો છે ! પણ તેની પાસેથી પણ મારે માટે અભયદાન માગીને તેને જલદી અહીં લઈ આવ. આ વાત ખરી કહી છે કે

અંદરના બળવાળા, અકુટિલ ( સરળ અથવા વાંકાચુંકા નહિ એવા ), અચ્છિદ્ર ( કપટ વિનાના અથવા છિદ્ર વિનાના ) તથા જેમની સારી રીતે પરીક્ષા કરવામાં આવેલી છે એવા મંત્રીઓ, થાંભલાઓ જેમ મકાનને ટકાવી રાખે તેમ, રાજ્યને ટકાવી રાખે છે. ૧૨૬.

તેમ જ

જેમની સાથે ભેદ પડ્યો હોય તેમની સાથે સંધિ કરાવવામાં મંત્રીઓની બુદ્ધિ વ્યક્ત થાય છે અને સંનિપાત જ્વરની ચિકિત્સામાં વૈદ્યની બુદ્ધિ વ્યક્ત થાય છે; બાકી સ્વસ્થ સ્થિતિ( શાન્તિ અથવા આરોગ્ય )માં તો કોણ ડાહ્યો નથી ? " ૧૨૭.

દમનક પણ પિંગલકને પ્રણામ કરીને સંજીવકની તરફ ચાલ્યો, અને હર્ષપૂર્વક વિચાર કરવા લાગ્યો કે, "સ્વામી મારા ઉપર પ્રસન્ન થઇને મારા વચનને વશ થયા છે, તેથી મારાથી વધારે ધન્ય બીજો કોઈ નહિ હોય. કહ્યું છે કે

શિયાળામાં અગ્નિ અમૃત સમાન છે, પ્રિય જનનું દર્શન અમૃત સમાન છે, રાજા તરફથી પ્રાપ્ત થતું સન્માન અમૃત સમાન છે, અને દૂધનું ભોજન પણ અમૃત સમાન છે." ૧૨૮.

પછી સંજીવકની પાસે જઇને દમનક વિનયપૂર્વક બોલ્યો, "હે મિત્ર ! તારે માટે મેં મહારાજ પાસે અભય-દાન માગી લીધું છે. માટે હવે તું વિશ્વાસપૂર્વક આવ. પરન્તુ રાજાની કૃપા પ્રાપ્ત કર્યા પછી તારે મારી સાથે

આપણા સંકેત અનુસાર વર્તવું, પણ પોતાની સમૃદ્ધિથી ગર્વ ધારણ કરીને વિચરવું નહિ. હું પણ અમાત્યપદવીનો આશ્રય લઇને તારી સાથે મંત્રણા કરીને આઆશ્રે રાજ્યની કાર્યધુરાને ઉપાડીશ. એમ કરવાથી આપણે બન્ને રાજ્યલક્ષ્મીને ભોગવી શકીશું. કારણ કે

મૃગયાની રીતથી વૈભવો મનુષ્યોના વશમાં આવે છે; એક જણ માનવપ્રજાને પ્રેરે છે, અને બીજો તેમને પશુઓની જેમ મારે છે. ૧૨૯.

તેમ જ

રાજાની પાસેના ઉત્તમ, મધ્યમ અને અધમ મનુષ્યોનું જે ગર્વને લીધે સન્માન કરતો નથી તે રાજાનો માનીતો હોય તો પણ દંતિલની જેમ અધિકારથી ભ્રષ્ટ થાય છે." ૧૩૦.

સંજીવક બોલ્યો, "એ કેવી રીતે?" દમનક કહેવા લાગ્યો—

### (૩) દંતિલ શ્રેષ્ઠી અને ગોરંભ[૧૦]

"આ ધરાતલ ઉપર વર્ધમાન નામનું નગર છે. ત્યાં અનેક પ્રકારના માલનો અધિપતિ અને સકલ નગરનો નાયક દંતિલ નામે (શ્રેષ્ઠી) રહેતો હતો. તેણે નગરનું કાર્ય તથા રાજકાર્ય કરતાં તે નગરના વાસી લોકોને અને રાજાને પ્રસન્ન કર્યા હતા. વધારે શું કહેવું? તેના જેવો બીજો કોઈ જોવામાં કે સાંભળવામાં આવ્યો ન હતો. અથવા સાચું કહ્યું છે કે

---

૧૦. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૩. પૂર્ણભદ્ર અને પશ્ચિમ ભારતીય પંચતંત્ર સિવાયની પંચતંત્રની બીજી કોઈ પાઠપરંપરામાં આ કથા નથી. પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે સ્વીકારવામાં આવેલી નથી.

રાજાનું હિત કરનારો લોકોમાં દ્વેષપાત્ર થઈ પડે છે, અને દેશનું હિત કરનારનો રાજાઓ ત્યાગ કરે છે. આમ એકસરખી રીતે ( આ બે વચ્ચે ) મહાવિરોધ પ્રવર્તમાન હોય તેવી સ્થિતિમાં રાજા અને પ્રજા બન્નેનું કાર્ય કરનાર દુર્લભ હોય છે. ૧૩૧.

આ રીતે સમય જતાં એક વાર દંતિલનો વિવાહ થયો. તે સમયે તેણે તે નગરના સર્વે નિવાસીઓને અને રાજાની પાસે રહેનારાં મનુષ્યોને સન્માન સાથે આમંત્રીને વસ્ત્રાદિ આપીને તેમનો સત્કાર કર્યો. પછી તેણે અંતઃપુર સહિત રાજાને પોતાને ઘેર બોલાવીને તેનો સત્કાર કર્યો. હવે, તે રાજાના ઘરનો કચરો વાળનાર ગોરંભ નામે રાજસેવક પણ તેને ઘેર આવેલો હતો, પણ તેને અનુચિત સ્થાન ઉપર બેઠેલો જાણીને દંતિલે તેનું ગળું પકડીને બહાર કાઢી મૂકયો. ગોરંભ પણ આ અપમાનને કારણે તે દિવસથી ખૂબ નિઃશ્વાસ નાખીને રાત્રે સૂતો પણ નહોતો. 'આ વેપારી ઉપર રાજાની કૃપા છે તે મારે કેવી રીતે દૂર કરવી ?' એના જ વિચાર તે કર્યાં કરતો હતો. ( વળી તે વિચાર કરવા લાગ્યો કે, ) "આ પ્રમાણે વૃથા શરીર સુકવી નાખવાથી શું ? દંતિલનું જરા પણ ભૂંડું હું કરી શકું એમ નથી. અથવા બરાબર કહ્યું છે કે

જે સામાનું ભૂંડું કરવાને અશક્ત હોય એવો નિર્લજ્જ મનુષ્ય શા માટે કોપ કરતો હશે ? ( શેકાતી વખતે ) ઊંચે ઊડતો ચણો શું ભાડને ભાંગી નાખવા સમર્થ છે ?" ૧૩૨.

હવે, એક વાર સવારે રાજા અર્ધનિદ્રામાં હતો ત્યારે તેની શય્યાની પાસે સાફસૂફી કરતાં ગોરંભ બોલ્યો કે, " અહો ! દંતિલની ભ્રષ્ટતા તો જુઓ કે તે રાજાની પટ્ટરાણીને આલિંગન કરે છે !" આ સાંભળીને રાજાએ ઉતાવળે ઊભા થઈને તેને કહ્યું, "હે ગોરંભ ! દંતિલે દેવીને આલિંગન કર્યું એ વાત શું સાચી છે ?" ગોરંભ બોલ્યો, "જુગારના ઘણા શોખને લીધે રાતનો ઉજાગરો થવાથી મને બહુ જ નિદ્રા આવતી હતી, તેથી હું શું બોલ્યો તે મને

ખબર નથી." રાજા ઈર્ષ્યાપૂર્વક સ્વગત બોલ્યો, "જેમ આ ગોરંભ મારા ઘરમાં વિના સંકોચ ફરે છે તેમ દંતિલ પણ ફરે છે. તો કદાચ ગોરંભે આલિંગન કરાતી દેવીને જોઈ હોય, અને તેથી તેણે આમ કહ્યું હોય. કહ્યું છે કે

મનુષ્ય દિવસે જે ઇચ્છે છે, જુએ છે અને કરે છે તે, પરિચયના કારણથી, ઊંઘમાં પણ બોલે છે અથવા કરે છે. ૧૩૩.

તેમજ

મનુષ્યોના હૃદયમાં જે સારું અથવા નરસું ગૂઢ રીતે રહેલું હોય છે તે ઊંઘમાં બોલવાથી અને મદમત્તપણામાં કરેલા બકવાદ ઉપરથી જાણવામાં આવે છે. ૧૩૪.

અથવા સ્ત્રીઓ માટે આવી બાબતમાં સંદેહ શો છે ?

તેઓ એકની સાથે વાર્તાલાપ કરે છે, બીજાની સામે વિલાસપૂર્વક જુએ છે, અને પોતાના હૃદયમાં રહેલા ત્રીજાનો જ વિચાર કરે છે. ખરેખર સ્ત્રીઓને કોણ પ્રિય છે ? ૧૩૫. સ્મિત વડે રાતા હોઠવાળી સ્ત્રીઓ એક સાથે ઘણી વાત કરે છે, વિકસિત કુમુદિની જેવાં નેત્રો વડે બીજા પ્રત્યે લાંબા સમય સુધી નિહાળે છે અને ઉદાર ચારિત્ર્યથી રહિત પણ વિચિત્ર વૈભવવાળા એવા ત્રીજાનું મનમાં ચિન્તન કરે છે; આ રીતે જોતાં, વામલોચના સ્ત્રીઓનો પ્રેમ સાચા અર્થમાં ખરેખર કોના ઉપર છે ? ૧૩૬.

તેમજ

અગ્નિ કાષ્ઠોથી તૃપ્તિ પામતો નથી, સમુદ્ર નદીઓથી તૃપ્તિ પામતો નથી, કાળ સર્વ પ્રાણીઓથી તૃપ્તિ પામતો નથી, અને સ્ત્રીઓ પુરુષોથી તૃપ્તિ પામતી નથી. ૧૩૭. એકાંત સ્થળ નથી, ઉત્સવનો સમય નથી અને પ્રાર્થના કરનાર પુરુષ નથી, તે કારણથી હે નારદ! સ્ત્રીઓનું સતીત્વ ઉત્પન્ન થાય છે. ૧૩૮. જે મૂઢ પુરુષ મોહને કારણે 'આ સ્ત્રી મારે વશ છે' એમ માને છે તે તેને વશ પડીને તેના રમવાના પંખી (રમકડા)

જેવો બની જાય છે. ૧૩૯. જે પુરુષ સ્ત્રીઓનાં નાનાં કે મોટાં વાક્યો કે કાર્યો કરે છે તે એ વાક્યો અથવા કાર્યો કરવા વડે સર્વત્ર લઘુતા પામે છે. ૧૪૦. જે પુરુષ સ્ત્રીની પ્રાર્થના કરે છે, તેના સંસર્ગમાં આવે છે તથા તેની કંઇક પણ સેવા કરે છે તે પુરુષને સ્ત્રીઓ ઇચ્છે છે. ૧૪૧. પ્રાર્થના કરનારા મનુષ્યો નહિ હોવાથી તથા પરિજનોના ભયને કારણે અમર્યાદ એવી સ્ત્રીઓ સર્વદા મર્યાદામાં રહે છે. ૧૪૨. સ્ત્રીઓને માટે કોઇ અગમ્ય નથી અથવા વયની મર્યાદાનો એમને વિચાર નથી. કદરૂપા અથવા રૂપાળા મનુષ્યને, તે માત્ર પુરુષ હોવાના કારણથી જ, તેઓ ભોગવે છે. ૧૪૩. છેડાના ભાગથી નીચે લટકતી અને નિતંબ ઉપર રાખવામાં આવેલી રક્ત-રાતી સાડીની જેમ રક્ત-આસક્ત પુરુષ સ્ત્રીઓને માટે ભોગવવા લાયક બને છે. અર્થાત્ કામી પુરુષ પણ સ્ત્રીના પાલવે વળગીને તેની પાછળ ઘસડાય છે. ૧૪૪. રક્ત-રાતા અળતાની જેમ રક્ત-કામાસક્ત પુરુષને પણ સ્ત્રીઓ બળપૂર્વક ચોળી નાખીને પોતાના પગના મૂળમાં પાડે છે (અળતા ને પોતાના પગે ચોપડે છે અને પુરુષને પગમાં નમાવે છે)." ૧૪૫.

આ પ્રમાણે અનેક પ્રકારનો વિલાપ કર્યા પછી રાજા તે દિવસથી દંતિલ પ્રત્યે કૃપા દર્શાવવામાં બેદરકાર રહેવા લાગ્યો. વધારે શું કહેવું? રાજદ્વારમાં તેનો પ્રવેશ પણ રાજાએ બંધ કરાવ્યો. હવે, રાજાને કૃપારહિત જોઇને દંતિલ વિચાર કરવા લાગ્યો,

"ધન મેળવીને કયો માણસ ગર્વિત થયો નથી? કયા વિષયી મનુષ્યની આપત્તિઓ અસ્ત પામી છે? પૃથ્વીમાં કોનું મન સ્ત્રીઓએ ખંડિત કર્યું નથી? રાજાને ખરેખર કોણ પ્રિય છે? કાળની મર્યાદામાં કોણ આવતો નથી? કયો યાચક ગૌરવ પામ્યો છે? અને દુર્જનની જાળમાં ફસાયેલો કયો પુરુષ કુશળતાપૂર્વક બચી ગયેલો છે? ૧૪૬. કાગડામાં પવિત્રતા, જુગારીમાં સત્ય, સર્પમાં ક્ષમા, સ્ત્રીઓમાં કામની શાન્તિ, નપુંસકમાં ધૈર્ય, મદ્ય પીનારમાં તત્ત્વ-

વિચાર અને રાજા મિત્ર—આટલી વસ્તુઓ કોણે જોઈ અથવા સાંભળી છે ? ૧૪૭.

વળી આ રાજાનું અથવા તેના બીજા કોઈ સંબંધીનું મેં સ્વપ્નમાં પણ કંઈ અનિષ્ટ કર્યું નથી. તો આ શું થયું ?" એ પ્રમાણે (વિચાર કરતા) દંતિલને રાજદ્વારમાં પ્રવેશતાં અટકાવવામાં આવેલો જોઈને વાસીદું વાળનાર ગોરંભ હસીને દ્વારપાલોને આ પ્રમાણે કહેવા લાગ્યો, "હે દ્વારપાલો ! રાજાનો કૃપાપાત્ર આ દંતિલ પોતે નિગ્રહ અને અનુગ્રહ કરનારો છે; માટે એને અટકાવશો તો, મારી બાબતમાં બન્યું તેમ, તમને પણ ગળચી પકડીને હાંકી કાઢવામાં આવશે." એ સાંભળીને દંતિલ વિચાર કરવા લાગ્યો, "ખરેખર, આ બધું ગોરંભનું જ કામ હશે. અથવા યોગ્ય કહ્યું છે કે

રાજાને સેવનારો મનુષ્ય અકુલીન, મૂર્ખ અને સંમાનહીન હોય તો પણ સર્વત્ર તેનો સત્કાર થાય છે. ૧૪૮. કાયર અને ભીરુ મનુષ્ય પણ જો રાજાનો સેવક હોય તો લોકો પાસેથી જે ફળ મેળવી શકે છે તેનો એક અંશ પણ (સામાન્ય સ્થિતિમાં રહેલો) ગુણી જન મેળવી શકતો નથી."

એ પ્રમાણે અનેક પ્રકારનો વિલાપ કરીને, લજ્જા પામેલા મુખવાળો અને ઉદ્વેગને કારણે પ્રભાવરહિત બનેલો દંતિલ પોતાને ઘેર આવ્યો; અને સાયંકાળે તેણે ગોરંભને પોતાને ઘેર બોલાવીને વસ્ત્રયુગલ આપવા વડે તેનો સત્કાર કરીને કહ્યું, "ભદ્ર ! તે દિવસે તું તારે માટે અનુચિત એવે સ્થાને, રાજાના આસન ઉપર બેઠો હતો તેથી મેં તિરસ્કાર કરીને તારું અપમાન કર્યું હતું, દ્વેષને કારણે તને કાઢી મૂક્યો નહોતો." ગોરંભે પણ સ્વર્ગના રાજ્ય સમાન તે વસ્ત્રયુગલ મળતાં પરમ સંતોષ પામીને તેને કહ્યું, "હે શેઠ ! તમારા તે કૃત્યની હું ક્ષમા આપું છું. તમે મારો સત્કાર કર્યો છે, તો હવે મારો બુદ્ધિ-

પ્રભાવ તથા (તમારા ઉપર થનાર) રાજાની કૃપા જોજો." એ પ્રમાણે કહીને સંતોષ પામીને તે નીકળ્યો. આ વાત સાચી કહી છે કે

અહો! આ ત્રાજવાંની દાંડી અને ખલ પુરુષની ચેષ્ટા સમાન છે; અલ્પ વસ્તુથી તે ઉન્નતિ પામે છે (ઊંચે જાય છે) અને અલ્પ વસ્તુથી અધોગતિ પામે છે (નીચે જાય છે). ૧૫૦.

હવે, ગોરંભ રાજમહેલમાં જઈને, રાજા અર્ધનિદ્રામાં રહેલો હતો તે સમયે વાસીદું વાળતાં બોલ્યો કે, "અહો! અમારા રાજાનો અવિવેક તો જુઓ કે તે ઝાડે ફરતાં ચીભડું ખાય છે!" એ સાંભળીને રાજાએ વિસ્મય પામીને તેને કહ્યું કે, "અરે ગોરંભ! અસંબદ્ધ કેમ બોલે છે? તું ઘરનો નોકર હોવાથી જ તને હું મારી નાખતો નથી. શું તેં કદાપિ મને એમ કરતાં જોયો છે?" ગોરંભ બોલ્યો, "દેવ! જુગારના શોખને લીધે રાતનો ઉજાગરો થવાને કારણે વાસીદું વાળતાં વાળતાં મને ખૂબ નિદ્રા આવી હતી. નિદ્રાના ઘેનમાં હું કંઈક લવ્યો હોઈશ, પણ શું તે હું પોતે જ જાણતો નથી. માટે પરવશ એવા મારા ઉપર મહારાજ કૃપા કરો." એ સાંભળીને રાજાએ વિચાર્યું કે, "આખા જીવનમાં ઝાડે ફરતાં મેં કદી ચીભડું ખાધું નથી. તો જેવી આ અસંભવિત બાબત ગોરંભે મને કહી તેવી રીતે દંતિલની બાબતમાં પણ કહી હશે એ ચોક્કસ છે. માટે તે બિચારાનું મેં અપમાન કર્યું એ યોગ્ય ન થયું. એવા પુરુષોની એ પ્રકારની ચેષ્ટાઓ સંભવતી નથી. તેના પ્રત્યેની અવકૃપાને કારણે બધાં રાજકાર્યો પણ શિથિલતા પામે છે." એ પ્રમાણે અનેક પ્રકારે વિચાર કરીને દંતિલને બોલાવી, પોતાના અંગનાં વસ્ત્રાભૂષણો તેને આપી રાજાએ ફરી પોતાના અધિકાર ઉપર તેની નિમણૂંક કરી.

તેથી હું કહું છું કે–રાજાની પાસેના ઉત્તમ, મધ્યમ અને અધમ મનુષ્યોનું જે ગર્વને લીધે સન્માન કરતો

નથી તે રાજાનો માનીતો હોય તો પણ દંતિલની જેમ અધિકારથી ભ્રષ્ટ થાય છે.”

સંજીવક બોલ્યો, “ભદ્ર! એ બરાબર છે. તેં કહ્યું છે તે જ પ્રમાણે હું કરીશ.” તેણે એમ કહ્યું, એટલે દમનક તેને લઇને પિંગલકની પાસે આવ્યો અને બોલ્યો, “દેવ! તે સંજીવકને આ હું લાવ્યો છું. હવે આ બાબતમાં આપને જેમ યોગ્ય લાગે તેમ કરો.” સંજીવક પણ પિંગલકને આદરપૂર્વક પ્રણામ કરીને વિનયથી આગળ ઊભો રહ્યો. પુષ્ટ અને પહોળી ખાંધવાળા તે સંજીવક ઉપર નખરૂપી વજ્રથી અલંકૃત પોતાનો જમણો હાથ મૂકીને પિંગલક માનપૂર્વક બોલ્યો, “તું કુશળ તો છે ને? આ નિર્જન વનમાં તું ક્યાંથી આવ્યો?” સંજીવકે પણ પોતાનો આત્મવૃત્તાન્ત કહ્યો, અને વર્ધમાનથી પોતે જે રીતે છૂટો પડયો તે બધો વૃત્તાન્ત નિવેદન કર્યો. એ સાંભળીને પિંગલકે આદરપૂર્વક તેને કહ્યું, “મિત્ર! તારે હવે ઇચ્છા પ્રમાણે વર્તવું. પણ બીજું કહેવાનું એ કે તારે નિત્ય મારી પાસે રહેવું, કારણ કે અનેક વિઘ્નોથી ભરેલું અને ભયંકર પ્રાણીઓ વડે વસાયેલું આ વન મોટાં પ્રાણીઓને માટે પણ સેવન કરવા લાયક નથી, તો પછી ઘાસ ખાનારાં પ્રાણીઓની શી વાત કરવી?” એમ કહીને સર્વે પશુઓ વડે વીંટળાયેલો પિંગલક યમુનાના કિનારા ઉપર ઊતરીને, પાણી પીને ઇચ્છાનુસાર પાછો તે જ વનમાં પ્રવેશ્યો; અને તે સમયથી કરટક અને દમનક ઉપર રાજ્યનો ભાર નાખીને સંજીવકની સાથે સુભાષિતગોષ્ઠિ કરતો રહેવા લાગ્યો. અથવા સાચું કહ્યું છે કે . . . . .

સત્પુરુષોની સાથે દૈવેચ્છાએ એક વાર પણ સમાગમ થયો હોય તે અત્યંત દઢ થઈ જાય છે; તેને માટે કંઈ નિત્યના પરિચયની જરૂર પડતી નથી. ૧૫૧.

અનેક શાસ્ત્રોના અવગાહનથી જેને બુદ્ધિની પ્રગલ્ભતા પ્રાપ્ત થઇ હતી એવા સંજીવકે થોડાક જ દિવસમાં મૂઢમતિ પિંગલકને એવો બુદ્ધિમાન કર્યો કે અરણ્યધર્મથી–જંગલીપણાથી મુક્ત કરીને તેને ગ્રામ્યધર્મમાં જોડી દીધો –અથવા મનુષ્યોની સાથે રહેતાં પ્રાણીઓ જેવો શાન્ત બનાવી દીધો. બીજાં સર્વે પશુઓ સિંહથી દૂર રહેવા લાગ્યાં. કરટક અને દમનકને પણ પ્રવેશ મળી શકતો નહોતો. વળી સિંહના પરાક્રમના અભાવને કારણે સર્વે પશુઓ ક્ષુધાતુર થઈને જુદી જુદી દિશાઓમાં નાસી જવા લાગ્યાં.[૧૧] કહ્યું છે કે

---

૧૧. કરટક–દમનક અને બીજા પરિજનો પ્રત્યેની પિંગલકની ઉદાસીનતાનું જુદું કારણ હિતોપદેશ ( પૃ. ૬૦–૬૩ )મા આપ્યું છે: એક વાર પિંગલકનો ભાઈ સ્તબ્ધકર્ણ નામે સિંહ પરોણા તરીકે આવ્યો. તેના આહાર માટે પશુ મારવા પિંગલક જવા લાગ્યો, એટલે સંજીવકે કહ્યું, “ દેવ! મારેલા મૃગોનું માંસ ક્યાં છે ! ” રાજાએ કહ્યું, “ કરટક–દમનકને ખબર. ” વળી રાજાએ કહ્યું કે, “ તેઓ દરરોજ આવી રીતે માંસ વેડફી નાખે છે. ” સંજીવકે કહ્યુ કે, “ શું આપની જાણ બહાર આ કરવામાં આવે છે? ” પિંગલકે કહ્યું, “હા.” સ્તબ્ધકર્ણે કહ્યું કે, “ આ કરટક-દમનક સંધિવિગ્રહનું કાર્ય કરે છે માટે અર્થાધિકાર ઉપર તેમને ન રાખવા જોઇએ. આ તૃણભક્ષક સંજીવકને અર્થાધિકાર ઉપર રાખો. ” પછી પિંગલકે એમ કર્યું અને સંજીવક તથા પિંગલકને ગાઢ પ્રીતિ થઈ. સેવકોને આહાર આપવામાં પણ શિથિલતા થવા માંડી. આથી દમનક કરટક પાસે જઈને સંજીવકને લાવવા રૂપ જે દોષ પોતે કર્યો હતો તેના ઉપર વિચાર કરવા લાગ્યો.

ઝાડ ઉત્તમ અને ઉન્નત હોય તો પણ સુકાઈ ગયેલું હોય–ફળહીન હોય તો પક્ષીઓ તેનો ત્યાગ કરીને બીજે ચાલ્યાં જાય છે તે પ્રમાણે સેવકો પણ કુલીન અને ઉન્નત છતાં ફલહીન–સેવાનું ફળ નહિ આપનારા રાજાનો ત્યાગ કરીને ચાલ્યા જાય છે. ૧૫૩.

તેમ જ

જેમનું સન્માન કરવામાં આવે છે એવા, કુલીન અને ભક્તિતત્પર એવા સારા સેવકો પણ પોતાની આજીવિકાનો ભંગ થતાં રાજાનો ત્યાગ કરીને જાય છે. ૧૫૪.

વળી

જે રાજા સેવકોને વૃત્તિ–પગાર આપવામાં વિલંબ કરતો નથી તે તિરસ્કાર કરે તો પણ સેવકો તેનો કદી ત્યાગ કરતા નથી. ૧૫૫.

તેમ વળી માત્ર સેવકો જ આવા હોય છે એવું નથી પણ સંસારપર્યંત આખું આ જગત આજીવિકાને માટે સામ આદિ ઉપાયો વડે પ્રયત્ન કરતું ખડું છે. જેમકે

જળચરો જેમ બીજાં જળચરોને ખાય છે તેમ દેશો ઉપર રાજાઓ, રોગીઓ ઉપર વૈદ્યો, ગ્રાહકો ઉપર વેપારી-ઓ, મૂર્ખો ઉપર પંડિતો, પ્રમાદી મનુષ્યો ઉપર ચોરો, ગૃહસ્થો ઉપર ભિક્ષુકો, કામી જનો ઉપર ગણિકાઓ અને અને સર્વ લોક ઉપર શિલ્પીઓ—કારીગરો સામ આદિ ઉપાયો વડે સજ્જ કરેલા પાશો નાખીને રાત્રિદિવસ તેમની રાહ જુએ છે અને યથાશક્તિ તેમને ફોલી ખાય છે. ૧૫૫, ૧૫૬, ૧૫૭.

અથવા ખરું કહ્યું છે કે

સર્પોના, ખલ પુરુષોના અને બીજાના દ્રવ્યનું અપહરણ કરનારાઓના અભિપ્રાયો સિદ્ધ થતા નથી તેથી જ આ જગત ચાલે છે. ૧૫૮. ભૂખથી પીડાતો મહાદેવનો સર્પ ગણપતિના ઊંદરને ખાઇ જવાની ઇચ્છા કરે છે, તેને કાર્તિકેયનો મોર ખાવા ઇચ્છે છે, અને સર્પનું ભક્ષણ કરનારા તે મોરને વળી પાર્વતીનો સિંહ ખાવાની ઇચ્છા કરે છે—શંભુના ઘરમાં પણ પરિજનોની જો આવી ઘટના છે તો બીજે આવું કેમ ન હોય ? કારણ કે જગતનું સ્વરૂપ જ એવું છે. ૧૫૯.

પછી ભૂખથી મળી ગયેલા કંઠવાળા કરટક અને દમનક પરસ્પર વિચાર કરવા લાગ્યા. તેમાં દમનકે કહ્યું, “ભદ્ર ! આપણે તો પાછા અપ્રધાન—અમુખ્ય થઇ ગયા. સંજીવકમાં અનુરક્ત થઇને આ પિંગલક પોતાની ક્રિયાઓથી પરાઙ્મુખ થઇ ગયો છે. બધા પરિજનો પણ ચાલ્યા ગયા છે. હવે શું કરવું ? ” કરટક બોલ્યો, “જો કે સ્વામી તારું વચન કરતા નથી, તો પણ તારે તેમને પોતાનો દોષ દૂર કરવા માટે કહેવું જોઇએ. કહ્યું છે કે

વિદુરે જેમ ધૃતરાષ્ટ્રને બોધ આપ્યો હતો તેમ, રાજા સાંભળે નહિ તો પણ તેનો દોષ દૂર કરવા માટે મંત્રીઓએ તેને બોધ આપવો જોઈએ. ૧૬૦.

તેમજ

મદોન્મત્ત રાજા અને મદોન્મત્ત હાથી જો અવળે માર્ગે જાય તો તેમની પાસે રહેનારા મહામાત્રો ( મહાવતો અને મંત્રીઓ ) નિન્દાપાત્ર થાય છે. ૧૬૧.

તેં જ આ તૃણભક્ષકને સ્વામીની પાસે આણ્યો હતો. તેં પોતાના હાથે જ બળતા અંગારા ખેંચ્યા છે.” દમનક બોલ્યો, “સાચી વાત છે. આ મારો દોષ છે; સ્વામીનો નથી. કહ્યું છે કે

ઘેટાઓના યુદ્ધથી શિયાળ, આષાઢભૂતિથી અમે, અને બીજાનું કાર્ય કરવાથી હજામડી (એમ ત્રણે દુઃખી થયાં). આ ત્રણે દોષો પોતે જાતે કરેલા હતા.” ૧૬૨.

કરટક બોલ્યો, “એ કેવી રીતે?” દમનક કહેવા લાગ્યો—

## (૪) પરિવ્રાજક અને ધુતારો[૧૨]

“કોઈ એકાન્ત પ્રદેશમાં એક મઠ હતો. ત્યા દેવશર્મા નામે પરિવ્રાજક વસતો હતો. અનેક શાહુકારોએ તેને દાન આપેલાં સૂક્ષ્મ વસ્ત્રોના વેચાણથી તેની પાસે સારું ધન એકત્ર થયું હતું. તેને લીધે તે કોઈનો વિશ્વાસ કરતો નહોતો. રાત ને દિવસ એ ધનની થેલી તે પોતાની બગલમાં જ રાખતો હતો. અથવા ખરું કહ્યું છે કે

ધનનું ઉપાર્જન કરવામાં દુઃખ છે, ઉપાર્જન કરેલા ધનનું રક્ષણ કરવામાં પણ દુઃખ છે; આવકમાં પણ દુઃખ છે અને વ્યયમાં પણ દુઃખ છે; માટે કષ્ટમય એવા ધનને ધિક્કાર છે! ૧૬૩.

---

૧૨. તંત્રાખ્યાયિકા ૧–૩, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧–૪, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧–૩, પુનર્ઘટિત પંચતંત્ર ૧–૩. હિતોપદેશ, કથાસરિત્સાગર અને બૃહત્કથામંજરીમાં આ કથા નથી. જો કે હિતોપદેશ ૨–૫ માં આને મળતી એક કથા આવે છે. (જુઓ ‘વધારાની કથાઓ’માં કથા ૩૪મી) બન્નેનું ‘પ્રયોજન’ (Motif) એક જ છે. હિતોપદેશમાં સ્વર્ણરેખાનો સ્પર્શ કરનાર પરિવ્રાજક, પોતાની જાતને બાંધનાર દૂતી અને વેતાલના મુખમાંથી મણિ લેનાર વાણિયો એ પોતાના દોષથી કેવી રીતે દુઃખી થયાં હતાં એ કહ્યું છે. એમાં દૂતીની આડકથા અહીં આપેલી કથામાંના દૂતીના પ્રસંગને બરાબર મળતી છે. પણ એકંદરે આખી કથા જુદી છે.

હવે, બીજાના ધનનું અપહરણ કરનાર આષાઢભૂતિ નામે એક ધુતારો તેની બગલમાં રહેતી એ નાણાંની થેલી જોઈને વિચાર કરવા લાગ્યો, "મારે આ પરિવ્રાજકના આ ધનનું કેવી રીતે હરણ કરવું ! આ મઠની ભીંતો મજબૂત શિલાઓથી બાંધેલી હોવાથી તેમાં ખાતર પાડી શકાય તેમ નથી, અને દરવાજો પણ ખૂબ ઊંચો હોવાથી (તે કૂદીને) પ્રવેશ કરી શકાય એમ નથી; માટે કપટવચનોથી વિશ્વાસ ઉત્પન્ન કરીને હું તેનો શિષ્ય થાઉં, તેથી ભોળવાઈને કદાચ તે મારો વિશ્વાસ કરશે. કહ્યું છે કે

અવિદગ્ધ-અસંસ્કારી મનુષ્ય પ્રિય વચન બોલતો નથી, ધુતારો સ્ફુટ વાક્ય કહેતો નથી, નિઃસ્પૃહી મનુષ્ય અધિકાર સ્વીકારતો નથી, અને કામરહિત મનુષ્ય અલંકાર ઉપર પ્રીતિ ધરાવતો નથી." ૧૬૪.

આ પ્રમાણે નિશ્ચય કરીને દેવશર્માની પાસે જઈને "ૐ નમઃ શિવાય" એવો ઉચ્ચાર કરીને, સાષ્ટાંગ કરીને તેણે વિનયપૂર્વક કહ્યું, "ભગવન્ ! આ સંસાર અસાર છે, યૌવન પહાડી નદીના વેગની જેમ ઉતાવળે વહી જનારું છે, જીવન ઘાસના અગ્નિ જેવું અસ્થિર છે, ભોગો શરદૃઋતુનાં વાદળાંની છાયા જેવા અસ્થાયી છે, અને મિત્ર, પુત્ર, પત્ની અને સેવકવર્ગનો સંયોગ સ્વપ્નસમ છે. આ પ્રમાણે મેં બરાબર જાણ્યું છે. તો શું કરવાથી હું સંસાર-સમુદ્રને પાર ઊતરું ?" એ સાંભળીને દેવશર્મા આદરપૂર્વક બોલ્યો, "વત્સ ! તું ધન્ય છે કે યુવાવસ્થામાં જ તને આવો વૈરાગ્યભાવ થયો છે. કહ્યું છે કે

યુવાવસ્થામાં જે શાન્ત-વિરક્ત હોય તે જ સાચો શાન્ત-વિરક્ત ગણાય એમ હું માનું છું; શરીરની ધાતુઓ ક્ષીણ થાય ત્યારે તો કોને શમ ઉત્પન્ન થતો નથી ? ૧૬૫. સત્પુરુષોને પહેલાં ચિત્તમાં અને પછી કાયામાં વૃદ્ધાવસ્થા ઉત્પન્ન થાય છે; અસત્પુરુષોને તો માત્ર કાયામાં જ વૃદ્ધાવસ્થા ઉત્પન્ન થાય છે, ચિત્તમાં કદી થતી નથી. ૧૬૬.

સંસારસાગરમાંથી તરવાનો ઉપાય જે તું મને પૂછે છે તે બાબતમાં સાંભળ.

શૂદ્ર અથવા બીજો કોઈ અથવા ચાંડાલ પણ શિવમંત્રથી દીક્ષિત થઈને જટા ધારણ કરે તથા શરીર ઉપર ભસ્મ ધારણ કરે તો તે શિવરૂપ થાય છે. ૧૬૭. ષડક્ષર મંત્રથી જે મનુષ્ય પોતે એક પુષ્પ પણ શિવલિંગ ઉપર ચઢાવે છે તેનો ફરી વાર જન્મ થતો નથી." ૧૬૮.

આ સાંભળીને આષાઢભૂતિ તેના ચરણ પકડીને વિનયપૂર્વક આ પ્રમાણે બોલ્યો, "ભગવન્! મને દીક્ષા આપીને મારા ઉપર અનુગ્રહ કરો." પછી દેવશર્માએ કહ્યું, "વત્સ! તારા ઉપર હું અનુગ્રહ કરીશ, પરન્તુ રાત્રે તારે મઠમાં પ્રવેશ કરવો નહિ, કારણ કે નિઃસંગતા એ યતિઓને માટે–તારે તેમજ મારે માટે યોગ્ય છે. કહ્યું છે કે

ખોટી સલાહથી રાજા, બીજાઓના સંગથી યતિ, લાડ લડાવવાથી પુત્ર, અધ્યયન ન કરવાથી બ્રાહ્મણ, ખરાબ પુત્રથી કુળ, પ્રવાસથી સ્નેહ, પ્રણયના અભાવથી મૈત્રી, અન્યાયથી સમૃદ્ધિ, ખલ મનુષ્યની સેવાથી શીલ, અભિમાનથી સ્ત્રી, સંભાળ નહિ રાખવાથી ખેતી, તથા દાન અને પ્રમાદથી ધન નાશ પામે છે. ૧૬૯.

માટે વ્રત લીધા પછી તારે મઠના દરવાજા પાસે ઘાસની ઝૂંપડીમાં સૂઈ જવું." આષાઢભૂતિએ કહ્યું, "ભગવન્! આપની આજ્ઞા પ્રમાણભૂત છે, કારણ કે પરલોકમાં તેનું પ્રયોજન છે." જેણે આ પ્રમાણે (બહાર) સૂવાનો ઠરાવ કર્યો હતો એવા આષાઢભૂતિ ઉપર અનુગ્રહ કરીને દેવશર્માએ તેને શાસ્ત્રોક્ત વિધિથી પોતાનો શિષ્ય બનાવ્યો. તેણે પણ હાથપગ દાબવા ઇત્યાદિ સેવા કરવા વડે દેવશર્માને સંતોષ પમાડ્યો. તોપણ એ પરિવ્રાજક પોતાની બગલમાંથી ધનની થેલી અલગ કરતો નહોતો.

આ પ્રમાણે સમય જતાં આષાઢભૂતિ વિચાર કરવા લાગ્યો, "આ કોઈ પણ રીતે મારો વિશ્વાસ નહિ કરે. તો શું એને હું દિવસે જ હથિયારથી મારી નાખું, કે વિષ આપું, કે પશુની જેમ તેનો વધ કરું ?" તે આ પ્રમાણે વિચારતો હતો એવામાં દેવશર્માના કોઈ શિષ્યનો પુત્ર ફરતો ફરતો આમંત્રણ આપવા માટે આવ્યો. તેણે કહ્યું, "ભગવન્! (દેવને) પવિત્રું પહેરાવવાને માટે[13] આપ મારે ત્યાં પધારો." એ સાંભળીને હર્ષિત મનવાળો દેવશર્મા આષાઢભૂતિની સાથે નીકળ્યો.

એ પ્રમાણે આગળ જતાં કોઈ એક નદી આવી. તે જોઈને ધનની થેલીને બગલમાંથી ઉતારીને તથા કંથામાં ગુપ્ત રીતે મૂકીને, સ્નાન તથા દેવાર્ચન કર્યા પછી દેવશર્માએ આષાઢભૂતિને કહ્યું, "હે આષાઢભૂતિ! હું શૌચ જઈને આવું ત્યાંસુધી યોગેશ્વરની આ કંથા તું સાવધાન થઈને સાચવજે." એમ કહીને તે ગયો. તે દેખાતો બંધ થયો, એટલે આષાઢભૂતિ પણ થેલી લઈને સત્વર ત્યાંથી ચાલ્યો ગયો. પોતાના શિષ્યના ગુણથી રંજિત થયેલા મનવાળો અને જેને સારી રીતે વિશ્વાસ ઉત્પન્ન થયો હતો એવો દેવશર્મા જ્યારે શૌચ માટે બેઠો હતો ત્યારે સુવર્ણ જેવી ઊનવાળાં ઘેટાંઓના યૂથમાંના બે ઘેટાઓને તેણે લડતા જોયા. એ બે ઘેટાઓ દૂર સુધી પાછા પડીને ફરી સામસામા આવીને રોષપૂર્વક પરસ્પરને પોતાનાં મસ્તકથી પ્રહાર કરતા હતા, આથી તેમનાં માથાંમાંથી ઘણું લોહી નીકળતું હતું. એક શિયાળ જીભની લલુતાને કારણે યુદ્ધની રંગભૂમિ ઉપર આવીને એ રુધિરનો આસ્વાદ કરતો હતો. એ જોઈને દેવશર્મા પણ વિચાર કરવા લાગ્યો, "અહો! આ શિયાળ ખરેખર મંદબુદ્ધિ છે. કદાચ આ બે ઘેટાઓના ભેટામાં તે આવી જશે તો નક્કી મરણ પામશે એમ હું ધારું છું." એટલામાં તો એ શિયાળ રુધિરનો સ્વાદ લેવાની લાલચથી તે બન્નેની વચમાં પેઠો, અને તેમનાં માથાંના પ્રહારની વચ્ચે આવી જતાં મરણ પામ્યો. એનો વિચાર કરતો

---

૧૩. શ્રાવણ સુદ અગિયારશ પવિત્રા એકાદશી કહેવાય છે. તે દિવસે ઇષ્ટ દેવને અને તેના બીજા દિવસે ગુરુને પવિત્રું પહેરાવવાનો ઉત્સવ થાય છે.

દેવશર્મા પણ પોતાની થેલી લેવા માટે ધીરે ધીરે ચાલવા માંડ્યો, પણ જ્યારે તેણે આષાઢભૂતિને જોયો નહિ ત્યારે ઉત્સુકતાપૂર્વક હાથપગ ધોઇને તેણે કંથા તપાસી, તો તેમાં થેલી જોઈ નહિ. એટલે 'હાય! હાય! હું લુંટાયો છું' એમ બોલતો તે પૃથ્વી ઉપર પડ્યો. થોડીવાર પછી ચેતના પામીને ફરી પાછો કુત્કાર કરવા લાગ્યો, "અરે આષાઢભૂતિ! મને છેતરીને તું કયાં ગયો છે? મને ઉત્તર તો આપ!" એ પ્રમાણે અનેક પ્રકારે વિલાપ કર્યા પછી આષાઢભૂતિનાં પગલાં જોતો તે ધીરે ધીરે આગળ ચાલ્યો. એ પ્રમાણે ચાલતાં સંધ્યાકાળે તે કોઈ એક ગામ આગળ આવી પહોંચ્યો.

હવે, એ ગામમાંથી કોઈ એક વણકર પોતાની પત્ની સાથે મદ્યપાન કરવા માટે નજીકના નગરમાં જવા નીકળ્યો હતો. દેવશર્મા પણ તેને જોઈને બોલ્યો, "હે ભદ્ર! અમે સૂર્યાસ્તકાળે તારી પાસે અતિથિ થઇને આવ્યા છીએ, અને આ ગામમાં બીજા કોઇને ઓળખતા નથી. માટે તું અતિથિધર્મનું ગ્રહણ કર. કહ્યું છે કે

જે અતિથિ સાયંકાળે, સૂર્યાસ્ત થવા સાથે આવી પહોંચ્યો હોય તેનો સત્કાર કરવાથી ગૃહસ્થો દેવત્વને પામે છે. ૧૭૦.

તેમજ

ઘાસ, (સૂવા–બેસવાની) જગ્યા, પાણી અને ચોથી સત્ય વાણી —આટલી વસ્તુઓ સત્પુરુષોનાં ભવનમાંથી કદી ઉચ્છેદ પામતી નથી. ૧૭૧. અતિથિનું સ્વાગત કરવાથી અગ્નિઓ, તેને આસન આપવાથી ઇન્દ્ર, તેના પગ ધોવાથી ગોવિન્દ, તેમજ તેને અર્ઘ્ય આપવાથી શંકર પ્રસન્ન થાય છે." ૧૭૨.

વણકરે પણ તે સાંભળીને પત્નીને કહ્યું, "પ્રિયે! તું અતિથિને લઈને ઘેર જા. પાદશૌચ, ભોજન વગેરે વડે તેમનો સત્કાર કરીને તું ત્યાં જ રહેજે. હું તારે માટે ઘણું મદ્ય લાવીશ." એમ કહીને તે ચાલ્યો. તેની એ પુંશ્ચલી ભાર્યા પરિવ્રાજકને સાથે લઈને, હસતે મુખે, (પોતાના પ્રેમી) દેવદત્તનો વિચાર કરતી ઘર તરફ ચાલી. અથવા ખરું કહ્યું છે કે

વાદળથી ઘેરાયેલા ચોમાસાના દિવસે, અંધારા પખવાડિયામાં, જેમાં મુશ્કેલીએ ફરી શકાય એવી નગરની ગલીઓમાં, પતિ જ્યારે વિદેશ ગયો હોય ત્યારે વ્યભિચારિણી સ્ત્રીને પરમ સુખ થાય છે. ૧૭૩.

તેમજ

ચોરીથી થતી સુરતક્રીડામાં લુબ્ધ એવી કામિનીઓ પલંગ ઉપર પાથરેલી ચાદર, અનુકૂલ પતિ અને મનોહર શયનને તૃણની જેમ તુચ્છ માને છે. ૧૭૪.

તેમજ

(પોતાના પતિ સાથેની) ક્રીડા વ્યભિચારિણી સ્ત્રીની મજ્જા બાળી નાખે છે, પતિનો શૃંગાર તેનાં અસ્થિ બાળી નાખે છે. અને પતિનાં મધુર વચનો તેને કડવાં લાગે છે. એકબીજાને ઇષ્ટ ન હોય એવાં દંપતીને સંતોષ થતો નથી, ૧૭૫. પરપુરુષમાં આસક્ત થયેલી અબળા તે જ ક્ષણે કુલનો વિનાશ, લોકનિન્દા, બંધન અને મરણનો પણ સ્વીકાર કરે છે. ૧૭૬.

હવે, તેણે ઘેર જઇને દેવશર્માને બિછાના વગરનો ભાંગલો ખાટલો આપીને આ પ્રમાણે કહ્યું "ભગવન્! પરગામથી આવેલી મારી સખીને મળીને હું જલદી આવું છું, ત્યાંસુધી આપ મારા ઘરમાં સાવધાનીપૂર્વક રહેજો." એમ કહીને શણગાર સજીને તે દેવદત્તની પાસે જવા લાગી, એટલામાં સામેથી જ મદથી વિહ્વલ અંગોવાળો, છૂટા વાળવાળો, પગલે પગલે લથડિયાં ખાતો તેનો પતિ હાથમાં મદ્યનું વાસણ પકડીને આવ્યો. તેને જોઇને તે સ્ત્રી જલદીથી પાછી વળી અને પોતાના ઘરમાં પ્રવેશીને શણગારનો ત્યાગ કરીને પહેલાંના જેવી થઇ ગઈ. વણકરે તેને અદ્ભુત શણગાર સજીને બહાર જતી જોઈ; આ પૂર્વે પણ કર્ણપરંપરાથી સ્ત્રી વિષેનો અપવાદ સાંભળવાથી તેનું હૃદય ક્ષોભ પામેલું હતું, પણ સદૈવ પોતાનો મનોભાવ

છુપાવીને તે રહેતો હતો. પણ આ સમયે સ્ત્રીની આ પ્રકારની ચેષ્ટા જોઇને તેને ખાત્રી થઈ, એટલે ક્રોધવશ બની ઘરમાં પ્રવેશીને તે સ્ત્રીને કહેવા લાગ્યો, "છિનાળ ! તું ક્યાં જતી હતી ?" તે બોલી, "તમારી પાસેથી આવીને હું કયાંય ગઇ નથી. તમે દારૂ પીવાને કારણે આવું અસંબદ્ધ શું બોલો છો ? અથવા ખરું કહ્યું છે કે

વિકળતા, ધરતી ઉપર ઢળી પડવું, અને અનુચિત ભાષણ–સંનિપાતનાં આ સર્વ ચિહ્નો મદ્ય પણ દર્શાવે છે. ૧૭૭. કરસ્પંદ (કિરણોની અસ્થિરતા અથવા હસ્તકંપ), અંબરત્યાગ (આકાશમાંથી ચાલ્યા જવું તે અથવા વસ્ત્રોનો ત્યાગ), તેજની હાનિ અને સરાગતા (લાલ બની જવું અથવા ઉશ્કેરાઈ જવું તે)–એ વારુણી(પશ્ચિમ દિશા અથવા મદ્ય)ના સંગથી ઉત્પન્ન થયેલી અવસ્થાનો અનુભવ સૂર્ય પણ કરે છે." ૧૭૮.

તે પણ આ પ્રતિકૂળ વચન તથા વેશપલટો જોઈને તેને કહેવા લાગ્યો, "છિનાળ ! મેં ઘણા સમયથી તારા વિષેનો અપવાદ સાંભળ્યો છે. હવે આજે મને તે વિષયમાં ખાત્રી થઈ છે. માટે તને ઉચિત શિક્ષા કરું." એમ કહીને દંડના પ્રહારો વડે તેને જર્જરિત દેહ-વાળી બનાવીને થાંભલા સાથે દૃઢ બંધનથી બાંધીને મદવિહ્વલ એવો તે પણ નિદ્રાવશ થયો. એ સમયે તે સ્ત્રીની સખી હજામડી વણકરને નિદ્રાવશ થયેલો જાણીને તેની પાસે જઇને કહેવા લાગી, "સખિ ! એ દેવદત્ત તે સ્થાનમાં તારી રાહ જુએ છે, માટે તું જલદી જા." તે બોલી, "પણ મારી આ અવસ્થા તો જો, હું શી રીતે જાઉં ? તું જઇને તે કામીને કહે કે–આ અવસ્થામાં તારી સાથે સંગમ થઇ શકે એમ નથી." હજામડી બોલી, "સખિ ! એમ ન બોલ. કુલટા-ઓનો આ ધર્મ નથી. કહ્યું છે કે

વિષમ સ્થળમાં રહેલાં સ્વાદિષ્ટ ફળો ગ્રહણ કરવા માટે પ્રયત્ન કરવાનો જેમણે, ઊંટોની જેમ, નિશ્ચય કરેલો છે તેમનો જન્મ હું પ્રશંસાપાત્ર માનું છું. ૧૭૯.

તેમજ

પરલોકનું અસ્તિત્વ સંદિગ્ધ છે અને જગતમાં લોકાપવાદ અનેક પ્રકારનો છે એવી સ્થિતિમાં પરપુરુષ પોતાને સ્વાધીન હોય તો તારુણ્યનું ફળ ભોગવનારી સ્ત્રીઓને ધન્ય છે. ૧૮૦.

વળી

દૈવયોગે વિરૂપ પરપુરુષ પણ જો મળી જાય તો છિનાળ સ્ત્રી તેને એકાન્તમાં સેવે છે, પણ સુન્દર એવા પોતાના પતિને તે મુશ્કેલીએ પણ સેવતી નથી." ૧૮૧.

તે બોલી, " એમ છે તો પણ દૃઢ બંધનથી બંધાયેલી હું ત્યાં કેવી રીતે જાઉં ? અને આ મારો પાપી પતિ પણ પાસે જ પડેલો છે." હજામડી બોલી, " સખિ ! મદવિહ્‌વલ એવો આ સૂર્યનાં કિરણોનો સ્પર્શ પામશે ત્યારે જાગશે. માટે હું તને છોડું છું અને તારે સ્થાને બાંધીને દેવદત્તનો સત્કાર કરીને તું જલદી પાછી આવ." તેણે કહ્યું, " ભલે, એમ કરું." પછી તે હજામડીએ પોતાની સખીને બંધનમાંથી છોડીને, તેની જગ્યાએ પહેલાંની જેમ પોતાની જાતને બાંધીને, તેને દેવદત્તની પાસે સંકેતસ્થાને મોકલી. તેમ થયા પછી થોડીક વારે જેનો કોપ કંઈક ઓછો થયો છે અને મદ દૂર થયો છે એવો તે વણકર ઊઠીને કહેવા લાગ્યો, " હે કઠોર વચન બોલનારી ! જો તું આજથી ઘરની બહાર બિલકુલ નહિ જાય અને કઠોર વચન નહિ બોલે તો હું તને બંધનમાંથી છૂટી કરીશ." હજામડી પોતાનો સાદ ઓળખાઈ જવાના ભયથી કંઈ બોલી નહિ ત્યારે તે ફરી ફરી એ જ પ્રમાણે કહેવા લાગ્યો. પણ જ્યારે હજામડીએ કંઈ પ્રત્યુત્તર આપ્યો નહિ ત્યારે ક્રોધાયમાન થયેલા તેણે તીક્ષ્ણ શસ્ત્ર લાવીને તેનું નાક કાપી નાખ્યું, અને કહ્યું, " રે છિનાળ ! બેસી રહે. હવે ફરી વાર હું તને મનાવવાનો નથી." આમ પ્રલાપ કરીને તે ફરી વાર નિદ્રાવશ થયો. ધનનો નાશ થવાથી તથા ભૂખને કારણે કંઠ મળી જવાથી જેની નિદ્રા નાશ પામી છે એવા દેવશર્માએ આ સર્વ સ્ત્રીચરિત્ર જોયું.

થોડીક વાર પછી પેલી વણકરની પત્ની દેવદત્ત સાથે સ્વેચ્છાએ સુરતસુખ અનુભવીને પોતાને ઘેર આવીને હજામડીને કહેવા લાગી, "તને કુશળ છે? આ પાપી મારા ગયા પછી ઊઠ્યો તો નહોતો ને?" હજામડીએ કહ્યું, "નાસિકા સિવાય મારા બાકીના શરીરને કુશળ છે, માટે હવે તું મને જલદી છૂટી કર, જેથી આ તારો પતિ જુએ નહિ એટલી વારમાં હું મારે ઘેર જાઉં."

એ પ્રમાણે વ્યવસ્થા થઈ ગયા પછી ફરી વાર વણકર ઊભો થઈને કહેવા લાગ્યો, "છિનાળ! હજી કેમ બોલતી નથી? શું ફરી વાર આનાથી પણ ભયંકર એવી કાન કાપવાની શિક્ષા તને કરું?" એટલે કોપ અને તિરસ્કાર સાથે તેની સ્ત્રી આ પ્રમાણે બોલી, "ધિક્કાર છે, મૂર્ખ! હું કે જે મહાસતી છું તેનું અપમાન કરવાને કે તેનાં અંગ કાપવાને કોણ સમર્થ છે? માટે હે સર્વ લોકપાલો! સાંભળો

સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, આકાશ, પૃથ્વી, જળ, હૃદય, યમ, દિવસ અને રાત્રિ, બન્ને સંધ્યાઓ (પ્રાતઃકાળ અને સંધ્યાકાળ) તથા ધર્મ-એટલાં મનુષ્યનું આચરણ જાણે છે. ૧૮૨.

તો જો મારામાં સતીત્વ હોય અને મનથી પણ જો મેં પરપુરુષનો અભિલાષ કર્યો ન હોય તો દેવો ફરી વાર મારી નાસિકાને પહેલાંના જેવી અક્ષત બનાવી દો. અથવા જો મારા ચિત્તમાં પર-પુરુષની ભ્રાન્તિ પણ હોય તો મને ભસ્મસાત્ કરી દો." એમ બોલીને ફરી વાર તે સ્ત્રીએ તેને કહ્યું, "હે દુરાત્મા! જો, મારા સતીત્વના પ્રભાવથી પહેલાંના જેવી જ નાસિકા થઈ ગઈ છે." હવે, તે વણકરે સળગતું ઊંબાડિયું લઈને જોયું તો પહેલાંના જેવી જ નાસિકા જોઈ અને જમીન ઉપર મોટો રક્તપ્રવાહ જોયો. આથી વિસ્મિત થયેલા મનવાળા તેણે તેને બંધનથી મુક્ત કરી, શય્યામાં સુવાડી સેંકડો મધુર વચનોથી પ્રસન્ન કરી. આ સર્વ વૃત્તાન્ત જોઈને વિસ્મિત થયેલા મનવાળો દેવશર્મા પણ આ પ્રમાણે બોલ્યો—

"શંબરાસુરની જે માયા છે, નમુચિની જે માયા છે તથા બલિ અને કુંભીનસિની જે માયા છે તે સર્વ માયા સ્ત્રીઓ જાણે છે. ૧૮૩. સ્ત્રીઓ હસતા પુરુષની સાથે સમય અનુસાર હસે છે, રડતાની સાથે રડે છે અને અણગમતાને પણ મધુર વચનોથી વશ કરે છે. ૧૮૪. શુક્રાચાર્ય જે શાસ્ત્ર જાણે છે અને બૃહસ્પતિ જે શાસ્ત્ર જાણે છે તે સ્ત્રીની બુદ્ધિથી ચઢે એવાં નથી. માટે તે સ્ત્રીઓને કેવી રીતે સાચવવી ? ૧૮૫. જે સ્ત્રીઓ અનૃતને સત્ય કહે છે અને સત્યને અનૃત કહે છે તેમને આ લોકમાં ધીર પુરુષોએ કેવી રીતે સાચવવી ? ૧૮૬.

અન્યત્ર પણ કહ્યું છે,

સ્ત્રીઓ સાથે બહુ પ્રસંગ પાડવો નહિ તથા સ્ત્રીઓનું બળ વૃદ્ધિ પામે એમ પણ ઇચ્છવું નહિ; કારણ કે તેઓ, પાંખો કપાઈ ગયેલા કાગડાઓને રમાડે તેમ, અતિપ્રસક્ત પુરુષો સાથે ક્રીડા કરે છે. ૧૮૭. યુવાન સ્ત્રીઓ સુંદર મુખથી મધુર વાતો કરે છે અને કઠોર ચિત્તથી પ્રહાર કરે છે; તેમની વાણીમાં મધ હોય છે અને હૃદયમાં મહાવિષ હલાહલ હોય છે. ૧૮૮. આથી જ અલ્પ સુખ વડે છેતરાયેલા કામી પુરુષો, મધુમાં લુબ્ધ ભમરાઓ કમળનું પાન કરે તેમ, તેમના અધરનું પાન કરે છે અને હૃદય ઉપર મુષ્ટિનો પ્રહાર કરે છે. ૧૮૯. જેમના બન્ને સ્તનમાં નિત્ય કઠિનતા, નયનમાં ચંચલતા, મુખમાં જૂઠ, કેશપાશમાં કુટિલતા, વચનમાં મંદતા, જઘનમાં સ્થૂલતા, હૃદયમાં ભીરુતા અને પ્રિયજન ઉપર કપટપ્રયોગ જોવામાં આવે છે એવી સ્ત્રીઓ કે જેમની બાબતમાં દોષોનો સમૂહ એ જ ગુણરૂપ ગણાય છે તેઓ શું પુરુષોને પ્રિય હોઇ શકે ? ૧૯૦.

વળી

સંશયોનું ચક્ર, અવિનયોનું ભવન, સાહસોનું નગર, દોષોનું નિવાસસ્થાન, સેંકડો કપટોથી ભરેલું અવિશ્વાસોનું ક્ષેત્ર, મોટા નર-

પુંગવો વડે પણ મુશ્કેલીથી ગ્રહણ કરી શકાય એવું તથા સર્વ માયા-ઓના કરંડિયારૂપ, અમૃતથી મિશ્રિત થયેલું જાણે વિષ હોય એવું સ્ત્રીરૂપી યંત્ર ધર્મનો નાશ કરવા માટે આ લોકમાં કોણે સર્જ્યું હશે? ૧૯૧. આ સ્ત્રીઓ પોતાનું કાર્ય સાધવા માટે હસે છે, રડે છે, બીજાંને વિશ્વાસ બેસાડે છે પણ પોતે કોઈનો વિશ્વાસ કરતી નથી; માટે કુળવાન અને શીલવાન એવા પુરુષે સ્મશાનમાંના ઘડાની જેમ સ્ત્રીઓનો સર્વદા ત્યાગ કરવો. ૧૯૨. પુરુષ આસક્ત થયો નથી એમ જાણતાં સુધી સ્ત્રીઓ પહેલાં તેને પ્રિય લાગે એવાં કાર્યો કરે છે, પણ મન્મથના પાશ વડે તેને બંધાયેલો જાણ્યા પછી, માંસ ગળી ગયેલા માછલાને જેમ માછી ખેંચી કાઢે તેમ, તેઓ તેને ફેંકી દે છે. ૧૯૩.

કારણ કે

સમુદ્રના તરંગની જેમ ચંચલ સ્વભાવવાળી તથા સંધ્યાકાળની અભ્રરેખાની જેમ ક્ષણિક રાગ( પ્રેમ અથવા રંગ )વાળી સ્ત્રીઓ પોતાનું કાર્ય થઇ ગયા પછી નિરર્થક થઇ પડેલા પુરુષનો, નીચોવાઇ ગયેલા રસરહિત અળતાની જેમ, ત્યાગ કરી દે છે. ૧૯૪. અનૃત, સાહસ, કપટ, મૂર્ખતા, અતિલોભીપણું, અપવિત્રતા અને નિર્દયતા એ સ્ત્રી-ઓના સ્વાભાવિક દોષો છે ૧૯૫. અંદરથી વિષમય અને બહારથી મનોહર એવી આ ચણોઠીના જેવા આકારવાળી સ્ત્રીઓને કોણે સર્જી હશે?" ૧૯૬.

આ પ્રમાણે અનેક સુભાષિતોનો વિચાર કરતાં તે પરિવ્રાજકની રાત્રી જેમ તેમ વીતી ગઈ.

પેલી દૂતી પણ પોતાની કપાયેલી નાસિકાનો અગ્રભાગ હાથમાં લઈને ઘેર જઈને વિચાર કરવા લાગી, "હવે શું કરવું? આ મહાન છિદ્ર કેવી રીતે ઢાંકી દેવું?" તે આ પ્રમાણે વિચાર કરતી હતી, તેવામાં એનો પતિ જે કાર્યવશાત્ રાજમહેલમાં રાત રહ્યો હતો તે

પ્રભાતમાં પોતાને ઘેર આવીને નગરજનોની હજામત કરવા માટે જવાની ઉતાવળથી બારણામાં જ ઊભો રહીને તેને કહેવા લાગ્યો, " મારું ક્ષુરભાંડ-કોથળી જલદી લાવ, જેથી હું ક્ષૌરકર્મ કરવાને માટે જાઉં." જેનું નાક કપાઇ ગયું હતું એવી હજામડી જે પોતાનું કાર્ય સાધવાના ઉપાયની અપેક્ષાએ ઘરમાં જ બેઠી હતી તેણે ક્ષુરભાંડમાંથી એક અસ્ત્રો કાઢીને હજામ તરફ ફેંકયો. હજામે પણ ક્ષુરભાંડ સિવાયનો અસ્ત્રો જોઇને ઉતાવળને લીધે તે પોતાની સ્ત્રી તરફ પાછો ફેંકયો. તે સમયે પેલી દુષ્ટા હાથ ઊંચા કરીને બૂમો પાડતી ઘરની બહાર નીકળી કે "જુઓ, આ પાપીએ મારું સદાચરણીનું નાક કાપી નાખ્યું છે. માટે મારું રક્ષણ કરો, રક્ષણ કરો!" તે સમયે રાજપુરુષોએ આવીને તે હજામને દંડના પ્રહારથી જર્જરિત બનાવીને સજ્જડ બાંધ્યો, તથા કપાયેલા નાકવાળી તે સ્ત્રીને ન્યાયસભામાં લઇ જઇને ન્યાયના સભ્યોને-ન્યાયાધીશોને તેઓ કહેવા લાગ્યા, "હે સભાસદો! સાંભળો. આ હજામે વિના અપરાધે આ સ્ત્રીરત્નનો અંગચ્છેદ કર્યો છે, માટે તેની બાબતમાં જે યોગ્ય હોય તે કરો." એટલે તે સભ્યો બોલ્યા, " હે હજામ! શા માટે તેં આ સ્ત્રીનું અંગ કાપ્યું છે? શું એણે પરપુરુષની અભિલાષા કરી છે, અથવા પ્રાણદ્રોહ કર્યો છે, અથવા ચોરી કરી છે? માટે એનો અપરાધ કહે." પણ તે હજામને ચૂપ રહેલો જોઇને ફરી વાર સભ્યોએ કહ્યું, " અહો! આ રાજપુરુષોનું વચન સત્ય છે. આ પાપી છે. તેણે આ બિચારી નિર્દોષ સ્ત્રીને દૂષિત કરી છે. કહ્યું છે કે

પાપકર્મ કર્યા પછી પોતાના કર્મથી જ ત્રાસેલા પુરુષનો સ્વર અને મુખની કાન્તિ બદલાઇ જાય છે, દૃષ્ટિ શંકાશીલ થાય છે અને તેનું તેજ ઊડી જાય છે. ૧૯૭.

તેમજ

જેનું મુખ વિવર્ણ થઇ ગયું છે તથા જેના લલાટ ઉપર પરસેવો વળ્યો છે એવો તે ઠોકરો ખાતો (ન્યાયસભામાં) આવે છે

અને ગદ્‌ગદ્‌ વચન બોલે છે. ૧૯૮. પાપ કરીને ન્યાયસભામાં આવેલ મનુષ્ય નીચી નજર રાખી રહે છે, માટે વિચક્ષણ પુરુષોએ તેને ચિહ્નો વડે યત્નપૂર્વક જાણવો. ૧૯૯.

વળી

નિર્દોષ મનુષ્ય પ્રસન્ન વદનવાળો, હર્ષયુક્ત, સ્પષ્ટ વચનવાળો અને રોષયુક્ત દૃષ્ટિવાળો હોય છે, અને સભામાં તે રોષ અને દૃઢતા-પૂર્વક બોલે છે. ૨૦૦.

માટે આ હજામ દુષ્ટ કર્મ કરનાર મનુષ્ય જેવાં લક્ષણવાળો છે; અને સ્ત્રીનું નાક કાપ્યું છે તેથી તે વધને પાત્ર છે. માટે તેને શૂળી ઉપર ચઢાવો."

હવે, તે હજામને વધસ્થાન તરફ લઇ જવાતો જોઇને દેવશર્માએ તે ધર્માધિકારીઓ—ન્યાયાધીશો પાસે જઇને કહ્યું, "હે ન્યાયાધીશો ! આ બિચારા હજામનો અન્યાયથી વધ થાય છે. એ તો સદાચારી છે, માટે મારું વાક્ય સાંભળો—ઘેટાઓના યુદ્ધથી શિયાળ, આષાઢભૂતિથી અમે, અને બીજાનું કાર્ય કરવાથી હજામડી (એમ ત્રણે દુઃખી થયાં). આ ત્રણે દોષો પોતે જાતે કરેલા હતા." તે સભ્યો બોલ્યા, "ભગવન્ ! એ કેવી રીતે ?" એ પછી દેવશર્માએ ત્રણેનો સવિસ્તર વૃત્તાન્ત તેમને કહ્યો. એ સાંભળીને વિસ્મિત મનવાળા તેઓ હજામને છૂટો કરીને અંદરઅંદર કહેવા લાગ્યા, "અહો !

બ્રાહ્મણ, બાળક, સ્ત્રી, તપસ્વી અને રોગી અવધ્ય છે; મોટો અપરાધ કર્યો હોય તોપણ તેઓનું એકાદ અંગ કાપવાનું જ કહેલું છે. ૨૦૧.

તો આ સ્ત્રીના કાન કાપી નાખવા જોઇએ." તે પ્રમાણે હજામડીને શિક્ષા થયા પછી ધનનો નાશ થવાને પરિણામે ઉત્પન્ન થયેલા શોકથી રહિત થઇને દેવશર્મા ફરી વાર પોતાના મઠાયતનમાં ગયો.

તેથી હું કહું છું કે—ઘેટાઓના યુદ્ધથી શિયાળ, આષાઢભૂતિથી અમે, બીજાનું કાર્ય કરવાથી હજામડી ( એમ ત્રણે દુઃખી થયાં ). આ ત્રણે દોષો પોતે જાતે કરેલા હતા. ”

કરટક બોલ્યો, “ ધૂર્ત એવો દેવશર્મા તે આષાઢભૂતિથી શી રીતે છેતરાયો ? ” દમનકે કહ્યું,

“ સારી યોજેલા દંભનો પાર બ્રહ્મા પણ પામી શકતા નથી. વણકરે વિષ્ણુનું રૂપ ધારણ કરીને રાજકન્યાનું સેવન કર્યું હતું. ” ૨૦૨.

કરટક બોલ્યો, “ ભાઈ ! એ કેવી રીતે ? ” દમનક કહેવા લાગ્યો–

### (૫) વિષ્ણુનું રૂપ લેનાર વણકર અને રાજકન્યા[૧૪]

“ કોઈ એક નગરમાં એક વણકર અને એક સુથાર વસતા હતા. તેઓ જન્મથી જ સહચારીઓ હતા. પરસ્પરમાં અત્યંત સ્નેહવાળા તેઓ સર્વદા સર્વ સ્થાનોમાં વિહાર કરતા સમય ગાળતા હતા. હવે, એક વાર તે નગરના કોઇ દેવસ્થાનમાં યાત્રામહોત્સવ થયો હતો. નટ, નર્તક અને ચારણોથી સંકુલ અને જુદા જુદા દેશોમાંથી આવેલા લોકોથી ભરેલા તે સ્થાનમાં ભ્રમણ કરતાં તે બે મિત્રોએ હાથણી ઉપર આરૂઢ થયેલી, સર્વ લક્ષણથી યુક્ત, કંચુકીઓ અને વર્ષધરો ( અંતઃપુરના ષંઢ રક્ષકો ) વડે વીંટળાયેલી તથા દેવતાના દર્શન માટે આવેલી કોઇ રાજકન્યાને જોઈ. તેને જોઇને કામનાં બાણોથી પ્રહાર પામેલો તે વણકર જાણે વિષથી પીડાયેલો હોય, જાણે દુષ્ટ ગ્રહથી ગ્રહણ કરાયેલો હોય તેમ એકાએક ભૂમિ ઉપર પડ્યો. તેને એવી

---

૧૪. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧–૮. પશ્ચિમ ભારતીય પંચતંત્ર અને પૂર્ણભદ્રના પંચાખ્યાન સિવાયની પંચતંત્રની બીજી કોઇ પાઠપરંપરામાં આ કથા નથી. પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે સ્વીકારવામાં આવેલી નથી.

અવસ્થામાં આવેલો જોઇને, તેના દુઃખથી દુઃખિત થયેલો સુથાર વિશ્વાસુ મનુષ્યો દ્વારા તેને ઉપડાવીને પોતાને ઘેર લઇ ગયો. ત્યાં ચિકિત્સકોએ ઉપદેશેલા વિવિધ શીતોપચારોથી તથા મંત્રવાદીઓના મંત્રોથી ઉપચાર કરવામાં આવતાં તે ઘણે સમયે મુશ્કેલીથી સચેતન થયો. પછી સુથારે તેને પૂછ્યું, "હે મિત્ર ! તું અકસ્માત્ શાથી મૂર્ચ્છા પામ્યો ? તારી પોતાની સ્થિતિ મને કહે." વણકર બોલ્યો, "મિત્ર ! જો એમ છે તો મારું રહસ્ય સાંભળ, જેથી મારી સર્વ આત્મવેદના તને કહું. તું જો મને પોતાનો મિત્ર માનતો હોય તો કાષ્ઠપ્રદાન વડે (મારી ચિતા રચીને) તું મારા ઉપર કૃપા કર. પ્રેમના અતિરેકથી મેં તારું કંઇ અયુક્ત કર્યું હોય તો ક્ષમા કરજે." આ સાંભળીને અશ્રુથી ઉભરાઈ જતી આંખોવાળો સુથાર પણ ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગ્યો, "તારા દુઃખનું કારણ શું છે તે મને કહે, જેથી થઇ શકે તેમ હોય તો તેનો પ્રતિકાર થાય. કારણ, કહ્યું છે કે

બ્રહ્માંડમાં રહેલી કોઈ પણ વસ્તુ ઔષધિ, ધન અને ઉત્તમ મંત્રોથી તથા મહાત્માઓની બુદ્ધિથી આ લોકમાં અસાધ્ય નથી. ૨૦૩.

આ ચાર સાધનોથી મેળવી શકાય એવી વસ્તુ હશે તો હું મેળવીશ." વણકર બોલ્યો, "મિત્ર ! એ સાધનોથી તથા બીજા હજારો ઉપાયોથી પણ મારું દુઃખ અસાધ્ય છે. માટે મારા મરણને માટે તું હવે વિલંબ કરીશ નહિ." સુથાર બોલ્યો, "હે મિત્ર ! તારું દુઃખ અસાધ્ય હોય તોપણ મને જણાવ, જેથી હું પણ તેને અસાધ્ય તરીકે જાણીને તારી સાથે અગ્નિપ્રવેશ કરું. તારાથી એક ક્ષણનો પણ વિયોગ હું સહન કરીશ નહિ એ મારો નિશ્ચય છે." વણકર બોલ્યો, "વયસ્ય ! હાથણી ઉપર બેઠેલી જે રાજકન્યાને તે ઉત્સવમાં જોઇ હતી, તેના દર્શન પછી કામદેવે મારી આ અવસ્થા કરી છે; તેની વેદનાને હું સહન કરી શકતો નથી." સુથાર પણ સ્મિત કરીને આ પ્રમાણે બોલ્યો, "વયસ્ય ! જો એમ જ હોય તો દૈવકૃપાએ આપણું પ્રયોજન સિદ્ધ થયું છે. આજે જ તે રાજકન્યાની સાથે સંગમ કર."

વણકર બોલ્યો “ મિત્ર ! રક્ષક પુરુષો વડે અધિષ્ઠિત કન્યા–અંતઃપુર, જ્યાં વાયુ સિવાય બીજા કોઈનો પ્રવેશ નથી ત્યાં તેની સાથે મારો સંગમ શી રીતે થઈ શકે ? અસત્ય વચનથી શું કામ મારી વિડંબના કરે છે ? ” સુથાર બોલ્યો, “ મારો બુદ્ધિપ્રભાવ જો. ” એમ કહીને તેજ ક્ષણે તેણે જૂના અર્જુનવૃક્ષના લાકડામાંથી કળ વડે ઊડતો ગરુડ, તથા શંખ ચક્ર ગદા પદ્મથી યુક્ત બાહુયુગલ તથા કિરીટ અને કૌસ્તુભ-મણિ પણ તૈયાર કર્યાં. પછી તે ગરુડ ઉપર વણકરને બેસાડીને, વિષ્ણુનાં ચિહ્નો વડે તેને ચિહ્નિત કરીને તથા કળ ફેરવવાની સમજૂતી આપીને તે બોલ્યો, ‘ મિત્ર ! આ પ્રમાણે વિષ્ણુનું રૂપ ધારણ કરી કન્યા–અંતઃ-પુરમાં સાત માળના પ્રાસાદના છેક ઉપરના માળમાં જ્યાં તે કન્યા એકલી જ રહે છે ત્યાં મધ્યરાત્રિએ તું જજે, અને મુગ્ધ સ્વભાવવાળી અને તને વાસુદેવ તરીકે માનતી તે કન્યાને તારી મિથ્યા વક્રોક્તિઓ વડે રંજિત કરીને વાત્સ્યાયને કહેલી વિધિથી તું ભોગવજે. ”

જેણે વાસુદેવનું રૂપ ધારણ કરેલું છે એવા વણકરે પણ આ સાંભળીને ત્યાં જઈને એકાન્તમાં તે કન્યાને કહ્યું, “ રાજપુત્રિ ! તું ઊંઘે છે કે જાગે છે ? તારામાં અનુરાગી એવો હું લક્ષ્મીનો ત્યાગ કરીને તારે માટે સમુદ્રમાંથી અહીં આવ્યો છું. માટે મારી સાથે સંગમ કર. ” તે કન્યા પણ ગરુડારૂઢ, ચતુર્ભુજ, આયુધો સહિત તથા કૌસ્તુભમણિથી યુક્ત એવા તેને અવલોકીને વિસ્મય પામતી શયનમાંથી ઊભી થઈને બોલી, “ ભગવન્ ! હું માનવી સ્ત્રી હોઈ અપવિત્ર ક્ષુદ્ર જંતુ છું, જ્યારે આપ તો ત્રૈલોક્યપાવન અને વન્દનીય છો. માટે આ વસ્તુ કેવી રીતે યોગ્ય ગણાય ? ” વણકર બોલ્યો, “ સુભગે ! તેં સાચું કહ્યું. પરન્તુ રાધા નામની મારી પત્ની પ્રથમ ગોપકુલમાં જન્મેલી હતી, તેજ તું અહીં ઉત્પન્ન થઈ છે. તે કારણથી હું અહીં આવ્યો છું ” એમ કહેવામાં આવતાં તે રાજકન્યા બોલી, “ ભગવન્ ! જો આમ હોય તો મારા પિતા પાસે માગણી કરો. તેઓ વિધિપૂર્વક સંકલ્પ કરીને આપને મારું દાન કરશે. ” વણકર બોલ્યો, “ સુભગે ! હું

મનુષ્યોને દર્શન પણ આપતો નથી, તો પછી તેમની સાથે ભાષણ કરવાની તો વાતજ ક્યાં રહી? માટે તું ગાંધર્વ વિધિથી તારી જાતનું મને દાન કર; નહિ તો શાપ આપીને વંશસહિત તારા પિતાને ભસ્મસાત્ કરી દઇશ." એમ કહીને ગરુડ ઉપરથી ઊતરીને ડાબે હાથે પકડીને ભય તથા લજ્જા પામેલી અને કંપતી એવી કન્યાને તે શય્યામાં લઇ ગયો અને શેષ રાત્રિકાળમાં વાત્સ્યાયનોક્ત વિધિથી તેનો ઉપભોગ કરીને પ્રભાતમાં કોઇ જાણે નહિ તેમ તે ત્યાંથી ચાલ્યો ગયો. એ પ્રમાણે નિત્ય રાજકન્યાનું સેવન કરતાં તેનો સમય વીતતો હતો.

હવે, તે રાજકન્યાના ઓષ્ઠપ્રવાલને ખંડિત થયેલા જોઇને કંચુકીઓ પરસ્પરને એકાન્તમાં કહેવા લાગ્યા, "અહો! જુઓ, આ રાજકન્યાના શરીરના અવયવો જાણે પુરુષથી ભોગવાયા હોય તેવા દેખાય છે. તો સુરક્ષિત એવા આ ભવનમાં એ પ્રકારનો વ્યવહાર કેવી રીતે થયો હશે? માટે આપણે રાજાને નિવેદન કરીએ." આ પ્રમાણે નિશ્ચય કરીને સર્વે એકત્ર થઇને રાજાને કહેવા લાગ્યા, "દેવ! અમે જાણતા નથી; પરન્તુ સુરક્ષિત એવા કન્યા–અંતઃપુરમાં કોઇ પુરુષ પ્રવેશ કરે છે, માટે એ બાબતમાં દેવની આજ્ઞા પ્રમાણ છે." એ સાંભળીને જેનું ચિત્ત અત્યંત વ્યાકુળ થયું છે એવા રાજાએ દેવીને એકાન્તમાં કહ્યું, "દેવિ! આ કંચુકીઓ શું કહે છે તે વિષે તપાસ કરો. જે મનુષ્ય આવું કરતો હશે તેના ઉપર કૃતાન્ત કોપેલો છે." એ સાંભળીને વ્યાકુળ થયેલી દેવીએ પણ સત્વર જઇને ખંડિત અધરવાળી અને નખના ક્ષત વડે યુક્ત શરીરનાં અંગોવાળી તેને જોઇ, અને કહ્યું, "અરે, પાપિણિ! કુલકલંકિનિ! તેં શા માટે આ શીલખંડન કર્યું? કાળ જેનું અવલોકન કરી રહ્યો છે એવો કયો પુરુષ તારી પાસે આવે છે? થવાનું હતું તે થઇ ગયું, પણ હવે તું સત્ય હકીકત મને કહે." આ સાંભળી લજ્જાથી જેનું મુખ નીચું થઈ ગયું છે એવી કન્યાએ પણ વિષ્ણુરૂપી વણકરનો વૃત્તાન્ત નિવેદન કર્યો. એ સાંભળીને જેનું વદન પ્રહસિત બન્યું છે

તથા જેનાં સર્વ અંગો પુલકિત થયાં છે એવી દેવીએ સત્વર રાજાની પાસે જઈને કહ્યું, "દેવ! દૈવકૃપાએ તમારો ભાગ્યોદય થયો છે. નિત્ય મધ્યરાત્રિએ ભગવાન નારાયણ કન્યાની પાસે આવે છે. તેમણે ગાન્ધર્વ વિધિથી કન્યા સાથે વિવાહ કર્યો છે. માટે આજે મધ્યરાત્રે હું અને તમે બારીમાં ઊભા રહીને તેમનું દર્શન કરીએ, કારણ કે તેઓ મનુષ્યોની સાથે વાર્તાલાપ કરતા નથી." આ સાંભળીને હર્ષિત થયેલા તે રાજાનો તે દિવસ, જાણે સો વર્ષનો હોય તેમ મહામુશ્કેલીએ પસાર થયો.

પછી રાત્રે રાણી સહિત રાજા આકાશ તરફ દૃષ્ટિ રાખીને ગુપ્ત રીતે બારીમાં ઊભો રહ્યો હતો ત્યારે તેણે ગરુડારૂઢ, શંખ ચક્ર ગદા પદ્મ જેણે હાથમાં ધારણ કર્યાં છે એવા તથા વિષ્ણુનાં યથોક્ત ચિહ્નો વડે અંકિત એવા તે વણકરને આકાશમાંથી ઊતરતો જોયો. તે સમયે જાણે પોતે અમૃતનાં પૂરમાં સ્નાન કર્યું હોય એમ માનતો તે રાજા રાણીને કહેવા લાગ્યો, "પ્રિયે! તારાથી અને મારાથી વધારે ધન્ય બીજું કોઈ નથી, કે જેમની સંતતિને નારાયણ સેવે છે. માટે આપણા સર્વે મનોરથો સિદ્ધ થયા છે. હવે જમાઈના પ્રભાવથી આખીયે પૃથ્વી આપણે વશ થશે." આ પ્રમાણે નિશ્ચય કરીને તે સર્વે સીમાડાના રાજાઓ સાથેના સંબંધમાં મર્યાદાનું ઉલ્લંઘન કરવા લાગ્યો. આ પ્રમાણે તેને મર્યાદાનું ઉલ્લંઘન કરતો જોઈને તે સર્વે રાજાઓ એકત્ર થઈને તેની સાથે વિગ્રહ કરવા લાગ્યા.[૧૫] એ સમયે રાજાએ દેવી-દ્વારા પોતાની પુત્રીને કહ્યું, "પુત્રિ! તારા જેવી દીકરી હોવા છતાં

---

૧૫. પૂર્ણભદ્રના પંચાખ્યાન (પૃ. ૫૩) પ્રમાણે–"દાક્ષિણાત્ય વિક્રમસેન રાજાના દૂતો દર વર્ષની જેમ કર લેવા માટે આવ્યા, પણ નારાયણ પોતાના જમાઈ હોવાના ગર્વથી રાજાએ કર આપ્યો નહિ. આથી વિક્રમસેન ચતુરંગ સૈન્ય સાથે ચઢી આવ્યો." પંચાખ્યાનમાં કથાઘટનાનું સ્થળ ગૌડ જનપદમાં આવેલું પુંડ્રવર્ધન નગર છે, એટલે તેની અપેક્ષાએ ઉજ્જયિનીના વિક્રમસેનને "દાક્ષિણાત્ય" કહ્યો છે તે ઉચિત છે.

સર્વે રાજાઓ મારી સાથે યુદ્ધ કરે છે એ શું યોગ્ય છે? માટે તારે તારા પતિને કહેવું જોઈએ, જેથી તેઓ મારા શત્રુઓનો નાશ કરે." પછી તે રાજકન્યાએ રાત્રે પેલા વણકરને વિનયપૂર્વક કહ્યું, "ભગવન્! આપ જમાઈ હોવા છતાં મારા પિતાનો શત્રુઓદ્વારા પરાભવ થાય એ યોગ્ય નથી. માટે કૃપા કરીને સર્વે શત્રુઓનો નાશ કરો." વણકર બોલ્યો, "સુભગે! તારા પિતાના એ શત્રુઓ તે શી ગણત્રીમાં છે? તું વિશ્વાસ રાખ, એક ક્ષણ વારમાં જ સુદર્શન ચક્ર વડે તે સર્વેના તલતલ જેવડા ટુકડા કરી નાખીશ."

હવે, સમય જતાં આખોયે દેશ શત્રુઓએ ઘેરી લીધો. તે રાજાના કબજામાં માત્ર તેનો કિલ્લો જ રહ્યો. તોપણ વાસુદેવનું રૂપ ધારણ કરનાર આ વણકર છે એમ નહિ જાણતો રાજા રોજ વિશેષે કરીને કર્પૂર, અગર, કસ્તૂરી આદિ વિશિષ્ટ સુગંધી પદાર્થો તથા અનેક પ્રકારનાં વસ્ત્રો, ખાદ્યો અને પેયો મોકલીને પોતાની પુત્રીદ્વારા તેને કહેવરાવતો કે, "ભગવન્! પ્રભાતમાં નક્કી આ કિલ્લો પણ ભેદાઈ જશે, કારણ કે ઘાસ અને લાકડાં પૂરાં થયાં છે, તેમજ સર્વે મનુષ્યો પ્રહારોથી જર્જરિત દેહવાળા બની યુદ્ધ કરવાને અશક્ત બન્યા છે, તથા ઘણા નાશ પામ્યા છે. તો આ જાણીને અત્યારે જે ઉચિત હોય તે આપે કરવું જોઈએ." એ સાંભળીને વણકર પણ વિચાર કરવા લાગ્યો કે, "આ કિલ્લો ભેદાઈ જશે તો આ રાજકન્યાથી મારો વિયોગ થશે, માટે ગરુડ ઉપર આરૂઢ થઈને આયુધ સહિત મારી જાતને આકાશમાં દર્શાવું. કદાચિત્ મને વાસુદેવ માનીને શંકામાં પડેલા તે શત્રુઓ રાજાના યોદ્ધાઓ દ્વારા હણાઈ જશે. કહ્યું છે

ઝેર વિનાના સર્પે પણ મોટી ફેણ કરવી જોઈએ; ઝેર હોય કે ન હોય, પણ ફટાટોપ ભયંકર થઈ પડે છે. ૨૦૪.

અથવા આ સ્થાનનું રક્ષણ કરતાં મારું મૃત્યુ થશે તો પણ તે વધારે સારું થશે. કહ્યું છે કે

ગાયને માટે, બ્રાહ્મણને માટે, સ્વામીને માટે, સ્ત્રીને માટે અથવા પોતાના સ્થાનને માટે જે પ્રાણનો ત્યાગ કરે છે તેને અક્ષય લોક પ્રાપ્ત થાય છે." ૨૦૫.

એ પ્રમાણે નિશ્ચય કરીને પ્રભાતમાં દાતણ કર્યા પછી તેણે રાજકન્યાને કહ્યું, "સુભગે! સર્વ શત્રુઓ નાશ પામશે ત્યાર પછી હું અન્નપાણીનું આસ્વાદન કરીશ. વધારે શું કહું? તારો સંગમ પણ ત્યારે જ કરીશ. પરન્તુ તું તારા પિતાને કહેજે કે-પ્રભાતે તમારે સર્વ સૈન્યની સાથે નગરમાંથી બહાર નીકળીને યુદ્ધ કરવું. હું આકાશમાં રહીને તે શત્રુઓને નિસ્તેજ કરી દઈશ. પછી તમારે સુખેથી તેમનો નાશ કરવો. હું પોતે જો તેમનો નાશ કરું તો તે પાપીઓની વૈકુંઠમાં ગતિ થાય. માટે તમારે એવું કરવું કે જેથી તેઓ પલાયન કરતાં હણાય, અને તેથી વૈકુંઠમાં ન જાય." રાજકન્યાએ પણ તે સાંભળીને પિતા પાસે જઈને સર્વ વૃત્તાન્ત નિવેદન કર્યો. તેના વાક્યમાં શ્રદ્ધા કરતો રાજા પણ પ્રભાતમાં ઊઠીને સુસજ્જ સૈન્યની સાથે નગરની બહાર નીકળ્યો. જેણે મરણનો નિશ્ચય કર્યો છે એવો વણકર હાથમાં ધનુષ્ય લઈ, ગરુડારૂઢ થઈ આકાશમાં ઊડતો યુદ્ધ માટે નીકળ્યો.

એ સમયે ભૂત, ભવિષ્ય અને વર્તમાનને જાણનારા ભગવાન નારાયણે ગરુડને સંભાર્યો કે તુરત જ તે હાજર થયો. તેને હસીને નારાયણે કહ્યું, "હે ગરુડ! તું જાણે છે કે લાકડાના ગરુડ ઉપર આરૂઢ થયેલો વણકર મારું રૂપ ધારણ કરીને રાજકન્યાને ભોગવે છે?" ગરુડે કહ્યું, "દેવ! તેનું સર્વ ચરિત્ર હું જાણું છું. તો હવે આપણે શું કરવું?" ભગવાન બોલ્યા, "મરણને માટે નશ્ચય કરીને તથા નિયમ લઈને આજે તે વણકર યુદ્ધને માટે નીકળ્યો છે. ઉત્તમ ક્ષત્રિયોનાં બાણથી ઘાયલ થઈને તે નક્કી મરણ પામશે તે મરણ પામશે એટલે સર્વ લોકો કહેશે કે-ઘણા ક્ષત્રિયોએ મળીને વસુદેવનો અને ગરુડનો નાશ કર્યો. એ પછી લોકો આપણી પૂજા નહિ કરે માટે તું જલદીથી લાકડાના ગરુડમાં પ્રવેશ કર. હું પણ વણકરના શરીરમાં પ્રવેશ કરીશ, જેથી

તે શત્રુઓનો નાશ કરશે. પછી શત્રુઓનો વધ કરવાથી આપણા માહાત્મ્યમાં વૃદ્ધિ થશે." ગરુડે 'ભલે' એ પ્રમાણે કહી ભગવાનની આજ્ઞા સ્વીકારી, એટલે ભગવાન નારાયણે વણકરના શરીરમાં સંક્રમણ કર્યું. પછી ગગનમાં રહેલા તથા શંખ ચક્ર ગદા અને ધનુષ્યના ચિહ્નવાળા તે વણકરે ભગવાનના માહાત્મ્યથી ક્ષણવારમાં સર્વે મુખ્ય ક્ષત્રિયોને નિસ્તેજ બનાવી દીધા. પછી પોતાના સૈન્ય વડે પરિવરાયેલા પેલા રાજાએ એ સર્વે શત્રુઓને હરાવીને મારી નાખ્યા.[૧૬] લોકોમાં એવો પ્રવાદ ચાલ્યો કે—આ રાજાએ પોતાના જમાઈ વિષ્ણુના પ્રભાવથી સર્વે શત્રુઓને મારી નાખ્યા છે. તે શત્રુઓને મરેલા જોઈને પ્રસન્ન મનવાળો વણકર પણ ગગનમાંથી નીચે ઊતર્યો, એટલે રાજા, અમાત્ય અને નાગરિકોએ તેને નગરવાસી વણકર તરીકે ઓળખ્યો અને પૂછ્યું, "આ શું?" એટલે તેણે પણ મૂળથી માંડીને પૂર્વનો સર્વ વૃત્તાન્ત નિવેદન કર્યો. પછી વણકરના સાહસથી રંજિત થયેલા મનવાળા તથા શત્રુઓના વધથી જેનો પ્રતાપ વધ્યો છે એવા રાજાએ સર્વ જનોની સમક્ષ વણકરને તે રાજકન્યા વિવાહ-વિધિથી આપી તથા દેશ પણ આપ્યો. વણકર પણ તે રાજકન્યાની

---

૧૬. પૂર્ણભદ્રે અહીં એક સૂચક ઉમેરો કર્યો છે—" કુતૂહલથી આ યુદ્ધનું દર્શન કરવાને સર્વે દેવો આવ્યા હતા. તે સમયે ઇન્દ્રે બ્રહ્માને કહ્યું, 'ભગવન્! શું કોઈ દૈત્ય કે દાનવનો વધ કરવાનો છે કે જેથી સ્વયં ભગવાન નારાયણ ગરુડ ઉપર બેસીને યુદ્ધ કરવા આવ્યા છે?' આ સાંભળી બ્રહ્માએ વિચાર્યું, 'દૈત્યોના સંઘાતનું લોહી જેણે પીધેલું છે એવું ચક્ર ભગવાન કદી માનવ ઉપર ઉગામતા નથી; સિંહ જે હાથ વડે હાથીઓને ચોળી નાખે છે તે વડે મચ્છરોને હેરાન કરતો નથી. તો આ શું આશ્ચર્ય છે?' એમ વિચારીને બ્રહ્મા વિસ્મિત થયા." બીજી કોઈ પાઠપરંપરામાં આ પ્રસંગ નથી. 'સારી રીતે યોજેલા દંભનો પાર બ્રહ્મા પણ પામી શકતા નથી' એ સંગ્રહશ્લોકમાનું કથન અક્ષરશઃ સુવ્યક્ત બનાવવા માટે બ્રહ્માને આશ્ચર્યચકિત બનાવતો આ પ્રસંગ પૂર્ણભદ્રે નવો ઉમેર્યો હશે અથવા ક્યાંયથી લીધો હશે.

સાથે મનુષ્યલોકમાં સારભૂત પાંચ પ્રકારનું વિષયસુખ અનુભવતો સમય ગાળવા લાગ્યો.

તેથી કહેવામાં આવે છે કે– સારી રીતે યોજેલા દંભનો પાર બ્રહ્મા પણ પામી શકતા નથી. વણકરે વિષ્ણુનું રૂપ ધારણ કરીને રાજકન્યાનું સેવન કર્યું હતું."

કરટક બોલ્યો, "તો આ પ્રકારની પરિસ્થિતિમાં આપણે શું કરવું?" દમનકે કહ્યું, "આવા સમયમાં પણ મારી બુદ્ધિનું સ્ફુરણ થશે, જેથી સ્વામી પિંગલકને હું સંજીવકથી જુદો પાડી દઈશ. કહ્યું છે કે

ધનુષ્યમાંથી છોડેલું બાણ એક માણસનો નાશ કરે અથવા ન કરે; પણ બુદ્ધિમાને ચલાવેલી બુદ્ધિ તો રાજા સહિત રાષ્ટ્રનો નાશ કરે છે." ૨૦૬.

કરટકે કહ્યું, "જો કે તારામાં બુદ્ધિસામર્થ્ય છે તો પણ તું પિંગલકથી સંજીવકને છૂટો પાડવાને અસમર્થ છે." દમનકે કહ્યું, "ભાઈ! હું અસમર્થ હોવા છતાં સમર્થ જ છું. કહ્યું છે કે

યુક્તિથી જે કામ કરી શકાય છે તે પરાક્રમથી કરી શકાતું નથી; કાગડીએ સોનાના દોરા વડે કાળા નાગનો નાશ કરાવ્યો હતો." ૨૦૭.

કરટકે કહ્યું, "એ કેવી રીતે?" દમનક કહેવા લાગ્યો–

### (૬) કાગડાનું જોડું અને કાળો નાગ[૧૭]

"કોઈ એક પ્રદેશમાં એક મોટા વૃક્ષ ઉપર કાગડાનું એક જોડું રહેતું હતું. તેમાંની કાગડીને જ્યારે પ્રસવ થતો ત્યારે તે વૃક્ષની

૧૭. તંત્રાખ્યાયિકા ૧-૪, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૫, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧-૪, હિતોપદેશ ૨-૭, બૃહત્કથામંજરી ૧૬-૧૦, પુનર્ઘટિત પંચતંત્ર ૧-૪. કથાસરિત્સાગરમાં આ કથા નથી.

બખોલમાંથી એક કાળો નાગ નીકળીને સદા તેનાં બચ્ચાંને ખાઈ જતો હતો. આથી ખેદ પામીને તે કાગડા અને કાગડીએ એક બીજા વૃક્ષના મૂળમાં રહેનારા તેમના પ્રિય મિત્ર એક શિયાળ પાસે જઈને કહ્યું, " ભદ્ર ! આ પ્રકારની પરિસ્થિતિમાં અમારે શું કરવું ? આ દુષ્ટાત્મા કાળો નાગ તો બખોલમાંથી નીકળીને અમારાં બાળકોને ખાઈ જાય છે. માટે તેમની રક્ષા માટેનો કોઈ ઉપાય કહો.

જેનું ખેતર નદી કિનારે હોય, જેની પત્ની બીજાની સોબતમાં હોય અને જેનો વાસ સર્પવાળા ઘરમાં હોય તેને કેવી રીતે નિરાંત વળે ? ૨૦૮.

વળી ત્યાં રહેતાં પ્રતિદિન અમારું જીવન પણ જોખમમાં હોય છે." શિયાળ બોલ્યો, "આ બાબતમાં વિષાદ કરવા જેવો નથી. ખરેખર, એ દુષ્ટનો વધ યુક્તિ વિના કરી શકાશે નહિ.

યુક્તિ વડે શત્રુ ઉપર જેવો જય મેળવી શકાય છે તેવો શસ્ત્રો વડે મેળવી શકાતો નથી; યુક્તિ જાણનારો અલ્પ કાયાવાળો હોય તોપણ શૂરવીરો તેનો પરાભવ કરી શકતા નથી. ૨૦૯.

તેમજ

મોટાં, મધ્યમ કદનાં અને નાનાં ઘણાં માછલાં ખાધા પછી અતિ લોલુપતાથી કરચલાને પકડવાને કારણે કોઈ એક બગલો મરણ પામ્યો" ૨૧૦.

કાગડા—કાગડીએ કહ્યું, " એ કેવી રીતે ?" શિયાળ કહેવા લાગ્યો—

## (૭) બગલો અને કરચલો[૧૮]

" કોઈ એક પ્રદેશમાં અનેક જલચરોથી યુક્ત એક સરોવર હતું. તેમાં આશ્રય કરીને રહેલો એક બગલો વૃદ્ધ થવાને કારણે

---

૧૮. તંત્રાખ્યાયિકા ૧–૫, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧–૬, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧–૫, હિતોપદેશ ૪–૬, કથાસરિત્સાગર ૮૪ C (પૃ. ૩૧૧), બૃહત્કથામંજરી ૧૬–શ્લો. ૨૬૬–૬૮, પુનર્ઘટિત પંચતંત્ર ૧–૫. કથાસરિત્–

માછલાંઓને મારવાને અસમર્થ હતો. આથી ભૂખને લીધે જેનો કંઠ સુકાઈ ગયો હતો એવો તે સરોવરના કિનારા ઉપર બેસીને મુક્તાફળ જેવાં અશ્રુઓના પ્રવાહ વડે ધરતીને ભીંજવતો રોવા લાગ્યો. એટલે એક કરચલો અનેક પ્રકારનાં જળચરો સાથે તેની પાસે આવીને, તેના દુઃખથી દુઃખી થઈને કહેવા લાગ્યો, "મામા! આજે તમે આહાર કેમ કરતા નથી? અને આંસુભરી આંખો સાથે માત્ર નિઃશ્વાસ નાખતા કેમ બેઠા છો?" તે બોલ્યો, "વત્સ! તું બરાબર સમજ્યો. મને માછલાંઓ ખાવા તરફ પરમ વૈરાગ્ય થયો હોવાને કારણે મેં હવે પ્રાયોપવેશન (મરણ પર્યંત ઉપવાસ) આદરેલ છે, તેથી મારી સમીપ આવેલાં માછલાંને પણ હું ખાતો નથી." એ સાંભળીને કરચલો બોલ્યો, "એ વૈરાગ્યનું કારણ શું છે?" તે બોલ્યો, "વત્સ! હું આ સરોવરમાં જ જન્મ્યો છું અને ઊછર્યો છું. મેં એમ સાંભળ્યું છે કે લાગલાગટ બાર વર્ષની અનાવૃષ્ટિ થશે" કરચલાએ કહ્યું, "તમે તે ક્યાંથી સાંભળ્યું?" બગલો બોલ્યો, "જ્યોતિષીના મુખેથી. કારણ કે શનિ, મંગળ અને શુક્ર રોહિણીનું ગાડું ભેદીને ગતિ કરવાના છે. વરાહમિહિરે કહ્યું છે કે

શનૈશ્ચર આકાશમાં જો રોહિણીના ગાડાને ભેદી નાખે છે તો બાર વર્ષ સુધી પૃથ્વી ઉપર ઇન્દ્ર વરસતો નથી. ૨૧૧.

---

સાગરમાં આ કથા અહીં છે તેમ, ઉપકથા તરીકે નહિ પણ કરટક અને દમનકના સંવાદમાં 'બુદ્ધિ આપત્તિના સમયમાં પણ પાછી હઠતી નથી,' એ સૂત્રના ઉદાહરણરૂપે સ્વતંત્ર કથા તરીકે આવે છે. હિતોપદેશમાં આ કથાનો સન્દર્ભ તદ્દન જુદો છે–વિન્ધ્યાટવીના પક્ષીરાજ ચિત્રવર્ણ મયૂરે કર્પૂરદ્વીપના રાજા હિરણ્યગર્ભ હંસનું રાજ્ય મેઘવર્ણ નામે કાગડાની યુક્તિથી જીત્યું હતું, આથી તે રાજ્યનો અધિકાર તે એ કાગડાને સુપરત કરવા ઇચ્છે છે. પણ ચિત્રવર્ણનો મુખ્ય મંત્રી દૂરદર્શી નામે ગીધ તેને એમ કરતાં અટકાવે છે અને કહે છે કે, 'એમ રાજ્ય કરવું સુકર નથી. ઘણાં મત્સ્યોને ખાધા પછી અતિલોભને કારણે બગલો કરચલાને હાથે મરણ પામ્યો હતો.' અને પછી દૂરદર્શી આ કથા કહે છે.

તેમજ

રોહિણીનું ગાડું ભેદાઇ ગયા પછી પૃથ્વી જાણે પાપકર્મ કર્યા પછી ભસ્મ અને હાડકાંથી વ્યાપ્ત થઇને કાપાલિક વ્રત ધારણ કરતી હોય તેવી લાગે છે. ૨૧૨.

તેમજ

શનિ, મંગળ અથવા ચંદ્ર જો રોહિણીના ગાડાને ભેદી નાખે તો, વધારે શું કહું પણ, આખું જગત અનિષ્ટના સાગરમાં ક્ષય પામે છે. ૨૧૩.

આ સરોવરમાં થોડું જ પાણી છે, તેથી તે જલદી સુકાઇ જશે. સરોવર સુકાઇ જતાં જેમની સાથે હું ઊછર્યો અને જેમની સાથે સદાકાળ રમ્યો તે સર્વે પ્રાણીઓ પાણીને અભાવે નાશ પામશે. તેમનો વિયોગ જોવાને હું અસમર્થ છું. તે કારણથી મેં આ પ્રાયોપવેશન કર્યું છે. અત્યારે નાનાં જળાશયોમાંનાં સર્વ જળચરોને તેમનાં સ્વજનો મોટાં જળાશયોમાં લઇ જાય છે, અને મગર ગોધા (મગરની એક જાત) શિશુમાર જળહસ્તી વગેરે પ્રાણીઓ તો પોતાની મેળે જ જાય છે. પણ આ સરોવરમાં જે જળચરો છે તેઓ સાવ નિશ્ચિન્ત છે તે કારણથી હું વિશેષ રોઉં છું. કારણ કે તેઓમાંથી એક બીજ માત્ર પણ બચશે નહિ."

પછી આ સાંભળીને તે કરચલાએ બીજાં જળચરોને પણ બગલાનું એ વચન નિવેદન કર્યું. એટલે ભયથી ત્રાસ પામેલાં માનસવાળા તે મત્સ્ય, કાચબા વગેરે જળચરો બગલા પાસે આવીને પૂછવા લાગ્યા, "મામા! એવો કોઇ ઉપાય છે, જેથી અમારી રક્ષા થાય?" બગલો બોલ્યો, "આ જળાશયથી થોડેક દૂર પદ્મિનીઓના સમૂહથી શોભાયમાન અને પુષ્કળ પાણીથી ભરેલું એક સરોવર છે. તે ચોવીસ વર્ષની અનાવૃષ્ટિથી પણ સુકાય તેમ નથી. જો કોઇ પ્રાણી મારી પીઠ ઉપર ચઢી જાય તો હું તેને ત્યાં લઇ જાઉં." એટલે વિશ્વાસ પામેલાં તે

જળચરો 'તાત! મામા! ભાઈ!' એમ બોલતાં, 'હું પહેલો! હું પહેલો!' એમ કરતાં તેને ચારે તરફથી વીંટાઈ વળ્યાં. દુષ્ટ આશયવાળો તે બગલો પણ અનુક્રમે તેમને પોતાની પીઠ ઉપર બેસાડીને જળાશયથી થોડેક દૂર આવેલી એક શિલા પાસે લેઈ જઈ તેના ઉપર તેમને પછાડી, સ્વેચ્છાએ ખાઈને ફરી વાર જળાશય ઉપર આવતો અને જૂઠા જૂઠા સમાચારો વડે તેમના મનનું રંજન કરીને નિત્ય આહાર કરતો.

હવે, એક વાર કરચલાએ તેને કહ્યું, "મામા! સૌથી પ્રથમ મારી સાથે તમારું સ્નેહસંભાષણ થયું હતું, તો મારો ત્યાગ કરીને બીજાં પ્રાણીઓને કેમ લઈ જાઓ છો? માટે હવે મારા પ્રાણનું રક્ષણ કરો." આ સાંભળીને દુષ્ટ આશયવાળો તે બગલો વિચાર કરવા લાગ્યો, "માછલાંનું માંસ ખાઈને હું કંટાળી ગયો છું. માટે આ કરચલાનો એક નવી વાની તરીકે ઉપયોગ કરું." એ પ્રમાણે વિચાર કરીને, કરચલાને પીઠ ઉપર બેસાડીને તે વધ્યશિલા તરફ ચાલ્યો. કરચલાએ પણ શિલા ઉપર રહેલા હાડકાંના ઢગલાને દૂરથી જ જોઈ, માછલાંઓનાં હાડકાં તરીકે તેને ઓળખીને બગલાને પૂછ્યું, "મામા! એ જળાશય કેટલે દૂર છે? મારા ભારથી તમે થાકી ગયા છો, માટે કહો." મંદ બુદ્ધિવાળો તે બગલો 'આ જળચર છે, માટે જમીન ઉપર તેનું જોર ચાલી શકશે નહિ' એમ માનીને સ્મિતપૂર્વક બોલ્યો, "કરચલા! બીજું જળાશય વળી ક્યાં છે? આ તો મારી આજીવિકા છે. માટે તારી ઇષ્ટ દેવતાનું સ્મરણ કર. તને પણ આ શિલા ઉપર નાખીને તારું ભક્ષણ કરીશ." બગલો આમ કહેતો હતો એટલામાં કરચલાએ પોતાના મોંના બે દાંત વડે કમળના નાળ જેવી સફેદ અને કોમળ તેની ડોક દબાવી (અને કાપી નાખી), એટલે તે મરણ પામ્યો. પછી બગલાની ડોક લઈને ધીરે ધીરે તે જળાશય પાસે આવી પહોંચ્યો. એટલે સર્વે જળચરોએ તેને પૂછ્યું, "હે કરચલા! તું પાછો કેમ આવ્યો? કુશળ તો છે ને? તે મામા

પણ આવ્યા નથી. તું શા માટે કહેવામાં વિલંબ કરે છે? અમે બધાં ઉત્સુકતાપૂર્વક રાહ જોઇને બેઠાં છીએ.” તેઓએ આ પ્રમાણે કહ્યું, એટલે કરચલો પણ હસીને બોલ્યો, “મૂર્ખાઓ! સર્વે જળચરોને તે મિથ્યાવાદી છેતરીને અહીંથી થોડેક દૂર આવેલી શિલા ઉપર નાખીને ખાઈ ગયો છે. મારું આયુષ્ય બાકી રહ્યું હશે તે કારણે તે વિશ્વાસઘાતકનો અભિપ્રાય જાણીને તેની આ ડોક હું લાવ્યો છું. માટે હવે તમે ગભરાશો નહિ. હવે જળચરોનું કુશળ થશે.”

તેથી હું કહું છું કે—મોટાં, મધ્યમ કદનાં અને નાનાં ઘણાં માછલાં ખાધા પછી અતિ લોલુપતાથી કરચલાને પકડવાને કારણે કોઈ એક બગલો મરણ પામ્યો.”

કાગડો બોલ્યો, “ભદ્ર! તો તું કહે—એ દુષ્ટ સર્પનો વધ કેવી રીતે થાય?” શિયાળે કહ્યું, “જ્યાં રાજા રહેતો હોય એવા કોઇ નગરમાં તું જા. ત્યાંથી ધનિક છતાં પ્રમાદી કોઈ રાજા અથવા અમાત્યનો સોનાનો દોરો અથવા હાર લઈને સાપની બખોલમાં નાખ, એટલે તે દોરો અથવા હાર લેતી વખતે સાપનો પણ વધ કરવામાં આવશે.”[૧૯]

હવે, કાગડો અને કાગડી તે સાંભળીને પોતાની ઇચ્છાનુસાર ઊડયાં. પછી કાગડી કોઇ એક સરોવર પાસે પહોંચીને જુએ છે તો કોઇ રાજાની રાણીઓ પાળ ઉપર સોનાના દોરા, મોતીના હાર અને વસ્ત્રાભરણો મૂકીને અંદર જળક્રીડા કરતી હતી. તે કાગડી સોનાનો એક દોરો લઇને પોતાના માળા તરફ ઊડી. એટલે દોરો લઈ જવાતો જોઇને કંચુકીઓ અને અંતઃપુરના ષંઢ રક્ષકો હાથમાં દંડ લઈને સત્વર તેની પાછળ દોડયા. કાગડી પણ સાપની બખોલમાં તે સોનાનો દોરો મૂકીને ઘણે દૂર ઊડી ગઇ. હવે, રાજાના માણસોએ તે વૃક્ષ ઉપર ચઢીને બખોલમાં જોયું તો કાળો નાગ પોતાની

૧૯. હિતોપદેશમાં કાગડો પોતે જ આ યુક્તિ યોજે છે.

ફેણ પહોળી કરીને બેઠો હતો. આથી દંડના પ્રહારથી તેને મારી નાખીને, સોનાનો દોરો લઇને તેઓ ઇચ્છિત સ્થાને ગયા. કાગડાનું જોડું પણ ત્યાર પછી સુખમાં રહેવા લાગ્યું.

તેથી હું કહું છું કે—યુક્તિથી જે કામ કરી શકાય છે તે પરાક્રમથી કરી શકાતું નથી; કાગડીએ સોનાના દોરા વડે કાળા નાગનો નાશ કરાવ્યો હતો.

માટે બુદ્ધિમાનોને માટે આ લોકમાં અસાધ્ય એવું કંઈ નથી. કહ્યું છે કે

જેની બુદ્ધિ છે તેનું બળ છે; બુદ્ધિહીનને બળ ક્યાંથી હોય ? વનમાં મદોન્મત્ત સિંહનો સસલાએ નાશ કર્યો હતો." ૨૧૪.

કરટક બોલ્યો, "એ કેવી રીતે ?" દમનક કહેવા લાગ્યો—

## (૮) સિંહ અને સસલો[20]

"કોઈ એક વનમાં ભાસુરક નામે સિંહ રહેતો હતો. પરાક્રમની અતિશયતાથી તે દરરોજ અનેક મૃગ, સસલાં વગેરેનો સંહાર કરતાં અટકતો નહોતો. એક વાર તે વનનાં હરણ, વરાહ, પાડા, સસલાં વગેરે સર્વ પશુઓએ એકત્ર થઇને સિંહની પાસે જઈને કહ્યું, "સ્વામી ! આ સર્વ પ્રાણીઓનો સંહાર કરવાથી શું ? કારણકે

૨૦. તંત્રાખ્યાયિકા ૧-૬, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૭, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧-૬, હિતોપદેશ ૨-૮, કથાસરિત્સાગર ૮૪ d (પૃ. ૩૧૧), બૃહત્કથામંજરી ૧૬-૧૧, પુનર્ઘટિત પંચતંત્ર ૧-૬. હિતોપદેશમાં આ કથા 'કાગડાનું જોડું અને કાળો નાગ' (૨-૭)ની ઉપકથા છે. 'જેની બુદ્ધિ છે તેનું બળ છે' એ સૂત્રના ઉદાહરણ તરીકે ત્યાં કાગડો કાગડીને આ કથા કહે છે.

આપને નિત્ય એક પ્રાણીથી પણ તૃપ્તિ થાય છે. માટે અમારી સાથે આપ ઠરાવ કરો. આજથી આપ અહીં જ બેઠા હશો ને જાતિના અનુક્રમે એક પશુ ભક્ષ્ય તરીકે આપની પાસે આવશે. એમ કરવાથી ક્લેશ વિના પણ આપની આજીવિકા ચાલશે અને અમારો પણ સર્વનાશ નહિ થાય. માટે આપ આ રાજધર્મનું પાલન કરો. કહ્યું છે કે

જે બુદ્ધિશાળી પુરુષ પોતાના બળ અનુસાર, રસાયનની જેમ, ધીરે ધીરે રાજ્યનો ઉપભોગ કરે છે તે પરમ પુષ્ટિ પામે છે. ૨૧૫. શુષ્ક અરણીનું પણ મંત્રયુક્ત વિધિથી મથન કરવામાં આવે તો તેમાંથી અગ્નિ ઝરે છે તેવી રીતે પૃથ્વી રુક્ષ હોય તોપણ રાજ્ય-પ્રપંચની વિધિથી તેનું મથન કરવામાં આવે તો તે ફળવાળી થાય છે. ૨૧૬. પ્રજાનું પાલન એ પ્રશંસાપાત્ર, સ્વર્ગ આપનાર, તથા કોશની વૃદ્ધિ કરનારું છે, જ્યારે પ્રજાનું પીડન ધર્મનો નાશ કરનારું તથા પાપ અને અપયશ આપનારું છે. ૨૧૭. ગોપાલે (ગોવાળિયાએ અથવા પૃથ્વીનું પાલન કરનાર રાજાએ) પ્રજારૂપી ગાયનું પાલન અને પોષણ કરીને તેનું ધનરૂપી દૂધ ધીરે ધીરે ગ્રહણ કરવું અને ન્યાયી રીતે વર્તવું. ૨૧૮. જે રાજા મોહને કારણે બકરાની જેમ પ્રજાનો વધ કરે છે તેને માત્ર એક વાર તૃપ્તિ થાય છે, બીજી વાર કદી થતી નથી. ૨૧૯. માળી જેમ અંકુરોનું પાલન કરે છે તેમ ફળની ઇચ્છાવાળા રાજાએ દાન, માન આદિ જળ વડે પ્રયત્નપૂર્વક પ્રજાનું પાલન કરવું. ૨૨૦. રાજારૂપી દીવો પોતાની અંદર રહેલ ઉજ્જવળ ગુણ (વાટ અથવા સદ્ગુણ) વડે પ્રજા પાસેથી ધનરૂપી તેલ ગ્રહણ કરે છે તોપણ તે કોઈના લક્ષમાં આવતું નથી. ૨૨૧. જેમ ગાયને પાળવામાં આવે છે તથા યોગ્ય કાળે તેને દોહવામાં આવે છે, અને પુષ્પફળ આપનારી લતાને પણ જળસિંચન કરવામાં આવે છે તથા યોગ્ય કાળે તેને ચૂંટવામાં આવે છે તેમ પ્રજાની બાબતમાં પણ સમજવું (પ્રજાનું પણ પાલન કરવામાં આવે છે અને યોગ્ય

સમયે તેની પાસેથી કર લેવામાં આવે છે). ૨૨૨. પ્રયત્નપૂર્વક રક્ષણ કરવામાં આવેલ સૂક્ષ્મ બીજાંકુર જેમ યોગ્ય કાળે ફળ આપે છે તેમ સુરક્ષિત પ્રજા પણ આપે છે. ૨૨૩. રાજા પાસે સુવર્ણ, ધાન્ય, રત્નો, વિવિધ વાહનો અને બીજી જે કંઈ વસ્તુ હોય છે તે પ્રજા પાસેથી પ્રાપ્ત થયેલી હોય છે. ૨૨૪. પ્રજા ઉપર અનુગ્રહ કરનારા રાજાઓ વૃદ્ધિ પામે છે અને પ્રજાનો ક્ષય કરતાં તેઓ પણ ક્ષય પામે છે એમાં સંશય નથી." ૨૨૫.

હવે, તે પશુઓનાં આ વચન સાંભળીને ભાસુરક બોલ્યો, "અહો! તમે સાચું કહ્યું. પરન્તુ હું અહીં બેસી રહું અને દરરોજ મારી પાસે એક વનપશુ નહિ આવે તો ખરેખર હું બધાંઓનું ભક્ષણ કરીશ." પેલાં પશુઓ પણ 'તે પ્રમાણે થશે' એમ પ્રતિજ્ઞા કરીને, ચિન્તારહિત બનીને તે વનમાં નિર્ભયપણે ફરવા લાગ્યાં. દરરોજ એક પશુ અનુક્રમે સિંહ પાસે જતું હતું. તેઓમાંથી જે કોઈ ઘરડું, વૈરાગ્યયુક્ત કે શોકગ્રસ્ત હોય અથવા પુત્ર કે પત્નીનો નાશ થવાથી ડરતું હોય તે મધ્યાહ્નકાળે સિંહની પાસે તેના આહાર તરીકે હાજર થતું.

હવે, જાતિના અનુક્રમે એક સસલાનો વારો આવ્યો. બધાં પશુઓ વડે પ્રેરાયેલો, જવાને નહિ ઇચ્છતો હોવા છતાં મંદ મંદ ચાલતો, સિંહના વધના ઉપાયનો વિચાર કરતો તથા વ્યાકુલ હૃદયવાળો તે ઘણું મોડું કરીને જતો હતો ત્યાં માર્ગમાં ચાલતાં તેણે એક કૂવો જોયો. જ્યાં કૂવા ઉપર ગયો ત્યાં અંદર તેણે પોતાનું પ્રતિબિંબ જોયું. તેણે પોતાના હૃદયમાં વિચાર્યું કે "સુન્દર ઉપાય છે. હું ભાસુરકને ક્રોધ પમાડીને મારી બુદ્ધિથી આ કૂવામાં પાડી દઈશ." પછી થોડો દિવસ બાકી રહ્યો એટલે તે ભાસુરકની પાસે પહોંચ્યો. ઘણું મોડું થવાના કારણે ભૂખથી મળી ગયેલા કંઠવાળો તથા ક્રોધ પામેલો સિંહ પણ ગલોફાં ચાટતો વિચાર કરતો હતો કે "અહો! પ્રાતઃકાળમાં આહારને માટે આખું વન હું પ્રાણી વિનાનું કરી દઈશ." તે આ પ્રમાણે વિચાર કરતો હતો ત્યાં સસલો ધીરેધીરે

જઈને પ્રણામ કરીને તેની પાસે ઊભો રહ્યો. એટલે કોપાયમાન થયેલો ભાસુરક તેનો તિરસ્કાર કરતો કહેવા લાગ્યો, "હે અધમ સસલા ! એક તો તું નાની કાયાવાળો આવ્યો છે અને વળી મોડો આવ્યો છે, માટે તે અપરાધથી તને મારી નાખીને પ્રભાતમાં સર્વે પશુઓનાં કુળોનો હું ઉચ્છેદ કરીશ." એટલે સસલાએ વિનયપૂર્વક તેને કહ્યું, "સ્વામી ! મારો અથવા પશુઓનો અપરાધ નથી. મોડું થવાનું કારણ સાંભળો." સિંહે કહ્યું, "જલદી નિવેદન કર, જેથી તું મારી દાઢમાં ન આવી જાય." સસલો બોલ્યો, "સ્વામી ! જાતિના અનુક્રમથી નાની કાયાવાળા એવા મારો વારો આવેલો જાણીને સર્વ પશુઓએ મને પાંચ સસલાની સાથે મોકલ્યો હતો. પછી હું આવતો હતો ત્યાં વચમાં બીજા કોઈ મોટા સિંહે કોતરમાંથી નીકળીને અમને કહ્યું, 'અરે ! તમે ક્યાં જાઓ છો ? તમારી ઇષ્ટ દેવતાનું સ્મરણ કરો.' પછી મેં કહ્યું, 'અમે મહારાજ ભાસુરક સિંહ પાસે ઠરાવ પ્રમાણે તેમના આહાર તરીકે જઈએ છીએ.' એટલે તે બોલ્યો, 'જો એમ હોય તો, આ વન મારું છે માટે બધાં વન-પશુઓએ મારી સાથે તે ઠરાવ અનુસાર વર્તવું જોઈએ. એ ભાસુરક તો ચોર છે. જો તે રાજા હોય તો વિશ્વાસસ્થાને–બાન તરીકે ચાર સસલાને અહીં રાખીને, ભાસુરકને બોલાવીને જલદી પાછો આવ, જેથી અમારા બેમાંથી આજે ગમે તે એક પોતાના પરાક્રમ વડે રાજા થશે અને તે આ સર્વનું ભક્ષણ કરશે.' આથી તેની આજ્ઞા થતાં હું આપની પાસે આવ્યો છું. મોડું થવાનું કારણ આ છે. આ બાબતમાં આપની આજ્ઞા પ્રમાણ છે."

તે સાંભળીને ભાસુરક બોલ્યો, "ભદ્ર ! જો એમ હોય તો તે ચોર સિંહ મને સત્વર બતાવ, જેથી પશુઓ ઉપરનો કોપ તેના ઉપર ઢોળીને હું સ્વસ્થ થાઉં કહ્યું છે કે

ભૂમિ, મિત્ર અને સુવર્ણ એ પ્રમાણે વિગ્રહનાં ત્રણ ફળો છે. એ ત્રણમાંથી એકે ન હોય તો કોઈ કદી પણ વિગ્રહ કરે નહિ.

૨૨૬. જ્યાં મોટું ફળ થવાનું ન હોય અથવા જ્યાં પરાભવ થાય તેમ હોય ત્યાં બુદ્ધિમાને પોતે ઉપજાવીને યુદ્ધ કરવું નહિ." ૨૨૭.

સસલો બોલ્યો, "સ્વામી! એ સત્ય છે. પોતાની ભૂમિને માટે અથવા પોતાનું અપમાન થયું હોય ત્યારે ક્ષત્રિયો યુદ્ધ કરે છે. પણ તે દુર્ગમાં રહેલો છે. દુર્ગમાંથી નીકળીને તેણે અમને રોક્યા હતા. દુર્ગમાં રહેલો શત્રુ કષ્ટસાધ્ય થઇ પડે છે. કહ્યું છે કે

હજાર હાથીઓથી અને લાખ ઘોડાઓથી વિગ્રહમાં રાજાઓનું જે કાર્ય સિદ્ધ થતું નથી તે એક દુર્ગથી સિદ્ધ થાય છે. ૨૨૮. કિલ્લામાં રહેલો એક ધનુર્ધર પણ સો માણસોને રોકી દે છે, માટે નીતિશાસ્ત્રના નિપુણો દુર્ગની પ્રશંસા કરે છે. ૨૨૯ પૂર્વે હિરણ્યકશિપુના ભયથી, ગુરુ બૃહસ્પતિના આદેશ અનુસાર વિશ્વકર્માના પ્રભાવથી ઇન્દ્રે દુર્ગ બાંધ્યો હતો. ૨૩૦. અને તેણે જ વરદાન આપ્યું હતું કે-જેની પાસે દુર્ગ હશે તે રાજા વિજયી થશે. તેથી પૃથ્વી ઉપર હજારો દુર્ગો થયા. ૨૩૧. દાઢ વગરનો નાગ અને મદ વગરનો હાથી સર્વને વશ થાય છે, તેમ દુર્ગ વગરના રાજાનું પણ સમજવું." ૨૩૨.

તે સાંભળીને ભાસુરક બોલ્યો, "દુર્ગમાં રહેતો હોય તો પણ તે ચોર સિંહ મને બતાવ, જેથી હું તેનો નાશ કરું. કહ્યું છે કે

જે મનુષ્ય શત્રુ અને રોગને જન્મતાં વેંત શાન્ત કરતો નથી તે મહાબળવાન હોય તો પણ એ જ શત્રુ અને રોગ વૃદ્ધિ પામીને તેનો નાશ કરે છે. ૨૩૩.

તેમજ

પોતાનું હિત ઇચ્છતા મનુષ્યે ઊગતા શત્રુની ઉપેક્ષા કરવી નહિ; શિષ્ટ પુરુષોએ વધતો રોગ અને વધતો શત્રુ એ બેને એક સરખા ગણેલા છે. ૨૩૪.

વળી

મદાન્ધ પુરુષો વડે પ્રમાદના દોષથી ઉપેક્ષા પામેલો ક્ષીણ બળવાળો શત્રુ પણ પહેલાં સાધ્ય હોવા છતાં પછી, વ્યાધિની જેમ, અસાધ્યતાને પામે છે. ૨૩૫.

તેમજ

પોતાની શક્તિ ધ્યાનમાં રાખીને જે માન અને ઉત્સાહ (યુદ્ધોત્સાહ) પામે છે તે એકલો હોય તો પણ, પરશુરામે જેમ ક્ષત્રિયોનો નાશ કર્યો હતો તેમ, શત્રુઓનો નાશ કરે છે." ૨૩૬.

સસલો બોલ્યો, "એમ છે તો પણ તેનું સામર્થ્ય જાણ્યા સિવાય જવું યોગ્ય નથી. કહ્યું છે કે

પોતાની અને શત્રુની શક્તિ જાણ્યા વિના જે ઉત્સુકતાથી સામે જાય છે તે, અગ્નિમાં પતંગિયાની જેમ, નાશ પામે છે. ૨૩૭. જે પોતાનાથી ઉન્નત શત્રુને હણવા માટે ઉત્સાહથી જાય છે તે[21] બળવાન હોય તો પણ મદરહિત થઇને, જેના દાંત ભાંગી ગયા છે એવા હાથીની જેમ, પાછો ફરે છે." ૨૩૮.

ભાસુરક બોલ્યો, "જો કે એમ છે તો પણ તે ચોર સિંહ તું મને બતાવ, જેથી હું તેનો સંહાર કરું." સસલાએ કહ્યું, "એમ હોય તો આપ મારી સાથે આવો." એમ કહીને તે આગળ થયો. પછી આવતી વખતે જે કૂવો જોયો હતો તે કૂવા પાસે આવીને તેણે ભાસુરકને કહ્યું, "સ્વામી! આપનો પ્રતાપ સહન કરવાને તે ક્યાંથી સમર્થ હોય? આપને દૂરથી જ જોઇને એ ચોર સિંહ પોતાના દુર્ગમાં પેસી ગયો છે. તો આવો, એટલે આપને બતાવું." ભાસુરક બોલ્યો, "મને એ દુર્ગ બતાવ." પછી સસલાએ કૂવો બતાવ્યો. પછી કૂવાની અંદર પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોઇને તે

---

૨૧. આ શ્લોકના પહેલા ચરણનો પાઠ બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં यो बलात् प्रोन्नतं याति निहन्तुं सबलोऽप्यरिः એ પ્રમાણે છે, પણ નિર્ણયસાગર પ્રેસની અને કાળેની વાચનામાં ...सबलोऽप्यरिम् એમ છે, તે મેં અહીં સ્વીકાર્યો છે.

મૂર્ખ સિંહે સિંહનાદ કર્યો. તેના પ્રતિશબ્દથી કૂવામાંથી બમણો અવાજ સંભળાયો. આથી તે સિંહે તેને શત્રુ ધારીને તેના ઉપર પડીને પ્રાણત્યાગ કર્યો. સસલો પણ હર્ષિત મનવાળો થઈ, સર્વ પશુઓને આનંદ પમાડી તેમની પ્રશંસા પામતો, તેમની સાથે તે વનમાં યથેચ્છ રહેવા લાગ્યો.

તેથી હું કહું છું કે—જેની બુદ્ધિ છે તેનું બળ છે; બુદ્ધિહીનને બળ ક્યાંથી હોય? વનમાં મદોન્મત્ત સિંહનો સસલાએ નાશ કર્યો હતો.

તો જો તું કહેતો હોય તો ત્યાં જઈને મારી બુદ્ધિના પ્રભાવથી તે બન્નેની મૈત્રીમાં ભંગ પડાવું." કરટક બોલ્યો, "ભદ્ર! જો એમ હોય તો તું જા. તારો માર્ગ કુશળ હો. તારા અભિપ્રાય પ્રમાણે કર."

હવે, સંજીવકથી વિયુક્ત એકલા પિંગલકને જોઈને દમનક તે સમયે તેને પ્રણામ કરીને તેની આગળ બેઠો. પિંગલકે પણ તેને કહ્યું, "અરે! તું કેમ ઘણે સમયે દેખાયો?" દમનકે કહ્યું, "મહારાજને અમારું કંઈ પ્રયોજન નથી, તેથી અમે આવતા નથી. તો પણ રાજકાર્યનો વિનાશ જોઈને વ્યાકુળતાથી જેનું હૃદય બળી રહ્યું છે એવો હું મારી મેળે જ આપને કહેવા માટે આવ્યો છું. કહ્યું છે કે

આપણે જેનો પરાભવ ન ઇચ્છતા હોઈએ તેને શુભ અથવા અશુભ, ગમતી અથવા અણગમતી વાત વગર પૂછ્યે પણ કહેવી." ૨૩૯.

તેનું આ સાભિપ્રાય વચન સાંભળીને પિંગલકે કહ્યું, "તારે શું કહેવું છે? જે કહેવા જેવું હોય તે કહે."

તે બોલ્યો, "દેવ! સંજીવક આપના ઉપર દ્રોહબુદ્ધિ રાખે છે. હું તેનો વિશ્વાસુ હોઈ તેણે મને એકાન્તમાં કહ્યું હતું કે–આ પિંગલકનું બલાબલ મેં જોઈ લીધું છે. માટે તેને મારી નાખીને હું સર્વ પશુઓનો અધિપતિ થઈશ અને તને મારો મંત્રી બનાવીશ." પિંગલક પણ વજ્રાઘાત સમાન દારુણ આ વચન સાંભળીને ઊંડા વિચારમાં પડી ગયો અને કંઇ બોલ્યો નહિ. તે દમનક પણ તેની એ આકૃતિ જોઇને વિચાર કરવા લાગ્યો, "આને સંજીવક ઉપર ગાઢ પ્રેમ બંધાયેલો છે, માટે ખરેખર આ મંત્રી વડે રાજા વિનાશ પામશે. કહ્યું છે કે

રાજા જ્યારે એક જ મંત્રીને રાજ્યમાં પ્રમાણભૂત કરે છે ત્યારે તે મંત્રી મોહથી મદમત્ત બને છે, મદને કારણે તે દાસપણું–સેવા કરવાથી વિરક્ત થઇ જાય છે, એમ વિરક્ત થતાં તેના હૃદયમાં સ્વતંત્ર થવાની ઇચ્છા પગપેસારો કરે છે અને સ્વાતંત્ર્યને પરિણામે તે રાજાના રાજ્યનો અને તેના પ્રાણનો પણ નાશ કરે છે. ૨૪૦.

તો અહીં શું કરવું યોગ્ય છે?" પિંગલકે પણ માંડમાંડ સાવધાન થઇને તેને કહ્યું, "દમનક! સંજીવક તો મારા પ્રાણ સમાન સેવક છે. તે મારા પ્રત્યે દ્રોહબુદ્ધિ શી રીતે કરે?" દમનક બોલ્યો, "દેવ! આ બાબતમાં સેવક દ્રોહબુદ્ધિ ન જ કરે અને સેવક ન હોય તેવો મનુષ્ય કરે એવો કોઈ એકાન્ત–નિયમ નથી. કહ્યું છે કે

એવો કોઇ પુરુષ નથી જે રાજાની લક્ષ્મીની ઇચ્છા કરતો ન હોય; સર્વત્ર અશક્ત (રાજલક્ષ્મી પડાવી

હોવાને અશક્ત) પુરુષો જ રાજાની સેવા કરે છે.” ૨૪૧.

પિંગલક બોલ્યો, “ભદ્ર! તો પણ મારી ચિત્તવૃત્તિ તેના પ્રત્યે વિકાર પામતી નથી. અથવા ખરું કહ્યું છે કે

પોતાની કાયા અનેક દોષોથી દૂષિત હોવા છતાં કોને વહાલી લાગતી નથી? જે પ્રિય છે તે તો અપ્રિય કાર્યો કરવા છતાં પ્રિય જ રહે છે.” ૨૪૨.

દમનક બોલ્યો, “એટલે આ જ દોષ છે. કહ્યું છે કે

જેના ઉપર રાજા અધિક દૃષ્ટિ આરોપે છે—પ્રીતિ કરે છે તે પુરુષ અકુલીન હોય તો પણ લક્ષ્મીનું પાત્ર બને છે. ૨૪૩.

વળી નિર્ગુણ એવા સંજીવકને કયા વિશિષ્ટ ગુણને લીધે આપ પાસે રાખો છો? જો આપ એમ વિચારતા હો કે ‘આ મોટી કાયાવાળો છે તેથી એના વડે હું શત્રુઓનો સંહાર કરીશ,’ તો એ વસ્તુ પણ એનાથી સિદ્ધ થાય તેમ નથી, કારણકે એ તો ઘાસ ખાનારો છે, જ્યારે આપણા શત્રુઓ માંસાહારી છે. એટલે શત્રુઓ ઉપરનો વિજય પણ એનાથી થઈ શકે એમ નથી. માટે એના ઉપર દોષ મૂકી એનો સંહાર કરો.” પિંગલક બોલ્યો,

‘પૂર્વે સભામાં જેને વિષે ‘આ ગુણવાન છે’ એવી પ્રશંસા કરેલી હોય તેનો દોષ પોતાની પ્રતિજ્ઞાના ભંગથી ડરનારા મનુષ્યે કહેવો નહિ. ૨૪૪.

વળી મેં તારા વચનથી એને અભયદાન આપેલું છે. તો હું પોતે જ એનો શી રીતે સંહાર કરું? સર્વથા

સંજીવક અમારો મિત્ર છે અને તેના પ્રત્યે અમને કશો ક્રોધ નથી. કહ્યું છે કે

તે દૈત્યે મારી પાસેથી સંપત્તિ પ્રાપ્ત કરેલી હોઇ મારા વડે તે નાશ પામવાને યોગ્ય નથી. વિષવૃક્ષને પણ ઉછેર્યા પછી પોતાની જાતે કાપી નાખવું અયોગ્ય છે.[22] ૨૪૫. પહેલાં તો અર્થીજનો પ્રત્યે કૃપા કરવી નહિ, અને કરી તો પછી પ્રતિદિન તેનું પોષણ કરવું એકવાર ઊંચે ચઢાવ્યા પછી નીચે પાડવામાં આવે તે વસ્તુ મનુષ્યને લજ્જાકર થઇ પડે છે, જ્યારે ભૂમિ ઉપર રહેલાને તો પડવાથી ભય જ નથી. ૨૪૬. ઉપકાર કરનારાઓ પ્રત્યે જે સારો છે તેના સારાપણામાં શો ગુણ? અપકાર કરનારાઓ પ્રત્યે પણ જે સારો છે તેને સત્પુરુષો સારો કહે છે. ૨૪૭.

તો સંજીવક મારી પ્રત્યે દ્રોહબુદ્ધિવાળો હોય તો પણ મારે તેની વિરુદ્ધ આચરણ કરવું ન જોઈએ." દમનક બોલ્યો, "સ્વામી! દ્રોહબુદ્ધિવાળાને ક્ષમા આપવી એ ધર્મ નથી. કહ્યું છે કે

તુલ્ય ધનવાળા, તુલ્ય સામર્થ્યવાળા, મર્મસ્થાનને જાણનારા, ઉદ્યોગી તથા અર્ધ રાજ્યનું હરણ કરનારા સેવકનો જે નાશ કરતો નથી તે પોતેજ નાશ પામે છે. ૨૪૮.

વળી આપે તેની મિત્રતામાં સર્વ રાજધર્મનો ત્યાગ કર્યો છે અને રાજધર્મના અભાવથી સર્વ સેવકવર્ગ પણ ઉદાસ થઇ ગયો છે, કારણકે સંજીવક ઘાસ ખાનારો છે

---

૨૨. કુમારસંભવના બીજા સર્ગનો આ ૫૫મો શ્લોક છે. તારકાસુરના અત્યાચારોમાંથી મુક્તિ અપાવવા માટે પ્રાર્થના કરતા દેવો પ્રત્યે બ્રહ્માનું આ વચન છે.

અને આપ તથા આપનું પ્રકૃતિમંડળ માંસાહારી છે. આપે જો અહિંસા પાળવાનો નિશ્ચય કર્યો હોય તો તેમને—પ્રકૃતિ-મંડળને માંસનો આહાર ક્યાંથી મળે ? માંસાહારને અભાવે તેઓ આપને ત્યજીને ચાલ્યા જશે; અને તેથી આપનો પણ વિનાશ જ થશે. વળી સંજીવકની સંગતિથી આપને કદી પણ મૃગયા કરવાનો વિચાર થશે નહિ. કહ્યું છે કે

જેવા પુરુષો મનુષ્યની સેવા કરે છે અને જેવા પુરુષોની તે સેવા કરે છે તેમના જેવો તે થાય છે, એમાં કોઈ સંદેહ નથી. ૨૪૯.

તેમજ

તપેલા લોઢા ઉપર પડેલા પાણીનું નામ પણ જાણવામાં આવતું નથી, તે જ પાણી કમલિનીના પત્ર ઉપર રહેલું હોય તો મોતીના જેવો આકાર ધારણ કરીને શોભે છે, તે જ પાણી સ્વાતિ નક્ષત્રમાં સાગરની છીપના સંપુટમાં પડતાં મોતી બને છે; મનુષ્ય ઘણું કરીને સહવાસ પ્રમાણે ઉત્તમ, મધ્યમ અને અધમ ગુણવાળો થાય છે. ૨૫૦.

તેમજ

દુષ્ટ મનુષ્યોના સંગદોષથી સાધુઓ પણ વિકાર પામે છે; દુર્યોધનની સોબતથી ભીષ્મ ગાયોનું હરણ કરવાને ગયા હતા. ૨૫૧.

આથી જ સત્પુરુષો નીચ જનોના સંગનો ત્યાગ કરે છે. કહ્યું છે કે

જેનું શીલ જાણવામાં આવ્યું ન હોય એવા કોઇને આશ્રય આપવો નહિ; માકણના દોષથી મંદવિ-

સર્પિણી જૂનું મરણ થયું હતું." ૨૫૨.

પિંગલક બોલ્યો, "એ કેવી રીતે?" દમનક કહેવા લાગ્યો—

## (૯) જૂ અને માકણ[૨૩]

"કોઇ એક રાજાનું સુન્દર શયનસ્થાન હતું. તેમાં બે ધોળા ઓછાડની વચમાં મન્દવિસર્પિણી નામની જૂ વસતી હતી. એ રાજાના રક્તનો આસ્વાદ કરતી તે જૂ સુખપૂર્વક સમય ગાળતી રહેતી હતી. એક દિવસે તે શયનમાં કયાંકથી ભમતો ભમતો અગ્નિમુખ નામનો માકણ આવ્યો. તેને જોઇને જેનું મુખ વિષાદ પામ્યું હતું એવી તે જૂ બોલી, "હે અગ્નિમુખ! આ અનુચિત સ્થાને તું કયાંથી આવ્યો? માટે કોઇ જાણે નહિ એટલી વારમાં તું જલદીથી ચાલ્યો જા." માકણ બોલ્યો, "ભગવતિ! દુષ્ટ મનુષ્ય પણ પોતાને ઘેર આવ્યો હોય તો તેને આમ કહેવું યોગ્ય નથી. કહ્યું છે કે

'આવો, પધારો, વિશ્રાંતિ લો, આ આસન રહ્યું, ઘણે સમયે કેમ દેખાયા? શા સમાચાર છે? બહુ દુર્બળ દેખાઓ છો, કુશળ તો છે ને? તમારા દર્શનથી હું પ્રસન્ન થયો છું'—પોતાને ઘેર નીચ મનુષ્ય પણ આવ્યો હોય તો તેનો સત્પુરુષોએ સદાકાળ આ રીતે સત્કાર કરવો ઘટે છે. ગૃહસ્થાશ્રમીઓના આ ધર્મને ધર્મ-શાસ્ત્રકારોએ ટૂંકો અને સ્વર્ગ આપનારો કહ્યો છે. ૨૫૩.

વળી આહારના દોષને કારણે તીખો, કડવો, કષાય અને ખાટો રસાસ્વાદ આપનારાં અનેક મનુષ્યોનાં અનેક પ્રકારનાં લોહી મેં ચાખ્યાં છે. પણ મીઠું લોહી કદી ચાખ્યું નથી. તો જો તું કૃપા કરે તો વિવિધ વાનીઓ તથા અન્ન, પાન, ચોષ્ય (ચૂસવાના પદાર્થો),

---

૨૩ તંત્રાખ્યાયિકા ૧-૭, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૧૦, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧-૭, કથાસરિત્સાગર ૮૪ E (પૃ. ૩૧૨), બૃહત્કથામંજરી ૧૬-૧૨, પુનર્ઘટિત પંચતંત્ર ૧-૭. હિતોપદેશમાં આ કથા નથી.

લેહ્ય (ચાટવાના પદાર્થો) આદિ સ્વાદિષ્ટ આહારને પરિણામે આ રાજાના શરીરમાં જે મીઠું લોહી ઉત્પન્ન થયું છે તેનો આસ્વાદ લઈને જીભનું સુખ સંપાદન કરું. કહ્યું છે કે

રંક અથવા રાયને માટે જીભનું સુખ સરખું જ કહેલું છે. સાર વસ્તુ એટલી જ ગણેલી છે. તેને માટે જ જગત પ્રયત્ન કરે છે. ૨૫૪. જો આ લોકમાં જીભને સંતોષ આપવા માટેનું કાર્ય ન હોત તો કોઈ કોઈનો સેવક અથવા કોઈનો વશવર્તી ન થાત. ૨૫૫. મનુષ્ય અસત્ય બોલે છે અથવા અસેવ્યને સેવે છે તથા વિદેશમાં જાય છે તે સર્વ ઉદરને માટે છે. ૨૫૬.

તો તારે ઘેર આવેલા તથા ભૂખથી પીડાતા એવા મને તારી પાસેથી ભોજન મળવું જોઈએ. માટે તું એકલી આ રાજાના રક્તનું ભોજન કરે એ યોગ્ય નથી." તે સાંભળીને મંદવિસર્પિણી બોલી,[૨૪] "હે માકણ! આ રાજા જ્યારે નિદ્રાવશ થાય ત્યારે તેના લોહીનો

---

૨૪. દક્ષિણ ભારતીય પંચતંત્ર (પૃ. ૧૬)માં કહ્યું છે કે—જૂએ માકણને જવાનું કહ્યું, પણ તે પગે પડચો, એટલે જૂએ તેને દાક્ષિણ્યથી રહેવા દીધો. પૂર્ણભદ્રે (પૃ. ૬૭) આ વિગત તો આપી જ છે, પણ તેમાં એટલું ઉમેર્યું છે કે-જૂએ દાક્ષિણ્યથી માકણની વિનંતી સ્વીકારી, કારણ કે એક વાર રાજાને મૂલદેવનું કથાનક કહેવામાં આવતું હતું ત્યારે ચાદરના એક ભાગમાં રહેલી તેણે તે સાંભળ્યું હતું. એમાં મૂલદેવે દેવદત્તા ગણિકાને કહ્યું હતું કે 'પગમાં પડીને કરેલી વિનંતી પણ જે માનતો નથી તેના ઉપર બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ ત્રણે કોપાયમાન થાય છે.' એ વચન સંભારીને જૂએ માકણની વિનંતી સ્વીકારી.

મૂલદેવ એ ઉજ્જયિનીનો એક સુપ્રસિદ્ધ વિટ હતો. તેની વિદગ્ધતા, ધૂર્તતા અને ચાતુરીની તથા દેવદત્તા ગણિકા સાથેના તેના પ્રણયપ્રસંગની કથાઓ સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં અનેક સ્થળે આવે છે. મૂલદેવ એ ચોરશાસ્ત્રનો પ્રણેતા હોવા વિષેની પરંપરા પણ સંસ્કૃત સાહિત્યમાં છે. શૂદ્રક કવિના "પદ્મપ્રાભૃતક ભાણ"માં તો તે નાયક તરીકે આવે છે. તે એક ઐતિહાસિક વ્યક્તિ હોવાનો પૂરો સંભવ છે.

આસ્વાદ હું કરું છું. પણ તું તો અગ્નિ જેવા મુખવાળો અને ચપળ છે. તો તું જો મારી સાથે રક્તપાન કરવાનો હોય તો રહે, અને તને ગમતા એવા લોહીનો આસ્વાદ લે" માકણ બોલ્યો, "ભગવતિ! એમ કરીશ. જ્યાંસુધી તું પહેલાં રાજાનું લોહી ન ચાખે ત્યાં-સુધી જો હું ચાખું તો મને દેવ અને ગુરુના સોગન છે."

તેઓ એ પ્રમાણે વાતો કરતાં હતાં ત્યાં એ રાજા શયનમાં આવીને સૂઈ ગયો. હવે, તે માકણ જીભની લોલુપતાથી તથા અત્યંત ઉત્સુકતાથી એ રાજા જાગતો હતો ને તેને કરડ્યો. અથવા ખરું કહ્યું છે કે

ઉપદેશ આપવા વડે સ્વભાવને ફેરવી શકાતો નથી; પાણી સારી રીતે તપેલું હોય તો પણ ફરી શીતળ બની જાય છે. ૨૫૭ અગ્નિ શીતળ થાય અને ચંદ્ર ગરમ થાય તો પણ આ લોકમાં મનુષ્યોનો સ્વભાવ ફેરવી શકાતો નથી." ૨૫૮.

હવે, તે રાજા જાણે સોયના અગ્રભાગ વડે વીંધાયો હોય તેમ તે શયનનો ત્યાગ કરીને તેજ ક્ષણે ઊઠ્યો. (અને બોલ્યો), "અરે, જુઓ અહીં ઓછાડમાં નક્કી માકણ અથવા જૂ છે, જેણે મને ચટકો ભર્યો છે." એટલે જે કંચુકીઓ ત્યાં હતા તેઓ સત્વર ઓછાડ લઇને સૂક્ષ્મ દૃષ્ટિથી તપાસ કરવા લાગ્યા. તે સમયે માકણ ચપળતાથી ખાટલાની અંદર પેસી ગયો; પેલી મંદવિસર્પિણીને તેમણે વસ્ત્રની સાંધમાં રહેલી જોઇ અને મારી નાખી.

તેથી હું કહું છું કે—જેનું શીલ જાણવામાં આવ્યું ન હોય એવા કોઇને આશ્રય આપવો નહિ; માકણના દોષથી મંદવિસર્પિણી જૂનું મરણ થયું હતું.

એમ જાણીને તમારે એ સંજીવકનો વધ કરવો જોઇએ; નહિ તો તે તમારો નાશ કરશે. કહ્યું છે કે

જે અંતરંગ માણસોને બહાર કાઢે છે અને બહારના માણસોને અંતરંગ બનાવે છે તે જ કકુદ્દ્રુમ રાજાની જેમ મૃત્યુ પામે છે.” ૨૫૯.

પિંગલક બોલ્યો, “એ કેવી રીતે?” દમનક કહેવા લાગ્યો—

## (૧૦) ગળીથી રંગાયેલો શિયાળ[૨૫]

“કોઈ એક વનપ્રદેશમાં ચંડરવ નામનો શિયાળ રહેતો હતો. એક દિવસ ભૂખ્યો થયેલો તે જીભની લોલુપતાથી નગરમાં પ્રવેશ્યો. તેને જોઈને કૂતરાઓ ચારે તરફથી દોડીને ભસવા લાગ્યા અને તીક્ષ્ણ દાંત વડે તેને બચકાં ભરવા લાગ્યા. આ પ્રમાણે જેનું ભક્ષણ કરવામાં આવતું હતું એવો તે શિયાળ પણ પ્રાણ જવાના ભયથી નાસીને નજીકમાં આવેલા ધોબીના ઘરમાં પેસી ગયો. ત્યાં ગળીના રસથી ભરેલું એક મોટું વાસણ પડેલું હતું. જેના ઉપર કૂતરાઓ આક્રમણ કરી રહ્યા હતા એવો શિયાળ તે વાસણમાં પડ્યો. એમાંથી જ્યારે બહાર નીકળ્યો ત્યારે તે નીલ રંગનો થઈ ગયો હતો. એટલે

---

૨૫. તંત્રાખ્યાયિકા ૧-૮, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૧૧, હિતોપદેશ ૩-૭, બૃહત્કથામંજરી ૧૬-૧૩. દક્ષિણ ભારતીય પંચતંત્ર તથા કથાસરિત્સાગરમાં આ કથા નથી તેમજ પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે સ્વીકારવામાં આવેલી નથી. હિતોપદેશમાં તે જુદા સન્દર્ભમાં આવે છે-કર્પૂરદ્વીપના રાજા હિરણ્યગર્ભ હંસને ખબર આપવામાં આવે છે કે સિંહલદ્વીપથી મેઘવર્ણ નામનો કાગડો પોતાના પરિવાર સહિત આવ્યો છે. વાસ્તવમાં તે હિરણ્યગર્ભના શત્રુ ચિત્રવર્ણનો ચર છે. પણ તે નહિ જાણતો હિરણ્યગર્ભ તેને પોતાની પાસે રાખી લેવા ઇચ્છે છે, પરંતુ તેનો મંત્રી સર્વજ્ઞ નામે ચક્રવાક તેને વારે છે અને કહે છે કે ‘આ તો સ્થળચર પક્ષી હોઇ આપણા શત્રુપક્ષનો છે.’ પછી ‘જે પોતાના પક્ષનો ત્યાગ કરીને પરપક્ષમાં પ્રેમ રાખે છે તે ગળીથી રંગાયેલા શિયાળની જેમ પરપક્ષવાળાઓથી નાશ પામે છે’ એમ જણાવી ચક્રવાક આ કથા કહે છે.

ત્યાં રહેલા બીજા કૂતરાઓ તેને શિયાળ તરીકે નહિ ઓળખવાથી પોતાને મનફાવતી દિશાઓમાં ચાલ્યા ગયા. ચંડરવ પણ દૂરના પ્રદેશમાં જઇને ત્યાંથી વન તરફ ચાલ્યો.

ગળી કદી પણ પોતાનો રંગ છોડતી નથી. કહ્યું છે કે

વજ્રલેપનો, મૂર્ખનો, સ્ત્રીઓનો, કરચલાનો માછલાંનો, ગળીનો અને મદ્યપાન કરનારનો ગ્રહ એક જ હોય છે (અર્થાત્ તેઓ જે વસ્તુને ચોંટે તેનાથી અલગ થતાં નથી). ૨૬૦.

હવે, મહાદેવના કંઠમાં રહેલા વિષ જેવી તથા તમાલવૃક્ષ જેવી કાન્તિવાળા તે અપૂર્વ પ્રાણીને જોઇને સિંહ વાઘ, દીપડા, વરુ વગેરે અરણ્યવાસી પશુઓ ભયથી વ્યાકુળ ચિત્તવાળાં બની ચારે બાજુ નાસવા લાગ્યાં અને પરસ્પરને કહેવા લાગ્યાં કે "આ પ્રાણીની ચેષ્ટા અને તેનું પરાક્રમ કેવાં હશે તે જાણવામાં આવતું નથી. માટે દૂર ચાલ્યાં જઇએ. કહ્યું છે કે

જેની ચેષ્ટા, કુલ તથા પરાક્રમ જાણવામાં આવેલું ન હોય તેનો વિશ્વાસ પોતાનું કલ્યાણ ઇચ્છનારા પ્રાજ્ઞ પુરુષે કરવો નહિ." ૨૬૧.

એ પ્રાણીઓને ભયવ્યાકુળ ચિત્તવાળાં જાણીને ચંડરવ પણ કહેવા લાગ્યો, "હે વનપશુઓ! મને જોતાં વેંત ત્રાસ પામીને તમે કેમ નાસી જાઓ છો? તમે ડરશો નહિ. સ્વયં બ્રહ્માએ આજે મારું સર્જન કરીને મને કહ્યું છે કે 'વનપશુઓનો કોઇ રાજા નથી, તેથી આજે સર્વ વનપશુઓના રાજા તરીકે મેં તારો અભિષેક કર્યો છે, માટે તું જઇને તે સર્વનું પરિપાલન કર.' તેથી હું અહીં આવ્યો છું. માટે સર્વ વનપશુઓએ મારી છત્રછાયામાં રહેવું ત્રણે લોકનાં પશુઓનો હું કકુદ્દ્રુમ નામે રાજા થયો છું" એ સાંભળીને સિંહ, વાઘ આદિ વનપશુઓ 'સ્વામી! પ્રભો! આજ્ઞા કરો' એમ બોલતાં તેને વીંટાઇ વળ્યાં. પછી તેણે સિંહને અમાત્યપદવી આપી, વાઘને

શય્યાપાલની જગ્યા આપી, દીપડાને તાંબુલનો અધિકાર [૨૬] આપ્યો અને વરુને દ્વારપાલનું પદ આપ્યું તેની પોતાની જાતનાં જે શિયાળો હતાં તેમની સાથે તો તે વાર્તાલાપ પણ કરતો નહોતો. સર્વે શિયાળને તેણે હાંકી કાઢયાં. એ પ્રમાણે રાજકારભાર ચલાવતા એવા તેની સમક્ષ સિંહ વગેરે હિંસક પ્રાણીઓ બીજાં પશુઓને મારીને એ હાજર કરતાં. તે પણ રાજ્યધર્મ અનુસાર સર્વને એ વહેંચી આપતો.

એ પ્રમાણે સમય જતો હતો ત્યાં એક વાર તેણે દૂરના પ્રદેશમાં શબ્દ કરતાં શિયાળોને સાંભળ્યાં. તેમનો શબ્દ સાંભળીને જેનું શરીર રોમાંચિત થયું છે તથા આંખમાં આનંદનાં અશ્રુ આવ્યાં છે એવો તે ઊંચે સ્વરે રોવા લાગ્યો. એટલે તે સિંહ વગેરે એનો ઊંચો સ્વર સાંભળીને આ શિયાળ છે એમ જાણીને લજ્જાથી ક્ષણ વાર નીચું મુખ કરીને પછી બોલ્યા કે "અરે! એણે આપણને છેતર્યાં છે. એ તો એક ક્ષુદ્ર શિયાળ છે, માટે એનો વધ કરો." તે પણ એ સાંભળીને પલાયન કરવાને ઇચ્છતો હતો, પણ એટલામાં સિંહ વગેરેએ તેના ટુકડે ટુકડા કરી નાખતાં તે મરણ પામ્યો.

તેથી હું કહું છું કે–જે અંતરંગ માણસોને બહાર કાઢે છે અને બહારના માણસોને અંતરંગ બનાવે છે તે જ કકુદ્દ્રુમ રાજાની જેમ મૃત્યુ પામે છે."

તે સાંભળીને પિંગલક બોલ્યો, "હે દમનક! તે સંજીવક મારા પ્રત્યે દુષ્ટ બુદ્ધિવાળો છે એ બાબતની ખાત્રી શી?" દમનક બોલ્યો, "મારી આગળ આજે તેણે નિશ્ચય કર્યો છે કે 'પ્રભાતમાં હું પિંગલકનો વધ કરીશ.' એ જ તેની ખાત્રી છે. પ્રભાતમાં સભાના સમયે રાતાં

---

૨૬. રાજા માટે પાનસોપારી રાખવાનો અધિકાર. આ અધિકાર અત્યંત વિશ્વાસુ માણસોને જ આપવામાં આવતો.

નયન અને ફરકતા હોઠ સાથે દિશાઓ નિહાળતો સે અનુચિત સ્થાન ઉપર બેસીને[૨૭] આપના પ્રત્યે ક્રૂર દૃષ્ટિથી જોશે. એ જાણીને જે ઉચિત લાગે તે કરજો."

એમ કહીને દમનક સંજીવકની પાસે ગયો અને તેને પ્રણામ કરીને બેઠો. સંજીવક પણ ઉદ્વેગભરી આકૃતિવાળા અને મંદ મંદ આવતા તેને જોઇને આદરપૂર્વક બોલ્યો, "હે મિત્ર ! તું ભલે આવ્યો. ઘણે સમયે દેખાયો તું કુશળ તો છે ને ? તું કહે, જેથી અદેય વસ્તુ પણ મારે ઘેર આવેલા એવા તને હું આપું. કહ્યું છે કે

જેમને ઘેર મિત્રજનો પોતાનાં કાર્ય માટે આવે છે તેઓ જ આ ભૂતળમાં ધન્ય, વિવેકજ્ઞ અને પ્રશંસાપાત્ર છે." ૨૬૨.

દમનક બોલ્યો, "અરે ભાઇ ! સેવકજનને કુશળ ક્યાંથી હોય ?

જેઓ રાજસેવક છે તેમની સંપત્તિ પરાધીન હોય છે, તેમનું ચિત્ત સદાકાળ ચિંતાતુર હોય છે અને પોતાના જીવનની બાબતમાં પણ તેમને વિશ્વાસ હોતો નથી. ૨૬૩.

તેમજ

સેવા વડે ધન ઇચ્છનારા સેવકોએ જે કર્યું છે તે તો જુઓ કે—શરીરનું જે સ્વાતંત્ર્ય તે પણ એ મૂઢોએ ગુમાવી દીધું છે. ૨૬૪. પહેલાં તો જન્મ એ જ અતિ દુઃખકારક

---

૨૭. બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં अनुचितस्थानोपविष्ट પાઠ છે, પણ નિર્ણયસાગર પ્રેસની અને કાળેની વાચનાઓમાં अनुचितस्थानोपविष्टः છે, તે મેં અહીં સ્વીકાર્યો છે.

છે, તેમાં પણ મહાકાળ દારિદ્ર એ દુઃખકારક છે, અને તેમાં પણ સેવા વડે આજીવિકા એ દુઃખકારક છે. અહો ! સંસારમાં દુઃખની પરંપરા છે. ૨૬૫ દરિદ્ર, વ્યાધિગ્રસ્ત, મૂર્ખ, પ્રવાસી અને નિત્યસેવક એ પાંચને મહાભારતમાં જીવતા છતાં ખરેખર મરેલા કહ્યા છે. ૨૬૬. તે ઇચ્છાનુસાર ખાઇ શકતો નથી,[૨૮] ચિન્તાને કારણે જેની ઊંઘ ઊડી ગઈ છે એવા તેને ઉઠાડવાની જરૂર પડતી નથી, નિઃશંક વચન બોલી શકતો નથી; અને છતાં સેવક આ જગતમાં પોતાનું જીવન ગાળે છે ! ૨૬૭. 'સેવા એ શ્વાનવૃત્તિ છે' એમ જેઓએ કહ્યું છે તેઓએ મિથ્યા બકવાદ કર્યો છે, કારણકે શ્વાન પોતાની ઇચ્છાનુસાર ફરે છે, જ્યારે સેવક પારકાની આજ્ઞાથી ફરે છે. ૨૬૮ ભૂમિ ઉપર શયન, બ્રહ્મચર્ય, કૃશતા અને હલકું (અથવા જલદી) ભોજન–એ વસ્તુઓ સેવકને માટે અને યતિને માટે સમાન છે; પણ એ બે વચ્ચેનો તફાવત પાપ અને ધર્મનો છે (અર્થાત્ સેવકની બાબતમાં એ વસ્તુઓ પાપપરિણામી છે, જ્યારે યતિની બાબતમાં ધર્મપરિણામી છે) ૨૬૯. ટાઢ, તડકો આદિ જે કષ્ટો સેવક ધનને માટે સહન કરે છે તે જો અલ્પ પ્રમાણમાં પણ ધર્મને માટે સહન કરે તો મોક્ષ પામે.[૨૯]

---

૨૮. બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં नाश्नाति सेवया પાઠ છે, પણ નિર્ણયસાગર પ્રેસની અને કાળેની વાચનાઓમાં नाश्नाति स्वेच्छया છે, તે મેં અહીં સ્વીકાર્યો છે.

૨૯. આ શ્લોકનું ચોથું ચરણ બોમ્બે સંસ્કૃત સિરીઝની અને નિર્ણયસાગરની વાચનામાં यदि धर्मात्र मुच्यते એ પ્રમાણે છે, જ્યારે કાળેની વાચનામાં यदि धर्माय मुच्यते એમ છે. મેં કાળેનો પાઠ સ્વીકારી અનુવાદ કર્યો છે.

૨૭૦. મૃદુ, સારી રીતે ગોળ, મીઠા અને અતિ મનોહર એવા લાડુ પણ જો સેવાથી પ્રાપ્ત થયા હોય તો તેનું શું મહત્ત્વ ?" ૨૭૧.

સંજીવક બોલ્યો, "તો તું શું કહેવા ઇચ્છે છે ?" તે બોલ્યો, "સ્વામીનો મંત્રભેદ કરવો ( ગુપ્ત મંત્રણા ખુલ્લી કરી દેવી ) તે સચિવોને માટે યોગ્ય નથી. કહ્યું છે કે

મંત્રીપદ ઉપર નિમાયેલો જે મનુષ્ય સ્વામીનો મંત્રભેદ કરે છે તે રાજાના કાર્યનો નાશ કરીને પોતે પણ નરકમાં પડે છે. ૨૭૨. નારદે કહ્યું છે કે—જે મંત્રી જે રાજાનો મંત્રભેદ કરે છે તેણે તેનો વગર શસ્ત્રે વધ કર્યો છે. ૨૭૩.

તો પણ તારા સ્નેહપાશથી બંધાયેલા એવા મારે મંત્રભેદ કરવો જોઇએ, કારણકે મારા વચનથી તું આ રાજકુલમાં વિશ્વાસપૂર્વક પ્રવેશ્યો છે. કહ્યું છે કે

વિશ્વાસ કરવાને પરિણામે જે મનુષ્ય કોઈ રીતે મૃત્યુ પામે છે તેની હત્યા એ વિશ્વાસમાંથી જ ઉત્પન્ન થાય છે (અર્થાત્ જે મનુષ્યનો વિશ્વાસ કરવામાં આવ્યો હોય તેને એ પાપ લાગે છે)—એ પ્રમાણે મનુએ કહ્યું છે. ૨૭૪.

પિંગલક તારા ઉપર કોપે ભરાયેલો છે. આજે તેણે મને એકાન્તમાં કહ્યું હતું કે—'પ્રભાતમાં સંજીવકનો વધ કરીને સમસ્ત પશુપરિવારને તૃપ્ત કરીશ.' પછી મેં તેને કહ્યું કે—'સ્વામી ! મિત્રનો દ્રોહ કરીને આજીવિકા ચલાવવી એ યોગ્ય નથી. કહ્યું છે કે

બ્રહ્મહત્યા કરનાર મનુષ્ય પણ તેને યોગ્ય પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધ થાય છે, પણ મિત્રનો દ્રોહ કરનાર મનુષ્ય કદી શુદ્ધ થતો નથી.' ૨૭૫.

એટલે તેણે મને રોષથી કહ્યું, 'હે દુષ્ટબુદ્ધિ! સંજીવક તો ઘાસ ખાનાર છે અને અમે માંસાહારી છીએ, તેથી અમારી વચ્ચે તો સ્વાભાવિક વેર છે. શત્રુની ઉપેક્ષા શી રીતે થઈ શકે? માટે સામાદિક ઉપાયોથી તેનો નાશ કરવો જોઈએ. એનો વધ કરવાથી દોષ નહિ લાગે. કહ્યું છે કે

બીજા ઉપાયો વડે શત્રુનો વધ કરવાનું અશક્ય હોય તો બુદ્ધિમાન મનુષ્યે કન્યા આપીને પણ તેને મારવો. શત્રુને મારવામાં દોષ નથી. ૨૭૬. બુદ્ધિયુક્ત ક્ષત્રિય કૃત્ય અને અકૃત્યમાં માનતો નથી; પૂર્વે દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાએ ઊંઘતા ધૃષ્ટદ્યુમ્નને માર્યો હતો.' ૨૭૭.

પછી પિંગલકનો આ નિશ્ચય જાણીને હું તારી પાસે આવ્યો. હવે વિશ્વાસઘાતનું પાપ મને નહિ લાગે. માટે તને જેમ સૂઝે તેમ કર." હવે સંજીવક પણ વજ્રપાત જેવું દારુણ આ વચન સાંભળીને મૂર્છા પામ્યો. પછી ભાનમાં આવીને વૈરાગ્યપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યો, "અરે, ખરું કહ્યું છે કે

સ્ત્રીઓ ઘણું કરીને દુર્જનોની સંગતિ કરે છે, રાજા ઘણું કરીને સ્નેહ વગરનો હોય છે, ધન ઘણું કરીને કૃપણને પ્રાપ્ત થાય છે, તથા મેઘ પર્વત ઉપર અને દુર્ગમ સ્થાનોમાં (જ્યાં તેની જરૂર નથી ત્યાં) વરસે છે. ૨૭૮. જે બુદ્ધિ વગરનો મનુષ્ય 'હું રાજાનો માનીતો છું' એમ માને છે તેને શિંગડાં વગરનો બળદ જાણવો. ૨૭૯. મનુષ્યો માટે વનમાં વસવું સારું, ભિક્ષા માગવી સારી, ભાર ઉપાડીને ગુજરાન ચલાવવું સારું, વ્યાધિ થાય તે સારું, પણ રાજ્યાધિકારથી સંપત્તિ મેળવવી તે સારું નથી. ૨૮૦.

તો આ પિંગલકની સાથે મૈત્રી કરી તે મેં અયોગ્ય કર્યું. કહ્યું છે કે

જેમની પાસે સમાન ધન હોય અને જેમનું સમાન કુળ હોય તેમની વચ્ચે મૈત્રી અને વિવાહ યોગ્ય ગણાય છે; સબળા અને નબળાની વચ્ચે મૈત્રી અને વિવાહ યોગ્ય ગણાતાં નથી. ૨૮૧.

તેમજ

મૃગો મૃગોની, બળદો બળદોની, અશ્વો અશ્વોની, મૂર્ખાઓ મૂર્ખોની અને બુદ્ધિશાળી જનો બુદ્ધિશાળીઓની સંગતિ કરે છે; સમાન શીલ અને વ્યસનવાળાં માણસોની વચ્ચે જ મિત્રતા સંભવે છે. ૨૮૨.

હું જઈને તે પિંગલકને પ્રસન્ન કરવા પ્રયત્ન તો કરીશ, પણ તે પ્રસન્ન થશે નહિ. કહ્યું છે કે

કોઈ કારણને ઉદ્દેશીને જે કોપાયમાન થયો હોય તે એ કારણ દૂર થતાં જરૂર પ્રસન્ન થાય છે, પણ જે અકારણ દ્વેષ કરનારો હોય તે મનુષ્ય કેવી રીતે પ્રસન્ન થવાનો હતો ? ૨૮૩.

અહો ! ખરું કહ્યું છે કે

ભક્તિ રાખનારા, ઉપકાર કરનારા, પરનાં હિતકાર્યોમાં પોતાની જાતને જોડનારા, સેવાના વ્યવહારતત્ત્વને જાણનારા અને દ્રોહ વિનાના એવા રાજસેવકોને તેમના કાર્યમાં સિદ્ધિ મળે કે ન મળે, પણ કાર્ય કરતાં ભૂલ થાય તો તેમનો વિનાશ તો નક્કી છે, માટે સમુદ્રની સેવાની (જળપ્રવાસની) જેમ રાજાની સેવા પણ સદા શંકાઓથી ભરેલી છે. ૨૮૪.

તેમજ

સેવકો સ્નિગ્ધ ભાવ રાખીને ઉપકાર કરે તો પણ તેઓ દ્વેષપાત્ર થઇ પડે છે, બીજાઓ શઠપણાથી અપકાર કરે તો પણ તેઓ પ્રીતિપાત્ર થાય છે. અનેક ભાવોનો આશ્રય કરનાર એવું રાજાનું મન જાણવું મુશ્કેલ હોવાને કારણે પરમ ગહન એવો સેવાધર્મ યોગીઓને માટે પણ અગમ્ય છે. ૨૮૫.

તો મેં જાણી લીધું કે મારા ઉપરની કૃપાને નહિ સહન કરી શકનારા પાસવાનોએ પિંગલકને મારા ઉપર ક્રોધાયમાન કર્યો છે. તેથી, હું નિર્દોષ છું તોપણ પિંગલક મારે માટે આવું બોલે છે. કહ્યું છે કે

સુન્દર આકૃતિવાળી બીજી સપત્નીઓ ઉપર ક્રોધાયમાન થતી સ્ત્રીઓની જેમ આ લોકમાં સેવકો પણ બીજા સેવકો ઉપર સ્વામીની કૃપા થાય એ સહન કરી શકતા નથી. ૨૮૬.

એમ પણ બને છે કે સમીપમાં રહેલા ગુણવાનના ગુણોને કારણે બીજા (ઓછા ગુણવાળા) ઉપર સ્વામીની કૃપા થતી નથી. કહ્યું છે કે

ગુણી જનોના ગુણો ચઢિયાતા ગુણવાળા મનુષ્યના ગુણો વડે ઢંકાઈ જાય છે; દીપશિખાની કાન્તિ રાત્રે પ્રકાશે છે, પણ દિવસ ઊગ્યા પછી પ્રકાશતી નથી." ૨૮૭.

દમનક બોલ્યો, "હે મિત્ર! જો એમ હોય તો તને ભય નહિ થાય. દુર્જનોએ પિંગલકને કોપાયમાન કર્યો હશે તોપણ તારા વચનથી તે પ્રસન્ન થશે." સંજીવક-

કહ્યું, "અરે ભાઈ! તેં એ બરાબર ન કહ્યું, દુર્જનો તુચ્છ હોય તોપણ તેમની વચ્ચે રહી શકાતું નથી. કોઈ બીજો ઉપાય યોજીને તેઓ જરૂર નાશ કરે છે. કહ્યું છે કે

કપટ ઉપર આજીવિકા ચલાવનારા ઘણા ક્ષુદ્ર પંડિતો, ઊંટની બાબતમાં કાગડા વગેરેએ કર્યું હતું તેમ, કાર્ય અથવા અકાર્ય કરે છે." ૨૮૮.

દમનક બોલ્યો, "એ કેવી રીતે?" સંજીવક કહેવા લાગ્યો—

## (૧૧) સિંહના લુચ્ચા સેવકો અને ભોળો ઊંટ[30]

"કોઈ એક વનપ્રદેશમાં મદોત્કટ નામે સિંહ રહેતો હતો. દીપડો, કાગડો અને શિયાળ એ બીજાં પશુઓ તેનાં અનુચરો હતાં. આમ તેમ ભમતાં તેઓએ એક વાર સાર્થથી વિખૂટો પડી ગયેલો એક ઊંટ જોયો. એટલે સિંહ બોલ્યો, "અહો! આ કોઈ અપૂર્વ પ્રાણી છે. તો તપાસ કરો કે આ પ્રાણી ગામનું છે કે અરણ્યનું?" તે સાંભળીને કાગડો બોલ્યો, "હે સ્વામી! આ તો ગામમાં રહેનારું ઊંટ નામે પ્રાણી છે અને તે તમારું ખાદ્ય છે, માટે તેનો વધ કરો." સિંહ બોલ્યો, "ઘેર આવેલાને હું નહિ મારું. કહ્યું છે કે

---

૩૦. તંત્રાખ્યાયિકા ૧-૯, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૧૩, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧-૮, હિતોપદેશ ૪-૧૦, કથાસરિત્સાગર, ૮૪ F (પૃ. ૩૧૨-૧૩), બૃહત્કથામંજરી ૧૬-૧૪, પુનર્ઘટિત પંચતંત્ર ૧-૮. હિતોપદેશમાં કથાનો સન્દર્ભ જુદો છે–મેઘવર્ણ નામના કાગડાએ કપટથી હિરણ્યગર્ભ હંસના દુર્ગમાં પ્રવેશ કરી, તે દુર્ગ બાળી નાખીને ચિત્રવર્ણ મયૂરને વિજય અપાવ્યો હતો. ભોળા હિરણ્યગર્ભે પોતાના ઉપર વિશ્વાસ મૂકીને પોતાને દુર્ગમાં કેવી રીતે આશ્રય આપ્યો હતો તે વર્ણવતાં મેઘવર્ણ કાગડો આ કથા ચિત્રવર્ણ મયૂરને કહે છે. હિતોપદેશમાં આ કથા ૪-૯ની એટલે 'ત્રણ ધુતારા અને બ્રાહ્મણ'ની કથાની ઉપકથા તરીકે આવે છે.

વિશ્વાસ કરીને, કોઇ પ્રકારનો ભય રાખ્યા સિવાય ઘેર આવેલા શત્રુનો પણ જે વધ કરે છે તેને સો બ્રાહ્મણના વધ જેટલું પાપ લાગે છે ૨૮૯.

તો અભયદાન આપીને તેને મારી પાસે લાવો, જેથી તેના આગમનનું કારણ પૂછું." પછી સર્વે તે ઊંટને વિશ્વાસ આપીને તથા અભયદાન દઈને મદોત્કટની પાસે લાવ્યા, એટલે પ્રણામ કરીને તે બેઠો. પછી સિંહે પૂછ્યું, એટલે સાર્થમાંથી પોતે વિખૂટો પડ્યો ત્યાંથી માંડીને પોતાનો આત્મવૃત્તાન્ત તેણે નિવેદન કર્યો. પછી સિંહે કહ્યું, "હે કથનક! હવે તું ગામમાં જઈને ફરી વાર ભાર વહન કરવાનું દુઃખ ન ભોગવીશ. આ અરણ્યમાં મરકતમણિ જેવાં લીલાં લીલાં ઘાસનાં અંકુરો ચરતો તું સદાકાળ મારી પાસે રહે." ઊંટ પણ 'ભલે' એમ કહીને, 'હવે કયાંયથી પણ ભય નથી' એમ જાણીને તેઓની વચ્ચે વિચરતો સુખપૂર્વક રહેવા લાગ્યો.

હવે, એક દિવસે અરણ્યમાં વસતા મોટા હાથી સાથે મદોત્કટને યુદ્ધ થયું. તેથી, એ હાથીના દાંતરૂપી મુસલના પ્રહારોથી તેને વ્યથા થઈ. વ્યથા થવા છતાં કોઈ રીતે તે મરણ ન પામ્યો, પણ શરીરની નિર્બળતાને કારણે કયાંય એક પગલું પણ ચાલી શકતો નહોતો. કાગડા વગેરે તે સર્વે અનુચરો પણ ભૂખથી પીડાતા છતાં અસામર્થ્યને લીધે અત્યંત દુઃખ પામવા લાગ્યા. પછી તેમને સિંહે કહ્યું, "અરે! કયાંયથી કોઈ પ્રાણી ખોળી લાવો, જેથી આવી દશામાં પડેલો હોવા છતાં તેનો વધ કરીને હું તમારું ભોજન સંપાદન કરું."

પછી તેઓ ચારે તરફ ભમવા લાગ્યા, પણ કોઇ પ્રાણીને તેમણે જોયું નહિ, ત્યારે કાગડો અને શિયાળ પરસ્પર મંત્રણા કરવા લાગ્યાં. શિયાળ બોલ્યો, "હે કાગડા! બહુ રખડવાથી શું? આ કથનક આપણા સ્વામીનો વિશ્વાસુ થઈને રહેલો છે, તેનો વધ કરીને આપણે ગુજરાન ચલાવીએ." કાગડો બોલ્યો, "તેં ઠીક કહ્યું, પણ

સ્વામીએ તેને અભયદાન આપેલું છે, તેથી તે વધ કરવા યોગ્ય નથી."
શિયાળ બોલ્યો, "હે કાગડા! હું સ્વામીને વિનંતી કરીને એવું કરીશ,
જેથી સ્વામી તેનો વધ કરે. માટે તમે અહીં જ ઊભા રહો, જેથી
ઘેર જઈને સ્વામીની આજ્ઞા લઈને હું જલદી આવું." એમ કહીને
તે જલદીથી સિંહ પાસે હાજર થયો. સિંહની પાસે જઈને તેણે કહ્યું
કે, "સ્વામી! આખું વન ભમીને અમે આવ્યા, પણ કોઈ પ્રાણી મળ્યું
નહિ. માટે અમે શું કરીએ? હવે તો અમે ભૂખને કારણે એક પગલું
પણ ચાલી શકતા નથી. આપ પણ પથ્ય ભોજન કરો છો. માટે
જો આપનો આદેશ હોય તો કથનકના માંસ વડે આજે પથ્ય
ભોજન થાય." તેનું આ દારુણ વચન સાંભળીને સિંહ કોપપૂર્વક
બોલ્યો કે, "ધિક્, પાપી! અધમ! જો આવું ફરી વાર બોલીશ
તો તે જ ક્ષણે તારો વધ કરીશ, કારણ કે મેં તેને અભય આપેલું
છે. હું શી રીતે તેનો વધ કરું? કહ્યું છે કે

વિદ્વાન પુરુષો આ જગતમાં સર્વ દાનોમાં અભયદાનને જેવું
મુખ્ય કહે છે તેવું મુખ્ય ગાયના દાનને, ભૂમિના દાનને અથવા
અન્નદાનને કહેતા નથી." ૨૯૦.

તે સાંભળીને શિયાળ બોલ્યો, "સ્વામી! અભયદાન આપીને
જો વધ કરવામાં આવે તો એ દોષ લાગે છે, પણ આપ મહારાજ
પ્રત્યેની ભક્તિથી જો તે પોતાનું જીવન અર્પણ કરતો હોય તો દોષ
નહિ લાગે. તો જો તે પોતે જ પોતાની જાતને વધને માટે રજૂ કરે
તો જ આપે તેનો વધ કરવો, નહિ તો અમારામાંથી કોઈ એકનો
વધ કરવો, કેમકે આપ મહારાજ પથ્ય ભોજન કરતા હોઈ ભૂખના
વેગને રોકવાથી મરણ પામશો. અમારા પ્રાણ પણ જો સ્વામીને
માટે ન જાય તો તે શા કામના? વળી સ્વામીને કંઈ અનિષ્ટ થાય
તો પાછળથી અમારે પણ અગ્નિપ્રવેશ કરવો પડે. કહ્યું છે કે

જે કુળમાં જે પુરુષ પ્રધાન હોય તેનું સર્વ યત્નોથી રક્ષણ
કરવું જોઈએ. પ્રધાન પુરુષ નાશ પામવાથી કુળ પણ નાશ પામે

છે; ધરી ભાંગ્યા પછી આરાઓ ભાર વહન કરી શકતા નથી." ૨૯૧.

તે સાંભળીને મદોત્કટ બોલ્યો, "જો એમ હોય તો તને રુચે તેમ કર." તે સાંભળીને શિયાળ સત્વર જઇને બીજા અનુચરોને કહેવા લાગ્યો, "અરે! સ્વામી અત્યંત દુ:ખી અવસ્થામાં છે, માટે અહીં ભમવાથી શું? તેમના વિના આપણું રક્ષણ કોણ કરશે? તો ત્યાં જઈને ભૂખના દોષથી પરલોકમાં જઈ રહેલા એવા તેમને આપણા શરીરનું દાન કરીએ, જેથી તેમની કૃપાનું ઋણ આપણે ચુકાવીએ. કહ્યું છે કે

જે સેવકના જીવતાં, સેવકના પ્રાણ વિદ્યમાન હોય છતાં તેનો સ્વામી આપત્તિ પામે તે સેવક નરકમાં જાય છે." ૨૯૨.

તે સાંભળીને જેમની આંખો આંસુથી ભરાઇ ગઇ છે એવા તે સર્વ મદોત્કટની પાસે જઇને પ્રણામ કરીને ઊભા રહ્યા. તેમને જોઇને મદોત્કટ બોલ્યો, "અરે! કોઈ પ્રાણી મળ્યું અથવા જોયું?" એટલે તેઓમાંથી કાગડો બોલ્યો, "સ્વામી! અમે સર્વત્ર રખડ્યા, પણ કોઈ પ્રાણી અમને મળ્યું નથી અથવા અમારા જોવામાં આવ્યું નથી. તો મારું ભક્ષણ કરીને આપ જીવન ધારણ કરો, જેથી આપને તૃપ્તિ થાય અને મને પણ સ્વર્ગપ્રાપ્તિ થાય. કહ્યું છે કે

ભક્તિવાળો જે સેવક સ્વામીને ખાતર પ્રાણ ત્યજે છે તે જરા અને મરણથી રહિત એવા પરમપદને પામે છે." ૨૯૩.

તે સાંભળીને શિયાળ બોલ્યો, "અરે! તું અલ્પ કાયાવાળો છે. તારું ભક્ષણ કરવાથી સ્વામીની પ્રાણયાત્રા નહિ થાય, પણ ઊલટો દોષ થશે. કહ્યું છે કે

અલ્પ અને વળી બળ વગરનું, કાગડાનું માંસ અને કૂતરાનું ઉચ્છિષ્ટ ખાવાથી શું, કે જેનાથી તૃપ્તિ ન થાય? ૨૯૪.

વળી તેં સ્વામીભક્તિ બતાવી, સ્વામીનો કોળિયો ખાવાના ઋણમાંથી તું મુક્ત થયો અને ઉભય લોકમાં તારી પ્રશંસા થઈ છે.

માટે તું આગળથી આઘો જા. હવે, હું સ્વામીને વિજ્ઞપ્તિ કરું."
કાગડાએ એમ કર્યા પછી શિયાળ આદરપૂર્વક પ્રણામ કરીને ઊભો રહ્યો (અને કહેવા લાગ્યો), "સ્વામી! હવે મારું ભક્ષણ કરીને આપ પ્રાણયાત્રા કરો અને મને ઉભય લોકની પ્રાપ્તિ કરાવો. કહ્યું છે કે

ધન વડે ખરીદ કરાયેલા એવા સેવકોના પ્રાણ સદાકાળ સ્વામીને અધીન છે, માટે તે પ્રાણ ગ્રહણ કરવાથી સ્વામીને હત્યાનો દોષ લાગતો નથી." ૨૯૫.

હવે તે સાંભળીને દીપડો બોલ્યો, "અરે! તેં ઠીક કહ્યું, પણ તું યે અલ્પ કાયાવાળો છે અને કૂતરાની જાતિનો[31] તથા નખરૂપી આયુધવાળો હોવાથી અભક્ષ્ય જ છે. કહ્યું છે કે

કંઠે પ્રાણ આવી જાય તો પણ બુદ્ધિમાન પુરુષે બન્ને લોકનો વિનાશ કરનારી અભક્ષ્ય વસ્તુ ભક્ષણ કરવી નહિ; એમાંયે વિશેષે કરીને જ્યારે તે તદ્દન અલ્પ હોય ત્યારે તો બિલકુલ ભક્ષણ કરવી નહિ. ૨૯૬.

માટે તેં તારી કુલીનતા દર્શાવી. અથવા આ ખરું કહ્યું છે કે

રાજાઓ કુલીન જનોનો સંગ્રહ કરે છે તેનું કારણ એ છે કે તેઓ આદિમાં, મધ્યમાં અને અંતમાં વિકાર પામતા નથી-ફરી બેસતા નથી. ૨૯૭.

તો તું આઘો જા, જેથી હું સ્વામીને વિનંતી કરું." શિયાળે તે પ્રમાણે કર્યું, એટલે દીપડાએ પ્રણામ કરીને મદોત્કટને કહ્યું, "સ્વામી! હવે મારા પ્રાણથી પ્રાણયાત્રા કરો, મને સ્વર્ગમાં અક્ષય વાસ

---

૩૧. બૉમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં સ્વજાતિઃ (પોતાની જાતનો) પાઠ છે, પણ નિર્ણયસાગર પ્રેસની વાચનામાં શ્વજાતિ: (કૂતરાની જાતિનો) એમ છે, તે મેં અહીં સ્વીકાર્યો છે.

આપો, અને પૃથ્વી ઉપર મારો વિપુલ યશ વિસ્તારો. આપે આ બાબતમાં આશ્ચર્ય કરવું નહિ. કહ્યું છે કે

સ્વામીને અનુકૂળ રહેતા અને સ્વામીનું કાર્ય કરતાં મૃત્યુ પામતા સેવકોનો સ્વર્ગમાં અક્ષય વાસ થાય છે અને પૃથ્વી ઉપર તેમની કીર્તિ ફેલાય છે." ૨૯૮.

આ સાંભળી કથનક વિચાર કરવા લાગ્યો, "આ સર્વેએ સ્વામીને મીઠાં વાક્યો કહ્યાં, પણ તેમાંના કોઇને સ્વામીએ માર્યો નહિ. માટે હું પણ સમયને અનુસરતું વચન દીપડાને કહું, જેથી મારા વચનનું આ ત્રણે સમર્થન કરે." એ પ્રમાણે નિશ્ચય કરીને તે બોલ્યો, "ભાઇ! તેં સાચું કહ્યું, પરન્તુ તું પણ નખરૂપી આયુધ-વાળો છે. તો સ્વામી તને શી રીતે ખાશે? કહ્યું છે કે

પોતાની જાતિવાળાંઓનું જે અનિષ્ટ ચિંતવે છે તેને આ લોકમાં તેમજ પરલોકમાં અનિષ્ટો જ પ્રાપ્ત થાય છે. ૨૯૯.

તો તું આઘો જા, જેથી હું સ્વામીને વિનંતી કરું." દીપડાએ તેમ કર્યું, એટલે કથનક આગળ ઊભો રહીને બોલ્યો, "સ્વામી! આ ત્રણે આપને માટે અભક્ષ્ય છે, માટે મારા પ્રાણ વડે પ્રાણયાત્રા કરો, જેથી મને ઉભય લોકની પ્રાપ્તિ થાય. કહ્યું છે કે

સ્વામીને માટે પોતાના પ્રાણનો ત્યાગ કરનારા ઉત્તમ સેવકો જે ગતિમાં જાય છે તે ગતિમાં યજ્ઞ કરનારાઓ અને યોગીઓ પણ જતા નથી." ૩૦૦.

આમ બોલતાંમાં તો શિયાળ અને ચિત્તાએ કથનકની બન્ને કૂખ ચીરી નાખી, એટલે તે મરણ પામ્યો. પછી તે ક્ષુદ્ર પંડિતોએ તેનું ભક્ષણ કર્યું.

તેથી હું કહું છું કે–કપટ ઉપર આજીવિકા ચલાવ-નાર ઘણા ક્ષુદ્ર પંડિતો, ઊંટની બાબતમાં કાગડા વગેરેએ કર્યું હતું તેમ, કાર્ય અથવા અકાર્ય કરે છે.

માટે હે ભદ્ર ! હું માનું છું કે આ રાજા ક્ષુદ્ર પરિવારવાળો છે. કહ્યું છે કે

ગીધ વડે વીંટળાયેલા કલહંસના જેવું આચરણ કરતા, અશુદ્ધ પ્રધાનમંડળવાળા રાજામાં જનતા રંજન પામતી નથી. ૩૦૧.

તેમજ

રાજા ગીધ જેવો (હલકો) હોય તોપણ જો હંસ જેવા સભાસદોવાળો હોય તો તે સેવા કરવા લાયક છે; પરન્તુ તે હંસ જેવો હોય છતાં ગીધ જેવા સભાસદોવાળો હોય તો ત્યાગ કરવા લાયક છે. ૩૦૨.

તો ખરેખર આ પિંગલકને કોઇ દુર્જને મારા ઉપર કોપાયમાન કરેલો છે, તેથી તે આ પ્રમાણે બોલે છે. અથવા આમ બને છે. કહ્યું છે કે

કર્ણવિષ વડે ( ખોટા ઉપદેશ સાંભળવાથી ) ભગ્ન થયેલા મૂર્ખ લોકો શું શું નથી કરતા ? તેઓ ક્ષપણક (બોદ્ધ સાધુ) પણ બને છે અને (કાપાલિક બની) મનુષ્યની ખોપરીમાં મદિરા પીએ છે. ૩૦૩.

અથવા આ ખરું કહ્યું છે કે

પગ વડે આહત થયેલો હોય અથવા મજબૂત દંડ વડે મારવામાં આવ્યો હોય તો પણ સર્પ જેને પોતાની દાઢથી સ્પર્શ કરે છે તેને જ હણે છે; પણ ચાડી કરનાર મનુષ્યનો ઉગ્ર ધર્મ તો કોઇ વિલક્ષણ જ છે કે તે એક જણના કાનનો સ્પર્શ કરે છે અને બીજાનો સમૂળ નાશ કરે છે. ૩૦૪.

તેમજ

અહો ! ખલ મનુષ્યરૂપી સર્પનો મારવાનો પ્રકાર વિપરીત છે; તે એક જણના કાને લાગે છે અને બીજાના પ્રાણ છૂટી જાય છે. ૩૦૫.

તો આવી પરિસ્થિતિ ઉત્પન્ન થયા પછી પણ શું કરવું ? હું તને મિત્રભાવથી પૂછું છું." દમનક બોલ્યો, "તો દેશાન્તરમાં જવું યોગ્ય છે, પણ આવા કુસ્વામીની સેવા કરવી ઠીક નથી. કહ્યું છે કે

અભિમાની, કાર્યાકાર્યને નહિ જાણનારા અને અવળે માર્ગે ચઢી ગયેલા ગુરુનો પણ ત્યાગ કરવામાં આવે છે."૩૦૬.

સંજીવક બોલ્યો, "એ ખરું, પણ સ્વામી કોપાયમાન થયેલ હોય ત્યારે બીજે જઈ શકાતું નથી, અને બીજે ગયેલાને પણ શાન્તિ પ્રાપ્ત થતી નથી. કહ્યું છે કે

જે મનુષ્ય મોટા પુરુષનો અપરાધ કરે છે તેણે 'હું દૂર છું' એમ માનીને વિશ્વાસમાં રહેવું નહિ. બુદ્ધિમાનના બાહુ વિશાળ હોય છે, અને તેને મારવામાં આવે તો તે એ બાહુઓ વડે મારનારનો નાશ કરે છે. ૩૦૭.

માટે યુદ્ધ સિવાય બીજો કોઈ માર્ગ મારે માટે શ્રેયસ્કર નથી. કહ્યું છે કે

ધીર અને સુશીલ પુરુષો રણમાં પ્રાણનો ત્યાગ કરીને એક ક્ષણમાં જે લોકમાં જાય છે તે લોકમાં સારાં તીર્થો કરવાથી, તપ કરવાથી અને ઉત્તમ વિત્તનું દાન કરવાથી પણ સ્વર્ગની ઇચ્છાવાળા લોકો જઇ શકતા નથી.૩૦૮.

મરણ થાય તો સ્વર્ગ પ્રાપ્ત થાય છે, જીવતા રહે તો ઉત્તમ

કીર્તિ મળે છે; આ બન્ને ગુણો શૂર પુરુષોને માટે દુર્લભ નથી. ૩૦૯.

તેમજ

હવિ આપવાથી, વિવિધ પ્રકારના દાનવિધિઓથી, ઉત્તમ બ્રાહ્મણોની પૂજા કરવાથી, પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો સારી રીતે કરવાથી, સારાં તીર્થોમાં અને આશ્રમમાં વાસ કરવાથી, હોમ અને નિયમથી, તથા ચાન્દ્રાયણ આદિ વ્રતો કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ યુદ્ધમાં મરણ પામનાર પુરુષોને તે જ ક્ષણે મળે છે." ૩૧૦.

તે સાંભળીને દમનક વિચાર કરવા લાગ્યો, "આ દુરાત્માએ તો યુદ્ધને માટે નિશ્ચય કરી દીધો જણાય છે. તો કદાચ તે પોતાનાં તીક્ષ્ણ શિંગડાં વડે સ્વામીને પ્રહાર કરશે તો મહાન અનર્થ પેદા થશે. તો ફરી વાર પણ એને મારી બુદ્ધિથી સમજાવીને તે દેશાન્તરમાં જાય એમ કરું." પછી દમનક બોલ્યો, "મિત્ર! તેં ખરું કહ્યું; પણ સ્વામી અને સેવકનો વળી સંગ્રામ કેવો? કહ્યું છે કે

બળવાન શત્રુને જોઇને (નિર્બળે) પોતાની જાતને છુપાવી દેવી, અને બળવાનોએ (નિર્બળ શત્રુને જોઇને) શરદ ઋતુના ચંદ્રની જેમ પ્રકટ થવું. ૩૧૧.

વળી

શત્રુનું બળ જાણ્યા વગર જે વેર બાંધે છે તે, ટીટોડાથી જેમ સમુદ્ર હારી ગયો હતો તેમ, હારી જાય છે." ૩૧૨.

સંજીવક બોલ્યો, "એ કેવી રીતે?" દમનક કહેવા લાગ્યો—

## (૧૨) ટીટોડો અને સમુદ્ર[૩૨]

"સમુદ્રના કોઈ એક કિનારા ઉપર ટીટોડાનું એક જોડું રહેતું હતું. પછી સમય જતાં ઋતુકાળમાં આવીને ટીટોડીએ ગર્ભ ધારણ કર્યો, અને પ્રસવનો સમય નજીક આવ્યો એટલે તેણે ટીટોડાને કહ્યું, "હે કાન્ત! મારો પ્રસવકાળ નજીક આવ્યો છે, માટે ઉપદ્રવ વિનાની કોઈ જગ્યા ખોળી કાઢો, જ્યાં હું ઈંડાં મૂકું." ટીટોડો બોલ્યો, "ભદ્રે! આ રમ્ય સમુદ્રપ્રદેશ છે, માટે તું અહીં જ પ્રસવ કરજે." ટીટોડીએ કહ્યું, "અહીં પૂર્ણિમાના દિવસે સમુદ્રની ભરતી ચઢે છે. તે મત્ત હાથીઓને પણ ખેંચી જાય છે. માટે બીજું કોઈ દૂરનું સ્થાન શોધી કાઢો." એ સાંભળીને હસીને ટીટોડો બોલ્યો, "ભદ્રે! તારું કહેવું ઠીક નથી. મારી સંતતિને દૂષિત કરવાની સમુદ્રની શી શક્તિ છે? માટે તું વિશ્વાસ રાખીને અહીં જ ગર્ભ મૂક. કહ્યું છે કે

જે પુરુષ પરાભવ પામીને પોતાના સ્થાનનો ત્યાગ કરી દે છે તેનાથી જો માતા પુત્રવતી ગણાતી હોય તો પછી વંધ્યા કોનાથી કહેવાય?" ૩૧૩.

તે સાંભળીને સમુદ્ર વિચાર કરવા લાગ્યો, "અહો! આ ક્ષુદ્ર પક્ષીનો ગર્વ તો જુઓ! ખરું કહ્યું છે કે

આકાશ તૂટી પડવાના ભયથી ટીટોડો પોતાના પગ ઊંચા રાખીને બેસે છે; પોતાના મનથી કલ્પેલો ગર્વ તો અહીં કોને હોતો નથી? ૩૧૪.

તો મારે કુતૂહલથી પણ એનું સામર્થ્ય જોવું જોઈએ. હું એનાં ઈંડાં હરી જાઉં તો તે મને શું કરશે?" સમુદ્ર એ

---

૩૨. તંત્રાખ્યાયિકા ૧-૧૦, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૧૫, [illegible] ભારતીય પંચતંત્ર ૧-૯. હિતોપદેશ ૨-[illegible], કથાસરિત્સાગર ૮૪ G (પૃ. ૩૧૩), બૃહત્કથામંજરી ૧૬-૨૫, પુનર્ઘટિત પંચતંત્ર ૧-૯. હિતોપદેશમાં આ કથાની અંદર એકે ઉપકથા નથી.

પ્રમાણે વિચાર કરીને રહ્યો. પ્રસવ થઈ ગયા પછી ચારો ચરવા ગયેલી ટીટોડીનાં ઈંડાં સમુદ્ર ભરતીના નિમિત્તથી હરી ગયો. એટલે પાછી આવેલી ટીટોડી પ્રસવસ્થાનને શૂન્ય જોઈને વિલાપ કરતી કરતી ટીટોડાને કહેવા લાગી, "હે મૂર્ખ! મેં તને કહ્યું હતું કે 'સમુદ્રની ભરતીથી ઈંડાંનો વિનાશ થશે, માટે આપણે દૂર ચાલ્યાં જઈએ,' પરન્તુ મૂઢપણાથી અહંકાર કરીને તેં મારું વચન કર્યું નહોતું. અથવા ખરું કહ્યું છે કે

આ લોકમાં હિતેચ્છુ મિત્રોનું વચન જે કરતો નથી તે દુર્બુદ્ધિ મનુષ્ય, લાકડી ઉપરથી પડી ગયેલા કાચબાની જેમ, નાશ પામે છે." ૩૧૫.

ટીટોડો બોલ્યો, "એ કેવી રીતે?" ટીટોડી કહેવા લાગી—

## (૧૩) બે હંસ અને કાચબો[૩૩]

"કોઈ એક જળાશયમાં કંબુગ્રીવ નામે કાચબો રહેતો હતો. સંકટ અને વિકટ નામના, હંસ જાતિના તેના પરમ સ્નેહવાળા બે મિત્રો હતા. તે હંસો તે સરોવરના કિનારા ઉપર આવીને અનેક દેવર્ષિઓ અને મહર્ષિઓને લગતી વાતો કાચબાની સાથે કરીને સાયંકાળે પોતાના માળામાં પાછા જતા હતા. એ પ્રમાણે સમય

---

૩૩ તન્ત્રાખ્યાયિકા ૧-૧૧, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૧૬, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧-૧૦, હિતોપદેશ ૪-૧, કથાસરિત્સાગર ૮૪ GG (પૃ. ૩૧૩), બૃહત્કથામંજરી ૧૬—શ્લો. ૩૩૨ થી ૩૫. પુનર્ઘટિત પંચતંત્ર ૧-૧૦. હિતોપદેશમાં આ કથાના પેટામાં નીચે પ્રમાણે ત્રણ કથાઓ છે: (૧) અનાગતવિધાતા, પ્રત્યુત્પન્નમતિ અને યદ્ભવિષ્ય એ ત્રણ માછલાંઓ, (૨) સેવકનું મુખ સૂંઘનારી પુંશ્ચલી, (૩) મૂર્ખ બગલાંનાં બચ્ચાંનો નાશ કરાવનારો કરચલો. આમાની પહેલી કથા પશ્ચિમ ભારતીય પંચતંત્રમાં ૧-૧૪ માં તથા ત્રીજી કથા ૧-૨૦ માં આવે છે. બીજી કથા એમાં નથી. તેના અનુવાદ માટે જુઓ આ ગ્રન્થના બીજા વિભાગમાં કથાંક ૩૮.

જતાં અનાવૃષ્ટિને કારણે એ સરોવર ધીરે ધીરે સુકાઇ ગયું. એટલે કાચબાના દુઃખથી દુઃખી થયેલા તે હંસો કહેવા લાગ્યા, "હે મિત્ર! આ સરોવરમાં માત્ર કાદવ જ બાકી રહ્યો છે, તેથી 'તું કેવી રીતે જીવી શકીશ' એ વિચારથી અમારા હૃદયમાં વ્યાકુળતા થાય છે." તે સાંભળીને કંબુગ્રીવ બોલ્યો, "અરે! પાણીના અભાવે અમારું જીવન હવે નહિ ટકે, તેમ છતાં કંઇ ઉપાય વિચારો. કહ્યું છે કે

દુઃખના સમયમાં પણ ધૈર્યનો ત્યાગ કરવો નહિ, કારણ કે ધૈર્યના પ્રભાવે કદાચ મનુષ્ય ગતિ પામે છે-જેમ કે સમુદ્રમાં વહાણ ભાંગી જવા છતાં વહાણવટી તરવાની જ ઇચ્છા રાખે છે. ૩૧૬.

વિશેષમાં

મનુએ આ વાક્ય કહ્યું છે કે--આપત્તિઓ ઉત્પન્ન થતાં બુદ્ધિમાન મનુષ્ય સદા મિત્રો અને બાન્ધવોને માટે યત્નપૂર્વક પરિશ્રમ કરે છે. ૩૧૭.

માટે કોઇ મજબૂત દોરડું અથવા હળવું લાકડું લાવો અને પુષ્કળ પાણીવાળું કોઇ સરોવર શોધી કાઢો, જેથી એ લાકડાનો મધ્યભાગ મારા દાંતથી હું પકડી લઉં, એટલે મારા સહિત તેના બન્ને છેડાઓને ગ્રહણ કરીને તમે તે સરોવરમાં લઇ જજો." હંસો બોલ્યા, "હે મિત્ર! અમે એમ કરીશું, પરન્તુ તારે મૌનવ્રત પાળવું, નહિ તો એ લાકડા ઉપરથી તું પડી જઇશ." એમ વ્યવસ્થા કર્યા પછી, એ રીતે (આકાશમાં) જતાં કંબુગ્રીવે નીચેના ભાગમાં રહેલું કોઇ શહેર જોયું ત્યાં જે નાગરિકો હતા તેઓ તેને એ પ્રકારે લઇ જવાતો જોઇને વિસ્મયપૂર્વક આમ કહેવા લાગ્યા, "અહો! કોઇ ચક્રાકાર વસ્તુ આ પક્ષીઓ લઇ જાય છે. જુઓ! જુઓ!" એટલે તેમનો કોલાહલ સાંભળીને કંબુગ્રીવ બોલ્યો, "અરે! આ શેનો કોલાહલ છે?" પણ એ પ્રમાણે બોલવાને

તે મૂર્ખ હતો અને પૂરું બોલ્યો પણ નહોતો ત્યાં તો તે નીચે પડ્યો, અને નગરજનોએ તેના ટુકડેટુકડા કરી નાખ્યા.[૩૪]

તેથી હું કહું છું કે—આ લોકમાં હિતેચ્છુ મિત્રોનું વચન જે કરતો નથી તે મનુષ્ય, લાકડી ઉપરથી પડી ગયેલા કાચબાની જેમ, નાશ પામે છે.

કહ્યું છે કે

અનાગતવિધાતા[૩૫] અને પ્રત્યુત્પન્નમતિ[૩૬] એ બન્ને સુખ ભોગવે છે અને યદ્ભવિષ્ય[૩૭] વિનાશ પામે છે." ૨૧૮.

ટીટોડો બોલ્યો, "એ કેવી રીતે ?" ટીટોડી કહેવા લાગી—

## (૧૪) અનાગતવિધાતા, પ્રત્યુત્પન્નમતિ અને યદ્ભવિષ્ય[૩૮]

"કોઈ એક જળાશયમાં અનાગતવિધાતા, પ્રત્યુત્પન્નમતિ અને યદ્ભવિષ્ય નામનાં ત્રણ માછલાંઓ રહેતાં હતાં. એક વાર ત્યાં થઈને આવતા માછીમારોએ એ જળાશય જોઈને કહ્યું, "અહો!

---

૩૪. હિતોપદેશમાં—આ પ્રમાણે લઈ જવાતા કાચબાને જોઈને ગોવાળિયાઓ પાછળ દોડવા લાગ્યા. એક બોલ્યો, 'આ કાચબો પડી જાય તો અહીં જ રાંધીને ખાઈએ.' કોઈ બોલ્યો કે 'ઘેર લઈ જઈને ખાઈએ.' આ સાંભળીને નક્કી કરેલી વાત ભૂલી જઈ, કોપ કરીને કાચબો બોલ્યો કે 'તમે ભસ્મ ખાજો.' એમ બોલતાંમા તો તે નીચે પડી ગયો, એટલે ગોવાળિયાઓએ તેને મારી નાખ્યો. (પૃ. ૧૧૭ ૧૮)

૩૫. સંકટ આવ્યા પહેલાં જ તેનો ઉપાય કરનાર.

૩૬. સંકટ આવે ત્યારે સમયસૂચકતાથી તેનો ઉપાય કરનાર.

૩૭. દૈવ ઉપર આધાર રાખી જેમ થાય તેમ થવા દેનાર.

૩૮. તંત્રાખ્યાયિકા ૧ ૧૨, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧–૧૭, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧–૧૧, હિતોપદેશ ૪–૨, કથાસરિત્સાગર ૮૪ GGG (પૃ. ૩૧૩), બૃહત્કથામંજરી ૧૬–શ્લો. ૩૩૬ થી ૪૦, પુનર્ઘટિત પંચતંત્ર ૧–૧૧. હિતોપદેશમાં કથાનો સન્દર્ભ આ પ્રમાણે જ છે, પણ 'સેવકનું મુખ સૂંઘનારી મુંહલી'ની કથા તેમાં આડવાતો તરીકે આવે છે. સમયસૂચકતાના ઉદાહરણ તરીકે એ કથા પ્રત્યુત્પન્નમતિ કહે છે.

ઘણાં માછલાંવાળો આ ધરો આ પહેલાં આપણે કદી જોયો નહોતો. આજે તો આપણને ખોરાક મળ્યો છે, અને સંધ્યાસમય પણ થઈ ગયો છે, તેથી પ્રભાતે અહીં જરૂર આવીશું." એટલે તેમનું એ વજ્રપાત સમાન વચન સાંભળીને અનાગતવિધાતા સર્વ માછલાંઓને બોલાવીને કહેવા લાગ્યો, "અરે! માછીમારોએ જે કહ્યું તે તમે સાંભળ્યું? માટે રાત્રે જ આપણે કોઈ નજીકના સરોવરમાં જવું જોઈએ. કહ્યું છે કે

અશક્ત મનુષ્યોએ બળવાન શત્રુ પાસેથી પલાયન કરી જવું અથવા દુર્ગનો આશ્રય કરવો; એ સિવાય તેમની બીજી કોઈ ગતિ નથી. ૩૧૯.

નક્કી પ્રભાતમાં માછીમારો આવીને માછલાંઓનો સંહાર કરશે. આમ મારા મનમાં બેસે છે. માટે હવે અહીં ક્ષણ વાર પણ રહેવું યોગ્ય નથી. કહ્યું છે કે

જેઓ સુખમય રીતે અન્યત્ર ગતિ કરી શકે તેમ છે એવા વિદ્વાનો પોતાના દેશનો ભંગ અને કુળનો ક્ષય જોતા નથી." ૩૨૦.

તે સાંભળીને પ્રત્યુત્પન્નમતિ બોલ્યો, "અહો! તમે સાચું કહ્યું. મને પણ આ વસ્તુ ઇષ્ટ છે. માટે અન્યત્ર જઈએ. કહ્યું છે કે

પરદેશ જવાથી ડરનારા, કપટીઓ, નપુંસકો, કાગડાઓ, બાયલાઓ અને મૃગો પોતાના દેશમાં જ મરણ પામે છે. ૩૨૧. જે સર્વત્ર ગતિ કરી શકે એમ છે તે પુરુષ સ્વદેશ ઉપર રાગ રાખીને શા માટે નાશ પામે? 'આ તો પિતાનો કૂવો છે' એમ કહીને તેમાંનું ખારું પાણી બાયલાઓ જ પીએ છે." ૩૨૨.

એ સાંભળીને ઊંચે સ્વરે હાસ્ય કરીને યદ્ભવિષ્ય બોલ્યો, "તમે આ કંઈ બરાબર ન કહ્યું, કારણ કે એ માછીમારોની માત્ર વાણીથી આપણા પિતા અને પિતામહોનું આ સરોવર ત્યજી દેવું યોગ્ય નથી. જો આયુષ્ય પૂરું થયું હશે તો અન્યત્ર જઈશું તો પણ મૃત્યુ જ થશે. કહ્યું છે કે

અરક્ષિત પણ જો દૈવથી રક્ષાયેલું હોય તો બચે છે, અને સુરક્ષિત પણ દૈવથી હણાયેલું હોય તો વિનાશ પામે છે; વનમાં ત્યજાયેલ અનાથ પણ જીવે છે અને ઘરમાં પ્રયત્નપૂર્વક રક્ષવામાં આવ્યું હોય તે પણ નાશ પામે છે. ૩૨૩.

માટે હું તો નહિ જાઉં. તમને જેમ સૂઝે તેમ કરો." હવે, તેનો એ નિશ્ચય જાણીને અનાગતવિધાતા અને પ્રત્યુત્પન્નમતિ પોતાના પરિવારની સાથે ચાલ્યા ગયા. પ્રભાતમાં માછીમારોએ જાળ વડે તે જળાશયને ડહોળી નાખીને, યદ્‌ભવિષ્યનો નાશ કરીને તે તળાવને પણ માછલાં વગરનું બનાવી દીધું.[૩૯]

તેથી હું કહું છું કે–અનાગતવિધાતા અને પ્રત્યુત્પન્નમતિ એ બન્ને સુખ ભોગવે છે અને યદ્‌ભવિષ્ય વિનાશ પામે છે."

એ સાંભળીને ટીટોડો બોલ્યો, "તું શું મને યદ્‌ભવિષ્ય જેવો માને છે? તો મારો બુદ્ધિપ્રભાવ જો, જેથી આ દુષ્ટ સમુદ્રને હું સુકાવી દઈશ." ટીટોડી બોલી, "અહો! સમુદ્રની સાથે તમારો વિગ્રહ કેવો? તમારે સમુદ્ર ઉપર કોપ કરવો યોગ્ય નથી. કહ્યું છે કે

અસમર્થ પુરુષોનો કોપ તેમની પોતાની જાતને જ ઉપદ્રવ કરનારો થાય છે; અત્યંત ઊકળતું માટીનું વાસણ પોતાનાં પાસાંઓને જ બાળે છે. ૩૨૪.

તેમજ

૩૯. તંત્રાખ્યાયિકા, પંચાખ્યાન, હિતોપદેશ, દક્ષિણ ભારતીય પંચતંત્ર અને કથાસરિત્સાગરમાં આ સ્થાને થોડો ફેર છે—અનાગતવિધાતા તો માછીમારો આવ્યા તે પહેલાં ચાલ્યો ગયો. પછી માછીમારોએ આવીને જાળ નાખી, એટલે પ્રત્યુત્પન્નમતિ જડ જેવું શરીર કરીને પડયો રહ્યો, તેથી માછીમારોએ તેને સ્વયંમૃત ધારીને છોડી દીધો. પણ માત્ર ભવિષ્ય ઉપર આધાર રાખનારા યદ્‌ભવિષ્યને મારી નાખ્યો. કથાનો આ પ્રમાણેનો અંત વધારે સમુચિત છે એ તુરત જ જોઈ શકાય એમ છે. પુનર્ઘટિત પંચતંત્રમાં પણ આ જ કથાપ્રસંગનો સ્વીકાર કરવામાં આવેલો છે.

પોતાની અને શત્રુની શક્તિ જાણ્યા સિવાય જે ઉત્સુકતાથી સામે જાય છે તે, અગ્નિમાં પતંગિયાની જેમ, નાશ પામે છે." ૩૨૫.

ટીટોડો બોલ્યો, "પ્રિયે! એમ ન બોલ. ઉત્સાહશક્તિવાળાઓ નાના હોય તો પણ મોટાઓનો પરાજય કરે છે. કહ્યું છે કે

અસહનશીલ પુરુષ વિશેષે કરીને પરિપૂર્ણ એવા શત્રુની સામે થાય છે; જેવી રીતે હજી પણ રાહુ (પરિપૂર્ણ) ચંદ્રની સામે થાય છે. ૩૨૬.

તેમજ

પોતાના કરતાં શરીરના પ્રમાણમાં અધિક તથા જેના ગંડસ્થળમાંથી શ્યામ મદ ઝરી રહ્યો છે એવા મત્ત હાથીના મસ્તક ઉપર કેસરી સિંહ પોતાનો પગ મૂકે છે. ૩૨૭.

તેમજ

બાલ સૂર્યના પાદ (કિરણ અથવા પગ) પર્વતો (અથવા રાજાઓ) ઉપર પણ પડે છે; જેઓ તેજસ્વી જ જન્મેલા છે તેમના વય ઉપર ક્યાં આધાર રાખવામાં આવે છે? ૩૨૮.

માટે મારી આ ચાંચથી સમુદ્રનું સર્વ પાણી હું શોષી લઇ તેને સૂકો બનાવી દઇશ." ટીટોડી બોલી, "હે કાન્ત! જેમાં ગંગા અને સિન્ધુ નિત્ય નવસો નદીઓને લઈને પ્રવેશ કરે છે એવા, અઢારસો નદીઓ વડે પુરાતા તે સમુદ્રને તમારી એક ટીપાને વહન કરનારી ચાંચ વડે તમે શી રીતે શોષી શકશો? આવું આશ્ચર્ય બોલવાથી શું?" ટીટોડો બોલ્યો, "પ્રિયે!

ઉત્સાહ એ લક્ષ્મીનું મૂળ છે, મારી ચાંચ લોહ જેવી છે અને રાત્રિદિવસ લાંબાં છે; પછી સમુદ્ર કેમ નહિ શોષાય? ૩૨૯. જ્યાંસુધી પુરુષ પુરુષાર્થ કરતો નથી ત્યાંસુધી તે ઉત્તમ સંપત્તિને મેળવી શકતો નથી; સૂર્ય પણ તુલામાં આરૂઢ થાય છે (તુલા રાશિનો થાય છે અથવા શત્રુપક્ષની તુલનાએ સરસાઈ પ્રાપ્ત કરે છે) ત્યારે મેઘના પટલો ઉપર વિજય મેળવે છે." ૩૩૦.

ટીટોડી બોલી, " જો તમારે સમુદ્ર સાથે અવશ્ય વેર બાંધવું હોય તો બીજાં પક્ષીઓને પણ બોલાવી મિત્રજનોની સાથે એમ કરો. કહ્યું છે કે

ઘણી અસાર ( નિર્બળ ) વસ્તુઓનો સમૂહ પણ દુર્જય થઈ પડે છે; તૃણો વડે દોરડું બનાવાય છે અને તે વડે હાથી પણ બંધાય છે. ૩૩૧.

તેમજ

ચકલી, કાષ્ઠકૂટ, માખી અને દેડકો એ પ્રમાણે ઘણાં જણની સાથે વિરોધ કરવાથી હાથી મરણ પામ્યો હતો." ૩૩૨.

ટીટોડો બોલ્યો, " એ કેવી રીતે ?" ટીટોડી કહેવા લાગી—

## (૧૫) ચકલીનાં મિત્રો અને હાથી[૪૦]

"કોઈ એક વનપ્રદેશમાં તમાલવૃક્ષ ઉપર માળો બાંધીને એક ચકલાનું જોડું રહેતું હતું. સમય જતાં તેને બચ્ચાં થયાં. એક દિવસે કોઈ એક મત્ત હાથી તાપથી ત્રાસીને છાયામાં બેસવા માટે તે તમાલવૃક્ષની નીચે આવ્યો. પછી તમાલવૃક્ષની જે શાખા ઉપર ચકલાં રહેતાં હતાં તે શાખા મદના વેગથી પોતાની સૂંઢના અગ્રભાગવડે તેણે ભાંગી નાખી. તે ભાંગી જવાથી ચકલીનાં સર્વ ઇંડાં પણ વિશીર્ણ થઈ ગયાં. આયુષ્ય બાકી રહેલું હોવાને લીધે જ ચકલી કોઈ રીતે મરણ ન પામી. હવે, ઈંડાં ભાંગી જવાથી શોક પામેલી ચકલી કોઈ રીતે રોતાં અટકતી નહોતી. એ સમયે તેના એ વિલાપ સાંભળીને તેનો પરમ મિત્ર તથા તેના દુઃખથી દુઃખી થયેલો કાષ્ઠકૂટ નામે પક્ષી આવીને તેને કહેવા લાગ્યો, " બાઈ ! વૃથા વિલાપ કરવાથી શું ? કહ્યું છે કે

૪૦. પૂર્ણભદ્રનું પચાખ્યાન ૧–૧૮. પશ્ચિમ ભારતીય પંચતંત્ર અને પૂર્ણભદ્રના પંચાખ્યાન સિવાયની પંચતંત્રની બીજી કોઈ પાઠપરંપરામાં આ કથા નથી, અને પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે સ્વીકારવામાં આવેલી નથી.

નષ્ટ થયેલા, મરી ગયેલા અને વીતી ગયેલાનો શોક પંડિતો કરતા નથી; કારણ કે પંડિતો અને મૂર્ખોનો આટલો જ વિશેષ-તફાવત કહેલો છે. ૩૩૩.

તેમજ

આ જગતમાં પ્રાણીઓ શોક કરવાને યોગ્ય નથી. જે મૂઢ તેમનો શોક કરે છે તે એક દુઃખમાં બીજું દુઃખ પામે છે અને એ રીતે બે અનર્થનું સેવન કરે છે. ૩૩૪.

વળી

સંબંધીઓએ રોઇને પાડેલાં શ્લેષ્મ અને આંસુ મરી ગયેલો જીવ પરવશ થઇને ખાય છે. એ કારણથી રુદન કરવું નહિ, પણ પ્રયત્નપૂર્વક સર્વ ઉત્તરક્રિયાઓ કરવી.” ૩૩૫.

ચકલી બોલી, “એ વાત ઠીક છે. પણ તે દુષ્ટ હાથીએ મારાં સંતાનોનો નાશ કર્યો છે. માટે તું જો મારો સાચો મિત્ર હોય તો આ નીચ હાથીનો વધ કરવાનો ઉપાય વિચાર, કે જે આચરવાથી સંતાનોના નાશથી ઉત્પન્ન થયેલું મારું દુઃખ દૂર થાય. કહ્યું છે કે

આપત્તિના સમયમાં જેણે પોતાને ઉપકાર કર્યો હોય તેના ઉપર ઉપકાર કરનાર, અને વિષમ દશામાં જે પોતાની પ્રત્યે હસ્યો હોય તેના ઉપર અપકાર કરનાર એવા પુરુષને હું મોટો ગણું છું.” ૩૩૬.

કાષ્ઠકૂટ બોલ્યો, “બાઇ! તેં સાચું કહ્યું. કહ્યું છે કે

જે સંકટમાં સાથે રહે તે મિત્ર, જે ભક્તિમાન હોય તે પુત્ર, જે કાર્ય કરી જાણતો હોય તે સેવક, અને જેની પાસે શાન્તિ મળે તે ભાર્યા. ૩૩૭.

તો હવે મારો બુદ્ધિપ્રભાવ જો. વળી મારી પણ મિત્ર વીણારવા નામે એક માખી છે. તો એને બોલાવીને હું આવું છું, જેથી એ દુરાત્મા હાથીનો વધ કરી શકાય.” પછી ચકલીને સાથે લઇને માખી પાસે જઇને તે બોલ્યો, “ભદ્રે! આ ચકલી મારી મિત્ર છે; કોઇ દુષ્ટ હાથીએ ઇંડાં ફોડી નાખવા વડે તેનો પરાભવ કર્યો છે. તો

એ હાથીના વધનો ઉપાય આચરતા એવા મને તું સહાય કરવાને યોગ્ય છે."

માખી બોલી, "ભદ્ર! આ બાબતમાં શું કહેવાનું હોય? કહ્યું છે કે

ઉપકારનો બદલો વાળવા માટે મિત્રોનું પ્રિય કરવામાં આવે છે; પણ મિત્રના મિત્રનું યે કયું હિતકાર્ય મિત્રોએ કર્યું નથી? ૩૩૮.

એ સાચું છે. વળી મારેય મેઘનાદ નામે દેડકો મિત્ર છે. તેને પણ બોલાવીને યથોચિત કાર્ય કરીએ. કહ્યું છે કે

હિતેચ્છુ, સદાચરણી, શાસ્ત્રજ્ઞ અને બુદ્ધિશાળી વિદ્વાનોએ વિચારેલા ઉપાયો કદી નિષ્ફળ જતા નથી." ૩૩૯.

પછી તે ત્રણે જણાં મેઘનાદની પાસે જઈને પૂર્વોક્ત વૃત્તાન્ત નિવેદન કરીને ઊભાં રહ્યાં. એટલે તે દેડકો બોલ્યો, "જ્યારે ઘણાં જણ કોપાયમાન થાય ત્યારે તે બિચારા હાથીની શી ગણત્રી? માટે તમારે મારી સલાહ પ્રમાણે કરવું. માખી! તું મધ્યાહ્નકાળે જઈને તે મદોન્મત્ત હાથીના કાનમાં વીણારવ જેવો શબ્દ કર, જેથી શ્રવણ-સુખની લાલસાવાળો તે આંખો મીંચી દે. પછી કાષ્ઠકૂટની ચાંચથી આંખો ફોડી નાખવામાં આવતાં અંધ બનેલો તે તૃષાથી પીડા પામતાં, એક ખાડાના કિનારા ઉપર પરિવારસહિત બેઠેલા એવા મારો શબ્દ સાંભળી-ને, તે ખાડાને જળાશય માનીને આવશે. પછી ખાડા પાસે આવતાં તે તેમાં પડી જશે અને મરણ પામશે. આ પ્રમાણે યોજના કરવી, જેથી વેરની સિદ્ધિ થાય." પછી એ પ્રમાણે કરવામાં આવ્યું, એટલે મધ્યાહ્નકાળે માખીનું ગાયન સાંભળવારૂપ શ્રવણસુખથી જેણે આંખો મીંચેલી છે એવા તે હાથીની આંખો કાષ્ઠકૂટ પક્ષીએ પાછળથી આવીને ફોડી નાંખી, એટલે એ દેડકાના શબ્દને અનુસરીને ગમન કરતાં તે મોટા ખાડામાં પડીને મરણ પામ્યો.

તેથી હું કહું છું કે–ચકલી, કાષ્ઠકૂટ, માખી અને દેડકો એ પ્રમાણે ઘણાં જણની સાથે વિરોધ કરવાથી હાથી મરણ પામ્યો હતો."

ટીટોડો બોલ્યો, "ભદ્રે! એમ થાઓ." પછી 'મિત્રવર્ગની સાથે મળીને હું સમુદ્રનું શોષણ કરીશ' એ પ્રમાણે નિશ્ચય કરીને બગલાં, સારસ, મોર વગેરે પક્ષીઓને બોલાવીને તેણે કહ્યું, "અરે! સમુદ્રે મારાં ઈંડાં હરી જઈને મારો પરાભવ કર્યો છે, માટે તેના શોષણનો ઉપાય વિચારો." તેઓ અંદરઅંદર વિચાર કરીને બોલ્યાં, "આપણે સમુદ્રનું શોષણ કરવાને અશક્ત છીએ, માટે વૃથા પ્રયાસ શા સારુ કરવો? કહ્યું છે કે

જે નિર્બળ મનુષ્ય મદથી મોહિત થઈને પોતાના કરતાં ઉન્નત મનુષ્યની સામે યુદ્ધ કરવાને જાય છે તે, જેના દાંત તૂટી ગયેલા છે એવા હાથીની જેમ, પાછો વળે છે. ૩૪૦.

આપણા સ્વામી ગરુડ છે. માટે આ બધો અપમાનનો વૃત્તાન્ત તેમની આગળ નિવેદન કરવો જોઈએ, જેથી પોતાની જાતિના અપમાનથી કોપાયમાન થઈને તે વેર લેશે.[41] અથવા ગર્વથી આપણી વાત નહિ સાંભળે તોપણ આપણને દુઃખ નહિ થાય. કહ્યું છે કે

પોતાથી અભિન્ન ચિત્તવાળા મિત્ર પાસે, ગુણવાન સેવક પાસે, અનુકૂળ સ્ત્રી પાસે અને સમર્થ સ્વામીની પાસે દુઃખ નિવેદન કરીને મનુષ્ય સુખી થાય છે. ૩૪૧.

તેથી આપણે ગરુડની પાસે જઈએ, કારણ કે તેઓ આપણા સ્વામી છે." એમ કરીને વિવર્ણ વદનવાળાં તથા આંસુથી જેમની આંખો ભરાયેલી છે એવાં તે પક્ષીઓ ગરુડની પાસે જઈને કરુણ સ્વરે વિલાપ કરવા લાગ્યાં કે, "અહો! અબ્રહ્મણ્યમ્! અબ્રહ્મણ્યમ્!

---

૪૧. પૂર્ણભદ્રના પંચાખ્યાન પ્રમાણે—પક્ષીઓએ ગરુડની સહાય માગવાનો ઠરાવ એક વૃદ્ધ હંસની સલાહ ઉપરથી કર્યો હતો. 'બહુશ્રુત વૃદ્ધોનું વાક્ય સાંભળવું જોઈએ, વનમાં જાળમાં ફસાયેલું હંસનું યૂથ વૃદ્ધની બુદ્ધિથી છૂટ્યું હતું' એમ કહીને વૃદ્ધ હંસ ત્યાં એક આડવાર્તા પણ કહે છે (૧–૧૯). 'હંસ અને પારધિ'ની એ આડવાર્તા તંત્રાખ્યાયિકા ૩–૧૧ માં પણ આવે છે. એ માટે જુઓ આ પુસ્તકના બીજા વિભાગમાં 'વધારાની કથાઓ'માં કથાંક ૪.

આપ અમારા સ્વામી હોવા છતાં આ સદાચારી ટીટોડાનાં ઈંડાં સમુદ્ર હરી ગયો છે. માટે એ પક્ષીનું કુળ તો નાશ પામ્યું છે. એ જ પ્રમાણે સમુદ્ર બીજાંઓનો પણ સ્વેચ્છાએ નાશ કરશે. કહ્યું છે કે

એકનું નિન્દ્ય કાર્ય જોઈને બીજો પણ તેવું કાર્ય કરે છે; લોકો તો ગતાનુગતિક છે, તેઓ પારમાર્થિક–સાચી વસ્તુ જાણનાર નથી. ૩૪૨.

તેમજ

ધુતારાઓ, ચોરો, દુરાચારીઓ અને સાહસિકો આદિથી પીડાતી, તથા કપટ અને પ્રપંચ વડે છેતરાતી પ્રજાનું રક્ષણ કરવું જોઈએ. ૩૪૩. જે રાજા રક્ષણ કરે છે તેને પ્રજાના ધર્મમાંથી છઠ્ઠો ભાગ મળે છે, જે રાજા રક્ષણ કરતો નથી તેને અધર્મમાંથી પણ છઠ્ઠો ભાગ મળે છે. ૩૪૪. પ્રજાપીડનને કારણે તેના સંતાપમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ રાજાની લક્ષ્મી, કુળ અને પ્રાણનો નાશ કર્યા સિવાય શાંત પડતો નથી. ૩૪૫. રાજા એ સ્વજનો વગરનાંનો સ્વજન છે, આંખ વગરનાંની આંખ છે, તથા રાજા એ ન્યાયથી વર્તનાર સર્વનો માતા અને પિતા છે. ૩૪૬. ફળની ઇચ્છાવાળો માળી જેમ યત્નપૂર્વક અંકુરોને સિંચે છે તેમ ફળની ઇચ્છાવાળાએ દાન, માન આદિ જળ વડે યત્નપૂર્વક પ્રજાનું પાલન કરવું. ૩૪૭. સૂક્ષ્મ બીજાંકુર પ્રયત્નપૂર્વક રક્ષણ કરવામાં આવે તો યોગ્ય સમયે ફળ આપનાર થાય છે તેમ સુરક્ષિત પ્રજા પણ યોગ્ય સમયે ફળપ્રદ થાય છે. ૩૪૮. રાજા પાસે જે સુવર્ણ, ધાન્ય, રત્નો અને વિવિધ પ્રકારનાં વાહનો તથા બીજું પણ જે કંઈ છે તે પ્રજા પાસેથી પ્રાપ્ત થયેલું છે.” ૩૪૯.

આ પ્રમાણે સાંભળીને તે પક્ષીઓના દુઃખથી દુઃખી થયેલો અને કોપાયમાન બનેલો ગરુડ વિચાર કરવા લાગ્યો, “આ પક્ષીઓએ સાચું કહ્યું છે. માટે અહો ! અત્યારે જ જઈને તે સમુદ્રને હું શોષી લઉં.” તે આ પ્રમાણે વિચાર કરતો હતો ત્યાં વિષ્ણુના દૂતે આવીને તેને કહ્યું, “હે ગરુડ ! ભગવાન નારાયણે મને તારી પાસે મોકલ્યો

છે. દેવોના કાર્યને માટે ભગવાન અમરાવતીમાં જવાના છે. માટે તું સત્વર આવ." તે સાંભળીને ગરુડ અભિમાનપૂર્વક બોલ્યો, "હે દૂત! મારા જેવા હલકા સેવકનું ભગવાનને શું કામ છે? માટે જઈને તેમને કહે કે 'મારી જગ્યાએ વાહન તરીકે બીજા સેવકને રાખી લો.' ભગવાનને તું મારા નમસ્કાર કહેજે. કહ્યું છે કે

જે માણસ સામાના ગુણો જાણે નહિ તેની પંડિત પુરુષે સેવા કરવી નહિ; ઊખર જમીનને સારી રીતે ખેડવામાં આવે તોપણ કંઈ નીપજતું નથી તેમ એવા માણસ પાસેથી પણ કંઈ ફળ પ્રાપ્ત થતું નથી." ૩૫૦.

દૂત બોલ્યો, "હે ગરુડ! તેં ભગવાનને ઉદ્દેશીને આવું કદી પણ કહ્યું નહોતું. તો કહે, ભગવાને તારું શું અપમાન કર્યું છે?" ગરુડ બોલ્યો, "ભગવાનના નિવાસસ્થાનરૂપ સમુદ્રે અમારા ટીટોડાનાં ઈંડાંનું હરણ કર્યું છે. તો જો એ સમુદ્રનો નિગ્રહ તેઓ ન કરે તો હું તેમનો સેવક નથી—એ મારો નિશ્ચય તું ભગવાનને કહેજે. તારે ત્વરાપૂર્વક ભગવાન પાસે જવું જોઈએ." હવે, સ્નેહથી (ઓછું આવવાથી) કોપાયમાન થયેલા ગરુડની વાત દૂતના મુખેથી જાણીને ભગવાન વિચાર કરવા લાગ્યા, "અહો! ગરુડનો કોપ યોગ્ય છે. માટે હું પોતે જ જઈને સન્માનપૂર્વક તેને અહીં લાવું. કહ્યું છે કે

જે પોતાની ઉન્નતિને ઇચ્છતો હોય તેણે ભક્તિમાન, સશક્ત અને કુલીન એવા સેવકનું અપમાન કરવું નહિ, પણ પુત્રની જેમ નિત્ય તેનું પાલન કરવું. ૩૫૧.

વળી

રાજા સંતુષ્ટ થયેલો હોય તોપણ સેવકોને માત્ર ધન આપે છે, જ્યારે સેવકો તો માત્ર સન્માન મળતાં પોતાના પ્રાણ પણ આપીને સામો ઉપકાર કરે છે." ૩૫૨.

એ પ્રમાણે વિચાર કરીને ભગવાન વિષ્ણુ રુક્મપુરમાં ગરુડની પાસે ગયા. ગરુડ પણ ભગવાનને પોતાને ઘેર આવેલા જોઈને, શરમથી

નીચું મુખ કરી, પ્રણામ કરીને બોલ્યો, "ભગવન્! આપનું નિવાસ-સ્થાન બન્યો હોવાને કારણે ગર્વિત થયેલા સમુદ્રે મારા સેવકનાં ઈંડાં હરી જઈને મારું અપમાન કર્યું છે. પરંતુ આપની લજ્જાને કારણે હું તેને સુકાવી દેતો નથી, કારણ કે સ્વામીના ભયથી તેના કૂતરાને પણ પ્રહાર કરવામાં આવતો નથી. કહ્યું છે કે

જેથી સ્વામીના ચિત્તમાં લઘુતા અથવા પીડા થાય એવું કાર્ય, પોતાના જીવનનું જોખમ થાય તો પણ, કુલપરંપરાથી ઊતરી આવેલા સેવકે કરવું નહિ." ૩૫૩.

તે સાંભળીને ભગવાન બોલ્યા, "હે ગરુડ! તારી વાત સાચી છે. કહ્યું છે કે

સેવકના અપરાધને પરિણામે તેને શિક્ષા થાય તો તે સ્વામીને જ થઈ ગણાય, કેમ કે તે શિક્ષાથી ઉત્પન્ન થયેલી લજ્જા પણ જેટલી સ્વામીને લાગે છે તેટલી સેવકને લાગતી નથી. ૩૫૪.

માટે તું આવ, જેથી સમુદ્ર પાસેથી ઈંડાં લઈને ટીટોડાનું સન્માન કરીએ તથા અમરાવતી જઈએ." એમ નક્કી કર્યા પછી ભગવાન સમુદ્રની નિર્ભર્ત્સના કરીને તેની આગળ આગ્નેયાસ્ત્રનું સંધાન કરીને ઊભા રહ્યા (અને કહેવા લાગ્યા), "હે દુરાત્મા! ટીટોડા-નાં ઇંડાં આપ, નહિ તો તને સૂકવી દઉં છું." આથી ભય પામેલા સમુદ્રે ટીટોડાનાં તે ઇંડાં પાછાં આપી દીધાં, એટલે ટીટોડાએ તે પોતાની પત્નીને આપ્યાં.

તેથી હું કહું છું કે—શત્રુનું બળ જાણ્યા વગર જે વેર બાંધે છે તે, ટીટોડાથી જેમ સમુદ્ર હારી ગયો હતો તેમ, હારી જાય છે.

માટે પુરુષે ઉદ્યમનો ત્યાગ કરવો નહિ." તે સાંભળીને સંજીવક દમનકને ફરી વાર પૂછવા લાગ્યો, "હે મિત્ર! પિંગલક મારા ઉપર દુષ્ટ બુદ્ધિવાળો થયો છે એ મારે શી રીતે

જાણવું ? આટલા સમય સુધી તો તે મારા તરફ ઉત્તરોત્તર સ્નેહ અને કૃપાની દૃષ્ટિથી જોતો હતો, આથી મેં કોઇ વાર તેનો (આ પ્રકારનો) વિકાર જોયો નથી. તો તું એ મને કહે, જેથી આત્મરક્ષણ માટે તથા તેના વધ માટે હું પ્રયત્ન કરું." દમનક બોલ્યો "મિત્ર! એમાં શું જાણવાનું છે ? છતાં તારી ખાત્રી માટે આ કહું છું. તને જોઈને તે જો રાતી આંખો તથા ત્રણ શિખાવાળી ભ્રૂકુટિ કરી (ભ્રૂકુટિ ચડાવી) ગલોફાં ચાટવા માંડે તો તારે તેને કોપાયમાન થયેલો જાણવો, નહિ તો પ્રસન્ન જાણવો. હવે મને આજ્ઞા આપ; હું મારા સ્થાને જાઉં. તારે પણ આ ગુપ્ત વાત ખુલ્લી પડી ન જાય તેમ કરવું. જો સાયંકાળ થતાં તું નાસી જઇ શકે તેમ હોય તો તારે આ દેશનો ત્યાગ કરવો. કારણ કે

કુલને માટે એકનો ત્યાગ કરવો, ગામને માટે કુલનો ત્યાગ કરવો, જનપદને માટે ગામનો ત્યાગ કરવો, અને પોતાને માટે પૃથ્વીનો ત્યાગ કરવો. ૩૫૫. આપત્તિકાળને માટે ધનની રક્ષા કરવી, ધન વડે સ્ત્રીઓની રક્ષા કરવી, અને સ્ત્રીઓથી તથા ધનથી સદાકાળ પોતાની રક્ષા કરવી. ૩૫૬.

બળવાનથી પરાભવ પામેલા પુરુષે પરદેશમાં ચાલ્યા જવું અથવા બળવાન સાથે મળી જવું, એ નીતિ છે. માટે તારે આ દેશનો ત્યાગ કરવો અથવા સામ આદિ ઉપાયો વડે તારી જાતનું રક્ષણ કરવું. કહ્યું છે કે

પંડિત જને પુત્રો અને સ્ત્રીઓ વડે પણ પોતાના પ્રાણનું રક્ષણ કરવું, કારણ કે પ્રાણ હશે તો દેહધારીઓને એ સર્વ ફરીથી મળશે. ૩૫૭.

તેમજ

શુભ અથવા અશુભ એવા કોઇ પણ ઉપાયથી, અસમર્થ એવી પોતાની જાતનો ઉદ્ધાર કરવો અને સમર્થ થયા પછી ધર્માચરણ કરવું. ૩૫૮. પ્રાણ જોખમમાં હોય તે સમયે જે મૂઢ પુરુષ ધનાદિકમાં માયા કરે છે તેના પ્રાણ નાશ પામે છે, અને પ્રાણ નાશ પામતાં ધન તો નાશ પામેલું છે જ." ૩૫૯.

એમ કહીને દમનક કરટકની પાસે ગયો. કરટક પણ તેને આવતો જોઇને બોલ્યો, "ભદ્ર! ત્યાં જઈને તેં શું કર્યું?" દમનકે કહ્યું, "મેં તો ત્યાં નીતિનું બીજ વાવ્યું છે, હવે એથી વધારે તો દૈવના કાર્યને અધીન છે. કારણ, કહ્યું છે કે

દૈવ વિરુદ્ધ હોય ત્યારે પણ પોતાનો દોષ દૂર કરવા માટે તથા પોતાનું ચિત્ત સ્થિર કરવા માટે વિદ્વાન પુરુષે કાર્ય કરવું જોઇએ. ૩૬૦.

તેમજ

ઉદ્યોગી પુરુષસિંહ પાસે લક્ષ્મી આવે છે, 'દૈવ એ જ ખરું છે' એમ તો કાયરો કહે છે; દૈવને દૂર કરીને તારી પોતાની શક્તિ અનુસાર પુરુષાર્થ કર; પછી યત્ન કરવા છતાં પણ કાર્ય સિદ્ધ ન થાય તો એમાં શો દોષ છે?"૩૬૧.

કરટક બોલ્યો, "તો તેં કેવું નીતિબીજ વાવ્યું તે મને કહે." દમનકે કહ્યું, "મેં ખોટી વાતો કરીને તે બન્નેની વચ્ચે એવો ભેદ પડાવી દીધો છે કે તેમને ફરીને એક સ્થાને બેસીને મંત્રણા કરતા તું નહિ જુએ." કરટક બોલ્યો, "અહો! પરસ્પર સ્નેહાર્દ્ર હૃદયવાળા અને સુખપૂર્વક રહેતા

એવા તેઓને કોપસાગરમાં નાખી દીધા એ તેં ઠીક ન કર્યું. કહ્યું છે કે

પોતાથી વિરુદ્ધ નહિ એવા અને સુખમાં રહેલા મનુષ્યને જે દુ:ખના માર્ગે લઇ જાય છે તે પુરુષ જન્મજન્માન્તરમાં નિ:સંશય દુ:ખી થાય છે. ૩૬૨.

વળી તું માત્ર તેઓ વચ્ચે ભેદ પાડવાથી જ સંતુષ્ટ થયો છે તે પણ અયોગ્ય છે, કારણ કે સર્વ મનુષ્યો ભૂંડું કરવાને સમર્થ હોય છે, પણ ઉપકાર કરવાને સમર્થ હોતા નથી. કહ્યું છે કે

નીચ મનુષ્ય બીજાના કાર્યનો નાશ કરવાનું જ જાણે છે, પણ તે કાર્યને સિદ્ધ કરવાનું જાણતો નથી; ઊંદરની શક્તિ અન્નની ટોપલી નીચે પાડવાની છે, પણ તેને ઊંચે મૂકવાની નથી.” ૩૬૩.

દમનક બોલ્યો, “તું નીતિશાસ્ત્રથી અજાણ છે, માટે આમ બોલે છે. કારણ, કહ્યું છે કે

જે માણસ શત્રુ અને વ્યાધિને ઊગતાં જ શાન્ત કરી દેતો નથી તે મહાબળવાન હોય તો પણ એ ( શત્રુ અને વ્યાધિ ) વૃદ્ધિ પામીને તેનો નાશ કરે છે. ૩૬૪.

તો આપણું મંત્રીપદ હરી લેવા વડે સંજીવક આપણો શત્રુ થયો છે. કહ્યું છે કે

જે મનુષ્ય આ લોકમાં જેનું વંશપરંપરાગત સ્થાન લઈ લેવાની ઇચ્છા રાખતો હોય તે તેનો સહજ શત્રુ છે, અને તે પ્રીતિપાત્ર હોય તો પણ તેનો ઉચ્છેદ કરવો જોઇએ. ૩૬૫.

મેં એને અભયદાન અપાવીને આગંતુક તરીકે આણ્યો ત્યાં તો તેણે મને જ મંત્રીપદ ઉપરથી દૂર કરી દીધો. અથવા ખરું કહ્યું છે કે

સજ્જન પુરુષ દુર્જનને જો પોતાના સ્થાનમાં પ્રવેશ કરવા દે છે તો એ સ્થાનની પોતે જ વાંછના કરતો દુર્જન તેનો નાશ કરવાને સમર્થ થઈ પડે છે; માટે વિશાળ બુદ્ધિવાળા પુરુષોએ અધમ જનોને અવકાશ આપવો નહિ, કારણ કે ( લોકપ્રચલિત ) વાકયથી જાણવામાં આવે છે કે જાર પણ ઘરનો ધણી થઈ બેસે છે. ૩૬૬.

આથી મેં તેનો વધ કરાવવા માટે આ ઉપાય રચ્યો છે. ( એનાથી તેનો વધ નહિ થાય તો ) દેશત્યાગ તો થશે. એ ઉપાયને તારા સિવાય બીજો કોઈ નહિ જાણે. સ્વાર્થને માટે આ આચરણ યોગ્ય છે. કેમકે, કહ્યું છે કે

હૃદયને કઠિન કરીને અને વાણીને શેરડીના રસ જેવી મધુર બનાવીને અપકારીને હણી નાખવો; તેમ કરતાં દુઃખ લગાડવું નહિ. ૩૬૭.

વળી સંજીવક મરી જશે તો પણ આપણે ખાવા થશે. એક તો વેર વળશે અને બીજું મંત્રીપદ પ્રાપ્ત થશે તથા તૃપ્તિ થશે. તો આ પ્રમાણે ત્રણ લાભ સન્મુખ ઉપસ્થિત થયા છતાં તું જડપણાથી શા માટે મને દોષ દે છે? કહ્યું છે કે

શત્રુને પીડા ઉપજાવતો અને પોતાના સ્વાર્થને સિદ્ધ કરતો પંડિતપુરુષ વનમાં રહેતા ચતુરકની જેમ જો ભક્ષણ ન કરે તો તેને મૂઢબુદ્ધિ જાણવો." ૩૬૮.

કરટક બોલ્યો, "એ કેવી રીતે?" દમનક કહેવા લાગ્યો—

## (૧૬) વરુ અને સિંહને છેતરનારો શિયાળ[૪૨]

"કોઈ એક વનપ્રદેશમાં વજ્રદંષ્ટ્ર નામે સિંહ રહેતો હતો. ચતુરક નામે શિયાળ અને ક્રવ્યમુખ નામે વરુ એ બે સદાકાળ તેની પાછળ પાછળ ફરતા રહેતા હતા. જેનો પ્રસવકાળ નજીક આવ્યો હતો એવી તથા પ્રસવવેદનાને કારણે પોતાના યૂથથી છૂટી પડી ગયેલી એક ઊંટડી એક દિવસ કોઇ વનપ્રદેશમાં તે સિંહના જોવામાં આવી. તેનો વધ કરીને સિંહ તેનું ઉદર ફાડતો હતો ત્યાં તેમાંથી જીવતું એવું નાનું ઊંટનું બચ્ચું નીકળ્યું. પરિવાર સહિત સિંહ તે ઊંટડીના માંસથી પરમ તૃપ્તિ પામ્યો. પછી સ્નેહથી તે ઊંટના બચ્ચાને પોતાને ઘેર લઈ જઈને કહેવા લાગ્યો, "ભદ્ર! તને મૃત્યુથી, મારાથી અથવા બીજા કોઇથી ભય નથી. માટે તું ઇચ્છા અનુસાર આ વનમાં ભ્રમણ કર. શંકુ જેવા તારા કાન છે, માટે તારું શંકુકર્ણ એવું નામ થશે." આ પ્રમાણે નક્કી કર્યા પછી એક સ્થાને વિહાર કરતા તથા પરસ્પર અનેક પ્રકારનું ગોષ્ઠીસુખ અનુભવતા તે ચારે પશુઓ રહેતા હતા. યુવાવસ્થામાં આવેલો શંકુકર્ણ પણ તે સિંહથી એક ક્ષણવાર પણ અલગ થતો નહોતો.

હવે, એક વાર કોઈ જંગલી મત્ત હાથી સાથે વજ્રદંષ્ટ્રને યુદ્ધ થયું. હાથીએ પોતાના મદના બળથી તથા દાંતના પ્રહારોથી વજ્રદંષ્ટ્રને એવા જર્જરિત શરીરવાળો બનાવી દીધો કે તે ચાલી પણ શકતો નહોતો. એટલે ભૂખથી ક્ષીણ થયેલો તે સિંહ તેમને (શિયાળ, વરુ અને ઊંટને) કહેવા લાગ્યો, "અરે! તમે કોઈ પ્રાણીને શોધી

૪૨. તંત્રાખ્યાયિકા ૧-૧૩, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૨૧. આ સિવાયની પંચતંત્રની બીજી કોઈ પાઠપરંપરામાં આ કથા નથી, તથા પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે સ્વીકારવામા આવેલી નથી. આ કથાનો પૂર્વાર્ધ પશ્ચિમ ભારતીય પંચતંત્ર ૧-૧૧ ('સિંહના લુચ્ચા સેવકો અને ભોળો ઊંટ') સાથે બરાબર મળતો આવે છે. એ રીતે એકની એક પાઠપરંપરામાં આ પુનરાવૃત્તિ ગણાય.

લાવો, જેથી આવી અવસ્થામાં રહેલો હોવા છતાં હું તેનો વધ કરીને મારી તથા તમારી ભૂખ દૂર કરું." તે સાંભળીને તેઓ ત્રણે વનમાં સંધ્યાકાળ સુધી ભમ્યા, પણ કોઈ પ્રાણી જડયું નહિ. આથી ચતુરક વિચાર કરવા લાગ્યો, "જો શંકુકર્ણનો વધ કરવામાં આવે તો કેટલાક દિવસ સુધી અમને સર્વને તૃપ્તિ થાય; પરન્તુ મિત્રતાને કારણે તથા પોતાનો આશ્રિત હોવાને કારણે સ્વામી એનો નાશ નહિ કરે. અથવા બુદ્ધિપ્રભાવથી સ્વામીને સમજાવીને એવું કરીશ, જેથી તેઓ તેનો નાશ કરે. કહ્યું છે કે

આ લોકમાં બુદ્ધિમાનોની બુદ્ધિથી જેનો નાશ ન કરી શકાય એવું, જ્યાં જઈ ન શકાય એવું તથા જે કરી ન શકાય એવું કંઈ નથી; માટે બુદ્ધિનો ઉપયોગ કરવો." ૩૬૯.

એમ વિચાર કરીને તે શંકુકર્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો, "હે શંકુકર્ણ! સ્વામી પથ્ય આહાર વિના ક્ષુધાથી પીડાય છે. (તેઓ મરણ પામશે તો) સ્વામીના અભાવે આપણો પણ નક્કી વિનાશ થશે. માટે મહારાજને માટે હું તને કંઈક વાકય કહું છું તે સાંભળ." શંકુકર્ણ બોલ્યો, "અરે! જલદી નિવેદન કર, જેથી કોઇ પ્રકારની શંકા કર્યા સિવાય તારું વચન ઝટ દઈને કરું. વળી સ્વામીનું હિત કરવાથી મને સો સત્કૃત્ય કર્યાનું ફળ મળશે." એટલે ચતુરક બોલ્યો, "હે ભદ્ર! તું તારું શરીર બમણા લાભને માટે અર્પણ કર, જેથી (આવતા જન્મમાં) તને બમણું શરીર મળે અને સ્વામીના પ્રાણ ટકી રહે." તે સાંભળીને શંકુકર્ણે કહ્યું, "ભદ્ર! જો એ પ્રમાણે હોય તો, એ માટે મારું પ્રયોજન છે એમ કહે. સ્વામીની આવશ્યકતા પૂરી કર. વળી આ બાબતમાં ધર્મ સાક્ષી છે." એ પ્રમાણે વિચાર કરી તેઓ સર્વે સિંહની પાસે ગયા. પછી ચતુરક બોલ્યો, "દેવ! કોઈ પ્રાણી મળ્યું નથી. ભગવાન સૂર્ય પણ અસ્ત પામ્યા છે. માટે આપ જો બમણું શરીર આપો તો આ શંકુકર્ણ એ બમણી શરીરવૃદ્ધિના બદલામાં ધર્મની સાક્ષીએ પોતાનું શરીર આપે છે." સિંહ બોલ્યો,

"અરે ! જો એમ હોય તો ઘણું સારું. આ વ્યવહારમાં ધર્મને સાક્ષી કરો." પછી સિંહ આ વચન બોલ્યો કે તુરતજ વરુ અને શિયાળે જેની બન્ને કૂખ ચીરી નાખી છે એવો શંકુકર્ણ મરણ પામ્યો.

પછી વજ્રદંષ્ટ્રે ચતુરકને કહ્યું, "હે ચતુરક ! હું નદી ઉપર સ્નાન અને દેવપૂજા કરી આવું ત્યાંસુધી તું અહીં સાવધાનીપૂર્વક રહેજે." એમ કહીને તે નદીએ ગયો. તે ગયો એટલે ચતુરક વિચાર કરવા લાગ્યો, "આ ઊંટ મારા એકલાનું ભક્ષ્ય કેવી રીતે બને ?" એમ વિચારીને તેણે ક્રવ્યમુખને કહ્યું, "હે ક્રવ્યમુખ ! તું ભુખાળવો છે. માટે આપણા સ્વામી આવે નહિ ત્યાંસુધી તું આ ઊંટના માંસનું ભક્ષણ કર. હું સ્વામી સમક્ષ તારી નિર્દોષતા પ્રતિપાદન કરીશ." આ સાંભળીને ક્રવ્યમુખે થોડુંક માંસ ચાખ્યું ત્યાં તો ચતુરકે કહ્યું, "હે ક્રવ્યમુખ ! સ્વામી આવે છે. માટે આ ઊંટનો ત્યાગ કરી દૂર જા, જેથી તેનું ભક્ષણ કરવું કે ન કરવું એવો વિકલ્પ તેઓ ન કરે." તેણે એમ કર્યા પછી સિંહ આવ્યો તો તેણે ખાલી હૃદયવાળો ઊંટ જોયો. એટલે ભૃકુટિ ચઢાવીને તે કઠોરતાપૂર્વક બોલ્યો, "અહો ! આ ઊંટને કોણે ઉચ્છિષ્ટ કર્યો છે તે મને કહે, જેથી તેનો પણ હું નાશ કરું." તેણે એમ કહ્યું, એટલે ક્રવ્યમુખે ચતુરકના મુખ સામે જોયું (અને તે બોલ્યો), "તું કંઈક કહે, જેથી મને શાન્તિ થાય." આથી ચતુરક હસીને કહેવા લાગ્યો, "અરે ! મારો અનાદર કરીને માંસનું ભક્ષણ કર્યા પછી હવે તું મારું મુખ જુએ છે ! તો તારા એ અવિનયરૂપી વૃક્ષનું ફળ ચાખ." એ સાંભળીને પોતાના જીવનનો નાશ થવાના ભયથી ક્રવ્યમુખ દૂરના પ્રદેશમાં નાસી ગયો.

એ સમયે તે માર્ગે થઈને ભારથી થાકેલો ઊંટનો એક સાર્થ-કાફલો આવ્યો. તેમાં સૌથી આગળ ચાલતા ઊંટના ગળે મોટો ઘંટ બાંધેલો હતો. દૂરથી એ ઘંટનો શબ્દ સાંભળીને સિંહ શિયાળને કહેવા લાગ્યો, "ભદ્ર ! તપાસ કર, પહેલાં નહિ સાંભળવામાં આવેલો એવો આ ભયંકર શબ્દ શેનો સંભળાય છે ?" તે સાંભળીને ચતુરક

વનપ્રદેશમાં થોડેક દૂર જઇને, સત્વર પાછો આવીને કહેવા લાગ્યો, "સ્વામી! આપ નાસી શકો તેમ હો તો નાસી જાઓ, નાસી જાઓ!" સિંહ બોલ્યો, "ભદ્ર! આટલો બધો વ્યાકુળ કેમ દેખાય છે? એ શું છે તે કહે." ચતુરકે કહ્યું, "સ્વામી! ધર્મરાજ આપના ઉપર કોપાયમાન થયા છે, અને 'આ સિંહે મારા એક ઊંટને અકાળે મારી નાખ્યો છે, માટે તેની પાસેથી હું સહસ્રગણાં ઊંટ લઇશ' એ પ્રમાણે નિશ્ચય કરીને, ઊંટોનું એક મોટું યૂથ સાથે લેઇને, સૌથી આગળ ચાલતા ઊંટના ગળામાં ઘંટ બાંધીને, તથા મરણ પામેલા ઊંટના સંબંધી એવા તેના પિતા, પિતામહોને સાથે રાખીને તેઓ વેર વાળવા માટે આવ્યા છે." સિંહ પણ તે સાંભળીને ચારે તરફ દૂરથી જ નજર કરીને તથા મરણ પામેલા ઊંટનો ત્યાગ કરીને પ્રાણ જવાના ભયથી નાસી ગયો. ચતુરકે પણ ધીરે ધીરે ઊંટનું માંસ ભક્ષણ કર્યું.

તેથી હું કહું છું કે–શત્રુને પીડા ઉપજાવતો અને પોતાના સ્વાર્થને સિદ્ધ કરતો પંડિત પુરુષ વનમાં રહેતા ચતુરકની જેમ જો ભક્ષણ ન કરે તો તેને મૂઢબુદ્ધિ જાણવો."

હવે, દમનક ગયો એટલે સંજીવક વિચાર કરવા લાગ્યો, "અહો! ઘાસ ખાનારો હોવા છતાં હું એ માંસભક્ષક પિંગલકનો અનુચર થયો એ મેં શું કર્યું? અથવા ખરું કહ્યું છે કે

જે પુરુષ અગમ્યની પાસે જાય છે અને અસેવ્યની સેવા કરે છે તે, ખચ્ચરી જેમ (મૃત્યુનો કારણભૂત એવો) ગર્ભ ધારણ કરવાથી મૃત્યુ પામે છે તેમ મૃત્યુ પામે છે.૩૭૦.

તો હું શું કરું? ક્યાં જાઉં? મને શાંતિ કેવી રીતે થશે? અથવા તે પિંગલકની પાસે જ જાઉં. કદાચ તે શર-

આગત એવા મારું રક્ષણ કરશે અને મારા પ્રાણ નહિ લે. કારણ, કહ્યું છે કે

આ લોકમાં ધર્મને માટે પ્રયત્ન કરનારાઓ ઉપર કદાચ વિપત્તિ આવી પડે તો બુદ્ધિમાન પુરુષે તે શાન્ત કરવા માટે વિશેષે કરીને ઉપાય કરવો; કારણ કે સર્વ લોકમાં આ લોકોક્તિ પ્રખ્યાત છે કે—અગ્નિથી દાઝેલા ઉપર તેજ અગ્નિથી થયેલા (ગરમ ઓષધ)નું સિંચન કરવું હિતકારી છે. ૩૭૧.

તેમજ

આ લોકમાં નિત્ય પોતાના કર્મવિપાકને અનુભવનારાં અને જેમની ક્રિયાઓ (વિધિઓ) સારી રીતે નિયત કરેલી છે એવાં દેહધારીઓની બાબતમાં તેમના અંતર્ગત ભાવો વડે ઉપાર્જિત શુભાશુભ કાર્યો જેમ બનવાનાં હોય તેમ બને છે. એમાં વિચાર કરવાનું કોઇ કારણ નથી. ૨૭૨.

વળી હું બીજે કયાંય જઈશ તો પણ કોઇ માંસાહારી દુષ્ટ પ્રાણીને હાથે મારું મૃત્યુ થશે. તે કરતાં એ સિંહને હાથે મૃત્યુ થાય એ સારું. કહ્યું છે કે

મોટાઓની સ્પર્ધા કરતાં વિપત્તિ આવે તો તે પણ ઉત્તમ છે; પર્વતને તોડવાનો પ્રયત્ન કરતાં હાથીઓના દાંત ભાંગી જાય એ પણ પ્રશંસાપાત્ર છે. ૩૭૩.

તેમજ

મદજળના લોભવાળો ભમરો હાથીના કાન સાથે અથડાતાં મરણ પામીને પ્રશંસાપાત્ર બને છે તેવી રીતે મોટાને હાથે ક્ષય પામીને નીચ પણ પ્રશંસાપાત્ર થાય છે." ૩૭૪.

એ પ્રમાણે નિશ્ચય કરીને ધડકતો આખડતો, મન્દ મન્દ ગતિએ ચાલતો સંજીવક સિંહના નિવાસસ્થાન આગળ જઈને બોલવા લાગ્યો, “ અહો ! આ ખરું કહ્યું છે કે

રાજાનું ઘર અસત્ય વચન બોલવામાં આસક્ત અનેક પ્રકારના દુષ્ટ જનો અને અનાર્યો વડે ઘેરાયેલું હોઇને જેની અંદર સર્પ વસે છે એવા ઘર જેવું, અથવા હિંસક પ્રાણીઓથી ભરેલા વન જેવું, અથવા સુન્દર કમળોની કાન્તિ વડે શોભાયમાન પણ ગ્રાહોથી ભરેલા સરોવર જેવું છે, અને ભયભીત મનુષ્યો, સમુદ્રની પેઠે, રાજાના ઘરમાં પ્રવેશતાં પણ ડરે છે.” ૩૭૫.

એ પ્રમાણે બોલતો સંજીવક દમનકે કહ્યા પ્રમાણેની આકૃતિવાળા પિંગલકને જોઇને ભયભીત થઈ પોતાનું શરીર સંકોચીને તેને પ્રણામ કર્યા સિવાય જ દૂર જઇને બેઠો. પિંગલક પણ એ પ્રકારે તેને જોઇને દમનકના વાક્ય ઉપર શ્રદ્ધા રાખતો કોપથી તેના ઉપર તૂટી પડ્યો. સિંહના કઠોર નખ વડે જેની પીઠ ચીરાઈ ગઇ હતી એવો સંજીવક શિંગડાં વડે તેનું ઉદર ઉતરડી નાખીને કોઈ રીતે એનાથી છૂટો પડીને, શિંગડાં વડે એને મારવાની ઇચ્છા કરતો યુદ્ધને માટે સામે ઊભો રહ્યો. હવે, (લોહી-લુહાણ હોવાથી) રાતાં ફૂલવાળાં ખાખરાનાં વૃક્ષ જેવા લાગતા તથા પરસ્પરના વધની ઇચ્છા કરતા એ બન્નેને જોઇને કરટકે દમનકને કહ્યું, “ હે મૂઢમતિ ! આ બેની વચ્ચે વિરોધ કરાવીને તેં સારું નથી કર્યું. વળી તું નીતિનું તત્ત્વ પણ જાણતો નથી. નીતિવિદોએ કહ્યું છે કે

જેમાં પરિણામે ઉત્તમ દંડ—અતિશય દમન કરવા રૂપ સાહસ આચરવાં પડે એવાં તથા ઘણી મહેનતે સાધી શકાય એવાં કાર્યો જે નીતિકુશળ પુરુષો પોતાની બુદ્ધિથી સામ વડે જ ચાળે પાડી દે છે તેઓ જ મંત્રી કહેવાય છે; જેઓ ઊલટી રીતે દંડોદ્યમ—દમન કરવા વડે નિઃસાર અને અલ્પ ફળવાળાં કાર્યો સાધવા ઇચ્છે છે તેઓ પોતાની મૂર્ખતાભરી ચેષ્ટાઓથી રાજાની લક્ષ્મીને સંશયમાં મૂકી દે છે. ૩૭૬.

તો જો આમાં સ્વામીનું મરણ થશે તો પછી તારી મંત્રબુદ્ધિ શા કામની? અથવા જો સંજીવકનો વધ નહિ થાય તો પણ કંઈ સારું નહિ ગણાય, કારણ કે (લાગેલા ઘાને કારણે) તેનું જીવન જોખમમાં હોવાથી તે મરણ તો પામવાનો જ છે. તો હે મૂઢ! તું કેવી રીતે મંત્રીપદની અભિલાષા રાખે છે? સામ વડે કાર્યની સિદ્ધિ તું જાણતો નથી. (ચોથા ઉપાય) દંડ ઉપર રુચિ રાખનાર એવા તારો એ મનોરથ વૃથા છે. કહ્યું છે કે

બ્રહ્માએ સામથી માંડીને દંડ સુધીના ચાર નયો કહ્યા છે, તેમાં દંડ એ પાપી નય છે, માટે તેનો ઉપયોગ સૌથી છેલ્લો કરવો. ૩૭૭.

તેમજ

જ્યાં સામથી સિદ્ધિ થતી હોય ત્યાં બુદ્ધિમાન પુરુષે દંડનો ઉપયોગ કરવો નહિ; સાકરથી જો પિત્તની શાન્તિ થતી હોય તો કડવાં પંડોળાંની શી જરૂર છે? ૩૭૮.

તેમજ

બુદ્ધિમાન પુરુષે પહેલાં સામનો પ્રયોગ કરવો, કારણ કે સામ વડે કરેલાં કાર્યો કદી વિકાર પામતાં નથી—

બગડતાં નથી. ૩૭૯. શત્રુ તરફથી ઉત્પન્ન થયેલ અંધકાર ચન્દ્રથી, ઔષધિથી, સૂર્યથી કે અગ્નિથી નહિ, પરન્તુ સામથી જ વિલય પામે છે. ૩૮૦.

તેમજ તું મંત્રીપદની અભિલાષા કરે છે તે પણ અયોગ્ય છે, કારણ કે તું મંત્ર (રાજનીતિવિષયક મંત્રણા)ની ગતિને જાણતો નથી. કેમકે મંત્ર પાંચ પ્રકારનો છે– કાર્યોના સાધનનો ઉપાય, પુરુષ અને દ્રવ્યની સંપત્તિ, દેશ અને કાળનો વિભાગ, આપત્તિનો પ્રતિકાર અને કાર્યસિદ્ધિ. તેનાથી (શત્રુપક્ષના) રાજા અને અમાત્ય પૈકી એકનો અથવા તે બન્નેનો એકી સાથે નાશ થાય છે. કહ્યું છે કે

શત્રુઓની સાથે સંધિ કરાવવાના કાર્યમાં મંત્રીઓની અને સંનિપાત જ્વરની ચિકિત્સાના કાર્યમાં વૈદ્યોની બુદ્ધિ વ્યક્ત થાય છે; સ્વસ્થ દશામાં (શાન્તિના સમયમાં અથવા આરોગ્યવાળી સ્થિતિમાં) તો કોણ ડાહ્યો નથી થતો ? ૩૮૧.

પણ હે મૂર્ખ ! તે કરવાને તું સમર્થ નથી. કહ્યું છે કે

નીચ મનુષ્ય બીજાના કાર્યનો નાશ કરવાનું જ જાણે છે, પણ તે કાર્યને સિદ્ધ કરવાનું જાણતો નથી; ઊંદરની શક્તિ અનાજની ટોપલીને નીચે પાડવાની છે, પણ તેને ઊંચે મૂકવાની નથી ૩૮૨.

અથવા આ તારો દોષ નથી, પણ સ્વામીનો દોષ છે, કારણ કે તેઓ તારા વચન ઉપર શ્રદ્ધા રાખે છે. કહ્યું છે કે

નીચ જનોને અનુસરીને વર્તનારા જે રાજાઓ વિદ્વજ્જનોએ ઉપદેશેલા માર્ગે જતા નથી તેઓ જેમાંથી બહાર

નીકળવાનો માર્ગ વિષમ હોય છે એવા તથા સંકટોથી ઉભરાતા અનર્થના પાંજરામાં પ્રવેશે છે. ૩૮૩.

તો તું જો પિંગલકનો મંત્રી થઇશ તો બીજો કોઇ સજ્જન પુરુષ તેની પાસે નહિ આવે. કહ્યું છે કે

ધરો પ્રસન્ન અને મીઠાં પાણીવાળો હોય તો પણ તેમાં દુષ્ટ મગર રહેતો હોય તો ત્યાં કોઇ જતું નથી તેમ રાજા ગુણવાન હોય પણ તેનો મંત્રી દુષ્ટ હોય તો એની પાસે કોઈ જતું નથી. ૩૮૪.

તેમજ શિષ્ટ મનુષ્યોથી રહિત એવા રાજાનો પણ નાશ થશે. કહ્યું છે કે

જે રાજાઓ વિચિત્ર અને મીઠી વાતો કરનારા તથા પોતાના ધનુષ્યને આયામ નહિ આપનારા (અર્થાત્ શસ્ત્રોનો ઉપયોગ નહિ કરનારા) સેવકોની સાથે આનંદ કરે છે તેમના શત્રુઓ લક્ષ્મીની સાથે આનંદ કરે છે. ૩૮૫.

માટે મૂર્ખને ઉપદેશ આપવાથી શું ફળ ? એથી માત્ર હાનિ જ થાય છે, લાભ થતો નથી. કહ્યું છે કે

જેને નમાવી શકાય નહિ એવું (સૂકું) લાકડું નમતું નથી, પથ્થરથી અસ્રાનું કામ થઈ શકતું નથી. આ બાબતમાં તું સૂચીમુખ પક્ષીનો વિચાર કર;[૪૩] જે શિષ્ય ન હોય (ઉપદેશને લાયક ન હોય) તેને ઉપદેશ આપવો નહિ." ૩૮૬.

દમનક બોલ્યો, "એ કેવી રીતે ?" કરટક કહેવા લાગ્યો—

૪૩. બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં सूचीमुख विजानीहि પાઠ છે, પણ નિર્ણયસાગરની વાચનામાં सूचीमुखं છે, તેનો મેં સ્વીકાર કર્યો છે.

## (૧૦) સૂચીમુખ પક્ષી અને વાંદરાઓ[૪૪]

"કોઈ પર્વતના એક પ્રદેશમાં વાંદરાઓનું યૂથ રહેતું હતું. કોઈ વાર હેમંત ઋતુમાં શીતળ પવનના સ્પર્શથી જેમનાં શરીર કંપતાં હતાં તથા જેમના ઉપર વરસતા વરસાદની ધારાના સમૂહો પડતા હતા એવા તે યૂથના વાંદરાઓ કોઈ રીતે શાન્તિ પામતા નહોતા. એટલે કેટલાક વાંદરાઓ અગ્નિના કણ જેવી ચણોઠીઓ એકત્ર કરીને[૪૫] અગ્નિ પ્રકટાવવાની ઇચ્છાથી તેને ફૂંકતા આજુબાજુ બેઠા. એટલે સૂચીમુખ નામે પક્ષી તેમનો એ વૃથા પ્રયત્ન જોઈને બોલ્યો, "અરે! તમે બધા સાવ મૂર્ખ છો. આ અગ્નિના કણો નથી, પણ અગ્નિના કણ જેવી ચણોઠીઓ છે. માટે વૃથા શ્રમથી શું? એનાથી તમે ટાઢમાંથી નહિ બચો. માટે પવન વગરના કોઈ વન-પ્રદેશની, કોઈ ગુફા કે પર્વતની બખોલની શોધ કરો, કેમકે હજી પણ મેઘ ઘેરાયેલો દેખાય છે." એટલે તેઓમાંના એક સૌથી વૃદ્ધ વાંદરાએ તેને કહ્યું, 'અરે! તારે એ પંચાતનું શું કામ છે? માટે તું ચાલ્યો જા." કહ્યું છે કે

---

૪૪. તંત્રાખ્યાયિકા ૧-૧૪, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૨૫, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧-૧૩, હિતોપદેશ ૩-૧, કથાસરિત્સાગર ૮૪ H (પૃ. ૩૧૪), બૃહત્કથામંજરી ૧૬-૧૭, પુનર્ઘટિત પંચતંત્ર ૧-૧૨. હિતોપદેશમાં કથાસંદર્ભ જુદો છે-કર્પૂરદ્વીપના રાજા હિરણ્યગર્ભ હંસને તેનો દીર્ઘમુખ નામે દૂત 'વિદ્વાનને જ ઉપદેશ કરવો જોઈએ, અવિદ્વાનને કદી નહિ' એ વચનના ઉદાહરણરૂપે આ કથા કહે છે.

૪૫. તંત્રાખ્યાયિકા, પંચાખ્યાન, દક્ષિણ ભારતીય પંચતંત્ર, કથાસરિત્સાગર, બૃહત્કથામંજરી એ સર્વમાં 'ચણોઠી'ને બદલે 'ખદ્યોત'-આગિયો છે. વાંદરાઓ ખદ્યોતને અગ્નિ માનીને તે ઉપર સૂકાં તૃણ, પાંદડાં વગેરે મૂકીને તાપવા પ્રયત્ન કરતા હતા એમ કહ્યું છે. પુનર્ઘટિત પંચતંત્રમાં પણ 'ખદ્યોત' છે.

જેના કાર્યમાં વારંવાર વિઘ્ન આવતાં હોય તેને તથા હારેલા જુગારીને જે પોતાનું ભલું ઇચ્છતો હોય એવા વિવેકી મનુષ્યે બોલાવવો નહિ. ૩૮૭.

તેમજ

વૃથા ક્લેશ પામેલા શિકારીની સાથે તથા સંકટમાં આવી પડેલા મૂર્ખની સાથે જે વાર્તાલાપ કરે છે તે પરાભવ પામે છે. ૩૮૮.

પણ પેલો પક્ષી તો તેનો અનાદર કરીને ફરીથી તે વાંદરાઓને વારંવાર કહેવા લાગ્યો, "અરે ! વૃથા ક્લેશ શા માટે કરો છો ?" પછી જ્યારે તે પક્ષી કોઇ રીતે પ્રલાપ કરતાં અટક્યો નહિ ત્યારે (અગ્નિ સળગાવવાના) પોતાના ફોકટ પ્રયત્નથી કોપાયમાન થયેલા એક વાંદરાએ પગ પકડીને તેને પથ્થર ઉપર પછાડ્યો, એટલે તે મરણ પામ્યો.

તેથી હું કહું છું કે—જેને નમાવી શકાય નહિ એવું સૂકું લાકડું નમતું નથી, પથ્થરથી અસ્રાનું કામ થઇ શકતું નથી. આ બાબતમાં તું સૂચીમુખ પક્ષીનો વિચાર કર; જે શિષ્ય ન હોય (ઉપદેશને લાયક ન હોય) તેને ઉપદેશ આપવો નહિ.

તેમજ

મૂર્ખને આપવામાં આવતો ઉપદેશ એ શાન્તિનું નહિ પણ કોપનું કારણ થઇ પડે છે; સર્પને દૂધ પાવાથી માત્ર તેના વિષમાં જ વધારો થાય છે. ૩૮૯. ગમે તેવા મનુષ્યને ઉપદેશ આપવો નહિ; મૂર્ખ વાંદરાએ સુઘરીને ઘર વિનાની બનાવી દીધી હતી તે જો."

દમનક બોલ્યો, "એ કેવી રીતે ?" કરટક કહેવા લાગ્યો—

## (૧૮) સુઘરી અને વાંદરો[46]

"કોઈ એક વનમાં શમીવૃક્ષની શાખા ઉપર માળો કરીને વગડાઉ ચકલીનું (સુઘરીનું) એક જોડું રહેતું હતું. એક વાર તે સુખપૂર્વક બેઠું હતું ત્યારે હેમંત ઋતુનો મેઘ મંદમંદ વરસવા લાગ્યો. એ સમયે પવન અને વરસાદના ઝપાટાથી પીડા પામવાથી હડબડતા શરીરવાળો, દાંતની વીણા વગાડતો (ઠંડીથી જેના દાંત કડકડતા હતા એવો), તથા કંપતો એવો કોઈ એક વાંદરો શમીવૃક્ષની નીચે આવીને બેઠો. એટલે તેને એ પ્રકારે જોઈને ચકલી બોલી, "હે ભદ્ર !

હાથપગવાળો હોઈને પુરુષ જેવી આકૃતિવાળો દેખાતો હોવા છતાં તું ટાઢથી હેરાન થાય છે. હે મૂઢ ! તું ઘર શા માટે બાંધતો નથી ?" ૩૯૧.

એ સાંભળીને વાંદરો કોપથી બોલ્યો, "તું મૌન શા માટે રહેતી નથી ? અહો ! આ ચકલીની ધૃષ્ટતા તો જુઓ ! અત્યારે તે મારો ઉપહાસ કરે છે !

હે દુરાચારિણિ અને પંડિતની જેમ વાતો કરનારી સુઘરી ! આ પ્રમાણે બકવાદ કરતાં તું વિચાર કરતી નથી. માટે એને હું કેમ ન મારું ?" ૩૯૨.

એ પ્રમાણે બબડાટ કરીને વાંદરાએ તેને કહ્યું, "હે મૂર્ખી ! તારે મારી ચિન્તા કરીને શું કામ છે ? કહ્યું છે કે

જે શ્રદ્ધાવાળો હોય અને વિશેષે કરીને પૂછતો હોય તેને કહેવું; શ્રદ્ધા વગરનાને કહેવું એ અરણ્યરુદન સમાન છે. ૩૯૩.

માટે ઘણું કહેવાથી શું ?" તોપણ માળામાં રહેતી ચકલીએ ઉપદેશ આપવા માંડ્યો, એટલે વાંદરાએ તે શમીવૃક્ષ ઉપર ચડીને એ માળાના સો ટુકડા કરી નાખ્યા.

---

૪૬. આ પૂર્વેની જ કથા અહીં પ્રકારાન્તરે પુનરાવૃત્ત થાય છે. બીજી કોઈ પણ પાઠપરંપરામાં આ પુનરાવૃત્તિ નથી.

તેથી હું કહું છું કે—અમે તેવા મનુષ્યને ઉપદેશ આપવો નહિ; મૂર્ખ વાંદરાએ સુઘરીને ઘર વિનાની બનાવી દીધી હતી તે જો.

હે મૂર્ખ ! મેં તને શિખામણ આપી, તોપણ એ શિખામણ તને લાગી નહિ. અથવા એમાં તારો દોષ નથી. કારણ કે શિખામણ સજ્જનને જ ગુણકારી નીવડે છે, દુર્જનને નહિ. કહ્યું છે કે

અંધકારથી ઘેરાયેલા (જેમાંથી પ્રકાશ બહાર ન આવી શકે એવા) ઘડામાં મૂકવામાં આવેલા દીવાની જેમ અસ્થાને–કુપાત્રે મુકાયેલું પાંડિત્ય શું કરે ? ૩૯૪.

માટે તેં વ્યર્થ પાંડિત્યનો આશ્રય કર્યો છે. તું મારું વચન સાંભળતો નથી અને તારી પોતાની શાન્તિને પણ જાણતો નથી. કહ્યું છે કે

બીજાને કષ્ટ પમાડવાથી ખુશી થતો ખલ મનુષ્ય પોતાના વિનાશને પણ ગણકારતો નથી; યુદ્ધના મોખરે જ્યારે મસ્તક કપાઇ જાય છે ત્યારે ધડ ઘણું કરીને નાચે છે. ૩૯૫.

અહો ! ખરું કહ્યું છે કે

ધર્મબુદ્ધિ અને કુબુદ્ધિ એ બન્નેને હું જાણું છું. પુત્રે વ્યર્થ પાંડિત્યને પરિણામે ધુમાડાથી પિતાનો નાશ કર્યો હતો.” ૩૯૬.

દમનક બોલ્યો, “એ કેવી રીતે ?” કરટક કહેવા લાગ્યો–

## (૧૯) ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ[૪૭]

"કોઈ એક દેશમાં ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ એ[૪૮] બે મિત્રો રહેતા હતા. હવે એક વાર પાપબુદ્ધિએ વિચાર્યું કે 'હું મૂર્ખ અને દરિદ્ર છું, માટે આ ધર્મબુદ્ધિને સાથે લઈ દેશાન્તરમાં જઈ તેના આશ્રયથી ધન પેદા કર્યા પછી એને છેતરીને હું સુખી થાઉં.' પછી એક દિવસ પાપબુદ્ધિએ ધર્મબુદ્ધિને કહ્યું, "હે મિત્ર! વૃદ્ધાવસ્થામાં તું તારાં કયાં ચરિત્રને સંભારીશ? દેશાન્તર જોયા સિવાય શિષ્ટજનોને લગતી શી વાતો તું કહીશ? કહ્યું છે કે

ધરતીના પટ ઉપર દેશાન્તરોમાં ભ્રમણ કરીને જેણે અનેક પ્રકારની ભાષાઓ અને પહેરવેશો વિશે જાણ્યું નથી તેના જન્મનું ફળ વ્યર્થ છે. ૩૯૭.

તેમજ

જ્યાંસુધી માણસ આ પૃથ્વી ઉપર હર્ષપૂર્વક એક દેશમાંથી બીજા દેશમાં પર્યટન કરતો નથી ત્યાંસુધી તે વિદ્યા, ધન કે કળાને સારી રીતે પ્રાપ્ત કરી શકતો નથી." ૩૯૮.

એટલે તેનું વચન સાંભળીને હર્ષિત મનવાળો ધર્મબુદ્ધિ વડીલોની આજ્ઞા લઇને એની સાથે શુભ દિવસે દેશાન્તરમાં જવા નીકળ્યો. ત્યાં ભ્રમણ કરતાં પાપબુદ્ધિએ ધર્મબુદ્ધિના પ્રભાવથી ઘણું ધન ઉપાર્જન કર્યું.[૪૯] પછી જેમણે ઘણું ધન મેળવ્યું છે એવા તથા હર્ષ પામેલા

---

૪૭. તંત્રાખ્યાયિકા ૧-૧૫, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૨૬, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧-૧૪, કથાસરિત્સાગર ૮૪ I (પૃ. ૩૧૪), બૃહત્કથામંજરી ૧૬-૧૮, પુનર્ઘટિત પંચતંત્ર ૧-૧૩. હિતોપદેશમાં આ કથા નથી.

૪૮. તંત્રાખ્યાયિકા, દક્ષિણ ભારતીય પંચતંત્ર તથા કથાસરિત્સાગરમાં પાત્રોનાં નામ ધર્મબુદ્ધિ અને દુષ્ટબુદ્ધિ છે, અને પુનર્ઘટિત પંચતંત્રમાં પણ એ જ નામો સ્વીકારવામાં આવેલાં છે. બૃહત્કથામંજરીમાં એ નામો ધર્મબુદ્ધિ અને અબુદ્ધિ એ પ્રમાણે છે.

૪૯. તંત્રાખ્યાયિકા (પૃ. ૪૬) અને પૂર્ણભદ્ર (પૃ. ૧૦૯) અનુસાર–

તે બન્ને જણા ઉત્સુકતાપૂર્વક પોતાને ઘેર આવવા નીકળ્યા. કહ્યું છે કે

દેશાન્તરમાં નિવાસ કરનારાઓને માટે વિદ્યા, ધન અને કળા સંપાદન કર્યા પછી એક કોસ જેટલો ભૂમિભાગ પણ સો યોજન જેટલો થઈ પડે છે. ૩૯૯.

પછી તેઓ પોતાના સ્થાનની નજીક આવી પહોંચ્યા, એટલે પાપબુદ્ધિએ ધર્મબુદ્ધિને કહ્યું, "ભદ્ર! આ બધું ધન ઘેર લઈ જવું યોગ્ય નથી, કારણકે કુટુંબીઓ અને બંધુજનો તેની માગણી કરશે. માટે અહીં જ, આ ગાઢ વનમાં કોઈક સ્થળે તે દાટીને, થોડુંક ધન સાથે લઈને આપણે ઘેર જઈએ. ફરીવાર જરૂર પડતાં આ સ્થાનેથી ધન લઈ જઈશું. કહ્યું છે કે

બુદ્ધિશાળી મનુષ્યે થોડુંક પણ ધન કોઈને દેખાડવું નહિ, કારણકે ધનના દર્શનથી મુનિનું મન પણ ચલિત થાય છે. ૪૦૦.

તેમજ

જેવી રીતે પાણીમાં માંસનું માછલાંઓ દ્વારા ભક્ષણ થાય છે, પૃથ્વી ઉપર હિંસક પશુઓ દ્વારા ભક્ષણ થાય છે, અને આકાશમાં પક્ષીઓ દ્વારા ભક્ષણ થાય છે તેમ ધનવાનનું સર્વત્ર ભક્ષણ થાય છે." ૪૦૧.

તે સાંભળીને ધર્મબુદ્ધિ બોલ્યો, "ભદ્ર! એમ કરો." એ પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી તે બન્ને જણ પોતાને ઘેર જઈને સુખપૂર્વક રહ્યા. એક વાર પાપબુદ્ધિ મધ્યરાત્રિએ ત્યાં આવીને તે સર્વ ધન લઈને તથા ખાડો પાછો પૂરીને પોતાને ઘેર ગયો. પછી એક દિવસે તે ધર્મબુદ્ધિને આવીને કહેવા લાગ્યો, "હે મિત્ર! મોટા કુટુંબવાળા આપણે ધનના

---

કોઈ શાહુકારે પૂર્વે દાટેલો, એક હજાર રૌપ્ય દીનારથી ભરેલો કળશ ધર્મબુદ્ધિને પોતાના ભાગ્યથી પ્રાપ્ત થયો હતો. દક્ષિણ ભારતીય પંચતંત્રમાં પણ એ જ આશયનું કથન છે.

અભાવે દુઃખી થઈએ છીએ, માટે જઈને તે સ્થાનેથી કેટલુંક ધન લાવીએ." ધર્મબુદ્ધિ બોલ્યો, "ભદ્ર ! ભલે, એમ કરો." પછી બન્ને જણાએ જઈને તે સ્થાન ખોદ્યું ત્યારે ખાલી વાસણ જોયું. તે સમયે પાપબુદ્ધિ પોતાનું માથું કૂટીને બોલ્યો, "હે ધર્મબુદ્ધિ ! બીજા કોઈએ નહિ પણ તેં જ આ ધન હરી લીધું છે, કારણકે ખાડો પણ ફરીવાર પૂરી નાખેલો છે. માટે એ ધનનો અર્ધ ભાગ મને આપ; નહિ તો આ વસ્તુ હું રાજદરબારમાં નિવેદન કરું છું." ધર્મબુદ્ધિએ કહ્યું, "હે દુરાત્મા ! એમ ન બોલ. હું ધર્મબુદ્ધિ છું; આવું ચોરકર્મ હું ન કરું. કહ્યું છે કે

જે પરસ્ત્રીઓને માતા સમાન અને પરદ્રવ્યને માટીનાં ઢેફાં સમાન દેખે છે તેને જ ખરેખર દેખતો જાણવો." ૪૦૨.

એ પ્રમાણે વિવાદ કરતા તથા પરસ્પરને દોષ દેતા તે બન્ને જણે ધર્માધિકારી—ન્યાયાધીશ પાસે જઈને આ બાબતમાં ફરિયાદ કરી. પછી ન્યાયાસનના અધિકારી પુરુષોએ તેમને દિવ્ય દેવા માટે[૫૦] યોજના કરી ત્યારે પાપબુદ્ધિ બોલ્યો, "અહો ! તમે યથાર્થ ન્યાય કર્યો નહિ. કહ્યું છે કે

વિવાદમાં વાદી અને પ્રતિવાદી વચ્ચે તકરાર ચાલે ત્યારે લેખપત્ર શોધવામાં આવે છે, લેખપત્ર ન હોય તો સાક્ષીને પૂછવામાં આવે છે, અને સાક્ષી પણ ન હોય ત્યારે દિવ્ય દેવામાં આવે છે, એમ વિદ્વાનો કહે છે. ૪૦૩.

આ વિષયમાં વૃક્ષદેવતાઓ મારા સાક્ષી તરીકે છે. માટે તેઓ જ અમો બે પૈકી એકને ચોર અથવા શાહુકાર ઠરાવશે."

---

૫૦. અગ્નિદિવ્ય, જલદિવ્ય વગેરેથી મનુષ્ય ખરેખર અપરાધી છે કે કેમ તેની પરીક્ષા કરવી તે. અગ્નિદિવ્યમાં લોખંડના ગરમ સળિયા વગેરે પકડાવવામાં આવતા, અને માણસ દાઝે તો અપરાધી અને ન દાઝે તો નિરપરાધી એમ માનવામાં આવતું.

એટલે તેઓ સર્વે બોલ્યા, "અરે! તેં યોગ્ય કહ્યું. [51] કહ્યું છે કે

જે વિવાદમાં અંત્યજ સાક્ષી હોય તેમાં પણ દિવ્યની જરૂર નથી, તોપછી જેમાં દેવતાઓ સાક્ષી હોય તેમાં તો દિવ્યની જરૂર જ ક્યાં રહી? ૪૦૪.

વળી આ વિષયમાં અમને પણ મોટું કુતૂહલ છે. માટે પ્રભાતે તમારે બન્નેએ અમારી સાથે તે વનપ્રદેશમાં આવવું."

પછી પાપબુદ્ધિએ પોતાને ઘેર જઈને પોતાના પિતાને કહ્યું, "હે તાત! મેં ધર્મબુદ્ધિનું ઘણું ધન ચોરેલું છે. તે તમારા વચનથી મને પચી જશે, અથવા તે મારા પ્રાણોની સાથે મારી પાસેથી ચાલ્યું જશે." એટલે તે બોલ્યો, "વત્સ! જલદી બોલ, જેથી તે પ્રમાણે કરીને એ ધન તારી પાસે સ્થિર કરું."[52] પાપબુદ્ધિ બોલ્યો, "તાત! તે પ્રદેશમાં એક મોટું શમીવૃક્ષ છે, એમાં એક મોટું કોટર છે, એમાં તમે અત્યારે જ પ્રવેશ કરો. પછી પ્રભાતે જ્યારે હું સત્ય જાહેર કરું તે સમયે તમારે કહેવું કે-ધર્મબુદ્ધિ ચોર છે." એ પ્રમાણે વ્યવસ્થા થઈ ગયા પછી પ્રભાતમાં સ્નાન કરીને તથા ધર્મબુદ્ધિને આગળ કરીને પાપબુદ્ધિ રાજપુરુષોની સાથે તે શમીવૃક્ષ પાસે જઈને ઊંચે સ્વરે બોલ્યો,

---

૫૧. તંત્રાખ્યાયિકામાં, આથી ઊલટું જ, એક સ્વાભાવિક વિચાર છે. એમાં રાજપુરુષો કહે છે કે 'વનસ્પતિ સાક્ષી પૂરે એ શી રીતે બની શકે?' તંત્રાખ્યાયિકા તેમજ કથાસરિત્સાગર અનુસાર, ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ બન્નેના જામીન લીધા પછી તેમને ઘેર જવા દેવામાં આવ્યા હતા.

૫૨. તંત્રાખ્યાયિકામાં, પૂર્ણભદ્રના પંચાખ્યાનમાં તથા દક્ષિણ ભારતીય પંચતંત્રમાં દુષ્ટબુદ્ધિનો પિતા આ રીતે ખોટી સાક્ષી પૂરવા માટે વૃક્ષના કોટરમાં પેસવાનો વિરોધ કરે છે, અને 'બુદ્ધિશાળી પુરુષે ઉપાયની સાથે અપાયનો પણ વિચાર કરવો' એ કથનના ઉદાહરણ તરીકે હવે પછી આવતી 'બગલો, સાપ અને નોળિયો' એ વાર્તા કહે છે. પણ પિતાના વિરોધને નહિ ગણકારતાં દુષ્ટબુદ્ધિ તેને પરાણે કોટરમાં દાખલ કરે છે.

"સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, આકાશ, પૃથ્વી, જળ, હૃદય, યમ, દિવસ અને રાત્રિ, બન્ને સંધ્યાઓ તથા ધર્મ—આટલાં તત્ત્વો મનુષ્યનું આચરણ જાણે છે. ૪૦૫.

માટે હે વનદેવતાઓ ! અમો બે પૈકી કોણ ચોર છે તે કહો" એટલે શમીવૃક્ષના કોટરમાં રહેલો પાપબુદ્ધિનો પિતા બોલ્યો, "અરે ! ધર્મબુદ્ધિએ આ ધન હરી લીધેલું છે." એ સાંભળીને વિસ્મયથી વિકસિત થયેલાં લોચનવાળા રાજપુરુષો ધર્મબુદ્ધિને ધનની ચોરીને માટે યોગ્ય શિક્ષા કરવા માટે શાસ્ત્રદષ્ટિએ વિચાર કરતા હતા ત્યાં તો ધર્મબુદ્ધિએ સળગી ઊઠે તેવાં (લાકડાં વગેરે) દ્રવ્યો તે શમીવૃક્ષના કોટરની આસપાસ મૂકીને અગ્નિ સળગાવ્યો. પછી શમીનું એ કોટર બળવા લાગ્યું, એટલે અર્ધદગ્ધ શરીરવાળો તથા જેની આંખો ફૂટી ગઈ હતી એવો પાપબુદ્ધિનો પિતા કરુણ વિલાપ કરતો બહાર નીકળ્યો.[૫૩] પછી તે સર્વેએ પૂછ્યું, એટલે પાપબુદ્ધિનું બધું ચરિત્ર તેણે નિવેદન કર્યું. પછી તે રાજપુરુષો પાપબુદ્ધિને શમીવૃક્ષની શાખા ઉપર લટકાવીને તથા ધર્મબુદ્ધિની પ્રશંસા કરીને આ પ્રમાણે બોલ્યા, "અહો ! આ ખરું કહ્યું છે

---

૫૩. તંત્રાખ્યાયિકામાં વૃક્ષ બાળવાનું કારણ આપ્યું છે—ધર્મબુદ્ધિ કહે છે કે 'મેં એકલાએ આવીને આ દ્રવ્ય લીધું, પણ તે સમયે મે એક મોટા સર્પને આવતો જોયો. એથી ડરીને આ શમીવૃક્ષની નીચે મેં ધન દાટી દીધું, પણ હવે મારે રાજાજ્ઞાથી એ ધન આપી દેવું પડશે. પણ હું એ નિધિપાલ સર્પનો પરાજય કરું ત્યાંસુધી તમે એકાન્તમાં જાઓ.' પછી તેણે અગ્નિ સળગાવ્યો, એટલે કોટરમાં રહેલો વાણિયો અર્ધદગ્ધ સ્થિતિમાં બહાર નીકળ્યો, અને પોતાના પુત્રનું ચરિત્ર નિવેદન કરીને તે મરણ પામ્યો. દક્ષિણ ભારતીય પંચતંત્ર અનુસાર—વૃક્ષ સાક્ષી પૂરે એ અસત્ય અને અલૌકિક ઘટના જોઈને તેની તપાસ કરવા ધર્મબુદ્ધિ વૃક્ષ ઉપર ચઢ્યો અને પછી તેણે કોટરમાં અગ્નિ નાખ્યો. આ પછીનો વૃત્તાંત તેમાં અને તંત્રાખ્યાયિકામાં સમાન છે. કથાસરિત્સાગર અનુસાર—વૃક્ષમાંથી અવાજ આવતાં રાજપુરુષોને વહેમ પડવાથી તેમણે જ અગ્નિ કર્યો, એટલે દુષ્ટબુદ્ધિનો પિતા મરણ પામ્યો.

બુદ્ધિશાળી મનુષ્યે ઉપાયનો તેમજ અપાયનો (વિઘ્નનો) વિચાર કરવો જોઈએ; મૂર્ખ બગલો જોતો રહ્યો અને નોળિયાએ બગલાંને મારી નાખ્યાં." ૪૦૬.

ધર્મબુદ્ધિ બોલ્યો, "એ કેવી રીતે ?" તેઓ કહેવા લાગ્યા—

## (૨૦) બગલો, સાપ અને નોળિયો [૫૪]

"કોઈ એક વનપ્રદેશમાં, જેના ઉપર ઘણાં બગલાં રહેતાં હતાં એવું વડનું ઝાડ હતું. તેના કોટરમાં એક કાળો સાપ રહેતો હતો. જેમને પાંખો આવી ન હોય તેવાં નાનાં બગલાંનાં બચ્ચાંને ખાઈને તે હંમેશાં કાળનિર્ગમન કરતો હતો. હવે, પોતાનાં બચ્ચાંનું ભક્ષણ થવાથી જેને શોક થયો હતો એવો એક બગલો સરોવરના કિનારા ઉપર આવીને આંખો આંસુથી ભરાઈ ગયેલી હતી એવી દશામાં નીચું મુખ કરીને ઊભો રહ્યો હતો. તેની આ પ્રકારની ચેષ્ટા જોઈને એક કરચલો બોલ્યો, 'મામા ! શા માટે તમે આ પ્રમાણે રડો છો ?' તે બોલ્યો, "ભદ્ર ! શું કરું ? વૃક્ષના કોટરમાં વસતો સર્પ હું અભાગિયાનાં બાળકોને ખાઈ ગયો છે. તે દુ:ખથી હું દુ:ખી થયેલો છું. તો એ સાપના નાશનો કોઈ ઉપાય હોય તો મને કહે." તે સાંભળીને કરચલો વિચાર કરવા લાગ્યો, 'આ બગલો તો અમારો સહજ શત્રુ છે. માટે તેને એવો સત્યાનૃત—સાચોજૂઠો (ઉપરથી સાચો લાગે, પણ અંદર વિનાશકતાથી ભરેલો) ઉપદેશ આપું, જેથી બીજા સર્વે બગલાઓ પણ નાશ પામે. કહ્યું છે કે

૫૪. તંત્રાખ્યાયિકા ૧-૧૬, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૨૭, દક્ષિણ ભારતીય પચતંત્ર ૧-૧૫, હિતોપદેશ ૪-૪, કથાસરિત્સાગર ૮૪ J (પૃ. ૩૧૪-૧૫), બૃહત્કથામંજરી ૬-૧૮, પુનર્ઘટિત પંચતંત્ર ૧-૧૪.તંત્રાખ્યાયિકા, પંચાખ્યાન, દક્ષિણ ભારતીય પંચતંત્ર અને બૃહત્કથામંજરીમાં આ કથા દુષ્ટબુદ્ધિના (અથવા પાપબુદ્ધિના અથવા અબુદ્ધિના) પિતાના મુખમાં મૂકેલી છે (જુઓ ટિપ્પણ ૫૧). પુનર્ઘટિત પંચતંત્રમાં પણ એ જ સન્દર્ભ છે.

માખણ જેવી વાણી કરીને અને હૃદયને નિર્દય બનાવીને શત્રુને એવો ઉપદેશ કરવો કે જેથી તે વંશ સહિત નાશ પામે." ૪૦૭

અને પછી તે બોલ્યો, "મામા! જો એમ છે તો નોળિયાના દરથી માંડીને સર્પની બખોલ સુધી માછલાંના માંસના ટુકડાઓ નાખો, જેથી નોળિયો તે માર્ગે જઈને એ દુષ્ટ સર્પનો નાશ કરી નાખશે." પછી એ પ્રમાણે કરવામાં આવ્યું, એટલે માછલાંનું માંસ વેર્યું હતું તે માર્ગે જઈને નોળિયાએ તે કાળા સાપને મારી નાખ્યા પછી તે વૃક્ષ ઉપર રહેનારાં સર્વે બગલાંનું પણ ધીરે ધીરે ભક્ષણ કર્યું.

તેથી અમે કહીએ છીએ કે-બુદ્ધિશાળી મનુષ્ય ઉપાયનો તેમજ અપાયનો (વિઘ્નનો) વિચાર કરવો જોઈએ; મૂર્ખ બગલો જોતો રહ્યો અને નોળિયાએ બગલાંઓને મારી નાખ્યાં.'

તો એ પાપબુદ્ધિએ ઉપાયનો વિચાર કર્યો, પણ અપાયનો વિચાર ન કર્યો. એનું ફળ એને મળ્યું. એ પ્રમાણે

---

હિતોપદેશમાં આ કથા 'કાચબો અને બે હંસ'ની ઉપકથા તરીકે છે. પોતાને લાકડી ઉપર વળગાડીને લઈ જવાનો આગ્રહ કરતા કાચબાને હંસ કહે છે કે "એ ઉપાય તો છે, પણ ઉપાયની સાથે અપાયનોયે વિચાર કરવો જોઈએ." અને પછી આ કથા કહે છે. કથાસરિત્સાગરમાં આ કથા 'ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ'ની આડવાર્તા નથી, પણ સ્વતંત્ર વાર્તા છે. 'ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ'ની કથા કહી રહ્યા પછી નરવાહનદત્તને ગોમુખ કહે છે કે 'આ પ્રમાણે જે અન્યાયબુદ્ધિથી કર્મ કરે છે તે પરિણામે માઠું ફળ ભોગવે છે; માટે બગલાએ સર્પની બાબતમાં કર્યું તેમ, ન્યાયબુદ્ધિથી કાર્ય કરવું જોઈએ.' આ પછી પ્રસ્તુત વાર્તા શરૂ થાય છે. એમાં બગલાંનો નાશ થવાની વાત આવતી નથી. કરચલાના ઉપદેશથી બગલાએ નોળિયાના દરથી તે સાપના દર સુધી માછલાંનું માંસ વેરી દીધું. એટલે નોળિયો તે ખાતો ખાતો સાપના દર સુધી પહોંચી ગયો અને સર્પનો તેના પરિવારસહિત નાશ કર્યો. આમ કથાસરિત્સાગરમાં બગલાની યુક્તિ સફળ થાય છે. પંચતંત્રની બીજી સર્વ પાઠપરંપરાઓમાં એથી ઊલટું જ બને છે.

હે મૂઢ! તેં પણ પાપબુદ્ધિની જેમ ઉપાય વિચાર્યો, પણ અપાય ન વિચાર્યો. તેં સ્વામીના જીવનને જોખમમાં મૂકી દીધું છે તે ઉપરથી મેં જાણ્યું કે તું સજ્જન નથી, પણ કેવળ પાપબુદ્ધિવાળો છે. તેં પોતે જ તારી દુષ્ટતા અને કુટિલતા પ્રકટ કરી છે. અથવા ખરું કહ્યું છે કે

જો મૂઢ એવા મોર મેઘની ગર્જનાથી આનંદિત થઇને નૃત્ય કરતા ન હોત તો તેમના મળદ્વારને, પ્રયત્ન કરવા છતાં પણ કોણ જોઈ શકત? ૪૦૮.

તું જો સ્વામીની પણ આ દશા કરતો હોય તો પછી અમારા જેવાની તો શી ગણત્રી? માટે તારે મારી પાસે રહેવું નહિ. કહ્યું છે કે

હે રાજન્! ઊંદરો જ્યાં હજાર ભાર લોઢાની તુલા ખાઈ જતા હોય ત્યાં બાજ પક્ષી બાળકને ઉપાડી જાય એમાં શંકા નથી.” ૪૦૯.

દમનક બોલ્યો, “એ કેવી રીતે?” કરટક કહેવા લાગ્યો—

## (૨૧) ઊંદર લોઢું ખાઇ ગયા! [૫૫]

“કોઈ એક નગરમાં જીર્ણધન નામે વાણિયો હતો. દ્રવ્ય ક્ષીણ થઈ જતાં દેશાન્તરમાં જવાની ઇચ્છાથી તે વિચાર કરવા લાગ્યો,

“જે દેશમાં અથવા સ્થાનમાં પોતાના પરાક્રમથી ભોગો ભોગવ્યા હોય ત્યાં વૈભવહીન સ્થિતિમાં જે વસે તેને પુરુષાધમ જાણવો. ૪૧૦.

---

૫૫. તંત્રાખ્યાયિકા ૧-૧૭, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૨૮, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧-૧૬, કથાસરિત્સાગર ૮૪ K (પૃ. ૩૧૫), બૃહત્કથામંજરી ૧૬-૧૯, પુનર્ઘટિત પંચતંત્ર ૧-૧૫. હિતોપદેશમાં આ કથા નથી.

તેમજ

લાંબા સમય સુધી જ્યાં અહંકારપૂર્વક વિલાસ કર્યા હોય ત્યાં જ જે મનુષ્ય દીન વચન બોલે છે તે બીજાઓની આગળ નિન્દાપાત્ર ગણાય છે." ૪૧૧.

તે વાણિયાના ઘરમાં પૂર્વપુરુષોએ ઉપાર્જન કરેલી લોઢાના (હજાર) ભારની બનાવેલી તુલા હતી. [૫૬] કોઇ બીજા વાણિયાને ઘેર એ થાપણ તરીકે મૂકીને તે પરદેશ ગયો. પછી ઘણા સમય સુધી દેશાન્તરમાં ભ્રમણ કર્યા પછી ફરીવાર પોતાના નગરમાં આવીને તે શ્રેષ્ઠીને એ કહેવા લાગ્યો, "હે શેઠ ! મેં થાપણ તરીકે મૂકલી પેલી તુલા આપો." તે બોલ્યો "અરે ! તમારી એ તુલા તો નથી. એ તો ઊંદર ખાઇ ગયા." જીર્ણધને કહ્યું, "હે શેઠ ! જો ઊંદરો એ તુલા ખાઈ ગયા હોય તો એમાં તમારો દોષ નથી. સંસાર એવો જ છે આ લોકમાં કંઈ શાશ્વત નથી. હવે હું નદીએ સ્નાન કરવા માટે જાઉં છું માટે તમે આ તમારા બાળકને સ્નાનની સામગ્રી હાથમાં લઈને મારી સાથે મોકલો." પોતે કરેલી ચોરીના ભયથી શંકા ખાઈ ગયેલા તેણે પણ પોતાના પુત્રને કહ્યું, "વત્સ ! આ તારા કાકા સ્નાન કરવા માટે નદીએ જાય છે. માટે સ્નાનની સામગ્રી લઇને તું તેમની સાથે જા." અહો ! ખરું કહ્યું છે કે

ભય, લોભ, અથવા અન્ય કોઇ કાર્યકારણ સિવાય કોઈ પુરુષ કેવળ ભક્તિથી બીજા કોઈનું પ્રિય કરતો નથી. ૪૧૨.

---

૫૬. મૂળમા અહીં लोहभारघटिता तुला છે, જો કે સંગ્રહશ્લોકમાં (૪૦૯) तुलां लोहसहस्रस्य એમ છે. તંત્રાખ્યાયિકામાં तुला लोहसहस्रकृता છે. દક્ષિણ ભારતીય પંચતંત્રમાં लोहसहस्रस्य तुलां છે, કથાસરિત્સાગરમાં अयःपलसहस्रेण घटितां तुलां છે, જ્યારે પૂર્ણભદ્રના પંચાખ્યાનમાં लोहपलसहस्रघटिता तुला છે. સંગ્રહશ્લોકમાંનો ઉલ્લેખ તો બધી જ પાઠપરંપરાઓમાં સમાન છે.

તેમજ

કાર્યકારણ સિવાય જ્યાં અતિ આદર મળે ત્યાં શંકા કરવી; એવી શંકા પરિણામે સુખકારક થાય છે. ૪૧૩.

પછી હર્ષિત મનવાળો તે વાણિયાનો પુત્ર સ્નાનની સામગ્રી લઈને તે અતિથિની સાથે ચાલ્યો. એમ થયા પછી જીર્ણધન વાણિયાએ સ્નાન કરીને તે બાળકને નદી કિનારાની એક ગુફામાં પૂરી દીધો, અને તેનું દ્વાર એક મોટી શિલાથી ઢાંકી દઈને તે સત્વર ઘેર આવ્યો.[૫૭] એટલે પેલા વાણિયાએ તેને પૂછ્યું, "હે અતિથિ! મારો પુત્ર તારી સાથે નદી ઉપર આવ્યો હતો તે ક્યાં ગયો ?" તે બોલ્યો, "નદીના કિનારા ઉપરથી બાજ ઉપાડી ગયો." શ્રેષ્ઠીએ કહ્યું, "હે મિથ્યાવાદી ! શું બાજ તે કદી બાળકનું હરણ કરી શકતો હશે ? માટે મારો બાળક મને આપ, નહિ તો રાજદરબારમાં હું આ વસ્તુ નિવેદન કરું છું." તે બોલ્યો "હે સત્યવાદી ! જેમ બાજ બાળકને હરી જતો નથી તેમ ઊંદર પણ લોઢાના ( હજાર ) ભારની બનાવેલી તુલા ખાઈ જતા નથી. માટે તારે જો બાળકનું પ્રયોજન હોય તો મને તુલા આપી દે." આ પ્રમાણે વિવાદ કરતા તે બન્ને જણા રાજદરબારમાં ગયા. ત્યાં શ્રેષ્ઠી ઊંચે સ્વરે બોલ્યો, "અરે ! અબ્રહ્મણ્યમ્ ! અબ્રહ્મણ્યમ્ ! આ ચોર મારા બાળકને હરી ગયો છે." એટલે ધર્માધિકારીઓ-ન્યાયાધીશોએ તેને કહ્યું, "અરે ! આ શ્રેષ્ઠીનો પુત્ર તું પાછો આપ." તે બોલ્યો, "શું કરું ? હું જોતો હતો અને નદીકિનારેથી એ બાળકને બાજ ઉપાડી ગયો." એ સાંભળીને તેઓ બોલ્યા, "અરે! તું સાચું બોલતો નથી. શું બાજ બાળકને હરી જવાને સમર્થ હોય ખરો ?" તેણે કહ્યું, "અરે ! મારું વચન સાંભળો,

---

૫૭. તંત્રાખ્યાયિકા અને કથાસરિત્સાગરમાં—છોકરાને તેણે પોતાના એક મિત્રના ઘરમાં છુપાવ્યો એમ કહ્યું છે, જ્યારે દક્ષિણ શાસ્ત્રીય પંચતંત્રમાં 'અન્યત્ર ગુપ્ત રાખ્યો' એમ મોઘમ કહ્યું છે.

હે રાજન્ ! ઊંદરો જ્યાં હજાર ભાર લોઢાની તુલા ખાઈ જતા હોય ત્યાં બાજ બાળકને ઉપાડી જાય એમાં શંકા નથી." ૪૧૪.

તેઓ બોલ્યા, "એ કેવી રીતે ?" પછી શેઠે ન્યાયના સભાસદોને આદિથી અંત સુધી સર્વ વૃત્તાન્ત નિવેદન કર્યો. તે સાંભળીને તેઓએ હસીને તે બન્નેને પરસ્પર સમજાવી (એકને) તુલા અને (બીજાને) બાળક અપાવીને સંતોષ્યા.

તેથી હું કહું છું કે—હે રાજન્ ! ઊંદરો જ્યાં હજાર ભાર લોઢાની તુલા ખાઈ જતા હોય ત્યાં બાજ પક્ષી બાળકને ઉપાડી જાય એમાં શંકા નથી.

માટે હે મૂર્ખ ! સંજીવક ઉપરની સ્વામીની કૃપાને નહિ સહન કરી શકતા એવા તેં આ કર્યું છે. અહો ! ખરું કહ્યું છે કે

આ જગતમાં ઘણું કરીને હલકા કુળના મનુષ્યો કુળવાનની, દુર્ભાગી જનો લક્ષ્મીના કૃપાપાત્રની, કૃપણ મનુષ્યો દાતારની, કુટિલ જનો સરળ પ્રકૃતિના મનુષ્યની, નિર્ધનો ધનિકની, કદરૂપા માણસો રૂપવાનની, પાપી લોકો ધર્માત્માની તથા મૂર્ખ જનો વિવિધ શાસ્ત્રોમાં નિષ્ણાત પુરુષની નિન્દા કરે છે. ૪૧૫.

તેમજ

મૂર્ખો પંડિતોનો દ્વેષ કરે છે, નિર્ધનો મોટા ધનિકોનો દ્વેષ કરે છે, પાપીઓ વ્રતધારીઓનો દ્વેષ કરે છે અને વ્યભિચારિણીઓ કુલસ્ત્રીઓનો દ્વેષ કરે છે. ૪૧૬.

હે મૂર્ખ ! હિત કરતાં પણ તેં અહિત કર્યું છે. કહ્યું છે કે

પંડિત શત્રુ સારો, પણ મૂર્ખ હિતકારી નહિ સારો; વાંદરાએ રાજાનો નાશ કર્યો હતો અને ચોરે બ્રાહ્મણોનું રક્ષણ કર્યું હતું." ૪૧૭.

દમનક બોલ્યો, "એ કેવી રીતે ?" કરટક કહેવા લાગ્યો,

## (૨૨) રાજા અને વાંદરો; બ્રાહ્મણો અને ચોર[૫૮]

"(અ) એક વાંદરો કોઇ એક રાજાની સેવામાં સદા પરાયણ બની તેનો અંગસેવક થયો હતો,[૫૯] અને અંતઃપુરમાં પણ કોઈ પ્રકારના અટકાવ વિના ફરતો એવો તે રાજાનો અત્યંત વિશ્વાસ-પાત્ર થયો હતો. એક વાર રાજા નિદ્રાધીન થયો હતો અને વાંદરો પંખો લઈને વાયુ ઢોળતો હતો ત્યારે રાજાના વક્ષઃસ્થળ ઉપર માખી બેઠી. પંખા વડે વારંવાર ઉરાડવા છતાં તે ફરી ફરીને ત્યાં જ બેસવા લાગી. આથી સ્વભાવચપલ એવા તે મૂર્ખ વાંદરાએ કોપાયમાન થઇ, તીવ્ર ખડ્ગ લઈને તે માખી ઉપર પ્રહાર કર્યો. આથી માખી તો ઊડીને ચાલી ગઇ, પરન્તુ તે તીક્ષ્ણ ધારવાળી તરવારથી રાજાના વક્ષઃ-સ્થળના બે ટુકડા થઈ ગયા અને એ મરણ પામ્યો. માટે લાંબું આયુષ્ય ઇચ્છતા રાજાએ મૂર્ખ અનુચર રાખવો નહિ.

---

૫૮. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧–૩૦. પશ્ચિમ ભારતીય પંચતંત્ર અને પંચાખ્યાન સિવાયની પંચતંત્રની બીજી કોઈ પાઠપરંપરામાં આ કથા નથી.

૫૯. પૂર્ણભદ્ર અનુસાર—અંતઃપુરમાં રહેલા રાજાએ નજીકની અશ્વ-શાળામાંના એક વાંદરાને કૌતુકથી પોતાની પાસે રાખ્યો હતો. પ્રાચીન કાળમાં અશ્વશાળામાં વાંદરા રાખવામાં આવતા એ જાણીતું છે. એમ કરવાથી ઉત્તમ અશ્વો રોગ અને દૃષ્ટિદોષમાંથી બચી જતા હોવાની માન્યતા હતી. એને લગતા ઉલ્લેખો અર્થશાસ્ત્ર, બાણકૃત કાદંબરી, હર્ષકૃત રત્નાવલી, હેમચન્દ્રકૃત દ્વયાશ્રયકાવ્ય વગેરેમાં મળે છે. 'બલા એ તવેલા બ સર ઇ મૈમૂન' એ ફારસી કહેવત તથા તે ઉપરથી આવેલી ઉર્દૂ કહેવત 'તબેલે કી બલા બંદર કે સર' એ પણ એ જ માન્યતાની સૂચક છે.

(ચ) વળી એક નગરમાં કોઇ એક મહાવિદ્વાન બ્રાહ્મણ હતો, પણ પૂર્વજન્મના યોગથી તે ચોર તરીકે રહેતો હતો. એ નગરમાં અન્ય દેશથી આવેલા ચાર બ્રાહ્મણોને ઘણી વસ્તુઓ વેચતા જોઇને તે વિચાર કરવા લાગ્યો, "અહો ! કયા ઉપાયથી એમનું ધન હું પ્રાપ્ત કરું ?" આ પ્રમાણે વિચાર કરીને તેમની સમક્ષ અનેક શાસ્ત્રોક્ત સુભાષિતો તથા અતિપ્રિય મધુર વચનો બોલીને એમના મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરીને તે એમની સેવા કરવા લાગ્યો. અથવા ખરું કહ્યું છે કે

વ્યભિચારિણી સ્ત્રી (બનાવટી) લજ્જાવાળી હોય છે, ખારું પાણી શીતળ હોય છે, દંભી મનુષ્ય વિવેકી હોય છે અને ધૂર્તજન મીઠું બોલનારો હોય છે. ૪૧૮.

હવે, તે સેવા કરતો હતો એ સમયમાં જ પેલા બ્રાહ્મણોએ સર્વ વસ્તુઓ વેચીને બહુમૂલ્ય રત્નો ખરીદ્યાં. પછી તેની સમક્ષ તે રત્નો જાંઘની અંદર મૂકીને તેઓએ સ્વદેશમાં જવાની તૈયારી કરી. એટલે પેલો ધૂર્ત બ્રાહ્મણ એ બ્રાહ્મણોને સ્વદેશ જવાને તૈયાર થતા જોઈને વ્યાકુળ ચિત્તવાળો થયો કે "અહો ! આ ધનમાંથી તો મને કંઈ મળ્યું નહિ. માટે એમની સાથે જ જાઉં, માર્ગમાં કયાંક તેઓને ઝેર આપીને મારી નાખીને સર્વ રત્નો ગ્રહણ કરીશ." આ પ્રમાણે વિચાર કરી, તેમની સમક્ષ કરુણ વિલાપ કરીને તે આમ કહેવા લાગ્યો, "હે મિત્રો ! તમે મને એકલાને છોડીને જવા માટે તૈયાર થયા છો. મારું મન તો તમારી સાથે સ્નેહપાશથી બંધાયેલું છે, અને તમારા વિરહના નામમાત્રથી જ એટલું વ્યાકુળ થયું છે કે કયાંય શાન્તિ પામતું નથી. માટે તમે કૃપા કરીને તમારા સહાયક તરીકે મને સાથે લઈ જાઓ." તેનાં વચન સાંભળીને કરુણાર્દ્ર ચિત્તવાળા તે બ્રાહ્મણો તેને સાથે લઇને સ્વદેશમાં જવા માટે નીકળ્યા.

માર્ગમાં તેઓ પાંચે જણા પલ્લી (ભીલોના ગામ) વચ્ચે થઈને નીકળ્યા, એટલે કાગડાઓ કહેવા લાગ્યા, "હે કિરાતો! દોડો! દોડો! સવા લાખ ધનના અધિપતિઓ જાય છે. તેમને મારીને ધન લઈ લો." એટલે કિરાતોએ કાગડાનું વચન સાંભળીને સત્વર જઈને, તે બ્રાહ્મણોને દંડના પ્રહારથી જર્જરિત કરીને વસ્ત્રો ઉતરાવીને તપાસ કરી, પણ કંઈ ધન મળ્યું નહિ. એટલે તે કિરાતો બોલ્યા, "હે પથિકો! કાગડાઓનું વચન અગાઉ કદી જૂઠું પડ્યું નથી, માટે તમારી પાસે ક્યાંક ધન છે, માટે તે આપી દો. નહિ તો સર્વેનો વધ કરીને, ચામડી ચીરીને, પ્રત્યેક અંગ જોઈને ધન લઈશું." પછી તેમનું આ પ્રકારનું વચન સાંભળીને પેલા ચોરબ્રાહ્મણે મનમાં વિચાર્યું, "જો તેઓ આ બ્રાહ્મણોનો વધ કરીને, અંગો તપાસીને રત્નો લઈ લેશે તો પણ મારો તો વધ કરશે, માટે હું પહેલાંજ રત્ન વગરની એવી મારી જાત સમર્પીને આ સર્વને છોડાવું. કહ્યું છે કે

હે મૂર્ખ! મૃત્યુથી શું કામ ડરે છે? ડરેલાને કંઈ મૃત્યુ છોડતું નથી. આજે અથવા સો વર્ષને અંતે પણ પ્રાણીઓનું મૃત્યુ નક્કી છે. ૪૧૯.

તેમજ

ગાયને માટે તથા બ્રાહ્મણને માટે જે મનુષ્ય પ્રાણત્યાગ કરે છે તે સૂર્યનું મંડળ ભેદીને પરમ ગતિને પામે છે." ૪૨૦.

આ પ્રમાણે નિશ્ચય કરીને તેણે કહ્યું, "હે કિરાતો! જો એમ છે તો પહેલાં મારો વધ કરીને તપાસ કરો." પછી તેઓએ એ પ્રમાણે કર્યું, અને તેને ધન વગરનો જોઈને બીજા ચારેને છોડી દીધા.[૬૦]

---

૬૦. પશ્ચિમ ભારતીય પંચતંત્રમાં અહીં જ અને વ કથાઓ તદ્દન જુદી છે, જ્યારે પૂર્ણભદ્રે તે બન્નેને એકત્વ અર્પ્યું છે. પૂર્ણભદ્રમાં—રાજપુત્ર, શ્રેષ્ઠિપુત્ર અને વણિકપુત્રની મૈત્રી હતી અને તેઓ સ્વેચ્છાએ ફર્યા કરતા હતા. આથી ઘેરથી ઠપકો મળતાં તે ત્રણે જણાએ દેશત્યાગ કર્યો. પછી રોહણ—

તેથી હું કહું છું કે—પંડિત શત્રુ સારો પણ મૂર્ખ હિતકારી નહિ સારો; વાંદરાએ રાજાનો નાશ કર્યો હતો અને ચોરે બ્રાહ્મણોનું રક્ષણ કર્યું હતું."

હવે, તેઓ આ પ્રમાણે સંવાદ કરતા હતા ત્યાં તો સંજીવક પિંગલકની સાથે એક ક્ષણ યુદ્ધ કરીને તેના તીક્ષ્ણ નખના પ્રહારોથી અભિહત થતાં મરણ પામીને ધરણી ઉપર પડ્યો. એટલે તેને મરણ પામેલો જોઇને તેના ગુણોના સ્મરણથી આર્દ્ર હૃદયવાળો પિંગલક બોલ્યો, "અરે! સંજીવકનો વધ કરીને મેં પાપીએ અયોગ્ય કર્મ કર્યું છે, કારણ કે વિશ્વાસઘાત કરતાં અધિક કોઈ પાપ નથી. કહ્યું છે કે

મિત્રદ્રોહી, કૃતઘ્ન અને વિશ્વાસઘાતી પુરુષો યાવચ્ચન્દ્રદિવાકરો નરકમાં જાય છે. ૪૨૧.

---

ચલમાં જઇને તેમણે રત્નો મેળવ્યાં અને પાછા વળતાં ચોરથી બચવા તે રત્નો ખોરાકની સાથે ઉદરમાં દાખલ કરી દીધા. એક ચોર રત્નો લેવાની ઇચ્છાથી તેમની સાથે ચાલતો હતો. એમ કરતાં તેઓ એક ચોરપલ્લીમાં દાખલ થયા. ત્યાં એ પંડિતચોરે પોતાના જીવનના ભોગે પેલા ત્રણેને બચાવ્યા. પછી તે ત્રણે જણા કોઇ નગરમા ગયા. ત્યાં રત્નો વેચી ધન પેદા કરી, તે ધનની સહાયથી ત્યાંના રાજાના સૈન્યને ફોડી તેનું રાજ્ય કબજે કર્યું. રાજપુત્ર રાજા થયો, ભટ્ટપુત્ર મંત્રી થયો અને વણિકપુત્ર ભાંડાગારિક થયો. રાજાએ અશ્વશાળામાંના વાંદરાને પોતાનો સેવક બનાવ્યો હતો. ત્યારપછી વાંદરાની મૂર્ખતાને કારણે રાજાનું કેવી રીતે મરણ થયું, એ પશ્ચિમ ભારતીય પંચતંત્રની જેમ જ વર્ણવ્યું છે.

પશ્ચિમ ભારતીય પંચતંત્રમાં 'રાજા અને વાંદરો' એ કથા પહેલી અને 'પંડિત ચોર'ની કથા તે પછી આવે છે. પૂર્ણભદ્રના પંચાખ્યાનમાં તે બન્નેની સંકલના એવી રીતે કરવામાં આવી છે કે 'પંડિત ચોર'ની કથા પહેલી અને 'રાજા અને વાંદરો' એ કથા પછી આવે છે.

વળી મેં સભાની મધ્યમાં સદાકાળ સંજીવકની પ્રશંસા કરી હતી. હવે સભાસદો સમક્ષ હું શું કહીશ? કહ્યું છે કે

પૂર્વે જેને સભાની મધ્યમાં ગુણવાન કહ્યો હોય તેનો દોષ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ થવાથી ડરતા મનુષ્યે કહેવો નહિ." ૪૨૨.

એ પ્રમાણે વિલાપ કરતા પિંગલક પાસે આવીને દમનક સહર્ષ આ પ્રમાણે બોલ્યો, "દેવ! આપનો આ ન્યાય તદ્દન કાયર જણાય છે, કે જેથી દ્રોહકારી એવા એ ઘાસ ખાનારાનો વધ કર્યા પછી આપ આમ શોક કરો છો. રાજાઓને એ છાજતું નથી. કહ્યું છે કે

પિતા, ભાઇ, પુત્ર, પત્ની અથવા મિત્ર જો પ્રાણદ્રોહ કરે તો તેને મારનારને પાપ લાગતું નથી.[૬૧] ૪૨૩. દયાળુ રાજા, સર્વભક્ષી બ્રાહ્મણ, સ્વછંદી સ્ત્રી, દુષ્ટબુદ્ધિ સહાયક,

૬૧. મૂળમા આ શ્લોક નીચે પ્રમાણે છે:

पिता वा यदि वा भ्राता पुत्रो भार्याथवा सुहृत्।
प्राणद्रोहं यदा गच्छेत्तं घ्नतो नास्ति पातकम्॥

પણ દક્ષિણ ભારતીય પંચતંત્ર (૧-શ્લો. ૧૫૩) તથા હિતોપદેશ (૨-શ્લો. ૧૭૬) માં તેનો પાઠ સહેજ જુદો છે:

पिता वा यदि वा भ्राता पुत्रो वा यदि वा सुहृत्।
प्राणद्रोहकरो राज्ञां छेत्तव्यो भूतिमिच्छताम्॥

(અર્થાત્ પિતા, ભાઈ, પુત્ર કે મિત્ર પણ જો પોતાનો પ્રાણદ્રોહ કરે તો સમૃદ્ધિ ઇચ્છતા રાજાએ તેનો ઉચ્છેદ કરવો.)

સામાન્ય મનુષ્યને બદલે રાજાને અનુલક્ષીને આ સૂત્ર કહેલું હોઇ તે સન્દર્ભને અનુરૂપ બને છે અને નિર્દોષ સંજીવકનું મૃત્યુ કંઇક સહ્ય બને છે. પુનર્ઘટિત પંચતંત્રમાં (૧-શ્લો. ૧૭૩) પણ આ બીજા પાઠનો જ સ્વીકાર કરવામાં આવેલો છે.

વિરોધી સેવક અને પ્રમાદી અધિકારી–એટલાંનો ત્યાગ કરવો જોઇએ, કારણ કે તેઓ પોતાના કાર્યને જાણતાં નથી.[૬૨] ૪૨૪.

વળી

કોઈ વાર સત્યયુક્ત અને કોઇ વાર જૂઠથી ભરેલી, કોઈ વાર કઠોર અને કોઇ વાર પ્રિય વચન બોલનારી, કોઈ વાર હિંસક, તો કોઇ વાર દયાળુ, કોઇ વાર ધનપરાયણ તો કોઇ વાર ઉદાર, કોઈ વાર પુષ્કળ વ્યય કરનાર તો કોઇ વાર મોટા ધનસંગ્રહવાળી—આ પ્રમાણે રાજનીતિ એ વેશ્યા સ્ત્રીની જેમ અનેક રૂપ ધારણ કરનારી હોય છે.” ૪૨૫.

આ પ્રમાણે જેને સમજાવવામાં આવ્યો છે એવો પિંગલક સંજીવકના શોકનો ત્યાગ કરીને, દમનકને અમાત્ય-પદ સોંપીને રાજ્ય કરવા લાગ્યો.

મિત્રભેદ નામે આ પહેલું તંત્ર સમાપ્ત થયું.

---

૬૨. આ પછી દક્ષિણ ભારતીય પંચતંત્ર (૧–શ્લો. ૧૫૫), તંત્રાખ્યાયિકા (૧–શ્લો. ૧૮૪) અને પૂર્ણભદ્ર (૧–શ્લો. ૪૩૧) માં નીચેનો શ્લોક વધારે છે, તે રાજનીતિની વિલક્ષણતા સ્ફુટ કરીને સન્દર્ભમાં સારી રીતે બંધ બેસી જાય છે:

न मनुष्यप्रकृतिना राज्यं शक्यं प्रशासितुम् ।
ये हि दोषा मनुष्याणां त एव नृपतेर्गुणाः ॥

(મનુષ્યપ્રકૃતિવાળા માટે રાજ્યનું શાસન ચલાવવાનું શક્ય નથી; મનુષ્યોના જે દોષ છે તે જ રાજાના ગુણ બને છે.)

પુનર્ઘટિત પંચતંત્રમાં (૧–શ્લો. ૧૭૬) આ શ્લોક સ્વીકારવામાં આવેલો છે.

## બીજું તંત્ર–મિત્રસંપ્રાપ્તિ

### કાગડો, ઉંદર, મૃગ અને કાચબો (મુખ્ય કથા)[1]

હવે, મિત્રપ્રાપ્તિ નામે બીજા તંત્રનો આરંભ થાય છે, જેનો પહેલો શ્લોક આ છે—

બુદ્ધિશાળી અને બહુશ્રુત એવા પ્રાજ્ઞ પુરુષો સાધન વિનાના હોય તો પણ, કાગડા ઉંદર મૃગ અને કાચબાની જેમ, પોતાનાં કાર્યો ઝટ સિદ્ધ કરે છે. ૧.

તે વિશે આ પ્રમાણે સાંભળવામાં આવે છે:

દક્ષિણ જનપદમાં મહિલારોપ્ય[2] નામે નગર છે: તેનાથી થોડેક દૂર અનેક પ્રકારનાં પક્ષીઓ જેનાં ફળોનો ઉપભોગ કરતાં હતાં એવું, કીડાઓ વડે જેનાં કોટર છવાયેલાં હતાં એવું તથા જેની છાયામાં વટેમાર્ગુઓ વિશ્રાંતિ લેતા હતા એવું મોટી છાયાવાળું વડનું ઝાડ હતું. અથવા એ યોગ્ય છે કે

જેની છાયામાં પશુઓ નિદ્રા કરે છે, જેનાં પાંદડાં પર ચોપાસ પક્ષીઓનાં ટોળાં બેસે છે, જેનાં કોટરો કીડાઓથી છવાયેલાં છે, જેની ડાળીઓ ઉપર વાંદરા આશ્રય લે છે, તથા જેનાં પુષ્પોનો રસ ભમરાઓ વિશ્વાસથી પીએ

---

૧. કથાસરિત્સાગર ૯૭ (પૃ. ૩૧૭–૧૯). બૃહત્કથામંજરી, ૧૬મા શક્તિયશાલંબકમાં પૃ. ૫૭૨–૭૬. હિતોપદેશમાં આ કથા 'મિત્રલાભ' નામના પહેલા વિભાગમાં આવે છે.

૨. પૂર્ણભદ્રના પચાખ્યાનમાં આ બીજા તંત્રમાં સર્વત્ર નગરનું નામ પ્રમદારોપ્ય છે. અલબત્ત, અર્થદૃષ્ટિએ મહિલારોપ્ય અને પ્રમદારોપ્ય એક જ છે.

છે એવું, પોતાનાં સર્વ અંગો વડે ઘણા જીવોના સમૂહને સુખ આપનારું ઉત્તમ વૃક્ષ સત્પુરુષો વડે પ્રશંસા કરવા યોગ્ય છે; બીજું (નિરુપયોગી) ઝાડ તો પૃથ્વી ઉપર ભારરૂપ છે. ૨.

ત્યાં લઘુપતનક નામે કાગડો રહેતો હતો. તે એક વાર ચારો ચરવા માટે નગર તરફ જતો હતો ત્યાં જુએ છે તો જેણે હાથમાં જાળ લીધેલી છે એવો, કાળા શરીરવાળો, ફાટેલા ચરણવાળો, ઊભા વાળવાળો અને યમદૂત જેવી આકૃતિવાળો એક પુરુષ સામેથી આવતો હતો. હવે, તેને જોઇને તે વિચાર કરવા લાગ્યો કે “ આ દુરાત્મા અત્યારે મારા આશ્રયસ્થાન એવા વડના ઝાડ તરફ આવે છે, માટે આજે એ વડ ઉપર રહેનારાં પક્ષીઓનો વિનાશ થશે કે શું એ હું જાણતો નથી.” એ પ્રમાણે અનેક પ્રકારે વિચાર કરીને, તેજ ક્ષણે પાછો વળીને એ વટવૃક્ષ ઉપર જઇને તે સર્વ પક્ષીઓને તેણે કહ્યું, “ અરે ! પેલો દુરાત્મા પારધિ હાથમાં જાળ અને ચોખા લઈને આવે છે. માટે તમારે તેનો કોઈ રીતે વિશ્વાસ કરવો નહિ. એ જાળ પાથરીને ચોખા વેરશે. તે ચોખાને તમારે સર્વેએ હળાહળ વિષ જેવા ગણવા.” તે આ પ્રમાણે કહેતો હતો ત્યાં તો એ પારધિ વટવૃક્ષની નીચે આવીને જાળ પાથરીને સિન્દુવારનાં પુષ્પ જેવા સફેદ ચોખા વેરીને થોડેક દૂર જઇને છાનોમાનો ઊભો રહ્યો. હવે, ત્યાં જે પક્ષીઓ રહેતાં હતાં તે પણ લઘુપતનકના વાક્યરૂપી આગળાથી અટકીને તે ચોખાને હળાહળના અંકુર સમાન ગણીને છાનાંમાનાં બેસી રહ્યાં.

એ સમયે ચિત્રગ્રીવ નામે કપોતનો રાજા એક હજાર

પરિવારની સાથે ચારો ચરવા માટે પરિભ્રમણ કરતો હતો, તેણે એ ચોખાના દાણા દૂરથી જોયા ત્યાં લઘુપતનકે તેને અટકાવ્યો, છતાં જીભની લોલુપતાથી તે ખાવા માટે એ જાળ ઉપર આવ્યો, એટલે પરિવાર સહિત બંધાઈ ગયો. અથવા ખરું કહ્યું છે કે

પાણીમાં રહેતાં અજ્ઞાની માછલાંની જેમ જિહ્વારસમાં આસક્ત થયેલાં અજ્ઞાનીઓનો અણધાર્યો નાશ થાય છે. ૩.

અથવા તો એમાં એનો દોષ નથી, કારણ કે

પરસ્ત્રીનું હરણ કરવામાં રહેલો દોષ રાવણે કેમ જાણ્યો નહિ? સુવર્ણના મૃગની અસંભવિતતા રામના પણ જાણવામાં કેમ આવી નહિ? યુધિષ્ઠિરે પાસાની રમત વડે એકાએક અનર્થ કેમ વહોરી લીધો? નજદીકમાં આવેલી વિપત્તિ વડે જેમનાં મન મૂઢ થયેલાં હોય છે તેમની બુદ્ધિ ઘણું કરીને ક્ષીણ થાય છે. ૪.

તેમજ

યમના પાશમાં બંધાયેલા અને દૈવે જેમનું મન રૂંધી લીધું હોય છે એવા મહાપુરુષોની બુદ્ધિઓ પણ આડે માર્ગે ચાલનારી બને છે. ૫.

એ સમયે પારધિ તે કપોતોને બંધાયેલાં જાણીને હર્ષિત મનવાળો થઇ લાકડી ઊંચી કરીને તેમનો વધ કરવા માટે દોડયો. ચિત્રગ્રીવ પણ પરિવાર સહિત પોતાને બંધાયેલો જાણીને તથા પારધિને આવતો જોઇને તે કપોતોને કહેવા લાગ્યો, "અહો! તમારે ડરવું નહિ. કહ્યું છે કે

સર્વ દુઃખોમાં પણ જેની બુદ્ધિ ક્ષીણ થતી નથી તે

મનુષ્ય એ બુદ્ધિના પ્રભાવથી નિઃસંશય એ દુઃખોનો પાર પામે છે ૬.

માટે આપણે સર્વે પાશ અને જાળ સહિત રમત માત્રમાં ઊડીને તેની નજર બહાર જઇ મુક્તિ મેળવીએ; એમ નહિ કરતાં ભયથી વ્યાકુળ ચિત્તવાળા બની ઉતાવળે ઊડી નહિ જાઓ તો મૃત્યુ પામશો. કહ્યું છે કે

તંતુઓ બારીક હોય તો પણ સદા લાંબા, વિપુલ અને સરખા હોય તો પોતાના બહુત્વને કારણે ઘણા બળને સદા સહન કરી શકે છે; એ ઉપમા સત્પુરુષોને પણ લાગુ પડે છે.” ૭.

તેમણે એ પ્રમાણે કર્યું, એટલે જાળને લઇને આકાશમાં ઊડતાં એ કપોતોની પાછળ પારધિ ભૂમિ ઉપર રહેલો હોવા છતાં દોડ્યો. પછી ઊંચું મુખ કરીને તે શ્લોક બોલ્યો,

“ આ પક્ષીઓ એકસંપ થઇ જાળ લઇને જાય છે, પણ જ્યારે તેઓ પરસ્પર વિવાદ કરશે ત્યારે અવશ્ય નીચે પડશે એમાં સંશય નથી.” ૮.

લઘુપતનક પણ ચારો ચરવાની ક્રિયા છોડીને ‘ હવે શું થશે ?’ એ પ્રકારના કુતૂહલથી તેની પાછળ પાછળ જવા લાગ્યો. પછી એ કપોતોને દૃષ્ટિમર્યાદાની બહાર ગયેલાં જાણીને તે પારધિ નિરાશ થઇને આ શ્લોક બોલતો પાછો વળ્યો,

“ જે ન થવાનું હોય તે થતું નથી અને જે થવાનું હોય તે વિના યત્ને પણ થાય છે; જેની ભવિતવ્યતા ન હોય તે વસ્તુ હાથમાં આવેલી હોય તો પણ નાશ પામે છે. ૯.

તેમજ

નસીબ જ્યારે અવળું હોય ત્યારે કોઇ રીતે ધનનો લાભ થાય તો તે શંખનિધિની (લપોડશંખની)[3] જેમ બીજા ધનને પણ પોતાની સાથે લઇને ચાલ્યો જાય છે. ૧૦.

એટલે મારે માટે હવે પક્ષીઓનાં માંસનો લાભ તો એક બાજૂ રહ્યો, પણ કુટુંબની આજીવિકાના સાધનરૂપ એવી મારી જાળ પણ ગઈ."

ચિત્રગ્રીવ પણ પારધિને દૃષ્ટિમર્યાદાની બહાર ગયેલો જાણીને કપોતોને કહેવા લાગ્યો, "અરે! એ દુરાત્મા પારધિ પાછો વળ્યો છે, માટે તમે સર્વે સ્વસ્થ થઈને મહિલારોપ્યના ઈશાન ખૂણામાં ચાલો. ત્યાં મારો મિત્ર હિરણ્યક નામે ઊંદર રહે છે. તે સર્વેના પાશ કાપી નાખશે. કહ્યું છે કે

સર્વે મર્ત્ય પ્રાણીઓ ઉપર જ્યારે સંકટ આવી પડે છે ત્યારે મિત્ર સિવાય બીજો કોઇ કેવળ વાણીથી પણ સહાય કરતો નથી." ૧૧.

---

૩. અહીં 'પંચતંત્ર'કાર નીચેની લોકવાર્તાનો નિર્દેશ કરતો લાગે છે: એક બ્રાહ્મણે મહાદેવને પ્રસન્ન કરીને તેમની પાસેથી શંખનિધિ—માગ્યું ધન આપનારો શંખ મેળવ્યો હતો. બ્રાહ્મણનો પડોશી એક વાણિયો એ શંખ ચોરી ગયો. આથી દુઃખી થઈને બ્રાહ્મણે મહાદેવ પાસેથી એ શંખ કરતાંયે વધારે ફલદાયી દેખાતો એક મિથ્યા શંખ—'લપોડ શંખ' મેળવ્યો. 'લપોડ શંખ ! દે લાખ ! ' એમ કહેવામાં આવતાં એ શંખ તુરત 'લે ને સવા લાખ !' એવો પ્રત્યુત્તર દેતો, પણ ખરેખર કંઈજ આપતો નહોતો. પણ આ પ્રકારના મિથ્યા શબ્દથી લોભાઇને વાણિયાએ પેલો સાચો શંખ-નિધિ તેમજ પોતાનું તમામ દ્રવ્ય આપીને બદલામાં બ્રાહ્મણ પાસેથી 'લપોડ શંખ' લીધો હતો અને પરિણામે તે દરિદ્ર બની ગયો હતો.

એ પ્રમાણે ચિત્રગ્રીવે તે કપોતોને સૂચના કરી, એટલે તેઓ મહિલારોપ્ય નગરના ઈશાન ખૂણામાં આવેલા હિરણ્યકના બિલદુર્ગ ( દરરૂપી દુર્ગ ) પાસે આવી પહોંચ્યાં. હિરણ્યક પણ હજાર મુખવાળા એ બિલદુર્ગમાં નિર્ભયપણે સુખપૂર્વક રહેતો હતો. અથવા આ ખરું કહ્યું છે કે

દાઢ વિનાના સાપને, મદ વિનાના હાથીને તેમજ દુર્ગ વિનાના રાજાને સર્વ વશ કરી શકે છે. ૧૨.

તેમજ

યુદ્ધમાં રાજાઓનું જે કાર્ય હજાર હાથીથી અથવા લાખ ઘોડાથી સિદ્ધ થતું નથી તે એક દુર્ગથી સિદ્ધ થાય છે. ૧૩. કિલ્લામાં રહેલો એક ધનુર્ધારી ( બહાર રહેલા ) સો સામે ટક્કર ઝીલી શકે છે; આથી નીતિશાસ્ત્રવિદ્ મનુષ્યો દુર્ગની પ્રશંસા કરે છે. ૧૪.

પછી બિલ પાસે આવીને ચિત્રગ્રીવ બોલ્યો, "હે મિત્ર હિરણ્યક! સત્વર આવ. હું મોટા દુઃખમાં છું." તે સાંભળીને હિરણ્યક પણ બિલદુર્ગની અંદર જ રહીને બોલ્યો, "અરે! તું કોણ છે? અને કેમ આવ્યો છે? તારે શું કામ છે? તારી દુઃખી અવસ્થા કેવી છે? તે કહે." એ સાંભળીને ચિત્રગ્રીવ બોલ્યો, "અરે! હું ચિત્રગ્રીવ નામે કપોતરાજ તારો મિત્ર છું. માટે તું સત્વર આવ. તારું મોટું કામ છે." એ સાંભળીને રોમાંચિત શરીરવાળો, હર્ષિત આત્માવાળો તથા સ્થિર થયેલા મનવાળો તે હિરણ્યક ત્વરાપૂર્વક બહાર નીકળ્યો. અથવા આ ખરું કહ્યું છે કે

સ્નેહસંપન્ન અને લોચનને આનંદ આપનારા મિત્રો મહાત્મા—મોટા મનવાળા ગૃહસ્થોને ઘેર નિત્ય આવે છે[૪] ૧૫.

તેમજ

જેને ઘેર નિત્ય અતિથિઓ આવે છે તેને ચિત્તમાં જે સુખ થાય છે તે સુખ સ્વર્ગનાં પણ મળતું નથી ૧૬.

પછી પરિજન સહિત ચિત્રગ્રીવને બંધાયેલો જોઇને હિરણ્યકે વિષાદપૂર્વક આ પ્રમાણે કહ્યું, "અરે! આ શું?" ચિત્રગ્રીવે કહ્યું, "અરે! તું જાણે છે છતાં શું પૂછે છે? કારણ, કહ્યું છે કે

જે કારણથી, જેને લીધે, જેવી રીતે, જ્યારે, જે, જેટલું અને જ્યાં જે મનુષ્યનું પોતાનું શુભાશુભ કર્મ હોય છે તે કારણથી, તેને લીધે, તેવી રીતે, ત્યારે, તે, તેટલું, અને ત્યાં તે મનુષ્યને કાળે કરીને પ્રાપ્ત થાય છે. ૧૭.

તો મેં આ દુઃખ જીભની લોલુપતાથી પ્રાપ્ત કર્યું છે. માટે તું અમને પાશમાંથી મુક્ત કર; એમાં વિલંબ કરીશ નહિ" તે સાંભળીને હિરણ્યક બોલ્યો,

"જે પક્ષી દોઢસો યોજન દૂરથી માંસ જુએ છે તે પણ પાસે જ રહેલું બંધન દૈવયોગે જોઇ શકતું નથી. ૧૮.

તેમજ

સૂર્ય અને ચંદ્રને ગ્રહથી થતી પીડા, હાથી સર્પ અને પક્ષીઓનું બંધન તથા બુદ્ધિશાળી પુરુષોની દરિદ્રતા

---

૪. 'બોમ્બે સંસ્કૃત સિરીઝ'ની વાચનામાં नागच्छन्ति પાઠ છે, પણ નિર્ણયસાગર પ્રેસની અને કાળેની વાચનાઓમાં आगच्छन्ति છે, તે મેં સ્વીકાર્યો છે.

જોઇને મને વિચાર થાય છે કે 'અહો! દૈવ જ બળવાન છે.' ૧૯.

તેમજ

આકાશમાં એકાન્તે વિહાર કરનારાં પક્ષીઓ પણ આપત્તિ પ્રાપ્ત કરે છે; નિપુણ જનો અગાધ જળમાં રહેલાં મત્સ્યોને સમુદ્રમાંથી બાંધે છે; આ જગતમાં દુષ્કૃત્ય કયું છે અને સુકૃત્ય કયું છે? સારું સ્થાન મેળવવામાં પણ કયો ગુણ છે? કાળ પોતાનો હાથ પ્રસારીને દૂરથી પણ સર્વેને પકડી લે છે." ૨૦.

એ પ્રમાણે કહીને ચિત્રગ્રીવનો પાશ છેદવાને તૈયાર થયેલા હિરણ્યકને ચિત્રગ્રીવે કહ્યું, "ભદ્ર! એમ ન કરીશ. પહેલાં મારા સેવકોનો પાશ કાપ; પછી મારો પણ કાપજે." એ સાંભળીને કોપાયમાન થયેલો હિરણ્યક બોલ્યો, "અરે! તેં યોગ્ય ન કહ્યું, કારણ કે સેવકો સ્વામીની પછી જ હોય છે." ચિત્રગ્રીવે કહ્યું, "ભદ્ર! એમ ન બોલ. આ બિચારા મારા આશ્રયે રહેલા છે. વળી પોતાનું કુટુંબ છોડીને આવેલા છે. તો પછી તેમનું આટલું સન્માન પણ હું કેમ ન કરું? કહ્યું છે કે

જે રાજા સેવકોનું અધિક સન્માન કરે છે તેને દરિદ્રાવસ્થામાં જોઇને પણ સેવકો તેનો કદી ત્યાગ કરતા નથી. ૨૧.

તેમજ

વિશ્વાસ એ સંપત્તિનું મૂળ છે કે જેથી કરીને હાથી યૂથનો અધિપતિ થાય છે; સિંહ પશુઓનો અધિપતિ હોવા છતાં પશુઓ તેની સેવા કરતાં નથી. ૨૨.

વળી મારો પાશ કાપતાં કદાચ તારા દાંત પડી જાય અથવા દુરાત્મા પારધિ આવી પહોંચે તો (મારા સેવકો છૂટી શકે નહિ, અને) ખરેખર હું નરકમાં જ પડું. કહ્યું છે કે

સદાચારી સેવકો દુઃખ ભોગવતા હોય અને જે સ્વામી સુખ ભોગવે તે નરકમાં જાય છે તથા આ લોકમાં અને પરલોકમાં દુઃખ પામે છે." ૨૩.

એ સાંભળીને હર્ષ પામેલો હિરણ્યક બોલ્યો, "અરે ભાઇ! હું રાજધર્મ જાણું છું. પણ મેં તારી પરીક્ષા કરી. માટે પહેલાં હું સર્વ પક્ષીઓના પાશ કાપી નાખીશ. તું પણ એ રીતે ઘણાં કપોતોના પરિવારવાળો થઇશ કહ્યું છે કે

જે રાજા સેવકો ઉપર સદા દયાભાવ રાખે છે અને તેમને દ્રવ્યાદિની ભેટ આપે છે તે ત્રૈલોકયનું પણ રક્ષણ કરવાને સમર્થ થાય છે." ૨૪.

એમ કહીને સર્વેના પાશ કાપી નાખીને હિરણ્યકે ચિત્રગ્રીવને કહ્યું, "મિત્ર! હવે તું તારા નિવાસસ્થાને જા. ફરી વાર આપત્તિ આવી પડતાં તારે અહીં આવવું." એ પ્રમાણે એ કપોતોને વિદાય આપીને પુનઃ તે પોતાના દુર્ગમાં પ્રવેશ્યો. પરિવાર સહિત ચિત્રગ્રીવ પણ પોતાના નિવાસસ્થાને ગયો. અથવા આ ખરું કહ્યું છે કે

મિત્રવાન મનુષ્ય દુઃસાધ્ય વસ્તુઓ પણ સિદ્ધ કરે છે, માટે પોતાના સમાન એવા મિત્રો કરવા. ૨૫.

લઘુપતનક પણ ચિત્રગ્રીવના બંધન અને મુક્તિની આ સર્વ ઘટના જોઇને મનમાં વિસ્મય પામીને વિચાર કરવા લાગ્યો, "અહો! આ હિરણ્યકની બુદ્ધિ, શક્તિ અને દુર્ગની સામગ્રી કેવી છે! પક્ષીઓને માટે બંધનમાંથી છૂટવાની આજ

રીત છે. હું ચંચલ પ્રકૃતિવાળો હોવાથી કોઇનોયે વિશ્વાસ કરતો નથી, તોપણ આને મિત્ર બનાવું. કહ્યું છે કે

વિદ્વાનો સંપૂર્ણતાયુક્ત હોય તો પણ તેમણે મિત્રો કરવા; સમુદ્ર પરિપૂર્ણ હોવા છતાં ચંદ્રોદયની અપેક્ષા રાખે છે."૨૬.

એ પ્રમાણે વિચાર કરીને વૃક્ષ ઉપરથી ઊતરીને બિલદ્વાર પાસે આવીને તેણે ચિત્રગ્રીવ જેવો શબ્દ કરીને હિરણ્યકને બોલાવ્યો, "આવ, આવ! હે હિરણ્યક! આવ!" એ શબ્દ સાંભળીને હિરણ્યક પણ વિચાર કરવા લાગ્યો, "શું બીજો કોઇ કપોત જાળમાં બંધાયેલો રહી ગયો હશે, તેથી એ મને બોલાવતો હશે?" અને પછી તેણે કહ્યું, "અરે! તું કોણ છે?" તે બોલ્યો, "હું લઘુપતનક નામે કાગડો છું." એ સાંભળીને દરમાં વિશેષ લપાઈ જઇને હિરણ્યક બોલ્યો, "અરે! તું આ સ્થાનેથી જલદી ચાલ્યો જા." કાગડાએ કહ્યું, "હું તારી પાસે મહત્ત્વના કાર્ય માટે આવ્યો છું તો તું મને દર્શન પણ કેમ આપતો નથી?" હિરણ્યક બોલ્યો, "તારા સમાગમનું મને પ્રયોજન નથી." તેણે કહ્યું, "તારી પાસેથી ચિત્રગ્રીવને બંધનમાંથી મુક્તિ મળી તે મેં જોયું છે. તેથી તારા ઉપર મને મોટી પ્રીતિ થઈ છે. કદાચ હું બંધનમાં પડું તો મને તારી પાસેથી મુક્તિ મળશે. માટે મારી સાથે મૈત્રી કર." હિરણ્યક બોલ્યો, "અહો! તું ભક્ષક છે અને હું તારું ભક્ષ્ય છું. માટે તારી સાથે મારી મૈત્રી કેવી? માટે મૈત્રીના વિરોધને કારણે તું અહીંથી ચાલ્યો જા. કહ્યું છે કે

જેમનું સમાન ધન અને સમાન કુળ હોય તેમની વચ્ચે જ મૈત્રી અને વિવાહ થાય છે; સબળ અને નિર્બળની વચ્ચે થતાં નથી. ૨૭.

તેમજ

જે દુર્બુદ્ધિ અને મૂઢ મનુષ્ય પોતાનાથી ઊતરતા અથવા ચઢિયાતા એવા વિસદૃશ મનુષ્ય સાથે મૈત્રી કરે છે તે હાસ્યપાત્ર થાય છે. ૨૮.

માટે તું જા." કાગડો બોલ્યો, "હે હિરણ્યક ! આ હું તારા દુર્ગદ્વાર ઉપર બેઠો છું. જો તું મૈત્રી કરીશ તો હું ચારો ચરીશ. નહિ તો હું મૃત્યુ પર્યંત ઉપવાસ કરીશ." હિરણ્યક બોલ્યો, "અરે ! તું કે જે મારો શત્રુ છે તેની સાથે હું શી રીતે મૈત્રી કરું ? કહ્યું છે કે

શત્રુની સાથે ગાઢ સંધિથી પણ મિત્રતા કરવી નહિ; પાણી સારી રીતે ગરમ થયેલું હોય તો પણ તે અગ્નિને બુઝાવી જ નાખે છે." ૨૯.

કાગડો બોલ્યો, "અરે, તારી સાથે દર્શન-મિલન જ થયું નથી તો પછી વેર ક્યાંથી હોય ? માટે અનુચિત કેમ બોલે છે ?" હિરણ્યકે કહ્યું, "વેર બે પ્રકારનું હોય છે- સહજ અને કૃત્રિમ. તું અમારો સહજ વૈરી છે. કહ્યું છે કે

કૃત્રિમ વેર કૃત્રિમ ગુણોથી ઝટ નાશ પામે છે, પણ સહજ વેર પ્રાણદાન વિના નાશ પામતું જ નથી" ૩૦.

કાગડો બોલ્યો, "અરે ભાઇ ! દ્વિવિધ વેરનું લક્ષણ હું સાંભળવા ઇચ્છું છું, માટે કહે." હિરણ્યકે કહ્યું, "કારણથી થયેલું વેર કૃત્રિમ ગણાય છે. તે તેને યોગ્ય ઉપકાર કરવાથી દૂર થાય છે. પણ સ્વાભાવિક વેર કોઈ રીતે દૂર થતું નથી; જેમ કે-નોળિયા અને સાપનું, ઘાસ ખાનારાં અને નખરૂપી આયુધવાળાં ( માંસાહારી ) પ્રાણીઓનું, જળ અને અગ્નિનું, દેવ અને દૈત્યનું, કૂતરા અને બિલાડાનું,

ધનવાન અને દરિદ્રોનું, શોકયોનું, સિંહ અને હાથીનું, પારધિ અને હરણાંનું, શ્રોત્રિયો અને ક્રિયાભ્રષ્ટોનું, પતિવ્રતા અને કુલટાનું, સજ્જન અને દુર્જનનું. કોઇએ કોઇનો નાશ કર્યો નથી, તો પણ તેઓ એકબીજાના પ્રાણને પીડયાં કરે છે." કાગડો બોલ્યો, "માટે તે વેર અકારણ છે. મારું વચન સાંભળ,

પ્રાણીઓ કારણથી મિત્રતા પામે છે અને કારણથી શત્રુતા પામે છે; માટે આ જગતમાં બુદ્ધિમાને મિત્રતા જ કરવી, વેર કરવું નહિ. ૩૧.

માટે મિત્રધર્મને માટે તું મારો સમાગમ કર." હિરણ્યક બોલ્યો, "અરે ભાઇ! તું નીતિનો સાર સાંભળ.

મિત્ર હોવા છતાં એક વાર શત્રુભાવને પામેલા મનુષ્ય સાથે જે સંધિ કરવાની ઇચ્છા રાખે છે તે, મૃત્યુ ઉપજાવનારો ગર્ભ ધારણ કરવાથી જેમ ખચ્ચરી મરણ પામે છે તેમ, મરણ પામે છે. ૩૨.

અથવા 'હું ગુણવાન છું, તેથી મારી સામે કોઇ વેર નહિ લે' એવું પણ સંભવતું નથી. કહ્યું છે કે

વ્યાકરણના કર્તા પાણિનિના પ્રિય પ્રાણને સિંહે હર્યા હતા, મીમાંસાશાસ્ત્રના કર્તા જૈમિનિ મુનિનો હાથીએ એકાએક નાશ કર્યો હતો, છંદઃશાસ્ત્રના જ્ઞાનના સમુદ્ર સમાન પિંગલને મગરે સમુદ્રના તટ ઉપર મારી નાખ્યા હતા; અજ્ઞાનથી જેમનું ચિત્ત આવૃત થયેલું છે એવાં તથા અતિ કોપશીલ તિર્યંચોને-પશુપક્ષીઓને ગુણોથી શું? (અર્થાત્ તેઓ ગુણોનો વિચાર કરતાં નથી.)"

કાગડો બોલ્યો, "એમ છે તો પણ સાંભળ,

ઉપકારથી લોકોની સાથે મૈત્રી થાય છે, કોઇ નિમિત્ત મળવાથી પશુપક્ષીઓ સાથે મૈત્રી થાય છે, ભય અને લોભથી મૂર્ખોની સાથે મૈત્રી થાય છે, અને માત્ર દર્શનથી સજ્જનો સાથે મૈત્રી થાય છે. ૩૪.

હું સજ્જન છું. વળી હું સોગન વગેરે લઇને તને નિર્ભય કરીશ." તે ઊંદર બોલ્યો, "તારા સોગનમાં મને વિશ્વાસ નથી. કહ્યું છે કે

શત્રુની સાથે સોગન ખાઇને સંધિ કરવામાં આવી હોય તો પણ તેનો વિશ્વાસ કરવો નહિ; મૈત્રીના સોગન લીધા પછી પણ ઇન્દ્રે વૃત્રાસુરનો વધ કર્યો હતો. ૩૫. દેવતાઓ પણ વિશ્વાસ પેદા કર્યા સિવાય શત્રુને વશ કરી શકતા નથી; વિશ્વાસનો લાભ લઇને ઇન્દ્રે દિતિના ગર્ભને ચીરી નાખ્યો હતો. ૩૬.

વળી

જે પોતાની ઉન્નતિ, આયુષ્ય અને સુખ ઇચ્છતો હોય એવા બુદ્ધિમાન પુરુષે બૃહસ્પતિનો પણ વિશ્વાસ કરવો નહિ. ૩૭.

તેમજ

પાણીનું પૂર ધીરેથી નૌકામાં દાખલ થઇને પછી તેનો નાશ કરે છે તે પ્રમાણે શત્રુ પણ અત્યંત સૂક્ષ્મ છિદ્રદ્વારા અંદર પ્રવેશીને નાશ કરે છે. ૩૮. અવિશ્વાસુનો વિશ્વાસ કરવો નહિ અને વિશ્વાસુનો પણ વિશ્વાસ કરવો નહિ; વિશ્વાસ કરવાથી ઉત્પન્ન થયેલો ભય મૂળને પણ કાપી નાખે છે. ૩૯. દુર્બળ એવા અવિશ્વાસુનો વધ બળવાનો

પણ કરી શકતા નથી, અને બળવાન એવા વિશ્વાસુઓનો દુર્બળો પણ ઝટ નાશ કરી નાખે છે. ૪૦. વિષ્ણુગુપ્ત કહે છે કે સત્કૃત્યો કરવાં, ભાર્ગવ કહે છે કે મિત્રો પ્રાપ્ત કરવા, બૃહસ્પતિ કહે છે કે કોઇનો વિશ્વાસ ન કરવો—આ ત્રણ પ્રકારનો નીતિમાર્ગ છે.[5] ૪૧.

તેમજ

પોતાથી વિરક્ત એવી પત્નીઓને ઘણી સમૃદ્ધિ સોંપીને જેઓ તેમનામાં વિશ્વાસ રાખે છે તેમના જીવનનો ત્યાં જ અંત આવે છે." ૪૨.

એ સાંભળીને લઘુપતનક પણ નિરુત્તર થઈને વિચાર કરવા લાગ્યો, "અહો! નીતિના વિષયમાં આનું બુદ્ધિકૌશલ્ય કેટલું છે! અથવા એ જ કારણથી મને એની સાથે મૈત્રી કરવા માટે પક્ષપાત થયો છે" પછી તે બોલ્યો, "હે હિરણ્યક!

સાત પગલાં સાથે ચાલવાથી મિત્રતા થાય છે એવું વિદ્વાનો કહે છે, તેથી તું પરાણે પણ મિત્રતાને પામ્યો છે, માટે મારું વચન સાંભળ. ૪૩.

તને જો આમ વિશ્વાસ આવતો ન હોય તો નિત્ય તારા બિલદુર્ગમાં રહ્યાં રહ્યાં જ તું ગુણદોષ આદિ દર્શાવનારાં

---

૫. સં. ૧૫૩૨ વાળી હાથપ્રતમાં અહીં નીચેનો શ્લોક છે તે રસપ્રદ હોવા સાથે ઔચિત્યપૂર્ણ છે—

जीर्णे भोजनमात्रेयः कपिलः प्राणिनां दया ।
बृहस्पतिरविश्वासः पाञ्चालः स्त्रीषु मार्दवम् ॥

(અર્થાત્ આત્રેય કહે છે કે ખાધેલું પચી જાય પછી ભોજન કરવું, કપિલ કહે છે કે પ્રાણીઓ પ્રત્યે દયા રાખવી, બૃહસ્પતિ કહે છે કે કોઇનો વિશ્વાસ ન કરવો, પાંચાલ કહે છે કે સ્ત્રીઓ પ્રત્યે મૃદુતા રાખવી.)

સુભાષિતો અને કથાઓનો વાર્તાલાપ મારી સાથે કરજે." તે સાંભળીને હિરણ્યકે પણ વિચાર કર્યો, "આ લઘુપતનક વિદગ્ધ વચનવાળો અને સાચાબોલો જણાય છે. માટે તેની સાથે મૈત્રી કરવી યોગ્ય છે." (આમ વિચારી તે બોલ્યો, "ભદ્ર! એમ છે તો તારી સાથે મારી મૈત્રી ભલે થાય,)[૬] પણ તારે કદી મારા દુર્ગમાં પગ પણ મૂકવો નહિ. કહ્યું છે કે

શત્રુ પહેલાં ધીરે ધીરે ડરતો ડરતો પૃથ્વી ઉપર ડગલાં ભરે છે અને પછી જારનો હાથ સ્ત્રીઓ ઉપર પડે તે પ્રમાણે તે ઝડપથી આગળ વધે છે." ૪૪.

એ સાંભળી કાગડો બોલ્યો, "ભદ્ર! એમ થાઓ." એ પછી તે બન્ને સુભાષિતગોષ્ઠિનું સુખ અનુભવતા ત્યાં રહેવા લાગ્યા અને પરસ્પર ઉપર ઉપકાર કરતા સમય ગાળવા લાગ્યા. લઘુપતનક પણ પ્રીતિવશતાથી માંસના ટુકડા, પવિત્ર બલિશેષ અને બીજાં પકવાન્નો હિરણ્યકને માટે લાવતો હતો. હિરણ્યક પણ ચોખા તથા બીજા ભક્ષ્ય પદાર્થો લઘુપતનકને માટે રાત્રે લાવીને યોગ્ય સમયે આવેલા એવા તેને અર્પણ કરતો હતો. અથવા બન્નેને માટે એ યોગ્ય હતું. કહ્યું છે કે

આપવું અને લેવું, છાની વાત કહેવી અને પૂછવી, ખાવું અને ખવરાવવું—પ્રીતિનું આ છ પ્રકારનું લક્ષણ છે. ૪૫. ઉપકાર કર્યા વિના કોઇને કદી પ્રીતિ થતી નથી, કેમકે

---

૬. કૌંસમા મૂકવામા આવેલો પાઠ બોમ્બે સંસ્કૃત સિરીઝની, નિર્ણયસાગર પ્રેસની કે કાળેની વાચનાઓમા નથી. એ પાઠ પાટણના હેમચન્દ્રાચાર્ય જ્ઞાનમન્દિરમાંની લખ્યા સાલ વિનાની એક હાથપ્રતમાંથી લીધો છે. સન્દર્ભ માગે છે કે એ પાઠ ત્યા હોવો જોઇએ. મૂળ હાથપ્રતમાંના શબ્દો આ પ્રમાણે છે—आह च। भद्र यद्येवं तत्त्वया सह मैत्री मेऽस्तु।

દેવો પણ માનતા કરવાથી અભીષ્ટ વસ્તુ આપે છે. ૪૬. જ્યાંસુધી વસ્તુ આપવામાં આવે છે ત્યાંસુધી જગતમાં પ્રીતિ રહે છે; વાછરડું પણ દૂધ ક્ષીણ થયેલું જોઇને માતાનો ત્યાગ કરે છે. ૪૭. તુરત જ ખાત્રી કરાવી આપનારું એવું દાનનું માહાત્મ્ય જો, કે જેના પ્રભાવથી શત્રુ પણ તે જ ક્ષણે મિત્રતાને પામે છે. ૪૮. વિવેકરહિત પશુની દૃષ્ટિએ પણ પુત્ર કરતાંયે દાન અધિક વહાલું છે એમ હું માનું છું; કેમકે ખાવા માટે ખોળ આપવાથી બચ્ચાવાળી ભેંસ પણ નિત્ય બધું જ દૂધ આપી દે છે તે જુઓ. ૪૯.

વધારે શું કહેવું ?

ઊંદર અને કાગડો, નખ અને માંસની જેમ, ગાઢ અને દુર્ભેદ્ય પ્રીતિ બાંધીને કૃત્રિમ મિત્રતાને પામ્યા. ૫૦.

એ પ્રમાણે કાગડાના ઉપકારોથી રંજિત થયેલો ઊંદર એટલો બધો વિશ્વાસ રાખનો થયો કે તેની પાંખની અંદર પેસીને સદાકાળ એની સાથે ગોષ્ઠિ કરતો હતો.

હવે, એક દિવસે અશ્રુપૂર્ણ નયનવાળો કાગડો ઊંદર પાસે આવીને ગદ્ગદ્ વચનથી કહેવા લાગ્યો, "ભદ્ર હિરણ્યક ! હવે મને આ દેશ પર વિરાગ થયો છે. માટે હું અન્યત્ર જઇશ." હિરણ્યક બોલ્યો, "ભદ્ર ! તારા વિરાગનું શું કારણ છે ?" તેણે કહ્યું, "ભદ્ર ! સાંભળ. આ દેશમાં ભારે અનાવૃષ્ટિને કારણે દુષ્કાળ પડ્યો છે. દુષ્કાળમાં ભૂખથી પીડાતા હોવાને કારણે કોઈ લોકો કાગડાને બિલકુલ બલિ આપતા નથી. વળી ભૂખે મરતાં લોકોએ ઘેર ઘેર પક્ષીઓને પકડવા માટે પાશ તૈયાર કરેલા છે હું પણ પાશમાં બંધાઈ ગયો હતો, પણ આયુષ્ય બાકી રહેલું હોવાથી તેમાંથી બહાર નીકળ્યો છું. મારા

વિરાગનું આ કારણ છે. તેથી હું વિદેશમાં જવાને તૈયાર થયો છું, એટલે મને રડવું આવે છે." હિરણ્યક બોલ્યો, "તો હવે તું કયાં જાય છે?" તેણે કહ્યું, "દક્ષિણાપથમાં ગહન વનમાં એક મોટું સરોવર છે. ત્યાં તારાથી પણ અધિક એવો મારો પરમમિત્ર મંથરક[૭] નામે કાચબો છે. તે મને માછલાંના માંસના ટુકડાઓ આપશે. એ ભક્ષણ કરી, મંથરકની સાથે સુભાષિતગોષ્ઠિના સુખનો અનુભવ કરતો હું સુખેથી કાળ ગાળીશ. અહીં પાશમાં બંધાવાને કારણે પક્ષીઓનો જે ક્ષય થાય છે તે જોવાને હું ઇચ્છતો નથી. કહ્યું છે કે

સમર્થોને માટે ભાર શો છે? ઉદ્યમીઓને માટે દૂર શું છે? વિદ્યાવાનોને માટે વિદેશ કયો છે? પ્રિય બોલનારા માટે પારકો કોણ છે? ૫૧. વિદ્વત્તા અને રાજાપણું એ બેની તુલના કદી પણ કરી શકાય નહિ; રાજા પોતાના દેશમાં પૂજાય છે ત્યારે વિદ્વાન સર્વત્ર પૂજાય છે. ૫૨.

તેમજ

હે ભાઇ! દેશ અનાવૃષ્ટિથી વેરાન થઇ ગયો હોય અને અન્નનો નાશ થઇ ગયો હોય ત્યારે ભાગ્યશાળી પુરુષો દેશનો ભંગ અને કુળનો ક્ષય જોતા નથી." ૫૩.

હિરણ્યક બોલ્યો, "જો એમ છે તો હું પણ તારી સાથે આવીશ. હું પણ મોટા દુઃખમાં છું." કાગડાએ કહ્યું, "અરે! તને શું દુઃખ છે? તે કહે." હિરણ્યક બોલ્યો,

૭. દક્ષિણ ભારતીય પંચતંત્રમાં કાચબાનું નામ 'મંદરક' આપ્યું છે તે સ્પષ્ટ અશુદ્ધિ છે. કાચબાની ધીમી ગતિને અનુલક્ષીને તેનું 'મંથરક' (ધીમો) એવું નામકરણ ગ્રન્થકારે કરેલું છે.

"અરે ભાઈ! એ વિષે મારે ઘણું કહેવાનું છે. ત્યાં જઇને જ બધું વિસ્તારપૂર્વક કહીશ." કાગડો બોલ્યો, "હું તો આકાશમાર્ગે ગતિ કરનારો છું, તું મારી સાથે કેવી રીતે આવીશ?" તેણે કહ્યું, "જો મારા પ્રાણની રક્ષા કરવા તું ઇચ્છતો હોય તો તારી પીઠ ઉપર બેસાડીને મને ત્યાં પહોંચાડ. એ સિવાય બીજી કોઇ રીતે હું આવી શકું એમ નથી." એ સાંભળીને કાગડો આનંદપૂર્વક બોલ્યો, "જો એમ છે તો હું ધન્ય છું, કેમ કે ત્યાં પણ હું તારી સાથે સમય ગાળી શકીશ. હું સંપાત આદિ ઉડ્ડયનના આઠ ગતિવિશેષો જાણું છું. માટે મારી પીઠ ઉપર આરોહણ કર, જેથી સુખપૂર્વક હું તને તે સરોવર પાસે લઇ જાઉં." હિરણ્યકે કહ્યું, "ઉડ્ડયનની ગતિનાં નામ હું સાંભળવા ઇચ્છું છું." તે બોલ્યો,

"સંપાત, વિપ્રપાત, મહાપાત, નિપાત, વક્રપાત, તિર્યક્પાત, ઊર્ધ્વપાત અને આઠમો લઘુપાત (એ પ્રમાણે ઉડ્ડયનની ગતિઓ છે)."[૮] ૫૪.

એ સાંભળીને હિરણ્યક તે જ ક્ષણે લઘુપતનકની પીઠ ઉપર બેસી ગયો. એ પણ સંપાત નામની ઉડ્ડયનગતિથી ઊડીને ક્રમે ક્રમે તે સરોવર આગળ આવી પહોંચ્યો. પછી જેના ઉપર ઊંદર બેઠેલો હતો એવા લઘુપતનકને જોઈને 'આ કોઈ અસામાન્ય કાગડો છે' એમ માનીને દેશકાળને જાણનારો મંથરક સત્વર જળમાં પેસી ગયો. લઘુપતનક પણ

૮. આ ગતિઓના અર્થ અનુક્રમે આ પ્રમાણે છેઃ ધીરેથી સીધા ઊડવું, એકાએક ઊડવું, જોરથી ઊડવું, નીચે આવવા માટે ઊડવું, વાંકી ગતિએ ઊડવું, તીરછા ઊડવું, ઊંચે ઊડવું અને ચપળતાથી ઊડવું.

કિનારા ઉપરના વૃક્ષના કોટરમાં હિરણ્યકને મૂકીને, વૃક્ષની શાખા ઉપર આરૂઢ થઇને ઊંચે સ્વરે બોલ્યો, “હે મંથરક! આવ, આવ! હું લઘુપતનક નામે તારો મિત્ર કાગડો ઘણે સમયે તને મળવાની ઉત્કંઠાથી આવ્યો છું. માટે આવીને મને આલિંગન કર. કહ્યું છે કે

કર્પૂરયુક્ત ચંદનથી શું? શીતળ બરફથી શું? તે બધું મિત્રના ગાત્રની (ગાત્રના આલિંગનથી પ્રાપ્ત થતી શીતળતાની) સોળમી કળાને પણ પાત્ર નથી.” ૫૫.

એ સાંભળીને લઘુપતનકને બરાબર ઓળખીને તથા પાણીમાંથી બહાર નીકળીને, જેનું શરીર રોમાંચિત થયું હતું તથા આનંદનાં અશ્રુથી જેનાં નેત્રો ભરાઈ ગયાં હતાં એવો મંથરક બોલ્યો, “આવ, આવ! મિત્ર! મને આલિંગન આપ! ઘણો સમય વીતી જવાથી મેં તને બરાબર ઓળખ્યો નહોતો; એથી હું પાણીની અંદર પેસી ગયો હતો. કહ્યું છે કે

જેનાં પરાક્રમ, કુળ અને ચેષ્ટા વિશે જાણ્યું ન હોય તેની સંગતિ કરવી નહિ, એમ બૃહસ્પતિએ કહ્યું છે.” ૫૬.

તેણે આમ કહેતામાં લઘુપતનકે વૃક્ષ ઉપરથી ઊતરીને તેને આલિંગન આપ્યું. અથવા ખરું કહ્યું છે કે

અમૃતના પ્રવાહો વડે શરીરને સ્નાન કરાવવામાં આવે તેથી શું? ઘણે કાળે પ્રાપ્ત થયેલું મિત્રનું આલિંગન એ તો અમૂલ્ય છે (અર્થાત્ અમૃતના પ્રવાહોથી પણ મધુરતર છે). ૫૭.

એ પ્રમાણે જેમણે પરસ્પર આલિંગન કર્યાં છે અને જેમનાં શરીર રોમાંચિત થયાં છે એવા તે બન્ને વૃક્ષની નીચે બેઠા તથા પોતપોતાનાં આત્મવૃત્તાન્ત કહેવા

લાગ્યા. હિરણ્યક પણ મંથરકને પ્રણામ કરીને કાગડાની પાસે બેઠો. હવે તેને જોઇને મંથરકે લઘુપતનકને કહ્યું, “અરે ! આ ઊંદર કોણ છે ? તારો એ ભક્ષ્ય હોવા છતાં તું એને પીઠ ઉપર બેસાડીને શાથી અહીં લાવ્યો છે ? એની પાછળ કંઈ અલ્પ કારણ નહિ હોય.” એ સાંભળીને લઘુપતનક બોલ્યો, “હે ભાઈ! આ હિરણ્યક નામે ઊંદર છે. તે મારો મિત્ર હોઈ મારા બીજા જીવિત જેવો છે. માટે વધારે શું કહેવું ?

વરસાદની ધારાઓ, આકાશમાંના તારાઓ, અને રેતીના અણુઓ જેમ અસંખ્ય હોય છે તેમ આ મહાત્માના ગુણો અસંખ્ય છે. તે અત્યંત નિર્વેદ પામીને તારી પાસે આવ્યો છે.” ૫૮–૫૯.

મંથરક બોલ્યો, “એના વૈરાગ્યનું શું કારણ છે ?” કાગડો બોલ્યો, “મેં એને પૂછ્યું હતું, પણ તેણે કહ્યું હતું કે ‘કહેવાનું ઘણું છે, તેથી ત્યાં જઈને જ કહીશ.’ આથી મને પણ કહ્યું નથી. માટે હે ભદ્ર હિરણ્યક ! હવે અમને બન્નેને તારા વિરાગનું કારણ નિવેદન કર.” હિરણ્યક કહેવા લાગ્યો—

## (૧) પરિવ્રાજક અને ઊંદર[૯]

“દક્ષિણ જનપદમાં મહિલારોપ્ય નામે નગર છે. તેનાથી થોડેક દૂર ભગવાન શ્રીમહાદેવનું મઠાયતન આવેલું છે. ત્યાં તામ્રચૂડ નામે પરિવ્રાજક રહેતો હતો. નગરમાં ભિક્ષાટન કરીને તે પોતાનું ગુજરાન

૯. તંત્રાખ્યાયિકા ૨–૧, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૨–૨, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૨–૧, હિતોપદેશ ૧–૪, કથાસરિત્સાગર ૯૭ A ( પૃ. ૩૧૭-૧૮ ). બૃહત્કથામંજરી ૧૬–શ્લો. ૪૦૨–૨૩, પુનર્ઘટિત પંચતંત્ર ૨–૧.

ચલાવતો હતો. ખાતાં વધેલી ભિક્ષા ભિક્ષાપાત્રમાં જ રાખીને, એ ભિક્ષાપાત્ર ખીંટી ઉપર લટકાવીને પછી તે રાત્રે સૂઇ જતો હતો. પ્રભાતમાં તે અન્ન કામ કરનારાઓને આપીને તેમને દેવતાનું મન્દિર સારી રીતે સાફ કરવાની, લીંપવાની તથા સુશોભિત કરવાની આજ્ઞા કરતો હતો.

પછી એક દિવસે મારા સગાંસંબંધીઓએ મને નિવેદન કર્યું કે "સ્વામી! મઠાયતનમાં રાંધેલું અન્ન ઉંદરોના ભયથી એ જ ભિક્ષાપાત્રમાં હંમેશાં ખીંટી ઉપર લટકાવેલું રહે છે. આથી અમે તે ભક્ષણ કરી શકતા નથી. પરન્તુ આપ ક્યાંય ન જઇ શકો એવું નથી. તો બીજાં સ્થાનોએ વૃથા ભટકવાથી શું? આજે તમારી કૃપાથી ત્યાં જઇને અમે એ અન્ન યથેચ્છ ખાઇએ." આ સાંભળીને મારા આખા યૂથ વડે વીંટળાઇને હું તે જ ક્ષણે ત્યાં ગયો, અને કૂદીને તે ભિક્ષાપાત્ર ઉપર ચઢી ગયો. ત્યાં વિવિધ ખાદ્ય પદાર્થો મારા સેવકોને આપીને મેં પોતે પણ ખાધા. સર્વને તૃપ્તિ થયા પછી ફરી પાછા અમે પોતાને ઘેર આવ્યા.

એ પ્રમાણે નિત્ય તે અન્ન હું ખાતો હતો. પરિવ્રાજક પણ તેનું યથાશક્તિ રક્ષણ કરતો હતો. પણ જ્યારે તે નિદ્રાવશ થતો ત્યારે ત્યાં આવીને હું મારું કામ કરી લેતો હતો.

પછી, એક વાર તેણે મને અટકાવવા માટે મોટો યત્ન કર્યો. તે જર્જરિત થયેલો વાંસ લાવ્યો. સૂતાં સૂતાં પણ મારા ભયથી તે વાંસ એ ભિક્ષાપાત્ર ઉપર પછાડતો હતો. હું પણ અન્ન ખાધું ન હોવા છતાં પ્રહારના ભયથી દૂર ચાલ્યો જતો હતો. આ પ્રમાણે તેની સાથે વિગ્રહ કરતાં આખી રાત્રિ વીતી જતી હતી.

હવે, એક વાર તેના મઠમાં બૃહત્સ્ફિક્ નામે તેનો મિત્ર પરિવ્રાજક તીર્થયાત્રા પ્રસંગે ફરતો ફરતો અતિથિ તરીકે આવી પહોંચ્યો. તેને જોઇને તામ્રચૂડે તેની સામા જઇ આદર કરી, અભ્યાગતની

ક્રિયાથી તેનો વિધિપૂર્વક સત્કાર કર્યો. પછી રાત્રે તે બન્ને જણા દર્ભના એક જ પાથરણામાં સૂઈ જઈને વિવિધ ધર્મકથાઓ કહેવા લાગ્યા. ઊંદરના ત્રાસથી વિક્ષિપ્ત મનવાળો તામ્રચૂડ જર્જરિત વાંસ ભિક્ષાપાત્ર ઉપર પછાડતો પછાડતો બૃહત્સ્ફિકની કથાગોષ્ઠિમાં શૂન્ય પ્રત્યુત્તર આપતો હતો, અને ભિક્ષાપાત્ર તરફ ધ્યાન હોવાને કારણે કંઈ બોલતો નહોતો. એટલે એ અભ્યાગત અત્યંત કોપાયમાન થઈને તેને કહેવા લાગ્યો, " હે તામ્રચૂડ ! તું મારો સાચો મિત્ર નથી તે મેં જાણી લીધું છે. એ કારણથી તું મારી સાથે આનંદપૂર્વક વાર્તાલાપ કરતો નથી. માટે રાત્રે જ તારા મઠનો ત્યાગ કરીને બીજા કોઇ મઠમાં હું ચાલ્યો જઇશ. કહ્યું છે કે

'આવો, પધારો, વિશ્રામ લો, આ આસન રહ્યું', કેમ ઘણે સમયે દેખાયા ? શા સમાચાર છે ? બહુ દુર્બળ થઈ ગયા ! કુશળ તો છો ને ? તમારા દર્શનથી હું પ્રસન્ન થયો છું'–ઘેર આવેલા સ્નેહીજનોને જેઓ આ પ્રમાણે આદરથી આનંદ પમાડે છે તેમનાં મહાલયોમાં સદાકાળ અશંકિત મનથી જવું યોગ્ય છે. ૬૦. જે ઘરનો માલિક આવેલા અતિથિને જોઇને દિશાઓમાં અથવા નીચે જુએ છે તે ઘેર જેઓ જાય છે તેઓ શિંગડાં વિનાના બળદો છે. ૬૧. જ્યાં સામે આવીને આદર કરવામાં આવતો નથી, જયાં મધુર અક્ષરયુક્ત વાર્તાલાપો થતા નથી અને ગુણદોષની વાત થતી નથી તે મહાલયમાં જવું યોગ્ય નથી. ૬૨.

એક મઠની પ્રાપ્તિ થતાં પણ તું ગર્વિત થયો છે અને મિત્રસ્નેહનો તેં ત્યાગ કર્યો છે. પણ મઠાશ્રયના નિમિત્તે તેં નરક ઉપાર્જન કર્યું છે એ તું જાણતો નથી. કહ્યું છે કે

નરકમાં જવાની ઇચ્છા હોય તો એક વર્ષ પુરોહિતપણું કર; અથવા બીજા ઉપાયનું શું કામ છે ? ત્રણ દિવસ સુધી મઠની વ્યવસ્થાનો વિચાર કર. ૬૩.

માટે હે મૂર્ખ ! શોકને પાત્ર એવો તું ગર્વિત થયો છે. તેથી હું તારા મઠનો ત્યાગ કરીને જાઉં છું." એ સાંભળીને ભયથી ત્રસ્ત મનવાળો તામ્રચૂડ તેને કહેવા લાગ્યો, "હે ભગવન્ ! એવું ન બોલશો. તમારા સમાન મારો બીજો કોઈ મિત્ર નથી. પણ ગોષ્ઠિમાં શિથિલતા થવાનું કારણ સાંભળો. આ દુરાત્મા ઊંદર ઊંચે સ્થાને મૂકેલા ભિક્ષાપાત્ર ઉપર પણ કૂદીને ચઢી જાય છે અને એમાં રહેલો ભિક્ષાશેષ ખાઈ જાય છે. ભિક્ષાશેષને અભાવે મઠમાં સાફસૂફીની ક્રિયા પણ થઈ શકતી નથી. માટે ઊંદરના ત્રાસને લીધે આ વાંસ હું ભિક્ષાપાત્ર ઉપર વારંવાર પછાડું છું; બીજું કોઈ કારણ નથી. વળી આ દુરાત્મા ઊંદરનું આ બીજું પણ કુતૂહલ જુઓ કે તે પોતાના કૂદકાથી બિલાડા અને વાંદરાને પણ પાછળ પાડી દે છે." બૃહત્સ્ફિક્ બોલ્યો, "એનું બિલ-દર કયા સ્થળે આવેલું છે એ જાણવામાં છે ?" તામ્રચૂડે કહ્યું, "એ હું બરાબર જાણતો નથી." તે બોલ્યો, "નક્કી, નિધાન-ધનભંડારની ઉપર એનું બિલ હોવું જોઈએ. નિધાનની ઉષ્માથી એ ઊંચે કૂદે છે.[૧૦] કહ્યું છે કે

ધનની માત્ર ઉષ્મા પણ દેહધારીઓનાં તેજમાં વૃદ્ધિ કરે છે, તો દાન આપવા સહિતનો તેનો ઉપભોગ તેજવૃદ્ધિ કરે એમાં શું કહેવું ? ૬૪.

તેમજ

શાંડિલીની માતા છડયા વિનાના તલને સાટે છડેલા તલ એકાએક વેચે નહિ; તેથી એમાં કંઈક કારણ હોવું જોઈએ." ૬૫.

તામ્રચૂડ બોલ્યો, " એ કેવી રીતે ? " તે કહેવા લાગ્યો—

---

૧૦. કથાસરિત્સાગરમાં પોતાની બલવૃદ્ધિનું કારણ ઊંદર પોતે જ કહે છે: "એક વાર રાત્રે રાજભવનમાંથી એક હાર ચોરી લાવી મેં દરમાં મૂક્યો. આ હારને જોતાં જ મારામાં બળ આવ્યું અને દિવસે દિવસે હું વધારે અન્ન લાવવાને સમર્થ થયો" (પૃ. ૩૧૭, શ્લો. ૮૭-૮૮).

## (૨) છડયા વિનાના તલને સાટે છડેલા તલ![11]

"કોઇ એક સ્થાનમાં વર્ષાકાળમાં વ્રત કરવા માટે કોઈ બ્રાહ્મણને મેં વાસ કરવા માટે વિનંતી કરી હતી. પછી મારાં એ વચન ઉપરથી તે બ્રાહ્મણે પણ મારી શુશ્રૂષા કરી અને દેવતાની પૂજા કરતો હું સુખપૂર્વક રહેવા લાગ્યો. હવે, એક દિવસ પરોઢમાં જાગી ગયેલો હું બ્રાહ્મણ અને બ્રાહ્મણીનો સંવાદ ધ્યાન દઈને સાંભળવા લાગ્યો. એમાં બ્રાહ્મણે કહ્યું, "બ્રાહ્મણિ! અનંત દાનરૂપી ફળ આપનારી દક્ષિણાયન સંક્રાન્તિ પ્રભાતમાં થશે, માટે હું દાન લેવા માટે બીજે ગામ જઈશ. તું ભગવાન સૂર્યદેવના નિમિત્તે એક બ્રાહ્મણને કંઈક ભોજન આપજે." એ સાંભળીને તે બ્રાહ્મણી તીખાં વચનોથી તેનો તિરસ્કાર કરતી કહેવા લાગી, "દારિદ્ર્યથી પીડાતા એવા તમને ભોજનની પ્રાપ્તિ કયાંથી થાય? આવું બોલતાં શું તમને લજ્જા આવતી નથી? વળી તમારો હાથ ઝાલ્યા પછી કદી પણ મને સુખ મળ્યું નથી, મિષ્ટાન્નનો આસ્વાદ મળ્યો નથી અને હાથ પગ કે કંઠ આદિનું આભૂષણ પ્રાપ્ત થયું નથી." એ સાંભળીને ભયથી ત્રાસ પામેલો હોવા છતાં બ્રાહ્મણ ધીરે ધીરે બોલ્યો, "બ્રાહ્મણિ! આમ કહેવું યોગ્ય નથી. કહ્યું છે કે

એક કોળિયામાંથી અર્ધ ભાગ યાચકજનોને શા માટે ન આપવો? ઇચ્છાનુસાર વૈભવ તો કયારે કોને મળવાનો છે? ૬૬.
વૈભવશાળી જનો ઘણાં દાન આપવાથી જે ફળ પ્રાપ્ત કરે છે તે દરિદ્ર માણસ એક કોડી આપીને મેળવે છે એવું અમે સાંભળ્યું છે. ૬૭. દાતા નાનો હોય તો પણ સેવાય છે, કૃપણ સમૃદ્ધિ વડે મહાન

---

૧૧. તંત્રાખ્યાયિકા ૨-૨, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૨-૩, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૨-૨, કથાસરિત્સાગર ૯૭ AA (પૃ. ૩૧૮), બૃહત્કથામંજરી ૧૬-શ્લો. ૪૧૦-૪૧૯, પુનર્ઘટિત પંચતંત્ર ૨-૨. હિતોપદેશમાં આ કથા નથી.

હોય તો પણ સેવાતો નથી; મીઠાં પાણીથી ભરેલો કૂવો લોકમાં પ્રીતિપાત્ર થઈ પડે છે, સમુદ્ર નહિ. ૬૮.

તેમજ

જેણે દાન આપવા વડે મહિમા પ્રાપ્ત કર્યો નથી તેને રાજ-રાજ (મહારાજા અથવા કુબેર) એવું મિથ્યા નામ આપવાથી શું ? નિધિઓના રક્ષકને ( કુબેરને ) વિદ્વાનો મહેશ્વર--મહાદેવ કહેતા નથી. ૬૯.

વળી

ઉત્તમ હાથી સદા દાન (મદજળ અથવા દાન આપવું તે) વડે ક્ષીણ થતો હોવા છતાં પ્રશંસાપાત્ર ગણાય છે, અને શરીરે પુષ્ટ છતાં દાનરહિત હોવાથી ગધેડો નિન્દ્ય મનાય છે. ૭૦. મેઘ માત્ર જળ આપવા છતાં લોકને પ્રિય થઈ પડે છે અને મિત્ર ( સૂર્ય ) પોતાના કર (હાથ અથવા કિરણ) પ્રસારે છે તેથી તેની સામે પણ જોવાતું નથી (અર્થાત્ તુચ્છ વસ્તુનું પણ દાન આપનાર પ્રિય થઈ પડે છે અને મિત્ર પણ જો હાથ લાંબો કરે તો કોઈ તેની સામે પણ જોતું નથી). ૭૧.

એમ જાણીને દરિદ્ર મનુષ્યોએ પણ યોગ્ય સમયે થોડામાંથી થોડું પણ સુપાત્રને આપવું. કહ્યું છે કે

દાન લેનાર સુપાત્ર હોય, મોટી શ્રદ્ધા હોય અને યથોચિત દેશકાળ હોય તો વિવેકીજનો વડે અપાતું દાન અનંત ફળ આપનારું થઈ પડે છે. ૭૨.

તેમજ

અતિ તૃષ્ણા કરવી નહિ તેમ તૃષ્ણાનો ત્યાગ પણ કરવો નહિ; અતિ તૃષ્ણાને વશ થયેલાના મસ્તકમાં ચૂડા-અણી થાય છે.” ૭૩.

બ્રાહ્મણી બોલી, “એ કેવી રીતે ?” બ્રાહ્મણ કહેવા લાગ્યો—

## (૩) અતિલોભી શિયાળ[૧૨]

"કોઈ વનપ્રદેશમાં એક ભીલ રહેતો હતો. તે શિકાર કરવાને નીકળ્યો. તેણે ફરતાં ફરતાં કાજળના મોટા પર્વતના શિખર જેવો એક સૂવર જોયો. તેને જોઈને કાન સુધી ખેંચેલા તીક્ષ્ણ બાણ વડે ભીલે ઘાયલ કર્યો. કોપાયમાન ચિત્તવાળા એ સૂવરે પણ બાલચન્દ્ર જેવી કાન્તિવાળી પોતાની દાઢની અણીથી ભીલનું ઉદર ચીરી નાખ્યું, અને પ્રાણ નીકળી જતાં તે ધરતી ઉપર પડ્યો. હવે પારધિને મારી નાખ્યા પછી સૂવર પણ બાણના પ્રહારની વેદનાથી પંચત્વ પામ્યો. એ સમયે જેનું મૃત્યુ નજીક આવ્યું હતું એવો એક શિયાળ આમતેમ ભમતો તે પ્રદેશમાં આવ્યો. જ્યારે સૂવર અને ભીલ બન્નેને જોયા, ત્યારે હર્ષ પામીને તે વિચાર કરવા લાગ્યો, "અરે ! વિધિ મને સાનુકૂળ છે, તેથી આ અણચિંતવ્યું ભોજન મને મળી આવ્યું છે. અથવા આ ખરું કહ્યું છે કે

ઉદ્યમ કરવામાં આવે નહિ તોપણ અન્ય જન્મમાં કરેલાં કાર્યોનું શુભાશુભ ફળ મનુષ્યોને દૈવયોગે મળે છે. ૭૪.

તેમજ

જે દેશમાં, કાળમાં તથા જે વયમાં શુભાશુભ કર્મ કરેલું હોય છે તે એવી જ રીતે ભોગવાય છે. ૭૫.

તો હું એવી રીતે ભક્ષણ કરું કે જેથી ઘણા દિવસ સુધી મારું ગુજરાન ચાલે. પહેલાં તો હું ધનુષ્યની અણી ઉપર રહેલી સ્નાયુની દોરી–પણછ ખાઉં. કહ્યું છે કે

પ્રાજ્ઞ પુરુષોએ પોતે ઉપાર્જન કરેલા ધનનો રસાયનની જેમ ધીરે ધીરે ઉપભોગ કરવો, ઉતાવળે કરવો નહિ." ૭૬.

---

૧૨. તંત્રાખ્યાયિકા ૨–૩, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૨–૪, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૨–૩, હિતોપદેશ ૧–૬, કથાસરિત્સાગર ૬૭ A A A (પૃ. ૩૧૮), બૃહત્કથામંજરી ૧૬–શ્લો. ૪૧૩–૧૫, પુનર્ઘટિત પંચતંત્ર ૨–૩.

આ પ્રમાણે મનથી નિશ્ચય કરીને ધનુષ્યની વાંકી વળેલી અણી મુખમાં લઇને તે સ્નાયુ-પણછ ખાવા લાગ્યો. પછી પણછનો પાશ કપાઈ ગયો એટલે ધનુષ્યની અણી તેના તાળવાનો ભાગ ફાડીને માથામાંથી બહાર નીકળી, અને એ શિયાળ મરણ પામ્યો.

તેથી હું કહું છું કે – અતિ તૃષ્ણા કરવી નહિ તેમ તૃષ્ણાનો ત્યાગ પણ કરવો નહિ; અતિ તૃષ્ણાને વશ થયેલાના મસ્તકમાં ચૂડા-અણી થાય છે.” ૭૭.

બ્રાહ્મણે આ પ્રમાણે સમજાવી, એટલે બ્રાહ્મણી બોલી, “જો એમ છે, તો મારા ઘરમાં થોડાક તલ છે. એ તલને છડીને તેના ચૂર્ણ વડે બ્રાહ્મણને ભોજન કરાવીશ.” પછી તેનું એ વચન સાંભળીને બ્રાહ્મણ ગામ ગયો. બ્રાહ્મણીએ તલ ગરમ પાણીમાં મસળીને, કૂટીને સૂર્યના તાપમાં મૂક્યા. એ સમયે, જ્યારે તે ઘરકામમાં રોકાયેલી હતી ત્યારે કોઈ કૂતરો આવીને એ તલમાં મૂતર્યો. એ જોઈને તે વિચાર કરવા લાગી, “અરે! અવળા થયેલા વિધિની ચતુરાઈ તો જુઓ કે આ તલને તેણે અભોજ્ય બનાવી દીધા છે! માટે આ તલ લઈને કોઇને ઘેર જઈને હું છડેલા તલને સાટે વગર છડેલા તલ લાવું. આ રીતે સર્વે જનો મને તલ આપશે.”

પછી જે ઘરમાં હું ભિક્ષાને માટે પ્રવેશ્યો હતો તે જ ઘરમાં તે પણ તલ લઇને આ પ્રમાણે વિક્રય કરવાને પ્રવેશી, અને બોલી, “વગર છડેલા તલના સાટામાં છડેલા તલ કોઈ લો!” એટલે તે ઘરની ગૃહિણી ઘરમાં જઈને વગર છડેલા તલ લાવી તેના બદલામાં છડેલા તલ લેવા જાય છે ત્યાં તેના પુત્રે કામંદકિશાસ્ત્ર[૧૩] જોઇને

૧૩. કામંદકિ અથવા કામંદકનો રચેલો ગણાતો ‘નીતિસાર’ નામે રાજનીતિશાસ્ત્રનો ગ્રન્થ મળે છે. ‘નીતિસાર’ ઉપરની એક ટીકામાં કામંદકિને ચાણક્યનો શિષ્ય કહ્યો છે. કેટલાક વિદ્વાનો ‘નીતિસાર’ના કર્તાને કોઈ ગુપ્તવંશીય રાજાનો મંત્રી માને છે.

કહ્યું, "માતા! આ તલ લેવા જેવા નથી. વગર છડેલા તલના બદલામાં તારે એના છડેલા તલ લેવા નહિ. કંઈક કારણ હશે તેથી જ વગર છડેલા તલના બદલામાં આ છડેલા તલ આપે છે." એ સાંભળીને તેણે એ છડેલા તલનો ત્યાગ કર્યો.[14]

તેથી હું કહું છું કે—શાંડિલીની માતા છડ્યા વિનાના તલને સાટે છડેલા તલ એકાએક વેચે નહિ; તેથી એમાં કંઈક કારણ હોવું જોઈએ." ૭૮.

એમ કહીને ફરી વાર તે બૃહત્સ્ફિક્ કહેવા લાગ્યો, "એ ઉંદરનો આવવાનો માર્ગ જાણવામાં છે?" તામ્રચૂડ બોલ્યો, "ભગવન્! જાણવામાં છે, કારણ કે તે એકલો આવતો નથી, પણ મારા જોતાં અસંખ્ય યૂથ વડે વીંટાઈને આમતેમ ભમતો સર્વ પરિવારની સાથે આવે છે અને જાય છે." અભ્યાગત બોલ્યો, "કંઈ ખોદવાનું સાધન છે?" તેણે કહ્યું, "હા, સારું છે. આ નરદમ લોઢાની કોશ છે." અભ્યાગતે કહ્યું, "તો પછી પરોઢમાં તમે મારી સાથે ઊઠજો, જેથી મનુષ્યોનાં પગલાં વિનાની ભૂમિ ઉપર જ ઉંદરનાં પગલાંને અનુસરીને આપણે બન્ને જઈશું." મેં પણ તેનું વચન સાંભળીને વિચાર્યું, "અહો! હવે મારો નાશ થવાનો, કારણ કે આનાં વચનો વિચારયુક્ત સાંભ-

---

૧૪. તંત્રાખ્યાયિકામાં તલ બદલાવવા માટે બ્રાહ્મણી નહિ, પણ બ્રાહ્મણનો શિષ્ય કામંદક જાય છે; પૂર્ણભદ્રમાં કામંદકિ એ બ્રાહ્મણનો શિષ્ય નથી, પણ બ્રાહ્મણી તલ બદલાવવા માટે જેને ઘેર જાય છે તેનો પુત્ર છે; દક્ષિણ ભારતીય પંચતંત્રમાં કામંદકિ એ કોઈ દાસીનું નામ છે અને બ્રાહ્મણીના કહેવાથી તે તલ બદલાવવા માટે જાય છે. કથાસરિત્સાગરમાં 'લોભ મનુષ્યને દોષમાં દોરે છે' એના ઉદાહરણ રૂપે આ કથા છે, પણ એમાં કથાનો મુખ્ય મુદ્દો બરાબર સચવાયો નથી; 'તડકે સુકાવા મૂકેલા તલને એક કૂતરો અપવિત્ર કરી ગયો તેથી કોઈ માણસે તે વેચાતા પણ લીધા નહિ,' એ રીતે એમાંની કથાનો અંત આવે છે.

જવામાં આવે છે. ખરેખર, જેવી રીતે તેણે મારું નિધાન જાણી લીધું તેવી રીતે દુર્ગ પણ જાણી લેશે. તેના અભિપ્રાય ઉપરથી જ એ જણાય છે. કહ્યું છે કે

પુરુષને એક જ વાર જોઈને પણ બુદ્ધિશાળી જનો તેનું સામર્થ્ય જાણી લે છે. નિપુણ જનો હાથરૂપી તુલાથી પણ પલપ્રમાણ વજન પારખે છે. ૭૯. ચિત્તની વાંછના જ મનુષ્યોનાં પૂર્વજન્મનાં શુભાશુભ કાર્યોથી નિયત થયેલા ભવિષ્યને અગાઉથી સૂચવી દે છે; જેને હજી કલાપનું ચિહ્ન ફૂટ્યું નથી એવું મોરનું બચ્ચું તળાવમાંથી પાણી પીને પાછે પગલે આવે એ ઉપરથી તે મોર છે એમ જણાય છે." ૮૦.

પછી ભયથી ત્રાસ પામેલા મનવાળો હું મારા દુર્ગનો માર્ગ છોડીને બીજે માર્ગે પરિવાર સહિત જવા લાગ્યો (જેથી પેલો પરિવ્રાજક મારા દુર્ગનો માર્ગ જાણે નહિ). પરિજન સહિત જ્યારે હું આગળ ગયો ત્યારે મોટી કાયાવાળા બિલાડાને સામેથી આવતો જોયો. ઉંદરોના વૃંદને આવતું જોઈને તે એકદમ તેની વચમાં કૂદી પડ્યો. એટલે મને અવળે માર્ગે આવેલો જોઈને મારી નિન્દા કરતા અને મરતાં બાકી રહેલા ઉંદરો પૃથ્વીને પોતાનાં લોહીથી ભીની કરતા તે દુર્ગમાં પ્રવેશ્યા. અથવા આ ખરું કહ્યું છે કે

પાશ કાપીને, પારધિએ રચેલી કૂટરચનાનો ત્યાગ કરીને, જાળને બળપૂર્વક તોડીને, જેના સીમાડાઓ અગ્નિની શિખાઓના સમૂહથી ઘેરાઈ ગયા હતા એવા વનમાંથી પણ દૂર નીકળીને તથા પારધિઓના બાણની મર્યાદામાં આવી જતાં વેગપૂર્વક કૂદીને દોડતો મૃગ કૂવામાં પડી ગયો. જ્યાં વિધિ જ વાંકો હોય ત્યાં પરાક્રમ શું કરે? ૮૧.

પછી એકલો હું અન્યત્ર ચાલ્યો ગયો અને બાકીના ઉંદરો મૂઢપણાથી તે જ દુર્ગમાં પ્રવેશ્યા. એ સમયે પેલો દુષ્ટ પરિવ્રાજક લોહીનાં બિન્દુથી ખરડાયેલી ભૂમિ જોતો જોતો તેજ દુર્ગના માર્ગે આવીને હાજર થયો. પછી તે કોશ વડે ખોદવા માંડ્યો. પછી ખોદતાં

ખોદતાં તેણે એ નિધાન પ્રાપ્ત કર્યું કે જેના ઉપર હું સદા વાસ કરીને રહેતો હતો તથા જેની ઉષ્માથી મહાદુર્ગમ સ્થાનોમાં પણ જઈ શકતો હતો. પછી હર્ષિત મનવાળો તે અતિથિ તામ્રચૂડને આ પ્રમાણે કહેવા લાગ્યો, "હે ભગવન્! હવે નિઃશંક સૂઈ રહો. આ નિધાનની ઉષ્માથી ઊંદર તમને જાગરણ કરાવતો હતો." એમ કહી નિધાન લઈને તે બન્ને જણ મઠ તરફ ચાલ્યા. હું પણ જ્યારે નિધાનના સ્થળ પાસે આવ્યો ત્યારે અરમણીય તથા ઉદ્વેગકારી એવું તે સ્થાન જોઈ પણ શક્યો નહિ; અને હું વિચાર કરવા લાગ્યો, "શું કરું? ક્યાં જાઉં? મારા મનને શાન્તિ શી રીતે થાય?" એમ વિચાર કરતાં એ દિવસ મહા કષ્ટપૂર્વક વીતી ગયો. પછી સૂર્ય અસ્ત પામ્યો એટલે ઉદ્વેગી તથા નિરુત્સાહી એવો હું એ મઠમાં પરિવાર સહિત પ્રવેશ્યો. મારા પરિજનોનો શબ્દ સાંભળીને તામ્રચૂડ પણ જર્જરિત વાંસડો ફરીવાર ભિક્ષાપાત્ર ઉપર પછાડવા લાગ્યો. એટલે પેલો અતિથિ બોલ્યો, "મિત્ર! તું હજી પણ નિઃશંકપણે નિદ્રા કેમ કરતો નથી?" તે બોલ્યો, "ભગવન્! ફરી વાર પણ તે દુષ્ટાત્મા ઊંદર પરિવાર સહિત આવ્યો છે. એના ભયથી આ જર્જરિત વાંસ હું ભિક્ષાપાત્ર ઉપર પછાડું છું." એટલે હસીને પેલો બોલ્યો, "મિત્ર! તું ડરીશ નહિ. આ ઊંદરનો કૂદવાનો ઉત્સાહ પણ ધનની સાથે ચાલ્યો ગયો છે. સર્વ પ્રાણીઓની આવી જ સ્થિતિ હોય છે. કહ્યું છે કે

મનુષ્ય જે સદા ઉત્સાહી હોય છે તથા લોકોનો જે પરાભવ કરે છે અને જે ઉદ્ધત વચન બોલે છે તે સર્વ બળ ધનનું છે." ૮૨.

પછી તે સાંભળીને કોપાયમાન થયેલો હું ભિક્ષાપાત્ર તરફ જોરથી ઊંચે કૂદ્યો, પણ ત્યાં પહોંચ્યા વિના જ પાછો પૃથ્વી ઉપર પડ્યો. એ સાંભળીને મારો પેલો શત્રુ હસીને તામ્રચૂડને કહેવા લાગ્યો, "અરે! જુઓ, જુઓ આ કૌતુક!" આમ કહીને તે બોલ્યો,

"સર્વે ધનથી બળવાન હોય છે તથા જે ધનવાન તે જ પંડિત ગણાય છે; ધન વગરનો આ ઊંદર પોતાની જાતિના બીજા ઊંદરો જેવો થઈ ગયો છે એ જુઓ ! ૮૩.

માટે તમે કોઈ પ્રકારની શંકા વિના નિદ્રા કરો; તેના કૂદવાનું જે કારણ હતું તે તો આપણા હાથમાં આવી ગયું છે. અથવા આ ખરું કહ્યું છે કે

દાઢ વિનાના સાપ અને મદ વિનાના હાથીની જેમ આ જગતમાં ધન વિનાનો પુરુષ નામમાત્ર જ પુરુષ છે." ૮૪.

તે સાંભળીને હું મનથી વિચાર કરવા લાગ્યો, "મારામાં એક આંગળ જેટલું કૂદવાની પણ શક્તિ રહી નથી. માટે ધનહીન પુરુષના જીવનને ધિક્કાર છે. કહ્યું છે કે

ધન વિનાના અને અલ્પ બુદ્ધિવાળા પુરુષોની સર્વ ક્રિયાઓ, ગ્રીષ્મ ઋતુમાં નાની નદીઓની જેમ, ઉચ્છેદ પામે છે. ૮૫. જેમ કાકયવ અને વગડાઉ તલ એ નામમાત્ર જ યવ અને તલ છે, પરંતુ તેથી કાર્યસિદ્ધિ નથી, તે પ્રમાણે ધન વિનાના પુરુષોનું સમજવું. ૮૬. દરિદ્ર મનુષ્યના (ધન સિવાયના) બીજા ગુણો હોય તો પણ તે શોભતા નથી; પ્રાણીઓને જેમ સૂર્ય પ્રકાશ આપે છે તેમ લક્ષ્મી ગુણોને પ્રકાશ આપે છે. ૮૭. સુખમાં ઊછરેલો મનુષ્ય દ્રવ્ય પ્રાપ્ત કર્યા પછી તેથી અળગો થતાં જેટલો દુઃખી થાય છે તેટલો દુઃખી જન્મથી જ નિર્ધન મનુષ્ય થતો નથી. ૮૮. સૂકા, કીડાઓથી ખવાઈ ગયેલા, અગ્નિથી ચારે બાજૂ બળી ગયેલા તથા ઊખર જમીનમાં રહેલા ઝાડનો જન્મ સારો, પણ યાચકનો જન્મ સારો નહિ. ૮૯. પ્રતાપ વિનાની એવી દરિદ્રતા ચોપાસ શંકાપાત્ર થઈ પડે છે; દરિદ્ર મનુષ્ય ઉપકાર કરવા આવ્યો હોય તોપણ લોકો એને ત્યજીને ચાલ્યાં જાય છે. ૯૦. નિર્ધન મનુષ્યોના મનોરથો ઊંચા વધી વધીને, વિધવા સ્ત્રીના સ્તનોની જેમ, પાછા ત્યાં હૃદયમાં જ વિલીન થાય છે. ૯૧. આ જગતમાં નિત્ય દરિદ્રતારૂપી અંધકારથી ઘેરાયેલો મનુષ્ય પોળે

દિવસે પ્રયત્નપૂર્વક આમળા જેવો હોય તોપણ કોઇ એને જોતું નથી." ૯૨.

આ પ્રમાણે વિલાપ કરીને, મારા એ નિધાનને ગાલમસૂરિયા તરીકે મુકાયેલું જોઈ ભગ્નોત્સાહ એવો હું પ્રભાતે મારા દુર્ગમાં ગયો. ત્યારે પ્રભાતમાં મારા સેવકો આમ તેમ જતાં પરસ્પરને કહેતા હતા, "અહો ! આ આપણું ઉદર ભરવા માટે અસમર્થ છે. એની પાછળ જવાથી કેવળ બિલાડા વગેરેની વિપત્તિઓ જ આવે છે. તો એની સેવા કરવાથી શું ? કહ્યું છે કે

જેની પાસેથી લાભ મળે નહિ અને કેવળ વિપત્તિઓ જ ઊભી થાય એ સ્વામીનો સેવકોએ વિશેષે કરીને દૂરથી જ ત્યાગ કરવો." ૯૩.

આ પ્રમાણે તેમનાં વચન સાંભળીને હું મારા દુર્ગમાં પ્રવેશ્યો. પછી જ્યારે કોઈ સેવક મારી પાસે આવતો નહોતો ત્યારે મેં વિચાર કર્યો, "આ દરિદ્રતાને ધિક્કાર છે ! અથવા આ ખરું કહ્યું છે કે

દરિદ્ર પુરુષ મરેલો છે, પ્રજા વિનાનું મૈથુન મરેલું છે, શ્રોત્રિય બ્રાહ્મણ વિનાનું શ્રાદ્ધ મરેલું છે, અને દક્ષિણા વિનાનો યજ્ઞ મરેલો છે." ૯૪.

હું આ પ્રમાણે વિચાર કરતો હતો ત્યાં તો મારા સેવકો મારા શત્રુઓના સેવકો થયા. તેઓ મને એકલાને જોઈને મારી વિડંબના કરવા લાગ્યા.

પછી અર્ધનિદ્રામાં રહેલો હું ફરી વાર વિચાર કરવા લાગ્યો કે, "એ કુતપસ્વીના નિવાસસ્થાનમાં જઈને તેના ગાલમસૂરિયારૂપ બનેલી ધનની પેટીને તે નિદ્રાવશ થાય એટલે ધીરે ધીરે કાપીને એ ધન મારા દુર્ગમાં લાવું, જેથી ફરીવાર પણ એ ધનના પ્રભાવથી મારું પૂર્વવત્ આધિપત્ય થાય. કહ્યું છે કે

ધન વિનાનાં મનુષ્યો, કુલીન વિધવાની જેમ, સેંકડો મનોરથો વડે પોતાના મનને દુઃખી કરે છે, પણ અનુષ્ઠાન ( ધાર્મિક કર્મો અથવા પ્રયત્ન ) કરતાં નથી. ૯૫. દરિદ્રતા એ દેહધારીઓને માટે

અત્યંત અપમાનકારી દુઃખ છે, જેથી તેમનાં સ્વજનો પણ તેઓને જીવતાં છતાં મરેલાં જેવાં માને છે. ૯૬. દારિદ્ર વડે કલુષિત થયેલો મનુષ્ય દીનતાનું પાત્ર, પરાભવનું પરમ સ્થાન અને વિપત્તિનું આશ્રય-સ્થાન થઇ પડે છે. ૯૭. જેની પાસે કોડીઓ (ધન) નથી તેનાથી બંધુજનો લજ્જા પામે છે, અને તેની સાથેના સંબંધને છુપાવે છે તથા તેના મિત્રો શત્રુ થઈ જાય છે. ૯૮. દેહી જનોને માટે દરિદ્રતા એ મૂર્તિમાન લઘુતા, વિઘ્નોનું સાક્ષાત્ ગૃહ તથા મરણનું જ બીજું સ્વ-રૂપ છે. ૯૯. નિર્ધનોના સહવાસથી ડરતા મનુષ્યો બકરીના પગની ધૂળની જેમ, સાવરણીની રેણુની જેમ અને દીવાના પ્રકાશમાં પડેલી ખાટલાની છાયાની જેમ તેમનો ત્યાગ કરે છે.[૧૫] ૧૦૦. હાથપગ ધોતાં વધેલી માટીથી પણ કંઇક કાર્ય થાય છે, પણ નિર્ધન મનુષ્યનું તો કંઈ પ્રયોજન હોતું નથી. ૧૦૧. કંઈક આપવાની ઇચ્છાવાળો પણ દરિદ્ર જો ધનિકને ઘેર જઈ પહોંચે તો ‘આ યાચક છે’ એમ માનવામાં આવે છે. દેહધારીઓની દરિદ્રતાને ધિક્કાર છે ! ૧૦૨.

માટે ધન લઇ જવાનો પ્રયત્ન કરતાં મારું મૃત્યુ થાય તોપણ સારું. કહ્યું છે કે

પોતાના ધનનું હરણ થતું જોઈને જે પુરુષ તેનું રક્ષણ કરતો નથી તેણે આપેલી જલાંજલિ પિતૃઓ પણ ગ્રહણ કરતા નથી. ૧૦૩.

તેમજ

ગાયને માટે, બ્રાહ્મણને માટે, સ્ત્રી તથા ધનનું હરણ થતું હોય ત્યારે તથા યુદ્ધમાં (અથવા ગાય, બ્રાહ્મણ અને સ્ત્રી તથા ધનના રક્ષણ માટેના યુદ્ધમાં) જે પ્રાણનો ત્યાગ કરે છે તેને અક્ષય લોકની પ્રાપ્તિ થાય છે.” ૧૦૪.

એ પ્રમાણે નિશ્ચય કરીને રાત્રે ત્યાં જઇને તે નિદ્રાવશ થયો હતો ત્યારે પેટીમાં મેં છિદ્ર કર્યું, પણ એટલામાં એ દુષ્ટ તાપસ

૧૫. ખાટલાની છાયામાં ઊભા રહેવાનું અમંગલ ગણેલું છે.

જાગી ગયો. પછી જર્જરિત વાંસના પ્રહારથી તેણે મારા માથામાં ઘા કર્યો; કંઈક આયુષ્ય બાકી રહેલું હોવાને કારણે જ હું ત્યાંથી નીકળી શક્યો અને મરણ પામ્યો નહિ.

કહ્યું છે કે

મનુષ્ય (કર્માનુસાર) પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુને મેળવે છે, દેવ પણ તેને તેમ કરતાં અટકાવવાને સમર્થ નથી; માટે હું શોક કરતો નથી તેમ મને વિસ્મય પણ થતો નથી; જે આપણું છે તે પારકાનું થવાનું નથી." ૧૦૫.

કાગડો અને કાચબો પૂછવા લાગ્યા, "એ કેવી રીતે?" હિરણ્યકે કહ્યું—

### (૪) 'પ્રાપ્તવ્યમર્થ' નાં પરાક્રમ [૧૬]

"કોઈ એક નગરમાં સાગરદત્ત નામે વાણિયો રહેતો હતો. તેના પુત્રે સો રૂપિયામાં એક પુસ્તક ખરીદ્યું હતું. તેમાં લખેલું હતું–

प्राप्तव्यमर्थं लभते मनुष्यो
देवोऽपि तं लङ्घयितुं न शक्तः ।
तस्मान्न शोचामि न विस्मयो मे
यदस्मदीयं न हि तत्परेषाम् ॥ १०६ ॥

અર્થાત્ મનુષ્ય (કર્માનુસાર) પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુને મેળવે છે, દેવ પણ તેને તેમ કરતાં અટકાવવાને સમર્થ નથી; માટે હું શોક કરતો નથી તેમ મને વિસ્મય પણ થતો નથી; જે આપણું છે તે પારકાનું થવાનું નથી. ૧૦૬.

એ જોઈને સાગરદત્તે પુત્રને પૂછ્યું, "બેટા ! કેટલા મૂલ્યથી આ પુસ્તક ખરીદ્યું છે?" તેણે કહ્યું "સો રૂપિયામાં." તે સાંભળીને

૧૬. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૨-૫. પશ્ચિમ ભારતીય પંચતંત્ર અને પૂર્ણભદ્ર સિવાયની પંચતંત્રની બીજી પ્રાચીન પાઠપરંપરાઓમાં આ કથા નથી.

સાગરદત્ત બોલ્યો, "હે મૂર્ખ! તને ધિક્કાર છે! જેમાં માત્ર એક શ્લોક લખેલો છે એવું પુસ્તક તું સો રૂપિયામાં ખરીદે છે, તો આવી બુદ્ધિથી તું શી રીતે દ્રવ્યોપાર્જન કરીશ? માટે આજથી તારે મારા ઘરમાં પ્રવેશ કરવો નહિ." આ પ્રમાણે તિરસ્કાર કરીને સાગરદત્તે તેને ઘરમાંથી કાઢી મૂક્યો.

તે પણ એ નિર્વેદથી દૂર દેશાન્તરમાં જઈ કોઈ નગરમાં આવીને રહ્યો. કેટલાક દિવસ પછી તે નગરના કોઈ નિવાસીએ તેને પૂછ્યું, "તમે ક્યાંથી આવ્યા છો? તમારું નામ શું છે?" તે બોલ્યો, "प्राप्तव्यमर्थं लभते मनुष्यः।" પછી બીજાએ પૂછ્યું એટલે તેને પણ તેણે એવો જ ઉત્તર આપ્યો. એ પ્રમાણે એ નગરમાં તેનું प्राप्तव्यमर्थ એ પ્રમાણે નામ પ્રસિદ્ધ થયું.

હવે, એક દિવસ અભિનવ રૂપ અને યૌવનવાળી ચંદ્રવતી નામે રાજકન્યા પોતાની સખી સાથે નગરનું નિરીક્ષણ કરતી બેઠી હતી. ત્યાં અતિરૂપસંપન્ન અને મનોહર એવો કોઈ રાજપુત્ર તેની નજરે પડ્યો. તેને જોતાં વેંત જ કામદેવનાં બાણથી ઘાયલ થયેલી એવી તેણે પોતાની સખીને કહ્યું, "હે સખિ! આની સાથે મારો સમાગમ થાય એવો પ્રયત્ન તું કર." એ સાંભળીને તે સખીએ એની પાસે સત્વર જઈને કહ્યું, "મને ચંદ્રવતીએ તમારી પાસે મોકલી છે, અને તેણે તમને કહાવ્યું છે કે—તમારા દર્શનથી કામદેવે મારી અંતિમ અવસ્થા કરી દીધી છે. માટે જલદી મારી પાસે નહિ આવો તો મરણ એ જ મારું શરણ થશે." એ સાંભળીને તેણે કહ્યું. "જો મારે અવશ્ય ત્યાં આવવાનું હોય તો કયા ઉપાયથી અંદર પ્રવેશવું તે કહે." એટલે સખી બોલી, "રાત્રે મહાલય ઉપરથી લટકાવવામાં આવેલા મજબૂત દોરડા વડે તમારે ત્યાં ચડી આવવું." તે બોલ્યો, "જો તમારો આ પ્રમાણે નિશ્ચય છે તો હું એમ કરીશ" એ પ્રમાણે નિશ્ચય કરીને સખી ચંદ્રવતીની પાસે ગઈ. પછી રાત પડી એટલે

તે રાજપુત્ર પોતાના મનથી વિચાર કરવા લાગ્યો, "અહો! આ તો મોટું અકૃત્ય છે. કહ્યું છે કે

ગુરુની પુત્રી, મિત્રની પત્ની તથા સ્વામી અને સેવકની ભાર્યાનું જે ગમન કરે છે તે પુરુષને બ્રહ્મહત્યા કરનારો કહ્યો છે. ૧૦૭.

વળી

જેનાથી અપયશ પ્રાપ્ત થાય, જેનાથી અવગતિ થાય તથા જેનાથી સ્વર્ગમાંથી ભ્રષ્ટ થવાય એવું કર્મ આચરવું નહિ." ૧૦૮.

આ પ્રમાણે સારી રીતે વિચાર કરીને તે એ રાજકન્યાની પાસે ગયો નહિ.

હવે, રાત્રે ફરતાં ફરતાં મહાલયની પાસે દોરડું લટકતું જોઈને જેના હૃદયમાં કૌતુક થયું છે એવો 'પ્રાપ્તવ્યમર્થ' તેને આધારે ઉપર ચડી ગયો. 'આ તે જ છે' એ પ્રમાણે જેના ચિત્તમાં વિશ્વાસ થયો છે એવી રાજપુત્રીએ સ્નાન, ખાનપાન તથા વસ્ત્રાદિ વડે તેનું સન્માન કરીને તથા તેની સાથે શયનમાં બેસીને તેના અંગના સ્પર્શથી ઉત્પન્ન થયેલા હર્ષનાં રોમાંચ અનુભવતાં કહ્યું, "તમારા દર્શનમાત્રથી અનુરક્ત થયેલી એવી મેં મારી જાત તમને સોંપી દીધી છે. મનથી પણ તમારા સિવાય બીજો મારો પતિ નહિ થાય. માટે તમે કેમ મારી સાથે બોલતા નથી?" તે બોલ્યો, "प्राप्तव्यमर्थं लभते मनुष्यः।" આમ બોલતાં 'આ કોઈ બીજો છે' એ જાણીને રાજકન્યાએ તેને મહાલય ઉપરથી ઉતારીને છોડી દીધો. તે પણ એક પડી ગયેલા દેવળમાં જઈને સૂઈ ગયો.

પછી કોઈ વ્યભિચારિણીએ જેની સાથે સંકેત કર્યો હતો એવો દંડપાશક (એક નગરરક્ષક અધિકારી) ત્યાં આવી પહોંચ્યો, તો અગાઉથી સૂઈ રહેલા તેને જોયો. આથી વાત ગુપ્ત રાખવાના ઉદ્દેશથી તેણે તેને કહ્યું, "તમે કોણ છો?" તે બોલ્યો, "प्राप्तव्यमर्थं लभते मनुष्यः।" એ સાંભળીને દંડપાશકે કહ્યું, "આ દેવળ તો સૂનું છે, માટે મારી જગ્યાએ જઈને સૂઈ રહો." એમ કરવાનું સ્વીકારીને તે સમજફેરથી

બીજા શયનમાં જઈને સૂતો. હવે, તે નગરરક્ષકની વિનયવતી નામની રૂપયૌવનસંપન્ન તથા વયમાં આવેલી કન્યા બીજા કોઈ પુરુષમાં અનુરક્ત થઈને તેની સાથે સંકેત કરીને તે શયનમાં સૂઈ રહેલી હતી. તે કન્યા 'પ્રાપ્તવ્યમર્થ'ને આવતો જોઈને રાત્રે નિબિડ અંધકારમાં 'આજ મારો વલ્લભ છે' એમ માનીને સામે જઈ, ભોજનવસ્ત્રઆદિ ક્રિયા કરાવીને, ગાંધર્વવિધિથી પોતાનો વિવાહ કરીને તથા તેની સાથે શયનમાં બેસીને વિકસિત વદનકમળથી કહેવા લાગી, "હજી પણ તમે મારી સાથે વિશ્વાસથી કેમ વાત કરતા નથી?" તે બોલ્યો, "प्राप्तव्यमर्थं लभते मनुष्यः।" આ સાંભળીને તે કન્યાએ વિચાર્યું, "પૂરો વિચાર કર્યા સિવાય જે કામ કરવામાં આવે તેનો ફળવિપાક આવો જ થાય છે." આમ વિચારીને વિષાદ પામેલી એવી તેણે એને બહાર કાઢ્યો.

તે જ્યારે શેરીના માર્ગે જતો હતો ત્યારે બીજા દેશનો રહેવાસી વરકીર્તિ નામે વર વાજિંત્રોના મોટા શબ્દ સાથે આવતો હતો. 'પ્રાપ્તવ્યમર્થ' પણ તેની સાથે જવા લાગ્યો. પછી જ્યારે લગ્નનો સમય નજીક આવી પહોંચ્યો અને રાજમાર્ગની પાસે આવેલા શ્રેષ્ઠીના ઘરના આંગણામાં રચેલી મંડપવેદિકામાં, વિવાહનો માંગલિક વેશ જેણે ધારણ કર્યો હતો એવી વણિકપુત્રી બેઠી હતી ત્યારે નાસભાગ કરતા લોકોના કોલાહલ વડે સર્વ જનોને આકુલ કરતો મદમત્ત હાથી મહાવતને મારી તે સ્થળે આવ્યો. તેને જોઈને વર સહિત વરના સર્વે અનુયાયીઓ—જાનૈયાઓ ચારે દિશામાં નાસી ગયા. એ સમયે ભયથી ચંચળ લોચનવાળી તે એકાકિની કન્યાને જોઈને 'તું ડરીશ નહિ, હું તારું રક્ષણ કરીશ' એ પ્રમાણે સારી રીતે ધીરજ આપીને તથા તેનો જમણો હાથ ઝાલીને 'પ્રાપ્તવ્યમર્થ' કઠિન વચનો વડે હાથીનો તિરસ્કાર કરવા લાગ્યો. પછી કોઈ રીતે દૈવયોગે હાથી ચાલ્યો ગયો, અને લગ્નનો સમય વીતી ગયો ત્યારે પોતાના મિત્રો અને બાંધવો સહિત વરકીર્તિ આવ્યો. તે સમયે તેણે કન્યાને બીજાના

હાથમાં ગયેલી જોઈને કહ્યું. "હે સસરા! મને વાગ્દાન કર્યા પછી કન્યા બીજાને આપી એ તમે અનુચિત કર્યું છે." તે બોલ્યો, "અરે! હું પણ હાથીના ભયથી પલાયન કરી ગયો હતો તે તમારી સાથે જ અહીં આવ્યો છું અને આ શું થયું છે તે જાણતો નથી." એમ કહીને તે પોતાની પુત્રીને પૂછવા લાગ્યો, "વત્સે! આ તેં સારું નથી કર્યું. માટે કહે, શી હકીકત છે?" તે બોલી, "એમણે મને જીવના જોખમમાંથી બચાવી છે, માટે હું જીવું છું ત્યાંસુધી બીજો કોઈ મારો હાથ પકડી શકશે નહિ." આ પ્રમાણે વાર્તાપ્રસંગમાં રાત્રી વીતી ગઈ.

પ્રભાતમાં ત્યાં મહાજન એકત્ર થતાં આ સમાચાર સાંભળીને રાજકન્યા તે સ્થાને આવી. કર્ણપરંપરાથી સાંભળીને દંડપાશકની પુત્રી પણ ત્યાં આવી. મહાજન એકત્ર થયેલું સાંભળીને રાજા પણ ત્યાં આવ્યો. તેણે 'પ્રાપ્તવ્યમર્થ'ને કહ્યું, "આ વૃત્તાન્ત શો છે એ સાચેસાચું કહે." એટલે તે બોલ્યો, "प्राप्तव्यमर्थं लभते मनुष्यः।" રાજકન્યા પણ સ્મરણ થવાથી બોલી, "देवोऽपि तं लंघयितुं न शक्तः।" પછી દંડપાશકની પુત્રી બોલી, "तस्मान्न शोचामि न विस्मयो मे।" આ બધો લોકવૃતાન્ત સાંભળીને વણિકપુત્રી બોલી, "यदस्मदीयं न हि तत्परेषाम्।"

પછી અભયદાન આપીને, તથા સર્વની પાસેથી પૃથક્ પૃથક્ વૃત્તાન્ત સાંભળીને, જેણે ખરી હકીકત જાણી હતી એવા રાજાએ 'પ્રાપ્તવ્યમર્થ'ને સર્વ અલંકાર અને પરિજનો સહિત પોતાની પુત્રી એક હજાર ગામની સાથે બહુમાનપૂર્વક આપી, તથા 'તું મારો પુત્ર છે' એમ કહીને આખા નગરમાં પ્રસિદ્ધ થયેલા એવા તેનો યુવરાજપદે અભિષેક કર્યો. દંડપાશકે પણ પોતાની શક્તિ અનુસાર 'પ્રાપ્તવ્યમર્થ'નો વસ્ત્રાદિ આપવા વડે સત્કાર કરીને પોતાની પુત્રી તેને આપી. પછી 'પ્રાપ્તવ્યમર્થ' પણ સર્વ કુટુંબ સહિત પોતાનાં માતાપિતાને સન્માનપૂર્વક તે નગરમાં લાવ્યો. પછી તે પોતાનાં કુટુંબીજનો સાથે વિવિધ ભોગ ભોગવતો સુખપૂર્વક રહેવા લાગ્યો.

તેથી હું કહું છું કે– મનુષ્ય (કર્માનુસાર) પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુને મેળવે છે, દેવ પણ તેને તેમ કરતાં અટકાવવાને સમર્થ નથી; માટે હું શોક કરતો નથી તેમ મને વિસ્મય પણ થતા નથી; જે આપણું છે તે પારકાનું થવાનું નથી. ૧૦૯.

માટે આ પ્રમાણે સકલ સુખદુઃખનો અનુભવ કરીને અત્યંત વિષાદ પામેલો હું મિત્રની સાથે તારી પાસે આવ્યો છું. મારા વિરાગનું કારણ આ છે"

મંથરક બોલ્યો, "ભદ્ર! નિઃસંશય આ કાગડો તારો મિત્ર છે, કેમ કે ભૂખથી પીડાતો હોવા છતાં પોતાના શત્રુ સમાન તથા ભક્ષ્યસ્થાને રહેલા એવા તને પોતાની પીઠ ઉપર બેસાડીને અહીં લાવ્યો તથા માર્ગમાં પણ ખાઈ ગયો નહિ. કહ્યું છે કે

જે કુલીન મિત્રનું ચિત્ત ધન જોઇને કદી પણ વિકાર પામે નહિ એવાને ઉત્તમ મિત્ર કરવો. ૧૧૦. વિદ્વાનોએ આ ચિહ્નો વડે, હોમાગ્નિની જેમ, મિત્રોની નિઃસંશય પરીક્ષા કરવાનું કહેલું છે. ૧૧૧.

તેમજ

આપત્તિકાળ આવે ત્યારે જે મિત્ર રહે તે જ ખરો મિત્ર છે; ઉન્નતિકાળ આવે ત્યારે તો દુર્જન પણ મિત્ર થાય છે. ૧૧૨.

માટે મને પણ આજે આ (લઘુપતનકના) વિષયમાં વિશ્વાસ ઉત્પન્ન થયો છે, કારણ કે માંસાહારી કાગડાઓની જળચરો સાથેની મૈત્રી નીતિવિરુદ્ધ છે અથવા આ ખરું કહ્યું છે કે

કોઈ પણ કોઇનો નિતાંત વેરી કે નિતાંત મિત્ર નથી; કોઇ મનુષ્ય કોઈ કારણસર મિત્રદ્વારા નાશ પામે અને શત્રુદ્વારા રક્ષાય એવું પણ જોવામાં આવે છે. ૧૧૩.

માટે તારું સ્વાગત હો! તારા ઘરની જેમ આ સરોવરના તીર ઉપર તું રહે! તારા ધનનો નાશ થયો અને તારે વિદેશવાસ કરવો પડયો એ વિષયમાં સંતાપ ન કરીશ. કહ્યું છે કે

વાદળાંની છાયા, દુર્જનની પ્રીતિ, રંધાયેલું અન્ન, સ્ત્રીઓ, યુવાની અને ધન—એટલાંનો ઉપભોગ થોડાક સમય સુધી જ થઈ શકે છે. ૧૧૪.

તેથી જ જિતાત્મા વિવેકીઓ ધનની ઇચ્છા કરતા નથી. કહ્યું છે કે

સારી રીતે સંચિત કરેલું, જીવનની જેમ જાળવી રાખેલું, તથા પોતાના દેહથી પણ કદી અળગું નહિ કરેલું એવું નિષ્ઠુર ધન, તેનો રક્ષણહાર પુરુષ જ્યારે યમલોકમાં જાય છે ત્યારે તેની પાછળ પાંચ પગલાં પણ જતું નથી.૧૧૫.

વળી

જેમ માછલાંઓ દ્વારા જળમાં, હિંસક પશુઓ દ્વારા પૃથ્વી ઉપર અને પક્ષીઓ દ્વારા આકાશમાં માંસનું ભક્ષણ થાય છે તેમ ધનવાનનું સર્વત્ર ભક્ષણ થાય છે. ૧૧૬. ધનવાન નિર્દોષ હોય તો પણ રાજા તેને દૂષિત ગણે છે, અને નિર્ધન દૂષિત હોય તો પણ સર્વત્ર નિરુપદ્રવે રહી શકે છે. ૧૧૭. ધન કમાવામાં દુઃખ છે અને કમાયેલાનું રક્ષણ કરવામાં દુઃખ છે. તેના નાશમાં તથા વ્યયમાં પણ દુઃખ છે. કષ્ટના સ્થાનરૂપ એવા ધનને ધિક્કાર છે! ૧૧૮.

ધનની ઇચ્છાવાળો મૂઢ મનુષ્ય જે કષ્ટો સહન કરે છે તેનો શતાંશ પણ મોક્ષાર્થી મનુષ્ય સહન કરે તો મોક્ષને પામે. ૧૧૯.

વળી વિદેશવાસથી પણ તારે ઉદાસ થવું નહિ, કારણ કે ધીર અને બુદ્ધિશાળી પુરુષ માટે વળી સ્વદેશ કયો અને વિદેશ કયો? જે દેશમાં તે વાસ કરે છે તે દેશ ઉપર પોતાના બાહુના પ્રતાપથી તે વિજય મેળવી લે છે. સિંહ જે વનમાં પ્રવેશે છે તેમાં જ પોતાની દાઢ, નખ અને પૂંછડરૂપી આયુધ વડે મારેલા મોટા હાથીઓના રુધિર વડે પોતાની તૃષા છિપાવે છે. ૧૨૦.

વિદેશમાં ગયેલો નિર્ધન મનુષ્ય પણ જો બુદ્ધિમાન હોય તો તે કોઇ રીતે દુઃખ પામતો નથી. કહ્યું છે કે

સમર્થોને માટે અતિભાર શો છે? ઉદ્યમીઓને માટે દૂર શું છે? ઉત્તમ વિદ્યાવંતોને માટે વિદેશ કયો છે? પ્રિય વચન બોલનારાઓ માટે પારકો કોણ છે? ૧૨૧.

તેમાં તું તો પ્રજ્ઞાનો ભંડાર છે, સામાન્ય પુરુષ જેવો નથી. વળી ધન પ્રાપ્ત થયું હોય તો પણ કર્માનુસાર નાશ પામે છે. આટલા દિવસ એ ધન તારું હતું. જે વસ્તુ પોતાની ન હોય તે એક મુહૂર્ત પણ ભોગવી શકાતી નથી; એ વસ્તુ પોતાની મેળે પ્રાપ્ત થઇ હોય તો પણ વિધિ તે હરી લે છે.

મહા અરણ્યમાં પહોંચીને સોમિલક હિગ્મૂઢ થઇ ગયો હતો તેમ, ધનનું ઉપાર્જન કર્યા પછી પણ (વિધિની ઇચ્છા ન હોય તો) તે ભોગવી શકાતું નથી." ૧૨૨.

હિરણ્યક બોલ્યો, "એ કેવી રીતે?" મંથરક કહેવા લાગ્યો—

## (૫) વણકર અને ભાગ્યદેવતા[17]

"કોઈ એક નગરમાં સોમિલક નામે વણકર રહેતો હતો. તે રાજાઓને યોગ્ય તથા અનેક પ્રકારની વસ્ત્રરચના વડે રંજિત વસ્ત્રો સદા તૈયાર કરતો હતો. અનેક પ્રકારની વસ્ત્રરચનામાં નિપુણ હોવા છતાં કોઈ રીતે તેને ભોજન અને વસ્ત્ર કરતાં વધારે ધન મળતું નહોતું. પણ જાડાં વસ્ત્રો બનાવવાનું જાણનારા ત્યાં વસતા બીજા સામાન્ય વણકરો ઘણી સમૃદ્ધિવાળા હતા. તેઓને જોઈને તે પોતાની પત્નીને કહેવા લાગ્યો, "પ્રિયે ! સુવર્ણ અને ધનથી સમૃદ્ધ એવા આ જાડાં વસ્ત્ર વણનારાઓને જો. માટે આ સ્થાનમાં હું રહી શકું તેમ નથી. ધન કમાવાને હું અન્યત્ર જાઉં છું." તે બોલી, "હે પ્રિયતમ ! અન્ય સ્થાને જનારને ધન મળે છે અને પોતાના સ્થાનમાં મળતું નથી—એ તો મિથ્યા પ્રલાપ છે. કહ્યું છે કે

પક્ષીઓ જે આકાશમાં ઊડે છે અથવા પૃથ્વી ઉપર ઊતરે છે તે પણ (પૂર્વકૃત કર્મોની) પ્રાપ્તિ અનુસાર હોય છે; (દવે) આપ્યા સિવાય કોઈ વસ્તુ ઉપસ્થિત થતી નથી. ૧૨૩.

તેમજ

જે ન થવાનું હોય તે થતું નથી, જે થવાનું હોય તે વિના યત્ને પણ થાય છે; જેની ભવિતવ્યતા ન હોય તે વસ્તુ હથેળીમાં આવેલી હોય તોપણ નાશ પામે છે. ૧૨૪. જેમ હજારો ગાયોમાંથી પણ વાછડું પોતાની માતાને ખોળી કાઢે છે તેમ પૂર્વે કરેલું કર્મ તેના કરનારની પાછળ જાય છે. ૧૨૫. મનુષ્યોનું પૂર્વકૃત કર્મ મનુષ્ય સૂતો હોય તો સાથે સૂએ છે, જતો હોય તો પાછળ જાય છે અને ઊભો રહે તો તેની સાથે ઊભું રહે છે. ૧૨૬. જેમ છાયા અને પ્રકાશ પરસ્પર સારી રીતે બંધાઈને રહેલાં છે તેમ કર્મ અને તેનો કર્તા પરસ્પર સંશ્લિષ્ટ છે. ૧૨૭.

---

૧૭. તંત્રાખ્યાયિકા ૨-૪, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૨-૫. બીજી પ્રાચીન પાઠપરંપરાઓમાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં પણ આ કથા નથી.

માટે તમે અહીં જ ઉદ્યમ કરતા રહો." વણકર બોલ્યો, "પ્રિયે ! તેં ઠીક ન કહ્યું. ઉદ્યમ વિના કર્મ ફળતું નથી. કહ્યું છે કે

જેમ એક હાથે તાળી પડતી નથી તેમ ઉદ્યમ વિના કર્મનું ફળ મળતું નથી, એમ સ્મૃતિ કહે છે. ૧૨૮. ભોજનના સમયે કર્મવશાત્ પ્રાપ્ત થયેલું ભોજન પણ હસ્તના ઉદ્યમ વિના કોઈ રીતે મુખમાં પ્રવેશતું નથી તે જુઓ ! ૧૨૯.

તેમજ

ઉદ્યોગી પુરુષસિંહને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. 'દૈવ એ જ ખરું છે' એમ તો બાયલાઓ કહે છે, માટે દૈવને દૂર કરીને તારી શક્તિ અનુસાર પરાક્રમ કર; યત્ન કરવા છતાં પણ જો કાર્યસિદ્ધિ ન થાય તો એમાં શો દોષ ? ૧૩૦.

તેમજ

કાર્યો ઉદ્યમથી સિદ્ધ થાય છે, મનોરથોથી નહિ; મૃગો સૂતેલા સિંહના મુખમાં પ્રવેશ કરતા નથી જ. ૧૩૧. હે રાજન્ ! ઉદ્યમ વિના મનોરથો સિદ્ધ થતા નથી; 'જે થવાનું હશે તે થશે' એમ તો બાયલાઓ કહે છે. ૧૩૨. પોતાની શક્તિ અનુસાર ઉદ્યમ કરવા છતાં કાર્યસિદ્ધિ ન થાય તો દૈવે જેના પરાક્રમને આંતરેલું છે એવા (ઉદ્યમી) પુરુષનો એમાં દોષ નથી. ૧૩૩.

માટે મારે અવશ્ય દેશાન્તરમાં જવું જોઈએ." આ પ્રમાણે નિશ્ચય કરીને વર્ધમાનપુરમાં[૧૮] જઈને ત્યાં ત્રણ વર્ષ સુધી રહીને ત્રણસો સુવર્ણ ઉપાર્જન કરીને તે ફરી પોતાને ઘેર આવવા નીકળ્યો. અર્ધે રસ્તે તે એક અટવીમાં આવ્યો એ સમયે ભગવાન સૂર્ય અસ્ત પામ્યા. જંગલી પ્રાણીઓના ભયથી વડની જાડી શાખા ઉપર ચડીને તે સૂઈ રહ્યો તે સમયે મધ્ય રાત્રિએ તેણે બે ભયંકર આકૃતિવાળા

૧૮. પૂર્ણભદ્રમાં પણ વર્ધમાનપુર છે. તંત્રાખ્યાયિકામાં નગરનું નામ નથી. આ વર્ધમાનપુર તે હાલનું વઢવાણ હોવાનો સંભવ છે.

પુરુષોને પરસ્પર વાત કરતા સાંભળ્યા. તેમાંનો એક બોલ્યો, "હે કર્તા ! તું શું બરાબર જાણતો નથી કે આ સોમિલકના ભાગ્યમાં ભોજન અને વસ્ત્ર માટે જરૂરી હોય તે કરતાં અધિક સમૃદ્ધિ નથી ? તો પછી તેં શા માટે એને ત્રણસો સુવર્ણ આપ્યાં ?" તે બોલ્યો, "હે કર્મ ! મારે ઉદ્યોગી મનુષ્યોને અવશ્ય આપવું જોઈએ, પણ ત્યાં એનું પરિણામ તારે અધીન છે."

પછી જ્યારે વણકર જાગ્યો અને પોતાની સુવર્ણની થેલી તપાસી તો ખાલી જોઈ. આથી તે સખેદ વિચાર કરવા લાગ્યો, "અહો ! આ શું ? મહાકષ્ટથી ઉપાર્જિત કરેલું ધન એકાએક ક્યાં ચાલ્યું ગયું ? જેનો શ્રમ વ્યર્થ ગયો છે એવો હું અકિંચન સ્થિતિમાં પત્ની અને મિત્રોને શી રીતે મોં બતાવું ?" આ પ્રમાણે નિશ્ચય કરીને તે ફરી પાછો એ જ નગરમાં ગયો. ત્યાં એક વર્ષમાં પાંચસો સુવર્ણ ઉપાર્જન કરીને ફરી પાછો પોતાને સ્થાને જવા નીકળ્યો. અર્ધે રસ્તે તે અટવીમાં આવ્યો ત્યારે ભગવાન સૂર્ય અસ્ત પામ્યા, એટલે થાકેલો હોવા છતાં સુવર્ણનો નાશ થવાના ભયથી વિશ્રામ નહિ લેતાં કેવળ ઘેર જવાની ઉત્કંઠાથી તે સત્વર ચાલવા લાગ્યો. તે સમયે પહેલાંના જેવા જ બે પુરુષોને તેણે પોતાના દૃષ્ટિ સામે આવતા તથા વાત કરતા સાંભળ્યા. તેમાંના એકે કહ્યું, "હે કર્તા ! તેં આને પાંચસો સુવર્ણ શા માટે આપ્યાં ? તું શું જાણતો નથી કે ભોજન અને વસ્ત્રથી વધારે કંઈ એના ભાગ્યમાં નથી ?" તે બોલ્યો, "હે કર્મ ! ઉદ્યોગી જનોને તો મારે અવશ્ય આપવું જોઈએ. તેનું પરિણામ તારે અધીન છે. માટે મને શા માટે ઠપકો આપે છે ?" એ સાંભળીને સોમિલકે પોતાની થેલી તપાસી તો એમાં સુવર્ણ નહોતાં. એથી અત્યંત દુઃખ પામેલો તે વિચાર કરવા લાગ્યો, "અહો ! નિર્ધન એવા મારે જીવીને શું કામ છે ? માટે આ વડના ઝાડ ઉપર ફાંસો ખાઈને હું પ્રાણત્યાગ કરું." એ પ્રમાણે નિશ્ચય કરીને દર્ભનું દોરડું બનાવી, પોતાના કંઠમાં પાશ નાખી, શાખામાં તે બાંધી જ્યાં

લટકવા જતો હતો ત્યાં આકાશમાં રહેલા એક પુરુષે તેને કહ્યું, "અરે, અરે સોમિલક ! આ પ્રમાણે સાહસ ન કર. તારું ધન હરી લેનાર હું છું; અને તારી પાસે ભોજન અને વસ્ત્ર કરતાં એક કોડી પણ વધારે હોય એ હું સહન કરી શકું એમ નથી. માટે તું તારે ઘેર જા. વળી તારા સાહસથી હું સંતુષ્ટ થયો છું તેમજ મારું દર્શન વ્યર્થ નહિ જાય. માટે તને ઇષ્ટ એવું કોઈ વરદાન માગ." સોમિલક બોલ્યો, "જો એમ હોય તો મને પુષ્કળ ધન આપો" તેણે કહ્યું "અરે ! ઉપભોગ વિનાના ધનને તું શું કરીશ ? કારણ કે ભોજન અને વસ્ત્રથી અધિક પ્રાપ્તિ જ તારા ભાગ્યમાં નથી. કહ્યું છે કે

પથિકો જેનો વેશ્યાની જેમ સામાન્યપણે ઉપભોગ કરી શકતા ન હોય એવી કેવળ કુલવધૂ જેવી લક્ષ્મી શા કામની ?" ૧૩૪.

સોમિલક બોલ્યો, "ભલે ઉપભોગ કરવાનું ન હોય, તો પણ મને ધન મળો. કહ્યું છે કે

જેની પાસે ધનનો સંચય હોય તે મનુષ્ય કૃપણ કે અકુલીન હોય તો પણ જગતમાં સદા આશ્રિત મનુષ્યો વડે સેવાય છે. ૧૩૫.

તેમજ

હે ભદ્રે ! શિથિલ છતાં સારી રીતે વળગી રહેલા આ બે (માંસ-પિંડ) 'પડશે કે નહિ પડે ?' એ આશામાં મેં પંદર વર્ષ સુધી જોયાં કર્યાં." ૧૩૬.

પુરુષ બોલ્યો, "એ કેવી રીતે ?" સોમિલક કહેવા લાગ્યો—

## (૬) શિયાળ અને સાંઢ[૧૯]

"કોઈ એક સ્થાનમાં તીક્ષ્ણવિષાણ નામે મોટો સાંઢ રહેતો હતો. તે મદના અતિરેકથી પોતાના યૂથનો ત્યાગ કરીને,

૧૯. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૨-૭. પશ્ચિમ ભારતીય પંચતંત્ર અને પૂર્ણભદ્ર સિવાયની બીજી પાઠપરંપરાઓમાં આ કથા નથી અને પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે સ્વીકારવામાં આવેલી નથી.

શિંગડાં વડે નદીના કિનારા ખોદી નાખતો, મરકત જેવાં કૂણાં ઘાસ સ્વેચ્છાપૂર્વક ખાતો અરણ્યમાં ફરવા લાગ્યો. હવે, તે વનમાં પ્રલોભક નામે શિયાળ રહેતો હતો. તે એક વાર પોતાની પત્નીની સાથે નદીકિનારે સુખપૂર્વક બેઠો હતો. તે સમયે તીક્ષ્ણવિષાણ પાણી પીવા માટે તે જ કિનારા ઉપર આવ્યો. એટલે તેના લટકતા વૃષણ જોઈને શિયાળણીએ શિયાળને કહ્યું, "સ્વામી ! આ વૃષભના માંસપિંડ લટકે છે તે જુઓ. એક ક્ષણ અથવા પહોર પછી તે નીચે પડી જશે, એમ જાણીને તમારે તેની પાછળ જવું જોઈએ." શિયાળ બોલ્યો "પ્રિયે ! એનું પતન કદી પણ થશે કે નહિ તે કહી શકાય તેમ નથી. માટે તું મને વૃથા પરિશ્રમમાં શા માટે યોજે છે ? પાણી પીવા આવતા ઊંદરોનું તારી સાથે અહીં બેસીને હું ભક્ષણ કરીશ, કેમ કે આ તેમનો આવવાનો માર્ગ છે. હવે જો તને મૂકીને આ તીક્ષ્ણવિષાણ વૃષભની પાછળ હું જઈશ તો બીજો કોઈ આ સ્થાન ઉપર આવાને બેસી જશે. માટે એમ કરવું યોગ્ય નથી. કહ્યું છે કે

ધ્રુવ વસ્તુઓનો ત્યાગ કરીને જે અધ્રુવ વસ્તુઓને સેવે છે તેની ધ્રુવ વસ્તુઓ નાશ પામે છે, અને અધ્રુવ તો નાશ પામેલી છે જ." ૧૩૭.

શિયાળણી બોલી, "તમે કાયર છો, કારણ કે જે કંઈ પ્રાપ્ત થાય છે તેનાથી સંતોષ પામો છો. કહ્યું છે કે

નાની નદી ઝટ ભરાઈ જાય છે, ઊંદરની અંજલિ ઝટ ભરાઈ જાય છે, અને સંતોષમાં રહેતો કાયર મનુષ્ય પણ અલ્પ વસ્તુથી તુષ્ટ થાય છે. ૧૩૮.

માટે પુરુષે સદા ઉત્સાહ રાખવો જોઈએ. કહ્યું છે કે

જ્યાં ઉત્સાહપૂર્વક આરંભ થાય છે, જ્યાં આળસનો ત્યાગ થાય છે અને જ્યાં નીતિ તથા પરાક્રમનો સંયોગ થાય છે ત્યાં લક્ષ્મી અવશ્ય નિશ્ચલ રહે છે. ૧૩૯. 'દૈવ જ ખરું છે' એમ વિચારીને

પોતાના ઉદ્યમનો ત્યાગ કરવો નહિ; ઉદ્યમ વિના તલમાંથી તેલ પેદા થતું નથી. ૧૪૦.

વળી

જે મંદબુદ્ધિ મનુષ્ય થોડાથી જ સંતોષ માને છે તે ભાગ્યહીનને આપવામાં આવેલી લક્ષ્મી પણ ઘસાઈ જાય છે. ૧૪૧.

વળી તમે કહો છો કે 'આ પડશે કે નહિ પડે?' એ પણ અયોગ્ય છે. કહ્યું છે કે

કૃતનિશ્ચય જનો વંદન કરવા યોગ્ય છે, માત્ર મોટાઈ કંઈ કામની નથી. ચાતક કેવો બિચારો–અલ્પ છે, પણ ઇન્દ્ર તેને માટે પાણી લાવવાનું કામ કરે છે. ૧૪૨.

વળી ઉંદરના માંસ ઉપર પણ મને અભાવ થયો છે. આ માંસપિંડ પડું પડું થઈ રહેલા જણાય છે. માટે તમારે સર્વથા બીજું કંઈ કરવું નહિ." એ સાંભળીને તે શિયાળ ઉંદર મળે એવી જગ્યા છોડીને તીક્ષ્ણવિષાણની પાછળ ગયો. અથવા આ ખરું કહ્યું છે કે

સ્ત્રીનાં વાક્યરૂપી અંકુશથી વીંધાઈને બળપૂર્વક પકડાયો ન હોય ત્યાંસુધી જ પુરુષ પોતાનાં કાર્યો સ્વતંત્ર રીતે કરવાને સમર્થ હોય છે. ૧૪૩. સ્ત્રીનાં વાક્યથી પ્રેરાયેલો પુરુષ અકાર્યને કાર્ય, અગમ્યને ગમ્ય અને અભક્ષ્યને ભક્ષ્ય માને છે. ૧૪૪.

એ પ્રમાણે સાંઢની પાછળ ભાર્યાસહિત ભમતાં તેણે ઘણો કાળ ગાળ્યો, પણ તે માંસપિંડનું પતન થયું નહિ. પછી પંદરમા વર્ષે ખેદ પામીને શિયાળે પોતાની પત્નીને કહ્યું,

"હે ભદ્રે! શિથિલ છતાં સારી રીતે વળગી રહેલા આ બે (માંસપિંડ) 'પડશે કે નહિ પડે?' એવી આશામાં મેં પંદર વર્ષ સુધી જોયાં કર્યાં ૧૪૫.

હવે પછી પણ તે પડશે નહિ. માટે આપણા તે જ સ્થાનમાં પાછાં જઈએ."

તેથી હું કહું છું કે—હે ભદ્રે ! શિથિલ છતાં સારી રીતે વળગી રહેલા આ બે (માંસપિંડ) 'પડશે કે નહિ પડે?' એવી આશામાં મેં પંદર વર્ષ સુધી જોયાં કર્યા." ૧૪૬.

પુરુષ બોલ્યો, "જો એમ છે તો ફરી વર્ધમાનપુરમાં જા. ત્યાં બે વાણિયા વસે છે. એક ગુપ્તધન (ધનનું રક્ષણ કરનાર) છે અને બીજો ઉપભુક્તધન (ધનનો ઉપભોગ કરનાર) છે. તે બન્નેનું સ્વરૂપ જાણીને તેઓમાંથી એકના જેવો થવાનું વરદાન માગજે. જો તને ઉપભોગ વિનાના ધનનું પ્રયોજન હશે તો હું તને ગુપ્તધન બનાવીશ, તથા દાન અને ઉપભોગમાં વપરાતા ધનનું પ્રયોજન હશે તો ઉપભુક્તધન બનાવીશ." એમ કહીને તે અદૃશ્ય થયો. વિસ્મિત મનવાળો સોમિલક પણ ફરીવાર વર્ધમાનપુર ગયો. પછી થાકેલો એવો તે સંધ્યા સમયે તે નગરમાં પહોંચ્યો અને ગુપ્તધનનું ઘર પૂછતો, મુશ્કેલીએ તે ખોળીને સૂર્ય આથમ્યો તે સમયે ઘરમાં ગયો. પછી પત્ની અને પુત્ર સહિત ગુપ્તધને તિરસ્કાર કરવા છતાં હઠપૂર્વક ઘરમાં પેસીને બેઠો. પછી ભોજન સમયે તેને ભાવ વિનાનું કંઈક ખાવાનું આપવામાં આવ્યું. ખાઈને સૂઈ રહ્યા પછી મધ્યરાત્રિએ જુએ છે તો એ જ બે પુરુષો પરસ્પર મંત્રણા કરતા હતા. એમાંનો એક બોલ્યો, "હે કર્તા ! શું આ ગુપ્તધન માટે તેં બીજો અધિક ખર્ચ નિર્મિત કરેલો છે, કે જેથી તેણે સોમિલકને ભોજન આપ્યું ? માટે આ તેં અયોગ્ય કર્યું." તે બોલ્યો, "હે કર્મ ! એમાં મારો દોષ નથી. મારે તો મનુષ્યને લાભપ્રાપ્તિ આપવી જોઈએ. પણ તેનું પરિણામ તો તારે અધીન છે."

પછી સવારે જ્યારે સોમિલક ઊઠ્યો ત્યારે ઝાડાથી પીડાતો ગુપ્તધન ક્ષણેક વાર વેદનાથી ત્રાસ પામ્યો. આ શરીરદોષને કારણે તેણે બીજે દિવસે ઉપવાસ કર્યો. સોમિલક પણ પ્રભાતે તેના ઘેરથી નીકળીને ઉપભુક્તધનને ઘેર ગયો. તેણે સામે આવીને સોમિલકનો સત્કાર કર્યો તથા ભોજન, વસ્ત્રાદિ વડે તેનું સન્માન કર્યું. પછી તેને ઘેર

સુંદર શય્યામાં સોમિલક સૂઈ ગયો. પછી મધ્યરાત્રિએ જુએ છે તો તે જ બે પુરુષો પરસ્પર વાર્તાલાપ કરતા હતા. અહીં તેમાંના એકે કહ્યું, "સોમિલક ઉપર ઉપકાર કરતાં આ ઉપભુક્તધને ઘણો વ્યય કર્યો છે. માટે કહે, હવે એનો ઉદ્ધાર કેવી રીતે થશે? આ બધું જ તેણે વાણિયાને ઘેરથી (દેવું કરીને) આણેલું છે." બીજો બોલ્યો, "હે કર્મ! એ મારું કાર્ય છે. તેનું પરિણામ તારે અધીન છે" પછી પ્રભાતમાં રાજપુરુષ રાજપ્રસાદરૂપ ધન લઈને આવ્યો અને તે ઉપભુક્તધનને આપ્યું. તે જોઈને સોમિલક વિચાર કરવા લાગ્યો, "સંગ્રહ વિનાનો હોવા છતાં આ ઉપભુક્તધન ઉત્તમ છે, પેલો ગુપ્તધન નહિ. કહ્યું છે કે

અગ્નિહોત્ર એ વેદનું ફળ છે, શીલ અને સદાચાર એ શાસ્ત્રનું ફળ છે, રતિ અને પુત્ર એ સ્ત્રીનું ફળ છે, તથા દાન અને ઉપભોગ એ ધનનું ફળ છે. ૧૪૭.

માટે વિધાતા મને ઉપભુક્તધન બનાવો. મારે ગુપ્તધન બનવાનું કામ નથી."

પછી સોમિલક ધનનું દાન અને ઉપભોગ કરનારો થયો.

**તેથી હું કહું છું કે—મહાઅરણ્યમાં પહોંચીને સોમિલક દિગ્મૂઢ થઈ ગયો હતો તેમ, ધનનું ઉપાર્જન કર્યા પછી પણ (વિધિની ઇચ્છા ન હોય તો) તે ભોગવી શકાતું નથી. ૧૪૮.**

**માટે હે ભદ્ર હિરણ્યક! આ પ્રમાણે જાણીને ધનના વિષયમાં સંતાપ કરવો નહિ. વળી ધન હોવા છતાં તેનો ઉપભોગ કરી શકાતો ન હોય તો તે નથી એમ જ માનવું. કહ્યું છે કે**

**ઘરની અંદર દાટેલા ધનથી લોકો જો ધનિક હોય તો એ જ ધનથી અમે શા સારૂ ધનિક ન થઈએ—કહેવાઈએ? ૧૪૯.**

તેમજ

તળાવમાં રહેલા પાણીને બહાર કાઢી નાખવું એ તેનું રક્ષણ છે (એથી તળાવ સ્વચ્છ રહે છે) તે પ્રમાણે ઉપાર્જિત કરેલા ધનનું દાન કરવું એ જ તેનું રક્ષણ છે. ૧૫૦.

વળી

દાન, ઉપભોગ અને નાશ—એ પ્રમાણે ધનની ત્રણ ગતિ થાય છે. જે દાન આપતો નથી કે ઉપભોગ કરતો નથી તેના ધનની ત્રીજી ગતિ અર્થાત્ નાશ થાય છે.૧૫૧.

એમ જાણીને વિવેકી પુરુષે સંઘરા માટે ધનોપાર્જન કરવું નહિ, કેમકે એ તો દુઃખકારી થઈ પડે છે. કહ્યું છે કે

સંતોષામૃતથી તૃપ્ત થયેલા શાન્તચિત્ત મનુષ્યોને જે સુખ થાય છે તે આમથી તેમ દોડતા ધનલોભીઓને ક્યાંથી પ્રાપ્ત થાય ? ૧૫૨. અમૃતની જેમ સંતોષનું પાન કરનારાઓને પરમ શાન્તિ થાય છે, પણ અસંતોષી પુરુષોને નિરંતર દુઃખ થાય છે. ૧૫૩. ચિત્તનો નિરોધ કરવાથી સર્વ ઇન્દ્રિયોનો પણ નિરોધ થાય છે; સૂર્ય વાદળાંથી છવાતાં તેનાં કિરણો પણ છવાય છે. ૧૫૪. શાન્ત મહર્ષિઓ ઇચ્છાના વિચ્છેદને સ્વાસ્થ્ય—શાન્તિ કહે છે; અગ્નિના સેવનથી જેમ તરસ શમતી નથી તેમ ધન વડે ઇચ્છા શમતી નથી. ૧૫૫. ધનને માટે મનુષ્યો શું શું નથી કરતા ? તેઓ અનિન્દ્યની નિન્દા કરે છે અને અસ્તુત્યની ઊંચેથી સ્તુતિ કરે છે. ૧૫૬. જે ધર્મને માટે ધન મેળવવા ઇચ્છે છે તેનો પણ તે પ્રયત્ન શુભકારી નથી; કાદવને ધોઈ નાખવો તે કરતાં દૂર રહીને તેનો સ્પર્શ જ ન કરવો એ સારું ૧૫૭. જગતમાં દાન જેવો બીજો કોઈ નિધિ—ભંડાર નથી અને

લોભ જેવો બીજો કોઈ શત્રુ નથી, શીલ જેવું બીજું કોઈ આભૂષણ નથી અને સંતોષ જેવું બીજું કોઈ ધન નથી. ૧૫૮ જેનામાં માનરૂપી ધનની અલ્પતા હોય તેને જ દરિદ્રતાની પરમ મૂર્તિ ગણવો જોઈએ; શિવ પાસે ધનમાં માત્ર એક ઘરડો બળદ છે, તો પણ તે પરમેશ્વર છે. ૧૫૯.

હે ભદ્ર! એમ જાણીને તારે સંતોષ રાખવો" મંથરકનું વચન સાંભળીને કાગડો બોલ્યો, "ભદ્ર! મંથરક આ જે કહે છે તે તારે ચિત્તમાં રાખવું. અથવા આ ખરું કહ્યું છે કે

હે રાજન્! સતત મીઠું બોલનારા પુરુષો સુલભ છે, પણ અપ્રિય તથા હિતકારી એવું વચન બોલનાર અને સાંભળનાર દુર્લભ છે ૧૬૦. આ જગતમાં જેઓ મનુષ્યોને અપ્રિય છતાં હિતકારી વચનો કહે છે તેઓને જ મિત્રો કહેલા છે, બીજાઓ તો નામધારીઓ છે." ૧૬૧.

તેઓ આ પ્રમાણે વાર્તાલાપ કરતા હતા એવામાં પારધિથી ત્રાસેલો ચિત્રાંગ નામનો મૃગ તે જ સરોવરમાં આવ્યો. તેને ગભરાટમાં આવતો જોઈને લઘુપતનક વૃક્ષ ઉપર ચડી ગયો. હિરણ્યક શરસ્તંભમાં ( શર નામે ઘાસના ઝુંડમાં) પ્રવેશ્યો; અને મંથરક જળાશયમાં પેસી ગયો. પછી લઘુપતનકે મૃગને બરાબર ઓળખીને મંથરકને કહ્યું "આવ, આવ, મિત્ર મંથરક! આ તો તૃષાથી પીડાયેલો મૃગ સરોવરમાં આવ્યો છે આ શબ્દ તેનો છે, મનુષ્યથી ઉત્પન્ન થયેલો નથી" તે સાંભળીને મંથરકે દેશકાલોચિત વચન કહ્યું, "હે લઘુપતનક! આ મૃગ ખૂબ

શ્વાસે ભરાયેલો દેખાય છે તથા બેબાકળી નજરે પાછળ જુએ છે, તેથી એ તૃષાર્ત નથી, પણ પારધિથી ત્રાસેલો જણાય છે માટે તેની પાછળ પારધિઓ આવે છે કે કેમ એની તપાસ કર. કહ્યું છે કે

ભયથી ત્રાસેલો મનુષ્ય વારંવાર ખૂબ હાંફે છે, દિશાઓમાં જુએ છે અને ક્યાંય શાન્તિ પામતો નથી." ૧૬૨.

એ સાંભળીને ચિત્રાંગ બોલ્યો, "હે મંથરક! મારા ભયનું કારણ તેં બરાબર જાણ્યું પારધિના બાણના પ્રહારથી બચીને હું મુશ્કેલીએ અહીં આવ્યો છું. મારા યૂથનો એ પારધિઓએ નાશ કરી નાખ્યો હશે. માટે શરણાગત એવા મને જ્યાં પારધિઓ આવી શકે નહિ એવી કોઇ જગ્યા બતાવ." તે સાંભળીને મંથરક બોલ્યો, "હે ચિત્રાંગ! નીતિશાસ્ત્ર સાંભળ,

શત્રુનું દર્શન થતાં તેનાથી છૂટવા માટે એમાં બે ઉપાય કહેલા છે—એક હાથ ચલાવવાનો (યુદ્ધ કરવાનો) અને બીજો પગના વેગનો (નાસી છૂટવાનો) ૧૬૩.

માટે હજી એ દુરાત્મા પારધિઓ આવ્યા નથી ત્યાંસુધી તું જલદીથી ગહન વનમાં ચાલ્યો જા." એ સમયે લઘુપતનકે સત્વર આવીને કહ્યું, "હે મંથરક! એ પારધિઓ ઘણા માંસપિંડો લઇને પોતાના ઘર તરફ ગયા છે. માટે, ચિત્રાંગ! તું વિશ્વાસપૂર્વક પાણીની બહાર આવ." પછી મિત્રભાવને પામેલા તે ચારે એ સરોવરને કિનારે મધ્યાહ્નકાળે વૃક્ષની છાયા નીચે બેસીને સુભાષિતગોષ્ઠિ અનુભવતા સુખપૂર્વક સમય ગાળવા લાગ્યા. અથવા આ યોગ્ય કહ્યું છે કે

જેમાં શરીર ઉપર રોમાંચનું આચ્છાદન થાય છે એવું સુખ સુભાષિતોનો રસાસ્વાદ કરવાથી કવિઓને સ્ત્રીઓના સંગમ વિના પણ મળે છે. ૧૬૪.

તેમજ

જે એક વાર કહેલું ગ્રહણ કરતો નથી અથવા પોતે જ તે પ્રમાણે કરતો નથી અથવા જેની પાસે સદુક્તિઓનો સંગ્રહ નથી, તે સુભાષિત કયાંથી બોલે ? ૧૬૫.

હવે, એક દિવસે ગોષ્ઠિના સમયે મૃગ આવ્યો નહિ, એટલે વ્યાકુળ થયેલા તેઓ પરસ્પરને કહેવા લાગ્યા, "આજે શું થયું હશે, જેથી મિત્ર આવ્યો નથી ? શું સિંહાદિ પ્રાણીઓએ અથવા પારધિઓએ તેને મારી નાખ્યો હશે ? અથવા દાવાનળમાં બળી ગયો હશે ? કે નવાં તૃણ ખાવાની લાલચથી વિષમ ખાડામાં પડી ગયો હશે ? અથવા આ ખરું કહ્યું છે કે

પ્રિયજન ઘરના ઉદ્યાનમાં ગયો હોય તો પણ સ્નેહીજનો મોહને લીધે અશુભની શંકા કરે છે, તો ઘણાં વિઘ્નો અને ભયથી ભરેલા વનમાં તે ગયો હોય ત્યારે તો શું કહેવું ?" ૧૬૬.

પછી મંથરકે કાગડાને કહ્યું, "હે લઘુપતનક ! હું અને હિરણ્યક તો અમારી મંદગતિને કારણે તેની શોધ કરવાને અસમર્થ છીએ. માટે તું અરણ્યમાં જઇને કોઈ સ્થળે તે જીવતો જડે તો શોધ કર." તે સાંભળીને લઘુપતનક થોડેક દૂર ગયો તો એક તળાવના કિનારે ચિત્રાંગને કૂટપાશમાં બંધાયેલો જોયો. તે જોઇને શોકથી વ્યાકુળ ચિત્તવાળા

તેણે તેને કહ્યું, "ભદ્ર! આ શું?" ચિત્રાંગ પણ કાગડાને જોતાં મનમાં વિશેષ દુઃખી થયો. અથવા એ યોગ્ય હતું.

પ્રાણીઓનો દુઃખવેગ ધીરો થયો હોય અથવા નાશ પામી ગયો હોય તો પણ ઘણું કરીને સ્નેહી જનોના દર્શનથી તે પાછો વૃદ્ધિ પામે છે. ૧૬૭.

પછી ડૂમો ઊતર્યા પછી ચિત્રાંગે લઘુપતનકને કહ્યું, "હે મિત્ર! હવે તો આ મારું મોત આવ્યું છે, માટે તારી સાથે મારું મિલન થયું એ યોગ્ય થયું. કહ્યું છે કે

પ્રાણનાશ ઉત્પન્ન થયો હોય તે સમયે મિત્રનું દર્શન થાય તે, પ્રાણી પછીથી જીવે કે મરે તો પણ, બન્નેને સુખકારી થાય છે. ૧૬૮.

માટે મેં સુભાષિતગોષ્ઠિમાં સ્નેહથી જે કંઈ કહ્યું હોય તે માટે ક્ષમા કરજે. તથા હિરણ્યક અને મંથરકને પણ મારા વચનથી કહેજે કે

મેં જાણીને અથવા અજાણતાં તમને જે કડવું વચન કહ્યું હોય તેની તમે બન્ને આજે મને કૃપા કરીને ક્ષમા આપજો." ૧૬૯.

એ સાંભળીને લઘુપતનક બોલ્યો, "ભદ્ર! અમારા જેવા મિત્રો વિદ્યમાન હોય ત્યાંસુધી તારે ડરવું નહિ. હમણાં જ હું હિરણ્યકને લઈને જલદીથી આવું છું. બીજું, જેઓ સત્પુરુષો હોય છે તેઓ દુઃખમાં વ્યાકુળતા પામતા નથી. કહ્યું છે કે

સંપત્તિમાં જેને હર્ષ નથી, વિપત્તિમાં વિષાદ નથી અને રણમાં ભીરુતા નથી એવા, ત્રણ ભુવનના તિલકરૂપ વિરલ પુત્રને માતા જન્મ આપે છે." ૧૭૦.

એમ કહીને ચિત્રાંગને આશ્વાસન આપીને, હિરણ્યક અને મંથરક જ્યાં હતા ત્યાં જઇને લઘુપતનકે તેમને ચિત્રાંગ પાશમાં પડ્યો હોવાનો સર્વ વૃત્તાન્ત કહ્યો. ચિત્રાંગને પાશમાંથી મુક્ત કરવાનો જેણે નિશ્ચય કર્યો હતો એવા હિરણ્યકને પીઠ ઉપર બેસાડીને ફરી વાર તે ચિત્રાંગની પાસે ગયો. ઊંદરને જોઇને જેને જીવનની કંઇક આશા પેદા થઈ છે એવો તે પણ બોલ્યો,

"આપત્તિનો નાશ કરવા માટે શુદ્ધ મિત્રો કરવા; જે મિત્ર વિનાનો હોય છે તે આપત્તિને તરી શકતો નથી." ૧૭૧.

હિરણ્યકે કહ્યું, "ભદ્ર! તું તો નીતિશાસ્ત્રને જાણનારો અને દક્ષ છે. માટે તું આ કૂટપાશમાં કેવી રીતે પડ્યો તે કહે." તેણે કહ્યું, "અરે! આ વિવાદનો સમય નથી; માટે તે પાપાત્મા પારધિ આવી પહોંચે નહિ ત્યાંસુધીમાં મારા પગ ઉપરનો આ પાશ તું જલદી કાપી નાખ." તે સાંભળીને હિરણ્યકે હસીને કહ્યું, "હું આવી પહોંચ્યો છું, પછી તું પારધિથી શા માટે ડરે છે? તારા જેવા નીતિશાસ્ત્રપ્રવીણો પણ આવી અવસ્થા પામે છે, તેથી મને શાસ્ત્ર પ્રત્યે મોટો વિરાગ થયો છે, માટે તને પૂછું છું." તેણે કહ્યું. "મિત્ર! કર્મથી બુદ્ધિ પણ હણાઈ જાય છે. કહ્યું છે કે

કાળના પાશથી બંધાયેલા અને દૈવ વડે જેમનું ચિત્ત કુંઠિત થયેલું છે એવા મોટા માણસોની બુદ્ધિ પણ વાંકી બને છે. ૧૭૨. વિધાતાએ લલાટમાં જે અક્ષરમાળા લખી છે તે પોતાની શક્તિથી ભૂંસી નાખવાને મોટા પંડિતો પણ અશક્ત છે." ૧૭૩.

તેઓ આ પ્રમાણે વાર્તાલાપ કરતા હતા ત્યાં મિત્રના દુઃખથી સંતાપ પામેલા હૃદયવાળો મંથરક પણ ધીરે ધીરે તે પ્રદેશમાં આવ્યો. તેને જોઇને લઘુપતનકે હિરણ્યકને કહ્યું, "અહો! આ સારું ન થયું." હિરણ્યકે કહ્યું, "શું તે પારધિ આવે છે?" તે બોલ્યો, "પારધિની વાત તો બાજૂએ રહી, પણ આ મંથરક આવે છે. તેણે નીતિ વિરુદ્ધ આચરણ કર્યું છે, કેમકે જો પેલો પાપાત્મા પારધિ આવી પહોંચશે તો મંથરકને કારણે આપણે પણ નક્કી નાશ પામીશું. પારધિ આવશે તો હું આકાશમાં ઊડી જઈશ, તું પણ દરમાં પ્રવેશીને પોતાનું રક્ષણ કરીશ, ચિત્રાંગ પણ વેગથી બીજી દિશામાં દોડી જશે, પણ આ જળચરનું સ્થળમાં શું થશે એ વિચારથી હું વ્યાકુળ થયો છું." એ સમયે મંથરક ત્યાં આવી પહોંચ્યો. હિરણ્યકે કહ્યું, "મિત્ર! તું અહીં આવ્યો તે ઠીક ન કર્યું. માટે તે પારધિ આવે નહિ ત્યાંસુધીમાં તું પાછો ચાલ્યો જા." મંથરકે કહ્યું, "ભદ્ર! શું કરું? ત્યાં રહેલો હું મિત્રના દુઃખરૂપી અગ્નિનો દાહ સહન કરી શકતો નહોતો, તેથી અહીં આવ્યો છું. અથવા આ ખરું કહ્યું છે કે

ઉત્તમ ઓષધ સમાન મિત્રજનનો સંયોગ જો ન હોત તો પ્રિયજનોનો વિયોગ અને ધનનો નાશ કોણ સહન કરી શકત?" ૧૭૪

તેઓ આ પ્રમાણે વાત કરતા હતા એટલામાં જેણે કાન સુધી ધનુષ્ય ખેંચ્યું છે એવો પારધિ પણ આવ્યો. તેને જોઈને ઊંદરે મૃગનો સ્નાયુપાશ તે જ ક્ષણે કાપી નાખ્યો.

એ સમયે ચિત્રાંગ પણ પોતાની પીઠ પાછળ જોતો સત્વર દોડ્યો. લઘુપતનક વૃક્ષ ઉપર ચઢી ગયો. હિરણ્યક પણ નજીકના દરમાં પ્રવેશ્યો. પછી મૃગ ચાલ્યો જવાથી ઉદાસ વદનવાળા તથા જેનો શ્રમ વ્યર્થ ગયો હતો એવા પારધિએ મંથરકને ધીરે ધીરે જમીન ઉપર જતો જોયો, અને તેણે વિચાર કર્યો, "જો કે વિધાતાએ મૃગને હરી લીધો છે, તો પણ તેણે આહાર અર્થે આ કાચબો મેળવી આપ્યો છે. માટે એના માંસથી મારા કુટુંબનો આહાર પૂરો થશે." એ પ્રમાણે વિચાર કરીને તેને દર્ભથી ઢાંકી, ધનુષ્ય ઉપર મૂકી, ખભા ઉપર લઇને તે ઘર તરફ જવા નીકળ્યો. એ સમયે તેને લઈ જવાતો જોઇને દુઃખાકુલ હિરણ્યક વિચાર કરવા લાગ્યો, "અરે ! કષ્ટ આવી પડયું ! કહ્યું છે કે

સમુદ્રની જેમ એક દુઃખનો પાર તો હું પામ્યો નથી ત્યાં બીજું દુઃખ આવી પડયું. છિદ્ર (નબળું સ્થાન) હોય ત્યાં ઘણા અનર્થો પેદા થાય છે. ૧૭૫.

કાળે જો મારા ધનનો નાશ કર્યો છે તો પછી માર્ગમાં થાકી ગયેલા એવા મારે માટે વિશ્રાન્તિરૂપ મિત્રને તેણે શા માટે હરી લીધો ? વળી મંથરક જેવો બીજો મિત્ર પણ મને મળશે નહિ. કહ્યું છે કે

દારિદ્ર્યના સમયમાં ઉત્તમ લાભ, ગુપ્ત વાતનું કથન, અને આપત્તિમાંથી મુક્તિ—એ ત્રણ મિત્રનાં ફળ છે. ૧૭૬.

એની પછી મારો બીજો કોઇ એવો મિત્ર નથી. અરેરે ! વિધાતા મારા ઉપર દુઃખરૂપી બાણોની સતત વર્ષા શા સારુ કરે છે ? કેમકે પહેલાં તો મારા ધનનો નાશ

થયો, પછી હું પરિવારથી છૂટો પડી ગયો, પછી દેશનો ત્યાગ કરવો પડ્યો, અને હવે મિત્રનો વિયોગ થાય છે. અથવા સર્વે પ્રાણીઓના જીવિતધર્મનું આ સ્વરૂપ છે. કહ્યું છે કે

કાયા વિનાશની પાસે જ રહેલી છે, સંપત્તિ એ આપત્તિનું સ્થાન છે. સંયોગની સાથે જ વિયોગ છે, અને ઉત્પન્ન થયેલી સર્વ વસ્તુ ક્ષણભંગુર છે. ૧૭૭.

તેમજ

વાગેલા ઉપર વારંવાર પ્રહારો પડે છે, ધનનો ક્ષય થતાં જઠરાગ્નિ વધે છે, આપત્તિઓમાં વેર ઉત્પન્ન થાય છે; છિદ્ર હોય ત્યાં ઘણા અનર્થો પેદા થાય છે. ૧૭૮.

અહો! કોઇએ ખરું કહ્યું છે કે

ભય પ્રાપ્ત થતાં રક્ષણરૂપ તથા પ્રીતિ અને વિશ્વાસનું સ્થાન એવું 'મિત્ર' એ પ્રમાણે બે અક્ષરનું રત્ન કોણે સર્જ્યું હશે?" ૧૭૯.

એ સમયે ચિત્રાંગ ને લઘુપતનક આક્રંદ કરતા ત્યાં જ આવ્યા. પછી હિરણ્યકે કહ્યું, "અહો! વૃથા પ્રલાપ કરવાથી શું? આ મંથરકને દૃષ્ટિમર્યાદાની બહાર ન ઉપાડી જવામાં આવે ત્યાંસુધીમાં એને મુક્ત કરવાનો ઉપાય વિચારો. કહ્યું છે કે

દુઃખ પ્રાપ્ત થતાં જે મોહવશ થઈ કેવળ વિલાપ કરે છે તે રુદનને તો વધારે છે જ, પણ દુઃખના પારને પણ પામતો નથી. ૧૮૦. નીતિશાસ્ત્રના પંડિતોએ આપત્તિનું એક જ ઓષધ કહ્યું છે; તે એ કે આપત્તિના ઉચ્છેદનો પ્રયત્ન અને વિષાદનો ત્યાગ. ૧૮૧.

વળી

થયેલા લાભના રક્ષણ માટે, ભવિષ્યના લાભની પ્રાપ્તિ માટે અને આપત્તિમાં પડેલાને મુક્ત કરવા માટે જે મંત્રણા કરવામાં આવે તે જ ઉત્તમ મંત્ર છે.” ૧૮૨.

તે સાંભળીને કાગડો બોલ્યો, “ અરે! જો એમ હોય તો મારું વચન કરો. પારધિના માર્ગમાં જઇને કોઈ તળાવ શોધી, તેને કિનારે આ ચિત્રાંગ નિશ્ચેતન થઈને પડે. હું પણ તેના માથા ઉપર બેસીને મંદ ચંચુપ્રહારોથી તેનું માથું ખોતરીશ, જેથી એ પારધિ મારા ચંચુપ્રહારના પ્રમાણથી તેને મરેલો માનીને, મંથરકને જમીન ઉપર નાખીને મૃગને માટે દોડશે. એ સમયે તારે દર્ભના બંધનના આંટાઓ કાપી નાખવા, જેથી એ મંથરક જલદી તળાવમાં પેસી જશે.” ચિત્રાંગે કહ્યું, “અરે! તેં આ સુંદર વિચાર દર્શાવ્યો. ખરેખર, મંથરકને મુક્ત થયેલો જ જાણો. કહ્યું છે કે

સર્વ પ્રાણીઓની બાબતમાં કાર્યની સિદ્ધિ થશે કે નહિ થાય એ ચિત્તનો ઉત્સાહ જ પ્રથમથી નિવેદન કરે છે; બુદ્ધિમાન પુરુષ આ જાણે છે, બીજો કોઇ જાણતો નથી.૧૮૩.

માટે એ પ્રમાણે જ કરો.” એ પ્રમાણે કરવામાં આવ્યું. એટલે પારધિએ માર્ગમાં આવેલા તળાવના કિનારે કાગડા સહિત ચિત્રાંગને એ રીતે રહેલો જોયો. તે જોઇને હર્ષ પામેલા મનવાળો તે વિચાર કરવા લાગ્યો, “જેનું કંઈક આયુષ્ય બાકી રહ્યું હતું એવો આ મૃગ કોઈ રીતે પાશ તોડીને વનાંતરમાં પ્રવેશ્યો, પણ ખરેખર પાશની વેદનાને કારણે તે બિચારો હવે મરણ પામ્યો છે. આ કાચબાને તો બરાબર બાંધી લીધો હોવાથી તે મારે

વશ જ છે. માટે આ મૃગને પણ હું ગ્રહણ કરું." એ પ્રમાણે વિચાર કરી, કાચબાને જમીન પર મૂકી તે મૃગની પાસે દોડયો. એ સમયે હિરણ્યકે વજ્રસમાન દાઢના પ્રહારથી એ દર્ભના બંધનના તે જ ક્ષણે ટુકડેટુકડા કરી નાખ્યા, અને મંથરક પણ તૃણની વચ્ચેથી નીકળીને તળાવમાં પેસી ગયો. ચિત્રાંગ પણ પારધિ આવી પહોંચે ત્યાર પહેલાં ઊઠીને કાગડાની સાથે દૂર નાસી ગયો. એ સમયે લજ્જા અને ખેદ પામેલો પારધિ પાછો ફરીને જુએ છે તો કાચબો પણ ચાલ્યો ગયો હતો. પછી ત્યાં બેસીને તે આ શ્લોક બોલ્યો,

"આ મોટો મૃગ મારી જાળમાં સપડાઈ ગયો હતો, તેને પણ તેં હરી લીધો; પછી કાચબો મળ્યો, તે પણ નક્કી તારા આદેશથી ચાલ્યો ગયો; ભાર્યા સહિત બાળકો વડે ત્યજાયેલો એવો હું ભૂખથી પીડાતો આ વનમાં ભમું છું; માટે હે સ્વામી કૃતાંત! તેં હજી જે ન કર્યું હોય તે પણ કર! તેને માટે પણ હું તૈયાર છું." ૧૮૪

એમ અનેક પ્રકારે વિલાપ કરીને તે પોતાને ઘેર ગયો. પછી તે દૂર ગયો, એટલે પરમ આનંદ પામેલા તે કાગડો, કાચબો, મૃગ અને ઊંદર એકત્ર થઇ, પરસ્પરને આલિંગન કરી, પોતાને ફરીવાર જન્મ પામેલા માનતા, તે જ સરોવરને કિનારે જઇને સુભાષિતગોષ્ઠિનો વિનોદ કરતા સમય ગાળવા લાગ્યા.

એવું જાણીને વિવેકી પુરુષે મિત્ર કરવા તેમજ મિત્રની સાથે નિષ્કપટ ભાવથી વર્તવું. કહ્યું છે કે

જે મનુષ્ય મિત્રો કરે છે, અને તેમની સાથે નિષ્કપટ ભાવે વર્તે છે તે કોઈ રીતે પરાભવનું દુઃખ પામતો નથી. ૧૮૫.

મિત્રસંપ્રાપ્તિ નામે આ બીજું તંત્ર સમાપ્ત થયું.

# ત્રીજું તંત્ર—કાકોલૂકીય

## કાગડા અને ઘુવડનો વિગ્રહ (મુખ્ય કથા)[1]

હવે, કાકોલૂકીય નામે ત્રીજા તંત્રનો આરંભ થાય છે, જેનો પહેલો શ્લોક આ છે—

જેની સાથે પૂર્વે વિરોધ થયો હોય એવો શત્રુ મિત્રતાને પામ્યો હોય તો પણ તેનો વિશ્વાસ કરવો નહિ; ઘુવડોથી ભરેલી ગુફા કાગડાએ મૂકેલા અગ્નિથી બળી ગઈ હતી તે જુઓ. ૧.

તે વિશે આ પ્રમાણે સાંભળવામાં આવે છે :

---

૧. કથાસરિત્સાગર ૧૨૧ (પૃ. ૩૨૪–૨૮), બૃહત્કથામંજરી ૧૬–શ્લો. ૪૩૭–૫૨૩. હિતોપદેશમાં આ કથા આવતી નથી, પણ તેને બદલે 'વિગ્રહ' નામના ત્રીજા અને 'સંધિ' નામના ચોથા વિભાગમાં કર્પૂરદ્વીપના રાજા હિરણ્યગર્ભ હંસ અને વિન્ધ્યગિરિના ચિત્રવર્ણ મયૂર વચ્ચેના વિગ્રહ અને સંધિની કથા આવે છે. એમાં હિતોપદેશકાર નારાયણે પંચતંત્રના આ ત્રીજા તંત્રની કથાને જ પોતાની રીતે લંબાવી છે એમ કહી શકાય. દક્ષિણ ભારતીય પંચતંત્રના ત્રીજા તંત્રનું નામ 'સંધિવિગ્રહ' છે તથા તંત્રાખ્યાયિકા અને પૂર્ણભદ્રમાં અનુક્રમે 'સંધિવિગ્રહ નામ કાકોલૂકીય' અને 'સંધિવિગ્રહાદિ સંબન્ધ કાકોલૂકીય' છે, તે પણ હિતોપદેશના ત્રીજા અને ચોથા વિભાગના નામકરણની દૃષ્ટિએ સૂચક છે. આ સંબંધમાં વધુ માટે જુઓ ઉપોદ્‌ઘાત.

વળી આ ત્રીજા તંત્રમાં બૉમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં પાંચ કથાઓ છે, જ્યારે નિર્ણયસાગરની વાચનામાં સોળ અને કાળેની વાચનામાં તેર કથાઓ છે. નિર્ણયસાગર અને કાળેની વાચનામાંની ત્રીજા તંત્રની કેટલીક કથાઓ બૉમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં ચોથા તંત્રમાં આવે છે. નિર્ણયસાગર અને કાળેમાં જે વધારાની કથાઓ છે તે માટે જુઓ આ પુસ્તકનો બીજો વિભાગ.

દક્ષિણ જનપદમાં મહિલારોપ્ય[2] નામે નગર છે. તેની પાસે અનેક પક્ષીઓથી વસાયેલું તથા અતિ ગાઢ પાંદડાં વડે છવાયેલું એક મોટું વડનું ઝાડ હતું. ત્યાં અનેક કાગડાઓના પરિવારવાળો મેઘવર્ણ નામે કાગડાનો રાજા રહેતો હતો. ત્યાં દુર્ગની રચના કરીને તે પોતાના પરિજનો સહિત સમય ગાળતો હતો. હવે, અસંખ્ય ઘુવડોના પરિવારવાળો અરિમર્દન[3] નામનો ઘુવડોનો રાજા પર્વતની ગુફારૂપી દુર્ગમાં આશ્રય કરીને રહેતો હતો; તે રાત્રે આવીને એ વડની આસપાસ ભમતો હતો, અને જે કોઈ કાગડા મળે તેનો નાશ કરતો હતો. આ પ્રમાણે નિત્ય આવીને તેણે ધીરે ધીરે એ વડના ઝાડ ઉપરના દુર્ગને કાગડા વિનાનો બનાવી દીધો. અથવા એમ થાય જ, કેમકે

જે આળસુ મનુષ્ય સ્વતંત્રપણે પ્રસરતા પોતાના શત્રુની અને રોગની ઉપેક્ષા કરે છે તે ધીરે ધીરે તે શત્રુ અથવા રોગ વડે જ હણાય છે. ૨.

તેમજ

શત્રુને અને વ્યાધિને જે જન્મતાં જ દબાવી દેતો નથી તે મહાબળવાન હોય તો પણ એ શત્રુ અને વ્યાધિ વૃદ્ધિ પામીને તેને હણી નાખે છે. ૩.

પછી એક દિવસ તે વાયસરાજે સર્વ સચિવોને બોલાવીને કહ્યું, "અરે! આપણો શત્રુ ઉત્કટ, ઉદ્યમી અને

---

૨. પૂર્ણભદ્રે નગરનું નામ પૃથ્વીપ્રતિષ્ઠાન આપ્યું છે.

૩. ઘુવડના રાજાનું નામ તંત્રાખ્યાયિકામાં અપમર્દ અને કથાસરિત્સાગરમાં અવમર્દ આપ્યું છે. અંતમાં તેનું અપમર્દન થાય છે એ જોતાં આ નામ પણ સૂચક ગણાય.

સમયને જાણનારો છે, તથા તે નિત્ય રાત્રે આવીને આપણો નાશ કરે છે. માટે એનો પ્રતિકાર કેવી રીતે કરવો? આપણે તો રાત્રે જોઈ શકતા નથી તેમજ તેનો દુર્ગ ક્યાં છે એ પણ જાણતા નથી, કે જેથી જઇને તેના ઉપર આક્રમણ કરીએ. માટે સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય અને દ્વૈધીભાવ[4] એમાંથી કયા ઉપાયનો અહીં પ્રયોગ કરવો યોગ્ય છે?" પછી તે સચિવો બોલ્યા, "હવે આ પ્રશ્ન કરીને યોગ્ય વાત કરી છે. કહ્યું છે કે

પૂછ્યા વિના પણ સચિવે કોઈ પણ વાત કહેવી, અને પૂછવામાં આવે એટલે હિતકારી વાત પ્રિય અથવા અપ્રિય લાગે તો પણ ત્વરાથી કહેવી. ૪. પૂછવા છતાં પણ પરિણામે હિતકારી થાય એવું વચન જે કહેતો નથી અને માત્ર મીઠું જ બોલે છે એવા મંત્રીને કેવળ શત્રુ જાણવો. ૫. હે રાજન્! સતત મીઠું બોલનારા પુરુષો સુલભ છે, પણ અપ્રિય છતાં હિતકારી વાક્ય કહેનાર તથા સાંભળનાર દુર્લભ છે. ૬. હે રાજા! આપણે એકાન્તમાં બેસીને મંત્રણા કરીએ, જેથી આક્રમણનું કારણ ખોળી કાઢીને તેને ખાળી શકાય." ૭.

હવે, તે મેઘવર્ણના વંશપરંપરાગત પાંચ સચિવો હતા. તેમનાં નામ આ પ્રમાણે હતાં–ઉજ્જીવી, સંજીવી, અનુજીવી, પ્રજીવી અને ચિરંજીવી.[5] સૌથી પહેલાં તેણે

---

૪. આ શબ્દોની સમજૂતી માટે જુઓ પૃ. ૧૯ ઉપરનું ટિપ્પણ.

૫. તંત્રાખ્યાયિકામાં આ નામો ઉદ્દીપી, સંદીપી, આદીપી, પ્રદીપી અને ચિરંજીવી એ પ્રમાણે. દક્ષિણ ભારતીય પંચતંત્રમાં ઉદ્દીપી, સંદીપી, આદીપી, પ્રોદ્દીપી અને ચિરંજીવી એ પ્રમાણે, તથા કથાસરિત્સાગરમાં ઉડ્ડીવી, આડીવી, સંડીવી, પ્રડીવી અને ચિરંજીવી એ પ્રમાણે છે.

ઉજ્જીવીને પૂછ્યું, "ભદ્ર! આવી સ્થિતિમાં તું શું માને છે?" તેણે કહ્યું, "રાજન્! બળવાનની સાથે વિગ્રહ ન કરવો જોઇએ; કેમકે તે આપણો શત્રુ બળવાન અને સમયે પ્રહાર કરનારો હોઇ તેની સાથે સંધિ કરવી યોગ્ય છે.

બળવાનને પ્રણામ કરનારા અને સમય જોઈને પ્રહાર કરનારાઓની સંપત્તિ, નદીઓ જેમ ઊંચાણમાં જતી નથી તેમ, લુપ્ત થતી નથી. ૮. જે શત્રુ સત્યવાદી, ધાર્મિક, આર્ય, ભાઈઓના સમૂહવાળો, બળવાન તથા અનેક ઉપર વિજય કરનાર હોય તેની સાથે સંધિ કરવી યોગ્ય છે. ૯. પોતાના પ્રાણ જોખમમાં રહેલા જાણીને અનાર્યની સાથે પણ સંધિ કરવી, કેમકે પ્રાણ સુરક્ષિત હોય તો બધુંયે સુરક્ષિત રહે છે. ૧૦.

જેણે અનેક યુદ્ધોમાં વિજય મેળવ્યો હોય તેની સાથે તો એ કારણથી વિશેષે કરીને સંધિ કરવી જોઈએ. કહ્યું છે કે

અનેક યુદ્ધોમાં વિજય મેળવનાર જેની સાથે સંધિ કરે છે તેના વશમાં, એના પ્રભાવથી, શત્રુઓ ઝટ આવી જાય છે. ૧૧. બૃહસ્પતિએ કહ્યું છે કે–પોતાના સમોવડિયાની સાથે પણ સંધિ કરવાને ઇચ્છવું, કેમકે યુદ્ધમાં વિજય સંદિગ્ધ છે. માટે સંશયગ્રસ્ત કાર્ય કરવું નહિ. ૧૨. દ્યૂત વડે યુદ્ધ કરનારાઓનો પણ વિજય હંમેશાં સંદિગ્ધ હોય છે, માટે (સામ, દામ અને ભેદ એ) ત્રણ ઉપાયો અજમાવ્યા પછી જ યુદ્ધ કરવું. ૧૩. અભિમાનથી આંધળો થયેલો જે સમોવડિયાની સાથે પણ સંધિ કરતો નથી તે

સામાનું આક્રમણ સહન કરીને, કાચો ઘડો બીજા ઘડા સાથે અથડાતાં થાય તેમ, બન્નેનો નાશ પેદા કરે છે. ૧૪. અશક્તનું શક્તિમાન સાથે યુદ્ધ એ તેનું મૃત્યુ જ ઉપજાવે છે પથ્થર જેમ ઘડાને ફોડી નાખતો નથી ત્યાંસુધી જ ઘડો રહે છે તેમ શક્તિમાન અશક્તનો નાશ કરતો નથી ત્યાંસુધી જ અશક્ત રહી શકે છે. ૧૫. ભૂમિ, મિત્ર અને સુવર્ણ—એ વિગ્રહનાં ત્રણ ફળ છે. એમાંનું એક પણ જો મળવાનું ન હોય તો યુદ્ધ કરવું નહિ. ૧૬. પથ્થરના ટુકડાઓથી ભરેલું ઉંદરનું દર ખોદતાં સિંહનો નખ તૂટી જાય છે, અથવા તેને ફળરૂપે ઉંદર પ્રાપ્ત થાય છે. ૧૭. માટે જેમાંથી મોટું ફળ મળવાનું ન હોય અને માત્ર યુદ્ધ જ થવાનું હોય એવું કાર્ય પોતે કોઇ રીતે ઉપજાવવું નહિ કે કરવું નહિ ૧૮ સ્થિર લક્ષ્મીની ઇચ્છા રાખનારાએ બળવાનનું આક્રમણ થતાં નેતરના જેવું વર્તન કરવું અર્થાત્ નમી જવું, પરન્તુ સર્પના જેવું વર્તન કરવું નહિ અર્થાત સામે ફેણ માંડવી નહિ. ૧૯. નેતરના જેવું વર્તન કરનાર મોટી સમૃદ્ધિ પામે છે, જ્યારે સર્પના જેવું વર્તન રાખનાર કેવળ વધને જ પામે છે. ૨૦. બુદ્ધિમાન પુરુષે કાચબાનાં જેમ શરીર સંકોચીને સામાના પ્રહારોને પણ સહન કરવા, અને સમય આવ્યે કાળા નાગની જેમ સામે ઊભા થવું. ૨૧. વિગ્રહ આવી પડેલો જોઈને સામ વડે તેને સારી રીતે શાન્ત કરવો; વિજય અનિશ્ચિત હોવાથી એકાએક યુદ્ધમાં કૂદી પડવું નહિ. ૨૨

તેમજ

બળવાનની સાથે યુદ્ધ કરવું એવું ઉદાહરણ નથી;

મેઘ કદી પણ પવનની સામે જતો નથી." ૨૩.

એ પ્રમાણે ઉજ્જીવીએ સંધિકારક સામનો વિચાર જણાવ્યો. હવે, તે સાંભળીને મેઘવર્ણે સંજીવીને કહ્યું, "ભદ્ર! તારો અભિપ્રાય સાંભળવાને ઇચ્છું છું." તે બોલ્યો, "દેવ! શત્રુની સાથે સંધિ કરવામાં આવે એ મને ગમતું નથી. કહ્યું છે કે

ગાઢ સંધિ વડે પણ શત્રુની સાથે સુલેહ કરવી નહિ; સારી રીતે ગરમ થયેલું હોય તો પણ પાણી અગ્નિને બુઝાવે છે જ. ૨૪.

વળી તે અરિમર્દન ક્રૂર, લોભી અને ધર્મરહિત છે. માટે તમારે માટે તે વિશેષે કરીને સંધિ કરવા યોગ્ય નથી. કહ્યું છે કે

જે સત્યધર્મથી રહિત હોય તેની સાથે કોઈ રીતે સંધિ કરવી નહિ; સારી રીતે સંધિ કરી હોય તોપણ દુર્જનપણાને લીધે તે થોડા જ સમયમાં ફરી બેસે છે. ૨૫.

માટે તેની સાથે યુદ્ધ કરવું જોઇએ એવો મારો નિશ્ચય છે. કહ્યું છે કે

ક્રૂર, લોભી, આળસુ, અસત્યવાદી, પ્રમાદી, ભીરુ, અસ્થિર, મૂઢ અને યોદ્ધાઓની અવગણના કરનાર શત્રુનો સુખપૂર્વક ઉચ્છેદ કરી શકાય છે. ૨૬.

વળી તેણે આપણો પરાભવ કર્યો છે. માટે તમે સંધિ કરશો તો પણ તે ફરી વાર કાગડાઓનો વિનાશ કરશે. કહ્યું છે કે

ચોથા ઉપાય (દંડ) વડે વશ કરવા લાયક શત્રુ આગળ સામનો પ્રયોગ કરવો એ ઊલટી ક્રિયા છે. પરસેવો લાવવા યોગ્ય (કાચા) તાવ ઉપર કયો ડાહ્યો માણસ પાણીનું સિંચન કરશે ? ૨૭. સારી રીતે તપેલા ઘીમાં પાણીનાં ટીપાં નાખવામાં આવે તો એ તેને વધારે તપાવી નાખે છે તેમ કોપાયમાન થયેલા આગળ સામનો પ્રયોગ કરવો એ તેને વધારે કોપાયમાન કરવા બરાબર છે. ૨૮.

વળી આપ જે કહો છો કે શત્રુ બળવાન છે, તે પણ (સંધિ કરવાનું) કારણ નથી. કહ્યું છે કે

મહાસત્ત્વશાળી સિંહ પોતાના કરતાં કદમાં અધિક એવા મસ્ત હાથીના મસ્તક ઉપર પગ મૂકે છે ૨૯. ભારદ્વાજો કહે છે કે સિંહ જેમ હાથીનો નાશ કરે છે તેમ, ઉત્સાહશક્તિથી સંપન્ન એવા નાનો માણસ પણ મોટા શત્રુનો નાશ કરે છે. ૩૦. ભીમે સ્ત્રીરૂપ ધારણ કરીને જેમ કીચકોને માર્યા હતા તેમ પોતાના કરતાં જે શત્રુઓ બળમાં અધિક હોય તેમનો કપટથી વધ કરવો. ૩૧.

તેમજ

મૃત્યુની જેમ ઉગ્ર દંડ કરનાર રાજાને શત્રુઓ વશ થાય છે, અને સઘળું સહન કરનાર રાજાને શત્રુઓ તૃણ સમાન ગણે છે. ૩૨. જેનું તેજ તેજસ્વીઓનાં તેજને નિસ્તેજ કરી દેતું નથી એવા, માતાનું યૌવન હરનાર મનુષ્યના વ્યર્થ જન્મથી શું ? ૩૩. જે લક્ષ્મીનાં અંગ શત્રુઓનાં રુધિરથી લેપાયમાન થયેલાં નથી તે, મનોહર હોય તો પણ, મનસ્વીઓનાં મનમાં પ્રીતિ ઉત્પન્ન કરતી

નથી. ૩૪. જે રાજાની ભૂમિ શત્રુઓનાં લોહીથી અને તેમની સ્ત્રીઓનાં નેત્રજળથી સિંચાયેલી નથી તેમના જીવન વિશે શી પ્રશંસા થાય ?" ૩૫.

આ પ્રમાણે સંજીવીએ વિગ્રહનો મંત્ર જણાવ્યો. પછી તે સાંભળીને મેઘવર્ણે અનુજીવીને કહ્યું, "ભદ્ર ! તું પણ પોતાનો અભિપ્રાય કહે." તે બોલ્યો, "દેવ ! એ દુષ્ટ બળમાં અધિક અને મર્યાદા વિનાનો છે. એથી તેની સાથે સંધિ કે વિગ્રહ કરવાનું યોગ્ય નથી, કેવળ યાન જ યોગ્ય છે. કહ્યું છે કે

બળમાં ઉત્કૃષ્ટ, દુષ્ટ અને મર્યાદારહિત શત્રુની સાથે યાન વિના સંધિ કે વિગ્રહ કરવાનું પ્રશંસાપાત્ર ગણેલું નથી. ૩૬. યાન બે પ્રકારનું છે–એક ભય આવી પડતાં પ્રાણ અને ધનના રક્ષણ માટેનું, તથા બીજું, વિજયેચ્છુના પ્રયાણરૂપી લક્ષણવાળું. ૩૭ ઉત્કૃષ્ટ પરાક્રમવાળા વિજયેચ્છુનું શત્રુના પ્રદેશમાં કાર્તિક અથવા ચૈત્ર માસમાં યાન પ્રશંસાપાત્ર ગણાય છે; બીજા કોઈ સમયે નહિ. ૩૮. સંકટમાં આવી પડેલા તથા છિદ્રોવાળા શત્રુ ઉપર આક્રમણ કરવાને માટે સર્વ સમયને યોગ્ય ગણેલ છે. ૩૯. શૂર, વિશ્વાસપાત્ર અને મહાબળવાન પુરુષો વડે પોતાના સ્થાનને સુદૃઢ કરીને પછી, પોતાના ગુપ્તચરો અગાઉથી જ જ્યાં પ્રસરી ગયેલા હોય એવા શત્રુના દેશ ઉપર આક્રમણ કરવું. ૪૦. માર્ગો, ખોરાકનો પુરવઠો, પાણી અને અનાજ વિશે જાણ્યા સિવાય જે શત્રુના રાષ્ટ્ર ઉપર આક્રમણ કરે છે તે ફરી વાર પોતાના રાષ્ટ્રમાં પાછો આવતો નથી. ૪૧.

તેથી તમારે માટે પાછા હઠવું યોગ્ય છે. વળી

હે સ્વામી! તમારે બીજા પ્રકારનું યાન કરવું યોગ્ય છે, પણ બળવાન એવા તે પાપીની સાથે સંધિ કે વિગ્રહ કરવાનું ઠીક નથી. ૪૨.

વળી બુદ્ધિશાળી પુરુષો કારણની અપેક્ષાએ પાછા હઠે છે. કેમકે

મેંઢો (લઢતી વખતે) પાછો હઠે છે તે પ્રહાર કરવા માટે, સિંહ પોતાનાં ગાત્રો સંકોચે છે તે અત્યંત કોપથી છલંગ ભરવા માટે. પોતાના વિચારોને હૃદયમાં રાખી પોતાની મંત્રણા અને આચરણની ગુપ્તતા જાળવતા તથા કોઈપણ વસ્તુને નહિ ગણકારતા બુદ્ધિશાળી પુરુષો બધું જ સહન કરે છે. ૪૩.

વળી

શત્રુને બળવાન જોઈને જે દેશનો ત્યાગ કરે છે તે, યુધિષ્ઠિરની જેમ, જીવતો રહીને ફરી વાર પૃથ્વીને પ્રાપ્ત કરે છે. ૪૪. જે નિર્બળ અહંકાર કરીને બળવાનની સાથે યુદ્ધ કરે છે તે શત્રુનું ઇચ્છિત તથા પોતાના કુળનો ક્ષય કરે છે. ૪૫.

માટે બળવાને આક્રમણ કર્યું હોઇ આ સંધિ કે વિગ્રહનો નહિ, પણ અપસરણ–પાછા હઠવાનો સમય છે.” આ પ્રમાણે અનુજીવીએ અપસરણનો વિચાર કહ્યો. એટલે તે સાંભળીને મેઘવર્ણે પ્રજીવીને કહ્યું, “ભદ્ર! તું પણ પોતાનો અભિપ્રાય કહે.” તે બોલ્યો, “દેવ! મને સંધિ, વિગ્રહ અને યાન એ ત્રણેય ગમતાં નથી, પણ આસન ગમે છે. કહ્યું છે કે

પોતાના સ્થાનમાં રહીને ગ્રાહ મોટા હાથીને પણ ખેંચી જાય છે, પણ તે જ સ્થાનથી ભ્રષ્ટ થયેલો હોય તો કૂતરાથી પણ પરાભવ પામે છે. ૪૬.

વળી

બળવાન આક્રમણ કરે ત્યારે પ્રયત્નપૂર્વક દુર્ગમાં રહેવું, અને ત્યાં રહીને પોતાની મુક્તિ માટે મિત્રોને બોલાવવા. ૪૭. શત્રુનું આગમન સાંભળીને ભયથી ત્રાસ પામેલા માનસવાળો જે પોતાના સ્થાનનો ત્યાગ કરે છે તે ત્યાં ફરી વાર પ્રવેશતો નથી. ૪૮. દાઢ વિનાના સર્પ અને મદ વિનાના હાથીની જેમ સ્થાન વિનાના રાજા ઉપર સર્વ પ્રાણીઓ આક્રમણ કરી શકે છે. ૪૯. પોતાના સ્થાનમાં રહેલો મનુષ્ય બળવાન એવા સો શત્રુઓની સામે પણ યુદ્ધ કરી શકે છે; માટે સ્થાનનો ત્યાગ કરવો નહિ. ૫૦. માટે (આવવા–જવાના) માર્ગો તથા ખોરાકથી યુક્ત, કોટ તથા ખાઇવાળો અને યંત્રાદિ વડે અલંકૃત એવો દૃઢ દુર્ગ બનાવીને, તેમજ યુદ્ધનો નિશ્ચય કરીને નિત્ય તેમાં રહેવું. એમાં લડતાં રાજા જીવતો રહે તો રાજ્ય પામે છે, અને મરે તો સ્વર્ગમાં જાય છે. ૫૧–૫૨.

વળી

એક સ્થાનમાં રહેલાં વૃક્ષો સામી દિશામાંથી ફૂંકાતા પવનથી ઊખડી જતાં નથી તેમ એક સ્થાનનો આશ્રય કરીને રહેલાં નાનાં મનુષ્યો પણ બળવાનથી પીડા પામતાં નથી. ૫૩. મોટું તથા ચારે બાજૂએથી દૃઢ એવું વૃક્ષ પણ જો એકલું ઊગેલું હોય તો મંદ પવન પણ તેને હલાવી શકે છે. ૫૪. તે પ્રમાણે શૌર્યવાન મનુષ્ય પણ જો એકલો

હોય તો શત્રુઓ તેને પરાજય કરી શકાય એવો માને છે. અને પછી તેને મારી નાખે છે.” ૫૫.

આ પ્રમાણે પ્રજીવીએ પોતાનો વિચાર કહ્યો. તેનું નામ 'આસન' છે. એ સાંભળીને મેઘવર્ણે ચિરંજીવીને કહ્યું, “ભદ્ર! તું પણ પોતાનો અભિપ્રાય કહે.” તે બોલ્યો, “દેવ! છ ગુણમાં મને સંશ્રય સારો લાગે છે. માટે તેનું આચરણ કરો. કહ્યું છે કે

સમર્થ અને તેજસ્વી મનુષ્ય પણ સહાય વિનાનો હોય તો શું કરે? પવન વિનાના સ્થાને સળગેલો અગ્નિ પોતાની મેળે જ બુઝાઈ જાય છે. ૫૬.

માટે અહીં જ રહીને તમારે કોઇ સમર્થનો આશ્રય કરવો, કે જે વિપત્તિનો પ્રતિકાર કરે. જો તમે તમારા સ્થાનનો ત્યાગ કરીને જશો તો કોઇ માત્ર વાણીથી પણ તમને સહાય નહિ કરે. કહ્યું છે કે

અગ્નિ જ્યારે વન બાળતો હોય છે ત્યારે પવન તેનો મિત્ર થાય છે, પણ તે જ પવન દીવાનો નાશ કરે છે. દુર્બળ અવસ્થામાં કોનું ગૌરવ રહે છે? ૫૭.

અથવા એક બળવાનનો જ આશ્રય કરવો એવો એકાન્ત–નિયમ નથી. નાનાંનો આશ્રય કરવાથી પણ રક્ષા થાય છે.

નિબિડ વાંસ વડે વીંટાયેલા એક વાંસને ઉખાડી શકાતો નથી તેમ દુર્બળ રાજા પણ સમુદાયવાળો હોય તો તેનો ઉચ્છેદ કરી શકાતો નથી. ૫૮. જે વૃક્ષો એકબીજાને વળગીને ઊભેલાં હોય તથા ચારે બાજૂથી દૃઢ હોય, તે એક-

બીજાના આશ્રયને કારણે, ભયાનક પવનથી પણ તૂટી પડતાં નથી. ૫૯. એકલું ઊગેલું વૃક્ષ મોટું, બળવાન અને દૃઢ હોય તો પણ પવન બળાત્કારે તેને ભાંગી શકે છે. ૬૦.

માટે જો ઉત્તમનો આશરો મળે તો પછી શું કહેવાનું હોય? કહ્યું છે કે

મોટાઓનો સંપર્ક કોને ઉન્નતિકારક નથી? પદ્મપત્ર ઉપર રહેલું પાણી મુક્તાફળની શોભાને ધારણ કરે છે. ૬૧.

માટે સંશ્રય વિના તેનો કોઈ રીતે પ્રતિકાર નહિ થાય. માટે સંશ્રય કરીને પછી વિગ્રહ કરવો, એવો મારો અભિપ્રાય છે." આ પ્રમાણે ચિરંજીવીએ પોતાનો વિચાર જણાવ્યો. તેણે આમ કહ્યા પછી મેઘવર્ણ રાજાએ પોતાના પિતાનો જૂનો મંત્રી, દીર્ઘાયુ–વૃદ્ધ અને સકળ નીતિશાસ્ત્રમાં પારંગત સ્થિરજીવી નામે હતો તેને પ્રણામ કરીને કહ્યું, "તાત! તમે અહીં બેઠા હતા છતાં આ સચિવોને તેઓની પરીક્ષા કરવા માટે મેં પૂછ્યું હતું, શાથી જે એ સર્વ સાંભળીને આપ મને જે ઉચિત હોય તે આજ્ઞા કરો. માટે આપે હવે મને યોગ્ય હોય તે પ્રમાણે આજ્ઞા કરવી જોઇએ." તે બોલ્યો, "વત્સ! આ સર્વેએ નીતિશાસ્ત્રને અનુસરીને કહ્યું છે. તે પોતપોતાના સમયે ઉપયોગમાં આવે છે. પરન્તુ આ સમય દ્વૈધીભાવનો છે. કહ્યું છે કે

બળવાન શત્રુનો અવિશ્વાસ કરીને (સમયાનુસાર) તેની સાથે સંધિ અને વિગ્રહ કરતાં દ્વૈધીભાવનો આશ્રય કરીને રહેવું. ૬૨.

માટે પોતે વિશ્વાસ કર્યા વગર જેઓ લોભ દર્શાવીને શત્રુને વિશ્વાસમાં લે છે તેઓ તેનો સુખપૂર્વક ઉચ્છેદ કરી નાખે છે. કહ્યું છે કે

ઉચ્છેદ કરવા યોગ્ય શત્રુને પણ વિદ્વાનો એક વાર વૃદ્ધિ પમાડે છે; ગોળ વડે વધારવામાં આવેલા કફનો તે પછી સુખપૂર્વક નાશ થાય છે. ૬૩.

તેમજ

સ્ત્રીઓ, શત્રુ, કુમિત્ર, તથા વિશેષે કરીને વેશ્યાઓ સાથે જે એક ભાવવાળો–વિશ્વાસુ થાય છે તે મનુષ્ય જીવતો નથી. ૬૪. દેવનું, બ્રાહ્મણનું, પોતાનું તથા ગુરુનું કાર્ય એકભાવથી કરવું, પણ બીજાઓનું દ્વૈધીભાવનો આશ્રય કરીને કરવું. ૬૫. ભાવિતાત્મા યતિઓ માટે એકભાવ–અદ્વૈતભાવ સદા પ્રશંસાપાત્ર ગણેલો છે, પણ સ્ત્રીલુબ્ધ લોકોને માટે તથા ખાસ કરીને રાજાઓને માટે તે પ્રશંસાપાત્ર ગણેલો નથી. ૬૬.

વળી દ્વૈધીભાવનો આશ્રય કરવાથી તું તારા સ્થાનમાં રહી શકીશ, અને લોભનો આશ્રય કરવાથી–લોભ દર્શાવીને શત્રુનો નાશ કરી શકીશ. વળી તેનું કંઈ છિદ્ર જોવામાં આવતાં જઇને તેનો સંહાર કરી શકીશ." મેઘવર્ણ બોલ્યો, "તાત ! હું તેનું નિવાસસ્થાન જાણતો નથી, પછી તેનું છિદ્ર તો કયાંથી જાણવામાં આવે ?" સ્થિરજીવીએ કહ્યું, "વત્સ ! ગુપ્તચરો દ્વારા તેનું સ્થાન જ નહિ, પણ છિદ્રોયે પ્રકટ કરીશ. કહ્યું છે કે

ગાયો ગંધ વડે જુએ છે, બ્રાહ્મણો વેદ વડે જુએ છે, રાજાઓ ગુપ્તચરો વડે જુએ છે, અને ઇતર મનુષ્યો ચક્ષુ વડે જુએ છે. ૬૭.

આ વિષયમાં પણ કહ્યું છે કે

જે રાજા ગુપ્તચરો દ્વારા પોતાના પક્ષનાં તથા વિશેષે કરીને સામા પક્ષનાં તીર્થોને[૬] જાણે છે તે દુઃખી સ્થિતિને પામતો નથી." ૬૮.

મેઘવર્ણ બોલ્યો, "તાત ! કોને તીર્થ કહેવામાં આવે છે? અને તે કેટલાં છે? ગુપ્તચરો કેવા હોય? એ સર્વ મને નિવેદન કરો." તે બોલ્યો, "આ વિષયમાં ભગવાન નારદે યુધિષ્ઠિરને કહ્યું હતું કે—શત્રુપક્ષમાં અરાઢ

---

૬. અહીં 'તીર્થ'નો અર્થ 'રાજ્યના સર્વોચ્ચ અધિકારીઓ' એવો કરવાનો છે. પ્રાચીન કાળથી જ એ 'તીર્થો'ની સંખ્યા પરપક્ષે અરાઢ અને સ્વપક્ષે પંદર ગણવામાં આવેલી છે. તીર્થોની આ સંખ્યા સૂચવતો 'પંચતંત્ર'માંનો શ્લોક (૩–૬૯) મૂળે મહાભારત (કુંભકોણમની આવૃત્તિ, સભાપર્વ, અધ્યાય ૫, શ્લોક ૪૧)માંથી ઉદ્ધૃત કરવામાં આવેલો છે. વળી એ જ શ્લોક નજીવા પાઠાન્તર સાથે રામાયણ (કાંડ ૨, સર્ગ ૧૦૦, શ્લોક ૩૬)માં પણ જોવામાં આવે છે. બાકી, તીર્થોની સંખ્યા સામાન્ય ગણતરીએ, સ્વપક્ષ–પરપક્ષનો ભેદ પાડ્યા સિવાય, અરાઢ પણ આપેલી છે. જુઓ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં—

एवं शत्रौ च मित्रे च मध्यमे चावपेच्चरान् ।
उदासीने च तेषां च तीर्थेष्वष्टादशेष्वपि ॥

(અધિકરણ ૧, અધ્યાય ૧૨)

રઘુવંશ (૧૨–૬૮)માં પણ 'તીર્થ'નો ઉલ્લેખ આવે છે, જેનો અર્થ ટીકાકારે 'મંત્રી આદિ અરાઢ તીર્થો' એ પ્રમાણે સમજાવેલો છે.

મહાભારત અને રામાયણના ટીકાકારોએ, અર્થશાસ્ત્રના કર્તાએ તથા 'પંચતંત્ર'કારે પરપક્ષ તથા સ્વપક્ષનાં જે 'તીર્થો'–રાજકર્મચારીઓ ગણાવેલ છે તેમાં કેટલોક ફેર છે, પણ રાજ્યના સર્વોચ્ચ અધિકારીઓ ગણાવવાની જે પરિપાટી આપણાં રાજનીતિશાસ્ત્રોમાં પ્રચલિત હતી તે ઉપર તો એથી પ્રકાશ પડે છે. એકંદરે જોતાં 'તીર્થો'ના કાર્યક્ષેત્રમાં આખાયે રાજ્યનો લગભગ તમામ મુલકી અને લશ્કરી વહીવટ સમાઈ જાય છે, એ નોંધપાત્ર છે.

અને સ્વપક્ષમાં પંદર તીર્થો હોય છે. ત્રણ ત્રણ ગુપ્તચરો દ્વારા તે તીર્થોને જાણવાં. તેમને જાણવાથી સ્વપક્ષ તેમ જ પરપક્ષ વશમાં આવે છે. વળી નારદે યુધિષ્ઠિરને કહ્યું હતું કે

તમે પરપક્ષનાં અઢાર અને સ્વપક્ષનાં પંદર તીર્થોને પરસ્પરથી અપરિચિત એવા ત્રણ ત્રણ ગુપ્તચરો દ્વારા જાણો છો ? ૬૯.

'તીર્થ' શબ્દનો 'આયુક્તકર્મા' (જેને રાજકાજ સોંપવામાં આવ્યું છે તે, રાજકર્મચારી) એવો અર્થ થાય છે. તેઓ જો ફૂટેલા હશે તો તેમના સ્વામીનો નાશ થશે; અને ઉત્તમ હશે તો તેમનાથી સ્વામીની વૃદ્ધિ થશે. તે (પરપક્ષનાં તીર્થો) આ પ્રમાણે છે–મંત્રી, પુરોહિત, સેનાપતિ, યુવરાજ, દ્વારપાળ, અંતર્વાસિક–અંતઃપુરનો અધિકારી, પ્રશાસક–ધર્મોપદેશક, સમાહર્તા–મહેસૂલ એકઠું કરનાર, સંનિધાતા-લોકોને રાજસભામાં દાખલ કરનાર[૭], પ્રદેષ્ટા–મુખ્ય ન્યાયાધીશ, જ્ઞાપક—લોકોની અરજીઓ સાંભળનાર, સાધનાધ્યક્ષ-સૈન્યની ટુકડીઓનો અધ્યક્ષ, ગજાધ્યક્ષ–હસ્તિદળનો અધિપતિ, કોશાધ્યક્ષ, દુર્ગપાલ, કારાપાલ[૮]–તુરંગોનો ઉપરી, સીમાપાલ–રાજ્યના સીમાડાનું રક્ષણ કરનાર, અને રાજાના મુખ્ય સેવકો.

૭. કેટલાક વિદ્વાનો 'સંનિધાતા'નો અર્થ 'કોશાધ્યક્ષ' કરે છે, પણ અહીં 'કોશાધ્યક્ષ'નો જુદો ઉલ્લેખ આવતો હોઇ તે અર્થ સંગત નથી.

૮. બૉમ્બે સંસ્કૃત સિરીઝમાંના करपाल ને સ્થાને कारापाल વાંચીને કાળે તેનો અર્થ 'તુરંગોનો ઉપરી અધિકારી' એવો કરે છે. સં. ૧૫૩૨ ની હાથપ્રતમાં પણ कारापाल પાઠ છે.

તેમને ફોડવાથી શત્રુ તુરત વશ થાય છે. સ્વપક્ષમાં પણ દેવી, રાજમાતા, કંચુકી, માળી, શય્યાપાલ, ગુપ્તચર, જ્યોતિષી, વૈદ્ય, જળ ભરનાર, તાંબૂલવાહક, આચાર્ય, અંગરક્ષક, સ્થાનચિંતક—સેનાવિભાગોનો નાયક, છત્ર ધરનાર અને વારાંગના (એ તીર્થો છે) એમની સાથે વેર કરવાથી સ્વપક્ષનો ઘાત થાય છે.

તેમજ

સ્વપક્ષે અધિકાર ઉપર રાખેલા ગુપ્તચરો વૈદ્ય, જ્યોતિષી, આચાર્ય, ગારુડી, અને ઉન્મત્તના વેશે શત્રુઓનો સર્વ ભેદ જાણી લે છે. ૭૦.

તેમજ

જેમ તીર્થ (પગથિયાં) દ્વારા પગલાં ભરીને પાણીનું ઊંડાણ જાણી લેવામાં આવે છે તેમ પોતાના કાર્યમાં કુશળ ગુપ્તચરોએ તીર્થ (શત્રુના આપ્ત અધિકારીઓ) દ્વારા અંદરનો ભેદ મેળવીને શત્રુરૂપી ઊંડાં જળનું તળિયું જાણી લેવું." ૭૧.

એ પ્રમાણે મંત્રીનું વાક્ય સાંભળીને તે સમયે મેઘવર્ણ બોલ્યો, "તાત! કાગડા અને ઘુવડ વચ્ચે આ સદાકાળનું પ્રાણાન્તિક વેર શા કારણથી થયું હશે?" સ્થિરજીવી કહેવા લાગ્યો—

## (૧) કાગડા અને ઘુવડ વચ્ચેના વેરની પૂર્વકથા[૯]

"વત્સ! એક સમયે હંસ, પોપટ, બગલો, કોયલ, ચાતક, ઘુવડ, મોર, કપોત, પારેવો, કૂકડો વગેરે સર્વે પક્ષીઓ એકત્ર થઈને

૯. તંત્રાખ્યાયિકા ૩–૨, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩–૧, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૩–૨, કથાસરિત્સાગર ૧૨૧ B (પૃ. ૩૨૪–૨૫), બૃહત્કથામંજરી ૧૬–શ્લો. ૪૪૯–૬૫, પુનર્ઘટિત પંચતંત્ર ૩-૨. હિતોપદેશમાં આ કથા

ઉદ્વેગપૂર્વક વિચાર કરવા લાગ્યાં, "અહો! ગરુડ આપણો રાજા છે, પણ એ તો શ્રીવાસુદેવની સેવામાં આસક્ત થયેલો હોવાથી આપણી કંઈ ચિન્તા કરતો નથી. માટે એ વૃથા સ્વામીથી શું, કે જે પારધિના પાશથી નિત્ય વધ પામતાં એવાં આપણી રક્ષા કરતો નથી? કહ્યું છે કે

ત્રાસ પામેલાં તથા બીજાઓ વડે પીડાતાં પ્રાણીઓની જે સદા રક્ષા કરતો નથી તે રાજાના રૂપમાં કાળ છે, એમાં સંશય નથી. ૭૨. સારી રીતે દોરનાર–નેતા–એવો રાજા જો ન હોય તો, કર્ણધાર વિનાની નૌકાની જેમ, મનુષ્યો નાશ પામે ૭૩. ઉપદેશ નહિ આપનાર આચાર્ય, અધ્યયન નહિ કરનાર ઋત્વિજ, રક્ષણ નહિ કરનાર રાજા, અપ્રિય બોલનાર પત્ની, ગામમાં રહેવા ઇચ્છતો ગોવાળ અને વનમાં રહેવા ઇચ્છતો વાળંદ—એ છનો મનુષ્યે, સમુદ્રમાં ભાંગી ગયેલા વહાણની જેમ, ત્યાગ કરવો. ૭૪–૭૫.

માટે વિચાર કરીને બીજા કોઈને પક્ષીઓનો રાજા કરવો જોઈએ." પછી તે સર્વેએ ભદ્ર આકારવાળા ઘુવડને જોઈને કહ્યું કે "આ ઘુવડ આપણો રાજા થશે. માટે રાજાના અભિષેકને લગતી સામગ્રી લાવો. પછી વિવિધ તીર્થનાં જળ લાવવામાં આવ્યાં, એકસો આઠ ઔષધિનાં મૂળિયાંની સામગ્રી તૈયાર કરવામાં આવી, સિંહાસન લાવવામાં આવ્યું, સાત દ્વીપવાળી પૃથ્વીનું મંડળ ચીતરવામાં આવ્યું, વ્યાઘ્રચર્મ પાથરવામાં આવ્યું, સુવર્ણના ઘડા ભરવામાં આવ્યા, દીપ, વાદ્ય અને દર્પણાદિ માંગલિક વસ્તુઓ તૈયાર કરવામાં આવી, મુખ્ય બંદીજનો સ્તુતિપાઠ કરવા લાગ્યા, બ્રાહ્મણો એક અવાજે વેદોચ્ચાર

---

નથી. બોમ્બે સંસ્કૃત સિરીઝ, નિર્ણયસાગર પ્રેસ અને કાળેની આવૃત્તિઓમાં સંપાદકોએ આ કથાને જુદી દર્શાવી નથી. પણ ખરું જોતાં એ જુદી કથા છે, અને તે અન્ય પાઠપરંપરાઓમાં પણ એ રીતે જ મળે છે. તંત્રાખ્યાયિકા, દક્ષિણ ભારતીય પંચતંત્ર અને પંચાખ્યાનનાં સંપાદનોમાં ડૉ. હર્ટલે એને યોગ્ય રીતે જ જુદી કથા ગણી છે. એને જુદી કથા ગણવાને કારણે બોમ્બે સંસ્કૃત સિરીઝની મૂળની આવૃત્તિની તુલનાએ આ ત્રીજા તંત્રના અનુવાદમાં કથાઓના અંકમાં એકનો વધારો થયેલો જણાશે.

કરવામાં પરાયણ થયા, યુવતિઓ ગીત ગાવા લાગી અને પટ્ટરાણી કૃકાલિકાને લાવવામાં આવી તે સમયે, ઘુવડ અભિષેકને માટે સિંહાસન ઉપર બેસવા જતો હતો ત્યારે, ક્યાંકથી કાગડો આવ્યો. તેણે વિચાર્યું, "પક્ષીઓનો આ મેળો અને મહોત્સવ શેનો છે?" પછી એ પક્ષીઓ તેને જોઈને પરસ્પરને કહેવા લાગ્યાં, "પક્ષીઓમાં કાગડો ચતુર હોય છે એમ સંભળાય છે. કહ્યું છે કે

મનુષ્યોમાં વાળંદ, પક્ષીઓમાં કાગડો, દાઢવાળાં પ્રાણીઓમાં શિયાળ, અને તપસ્વીઓમાં શ્વેતભિક્ષુ[10] ધૂર્ત હોય છે. ૭૬.

માટે એનું વચન ગ્રહણ કરવું જોઈએ. કહ્યું છે કે

વિદ્વાનોએ ઘણી વાર અને ઘણાની સાથે ચર્ચેલા તથા સારી રીતે યોજેલ અને વિચારેલ નયો-યોજનાઓને કોઈ રીતે નિષ્ફળતા મળતી નથી." ૭૭.

પછી કાગડાએ આવીને તેમને કહ્યું, "મહાજનોનું આ સંમેલન તથા પરમ મહોત્સવ શા માટે છે?" તેઓ બોલ્યાં, "અરે! પક્ષીઓનો કોઈ રાજા નથી. માટે સર્વ પક્ષીઓએ આ ઘુવડનો પક્ષીઓના રાજા તરીકે અભિષેક કરવાનું ઠરાવ્યું છે. તેથી તું પણ તારો અભિપ્રાય આપ. યોગ્ય સમયે તું આવ્યો છે." પછી એ કાગડાએ હસીને કહ્યું, "અહો! મયૂર, હંસ, કોકિલ, ચક્રવાક, પોપટ, હારીત, સારસ આદિ મુખ્ય પક્ષીઓ વિદ્યમાન હોવા છતાં દિવસ-અંધ અને કરાલ મુખવાળા આ ઘુવડનો અભિષેક કરવામાં આવે છે એ યોગ્ય નથી. માટે એમાં મારો મત નથી. કેમકે

---

૧૦. श्वेतभिक्षुस्तपस्विनाम् એ પ્રમાણે મૂળ શ્લોકનું ચોથું ચરણ છે, 'શ્વેતભિક્ષુ'નો અર્થ સામાન્ય રીતે 'શ્વેતાંબર સાધુ' કરવામાં આવે છે; પણ પૂર્ણભદ્રકૃત 'પંચાખ્યાન'ની શબ્દસૂચિમાં હર્ટલે નોંધેલા ડૉ. યાકોબીના મત પ્રમાણે, 'શ્વેતભિક્ષુ' એ શ્વેતાંબર નથી, પણ હરિભદ્રસૂરિની 'સમરાઇચ્ચ કહા'માં જેનો पंडरभिक्खु (=સં. पांडुरभिक्षु, શ્વેતભિક્ષુ) તરીકે ઉલ્લેખ કરેલો છે તે છે. આ 'પાંડુરભિક્ષુ'ઓનું મુખ્ય વ્રત ગોરસ આદિનો ત્યાગ કરવો એ હતું: गोरसवज्जणाइओ नियमकिरियाकलावो.

આ દિવસ-અંધ ઘુવડ કોપાયમાન થયેલો નહિ હોવા છતાં વાંકા નાકવાળો, આકરી આંખવાળો, ભયંકર, અને અપ્રિય દેખાવવાળો છે, તો એ કોપાયમાન થાય ત્યારે કેવો લાગશે? ૭૮.

તેમજ

સ્વભાવથી જ ભયંકર, અતિઉગ્ર, ક્રૂર અને અપ્રિય દેખાવવાળા ઘુવડને રાજા બનાવવાથી આપણને શી સિદ્ધિ મળવાની છે? ૭૯.

વળી ગરુડ આપણા સ્વામી હોવા છતાં આ દિવસ-અંધને શા માટે સ્વામી કરવામાં આવે છે? તે કદાચ ગુણવાન હોય તોપણ એક રાજા હોવા છતાં બીજો રાજા બનાવવાનું પ્રશંસાપાત્ર ગણાતું નથી.

એક જ તેજસ્વી રાજા પૃથ્વીને માટે હિતકારી થાય છે; પ્રલયકાળના સૂર્યોની જેમ અહીં ઘણા રાજાઓ તો વિપત્તિકારક થઈ પડે છે. ૮૦.

વળી તમે તેનું-ગરુડનું માત્ર નામ લઈને પણ શત્રુઓથી અજેય થશો. કહ્યું છે કે

દુષ્ટોની આગળ પોતાના સ્વામી તરીકે મોટા પુરુષોનું નામ માત્ર પણ લેવાથી તે જ ક્ષણે કલ્યાણ થાય છે. ૮૧.

તેમજ

મોટાનું નામ લેવાથી પરમ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ચંદ્રનું નામ લેવાથી સસલાં સુખપૂર્વક વસે છે." ૮૨.

તેઓ બોલ્યાં, "એ કેવી રીતે?" કાગડો કહેવા લાગ્યો—

## (૨) હાથી, સસલાં અને ચંદ્ર[૧૧]

"કોઈ એક વનમાં ચતુર્દન્ત નામનો યૂથપતિ ગજરાજ વસતો હતો. ત્યાં એક વાર ઘણાં વર્ષ સુધી મોટી અનાવૃષ્ટિ થઈ. તેને કારણે તળાવ, ધરા, તળાવડીઓ અને સરોવરોનાં પાણી સુકાઈ ગયાં.

૧૧. તંત્રાખ્યાયિકા ૩-૩, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩-૨, દક્ષિણ ભારતીય પચતંત્ર ૩-૩, હિતોપદેશ ૩-૨, કથાસરિત્સાગર ૧૨૧ B B (પૃ. ૩૨૪-૨૫), બૃહત્કથામંજરી ૧૬-૨૪, પુનર્ઘટિત પંચતંત્ર ૩-૩.

એટલે તે સર્વ હાથીઓએ એ ગજરાજને કહ્યું, "દેવ! બચ્ચાં તરસથી વ્યાકુળ થઈને મરણતોલ થયાં છે, અને કેટલાંક તો મરણ પણ પામ્યાં છે. માટે કોઈ જળાશય શોધી કાઢો, કે જ્યાં જળપાન કરીને તેઓ સ્વસ્થ થાય." પછી ઘણી વાર સુધી વિચાર કરીને તેણે કહ્યું, "એક એકાન્ત પ્રદેશની વચમાં પાતાળગંગાનાં પાણીથી સદાકાળ પૂર્ણ એવો એક ધરો છે. માટે તમે ત્યાં ચાલો." એ પ્રમાણે પાંચ રાત્રિ સુધી ચાલ્યા પછી તેઓ તે ધરા પાસે પહોંચ્યા. તે પાણીમાં સ્વેચ્છાપૂર્વક સ્નાન કર્યા પછી સૂર્યાસ્તવેળાએ તેઓ બહાર નીકળ્યા. તે ધરાની આસપાસ સુકોમળ ભૂમિ ઉપર સસલાંનાં અસંખ્ય દર આવેલાં હતાં. આમતેમ ભમતા તે સર્વે હાથીઓએ તે દર ભાંગી નાખ્યાં. ઘણાં સસલાંના પગ, માથું અને ગરદન ભાંગી ગયાં, કેટલાંક મરણ પામ્યાં, તથા કેટલાંક મરણતોલ થઈ ગયાં.

પછી હાથીઓનું એ યૂથ ચાલ્યું ગયું, એટલે જેમનાં દર હાથીઓના પગ વડે ભાંગી ગયાં હતાં એવાં, ઉદ્વેગપૂર્ણ, જે પૈકી કેટલાંકના પગ ભાંગી ગયા હતા, કેટલાંકનાં શરીર જર્જરિત થઈ ગયાં હતાં, કેટલાંક લોહીલુહાણ થયાં હતાં, તથા જે પૈકી કેટલાંકનાં બચ્ચાં મરણ પામ્યાં હતાં અને જેમની આંખો અશ્રુથી ભરાઈ ગઈ હતી એવાં તે સસલાં એકત્ર થઈને પરસ્પર વિચાર કરવા લાગ્યાં, "અહો! આપણે નાશ પામ્યાં! આ હાથીનું યૂથ નિત્ય આવશે, કારણ કે બીજે કયાંય પાણી નથી. માટે સર્વનો નાશ થઈ જશે. કહ્યું છે કે

હાથી સ્પર્શ કરતાં પણ નાશ કરે છે, સર્પ સૂંઘતાં પણ નાશ કરે છે, રાજા હસતાં પણ નાશ કરે છે, અને દુર્જન માન આપતાં પણ નાશ કરે છે. ૮૩.

---

હિતોપદેશમાં કથાસન્દર્ભ જુદો છે. હિરણ્યગર્ભ હંસના દૂત દીર્ઘમુખ નામે બગલાને ચિત્રવર્ણ મયૂરનાં પક્ષીઓ "અતિશક્તિશાળી રાજાનો આશ્રય કરવો જોઇએ" એમ કહીને, ચિત્રવર્ણની મહત્તા અને હિરણ્યગર્ભની અલ્પતા દર્શાવવા આ કથા કહે છે,

માટે આનો કોઇ ઉપાય વિચારો.” એટલે તેમાંનો એક સસલો બોલ્યો, “દેશ ત્યાગ કરીને ચાલ્યા જાઓ; બીજું શું? મનુ અને વ્યાસે પણ કહ્યું છે કે

કુળને માટે એકનો ત્યાગ કરવો, ગામને માટે કુળનો ત્યાગ કરવો, દેશને માટે ગામનો ત્યાગ કરવો, પોતાને માટે પૃથ્વીનો ત્યાગ કરવો. ૮૪.

મનુ કહે છે કે

ક્ષેમકારી, નિત્ય ધાન્ય આપનારી અને પશુઓની વૃદ્ધિ કરનારી ભૂમિનો પણ રાજાએ, પોતાના રક્ષણને માટે, કંઇ પણ વિચાર કર્યા વિના ત્યાગ કરવો. ૮૫. આપત્તિને માટે ધનની રક્ષા કરવી, ધન વડે સ્રીઓની રક્ષા કરવી, તથા ધનથી અને સ્રીઓથી સતત પોતાની રક્ષા કરવી.” ૮૬.

પછી બીજાં સસલાં બોલ્યાં, “અરે! પિતા અને પિતામહોના સ્થાનનો એકાએક ત્યાગ થઇ શકે નહિ. માટે હાથીઓને કોઇ એવો ભય દર્શાવો, કે જેથી તેઓ દૈવયોગે કોઇ રીતે અહીં આવે નહિ. કહ્યું છે કે

વિષ વિનાના સર્પે પણ મોટી ફેણ કરવી જોઇએ; ઝેર હોય કે નહિ, પણ ફેણનો આડંબર ભયંકર લાગે છે.” ૮૭.

એટલે વળી બીજાં બોલ્યાં, “જો એમ હોય તો તેમને ડરાવવા માટે એક મોટો ઉપાય છે, જેથી તેઓ અહીં આવશે નહિ. પણ ભય પમાડવાનો તે ઉપાય ચતુર દૂતથી થઇ શકે એમ છે. આપણો સ્વામી વિજયદત્ત નામે રાજા ચંદ્રના બિંબમાં રહે છે; માટે કોઇ મિથ્યા દૂતને યૂથપતિ પાસે મોકલીને કહો કે ‘ચન્દ્ર આ ધરામાં આવવાની તને મનાઇ કરે છે, કેમકે મારો (ચંદ્રનો) પરિવાર તેની આસપાસ વસે છે.’ એમ કહેવામાં આવતાં, શ્રદ્ધા રાખવા લાયક વચનોને કારણે કદાચ તે પાછો વળી જશે.” એટલે બીજાં બોલ્યાં, “જો એમ હોય તો, લંબકર્ણ નામે સસલો છે, તે વચનોની રચનામાં ચતુર તથા દૂતના કાર્યને જાણનારો છે. તેને ત્યાં મોકલો. કહ્યું છે કે

સ્વરૂપવાન, નિઃસ્પૃહ, વાક્ચાતુર્યવાન, વિવિધ શાસ્ત્રોમાં વિચક્ષણ અને બીજાનું ચિત્ત જાણનાર મનુષ્યને રાજાના દૂત તરીકે ઇષ્ટ ગણવામાં આવે છે. ૮૮.

વળી

મૂર્ખ, લોભી અને વિશેષે કરી મિથ્યા વચનો બોલનારને જે દૂત તરીકે મોકલે છે તેનું કાર્ય સિદ્ધ થતું નથી. ૮૯.

માટે આ સંકટમાંથી મુક્ત થવા ઇચ્છતા હો તો એવા દૂતને શોધી કાઢો." પછી બીજાઓએ કહ્યું, "અહો! એ યોગ્ય છે. આપણા જીવિત માટે બીજો કોઈ ઉપાય નથી. એ પ્રમાણે જ કરો."

પછી લંબકર્ણને હાથીઓના યૂથના અધિપતિ પાસે મોકલવા માટે નક્કી કરવામાં આવ્યો, અને તે ગયો. એમ કર્યા પછી લંબકર્ણે પણ હાથીના આવવાના માર્ગ ઉપર જઈ, તે પહોંચી શકે નહિ એવા સ્થાન ઉપર ચઢી તે હાથીને કહ્યું, "અરે! અરે! દુષ્ટ હાથી! આ પ્રમાણે નિઃશંકપણે લીલા કરતો તું આ ચંદ્રહ્રદમાં શા માટે આવે છે? તારે અહીં આવવું નહિ; પાછો વળ." તે સાંભળીને વિસ્મય પામેલા મનવાળો હાથી બોલ્યો, "અરે! તું કોણ છે?" તે બોલ્યો, "હું વિજયદત્ત નામે સસલો છું અને ચંદ્રના બિંબમાં વસું છું. અત્યારે ભગવાન ચંદ્રમાએ, તેમનું વચન શ્રદ્ધા રાખવા લાયક હોઈ, મને તારી પાસે મોકલ્યો છે." તે સાંભળીને એ હાથી બોલ્યો, "હે સસલા! ભગવાન ચંદ્રમાનો સંદેશ કહે, જેથી હું સત્વર તે કરું" તે બોલ્યો, "તેં ગઈ કાલે યૂથની સાથે અહીં આવીને ઘણાં સસલાંનો નાશ કર્યો છે. તો તું શું એ જાણતો નથી કે આ મારો પરિવાર છે? માટે જો તારે જીવવાનું પ્રયોજન હોય તો કોઈ પણ કારણસર તારે આ ધરામાં આવવું નહિ, એવો તેમનો સંદેશ છે." હાથી બોલ્યો, "તારા સ્વામી ભગવાન ચંદ્ર ક્યાં છે?" તે બોલ્યો, "તારા યૂથે મારી નાખેલાં અને મરતાં બાકી રહેલાં સસલાંના આશ્વાસન માટે અત્યારે તેઓ એ ધરામાં

આવીને રહેલા છે; અને મને તારી પાસે મોકલ્યો છે." હાથી બોલ્યો, "જો એમ હોય તો મને તે સ્વામીનું દર્શન કરાવ, જેથી તેમને પ્રણામ કરીને અમે અન્યત્ર જઈએ." સસલો બોલ્યો, "અરે! તું મારી સાથે એકલો આવ, એટલે દર્શન કરાવું" એમ કર્યા પછી રાત્રિના સમયે સસલાએ તે હાથીને ધરાના કિનારે લઇ જઈને જળમાં રહેલું ચંદ્રનું બિંબ બતાવ્યું અને કહ્યું, "અરે! આ અમારા સ્વામી જળની અંદર સમાધિમાં રહેલા છે, માટે તેમને શાંતિથી પ્રણામ કરીને ચાલ્યો જા. નહિ તો સમાધિનો ભંગ થતાં તેઓ ફરી વાર ભારે કોપ કરશે." એટલે હાથી પણ મનમાં ભય પામીને, તેને પ્રણામ કરીને, પાછો જવા માટે નીકળ્યો. અને સસલાં તે દિવસથી માંડીને પરિવાર સહિત પોતપોતાનાં સ્થાનોએ સુખપૂર્વક રહેવા લાગ્યાં.

તેથી હું કહું છું કે—મોટાનું નામ લેવાથી પરમ સિદ્ધિ પ્રાપ્ત થાય છે; ચંદ્રનું નામ લેવાથી સસલાં સુખપૂર્વક વસે છે. ૯૦.

તેમજ

નીચ ન્યાયાધીશ પાસે જઈને ન્યાય કરાવવાને તત્પર થયેલ સસલો અને કપિંજલ બન્ને પૂર્વે નાશ પામ્યા હતા." ૯૧.

તે પક્ષીઓ બોલ્યાં, "એ કેવી રીતે?" તે કાગડો કહેવા લાગ્યો—

## (૩) સસલા અને ચકલાનો ન્યાય કરનાર બિલાડો[૧૨]

"પૂર્વે કોઇ એક વૃક્ષમાં હું રહેતો હતો. તેની નીચે આવેલી બખોલમાં કપિંજલ નામે ચકલો રહેતો હતો. દરરોજ સૂર્યાસ્ત-વેળાએ પાછા આવતાં અમારો બંનેનો સમય અનેક સુભાષિતોની ગોષ્ઠિમાં તથા દેવર્ષિ, બ્રહ્મર્ષિ અને રાજર્ષિઓનાં પ્રાચીન ચરિત્રોનું

૧૨. તંત્રાખ્યાયિકા ૩-૪, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩-૩, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૩-૪, કથાસરિત્સાગર ૧૨૧ B B B (પૃ. ૩૨૫), બૃહત્કથામંજરી ૧૬-૨૫, પુનર્ઘટિત પંચતંત્ર ૩-૪. પૂર્ણભદ્રમાં ચકલાને બદલે તિત્તિરિ છે. હિતોપદેશમાં આ કથા નથી.

કીર્તન કરતાં તેમજ પર્યટનમાં જોયેલાં અનેક કુતૂહલોની વાતો કહેવામાં પરમ સુખ અનુભવતાં વીતતો હતો. હવે, એક વાર તે કપિંજલ બીજાં ચકલાંની સાથે ચારો ચરવા માટે પાકેલી શાળ-વાળા બીજા દેશમાં ગયો. પછી જ્યારે રાત્રિનો સમય થવા છતાં તે આવ્યો નહિ ત્યારે મનમાં ઉદ્વેગ પામીને, તેના વિયોગથી દુઃખી થઇને હું વિચાર કરવા લાગ્યો, "અહો ! આજે કપિંજલ કેમ ન આવ્યો ? શું કોઇએ તેને પાશમાં બાંધ્યો હશે ? કે પછી કોઇએ તેનો વધ કર્યો હશે ? જો તે સર્વથા કુશળ હોય તો મારા વિના રહે નહિ." મને આમ વિચાર કરતાં ઘણા દિવસ વીતી ગયા.

પછી એક વાર સૂર્યાસ્તવેળાએ શીઘ્રગ નામે સસલો આવીને તે બખોલમાં પ્રવેશ્યો. મેં પણ કપિંજલની આશા છોડી દીધી હોવાથી તેને અટકાવ્યો નહિ. પછી એક દિવસે શાળના ભક્ષણથી પુષ્ટ થયેલા શરીરવાળો કપિંજલ પોતાના માળાનું સ્મરણ કરીને ફરી પાછો ત્યાં આવ્યો. અથવા આ ખરું કહ્યું છે કે

દેહધારીઓને દરિદ્રાવસ્થામાં પણ પોતાના દેશમાં, પોતાના નગરમાં અને પોતાના ઘરમાં જેવું સુખ મળે છે તેવું સુખ સ્વર્ગમાં પણ મળતું નથી. ૯૨.

પછી બખોલમાં રહેલા સસલાને જોઇને તે તિરસ્કારપૂર્વક બોલ્યો, "અરે ! આ તો મારું ઘર છે. માટે તું જલદી બહાર નીકળ." સસલો બોલ્યો, "આ ઘર તારું નથી, પણ મારું છે. માટે શા માટે કઠોર વચનો બોલે છે ? કહ્યું છે કે

વાવ, કૂવો, તળાવ, દેવાલય અને વૃક્ષોનો એક વાર ત્યાગ કરી દીધા પછી તેના ઉપર સ્વામિત્વ કરી શકાતું નથી. ૯૩.

તેમ જ

ઘર વગેરેનો દશ વર્ષ સુધી જેણે કોઇની સમક્ષ ભોગવટો કર્યો હોય તેનો એ ભોગવટો એ વિષયમાં (માલિકીહક્ક નક્કી કરવાની બાબતમાં) પ્રમાણભૂત ગણાય છે; સાક્ષી અને લેખપત્ર

પ્રમાણભૂત ગણાતાં નથી. ૯૪. આ ન્યાય મનુષ્યોને માટે મુનિઓએ કહ્યો છે; પશુઓ અને પક્ષીઓની બાબતમાં જ્યાંસુધી તેમનાં બચ્ચાં રહેતાં હોય ત્યાંસુધી એ સ્થાન ઉપર તેમનું સ્વામિત્વ ગણાય છે. ૯૫.

માટે આ મારું ઘર છે, તારું નથી." કપિંજલ બોલ્યો, "અરે! જો તું ધર્મશાસ્ત્રને પ્રમાણભૂત ગણતો હોય તો મારી સાથે આવ, જેથી આપણે કોઈ ધર્મશાસ્ત્રજ્ઞને પૂછી જોઈએ. તે આ બખોલ જેને આપે તેણે લેવી." તેઓએ આ પ્રમાણે નક્કી કર્યું. એટલે મેં પણ વિચાર્યું, "આ વિષયમાં શું થશે? મારે પણ આ ન્યાય જોવો જોઈએ." પછી હું પણ કૌતુકથી તેમની પાછળ નીકળ્યો.

એ સમયે તીક્ષ્ણદંષ્ટ્ર નામે જંગલી બિલાડો તેમનો વિવાદ સાંભળીને માર્ગમાં આવેલી નદીના કિનારા ઉપર પહોંચી જઈને, હાથમાં દર્ભ લઈ, એક આંખ મીંચી દઈ, હાથ ઊંચા કરી, પગના કૂણા ઉપર ઊભો રહી, સૂર્યાભિમુખ થઈ આ પ્રમાણે ધર્મોપદેશ કરવા લાગ્યો, "અહો! આ સંસાર અસાર છે, જીવન ક્ષણભંગુર છે, પ્રિયજનોનો સમાગમ સ્વપ્નસમાન છે, અને કુટુંબી જનોનો પરિવાર ઇન્દ્રજાળ સમાન છે. માટે ધર્મ વિના બીજો કોઈ આધાર નથી. કહ્યું છે કે

જેના દિવસો ધર્મકાર્ય વિના આવે છે અને જાય છે તે, લુહારની ધમણની જેમ, શ્વાસ લેતો હોવા છતાં જીવતો નથી. ૯૬. કૂતરાની પૂંછડી જેમ ગુહ્યભાગને ઢાંકતી નથી અને ડાંસ તથા મચ્છરનું પણ નિવારણ કરતી નથી તેમ ધર્મ વિનાનું પાંડિત્ય પણ પાપ દૂર કરવાને અસમર્થ હોઈ નિરર્થક છે. ૯૭.

વળી

જેઓ ધર્મને મૂલ તત્ત્વ માનતા નથી તેઓ ધાન્યોમાં પુલાક (તુચ્છ ધાન્ય) જેવા, પાંખવાળાં પ્રાણીઓમાં કૂતિકા

–ઝીણી મધમાખ જેવા[13] અને મર્ત્યોમાં મચ્છર જેવા (અધમ) છે. ૯૮. પુષ્પ અને ફળ એ વૃક્ષનું શ્રેય છે, ઘી એ દહીંનું શ્રેય કહેલું છે, તેલ એ ખોળનું શ્રેય છે, ધર્મ એ મનુષ્યત્વનું શ્રેય છે. ૯૯. ધર્મહીન પુરુષોને પશુઓની જેમ કેવળ મળમૂત્ર કરવા માટે, આહાર માટે અને બીજાઓની સેવા માટે સર્જ્યા છે. ૧૦૦. નીતિશાસ્ત્રના પંડિતો સર્વ કાર્યો સ્થિરતાપૂર્વક કરવાનું પ્રશંસાપાત્ર ગણે છે, પણ ધર્મકાર્યોમાં અનેક વિઘ્નો આવતાં હોવાથી તે ત્વરિત ગતિથી કરવાનું કહે છે. ૧૦૧. હે મનુષ્યો! હું તમને સંક્ષેપમાં ધર્મ કહું છું, વિસ્તાર કરવાથી શું? પરોપકારથી પુણ્ય થાય છે અને બીજાને પીડા કરવાથી પાપ થાય છે. ૧૦૨ તમે ધર્મનું સર્વસ્વ સાંભળો અને સાંભળીને હૃદયમાં ધારણ કરો: જે વસ્તુઓ પોતાને પ્રતિકૂળ હોય તે પારકાની બાબતમાં પણ આચરવી નહિ." ૧૦૩.

---

૧૩. આ શ્લોકનું ત્રીજું ચરણ મૂળમાં पूतिका इव पक्षिषु એ પ્રમાણે છે. પચતંત્રના કેટલાક જૂના-નવા અનુવાદકોએ તેનો અનુવાદ 'પક્ષીઓમાં પોરા જેવા' એવો કર્યો છે. પણ પક્ષીઓ અને પાણીમાં થતા પોરાને શો સંબંધ? વળી સંસ્કૃતમાં પૂતિકાનો અર્થ 'એક પ્રકારની વનસ્પતિ' એવો થાય છે, 'પોરા' થતો નથી. પૂર્ણભદ્રના પંચાખ્યાનમાં આ શ્લોક છે તેમાં (તંત્ર ૩, શ્લો. ૯૭) पूतिकाने બદલે कूतिका પાઠ છે, તેમજ શ્રીહેમચન્દ્રાચાર્ય જ્ઞાનમન્દિરની સં. ૧૪૭૫ માં લખાયેલી હાથપ્રતમાં પણ कूतिका પાઠ છે. कूतिका એટલે 'ઝીણી મધમાખી' (ગૂજરાતીમાં જે 'કૂતી' કહેવાય છે તથા જેનું મધ 'કૂતિયું મધ' તરીકે ઓળખાય છે તે). દેખીતી રીતે જ, પાંખવાળાં પ્રાણીઓમાં તે તુચ્છ હોઈ આ શ્લોકમાં તેનો નિર્દેશ ઔચિત્યપૂર્ણ છે. અલબત, આપટે અને મોનિયર વિલિયમ્સના કોશોમાં कूतिका શબ્દ આપેલો નથી. પણ સં. ૧૨૫૫ માં રચાયેલી પૂર્ણભદ્રની કૃતિમાં તથા સં. ૧૪૭૫ ની હાથપ્રતમાં તેનો પ્રયોગ હોઇ એને ખોટો ગણી શકાય તેમ નથી. મધ્યકાળના જૈન લેખકોએ લોકભાષા–ખાસ કરી ગૂજરાતી ઉપરથી સેંકડો સંસ્કૃત શબ્દો ઘડીને પોતાની રચનાઓમાં દાખલ કરી દીધા

પછી તેનો આ ધર્મોપદેશ સાંભળીને સસલો બોલ્યો, "હે કપિંજલ! આ ધર્મવાદી તપસ્વી નદીકિનારે બેઠેલા છે, માટે તેમને જઈને પૂછીએ." કપિંજલે કહ્યું, "ખરેખર, સ્વભાવથી જ તે આપણો શત્રુ છે, માટે દૂર ઊભા રહીને પૂછીએ. કદાચ તેના વ્રતમાં ભંગ થાય." પછી દૂર ઊભા રહીને તે બન્ને બોલ્યા, "હે ધર્મોપદેશક તપસ્વી! અમો બન્ને વચ્ચે વિવાદ થયો છે. માટે ધર્મશાસ્ત્રાનુસાર અમને નિર્ણય આપો. અમારામાંથી જે હીનવાદી હોય-જેનું કહેવું ખોટું હોય તેનું તમારે ભક્ષણ કરવું." તે બોલ્યો, "હે ભદ્રો! એમ ન બોલો. નરકના માર્ગરૂપ હિંસાકાર્યથી હું વિરક્ત થયો છું. અહિંસા જ ધર્મનો માર્ગ છે. કહ્યું છે કે

---

છે, જે કોઈપણ કોશમાં મળતા નથી. એવું જ આ कूतिका શબ્દનું પણ સમજવું. અર્વાચીન 'કૂતી'ના પૂર્વજ કોઇ ચાલુ વપરાશના શબ્દને પશ્ચિમ ભારતીય પંચતંત્રનો લેખક કે જે નિઃશંકપણે ગૂજરાત કે આસપાસના પ્રદેશમાં જ થયેલો છે તેણે સંસ્કૃતરૂપ આપ્યું છે એ સ્પષ્ટ છે. પાછળથી એ પ્રાદેશિક શબ્દનો અર્થ નહિ સમજવાથી કેટલીક વાચનાઓમાં અજ્ઞાન લહિયાઓએ તેનું कृतिका એવું, આ સ્થળે અર્થરહિત રૂપ બનાવી દીધું હોવું જોઇએ. પંચાખ્યાનના સંપાદક ડૉ. હર્ટલ कूतिकाનો Some malignant winged creature એવો અર્થ કરીને, મૂળ ગૂજરાતી શબ્દના જ્ઞાન વિના પણ સાચા અર્થની લગભગ નજીક આવી ગયા છે. (પંચાખ્યાનની શબ્દસૂચિ, પૃ. ૨૯૨)

આચાર્ય હેમચન્દ્રે અનેકાર્થ કોશમાં (કાંડ ૨, શ્લોક ૧૬૫) कुन्त શબ્દ 'ક્ષુદ્ર જંતુ' એવા અર્થમાં આપ્યો છે, તે ઉપર્યુક્ત મધ તૈયાર કરનાર कूतिका જ હોય એ સંભવિત છે, કેમકે નવાંગી વૃત્તિકાર અભયદેવસૂરિએ સ્થાનાંગ સૂત્ર ઉપરની વૃત્તિમાં (આગમોદય સમિતિની આવૃત્તિ, પૃ. ૪૫૧) મધના પ્રકારો આપતાં કહ્યું છે કે -मधु त्रिधा-माक्षिककौन्तिकभ्रामर-भेदात् ।

સત્પુરુષોએ અહિંસાને ધર્મનું મૂળ કહી છે, તેથી જ, માકણ, ડાંસ આદિની પણ હિંસા કરવી નહિ. ૧૦૪. જે નિર્દય મનુષ્ય હિંસક પ્રાણીઓની પણ હિંસા કરે છે તે ઘોર નરકમાં પડે છે, તો પછી જે શુભ પ્રાણીઓની હિંસા કરે છે તેની બાબતમાં કહેવું જ શું? ૧૦૫.

વળી પેલા જે માજ્ઞિકો પણ યજ્ઞકર્મમાં પશુઓની હિંસા કરે છે તેઓ મૂર્ખ છે. તેઓ શ્રુતિના પરમાર્થને જાણતા નથી. શ્રુતિમાં કહ્યું છે કે 'અજ વડે યજ્ઞ કરવો.' 'અજ'નો અર્થ પશુવિશેષ-બકરો નથી, પણ સાત વર્ષની ડાંગરને 'અજ' કહેવામાં આવે છે. કહ્યું છે કે

વૃક્ષોને કાપીને, પશુઓને મારીને તથા રુધિરનો કાદવ કરીને જો સ્વર્ગમાં જઈ શકાતું હોય તો પછી નરકમાં કોણ જતું હશે? ૧૦૬.

માટે હું તમારું ભક્ષણ કરીશ નહિ, પણ જયપરાજયનો નિર્ણય કરીશ. પરન્તુ હું વૃદ્ધ હોવાને કારણે દૂરથી બરાબર સાંભળી શકતો નથી. એમ જાણીને તમે મારી પાસે આવીને તમારો વિવાદ કહો, જેથી સાચી હકીકત જાણીને વિવાદનો નિર્ણય હું આપું, એટલે પરલોકમાં મારી દુર્ગતિ ન થાય. કહ્યું છે કે

જે પુરુષ માનથી, લોભથી, ક્રોધથી અથવા ભયથી ખોટો ન્યાય કરે છે તે નરકમાં જાય છે. ૧૦૭.

તેમજ

અશ્વની બાબતમાં ખોટી સાક્ષી ( અથવા ખોટો નિર્ણય ) આપનાર એક પ્રાણીની હિંસા કરે છે (અર્થાત્ તેને એક પ્રાણીની હિંસાનું પાપ લાગે છે), ગાયની બાબતમાં ખોટી સાક્ષી ( અથવા ખોટો નિર્ણય ) આપનાર દશ પ્રાણીઓની હિંસા કરે છે, કન્યાની બાબતમાં ખોટી સાક્ષી ( અથવા ખોટો નિર્ણય ) આપનાર સો પ્રાણીઓની હિંસા કરે છે, અને પુરુષની બાબતમાં ખોટી સાક્ષી

(અથવા ખોટો નિર્ણય) આપનાર હજાર પ્રાણીઓની હિંસા કરે છે. ૧૦૮. સભાની મધ્યમાં બેસીને જે સ્ફુટ વચન બોલતો નથી તેનો દૂરથી જ ત્યાગ કરવો. અથવા તેણે જલદીથી ન્યાયી નિર્ણય આપવો જોઇએ. ૧૦૯.

માટે તમે વિશ્વાસ રાખીને તમારો વાદ મારા કાનમાં નિવેદન કરો." વધારે શું કહું ? એ નીચ બિલાડાએ તે બન્ને બુદ્ધિહીનોને એટલા વિશ્વાસમાં લીધા કે તેઓ તેના ખોળામાં બેસી ગયા. પછી તેણે એકી સાથે એકને પગથી અને બીજાને દાંતરૂપી કરવતથી પકડી પાડયો. પછી તેઓ મરણ પામ્યા, એટલે તેમને ખાઇ ગયો.

તેથી હું કહું છું કે—નીચ ન્યાયાધીશ પાસે જઇને ન્યાય કરાવવાને તત્પર થયેલ સસલો અને કપિંજલ બન્ને પૂર્વે નાશ પામ્યા હતા. ૧૧૦

માટે રાત્રિ-અંધ એવા તમે પણ આ દિવસ-અંધ ઘુવડને રાજા બનાવીને સસલા અને કપિંજલને માર્ગે જશો. આમ સમજીને જે યોગ્ય લાગે તે કરો.

પછી તેનું એ વચન સાંભળીને, 'એણે ઠીક કહ્યું' એમ કહીને, 'આપણે રાજા નક્કી કરવા માટે ફરીવાર એકત્ર થઇશું' એમ બોલતાં પક્ષીઓ પોતપોતાની ઇચ્છા પ્રમાણે ચાલ્યાં ગયાં. રાજ્યાભિષેક માટે કૃકાલિકાની સાથે ભદ્રાસન ઉપર બેઠેલો એક માત્ર દિવસ-અંધ ઘુવડ બાકી રહ્યો. પછી તેણે કહ્યું, "અહીં કોણ છે? અરે! હજી પણ કેમ મારો અભિષેક કરવામાં આવતો નથી?" એટલે કૃકાલિકાએ કહ્યું, "ભદ્ર! કાગડાએ તમારા અભિષેકમાં વિઘ્ન કર્યું છે. તે પક્ષીઓ મનફાવતી દિશામાં ચાલ્યાં ગયાં છે; માત્ર એક આ કાગડો જ કોઇ કારણથી બેસી રહ્યો છે. માટે તમે ઊભા થાઓ, એટલે તમને તમારા નિવાસસ્થાને પહોંચાડું." તે સાંભળીને ઘુવડ વિષાદપૂર્વક બોલ્યો, "હે દુરાત્મા! મેં તારા ઉપર શો અપકાર કર્યો છે,

જેથી તેં મારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કર્યું ? માટે આજથી આપણું વંશપરંપરાનું વેર થયું છે. કહ્યું છે કે

બાણથી વીંધાયેલું અને પરશુથી કપાયેલું વન ફરી ઊગે છે, પણ હલકાં વચન બોલવાથી થયેલો વાણીનો ભયંકર ઘા રુઝાતો નથી." ૧૧૧.

એમ કહીને કૃકાલિકાની સાથે તે પોતાના નિવાસસ્થાને ગયો. પછી ભયથી વ્યાકુળ થયેલો કાગડો વિચાર કરવા લાગ્યો, "અહો ! અકારણે વેર કરતો એવો હું આ શું બોલ્યો ? કહ્યું છે કે

દેશકાળથી વિરુદ્ધ, ભવિષ્યને માટે દુઃખકારી, અપ્રિય તથા પોતાની લઘુતા કરનાર એવું વચન જે કારણ વિના બોલે છે તે વચન નથી, એ તો ઝેર તુલ્ય થઈ પડે છે. ૧૧૨. બુદ્ધિમાન પુરુષે, પોતે બળવાન હોય તો પણ પારકાને વેરી બનાવવો નહિ; 'મારી પાસે વૈદ્ય છે' એમ ધારીને કયો વિચક્ષણ પુરુષ અકારણ ઝેર ખાય ?" ૧૧૩.

એમ કહીને કાગડો પણ પોતાને સ્થાને ગયો.

માટે હે વત્સ ! આ રીતે આપણી સાથે ઘુવડોનું વંશપરંપરાનું વેર થયેલું છે."

મેઘવર્ણ બોલ્યો, "તાત ! આવી સ્થિતિમાં આપણે શું કરવું ?" તેણે કહ્યું, "એ સ્થિતિમાં પણ છ ગુણથી ભિન્ન એવો સ્થૂલ ઉપાય છે. તેનો અંગીકાર કરીને હું પોતે જ અરિમર્દનનો વિજય કરવા માટે જઈશ, અને શત્રુઓને છેતરીને તેમનો વધ કરીશ. કહ્યું છે કે

ધુતારાઓએ બકરાની બાબતમાં બ્રાહ્મણને છેતર્યો હતો તે પ્રમાણે, અનેક પ્રકારની બુદ્ધિવાળા અને ઉત્તમ વિજ્ઞાનવાળા મનુષ્યો પોતાના કરતાં બળમાં અધિક શત્રુઓને પણ છેતરી શકે છે." ૧૧૪.

મેઘવર્ણ બોલ્યો, "એ કેવી રીતે ?" સ્થિરજીવી કહેવા લાગ્યો—

## (૪) ત્રણ ધુતારા અને બ્રાહ્મણ[૧૪]

"કોઈ એક નગરમાં, જેણે અગ્નિહોત્ર ગ્રહણ કર્યું હતું એવો મિત્રશર્મા નામે બ્રાહ્મણ રહેતો હતો. એક વાર માઘ માસમાં જ્યારે શાંત પવન વાતો હતો, આકાશ વાદળાંથી ઘેરાયેલું હતું અને મંદમંદ વરસાદ વરસતો હતો ત્યારે બકરું માગવા માટે તે બીજા ગામમાં ગયો હતો. ત્યાં કોઈ યજમાન પાસે તેણે યાચના કરી કે, "હે યજમાન! આવતી અમાસે હું યજ્ઞ કરવાનો છું. માટે યજન માટે મને એક બકરું આપ." પછી તેણે અતિ પુષ્ટ શરીરવાળો એક બકરો આપ્યો. બકરાને આમ તેમ નાસતો જોઈને સમર્થ એવો તે તેને ખાંધ ઉપર ચઢાવીને સત્વર પોતાના નગર તરફ ચાલ્યો. પછી માર્ગમાં જતાં તેને ભૂખથી મળી ગયેલા કંઠવાળા ત્રણ ધુતારાઓ[૧૫] સામે મળ્યા. તેઓએ એવા પુષ્ટ શરીરવાળા બકરાને ખભા ઉપર લીધેલો

૧૪. તંત્રાખ્યાયિકા ૩–૫, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩–૪, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૩–૫, હિતોપદેશ ૪-૯, કથાસરિત્સાગર ૧૨૧ C (પૃ. ૩૨૫), બૃહત્કથામંજરી ૧૬–૨૬, પુનર્ઘટિત પંચતંત્ર ૩–૫. હિતોપદેશમાં કથાનો સન્દર્ભ જુદો છેઃ હિરણ્યગર્ભ હંસના દુર્ગમાં કપટથી પ્રવેશી, એ દુર્ગને સળગાવી જેણે ચિત્રવર્ણ મયૂરને વિજય અપાવ્યો હતો તે મેઘવર્ણ નામે કાગડાને ચિત્રવર્ણ પૂછે છે કે, "તેં હિરણ્યગર્ભને છતર્યો કેવી રીતે?" મેઘવર્ણ ઉત્તર આપે છે કે "જે દુર્જનને પણ પોતાની જેમ સત્યવાદી માને છે તે, ધુતારાઓથી જેમ બ્રાહ્મણ છેતરાયો હતો તેમ, છેતરાય છે." એમ કહીને મેઘવર્ણ ચિત્રવર્ણને આ કથા કહે છે.

૧૫. અહીં તેમજ પૂર્ણભદ્ર અને હિતોપદેશમાં પણ ત્રણ ધૂર્તોની વાત છે. તંત્રાખ્યાયિકા, દક્ષિણ ભારતીય પંચતંત્ર, કથાસરિત્સાગર અને બૃહત્કથા-મંજરીમાં સંખ્યાબંધ ધૂર્તો છે. પાઠપરંપરાઓના પહેલા જૂથમાં ત્રણ ધુતારાઓ એક પછી એક બ્રાહ્મણ પાસે આવીને, તેની પાસેનો બકરો અનુક્રમે કૂતરો, વાછરડો અને ગધેડો હોવાનું કહે છે, જ્યારે બીજા જૂથમાં બધાયે ધૂર્તો એ કૂતરો જ છે એમ ઠસાવવા પ્રયત્ન કરે છે.

જોઈને પરસ્પરને કહ્યું, " અહો ! આ બકરાનું ભક્ષણ કરવાથી આજની ટાઢને વ્યર્થ બનાવી શકાય તેમ છે. માટે આ બ્રાહ્મણને છેતરીને તેની પાસેથી તે પડાવી લઈએ."

પછી તેમાંનો એક જણ વેશપરિવર્તન કરીને, બીજે માર્ગેથી સામે આવીને તે અગ્નિહોત્રીને કહેવા લાગ્યો, " હે મૂર્ખ અગ્નિહોત્રી ! આવું લોકવિરુદ્ધ અને હાસ્યજનક કાર્ય તું શા સારુ કરે છે? આ અપવિત્ર કૂતરાને ખભા ઉપર બેસાડીને શા માટે લઈ જાય છે? કહ્યું છે કે

શ્વાન, કૂકડો અને ચાંડાલ, તથા વિશેષે કરીને ગધેડો અને ઊંટ એ સર્વને સમાન સ્પર્શવાળા ગણ્યા છે (તેમને સ્પર્શ કરવાથી સમાન દોષ લાગે છે), માટે તેમનો સ્પર્શ કરવો નહિ." ૧૧૫.

પછી કોપાયમાન થયેલા તેણે કહ્યું, " અહો ! શું તું આંધળો છે, કે બકરાને કૂતરો ઠરાવે છે?" ધુતારો બોલ્યો, " બ્રાહ્મણ ! કોપ કરીશ નહિ, ઇચ્છાનુસાર જા." પછી વનમાં તે થોડે દૂર ગયો ત્યાં બીજા ધૂર્તે તેની સામે આવીને કહ્યું, "હે બ્રાહ્મણ ! ખરેખર દુઃખની વાત છે! આ મરેલો વાછરડો તને વહાલો હોય તો પણ તેને કંઇ ખાંધ ઉપર ઉપાડાય નહિ. કહ્યું છે કે

જે બુદ્ધિહીન મરણ પામેલા મનુષ્ય અથવા પશુપક્ષીને સ્પર્શ કરે છે તેની પંચગવ્યથી અથવા ચાંદ્રાયણથી શુદ્ધિ થાય છે." ૧૧૬.

એટલે તે કોપ કરીને બોલ્યો, " અરે! શું તું આંધળો છે કે જેથી બકરાને મરેલો વાછરડો કહે છે?" તેણે કહ્યું, " ભગવન્! કોપ કરશો નહિ. મેં તો અજ્ઞાનથી કહ્યું હતું, માટે તમને જેમ ઉચિત લાગે તેમ કરો." પછી તે વનમાં થોડેક દૂર ગયો ત્યાં ત્રીજા ધૂર્તે સામે આવીને તેને કહ્યું, " અરે! તું આ ગધેડાને ખભા ઉપર ચઢાવી લઈ જાય છે તે અયોગ્ય છે. માટે એનો ત્યાગ કર. કહ્યું છે કે

જે મનુષ્ય જાણતાં અથવા અજાણતાં ગધેડાનો સ્પર્શ કરે છે તેણે એ પાપના શમન માટે વસ્ત્રબોળ સ્નાન કરવાનું કહેલું છે. ૧૧૭.

માટે કોઈ જુએ નહિ ત્યાંસુધી તું એનો ત્યાગ કરી દે." પછી તે બકરાને રાક્ષસ માનતો એ બ્રાહ્મણ તેને ભયથી ભૂમિ ઉપર ફેંકી દઈને પોતાના ઘર તરફ પલાયન કરવા લાગ્યો. પછી તે ત્રણે જણા એકત્ર થઈને, બકરાને લઈને તેનું યથેચ્છ ભક્ષણ કરવા લાગ્યા.

તેથી હું કહું છું કે-ધુતારાઓએ બકરાની બાબતમાં બ્રાહ્મણને છેતર્યો હતો તે પ્રમાણે, અનેક પ્રકારની બુદ્ધિવાળા અને ઉત્તમ વિજ્ઞાનવાળા મનુષ્યો પોતાના કરતાં બળમાં અધિક શત્રુઓને પણ છેતરી શકે છે. ૧૧૮.

અથવા આ ખરું કહ્યું છે કે

નવા સેવકના વિનયથી, પરોણાના બોલવાથી, વિલાસિનીઓનાં રુદનથી અને ધૂર્તજનોના વચનસમૂહથી આ જગતમાં છેતરાયો ન હોય એવો કોઈ નથી. ૧૧૯.

માટે આ બાબતમાં કંઈક કહેવાનું છે. તે ગ્રહણ કરીને, કહ્યા પ્રમાણે કરો." મેઘવર્ણ બોલ્યો, "તો આજ્ઞા કરો. તમારો આદેશ મિથ્યા કરવાનો હોય નહિ." સ્થિરજીવી બોલ્યો, "વત્સ! સામ આદિ ઉપાયો ટાળીને જે પાંચમો ઉપાય મેં નક્કી કર્યો છે તે સાંભળ—મને શત્રુપક્ષનો ગણીને અતિ નિષ્ઠુર વચનો વડે મારો તિરસ્કાર કર. શત્રુપક્ષના ગુપ્તચરોને ખાત્રી થાય તે રીતે ક્યાંકથી લાવેલા લોહીથી મારું શરીર ખરડીને મને વડના ઝાડની નીચે ફેંકી દઈને તું ઋષ્યમૂક પર્વત તરફ જા. સારી રીતે યોજેલી વિધિથી શત્રુઓમાં વિશ્વાસ ઉત્પન્ન કરી, તેમને મારી તરફ અભિમુખ બનાવીને, તેમના દુર્ગનો મધ્યભાગ જાણી લઈને કૃતાર્થ એવો હું તને ત્યાં લઈ જઈને, દિવસે આંધળા બનેલા તે ઘુવડોનો નાશ કરું ત્યાંસુધી તું પરિવાર સહિત

ત્યાં રહેજે. મારું કાર્ય મેં બરાબર જાણી લીધું છે. આ સિવાય બીજી કોઈ રીતે કાર્યસિદ્ધિ થાય તેમ નથી, એમ માનીને રાહ જો, કેમકે અપસાર ( બહાર નીકળવાના માર્ગ ) વિનાનો એ દુર્ગ તો કેવળ નાશકારક થઈ પડે કહ્યું છે કે

અપસાર સહિત દુર્ગને જ નીતિશાસ્ત્રજ્ઞો દુર્ગ કહે છે; અપસાર વિનાનો દુર્ગ તો દુર્ગના રૂપમાં બંધન જ છે.૧૨૦.

વળી તારે મારી બાબતમાં દયા રાખવી નહિ. કહ્યું છે કે

પ્રાણ સમાન પ્રિય, તથા લાલનપાલન કરેલા સેવકોને પણ યુદ્ધનો સમય ઉપસ્થિત થતાં કરમાયેલી માળા સમાન ગણવા. ૧૨૧.

તેમજ

જ્યારે શત્રુનો સમાગમ–યુદ્ધ થાય છે એવા એક દિવસને માટે સેવકોનું સદાકાળ પ્રાણની જેમ રક્ષણ કરવું અને પોતાના કાર્યની જેમ તેમનું પોષણ કરવું. ૧૨૨.

માટે આ વિષયમાં તારે મને અટકાવવો નહિ.” એમ કહીને સ્થિરજીવી તેની સાથે બનાવટી કલહ કરવા લાગ્યો. પછી તેના બીજા સેવકો ઉચ્છૃંખલ વાણી બોલતા સ્થિરજીવીને જોઈને તેનો વધ કરવાને તૈયાર થયા, એટલે તેમને મેઘવર્ણે કહ્યું, “ અહો ! તમે ખસી જાઓ. હું પોતે જ શત્રુપક્ષપાતી આ દુરાત્માને શિક્ષા કરીશ.” એમ કહીને, સ્થિરજીવીની ઉપર ચઢી બેસીને, તેને ચાંચના હળવા પ્રહારો મારી લોહીલુહાણ કરી તે પોતાના પરિવાર સહિત ઇચ્છિત સ્થાને ગયો. એ સમયે શત્રુના ગુપ્તચરરૂપ કૃકાલિકાએ એ

અમાત્ય ઉપર આવી પડેલું દુઃખ તથા મેઘવર્ણનું ગમન ઘુવડના રાજાને નિવેદન કર્યું કે, "તમારો શત્રુ ભય પામીને પોતાનાં ભયભીત પરિજનોની સાથે ક્યાંક ચાલ્યો જાય છે." તે સાંભળીને ઘુવડનો રાજા પણ સૂર્યાસ્તકાળે પોતાના મંત્રીઓ અને પરિજનો સહિત કાગડાઓનો વધ કરવાને માટે નીકળ્યો, અને બોલ્યો કે, "અહો! ત્વરા કરો, ત્વરા કરો! ડરીને નાસતો શત્રુ પુણ્ય હોય તો જ મળે છે. કહ્યું છે કે

શત્રુ નાસતો હોય ત્યારે તેનું એક છિદ્ર હાથમાં આવે છે; અને તે બીજે સ્થાને આશ્રય કરતો હોય ત્યારે પણ વ્યગ્રપણાને લીધે રાજાના સેવકોને વશ થાય છે. ૧૨૩. દેવતાઓ પણ શત્રુનું છિદ્ર જાણ્યા સિવાય તેમના ઉપર વિજય કરી શકતા નથી; ઇન્દ્રે છિદ્ર પ્રાપ્ત કરીને દિતિનો ગર્ભ ચીરી નાખ્યો હતો." ૧૨૪.

એ પ્રમાણે બોલતા તેઓ વડના ઝાડની નીચે તેને ચારે બાજૂથી ઘેરીને ઊભા રહ્યા. પણ જ્યારે કોઈ કાગડો દેખાયો નહિ ત્યારે શાખાના અગ્રભાગ ઉપર બેઠેલો, હર્ષિત મનવાળો તથા બંદીજનો જેની સ્તુતિ કરતા હતા એવો ઉલૂકરાજ બોલ્યો, "અહો! એ કાગડાઓ કયે માર્ગે નાસી ગયા? તેમના એ માર્ગની તપાસ કરો. તેઓ દુર્ગનો આશ્રય કરે નહિ ત્યાંસુધીમાં જ પાછળ જઇશું તો તેમનો નાશ કરી શકાશે. કહ્યું છે કે

વાડના આશ્રયે રહેલા શત્રુને પણ વિજયેચ્છુ મારી શકતો નથી, તો પછી મોટી સામગ્રીથી યુક્ત દુર્ગનો આશ્રય કરીને બેઠેલાની બાબતમાં તો શું કહેવું?" ૧૨૫.

એ સમયે સ્થિરજીવી મંદમંદ શબ્દ કરવા લાગ્યો. તે સાંભળીને એ સર્વે ઘુવડો તેનો વધ કરવાને દોડ્યા. પણ તેણે કહ્યું, "અહો! હું સ્થિરજીવી નામે મેઘવર્ણનો મંત્રી છું; મેઘવર્ણે મારી આવી અવસ્થા કરી છે. માટે આ વસ્તુ તમારા સ્વામીને નિવેદન કરો. તેની સાથે મારે ઘણી વાત કરવી છે." પછી તેઓએ નિવેદન કર્યું, એટલે વિસ્મય પામેલો તે ઉલૂકરાજ તેની પાસે જઈને બોલ્યો, "અરે! તું આવી દશામાં શી રીતે આવ્યો તે કહે." સ્થિરજીવીએ કહ્યું, "દેવ! સાંભળો. ગઈ કાલે તમે મારેલા ઘણા કાગડાઓને જોઇને કોપ અને શોકથી ગ્રસ્ત થયેલો તે દુરાત્મા મેઘવર્ણ તમારી સામે યુદ્ધ કરવાને નીકળ્યો હતો. પછી મેં તેને કહ્યું, 'સ્વામી! તેમની ઉપર ચઢાઈ કરવી તમારે માટે યોગ્ય નથી. કહ્યું છે કે

વૈભવની ઇચ્છાવાળા નિર્બળે મનથી પણ બળવાન સાથે વિરોધ કરવા ઇચ્છવું નહિ; આ જગતમાં નેતરના જેવી (નમ્ર) વૃત્તિ રાખનારનો વધ થતો નથી, પણ પતંગવૃત્તિવાળાનો (પોતાની નિર્બળતાનો વિચાર કર્યા સિવાય સબળાની સામે યુદ્ધમાં કૂદી પડનારનો) અવશ્ય નાશ થાય છે. ૧૨૬.

માટે ઉપપ્રદાન–દંડ આપવા વડે તેની સાથે સંધિ કરવી યોગ્ય છે. કહ્યું છે કે

બળવાન શત્રુને જોઇને તેને સર્વસ્વ આપીને પણ બુદ્ધિમાને પોતાના પ્રાણનું રક્ષણ કરવું; પ્રાણનું રક્ષણ થતાં ધન તો ફરી વાર મળે છે.' ૧૨૭.

તે સાંભળીને, દુર્જનોએ કોપાવેલા અને મને તમારો પક્ષપાતી માનતા એવા તેણે મારી આવી અવસ્થા કરી છે. માટે હવે આપના ચરણ એ જ મારું શરણ છે. વધારે શી વિનંતી કરું? જ્યારે હું ચાલી શકીશ ત્યારે તમને તેના નિવાસસ્થાને લઈ જઈ સર્વે કાગડાઓનો નાશ કરીશ."

પછી અરિમર્દને તે સાંભળીને પિતા અને પિતામહના સમયના મંત્રીઓને એક સ્થાને એકત્ર કરીને તેમની સાથે મંત્રણા કરી. રક્તાક્ષ, ક્રૂરાક્ષ, દીપ્તાક્ષ અને વક્રનાસ એ તેના ચાર મંત્રીઓ હતા. તેમાં પહેલાં તેણે રક્તાક્ષને પૂછ્યું, "ભદ્ર! એ શત્રુનો મંત્રી મારા હાથમાં આવ્યો છે, માટે તેનું શું કરવું?" તે બોલ્યો, "દેવ! આ તેનો મુખ્ય મંત્રી છે; જો કે વેલા અને મુહૂર્તના ગુણથી–સમયના પ્રભાવથી તથા દુર્જનનાં વાક્યથી તે પોતાના રાજાથી વિખૂટો પડ્યો છે, તો પણ તેનું વચન સાંભળવું જોઇએ, કેમકે રાજાએ હંમેશાં યુદ્ધ ઉપર આસક્તિ રાખવી જોઇએ નહિ. કહ્યું છે કે

જેમનું ચિત્ત વિગ્રહમાં આસક્ત હોય છે તેમના કોશનો ક્ષય થાય છે, તેમને નિદ્રા આવતી નથી, વિલાસોની ઇચ્છા થતી નથી, તથા ક્યાંય પ્રીતિ ઉત્પન્ન થતી નથી. ૧૨૮.

માટે આ મંત્રીદ્વારા આપણે તેની સાથે સામથી વર્તવું જોઇએ. કહ્યું છે કે

બ્રહ્માએ સામથી માંડીને દંડ સુધીના ચાર નયો કહ્યા છે; તેમાં દંડ એ પાપી ઉપાય છે, માટે તેનો પ્રયોગ સૌથી છેલ્લો કરવો. ૧૨૯.

તેમજ

સામથી સિદ્ધ થયેલાં કાર્યો કદી વિકાર પામતાં નથી અને સજ્જનોનાં મનની જેમ હંમેશાં આનંદદાયી થાય છે. ૧૩૦. સામથી સિદ્ધ થઈ શકે એવાં કાર્યોમાં જે ડાહ્યો માણસ દંડનો પ્રયોગ કરે છે તે સાકરથી શાંત પાડી શકાય એવા પિત્તમાં કડવાં પટોલનું પાન કરે છે. ૧૩૧

વળી કેટલાક જે એમ કહે છે કે 'શત્રુઓને દંડથી વશ કરી શકાય છે, સામથી નહિ,' તે પણ અયોગ્ય છે. કહ્યું છે કે

જે હરણો પાંદડાંનો શબ્દ સાંભળીને પણ ત્રાસ પામે છે તેઓનો વધ પારધિઓ હંમેશાં સામથી કરે છે, તે જુઓ. ૧૩૨.

વળી

શત્રુના ઉચ્છેદ માટે સામ સિવાય બીજું કોઇ ઓષધ નથી. હેમંત ઋતુમાં હિમ પડવાથી કમલિની શું બળી જતી નથી ? ૧૩૩.

માટે જો મારું વચન પ્રમાણ કરતા હો તો શત્રુની સાથે સંધિ કરવા માટે અથવા તેના વધ માટે સામનો પ્રયોગ કરવો જોઇએ. કારણ, નીતિમાં પણ કહ્યું છે કે

અહો ! પરમધાર્મિક જળચર પ્રાણી બગલો પ્રાણીઓ પ્રત્યેની અનુકંપાથી કેવો ધીરે ધીરે પગલાં ભરે છે !" ૧૩૪.

એ પ્રમાણે તેનો અભિપ્રાય જાણીને ઉલૂકરાજે ક્રૂરાક્ષને કહ્યું, "ભદ્ર ! તારો અભિપ્રાય પણ હું સાંભળવા ઇચ્છું છું. આ પ્રકારનું કાર્ય ઉપસ્થિત થયું હોય ત્યારે મારે શું

કરવું ?" તે બોલ્યો, "દેવ ! આપણા તે સહજ વેરીની સાથે સામનો પ્રયોગ કરવો એ મને ગમતું નથી. કહ્યું છે કે

ચોથા ઉપાય-દંડ વડે વશ કરી શકાય એવા શત્રુની સાથે સામનો પ્રયોગ એ ઊલટી ક્રિયા છે. પરસેવો લાવવા લાયક (કાચા) તાવ ઉપર કયો પ્રાજ્ઞ પુરુષ પાણીનું સિંચન કરશે ? ૧૩૫.

માટે દુષ્ટ શત્રુ પણ ભેદથી વશ થઈ શકે છે. કહ્યું છે કે

મહાપરાક્રમી શત્રુને પણ ભેદથી વશ કરી શકાય છે, તેથી શત્રુ ઉપર વિજય કરવા ઇચ્છનારાએ ભેદનો પ્રયોગ કરવો. ૧૩૬. વશ ન કરી શકાય એવા શત્રુને જોઇને રાજ્યની કામનાવાળા તથા સમર્થ એવા તેના દાયાદ-ભાગીદારને, રામે જેમ વિભીષણને ફોડયો હતો તેમ, ફોડવો. ૧૩૭. વિષ્ણુગુપ્તે રાક્ષસને દૂષિત-અપરાધી બનાવ્યો હતો તેમ, ખોટા લેખ-દસ્તાવેજ વડે તથા ધન આપીને શત્રુ-પક્ષના પ્રધાન પુરુષને દૂષિત કરવો-ફોડવો. ૧૩૮. દુર્ભેદ્ય એવા શત્રુના સૈન્યને રાજાએ ધન આપીને ફોડવું, જેથી ઘુણે (લાકડામાંના જીવડાએ) કોરી ખાધેલા લાકડાની જેમ, તેનો સુખેથી નાશ કરી શકાય. ૧૩૯.

એમ જાણીને વિવેકી પુરુષે શત્રુને જીતવા માટે ભેદનો પ્રયોગ કરવો. વિજયેચ્છુ શત્રુ અન્ય ગુણોથી યુક્ત હશે તો પણ ભેદના પ્રયોગને લીધે તમારે વાશ થશે. કહ્યું છે કે

અતિ સ્વચ્છ, અવિરોધી, સારી રીતે ગોળ અને અતિ સુન્દર મોતીએ પણ, અંદરથી ભેદાવાને લીધે (છિદ્રને કારણે) બંધન પ્રાપ્ત કર્યું છે. ૧૪૦.

માટે જો મારા મત અનુસાર વર્તતા હો તો, સ્વપક્ષમાં ભેદ પડતો અટકાવવો જોઇએ અને પરપક્ષમાં ભેદ પાડવો જોઇએ."

એ પ્રમાણે તેનો અભિપ્રાય જાણીને ઉલૂકરાજે દીપ્તાક્ષને કહ્યું, "ભદ્ર! આ વિષયમાં તારો શો અભિપ્રાય છે?" તે બોલ્યો, "દેવ! સામ અને ભેદ એ બન્ને મને યોગ્ય લાગતા નથી, કારણ કે ઉપપ્રદાનમાં લુબ્ધ શત્રુનો ઉપપ્રદાન વડે વિશ્વાસ પમાડીને જેવી રીતે વધ કરી શકાય છે તેવી રીતે સામ તથા ભેદથી તેને વશ કરી શકાતો નથી. કહ્યું છે કે

લોભવશ થયેલો પુરુષ ધનને જુએ છે, પણ આપત્તિને જોતો નથી; બિલાડો દૂધને જુએ છે, પણ લાકડીના મારને જોતો નથી. ૧૪૧. જેમ મહાસાગર અગ્નિને શાન્ત કરે છે તેમ, શત્રુની ઇચ્છાનો નાશ કરવા માટે બુદ્ધિમાન રાજા તેને સૌમ્ય સામ વડે શાન્ત કરે છે. ૧૪૨ પિતાનો ઘાત કરનાર વેરીને પણ દાનથી લોભાવ્યો હોય તો તે વિશ્વાસ પામીને શત્રુને પોતાની જાત અર્પણ કરે છે. ૧૪૩. સ્વલ્પ માંસ આપીને માછીમારો જેમ માછલાંને પકડી લે છે તેમ દુર્ગમાં રહેલા શત્રુઓનો પણ દાનનો આશ્રય લેવાથી વધ થાય છે. ૧૪૪.

વળી શત્રુને ઉપપ્રદાન કરવાનું વર્જવામાં આવે છે તે પણ અયુક્ત છે, કારણ કે ઉપપ્રદાનના નિમિત્તથી શત્રુ નિર્મૂળ થાય છે. કહ્યું છે કે

ઉચ્છેદ કરવા લાયક શત્રુને પણ બુદ્ધિમાનો એક વાર તો વૃદ્ધિ પમાડે છે; ગોળ વડે વૃદ્ધિ પમાડવામાં આવેલો કફ પછી નિર્મૂળ થાય છે." ૧૪૫.

એ પ્રમાણે તેનું વચન સાંભળીને ઉલૂકરાજે વક્રનાસને કહ્યું "અરે! તારો અભિપ્રાય નિવેદન કર." તે બોલ્યો, "દેવ! શું કહું? આ ત્રણેમાંથી એકે પણ નીતિશાસ્ત્રને અનુસરતું વચન કહ્યું નથી. કેમકે આ સામ, ભેદ અને ઉપપ્રદાન એ ઉપાયો તો નિર્બળોના છે; સમર્થોને માટે તો શત્રુના વિષયમાં દંડ એજ ઉપાય છે. કહ્યું છે કે

જે રાજા શત્રુની બાબતમાં દંડ સિવાય બીજા ઉપાયો યોજે છે તેને ડરેલો ધારીને એ શત્રુ એના ઉપર સ્વેચ્છાએ આક્રમણ કરે છે. ૧૪૬.

વળી રાજાઓને સામાદિ ઉપાયો વડે જે લક્ષ્મી મળે છે તે લક્ષ્મી દંડ વિના ચિરકાળ સુધી ટકી રહેતી નથી. કહ્યું છે કે

પુરુષાર્થ કર્યા સિવાય પ્રાપ્ત થયેલી લક્ષ્મી વિપુલ હોય તો પણ તેથી શું? ઘરડો બળદ પણ દૈવયોગે મળેલું ઘાસ ખાય છે. ૧૪૭. સર્વ લોકોને મનથી તો લક્ષ્મી હસ્તગત જ છે; પરન્તુ ખરેખર તો તે ઉદ્દામ દંડ કરનારાઓનાં કર્મથી જ વશ થાય છે. ૧૪૮. આળસુઓ દુર્લભ સ્ત્રી જેવી લક્ષ્મીને માત્ર ચિત્તથી સેવે છે, ત્યારે ઉદ્યમી પુરુષો યુદ્ધમાં પરાક્રમરૂપી ધન આપીને, વેશ્યા સ્ત્રીની જેમ, તેને ભોગવે છે. ૧૪૯. કિરીટના મણિ વડે વિચિત્ર અને ઊંચે જતાં કિરણોવાળાં શત્રુઓનાં મસ્તક ઉપર પગ મૂકયા સિવાય પુરુષ લક્ષ્મીને ભોગવી શકતો નથી. ૧૫૦. લીલાપૂર્વક ખેંચેલા ચમકતા ખડ્ગનાં પ્રકાશિત કિરણોથી રંગાયેલા અને ઉત્તમ હાથીઓની સૂંઢ જેવા હાથ વડે લક્ષ્મી ગ્રહણ કરાય

છે. ૧૫૧. પરાક્રમના પ્રયોગથી વશ કરવામાં આવેલા શત્રુની લક્ષ્મી પોતે, એક વાર અન્યના ખોળામાં સૂઈ રહેલી હોવા છતાં, પરાક્રમીના ઘરની સ્ત્રી થઇને રહે છે. ૧૫૨. સદાકાળ સચેતન રહી, સિંહના જેવી વૃત્તિનો આશ્રય કરીને શત્રુની લક્ષ્મીને, અવિનયી સ્ત્રીની જેમ, કેશ પકડીને (બળાત્કારે) ભોગવવી." ૧૫૩.

આ પ્રમાણે ચોથો વક્રનાસનો મંત્ર–વિચાર દંડથી સિદ્ધ થઇ શકે એવો હતો. પછી તેનું વચન સાંભળીને, પોતાના નિવૃત્ત વૃદ્ધ મંત્રી પ્રાકારકર્ણને ઉલૂકરાજે કહ્યું, "અરે ! તમારો અભિપ્રાય કહો." તે બોલ્યો, "દેવ ! વિશેષે કરીને એ સ્થિરજીવી તમારા પક્ષના આશ્રયે આવેલો તથા શરણાગત હોઇને અવધ્ય છે. માટે પોતાના દુર્ગમાં લઈ જઈને તેનું સન્માન કરો. કહ્યું છે કે

માછલું મછલાને પકડે છે, જ્ઞાતિવાળો પોતાની જ્ઞાતિનો નાશ કરે છે; રાવણના ઉચ્છેદ માટે રામે વિભીષણનો સત્કાર કર્યો હતો. ૧૫૪.

વળી એનો વધ કરવો એ મહાન પાતક છે. કહ્યું છે કે

દીન વચન બોલતા, શરણાગત, અનેક ઘા પડ્યા હોય તેવા તથા ભયભીત મનુષ્યો ઉપર જે દયાહીનો આ લોકમાં પ્રહાર કરે છે તે રૌરવ આદિ નરકોમાં જાય છે. ૧૫૫.

વળી

દક્ષિણા આદિ વડે સમૃદ્ધ અશ્વમેધનું જે ફળ છે તે ફળ શરણાગતનું જે સારી રીતે રક્ષણ કરે છે તેને થાય છે." ૧૫૬.

એ પ્રમાણે પાંચમા પ્રાકારકર્ણનો મંત્ર થયો. પછી તેનું વચન સાંભળીને અરિમર્દન પોતે કહેવા લાગ્યો, "અરે! મારો પણ આ અભિપ્રાય છે વળી આ કપટી નથી, તથા મારે નિમિત્તે તે પોતાના સ્વામીનો તિરસ્કાર પામ્યો છે, માટે તેને મારા દુર્ગમાં લઈ જવો યોગ્ય છે. પ્રાકારકર્ણે યોગ્ય કહ્યું છે. વળી જો આનો ત્યાગ કરવામાં આવે અથવા વધ કરવામાં આવે તો કૃતઘ્નતાનો દોષ લાગે. તેમજ

બ્રહ્મહત્યા કરનાર, મદ્યપી, ચોર, વ્રતભંગ કરનાર અને શઠને માટે સત્પુરુષોએ પ્રાયશ્ચિત્ત કહેલું છે, પણ કૃતઘ્ન માટે કોઇ પ્રાયશ્ચિત્ત નથી. ૧૫૭.

તેમજ

જેમનો સત્કાર કરવામાં આવ્યો હોય તથા જેઓ કૃતાર્થ થયા હોય તેઓ જો કૃતજ્ઞ થતા નથી તો મર્યા પછી તેમનું માંસ કાગડાઓ પણ ખાતા નથી. ૧૫૮.

માટે હું એનું સન્માન કરીશ." તે સાંભળીને વક્રનાસ બોલ્યો, "દેવ! શત્રુપક્ષવાળાને દુર્ગ બતાવવો એ યોગ્ય નથી. કહ્યું છે કે

જે રાજાના દુર્ગમાં અજાણ્યા પુરુષો પ્રવેશ કરે છે તેમાં શત્રુઓ જલદી પ્રવેશે છે, એમાં સંદેહ નથી." ૧૫૯.

તે સાંભળીને અરિમર્દન બોલ્યો, "અરે! તેં યોગ્ય નથી કહ્યું. 'દુર્ગ, દુર્ગ' એમ તો કાયર લોકો બોલ્યાં કરે છે. શૂરવીરો માટે તો પોતાના બાહુના પરાક્રમરૂપી પંજર એ જ દુર્ગ છે. કહ્યું છે કે

જે સહજ પરાક્રમી હોય છે તેને શત્રુઓ હણી શકતા નથી; ઉગ્ર વાયુ પણ મણિદીપની જ્યોતને બાધ કરી શકતો નથી. ૧૬૦.

દુર્ગનો આશ્રય કરનાર પણ કાળે કરીને નાશ પામે છે. કહ્યું છે કે

જેનું સ્થાન ત્રિકૂટાચળમાં હતું, સમુદ્ર જેના કિલ્લાની ખાઈ હતો, રાક્ષસો જેના યોદ્ધા હતા અને કુબેર જેનો ભંડારી હતો તથા જેનું શાસ્ત્ર શુક્રાચાર્યે રચ્યું હતું એવો રાવણ પણ કાળને વશ થઈ નાશ પામ્યો." ૧૬૧.

એમ કહીને ઉલૂકરાજે તેને કહ્યું, "હે સ્થિરજીવી! મારા પરિજનો અસંમત હોવા છતાં મેં તારું રક્ષણ કરીને તને સ્વીકાર્યો છે. માટે મારા દુર્ગમાં આવ. ત્યાં તારા કુળને જે ઉચિત હોય તે કરજે." સ્થિરજીવીએ પણ મનમાં હસીને તેને કહ્યું, "અરે! આ સ્થિરજીવીના ઘણા વ્યર્થ પ્રલાપથી શું? મારી કુલીનતાને તેના ફળ વડે જ તમે જાણશો." એ સાંભળીને વક્રનાસ બોલ્યો, "અરે! આપણું કુળ નાશ પામ્યું!

જેવી ભવિતવ્યતા હોય તેવી બુદ્ધિ, તેવી મતિ અને તેવી ભાવના થાય છે, અને સહાયકો પણ તેવા પ્રાપ્ત થાય છે, એમ જાણવું. ૧૬૨.

રાજાના દોષથી ઘુવડોનો વિનાશ થવા બેઠો છે. માટે કોને કહેવું? કહ્યું છે કે

દુઃખી જનો પોતાનું સર્વ દુઃખ રાજાને નિવેદન કરે છે, પણ જો રાજા પોતે જ દોષવાળો હોય તો પછી એ દુઃખનો નિષેધ કોણ કરે?" ૧૬૩.

આમ બોલતા એવા તેનો અનાદર કરીને સ્થિરજીવીને લઇને ઉલૂકરાજ પોતાના દુર્ગમાં પહોંચ્યો. સ્થિરજીવી પણ એ દુર્ગની વિષમતા જોઇને પોતાના ચિત્તમાં વિચાર કરવા લાગ્યો, “આ દુર્ગ તો દુર્ગની યથોક્ત વિષમતાવાળો–વસમો છે, પણ તેમાં અપસાર[૧૬]–બહાર નીકળવાનો બીજો માર્ગ નથી. માટે તેની અંદર મૃત્યુપાશમાં બંધાયેલા આ ઘુવડો મારા વશમાં આવી ગયા છે. મંત્રી વક્રનાસે ‘સ્થિરજીવીનો વધ કરો’ એમ મને ઉદ્દેશીને પોતાના સ્વામીને કહ્યું હતું, તેથી આ ઘુવડોમાં તે નીતિજ્ઞ અને હિતેષી છે. પોતાના રાજા સહિત બીજાઓ તો તદ્દન મૂઢ છે.”

પછી તે ઉલૂકરાજે એ ઘુવડોને કહ્યું કે, “આ સ્થિરજીવીને સારું આશ્રયસ્થાન–ઉતારો આપો.” તે સાંભળીને સ્થિરજીવી વિચાર કરવા લાગ્યો, “મારે આ ઘુવડોના વધનો ઉપાય વિચારવો જોઇએ. એ તેઓની વચમાં રહીને મારાથી નહિ થઇ શકે, કેમકે તેઓ સાવધાન થઈ જશે. માટે આ દુર્ગના દ્વાર પાસે જ રહું, જેથી ત્યાં રહીને મારું ઇચ્છિત કાર્ય કરી શકું.” પછી તેણે ઉલૂકરાજને કહ્યું, “દેવ! તમારે માટે તો આ યોગ્ય છે. પરંતુ હું પણ નીતિજ્ઞ અને તમારો હિતેષી છું. સત્યપ્રિય અને શુદ્ધ અંતઃકરણવાળો હોવા છતાં મારો તમારા દુર્ગમાં વાસ યોગ્ય નથી, માટે હું આ દુર્ગના દ્વાર પાસે રહીને સદા તમારી ભક્તિસેવા કરીશ.”

---

૧૬. બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં परमपारं नास्ति પાઠ છે, પણ સં. ૧૫૩૨ની પ્રતમાં परमपसारं नास्ति છે તે મેં સ્વીકાર્યો છે. છાપેલો પાઠ, અહીં અર્થરહિત હોઈ, મુદ્રણદોષ લાગે છે.

એ પ્રમાણે વ્યવસ્થા થયા પછી વક્રનાસે પોતાના પક્ષના સર્વને બોલાવીને કહ્યું, "અરે! આટલા સમય સુધી આ દુર્ગ આપણા રાજાને માટે કુશળ હતો, પણ હવે બીજા પર્વતનો આશ્રય કરીને આપણે સર્વે બીજા દુર્ગમાં નિવાસ કરીશું. કહ્યું છે કે

ભવિષ્યનો વિચાર કરીને જે કાર્ય કરે છે તે શોભે છે, જે ભવિષ્યનો વિચાર કરતો નથી તે શોક પામે છે; આ વનમાં રહેતાં મને વૃદ્ધત્વ આવ્યું, પરન્તુ ગુફાની વાણી મેં કદી પણ સાંભળી નથી." ૧૬૪.

તેઓ બોલ્યા, "એ કેવી રીતે?" વક્રનાસ કહેવા લાગ્યો—

## (૫) પ્રત્યુત્તર આપતી ગુફા અને શિયાળ[૧૭]

"કોઈ એક વનપ્રદેશમાં ખરનખર નામે સિંહ રહેતો હતો. એક વાર આમતેમ ભમતાં ભૂખ્યા થયેલા તેને કોઈ પ્રાણી મળ્યું

---

૧૭. પશ્ચિમ ભારતીય પંચતંત્રની નિર્ણયસાગર પ્રેસની વાચના ૩-૧૪, કાળેની વાચના ૩-૧૧, તંત્રાખ્યાયિકા (કેટલાક પ્રતોમા) ૩-૧૧, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩-૧૫. દક્ષિણ ભારતીય પંચતંત્ર, હિતોપદેશ, કથાસરિત્સાગર અને બૃહત્કથામંજરીમાં આ કથા નથી, તથા પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે સ્વીકારવામા આવેલી નથી. ઉપર્યુક્ત સર્વ વાચનાઓ અને પાઠપરંપરાઓમાં એ કથા અરિમર્દનના મંત્રી રક્તાક્ષના મુખમાં મૂકેલી છે. તંત્રાખ્યાયિકામાં કથાવસ્તુમાં થોડોક તફાવત છે. એમાં શિયાળ દરરોજ ગુફામા પ્રવેશતાં 'ગુફા ઓ!' એમ બોલતો હતો. એક વાર તે બહાર ગયો હતો ત્યારે તેમાં બીજો એક શિયાળ પેસી ગયો. પછી ખરા માલિકે આવીને ગુફાની બહારથી 'ગુફા ઓ'! એ પ્રમાણે પોકાર કર્યો, એટલે 'સામો જવાબ આપવાથી એ અંદર આવશે' એમ માનીને તેણે અંદરથી પ્રત્યુત્તર આપ્યો, એટલે એ અશ્રુતપૂર્વ અદ્ભુત સાંભળી પેલો શિયાળ નાસી ગયો.

તંત્રાખ્યાયિકામાં આ કથાના પાઠમાં કંઈક ભ્રષ્ટતા જણાય છે. ખરેખર તો શિયાળની સામે કોઈ હિંસક પ્રાણી હોવું જોઈએ.

નહિ. પછી સૂર્યાસ્તકાળે એક મોટી ગુફા પાસે આવી પહોંચી, તેમાં પ્રવેશ કરી તે વિચારવા લાગ્યો, "નક્કી, રાત્રે આ ગુફામાં કોઈ પ્રાણી આવશે, માટે છાનોમાનો બેસું." એ પ્રમાણે તે ત્યાં બેઠો, એટલામાં અધિપુચ્છ નામનો એ ગુફાનો સ્વામી શિયાળ આવ્યો. તે જુએ છે તો સિંહનાં પગલાં ગુફામાં પ્રવેશેલાં હતા, પણ બહાર નીકળેલાં નહોતાં. તેથી તે વિચાર કરવા લાગ્યો, "અહે ! મારો વિનાશ આવી પહોંચ્યો છે. નક્કી, આ ગુફાની અંદર સિંહ હોવો જોઈએ. માટે શું કરું ! કેવી રીતે જવુ ?" એ પ્રમાણે વિચાર કરીને તે દ્વાર આગળ જ કુંફાડા મારવા લાગ્યો. "અહો ! ગુફા રે !" એમ બોલીને તે ફરી વાર પણ કહેવા લાગ્યો, "અરે! તું શું નથી જાણતી કે તારી સાથે મારે સંકેત થયેલો છે ?—જ્યારે હું બહારથી આવું ત્યારે મારે તને બોલાવવી અને તારે મને બોલાવવો. માટે જો તું નહિ બોલાવે તો હું બીજી ગુફામાં જઈશ." સિંહે પણ તે સાભળીને વિચાર્યું "ખરેખર, જ્યારે તે હંમેશ આવતો હશે ત્યારે આ ગુફા તેને બોલાવતી હશે. પણ આજે તે મારા ભયથી કંઈ બોલતી નહિ હોય. અથવા આ ખરું કહ્યું છે કે

જેમનું મન ભયથી ત્રાસ પામેલું હોય છે તેમના હાથપગની ક્રિયાઓ તથા વાણી ચાલતી નથી, અને શરીરમાં અધિક કંપ થાય છે. ૧૬૫.

માટે હું જ તેને બોલાવું, જેથી તે અંદર પ્રવેશીને મારું ભોજન બને." એમ વિચારીને તેણે શિયાળને બોલાવ્યો. એટલે સિંહના શબ્દના સેંકડો પડઘાથી ગુફા ભરાઈ ગઈ, અને તેથી દૂર રહેલાં પ્રાણીઓ પણ ત્રાસ પામ્યાં. શિયાળ પણ નાસતાં નાસતાં આ શ્લોક બોલ્યો,

"ભવિષ્યનો વિચાર કરીને જે કાર્ય કરે છે તે શોભે છે, જે ભવિષ્યનો વિચાર કરતો નથી તે શોક પામે છે; આ વનમાં રહેતાં મને વૃદ્ધત્વ આવ્યું, પણ મેં ગુફાની વાણી કદી સાંભળી નથી." ૧૬૬.

એમ જાણીને તમે મારી સાથે આવો." એમ કહીને પરિજન સહિત વક્રનાસ બીજા પ્રદેશમાં ગયો.

હવે, વક્રનાસના ગયા પછી સ્થિરજીવી પણ મનમાં આનંદ પામીને વિચાર કરવા લાગ્યો, "અહો! અમારું કલ્યાણ ઉપસ્થિત થયું છે. હવે આ સાવ મૂઢ ઘુવડોનો સહેલાઇથી વધ કરી શકાશે કહ્યું છે કે

જે રાજા પાસે કુળપરંપરાથી ઊતરી આવેલા, દીર્ઘદર્શી મંત્રીઓ હોતા નથી તેનું રાજ્ય થોડા સમયમાં જ અવશ્ય નાશ પામે છે. ૧૬૭.

અથવા આ ખરું કહ્યું છે કે

સાચી નીતિ છોડીને જે મંત્રીઓ ઊલટી રીતે રાજાને સેવે છે તેમને વિચક્ષણોએ મંત્રીના રૂપમાં શત્રુ જ માનવા." ૧૬૮

એ પ્રમાણે વિચાર કરીને, ગુફાને બાળવા માટે તે દરરોજ એક એક લાકડાનો ટુકડો લાવીને પોતાના માળામાં મૂકવા લાગ્યો. તે મૂર્ખ ઘુવડો જાણતા નહોતા કે અમને બાળી નાખવા માટે આ પોતાનો માળો વધારી રહ્યો છે. અથવા આ ખરું કહ્યું છે કે

કાળના પાશમાં બંધાયેલા તથા જેમનું ચિત્ત દૈવયોગે કુંઠિત થયેલું છે એવા મોટા પુરુષોની બુદ્ધિઓ પણ વક્ર ગતિવાળી થાય છે. ૧૬૯.

પછી માળો બાંધવાના બહાનાથી દુર્ગના દ્વાર ઉપર ઘણાં લાકડાં એકત્ર કર્યા પછી, એક વાર સૂર્યોદય થતાં ઘુવડો આંધળાં થયાં એટલે સ્થિરજીવીએ ઋષ્યમૂક પર્વત ઉપર જઇને મેઘવર્ણને કહ્યું, "સ્વામી! શત્રુની એ ગુફા

અગ્નિથી બાળી શકાય એવી બનાવી દીધી છે. માટે સર્વ પરિવાર સાથે એક એક બળતા લાકડાનો છેડો પકડી ગુફાના બારણા આગળ જ્યાં મારો માળો છે ત્યાં નાખો, જેથી સર્વ શત્રુઓ માટે કુંભિપાક નરકમાં પડવાની સ્થિતિ થાય." તે સાંભળીને હર્ષ પામેલો મેઘવર્ણ બોલ્યો, "તાત! તમારો આત્મવૃત્તાન્ત કહો. ઘણે સમયે તમે મળ્યા." તેણે કહ્યું, "વત્સ! આ વાત કહેવાનો સમય નથી, કેમકે તે શત્રુનો કોઈ ગુપ્તચર કદાચ મારા આગમનની ખબર તેને આપશે, તો આ વાત જાણીને તેઓ અન્યત્ર ચાલ્યા જશે. માટે ત્વરા કરો, ત્વરા કરો! કહ્યું છે કે

શીઘ્રતાથી કરવા યોગ્ય કાર્યમાં જે પુરુષ વિલંબ કરે છે તેના એ કાર્યમાં દેવતાઓ કોપથી વિઘ્ન નાખે છે. ૧૭૦.

તેમજ

જે જે ફળ આપનારું કાર્ય વિશેષે કરીને ત્વરાપૂર્વક કરવામાં આવતું નથી તેના એ કાર્યનો રસ કાળ પી જાય છે. ૧૭૧.

શત્રુને મારીને તમે ઘેર આવશો પછી કોઈ પ્રકારની વ્યાકુળતા વિના હું તમને તે વાત સવિસ્તર કહીશ."

પછી તે સાંભળીને પોતાનાં પરિજન સહિત મેઘવર્ણે એક એક સળગતો લાકડાનો ટુકડો પોતાની ચાંચના અગ્રભાગમાં ગ્રહણ કરીને, ગુફાના દ્વાર આગળ પહોંચીને સ્થિરજીવીના માળામાં મૂકયો. પછી વક્રનાસ મંત્રીના વાકયનું સ્મરણ કરતાં તથા દ્વાર બંધ હોવાથી બહાર નહિ નીકળી શકતાં એવાં તે દિવસ–અંધ ઘુવડો ગુફાની અંદર જ કુંભિપાકનું દુઃખ ભોગવીને મરણ પામ્યાં. એ પ્રમાણે શત્રુઓને

નિર્મૂળ કરીને મેઘવર્ણ ફરી વાર તે જ વડના ઝાડ ઉપર આવેલા દુર્ગમાં જઇને, આનંદિત મનવાળો થઇ, સુખપૂર્વક સભામાં બેસીને સ્થિરજીવીને પૂછવા લાગ્યો, “તાત! શત્રુની મધ્યમાં રહીને તમે આટલો સમય શી રીતે આળ્યો? એ બાબતમાં મને કૌતુક છે, માટે કહો.” તે બોલ્યો, “આગામી ફળની ઇચ્છાથી જ સેવકો કષ્ટને પણ જાણતા નથી. કહ્યું છે કે

વિદ્વાન મનુષ્યે, પોતે સમર્થ હોય તો પણ, ભવિષ્યકાળની રાહ જોતાં, વજ્રપાત સમાન વિષમ તથા ક્ષુદ્ર અને પાપી જનોની વચ્ચે પણ રહેવું. મહાબળવાન ભીમે હાથમાં કડછી પકડીને, ધુમાડાથી મલિન થઇને તથા અત્યંત મહેનત કરીને મત્સ્યરાજના ભવનમાં શું પૂડા તળ્યા નહોતા? ૧૭૨.

તેમજ

સર્વ પ્રાણીઓને માટે કાર્યની અપેક્ષાએ ખાધેલું વિષ પણ અમૃત થઇ પડે છે, માટે એ બાબતમાં વિચાર કરવો નહિ ૧૭૩.

વળી

સિદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર વિદ્વાન પુરુષે, પોતે સત્ત્વ અને ઉત્સાહયુક્ત હોય તો પણ, પોતાના તેજને અંકુશમાં રાખીને દૈવની ગતિ વિશે અનુક્રમે સ્થિરતા કરવી —અર્થાત્ સારા દિવસની રાહ જોવી. ઇન્દ્રની સંપત્તિ સાથે તુલના કરી શકાય એવા મહામૂલ્યવાન વેશો વડે પૂર્વે ભાઇઓએ જેનો સત્કાર કર્યો હતો એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર

વિરાટ રાજાના ભવનમાં શું લાંબા સમય સુધી કલેશ પામ્યા નહોતા? ૧૭૪.

તેમજ

યૌવનગુણો વડે અપ્રતિમ રૂપવાળા, શ્રેષ્ઠ કુળમાં જન્મેલા અને પુષ્કળ ધનની ઇચ્છા રાખતા મનુષ્યે દૈવને વશ થઈ દિવસ ગાળવા પડે છે. યુવતિઓ જેનો સૈરન્ધ્રી કહીને તિરસ્કાર કરતી હતી એવી દ્રોપદીએ મત્સ્યરાજના ભવનમાં ખરેખર શું ચંદન ઘસ્યું નહોતું? ૧૭૫.

માટે અપમાન સહન કરીને પણ જે કાર્ય સાધે છે તે જ નીતિજ્ઞ છે. કહ્યું છે કે

નીતિરૂપી અલંકાર ધારણ કરનાર મોટાઓની મોટાઈ એમાં જ છે કે દુઃખનો ઉદય પ્રાપ્ત થયા છતાં તેઓ આરંભનો—પ્રયત્નનો ત્યાગ કરતા નથી. ૧૭૬.

તેમજ

નીચ પુરુષો વિઘ્નના ભયથી કાર્યનો આરંભ જ કરતા નથી, મધ્યમ પુરુષો પ્રારંભ કર્યા પછી વિઘ્ન આવતાં અટકી જાય છે, પરન્તુ હજારો વિઘ્નો વડે અવરોધાવા છતાં ઉત્તમ પુરુષો આરંભેલા કાર્યનો ત્યાગ કરતા નથી." ૧૭૭.

મેઘવર્ણ બોલ્યો, "તો શત્રુને નિર્મૂળ કરીને તમે મારું રાજ્ય નિષ્કંટક બનાવ્યું છે. અથવા નયવાદીઓને માટે એ યોગ્ય જ છે. કહ્યું છે કે

કરજનો શેષ, અગ્નિનો શેષ તેમજ શત્રુનો શેષ ફરી ફરીને વૃદ્ધિ પામે છે, માટે એટલી વસ્તુઓનો શેષ રહેવા દેવો નહિ. ૧૭૮.

માટે તમારા જેવો બીજો કોઈ મંત્રી નથી, કે જેણે શસ્ત્ર ફેંક્યા વિના જ પોતાની બુદ્ધિથી શત્રુઓનો નાશ કર્યો હોય. અથવા આ ખરું કહ્યું છે કે

શસ્ત્રો વડે હણાયેલા શત્રુઓ ખરેખર હણાતા નથી; બુદ્ધિથી હણાયા હોય ત્યારે જ પૂરેપૂરા હણાય છે. શસ્ત્ર તો પુરુષના એક માત્ર શરીરને હણે છે, જ્યારે બુદ્ધિ તેના કુળ, વૈભવ અને યશને પણ હણે છે." ૧૭૯.

સ્થિરજીવી બોલ્યો, "ભવિષ્યમાં વૃદ્ધિ સૂચવનારો એ તો આપના પ્રતાપનો પ્રભાવ છે. અમે તો કેવળ મૂગા, કાર્યનું આચરણ કરનારા સેવકો છીએ. કહ્યું છે કે

ભવિષ્યમાં જેનો ઉદય થવાનો હોય તેનું મન કાર્યારંભમાં પ્રસરે છે, ઇચ્છા દૃઢ થાય છે, અર્થોને–સમૃદ્ધિને ખેંચી લાવતો મંત્ર વિનાશ પામતો–ફૂટતો નથી, સર્વ કાર્ય સિદ્ધ થાય છે, ચિત્ત ઉન્નતિ પામે છે, અને પ્રશંસનીય કાર્યમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે. ૧૮૦.

માટે ભવિષ્યમાં તમારી ઉન્નતિ થવાની છે, એ તમારા શત્રુના બુદ્ધિવિપર્યાસથી જ મેં જાણી લીધું હતું. જેઓ જ્ઞાની હોય છે તેઓ વ્યવહાર ઉપરથી જ ભવિષ્યમાં પુરુષોની ઉન્નતિ થવાની છે કે અવનતિ, એ જાણી લે છે. કહ્યું છે કે

ચિત્તની વાંછના જ મનુષ્યોનાં પૂર્વજન્મનાં શુભાશુભ કાર્યોથી નિયત થયેલા ભવિષ્યને અગાઉથી સૂચવી દે છે. જેને હજી કલાપનું ચિહ્ન ઊગ્યું નથી એવું મોરનું બચ્ચું તળાવમાંથી પાણી પીને પાછે પગલે આવે તે ઉપરથી તે મોર છે એમ જણાય છે. ૧૮૧.

માટે જેને દેવ અનુકૂળ હોય તે તમારી જેમ બુદ્ધિ-સંપન્ન થાય છે. કહ્યું છે કે

દેવતાઓ ગોવાળિયાની જેમ લાકડી લઇને રક્ષણ કરતા નથી; જેને વૃદ્ધિ પમાડવા ઇચ્છે તેને તેઓ બુદ્ધિ-સંપન્ન કરે છે. ૧૮૨. દેવો શત્રુની જેમ ક્રોધ કરી શસ્ત્ર લઇને હણતા નથી; જેને તેઓ હણવા ઇચ્છે છે તેની બુદ્ધિનો તેનાથી વિશ્લેષ કરી દે છે. ૧૮૩. બુદ્ધિ કલુષિત થાય અને વિનાશ પાસે આવે ત્યારે નીતિ જેવી લાગતી અનીતિ હૃદયમાંથી દૂર ખસતી નથી. ૧૮૪.

એ પ્રમાણે તમારા શત્રુની બુદ્ધિનો વિશ્લેષ થયો હતો."

કાકોલૂકીય નામે આ ત્રીજું તંત્ર સમાપ્ત થયું.

# ચોથું તંત્ર–લબ્ધપ્રણાશ

## વાંદરો અને મગર ( મુખ્ય કથા )[1]

હવે, લબ્ધપ્રણાશ નામે ચોથા તંત્રનો આરંભ થાય છે, જેનો પહેલો શ્લોક આ છે—

કાર્યો ઉપસ્થિત થતાં જેની બુદ્ધિ ક્ષીણ થતી નથી તે, જળમાં ગયેલા વાંદરાની જેમ, આપત્તિને તરી જાય છે. ૧.

તે વિશે આ પ્રમાણે સાંભળવામાં આવે છે :

સમુદ્રના કોઇ કિનારા ઉપર સદા ફળગાળું જાંબુનું મોટું ઝાડ હતું[2] ત્યાં રક્તમુખ નામે વાંદરો રહેતો હતો. એક વાર કરાલમુખ નામે મગર સમુદ્રના જળમાંથી બહાર નીકળીને સુકોમળ રેતીવાળા કિનારા ઉપર તે ઝાડની નીચે બેઠો.

---

૧. બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં આ ચોથા તંત્રમાં ૧૬ કથાઓ છે; નિર્ણયસાગર પ્રેસની આવૃત્તિમાં તથા પૂર્ણભદ્રના પંચાખ્યાનમાં ૧૧ છે, જ્યારે કાળેમાં ૧૭ છે. તંત્રાખ્યાયિકામાં આ ચોથા તંત્રમાં માત્ર બે જ કથાઓ છે: (૧) મૂર્ખ કુંભળીચોર, અને (૨) કાન અને હૃદય વિનાનો ગધેડો. કથાસરિત્સાગર ( કથા ૧૩૩, પૃ. ૩૩૨–૩૪ ) માં આ મુખ્ય વાર્તાના પેટામાં માત્ર એક જ કથા છે, અને તે કાન અને હૃદય વિનાનો ગધેડો. બૃહત્કથામંજરીનું ( ૧૬–શ્લો. ૫૮૩ થી ૮૬ ) આ બાબતમાં કથાસરિત્સાગર સાથે સામ્ય છે. દક્ષિણ ભારતીય પંચતંત્રમાં પણ આ તંત્રમાં કાન અને હૃદય વિનાના ગધેડાની એક જ કથા છે. પુનર્ઘટિત પંચતંત્રમાં પણ આ ચોથા તંત્રમા એ એકજ કથા છે. આ તંત્રની મુખ્ય કથા સાથે સરખાવી શકાય એવું કંઈ હિતોપદેશમાં નથી. પશ્ચિમ ભારતીય પંચતંત્રની ત્રણ વાચનાઓ-બોમ્બે સંસ્કૃત સિરીઝ, નિર્ણયસાગર અને કાળેમાં ત્રીજા અને ચોથા તંત્રની કથાઓના ક્રમમાં કેટલીક ખાસ ભિન્નતા છે. એ ભિન્નતા પૂરતી નોંધ આ ટિપ્પણોમાં કરી છે.

૨. તંત્રાખ્યાયિકા અનુસાર, વાંદરો ઊંમરાના ઝાડ ઉપર રહેતો હતો. કથાસરિત્સાગર અનુસાર, વાંદરો સમુદ્રકિનારે ઉદુંબરવનમાં રહેતો હતો.

પછી રક્તમુખે તેને કહ્યું, "અરે ! તું અભ્યાગત અતિથિ છે. માટે મેં આપેલાં જાંબુનાં અમૃત સમાન ફળ તું ખા. કહ્યું છે કે

વૈશ્વદેવ થઈ રહ્યા પછી આવેલો અતિથિ પ્રિય હોય કે અપ્રિય, મુર્ખ હોય કે પંડિત, પણ તે સ્વર્ગની ગતિ આપનારો છે. ૨ મનુએ કહ્યું છે કે–વૈશ્વદેવ તથા શ્રાદ્ધને અંતે આવેલા અતિથિને શાખા, ગોત્ર, વિદ્યા કે કુળ પૂછવું નહિ ૩. દૂર માર્ગેથી આવવાના શ્રમથી થાકેલા તથા વૈશ્વ-દેવને અંતે આવેલા અતિથિને જે પૂજે છે તે પરમ ગતિમાં જાય છે." ૪.

એમ કહીને વાંદરો તેને જાંબુનાં ફળ આપવા લાગ્યો. મગર પણ એ ફળનું ભક્ષણ કરીને, ઘણા સમય સુધી તેની સાથે ગોષ્ઠિસુખ અનુભવીને પાછો પોતાને ઘેર ગયો. એ પ્રમાણે તે વાંદરો અને મગર નિત્ય જાંબુના ઝાડની છાયામાં બેસીને, વિવિધ શાસ્ત્રગોષ્ઠિમાં સમય ગાળતા સુખપૂર્વક રહેતા હતા. તે મગર પણ ખાતાં બાકી રહેલાં જાંબુનાં ફળ ઘેર જઈને પોતાની પત્નીને આપતો હતો.

પછી એક દિવસે મગરીએ મગરને પૂછયું, "નાથ ! તમને આવાં અમૃતસમાન ફળ કયાં મળે છે ?" તે બોલ્યો, "ભદ્રે ! મારો પરમ મિત્ર રક્તમુખ નામે વાંદરો છે. તે મને નિત્ય પ્રીતિપૂર્વક આ ફળો આપે છે." એટલે તે બોલી, "જે નિત્ય આવાં અમૃતમય ફળોનું ભક્ષણ કરે છે તેનું હૃદય પણ અમૃતમય હશે. માટે હું કે જે તમારી પત્ની છું તેનું તમારે પ્રયોજન હોય તો એનું હૃદય મને લાવી આપો, જેથી તે ખાઈને જરામરણથી રહિત થઈને હું તમારી સાથે

ભોગો ભોગવું."[4] તે બોલ્યો, "ભદ્રે! એમ ન બોલ, કેમકે તેને મેં મારા ભાઈ તરીકે સ્વીકારેલો છે. વળી તેને હું મારી શકું તેમ નથી. માટે તું આ મિથ્યા આગ્રહ છોડી દે. કહ્યું છે કે

એક સ્થાને વાણી મનુષ્યોને જન્મ આપે છે, બીજે સ્થાને માતા જન્મ આપે છે; સહોદર બાંધવ કરતાં પણ વાણીથી ઉત્પન્ન થયેલા બાંધવને–અર્થાત્ મિત્રને અધિક ગણેલો છે."૫.

એટલે મગરી બોલી, "તમે પહેલાં કદી પણ મારું વચન ઉથાપ્યું નથી. માટે નક્કી તે કોઇ વાંદરી હશે, કેમકે તેના અનુરાગથી તમે આખોયે દિવસ ત્યાં વ્યતીત કરો છો. મેં ખરી વાત બરાબર જાણી લીધી છે. કેમકે

તમે મને આનંદપૂર્વક ઉત્તર આપતા નથી, મને કોઇ ઇચ્છિત વસ્તુ આપતા નથી, રાત્રે ઘણી વાર અગ્નિની જ્વાળા જેવો ઊનો નિઃશ્વાસ વેગથી નાખો છો, કંઠના આલિંગનમાં શિથિલતા બતાવો છો, અને ચુંબનમાં આદર કરતા નથી; માટે હે ધૂર્ત! તમારા હૃદયમાં મારાથી પણ અધિક એવી કોઇ પ્રિયતમા રહેલી છે." ૬.

---

૩. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૨૪–૨૫) અને દક્ષિણ ભારતીય પંચતંત્ર (પૃ. ૫૫) માં વાંદરીની આ હઠનું કારણ નીચે પ્રમાણે આપ્યું છે–મગર વાંદરા સાથેની મૈત્રીને કારણે ઘેર આવવામાં ઘણું મોડું કરતો હતો. આથી તેની સ્ત્રીએ ખબર કાઢવા માટે દૂતી મોકલી. તેણે મગરને વાનર સાથે બેઠેલો જોઇને મગરીને કહ્યું કે, 'તે કોઈ વાનરયુવતિ સાથે ક્રીડા કરતો બેઠો છે.' પછી મગર ઘેર આવ્યો, એટલે તેને આવતો જોઇને મગરી શરીરે તેલ ચોપડીને રીસાઈને બેઠી; અને જ્યારે મગર તેને મનાવવા લાગ્યો ત્યારે તેણે ખાવા માટે વાનરહૃદયની માગણી કરી.

એ મગર પણ પત્નીના ચરણ પકડી, તે પોતાના ખોળામાં મૂકી, અત્યંત કોપ પામેલી એવી તેને દીનતા-પૂર્વક કહેવા લાગ્યો કે, "પ્રિયે! હુ તારા ચરણમાં પડયો છું અને તારો દાસ થયો છું, પછી હે કાન્તા! બીજો કયો કામાતુર પુરુષ તારો કોપ દૂર કરશે?" ૭.

આંસુથી જેનું મુખ ભરાઇ ગયું હતું એવી તે પણ એ વચન સાંભળીને તેને કહેવા લાગી, "હે ધૂર્ત! કૃત્રિમ ભાવો વડે રમણીય એવી તે જ કાન્તા સેંકડો મનોરથોની સાથે તમારા હૃદયમાં રહેલી છે. અમારે માટે તેમાં કોઈ અવકાશ રહ્યો નથી, તેથી પગમાં પડીને મારી વિડંબના કર્યા વિના રહો! ૮.

વળી જો તે તમારી વલ્લભા ન હોય તો હુ કહું છું તો પણ કેમ તેનો વધ કરતા નથી? અને જો તે વાંદરો હોય તો તેની સાથે આટલો બધો સ્નેહ કેવો? માટે વધારે શું કહું? જો તેનું હૃદય નહિ મળે તો હુ પ્રાણાન્તિક ઉપવાસ કરીશ, એમ તમે જાણજો." એ પ્રમાણે તેનો એ નિશ્ચય જાણીને ચિન્તાથી વ્યાકુળ ચિત્તવાળો તે વાંદરો બોલ્યો, "અથવા આ ખરું કહ્યું છે કે

વજ્રલેપનો, મૂર્ખનો, સ્ત્રીનો, કરચલાનો, માછલાંનો, ગળીનો અને મદ્યપાન કરનારનો ગ્રહ એક જ હોય છે—તેઓ જેને ચોંટે છે તેનાથી અલગ થતાં નથી. ૯.

માટે શું કરું? એનો વધ હું કેવી રીતે કરી શકું?" એ પ્રમાણે વિચાર કરતો તે વાંદરાની પાસે આવ્યો. વાંદરાએ પણ તેને મોડા આવેલો જોઇને ઉદ્વેગપૂર્વક કહ્યું, "મિત્ર!

તું અહીં મોડા કેમ આવ્યો ? તું આનંદપૂર્વક વાતો શાથી કરતો નથી અને સુભાષિતો કેમ બોલતો નથી ? ” તે બોલ્યો, “ મિત્ર ! મને તારી ભોજાઈએ કઠોર વાક્યોથી કહ્યું છે કે, ‘ હે કૃતઘ્ન ! મારી સમક્ષ તમારું મુખ બતાવશો નહિ, કારણ કે તમે દરરોજ મિત્ર ઉપર આજીવિકા ચલાવીને આવો છો, પરન્તુ આપણું ઘર બતાવીને પણ તેમની ઉપર સામો ઉપકાર કરતા નથી. તેથી તમારે માટે પ્રાયશ્ચિત્ત પણ નથી. કહ્યું છે કે

બ્રહ્મહત્યા કરનાર, મદ્યપાન કરનાર, ચોરી કરનાર તથા વ્રતભંગ કરનાર માટે સત્પુરુષોએ પ્રાયશ્ચિત્ત કહેલું છે, પણ કૃતઘ્નને માટે પ્રાયશ્ચિત્ત નથી. ૧૦.

માટે તમે મારા દિયરને લઈને, સામો ઉપકાર કરવાને માટે, આપણે ઘેર આવજો. નહિ તો તમારી સાથે મારું પરલોકમાં મિલન થશે ( અર્થાત્ હું પ્રાણત્યાગ કરીશ ).’ માટે તેણે આ પ્રમાણે કહેવાથી હું તારી પાસે આવ્યો છું. આજે તેની સાથે આ કલહમાં મારો આટલો સમય વીતી ગયો, માટે તું મારે ઘેર આવ. તારી ભોજાઈ ચોક પૂરીને, મણિમાણેકનાં આભરણ ધારણ કરીને તથા બારણાં ઉપર વંદનમાલા–લીલાં તોરણ બાંધીને ઉત્કંઠાપૂર્વક ઊભી છે.” વાંદરો બોલ્યો, “ હે મિત્ર ! મારી ભોજાઇનું કથન યોગ્ય છે. કહ્યું છે કે

ડાહ્યા પુરુષે વણકરના જેવા ( સ્વાર્થી ) મિત્રનો ત્યાગ કરવો, કે જે લોલુપતાથી બીજાને ( વણકર જેમ તારને ખેંચે તેમ ) પોતાની તરફ આકર્ષે છે. ( અને પોતે એની પાસે જતો નથી. ) ૧૧.

તેમજ

આપવું અને લેવું, છાની વાત કહેવી અને પૂછવી,
ખાવું અને ખવરાવવું—પ્રીતિનું એ છ પ્રકારનું લક્ષણ છે. ૧૨.

પણ અમે તો વનચરો છીએ અને તારું ઘર પાણીમાં છે, તેથી કોઇ રીતે ત્યાં જઇ શકાય એમ નથી. માટે એ મારી ભોજાઇને અહીં લાવ, જેથી તેને પ્રણામ કરીને તેનો આશીર્વાદ લઉં." તે મગર બોલ્યો, "મિત્ર ! સમુદ્રને પેલે પાર એક રમ્ય તીરપ્રદેશમાં અમારું ઘર છે, માટે મારી પીઠ ઉપર બેસીને કોઈ પ્રકારના ભય વિના તું ત્યાં આવ."[4] વાંદરો પણ તે સાંભળીને આનંદપૂર્વક બોલ્યો, "ભદ્ર ! જો એમ હોય તો પછી શા સારુ વિલંબ કરે છે ? ત્વરા કર. હું આ તારી પીઠ ઉપર બેઠો." પછી એ પ્રમાણે કર્યા બાદ મગરને અગાધ જળમાં જતો જોઇને ભયથી ત્રાસ પામેલા મનવાળો વાંદરો બોલ્યો, "ભાઈ ! તું ધીરે ધીરે ચાલ. પાણીનાં મોજાંથી મારું શરીર ભીંજાઇ ગયું છે." તે સાંભળીને મગર વિચાર કરવા લાગ્યો, "આ અગાધ જળમાં આવી પહોંચ્યો છે, અને મારી પીઠ ઉપર બેઠેલો હોઇ મારે વશ છે, એટલે તલમાત્ર પણ ખસી શકે એમ નથી. માટે મારો અભિપ્રાય તેને કહું, જેથી તે ઇષ્ટ દેવતાનું સ્મરણ કરે." પછી તે બોલ્યો, "મિત્ર ! મારી પત્નીના વચનથી તને વિશ્વાસમાં લઇ તારો વધ કરવા માટે અહીં લાવ્યો છું. માટે ઇષ્ટ દેવતાનું સ્મરણ કર." વાંદરાએ કહ્યું,

---

૪. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૨૬) માં વાંદરાને સમુદ્રમાં આવવા માટે લોભાવવા મગર કહે છે કે-સમુદ્રના અંતર્દ્વીપમાં યુવાન અને રૂપવતી ત્રણ વાંદરીઓ વસે છે તથા કલ્પવૃક્ષ સમાન વૃક્ષો છે, ત્યાં હું તને લઇ જઇશ.

"ભાઈ! મેં તારો અથવા તેનો શો અપકાર કર્યો છે, કે જેથી મારા વધનો ઉપાય વિચાર્યો?" મગર બોલ્યો, "અરે! અમૃતમય રસવાળાં ફળોના આસ્વાદથી મીઠા થયેલા તારા હૃદયનું ભક્ષણ કરવાનો દોહદ તેને થયો છે. તે કારણથી આમ કર્યું છે." વાંદરો બોલ્યો, "ભદ્ર! જો એમ છે, તો તેં મને ત્યાં જ શા માટે ન કહ્યું? કારણ કે મારું હૃદય હું સદા જાંબુના ઝાડની બખોલમાં ગુપ્ત રાખું છું, તે મારી ભોજાઈને આપત. હૃદય વિનાના એવા મને તું અહીં શા માટે લાવ્યો?" તે સાંભળીને મગર આનંદપૂર્વક બોલ્યો, "ભદ્ર! જો એમ છે તો એ હૃદય મને આપ, જેથી એ કુભારજા તે ખાઈને અનશનમાંથી ઊઠે. હું તને તે જ જાંબુના ઝાડ પાસે લઈ જાઉં છું." એમ કહી, પાછો વળીને તે જાંબુના ઝાડ નીચે ગયો. જેણે (પોતે જીવતો રહે તે માટે) અનેક દેવતાઓની વિધિપૂર્વકની પૂજાઓ માની હતી એવો વાંદરો માંડ તીર ઉપર આવી પહોંચ્યો. પછી એક લાંબી ફાળ ભરીને તે જ જાંબુના વૃક્ષ ઉપર ચઢીને તે વિચાર કરવા લાગ્યો, "અહો! છેવટે પ્રાણ તો બચ્યા! અથવા આ ખરું કહ્યું છે કે

અવિશ્વાસુનો વિશ્વાસ કરવો નહિ અને વિશ્વાસુનો પણ વિશ્વાસ કરવો નહિ; વિશ્વાસ કરવાથી ઉત્પન્ન થયેલો ભય મૂળને પણ કાપી નાખે છે. ૧૩.

માટે આજે તો મારો ફરી જન્મ થયો." એ પ્રમાણે વિચાર કરતા એવા તેને મગરે કહ્યું, "હે મિત્ર! પેલું હૃદય

આપ, જેથી તે ખાઇને તારી ભોજાઈ અનશનમાંથી ઊઠે." એટલે હસીને તેનો તિરસ્કાર કરતો વાંદરો બોલ્યો, "ધિક્કાર છે, મૂર્ખ ! વિશ્વાસઘાતક ! શું કોઇને બે હૃદય હોતાં હશે ? માટે ચાલ્યો જા. અહીં જાંબુના ઝાડ નીચે તારે ફરી વાર આવવું નહિ. કારણ, કહ્યું છે કે

એક વાર દુષ્ટતા કરનાર મિત્રની સાથે જે ફરી સંધિ કરવા ઇચ્છે છે તે, ગર્ભ ધારણ કરવાથી જેમ ખચ્ચરી મરણ પામે છે તેમ, મરણ પામે છે." ૧૪

એ સાંભળીને મગર શરમાઇને વિચાર કરવા લાગ્યો, " અહો ! અતિમૂઢ એવા મેં મારા ચિત્તનો અભિપ્રાય એને શા માટે જણાવ્યો ? માટે જો ફરી કોઈ રીતે માને તો તેને વિશ્વાસમાં લઉં." પછી તે બોલ્યો, "મિત્ર ! મશ્કરી કરીને મેં તો તારો વિચાર જાણ્યો હતો. તારા હૃદયનું તેને કંઈ પ્રયોજન નથી. માટે પરોણા તરીકે તું મારે ઘેર ચાલ. તારી ભોજાઇ ઉત્કંઠિત થઇને બેઠી છે." વાંદરો બોલ્યો, "હે દુષ્ટ ! ચાલ્યો જા ! હવે હું નહિ આવું. કહ્યું છે કે

ભૂખ્યો કયું પાપ કરતો નથી ? દુર્બળ પુરુષો નિર્દય હોય છે. હે ભદ્રે ! તું પ્રિયદર્શનને કહે કે ગંગદત્ત ફરીવાર કૂવામાં નહિ આવે." ૧૫.

મગર બોલ્યો, "એ કેવી રીતે ?" વાંદરો કહેવા લાગ્યો—

## (૧) ગંગદત્ત દેડકો અને પ્રિયદર્શન સર્પ[૫]

"કોઈ એક કૂવામાં ગંગદત્ત નામે દેડકાંનો રાજા રહેતો હતો. જેને દાયાદો-ભાયાતો પજવતા હતા એવો તે એક વાર રહેંટના ઘડામાં ચઢીને બહાર નીકળી ગયો. પછી તેણે વિચાર્યું કે, "હું તે દાયાદોનો અપકાર કેવી રીતે કરું? કહ્યું છે કે

આપત્તિમાં જેણે અપકાર કર્યો હોય અને વિષમ દશામાં જેણે હાંસી કરી હોય એ બન્નેનો અપકાર કરનાર (અર્થાત્ તેનો બદલો લેનાર) પુરુષને હું ફરી જન્મેલો માનું છું." ૧૬.

એ પ્રમાણે વિચાર કરતાં તેણે કાળા સાપને દરમાં પ્રવેશતો જોયો. તેને જોઈને તે પાછો વિચાર કરવા લાગ્યો કે, "આને તે કૂવામાં લઈ જઈને સર્વે દાયાદોનો ઉચ્છેદ કરું. કહ્યું છે કે

પોતાનું કાર્ય સાધવા માટે શત્રુની સામે શત્રુને, અને બળવાનની સામે વધુ બળવાનને યોજવો; કેમકે એમ કરવાથી શત્રુનો નાશ કરવામાં કોઈ પીડા થશે નહિ (અથવા શત્રુનો નાશ થવાથી કોઈ પીડા ઉપસ્થિત થશે નહિ). ૧૭.

તેમજ

કાંટાથી જેમ કાંટો કાઢવામાં આવે તેમ, પ્રાજ્ઞ પુરુષે પીડાકારી તીક્ષ્ણ શત્રુને એવા જ તીક્ષ્ણ શત્રુ દ્વારા, સુખને અર્થે, નિર્મૂળ કરવો." ૧૮.

એ પ્રમાણે વિચાર કરી, દરના દ્વાર પાસે જઈ તેણે સર્પને બોલાવ્યો, "આવ, આવ! પ્રિયદર્શન! આવ!" તે સાંભળીને સર્પે વિચાર્યું, "આ મને બોલાવે છે, તે મારી જાતિનો લાગતો નથી, કેમકે આ વાણી સર્પની નથી. આ મૃત્યુલોકમાં બીજા કોઈની

---

૫. નિર્ણયસાગર પ્રેસ અને કાળેની વાચનાઓ ૪-૧, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૪-૧. આ સિવાયની બીજી પાઠપરંપરાઓમાં આ કથા નથી, તથા પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે સ્વીકારવામાં આવેલી નથી.

સાથે મારે સંબંધ નથી. માટે આ દુર્ગમાં રહીને જ જાણી લઉં કે એ કોણ હશે? કહ્યું છે કે

જેનું શીલ, કુલ અને નિવાસસ્થાન જાણવામાં આવ્યું ન હોય તેની સંગતિ કરવી નહિ, એમ બૃહસ્પતિએ કહ્યું છે. ૧૯.

અરે! કદાચ કોઈ મંત્રવાદી કે ઔષધિ ધારણ કરનાર મને બોલાવીને બંધનમાં નાખવા ઇચ્છતો હોય, અથવા કોઈ પુરુષ વેરનો આશ્રય કરી (વેર લેવા માટે) કોઈને દંશ કરવા માટે મને બોલાવતો હોય." પછી તે બોલ્યો, "અરે! તું કોણ છે?" તેણે કહ્યું, "હું ગંગદત્ત નામે દેડકાંનો રાજા છું, અને તારી પાસે મૈત્રી માટે આવ્યો છું." તે સાંભળીને સર્પ બોલ્યો, "અરે! તૃણોનો અગ્નિ સાથે સંગમ થાય એ વાત માનવા જેવી નથી. કહ્યું છે કે

જે જેના વડે વધ્ય હોય તે કોઈ રીતે સ્વપ્નમાં પણ તેની પાસે આવતો નથી; માટે તું આમ કેમ બોલે છે?" ૨૦.

ગંગદત્ત બોલ્યો, "અરે! એ સાચું છે. તું અમારો સ્વભાવ-વૈરી છે. પણ શત્રુઓથી પરાજિત થઈને હું તારી પાસે આવ્યો છું. કહ્યું છે કે

જ્યારે સર્વસ્વનો નાશ ઉપસ્થિત થાય અને પ્રાણ પણ સંશયમાં આવી પડે ત્યારે શત્રુને પણ પ્રણામ કરીને પ્રાણ અને ધનનું રક્ષણ કરવું." ૨૧.

સર્પ બોલ્યો, "તારો કોનાથી પરાજય થયો છે તે કહે." તેણે કહ્યું, "દાયાદોથી." સર્પ બોલ્યો, "તારો નિવાસ ક્યાં છે—વાવમાં, કૂવામાં, તળાવમાં કે ધરામાં? માટે તારું નિવાસસ્થાન કહે." તેણે કહ્યું, "પથ્થરબંધ કૂવામાં." સર્પ બોલ્યો, "અહો! ત્યાં જવા માટે અમે પગ વિનાના છીએ, તેથી ત્યાં મારો પ્રવેશ થઈ શકશે નહિ. પ્રવેશ કરું તોપણ ત્યાં એવું સ્થાન નહિ હોય કે જ્યાં બેસીને હું તારા દાયાદોનો સંહાર કરું. માટે તું જા. કહ્યું છે કે

પોતાનું કલ્યાણ પુચ્છનારાએ જે વસ્તુ ગળી શકાય-ખાઈ શકાય, ખાધા પછી જે પચી જાય અને પચ્યા પછી હિતકારી થાય તે જ ખાવી જોઈએ." ૨૨.

ગંગદત્ત બોલ્યો, "અરે! તું આવ હું સહેલા ઉપાયથી ત્યાં તારો પ્રવેશ કરાવીશ. તે કૂવાની અંદર પાણીની પાસે રમ્ય બખોલ છે. તેમાં રહીને તું સર્વ દાયાદોનો રમતમાત્રમાં નાશ કરીશ." તે સાંભળીને સર્પે વિચાર્યું, "હું હવે ઘરડો થયો છું. કોઈ વાર મુશ્કેલીએ એક ઊંદર મેળવું છું. માટે આ કુલાંગારે મને આજીવિકાનો સહેલો ઉપાય બતાવ્યો છે, તેથી જઈને તે દેડકાંનું ભક્ષણ કરું. અથવા આ ખરું કહ્યું છે કે

જેનું બળ ક્ષીણ થયું હોય એવા અને સહાય વિનાના સમજુ મનુષ્યે સર્વ રીતે સરલ ઉપાયવાળી આજીવિકાનો સ્વીકાર કરવો." ૨૩.

એમ વિચારીને તેણે તેને કહ્યું, "હે ગંગદત્ત! એમ હોય તો તું આગળ થા, એટલે હું આવું." ગંગદત્ત બોલ્યો, "હે પ્રિયદર્શન! હું તને સહેલા ઉપાયથી ત્યાં લઈ જઈશ, અને તે સ્થાન બતાવીશ. પરન્તુ તારે મારા પરિજનોનું રક્ષણ કરવું; માત્ર જેમને હું બતાવું તેમનું જ તારે ભક્ષણ કરવું." સર્પે કહ્યું, "હવે તું મારો મિત્ર થયો છે, માટે તારે ડરવું નહિ. તારા કહેવાથી તારા દાયાદોનું હું ભક્ષણ કરીશ." એ પ્રમાણે કહી, દરમાંથી નીકળી, તેને આલિંગન કરી, તેની સાથે જ સર્પ ચાલ્યો. પછી કૂવા પાસે જઈને રહેંટના માર્ગે તે પોતે સર્પને પોતાના નિવાસસ્થાનમાં લઈ ગયો. પછી ગંગદત્તે કાળા સર્પને બખોલમાં દાખલ કરીને પોતાના દાયાદો તેને બતાવ્યા. સર્પ તેમને ધીરે ધીરે ખાઈ ગયો. પછી દેડકાં ખૂટી જતાં સર્પે ગંગદત્તને કહ્યું, "ભદ્ર! તારા શત્રુઓને મેં નિર્મૂળ કર્યા છે, માટે મને બીજું કંઈ ભોજન આપ, કારણ કે મને અહીં તું લાવ્યો છે." ગંગદત્તે કહ્યું, "ભદ્ર! તેં મિત્રકાર્ય કર્યું છે. માટે હવે આ જ રહેંટના માર્ગે બહાર જા." સર્પ બોલ્યો, "હે ગંગદત્ત! તેં આ ઠીક ન

કહ્યું. હવે હું ત્યાં શી રીતે જાઉં ? મારો દરરૂપી દુર્ગ પણ બીજા કોઈએ રુંધ્યો હશે. તેથી અહીં જ રહેતા એવા મને તારા પક્ષમાંથી એક એક દેડકો આપ, નહિ તો હું બધાયનું ભક્ષણ કરીશ." એ સાંભળીને ગંગદત્ત વ્યાકુળ મનવાળો થઇ વિચારવા લાગ્યો, "અહો ! સર્પને અહીં લાવીને મેં આ શું કર્યું ? જો હવે તેનો નિષેધ કરીશ તો તે બધાયને ખાઈ જશે. અથવા યોગ્ય કહ્યું છે કે

પોતાના કરતાં અધિક પરાક્રમવાળા શત્રુને જે મિત્ર કરે છે તે પોતે વિષ ખાય છે, એમાં સંદેહ નથી. ૨૪.

માટે હવે હું એને દરરોજ મારો એક મિત્ર આપું. કહ્યું છે કે

સર્વસ્વનું હરણ કરવાને તૈયાર થયેલા શત્રુને, સાગર વડવાનલને શાન્ત કરે છે તેમ, બુદ્ધિમાન પુરુષો અલ્પ વસ્તુ આપીને સંતોષ પમાડે છે. ૨૫.

તેમજ

બળવાને યાચના કર્યા છતાં જે દુર્બળ એક કણ પણ સમાધાનપૂર્વક આપતો નથી, અથવા બતાવેલી વસ્તુ પણ આપતો નથી તે પાછળથી લોટની એક ખારી[1] આપે છે. ૨૬.

તેમજ

સર્વ વસ્તુનો નાશ આવી પડે ત્યારે પંડિત મનુષ્ય અર્ધાનો ત્યાગ કરે છે, અને અર્ધાથી પોતાનું કામ ચલાવે છે; કેમકે સર્વનાશ તો દુસ્તર થઇ પડે છે." ૨૭.

એ પ્રમાણે નિશ્ચય કરીને તે નિત્ય એક એક દેડકાને ( સર્પ પાસે ભક્ષ્ય તરીકે જવાની ) આજ્ઞા કરતો હતો. સર્પ તે દેડકાને ખાઈને ગંગદત્તની જાણ બહાર બીજાંને પણ ખાતો હતો. અથવા આ ખરું કહ્યું છે કે

---

૧. ખારી એ ધાન્યનું માપ છે. ૧૨૮ શેરનો એક દ્રોણ થાય છે અને એવા ૧૬ દ્રોણની એક ખારી થાય છે. શ્રીધરાચાર્યના ગણિતસારમાં કહ્યું છે કે— खार्येका षोडशभिर्द्रोणैः ।

જેમ વસ્ત્રો મલિન હોય તો ગમે ત્યાં બેસી શકાય છે તેમ, આચારભ્રષ્ટ મનુષ્ય પોતાના બાકી રહેલા આચારનું પણ રક્ષણ કરતો નથી. ૨૮.

પછી એક દિવસે તે સર્પ બીજાં દેડકાંને ખાધા પછી ગંગદત્તના પુત્ર પૃથુદત્તને પણ ખાઈ ગયો. એનું ભક્ષણ થયેલું જાણીને ઊંચે સ્વરે 'ધિક્! ધિક્!' એમ વિલાપ કરતો ગંગદત્ત કોઈ રીતે રડતાં અટકતો નહોતો. પછી તેની પત્નીએ કહ્યું,

"હે નિરર્થક વિલાપ કરનારા! પોતાના પક્ષનો જ ક્ષય કરાવનારા! તમે શા માટે આક્રન્દ કરો છો? તમારા પક્ષનો ક્ષય થયા પછી તમારું રક્ષણ કોણ કરશે? ૨૯.

માટે હજી પણ તમે પોતે અહીંથી બહાર નીકળવાનો અને આ સર્પના વધનો ઉપાય વિચારો." (પણ ગંગદત્તે તે ઉપર ધ્યાન આપ્યું નહિ.) પછી સમય જતાં સર્પ દેડકાંના સમસ્ત કુળનો કોળિયો કરી ગયો. એક માત્ર ગંગદત્ત બાકી રહ્યો. પછી પ્રિયદર્શને કહ્યું, "હે ગંગદત્ત! હું ભૂખ્યો થયો છું. સર્વ દેડકાં નાશ પામ્યાં છે. માટે મને કંઈક ભોજન આપ, કારણ કે તું મને અહીં લાવ્યો છે." તે બોલ્યો, "હે મિત્ર! હું છું ત્યાંસુધી આ વિષયમાં તારે કંઈ પણ ચિન્તા કરવી નહિ. તો તું જો મને મોકલે તો બીજા કૂવાનાં દેડકાંને પણ આશ્વાસન આપીને અહીં લાવું." સર્પે કહ્યું, "તું તો મારા ભાઈના સ્થાને હોઈ અભક્ષ્ય છે. તેથી જો હવે એમ કરીશ તો મારા પિતાના સ્થાને થઈશ. માટે એ પ્રમાણે કર."

વિવિધ દેવતાઓની માનતા લેતો ગંગદત્ત પણ તે સાંભળીને રહેંટના ઘડા વાટે થઈને તે કૂવામાંથી બહાર નીકળ્યો. પ્રિયદર્શન પણ તેની આશામાં ત્યાં બેસીને તેની રાહ જોવા લાગ્યો. પછી ઘણો સમય થયા છતાં ગંગદત્ત આવ્યો નહિ, ત્યારે પ્રિયદર્શને બીજી બખોલમાં વસતી ઘોને કહ્યું, "ભદ્રે! મને થોડીક સહાય કર. તારે

એની સાથે પરિચય છે. માટે કોઈ જળાશયમાં એ ગંગદત્ત દેડકાને ખોળી કાઢીને મારો સંદેશો કહે કે—'જો બીજા દેડકા ન આવતા હોય તો એકને પણ લઈને જલદી આવ. હું તારા વિના અહીં રહી શકું તેમ નથી. હું જો તારાથી વિરુદ્ધ આચરણ કરું તો મારા પુણ્યને વચ્ચે રાખું છું. (અર્થાત્ મારા પુણ્યના સોગન છે.)" ઘોએ પણ એના વચનથી ગંગદત્તને ઝટ ખોળી કાઢીને કહ્યું, "ભદ્ર ગંગદત્ત! તારો એ મિત્ર પ્રિયદર્શન તારી રાહ જોતો બેઠો છે. માટે તું જલદી આવ. વળી તેણે તારા વિરુદ્ધ આચરણ કરવાની બાબતમાં પોતાના પુણ્યને વચ્ચે રાખ્યું છે, તેથી નિઃશંક મનથી તું આવ." તે સાંભળીને ગંગદત્ત બોલ્યો,

"ભૂખ્યો કયું પાપ કરતો નથી? દુર્બળ પુરુષો નિર્દય હોય છે. હે ભદ્રે! તું પ્રિયદર્શનને કહે કે ગંગદત્ત ફરી વાર કૂવામાં નહિ આવે." ૩૦.

એમ કહીને તેણે ઘોને વિદાય કરી.

માટે હે દુષ્ટ જળચર! હું પણ, ગંગદત્તની જેમ, સંકટ નજરે જોયા પછી તારે ઘેર નહિ જાઉં." તે સાંભળીને મગર બોલ્યો, "તારે માટે આમ કરવું યોગ્ય નથી. તું મારે ઘેર આવીને મારી કૃતઘ્નતાનો દોષ સર્વથા દૂર કર; નહિ તો હું અહીં તારા ઉપર અનશન કરીને પ્રાણત્યાગ કરીશ." વાંદરો બોલ્યો, "મૂઢ! શું હું લંબકર્ણ ગધેડો છું, કે જે સંકટ જોયા પછી પણ પોતે ત્યાં જ જઈને મરણ પામ્યો હતો?

તે આવ્યો અને સિંહનું પરાક્રમ જોઈને પાછો નાસી ગયો; પણ તે કાન અને હૃદય વિનાનો મૂર્ખ હતો, તેથી મૃત્યુ પામ્યો." ૩૧.

મગર બોલ્યો, "ભદ્ર! તે લંબકર્ણ ગધેડો કોણ હતો? સંકટ જોયા પછી પણ તે કેમ મરણ પામ્યો? તે મને કહે" વાંદરો કહેવા લાગ્યો—

## (૨) કાન અને હૃદય વિનાનો ગધેડો[7]

"કોઈ એક વનપ્રદેશમાં કરાલકેસર નામે સિંહ રહેતો હતો. ધૂસરક નામે શિયાળ તેનો સદાકાળનો અનુયાયી સેવક હતો. એક વાર હાથી સાથે યુદ્ધ કરતાં સિંહના શરીરે પ્રહારો થયા હતા, જેથી તે એક ડગલું પણ ચાલી શકતો નહોતો. તેની ચાલવાની અશક્તિને કારણે (શિકારનું માંસ નહિ મળવાથી) ભૂખથી જેનો કંઠ મળી ગયો હતો એવો ધૂસરક દુર્બળ બની ગયો. એકવાર તેણે સિંહને કહ્યું, 'સ્વામી! ભૂખથી પીડાતો એવો હું એક પગલું પણ ચાલી શકતો નથી. માટે તમારી સારવાર શી રીતે કરું?" સિંહ બોલ્યો, "અરે! જા કોઈ પ્રાણીને ખોળી લાવ, જેથી આ અવસ્થાને પામેલો હોવા છતાં હું તેનો વધ કરું."[8]

એ સાંભળીને પ્રાણીની શોધ કરતો શિયાળ પાસેના કોઈ ગામમાં પહોંચ્યો. ત્યાં તળાવના કિનારે છૂટાછવાયા ઊગેલા ધરોના અંકુરોને મુશ્કેલીએ ચરતો લંબકર્ણ નામે ગધેડો તેણે જોયો. પછી તેની પાસે જઈને તેણે કહ્યું "મામા! મારો આ નમસ્કાર સ્વીકારો! ઘણા સમયે તમને મળ્યો છું. તમે આવા દૂબળા કેમ થઈ ગયા છો?" ગધેડો બોલ્યો, "ભાણેજ! શું કહું? અતિનિર્દય ધોબી ઘણો ભાર

---

૭. નિર્ણયસાગર પ્રેસ અને કાળેની વાચનાઓ ૪-૨, તંત્રાખ્યાયિકા ૪-૨, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૪-૨, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૪-૧, કથાસરિત્સાગર 133 A (પૃ. 333-34), બૃહત્કથામંજરી ૧૬-૩૫, પુનર્ઘટિત પંચતંત્ર ૪-૧. હિતોપદેશમાં આ કથા નથી.

૮. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૨૮) માં સિંહ કહે છે કે—મારો વ્યાધિ ગધેડાના કાન અને હૃદયથી જ મટે એવો છે, માટે કોઈ ગધેડાને અહીં લઈ આવ.

ઉપડાવીને મને દમે છે; અને ઘાસનો એક પૂળો પણ આપતો નથી. ધૂળથી મિશ્રિત થયેલા કેવળ ધરોના અંકુરો જ હું ખાઉં છું. પછી મારા શરીરને પુષ્ટિ ક્યાંથી મળે ?" શિયાળ બોલ્યો, "મામા ! જો એમ હોય તો, મરકત જેવાં લીલાં ઘાસથી ભરપૂર તથા નદીવાળો એક રમણીય પ્રદેશ છે, ત્યાં મારી સાથે આવો, જેથી આપણે સુભાષિતગોષ્ઠિનું સુખ અનુભવીએ." લંબકર્ણ બોલ્યો, "હે ભાણેજ ! તેં ઠીક કહ્યું છે. પરન્તુ અમે ગામડિયાં પશુ છીએ, અને અરણ્યવાસી પ્રાણીઓ અમારો વધ કરી નાખે છે, એટલે અમારે માટે તે ભવ્ય પ્રદેશ શા કામનો ?" શિયાળે કહ્યું, "મામા ! એમ ન બોલશો. એ પ્રદેશ મારા બાહુ વડે રક્ષાયેલો છે. ત્યાં બીજો કોઇ નથી. વળી આ જ (ભૂખના) દોષથી દુઃખ પામેલી અને ધોબી વડે પીડાયેલી ત્રણ અનાથ ગધેડીઓ પણ ત્યાં છે. (ત્યાં રહેવાથી) પુષ્ટિ પામેલી અને યૌવનોન્મત્ત એવી તેઓએ મને કહ્યું હતું કે, 'તમે જો અમારા સાચા મામા હો તો કોઈ ગામમાં જઇને અમારે યોગ્ય કોઈ પતિને લાવો.' તેઓને માટે હું તમને ત્યાં લઈ જાઉં છું." પછી શિયાળનાં વચન સાંભળીને કામથી પીડાયેલાં અંગવાળા તે ગધેડાએ તેને કહ્યું, "ભદ્ર ! જો એમ હોય તો આગળ થા, એટલે હું આવું." અથવા આ ખરું કહ્યું છે કે

આ જગતમાં એક માત્ર નિતમ્બિની સ્ત્રી સિવાય બીજું કંઇ અમૃત નથી અથવા વિષ નથી, કે જેના સંયોગથી જિવાય છે અને જેના વિયોગથી મરણ થાય છે. ૩૨.

તેમજ

જેમના સંગમ અને દર્શન વિના માત્ર નામ સાંભળવાથી પણ કામ ઉત્પન્ન થાય તે સ્ત્રીઓના નેત્રનો સમાગમ પામીને પુરુષ જો ન દ્રવે તો એ કૌતુક જ ગણાય. ૩૩.

એ પ્રમાણે નક્કી કર્યા પછી ગધેડો શિયાળની સાથે સિંહ પાસે આવ્યો. વ્યથાથી વ્યાકુળ થયેલો સિંહ પણ તેને જોઇને જ્યાં

કૂદવા ગયો ત્યાં એ નાસવા લાગ્યો. પછી નાસતા એવા તેના ઉપર સિંહે પંજાનો પ્રહાર કર્યો, પરન્તુ મંદભાગીના પ્રયત્નની જેમ તે વ્યર્થ ગયો.

એ સમયે ક્રોધ પામેલો શિયાળ સિંહને કહેવા લાગ્યો, "અરે ! તમારો પ્રહાર એવો કયા પ્રકારનો કે ગધેડો પણ તમારી પાસેથી બળાત્કારે નાસી જાય ? તમે હાથીની સાથે યુદ્ધ શી રીતે કરવાના હતા ? માટે તમારું બળ તો જોઈ લીધું !" એટલે લજ્જાભર્યું સ્મિત કરતો સિંહ બોલ્યો, "અરે ! હું શું કરું ? હું તરાપ મારવાને તૈયાર થઈને બેઠો નહોતો, નહિ તો મારી તરાપના આક્રમણમાંથી હાથી પણ છટકી શકે નહિ." શિયાળે કહ્યું. "હજી પણ એકવાર તેને તમારી પાસે લાવીશ; પણ તમારે તરાપ મારવાને તૈયાર થઈને બેસવું." સિંહે કહ્યું. "પણ જે મને પ્રત્યક્ષ જોઈને ગયો છે તે ફરી શી રીતે આવશે ? માટે બીજા કોઈ પ્રાણીની શોધ કર." શિયાળ બોલ્યો, "તમારે એનું શું કામ છે? તમે માત્ર તરાપ મારવા તૈયાર થઈને બેસો." એ પ્રમાણે નક્કી કર્યા પછી શિયાળ ગધેડાના માર્ગે ગયો તો તેને તે જ સ્થાને ચરતો જોયો. પછી શિયાળને જોઈને ગધેડો બોલ્યો, "હે ભાણેજ ! તું મને બહુ સારા ઠેકાણે લઈ ગયો હતો ! જેના અતિભયંકર અને વજ્રસમાન કરપ્રહારમાંથી હું છૂટી ગયો તે પ્રાણી કયું હતું, એ મને કહે." તે સાંભળીને શિયાળ હસતાં હસતાં બોલ્યો, "ભદ્ર ! તને આવતો જોઈને ગધેડી તને અનુરાગપૂર્વક આલિંગન કરવા ઊભી થઈ હતી[૯], પણ તું તો કાયરપણાથી નાસી ગયો. એ તો તારા વિના રહી પણ શકતી નથી. નાસતા એવા તને અટકાવવા માટે તેણે પંજો માર્યો

---

૯. કથાસરિત્સાગર (પૃ. ૩૩૪) પ્રમાણે–શિયાળે ગધેડાને હસતાં હસતાં કહ્યું કે, 'તને મિથ્યા ભ્રમ થયો જણાય છે. ત્યાં તો એવું કોઈ પ્રાણી નથી. મારા જેવો પણ ત્યાં સુખમાં રહે છે, તો તને શું થવાનું છે ?' એમ કહીને શિયાળ ફરી પાછો તેને વનમાં લઈ ગયો.

હતો, બીજા કોઈ કારણથી નહિ. માટે તું આવ. એ તો તારે માટે પ્રાણાન્તિક અનશન લઈને બેઠી છે, અને કહે છે કે, 'જો લંબકર્ણ મારો પતિ નહિ થાય તો હું અગ્નિમાં અથવા જળમાં પ્રવેશીશ અથવા ઝેર ખાઈશ. પરન્તુ તેનો વિયોગ હું સહન કરી શકું તેમ નથી.' વળી ભગવાન કામદેવ પણ તારા ઉપર કોપ કરશે. કહ્યું છે કે

મિથ્યા ફળની શોધ કરવા માટે જે કુબુદ્ધિવાળા મૂઢ જનો સર્વ ઇચ્છાઓ પૂરી કરનારી, કામદેવની સ્ત્રીરૂપી મહામુદ્રાનો ત્યાગ કરીને જાય છે, તેમને કામદેવે નિર્દયપણે પ્રહાર કરીને નગ્ન તથા મુંડિત કરી દીધા છે, તથા કેટલાકને રાતાં વસ્ત્ર પહેરનારા અને જટાધારી તેમજ બીજા કેટલાકને કાપાલિક બનાવી દીધા છે." ૩૪.

પછી તે ગધેડો શિયાળનું વચન શ્રદ્ધાપૂર્વક સાંભળીને ફરી વાર પણ તેની સાથે ચાલ્યો. અથવા આ ખરું કહ્યું છે કે

મનુષ્ય જાણવા છતાં દૈવવશાત્ નિન્દનીય કાર્ય કરે છે; બાકી આ જગતમાં નિન્દનીય કાર્ય શું કોઈને ગમે ખરું? ૩૫.

એ સમયે તરાપ મારવાને તૈયાર થઈ બેઠેલા સિંહે તે લંબકર્ણને મારી નાખ્યો. પછી તેને માર્યા પછી શિયાળને તેના રખવાળ તરીકે મૂકીને તે પોતે નદીએ સ્નાન કરવાને ગયો. શિયાળ પણ લોલુપતાથી અને અધીરાઈથી ગધેડાના કાન અને હૃદય ખાઈ ગયો. એટલામાં સિંહ સ્નાન કરી, દેવતાનું પૂજન તથા પિતૃઓનું તર્પણ કરીને ત્યાં આવ્યો, તો ગધેડો કાન અને હૃદય વિનાનો પડ્યો હતો. એ જોઈને જેને હાડોહાડ ક્રોધ ચઢ્યો હતો એવા સિંહે શિયાળને કહ્યું, "અરે પાપી! આ અનુચિત કર્મ તેં શા માટે કર્યું, કે કાન સાથે એનું હૃદય ખાઈ ગયો?" શિયાળ બોલ્યો, "સ્વામી! એમ ન કહો, કારણ કે આ ગધેડો કાન અને હૃદય વિનાનો હતો એથી જ તે અહીં આવીને તમને જોયા છતાં ફરી વાર આવ્યો હતો." પછી તેનું આ શ્રદ્ધા રાખવા લાયક વચન સાંભળીને સિંહે તેની સાથે ભાગ પાડીને નિઃશંક મનથી તે ગધેડાનું ભક્ષણ કર્યું.

તેથી હું કહું છું કે—તે આવ્યો અને સિંહનું પરાક્રમ જોઇને પાછો નાસી ગયો; પણ તે કાન અને હૃદય વિનાનો મૂર્ખ હતો, તેથી મૃત્યુ પામ્યો. ૩૬.

માટે, મૂર્ખ! તેં કપટ તો કર્યું, પણ યુધિષ્ઠિરની જેમ સત્ય વચન બોલીને તે ઉઘાડું પાડી દીધું અથવા આ ખરું કહ્યું છે કે

પોતાનો સ્વાર્થ છોડી દઇને મંદ બુદ્ધિવાળો જે દંભી મનુષ્ય સત્ય બોલે છે તે બીજા યુધિષ્ઠિર(કુંભાર)ની જેમ નક્કી સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે." ૩૭.

મગર બોલ્યો, "એ કેવી રીતે?" વાંદરો કહેવા લાગ્યો—

## (૩) યોદ્ધા તરીકે રહેલો કુંભાર[૧૦]

"કોઇ નગરમાં એક કુંભાર રહેતો હતો. એક વાર દારૂના ઘેનમાં મત્ત થઇને વેગથી દોડતો તે અર્ધા ભાગેલા ખપ્પર(ઘડાના ટુકડા)ના તીખી ધારવાળા અગ્રભાગ ઉપર પડ્યો.[૧૧] પછી ખપ્પરની અણીથી જેનું કપાળ ચીરાઇ ગયું હતું તથા શરીર લોહીલુહાણ થયું હતું એવો તે કષ્ટપૂર્વક ઊઠીને પોતાને ઘેર ગયો. પછી અપથ્યનું સેવન કરવાથી તેનો ઘા વકરી ગયો, અને તે મુશ્કેલીએ નીરોગી થયો.

હવે, એક વાર દેશ દુષ્કાળથી પીડાતો હતો ત્યારે ભૂખથી મળી ગયેલા કંઠવાળો તે કુંભાર કેટલાક રાજસેવકોની સાથે દેશાન્તરમાં

---

૧૦. નિર્ણયસાગર પ્રેસ અને કાળેની આવૃત્તિ ૪-૩, તંત્રાખ્યાયિકા (એક પ્રતમાં) ૪-૩, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૪-૩, બૃહત્કથામંજરી ૧૬-૩૬. આ સિવાયની બીજી પ્રાચીન પાઠપરંપરાઓમાં આ કથા નથી તેમજ પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે સ્વીકારવામાં આવેલી નથી.

૧૧. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૪૩) અનુસાર–રહેંટ ખેંચનારો પુરુષ કૂવામાં પડી જતાં તેને રહેંટના ઘડાનું ખપ્પર વાગ્યું હતું.

જઈને કોઈક રાજાનો સેવક થયો.[૧૨] તે રાજા પણ તેના કપાળમાં પડેલા પ્રહારનો વિકરાળ ઘા જોઈને વિચાર કરવા લાગ્યો કે, "આ કોઈ વીર પુરુષ છે, એથી તેના કપાળમાં સામેથી પ્રહાર થયેલો છે." તે કારણથી રાજા સન્માનાદિ કરીને બીજા રાજપૂતો કરતાં તેના પ્રત્યે વિશેષ કૃપાદૃષ્ટિથી જોતો હતો. એ રાજપૂતો પણ તેની પ્રત્યેનો કૃપાનો અતિરેક જોઈને અત્યંત ઈર્ષ્યા કરતા હતા, પણ રાજાના ભયથી કંઈ બોલતા નહોતા.

પછી એક વાર વિગ્રહનો પ્રસંગ ઉપસ્થિત થતાં તે રાજા શૂરવીરોનો સત્કાર કરવા લાગ્યો, હાથીઓ તૈયાર થવા માંડ્યા, ઘોડા ઉપર પલાણ મંડાવા લાગ્યાં અને યોદ્ધાઓ સજ્જ થવા લાગ્યા. તે સમયે રાજાએ એ કુંભારને એકાન્તમાં પ્રસંગને અનુસરતો પ્રશ્ન કર્યો કે, "હે રાજપૂત! કયા સંગ્રામમાં તારા કપાળમાં આ પ્રહાર થયો હતો?" તે બોલ્યો, "દેવ! એ શસ્ત્રનો પ્રહાર નથી. હું જાતનો કુંભાર છું. મારા ઘરમાં અનેક ખપ્પર હતાં. કોઈ એક વાર મદ્યપાન કરીને નીકળેલો હું દોડતાં દોડતાં ખપ્પર ઉપર પડ્યો હતો. તેનો ઘા વકરી જવાથી આ પ્રમાણે મારા કપાળમાં વિકરાળ દેખાય છે." તે સાંભળીને રાજા લજ્જાપૂર્વક બોલ્યો "અહો! રાજપૂતનું અનુકરણ કરનારા આ કુંભારે મને છેતર્યો; માટે તેને ઝટ અર્ધચન્દ્ર આપો–હાંકી મૂકો." એ પ્રમાણે થતાં કુંભાર બોલ્યો, "એમ ન કરશો! રણમાં મારા હાથની (શસ્ત્રો ચલાવવામાં) ચાતુરી તો જુઓ!" રાજાએ કહ્યું, "અરે! તું સર્વગુણસંપન્ન છે, તોપણ ચાલ્યો જા! કહ્યું છે કે

હે પુત્ર! તું શૂર છે, વિદ્યાવાન છે, અને દેખાવડો છે, પણ જે કુળમાં તું ઉત્પન્ન થયો છે તેમાં હાથીને હણવામાં આવતો નથી." ૩૮.

કુંભાર બોલ્યો, "એ કેવી રીતે?" રાજા કહેવા લાગ્યો—

---

૧૨. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૪૪) અનુસાર—આ પ્રકારની વૃત્તિ હવે નહિ કરવી, એવા નિર્વેદથી તે રાજસેવામાં દાખલ થયો.

## (૪) સિંહણે ઉછેરેલું શિયાળનું બચ્ચું[13]

"કોઈ વનપ્રદેશમાં સિંહનું એક જોડું રહેતું હતું. એમાંની સિંહણે બે પુત્રોને જન્મ આપ્યો. સિંહ પણ નિત્ય પશુઓને મારી લાવીને સિંહણને આપતો હતો. હવે, એક વાર તેને કંઈ મળ્યું નહિ. તે વનમાં ભમતો હતો ને સૂર્ય પણ અસ્ત પામ્યો. પછી ઘેર આવતાં તેને એક શિયાળનું બચ્ચું મળ્યું. 'આ બાળક છે' એમ ગણીને તેને પ્રયત્નપૂર્વક દાઢની વચમાં રાખીને તે તેણે જીવતું જ સિંહણને સોંપ્યું. પછી સિંહણે કહ્યું, "હે કાન્ત! અમારે માટે કંઈ ભોજન આણ્યું છે?" સિંહ બોલ્યો, "પ્રિયે! આજે આ શિયાળના બચ્ચા સિવાય બીજું કોઈ પ્રાણી મને મળ્યું નથી. એને બાળક ધારીને મેં એનો વધ કર્યો નથી. કહ્યું છે કે

પ્રાણ જતા હોય તો પણ સ્ત્રી, સંન્યાસી, બ્રાહ્મણ, બાળક અને વિશેષે કરીને વિશ્વાસુ મનુષ્યો ઉપર કદી પ્રહાર કરવો નહિ. ૩૯.

અત્યારે એનું ભક્ષણ કરીને પથ્ય આહાર કર. પ્રભાતે બીજું કંઈક મેળવીશ." સિંહણે કહ્યું, "હે કાન્ત! તમે બાળક ધારીને એને માર્યો નહિ, તો હું મારા ઉદરપોષણ માટે એને શી રીતે મારું? કહ્યું છે કે

પ્રાણત્યાગ કરવાનો સમય ઉપસ્થિત થયો હોય તોપણ અકૃત્ય કરવું નહિ, અને કૃત્ય—કરવા યોગ્યનો ત્યાગ કરવો નહિ; એ સનાતન ધર્મ છે. ૪૦.

માટે આ મારો ત્રીજો પુત્ર થશે." એમ કહીને તેનું પણ પોતાના સ્તનના દૂધથી સિંહણે પોષણ કર્યું. એ પ્રમાણે જેઓ પોતાની

---

૧૩. નિર્ણયસાગર પ્રેસ અને કાળેની આવૃત્તિ ૪-૪, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૪-૪. આ સિવાયની બીજી પ્રાચીન પાઠપરંપરાઓમાં આ કથા નથી તેમજ પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે સ્વીકારવામાં આવેલી નથી.

જાતિના ભેદને જાણતાં નહોતાં એવાં તે ત્રણે બાળકો એક સાથે વિહાર કરતાં પોતાની બાલ્યાવસ્થા ગાળતાં હતાં. પછી એક વાર વનમાં ભમતાં તેઓએ વનહસ્તી જોયો. તેને જોઈને સિંહના તે બન્ને પુત્રો કોપાયમાન મુખવાળા થઈ તેની તરફ દોડચા. એ સમયે શિયાળના પુત્રે કહ્યું, "અહો! આ તો તમારો કુલશત્રુ હાથી છે, માટે એની સામે ન જશો." એમ કહીને તે ઘર તરફ દોડચો. મોટો ભાઈ ભય પામ્યો, એટલે પેલા બે પણ નિરુત્સાહ થઈ ગયા. અથવા આ ખરું કહ્યું છે કે

ઉત્તમ ધૈર્ય અને ઉત્સાહવાળા એક જ પુરુષથી સૈન્ય રણ પ્રત્યે ઉત્સાહવાળું થાય છે, અને તે ભાગે તો ભંગાણ પામે છે.૪૧. એ જ કારણથી મહાબળવાન, શૂરવીર, ધૈર્યવાળા અને ઉત્સાહી યોદ્ધાઓને રાજા ઇચ્છે છે, અને કાયરોનો ત્યાગ કરે છે. ૪૨.

પછી તે બન્ને જણાએ હસતાં હસતાં માતાપિતાની પાસે પોતાના મોટાભાઈનું ચરિત્ર કહ્યું કે, 'હાથીને જોઈને તે દૂરથી જ નાસી ગયો હતો.' એટલે તે સાંભળીને કોપાયમાન થયેલું તથા જેના હોઠરૂપી પલ્લવ કંપતા હતા એવું તે શિયાળનું બચ્ચું ત્રણ શિખામાં ભવાં ચઢાવીને તેઓનો તિરસ્કાર કરતું આકરાં વચન બોલવા લાગ્યું. આથી સિંહણે તેને એકાન્તમાં લઇ જઇને સમજાવ્યો કે, "વત્સ! કદાપિ આવું બોલીશ નહિ; આ તારા નાના ભાઇઓ છે." એટલે વધારે ક્રોધે ભરાઇને તે તેને કહેવા લાગ્યો, "શું હું એમનાથી શૌર્યમાં, રૂપમાં અને વિદ્યાભ્યાસમાં ઊણો છું, કે જેથી તેઓ મારો ઉપહાસ કરે છે? માટે મારે અવશ્ય એમનો વધ કરવો જોઇએ." એટલે તેનું જીવન ઇચ્છતી સિંહણે તેને કહ્યું,

"હે પુત્ર! તું શૂર છે, વિદ્યાવાન છે, અને દેખાવડો છે, પણ જે કુળમાં તું ઉત્પન્ન થયો છે તેમાં હાથીને હણવામાં આવતો નથી. ૪૩.

વળી તું શિયાળનો પુત્ર છે, અને મેં દયા લાવીને મારું દૂધ પાઇને તને ઉછેરેલો છે. માટે આ બે જણા તું શિયાળ છે એમ જાણે નહિ ત્યાંસુધીમાં તું ઝટ જઈને તારી જાતિમાં ભળી જા; નહિ તો આ બન્ને વડે હણાઇને તું મૃત્યુના માર્ગે જઈશ." તે વચન સાંભળીને જેનું મન ભયથી વ્યાકુળ થયું હતું એવો તે પણ ક્ષણ-વારમાં નાસી ગયો.

માટે આ રાજપૂતો તું કુંભાર છે એમ જાણે નહિ ત્યાંસુધીમાં તું પણ ઝટ ચાલ્યો જા; નહિ તો તેઓ તરફથી તું વિડંબના પામીશ." કુંભાર પણ એ સાંભળીને જલદી નાસી ગયો.

તેથી હું કહું છું કે–યુધિષ્ઠિરની જેમ સત્ય વચનથી તું આ આપત્તિમાં આવી પડચો. હે દુષ્ટ મગર! તું પણ કુંભારની પેઠે પોતાનાં વચનથી ખુલ્લો પડી ગયો. કહ્યું છે કે

મેના અને પોપટ પોતાના મુખના દોષથી બંધાય છે, પણ બગલા બંધાતા નથી; માટે મૌન એ સર્વ કાર્યને સાધનારું છે. ૪૪.

કહ્યું છે કે

વાઘના ચામડામાં ઢંકાયેલો ગધેડો સારી રીતે રક્ષા-યેલો હોવા છતાં અને દારુણ રૂપ દર્શાવતો હોવા છતાં વાણીને લીધે (વાણીના દોષથી) નાશ પામ્યો હતો." ૪૫.

મગર બોલ્યો, "એ કેવી રીતે?" વાંદરો કહેવા લાગ્યો—

## (૫) વાઘના ચામડામાં રહેલો ગધેડો[૧૪]

"કોઈ એક નગરમાં શુદ્ધપટ નામે ધોબી રહેતો હતો. તેની પાસે એક ગધેડો હતો. ઘાસ નહિ મળવાથી તે અતિદુર્બળ થઇ ગયો હતો. પછી તે ધોબીને કયાંકથી વ્યાઘ્રચર્મ મળ્યું.[૧૫] પછી તેણે વિચાર્યું, "અહો ! આ સારું થયું. આ ચામડું પહેરાવીને ગધેડાને રાત્રે ખેતરોમાં છોડી મૂકીશ, જેથી તેને વાઘ માનીને રખવાળો ખેતરની બહાર નહિ કાઢે." એમ કર્યા પછી ગધેડો રાત્રે (ખેતરોમાં) ઇચ્છાનુસાર ખડ ખાતો હતો. થોડી રાત બાકી રહે એટલે ધોબી પાછો તેને પોતાને ઘેર લઇ જતો હતો. એ પ્રમાણે સમય જતાં તે ગધેડો પુષ્ટ શરીરવાળો થયો. એને બાંધવા લઈ જતાં પણ ઘણી મહેનત પડતી હતી. પછી મદથી ઉદ્ધત એવો તે એક દિવસે દૂરથી ગધેડીનો શબ્દ સાંભળીને ઊંચે સ્વરે ભૂંકવા લાગ્યો.[૧૬] એટલે 'આ

---

૧૪. નિર્ણયસાગર પ્રેસની વાચના ૪–૭, કાળેની વાચના ૪–૫, તંત્રાખ્યાયિકા ૩-૧, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૪–૭, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૩-૧, હિતોપદેશ ૩–૨, કથાસરિત્સાગર ૧૨૧ A (પૃ. ૩૨૪), બૃહત્કથામંજરી ૧૬–૧૩, પુનર્ઘટિત પંચતંત્ર ૩–૧. તંત્રાખ્યાયિકા, દક્ષિણ ભારતીય પંચતંત્ર, કથાસરિત્સાગર અને બૃહત્કથામંજરીમાં આ કથા ત્રીજા તંત્રમાં આવતી હોઈ ઉલૂકરાજના મંત્રી ચિરજીવીના મુખમાં મૂકેલી છે. પુનર્ઘટિત પંચતંત્રમાં પણ એનો સન્દર્ભ એ પ્રમાણે જ છે. હિતોપદેશમાં આ કથા કર્પૂરદ્વીપના રાજા હિરણ્યગર્ભ હંસના મુખમાં મૂકેલી છે. વિન્ધ્યપર્વતના રાજા ચિત્રવર્ણ મયૂરનાં પક્ષીઓની સામે પોતે કેવી રીતે થયો એ વર્ણવતા, દીર્ઘમુખ નામે પોતાના મૂર્ખ અને વાચાળ દૂતને (જે બગલો છે) 'વાણીના દોષથી ગધેડો કેવી રીતે મરણ પામ્યો' એ બતાવવા હિરણ્યગર્ભ આ કથા કહે છે.

૧૫. તંત્રાખ્યાયિકા (પૃ. ૯૬) અનુસાર, કુંભારે ત્રણ રૂપિયામાં દ્વીપીનું –દીપડાનું ચામડું ખરીદ્યું હતું.

૧૬. તંત્રાખ્યાયિકા (પૃ. ૯૬), દક્ષિણ ભારતીય પંચતંત્ર (પૃ. ૪૪), હિતોપદેશ (પૃ. ૮૪), કથાસરિત્સાગર (પૃ. ૩૨૪) તથા બૃહત્કથામંજરી (પૃ. ૫૭૭) અનુસાર, ખેતરમાં કાંબળ ઓઢીને રખવાળું કરવા ઊભેલા માણસને ગધેડી ધારીને તે ભૂંકવા લાગ્યો. પુનર્ઘટિત પંચતંત્ર (પૃ. ૭૮)માં પણ એ જ પ્રમાણેનો પાઠ સ્વીકારવામાં આવેલો છે.

તો વાઘના ચામડામાં છુપાયેલો ગધેડો છે' એમ જાણીને તે ખેતરના રખવાળોએ લાકડી, પથ્થર અને બાણના પ્રહારોથી તેને મારી નાખ્યો.

તેથી હું કહું છું કે— વાઘના ચામડામાં ઢંકાયેલો ગધેડો સારી રીતે રક્ષાયેલો હોવા છતાં અને દારુણ રૂપ દર્શાવતો હોવા છતાં વાણીને લીધે (વાણીના દોષથી) નાશ પામ્યો હતો. ૪૯.

તો શું તું શ્યામલકની જેમ અતિ અપમાન સહન કરીને અર્ધચંદ્રના દાનથી—ગળચી પકડીને હાંકી મૂકવાથી જઈશ ?" મગર બોલ્યો, "એ કેવી રીતે ?" વાંદરો કહેવા લાગ્યો—

### (૬) સસરો અને તેના ચાર જમાઈ[૧૭]

"આ પૃથ્વીતલ ઉપર વિકંટક નામે નગર છે. ત્યાં ઈશ્વર નામે મહાધનિક વેપારી રહેતો હતો. અવંતીપીઠથી તેના ચાર જમાઈઓ વિકંટકપુરમાં પરોણા તરીકે આવ્યા હતા, તેમનો તેણે ભારે ગૌરવપૂર્વક ભોજનવસ્ત્રાદિથી સત્કાર કર્યો. એ પ્રમાણે તેમને ત્યાં વસતાં છ માસ થઈ ગયા. પછી ઈશ્વરે પોતાની પત્નીને કહ્યું કે, "પરમ સત્કારથી પ્રસન્ન થયેલા આ જમાઈઓ પોતાને ઘેર જતા નથી. માટે શું કહેવું ? અપમાન કર્યા વિના તેઓ નહિ જાય. માટે આજે ભોજન સમયે પગ ધોવા માટે પાણી આપવું નહિ, જેથી તેઓ અપમાન થયું જાણી ઘર ત્યજીને ચાલ્યા જશે." એ પ્રમાણે કરવામાં આવ્યું, એટલે પગ ધોવા માટે પાણી નહિ આપવા-રૂપી અપમાનથી ગર્ગ, નાનું આસન આપવાથી સોમ, અને હલકું

૧૭. કાળેની વાચના ૪–૬. નિર્ણયસાગર પ્રેસની વાચનામાં તથા બીજી કોઈ પણ પ્રાચીન પાઠપરંપરામાં આ કથા નથી, અને પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે સ્વીકારવામાં આવેલી નથી.

ભોજન આપવાથી દત્ત ચાલ્યો ગયો. એમ ત્રણે જણ ઘરનો ત્યાગ કરીને ગયા, પણ ચોથો શ્યામલક જતો નહોતો, તેને ગળચી પકડીને બહાર કાઢ્યો.

તેથી હું કહું છું કે—પગ ધોવા માટે પાણી નહિ આપવાથી ગર્ગ, નાનું આસન આપવાથી સોમ, હલકું ભોજન આપવાથી દત્ત અને અર્ધચંદ્રથી–ગળચી પકડીને હાંકી મૂકવાથી શ્યામલક ગયો. ૪૭.

તો શું હું સુથારની જેમ મૂર્ખ છું કે જાતે તારો વિકાર જોયા પછી પણ તારામાં વિશ્વાસ કરું ? કહ્યું છે કે

પોતાની દૃષ્ટિ સમક્ષ પાપ થયું હોય છતાં મૂર્ખ મનુષ્ય સામથી–સમજાવટથી શાન્ત થાય છે; સુથારે પોતાની પત્નીને તેના જાર સહિત માથે ઉપાડી હતી.” ૪૮.

મગર બોલ્યો, “એ કેવી રીતે ?” વાંદરો કહેવા લાગ્યો–

## (૭) સુથાર અને તેની વ્યભિચારિણી પત્ની[૧૮]

“કોઈ એક નગરમાં એક સુથાર રહેતો હતો. તેની પત્ની વ્યભિચારિણી હોઈ લોકો તેના ઉપર અપવાદ મૂકતા હતા. તે પણ તેની પરીક્ષા માટે વિચાર કરતો હતો કે, “મારે એનું પરીક્ષણ કેવી રીતે કરવું? અથવા એમ પરીક્ષા કરવી યોગ્ય નથી. કેમકે

---

૧૮. નિર્ણયસાગર પ્રેસની વાચના ૩–૧૧, કાળેની વાચના ૪–૭, તંત્રાખ્યાયિકા ક–૮, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩–૧૨, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૩–૮, હિતોપદેશ ૩–૬, કથાસરિત્સાગર ૧૨૧ F (પૃ. ૩૨૬–૨૭), બૃહત્કથામંજરી ૧૬–૨૯, પુનર્ઘટિત પંચતંત્ર ૩–૮. બૉમ્બે સંસ્કૃત સિરીઝ અને કાળે સિવાયની બીજી પાઠપરંપરાઓમાં, ઉલૂકરાજ અરિમર્દન અને તેના બીજા મંત્રીઓના સ્થિરજીવી વિરોના ભોળપણનો વિરોધ કરતાં ઉલૂકરાજનો મંત્રી રક્તાક્ષ આ કથા કહે છે. માત્ર હિતોપદેશમાં સન્દર્ભ જુદો છે— હિરણ્યગર્ભ હંસનો દૂત દીર્ઘમુખ નામે બગલો ચિત્રવર્ણ મયૂરના દૂત

નદીઓની, કુળોની, મહાત્મા મુનિઓની તથા સ્ત્રીઓના દુશ્ચરિતની પરીક્ષા કરવી નહિ. ૪૯. (પરાશર) મુનિએ વસુના વીર્યથી ઉત્પન્ન થયેલી માછીમારની પુત્રી(સત્યવતી)નું સેવન કર્યું હતું, અને તેથી સેંકડો ગુણોના નિવાસસ્થાનરૂપ વ્યાસ ઉત્પન્ન થયા. વધારે શું કહેવું? શ્રીમાન એવા તેમણે વેદોની વ્યવસ્થા કરી અને નાશ થવા આવેલા કુરુવંશના તેઓ જનક થયા. અહોહો! કર્મની ગતિઓ વિષમ છે. ૫૦.

કુળોની બાબતમાં કહ્યું તેના ઉદાહરણરૂપે, મહાત્મા પાંડવોની ઉત્પત્તિ પણ તપાસવા જેવી નથી, કારણ કે તેઓ ક્ષેત્રજ (એક માતામાં જુદા જુદા પુરુષોથી ઉત્પન્ન થયેલા) પુત્રો હતા. સ્ત્રીના દુશ્ચરિતની પણ જો તપાસ કરવામાં આવે તો તે સ્ત્રીઓના અનેક દોષોને પ્રકટ કરે છે. તેમજ

અગ્નિ શીતળ થાય અથવા ચંદ્ર ઉષ્ણ થાય, તથા દુર્જન હિતકારી થાય તો સ્ત્રીઓ સતીત્વવાળી હોય. ૫૧.

તો પણ લોકાપવાદ ઉપરથી, તે પવિત્ર છે કે અપવિત્ર છે, તેની તપાસ કરું. કહ્યું છે કે

જે વેદોમાં અને શાસ્ત્રોમાં જોવામાં કે સાંભળવામાં આવેલું નથી, તથા જે આ બ્રહ્માંડમાં છે તે સર્વ આ લોક જાણે છે." ૫૨.

એ પ્રમાણે વિચાર કરીને તેણે સ્ત્રીને કહ્યુ, "પ્રિયે! હું સવારે પરગામ જવાનો છું. ત્યાં મને કેટલાક દિવસ લાગશે. માટે તું મારે લાયક કંઈક ભાથું તૈયાર કર." આ સાંભળીને ચિત્તમાં હર્ષ પામેલી તેણે પણ ઉત્કંઠાથી સર્વ કાર્યોનો ત્યાગ કરીને ઘી અને સાકરવાળું અન્ન તૈયાર કર્યું. અથવા આ ખરું કહ્યું છે કે

---

પોપટને પોતાની સાથે, કર્પૂરદ્વીપમાં આવવા માટે સાનથી સમજાવે છે, પણ ચિત્રવર્ણ અને હિરણ્યગર્ભ વચ્ચે થનાર વિગ્રહમાં જેનાં વચન કારણભૂત છે એવા દીર્ઘમુખનું કહ્યું પોપટ માનતો નથી, 'અને પોતાની દૃષ્ટિ સમક્ષ પાપ થયું હોય તોપણ મૂર્ખ સામથી–સમજાવટથી શાન્ત થાય છે,' એ સૂત્રના ઉદાહરણ તરીકે બગલાને આ કથા સંભળાવે છે.

વાદળાંથી ઘેરાયેલા દિવસોમાં, ગાઢ અંધકારમાં, જેમાં મુશ્કેલીએ ચાલી શકાય એવી નગરની શેરીઓમાં, પતિ પરદેશ ગયો હોય ત્યારે વ્યભિચારિણીને પરમ સુખ થાય છે. ૫૩.

પછી સવારે ઊઠીને સુથાર પોતાના ઘરમાંથી નીકળ્યો. તેને નીકળેલો જોઈને જેનું વદન હસતું હતું એવી તેણે અંગસંસ્કાર કરીને એ દિવસ મુશ્કેલીએ પસાર કર્યો. પછી બીજે દિવસે કોઈ વિટને ઘેર જઈને તે વિનંતીપૂર્વક કહેવા લાગી કે, "મારો તે દુરાત્મા પતિ પરગામ ગયો છે, માટે આજે બધા લોકો સૂઈ જાય ત્યારે તું મારે ઘેર આવજે." એ પ્રમાણે નક્કી થયા પછી તે સુથાર અરણ્યમાં દિવસ ગાળીને રાત્રે પાછલે બારણેથી પોતાના ઘરમાં પ્રવેશ્યો, અને શય્યાની નીચે છાનોમાનો ભરાઈ રહ્યો.[૧૯] એ સમયે પેલો દેવદત્ત આવીને શયનમાં બેઠો. તે જોઈને ક્રોધે ભરાયેલા ચિત્તવાળો સુથાર વિચાર કરવા લાગ્યો, "શું ઊઠીને એને મારી નાખું? અથવા એ બન્ને ઊંઘી જાય ત્યારે તેમને રમતમાત્રમાં મારું? પણ એ સ્ત્રીનું ચરિત્ર જોઉં અને પેલાની સાથે એનો વાર્તાલાપ સાંભળું."

એ સમયે તે સ્ત્રી ઘરનું બારણું બરાબર બંધ કરીને શયન ઉપર બેઠી. તે શયન ઉપર બેઠી એ સમયે સુથારના શરીરે તેનો પગ અડચો. એટલે તેણે વિચાર્યું, "નક્કી, એ દુરાત્મા સુથાર મારી પરીક્ષા માટે અહીં આવ્યો હશે. માટે હું એને કંઈક સ્ત્રીચરિત્ર બતાવું." તે એ પ્રમાણે વિચાર કરતી હતી એવામાં દેવદત્ત તેનો સ્પર્શ કરવાને ઉત્સુક થયો. પછી તે સ્ત્રીએ હાથની અંજલિ જોડીને એને કહ્યું કે, "મહાનુભાવ! તમારે મારા ગાત્રનો સ્પર્શ ન કરવો, કારણ કે હું પતિવ્રતા અને મહાસતી છું; નહિ તો હું શાપ આપીને તમને ભસ્મસાત્ કરીશ." તે બોલ્યો, "જો એમ છે તો તું શા માટે

૧૯. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૧૦) અને કથાસરિત્સાગર (પૃ. ૩૨૭) અનુસાર, સુથાર પોતાના શિષ્યની સાથે શય્યા નીચે આવીને ભરાઈ બેઠો હતો.

મને અહીં લાવો છો ?" તે બોલી, "અરે ! એકાગ્ર મન રાખીને સાંભળો. હું આજે સવારે દેવતાદર્શન માટે ચંડિકાના મન્દિરમાં ગઈ હતી. ત્યાં આકસ્મિક આકાશવાણી થઇ કે 'પુત્રિ ! શું કરું ? તું મારી ભક્ત છે. પણ છ માસની અંદર દૈવયોગે તું વિધવા થઇશ. એટલે મેં કહ્યું, 'ભગવતિ ! તમે જેમ આ વસ્તુ જાણો છો તેમ એનો પ્રતિકાર પણ જાણો છો. તો એવો કોઈ ઉપાય છે, જેથી મારા પતિ સો વર્ષ જીવે ?' એટલે તેણે કહ્યું, 'વત્સે ! ઉપાય છે, છતાં નથી; કારણ એ પ્રતિકાર તારે અધીન છે.' તે સાંભળીને મેં કહ્યું, 'દેવિ ! એ ઉપાય મારા પ્રાણથી થઇ શકે તેમ હોય તો આદેશ કરો. હું તે કરીશ.' પછી દેવીએ કહ્યું, 'જો પરપુરુષની સાથે એક શયનમાં બેસીને તું આલિંગન કરે તો તારા પતિનું અપમૃત્યુ તેનામાં જશે, અને તારો પતિ બસો વર્ષ જીવશે.' એ કારણથી મેં તમને વિનંતી કરી હતી. માટે હવે જે કંઇ કરવાની તમારી ઇચ્છા હોય તે કરો. દેવતાનું વચન અન્યથા નહિ થાય એવો મારો નિશ્ચય છે."[૨૦]

તેનું આ વચન સાંભળીને જેના શરીરે રોમાંચ થયાં હતાં એવો તે મૂર્ખ સુથાર પણ શય્યાની નીચેથી નીકળીને તેને કહેવા લાગ્યો, "ધન્ય છે, પવિત્ર સ્ત્રી ! ધન્ય છે, પતિવ્રતા ! ધન્ય છે, કુલનન્દિનિ ! દુર્જનોનાં વચનથી જેના હૃદયમાં શંકા ઉત્પન્ન થઈ હતી એવો હું પરગામ જવાનું બહાનું કરીને આ ખાટલા નીચે છાનોમાનો છુપાઈને

૨૦. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૧૦) અને કથાસરિત્સાગર (પૃ. ૩૨૭) માં આ પ્રસંગ જુદી રીતે આપ્યો છે—સ્ત્રીનો પગ શય્યાની નીચે રહેલા સુથારને અડક્યો. તે સમયે જારે તેને પૂછ્યું કે, 'હું અને તારો પતિ એમાંથી તને કોણ પ્રિય છે ?' સ્ત્રીએ કહ્યું કે, 'તેં બરાબર પૂછ્યું. સ્ત્રીજાતિ તો હલકી છે. તેને નાક ન હોત તો અમેધ્યનું પણ ભક્ષણ કરત. મારો પતિ મને એટલો પ્રિય છે કે તેનું સહેજ પણ અકુશળ સાંભળું તો હું તુરત પ્રાણત્યાગ કરું.' આથી સુથાર પ્રસન્ન થઇ ગયો.

રહ્યો હતો. માટે આવ, મને આલિંગન આપ!" એમ કહી, તેને આલિંગન કરી, ખાંધ ઉપર બેસાડી પેલા દેવદત્તને તે કહેવા લાગ્યો, "હે મહાનુભાવ! મારા પુણ્યથી તમે અહીં આવ્યા છો. તમારી કૃપાથી મારું બસો વર્ષ જેટલું આયુષ્ય થયું છે. માટે તમે પણ મને આલિંગન કરીને મારા ખભા ઉપર બેસો." એ પ્રમાણે બોલતા તેણે, દેવદત્તની ઇચ્છા નહોતી તો પણ, તેને પરાણે ખભા ઉપર બેસાડ્યો. પછી તૂર્યના ધ્વનિ પ્રમાણે નાચતો સુથાર ઘરઘેર બારણાંમાં ફર્યો.

તેથી હું કહું છું કે—પોતાની દૃષ્ટિ સમક્ષ પાપ થયું હોય છતાં મૂર્ખ મનુષ્ય સામથી–સમજાવટથી શાન્ત થાય છે; સુથારે પોતાની પત્નીને તેના જાર સહિત માથે ઉપાડી હતી. ૫૪.

માટે હે મૂઢ! તારો વિકાર મેં જોયો છે, તેથી તું તારે ઘેર જા. અથવા તું મને વિશ્વાસમાં લેવા પ્રયત્ન કરે છે એમાં તારો દોષ નથી, કારણ કે તમારી જાતિ જ એવી સ્વભાવદુષ્ટ છે, કે જે શિષ્ટોના સંગથી પણ સૌમ્યત્વ પામતી નથી. અથવા દુષ્ટોનો એ સ્વભાવ જ હોય છે. કહ્યું છે કે

પાપી પરાક્રમવાળા દુરાત્માને સત્પુરુષો સમજાવે તો પણ તે, ઘસવામાં આવતા કોલસાની જેમ, નિર્મળતા પામતો નથી. ૫૫.

અથવા આ ખરું કહ્યું છે કે

પતિ તરીકે સૂર્ય, મેઘ, વાયુ અને પર્વતનો ત્યાગ કરીને ઊંદરડી પોતાની જાતિમાં પતિને પામી; જાતિનું (જાતિસ્વભાવનું) ઉલ્લંઘન થઇ શકતું નથી." ૫૬.

મગર બોલ્યો? "એ કેવી રીતે?" વાંદરો કહેવા લાગ્યો—

## (૮) તપસ્વી અને ઊંદરડી[૨૧]

"કોઈ નગર પાસેના તપોવનમાં શાલંકાયન નામે તપોધન મુનિ રહેતા હતા. તે ગંગામાં સ્નાન કરવા ગયા હતા. તેઓ સૂર્યોપસ્થાન કરતા હતા એ સમયે એક બાજે પોતાના તીક્ષ્ણ નખની અણીથી તે પ્રદેશમાં એક ઊંદરડી પકડી. ઊંદરડીને જોઈને કરુણાથી આર્દ્ર થયેલા હૃદયવાળા મુનિએ 'મૂક! મૂક!' એમ કરતાં બાજ ઉપર પથરો ફેંક્યો. પથરાના પ્રહારથી વ્યાકુળ થયેલી ઇન્દ્રિયોવાળો તથા જેના પંજામાંથી ઊંદરડી છૂટી ગઈ હતી એવો તે બાજ પણ પૃથ્વી ઉપર પડ્યો. ભયભીત થયેલી હોવાથી શું કરવું તે નહિ જાણતી એ ઊંદરડી પણ 'રક્ષણ કરો!' એમ બોલતી મુનિનાં ચરણમાં જઈને બેઠી. બાજ પણ ભાનમાં આવીને બોલ્યો કે, "હે મુનિ! તમે મને પથ્થર માર્યો એ ઠીક ન કર્યું. તમે શું અધર્મથી ડરતા નથી? માટે આ ઊંદરડી મને સોંપી દો, નહિ તો તમને ઘણું પાપ લાગશે." એ પ્રમાણે બોલતા તે બાજને મુનિએ કહ્યું, "હે અધમ પક્ષી! પ્રાણીઓના પ્રાણનું રક્ષણ કરવું જોઈએ, દુષ્ટોને દંડ દેવો જોઈએ, સાધુઓનું સન્માન કરવું જોઈએ, ગુરુઓની પૂજા કરવી જોઈએ, અને દેવોની સ્તુતિ કરવી જોઈએ. માટે તું અસંબદ્ધ

---

૨૧. નિર્ણયસાગર પ્રેસની વાચના ૩-૧૨, કાળેની વાચના ૪-૮, તંત્રાખ્યાયિકા ૩-૯, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩-૧૩, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૩-૯, કથાસરિત્સાગર ૧૨૧ G (પૃ. ૩૨૭), બૃહત્કથામંજરી ૧૬-૨૦, પુનર્ઘટિત પંચતંત્ર ૩-૯. હિતોપદેશમાં આ કથા નથી, પણ એને જ મળતી 'વાઘ બનેલો ઊંદર અને તપસ્વી' એ કથા ( જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૩૯ ) તેમાં છે. બન્નેનું પ્રયોજન એક છે, પણ વસ્તુ ભિન્ન છે. કાળે અને બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનાઓ સિવાયની બીજી પાઠપરંપરાઓમાં આ કથા ઉલૂકરાજ અરિમર્દનના મંત્રી રક્તાક્ષના મુખમાં મૂકેલી છે. મેઘવર્ણનો મંત્રી ચિરજીવી અરિમર્દનને કહે છે કે, 'મેઘવર્ણ સામે વેર લેવા માટે અગ્નિપ્રવેશ કરીને હું ઘુવડની યોનિ ઇચ્છું છું.' તેનો તિરસ્કાર કરીને, 'જાતિસ્વભાવ દૂર કરવો અશક્ય છે' એમ બતાવવા માટે રક્તાક્ષ આ કથા કહે છે

કેમ બોલે છે?" આજ બોલ્યો, "મુનિ! તમે સૂક્ષ્મ ધર્મ જાણતા નથી. આ જગતમાં સૃષ્ટિ રચતાંની સાથે વિધિએ સર્વ પ્રાણીઓ માટે આહાર પણ નિર્મિત કરેલો છે. એટલે જેમ તમારે માટે અન્ન તેમ અમારે માટે ઊંદરડી વગેરે નક્કી કરેલ છે. માટે આહારની ઇચ્છા રાખતા એવા મને શા માટે દૂષણ આપો છો? કહ્યું છે કે

જેને માટે જે ભક્ષ્ય નિર્મિત થયેલું છે તે તેને માટે દોષકારી નથી, અભક્ષ્ય ખાવાથી ઘણો દોષ લાગે છે; માટે ખોરાકમાં વ્યત્યય –ફેરફાર કરવો નહિ. (પ્રત્યેકને પોતાનો વિહિત ખોરાક ખાવાનો અધિકાર છે.) ૫૭. બ્રાહ્મણોને માટે જેમ મદ્ય અને મદ્યપાન કરનારાઓ માટે જેમ હવિ, ભક્ષ્ય હોવા છતાં અભક્ષ્ય થાય છે, તેમ હે બ્રાહ્મણ! બીજાઓની બાબતમાં પણ સમજવું. ૫૮. ભક્ષ્ય વસ્તુ ખાનારાનું શ્રેય થાય છે, અને અભક્ષ્ય ખાનારાને મોટું પાપ લાગે છે; માટે મને વૃથા આચારવાળા તરીકે શિક્ષા કરવાને તમે કયી રીતે યોગ્ય છો? ૫૯.

વળી મુનિઓનો આ ધર્મ નથી, કેમ કે તેઓ જોયું ન જોયું કરવું અને સાંભળ્યું ન સાંભળ્યું કરવું તેની, તથા અલોભતા અને અશઠતાની પ્રશંસા કરે છે. કહ્યું છે કે

મુનિ શત્રુ અને મિત્ર ઉપર સમભાવ રાખે છે, માટી પથ્થર અને લોઢું એ ત્રણેને સરખાં ગણે છે, સ્નેહી અને મિત્રોની બાબતમાં ઉદાસીન રહે છે, તથા શત્રુઓ અને મિત્રોને વિષે તટસ્થ રહે છે. ૬૦. સદાચારનો વિચાર કરનારા તથા દોષરહિત એવા સાધુ પુરુષોમાં જે સાધુ અને પાપી બન્ને ઉપર સમદૃષ્ટિ રાખે છે તે વિશિષ્ટ ગણાય છે. ૬૧.

યોગીએ એકાન્તમાં બેસીને પોતાની જાતને યોજવી જોઇએ– ચિત્તવૃત્તિનો નિરોધ કરવો જોઈએ.

માટે તમે આ કર્મ વડે તપથી ભ્રષ્ટ થયા છો. કહ્યું છે કે

'મૂકી દે! મૂકી દે!' એમ કહેવાથી એક અને 'મૂકીશ નહિ!' એમ કહેવાથી બીજો તપથી ભ્રષ્ટ થયો; આ પ્રમાણે બન્નેનું પતન જોઈને (ત્રીજાએ માન્યું કે) મૌન જ સર્વ કાર્યને સિદ્ધ કરનાર છે." ૬૨.

શાલંકાયન બોલ્યા, "એ કેવી રીતે?" બાજ કહેવા લાગ્યો—

## (૯) મૌન એ જ કાર્યસાધક છે[૨૨]

"કોઈ એક નદીના તટ ઉપર એકત, દ્વિત અને ત્રિત નામના ત્રણ મુનિ ભાઈઓ તપ કરતા હતા. તેઓના તપના પ્રભાવથી સ્નાન સમયે પાણીથી ભીનાં થયેલાં તેમનાં ધોયેલાં ધોતિયાં પૃથ્વીનો સ્પર્શ થવાના ભયથી આકાશમાં જ અદ્ધર રહેતાં હતાં–સુકાતાં હતા. એક દિવસે કોઈ એક ગીધે, મારી જેમ, એક દેડકીને બળાત્કારે ઉપાડી. પછી તેને પકડેલી જોઈને, તેઓ પૈકી મોટા ભાઈએ કરુણાથી આર્દ્ર હૃદયવાળા બની કહ્યું, "મૂકી દે! મૂકી દે!" તે સમયે તેનું ધોયેલું ધોતિયું આકાશમાંથી ભૂમિ ઉપર પડી ગયું. તેને પડેલું જોઈને, (પોતાનું ધોતિયું) પડવાના ભયથી ડરેલા બીજાએ 'મૂકીશ નહિ, મૂકીશ નહિ!' એમ કહ્યું, એટલે તેનું ધોતિયું પણ ભૂમિ ઉપર પડ્યું. પછી બન્નેનાં ધોયેલાં ધોતિયાં ભૂમિ ઉપર પડેલાં જોઈને ત્રીજો મૌન રહ્યો.

તેથી હું કહું છું કે–'મૂકી દે! મૂકી દે!' એમ કહેવાથી એક, અને 'મૂકીશ નહિ!' એમ કહેવાથી બીજો તપથી ભ્રષ્ટ થયો; આ પ્રમાણે બન્નેનું પતન જોઈને (ત્રીજાએ માન્યું કે) મૌન જ સર્વ કાર્યને સિદ્ધ કરનાર છે." ૬૩.

તે સાંભળીને મુનિએ હસીને કહ્યું, "હે મૂર્ખ પક્ષી! સત્યયુગમાં એ ધર્મ હતો, કેમકે સત્યયુગમાં પાપીની સાથે વાત કરવાથી પણ પાપ લાગતું. એથી અશિષ્ટ પ્રાણીની સાથે વાત કરવાથી

૨૨. કાળેની વાચના ૪-૯. નિર્ણયસાગર પ્રેસની વાચનામાં તથા બીજી કોઈ પાઠપરંપરામાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

ધોયેલાં ધોતિયાં નીચે પડ્યાં હતાં, સજ્જન ઉપર અપવાદ મૂકવાના દોષથી નહિ. પણ આ કલિયુગ છે. એમાં તો સર્વેય પાપી છે, માટે કર્મ કર્યા વિના પાપ લાગતું નથી. કહ્યું છે કે

બીજા યુગોમાં મનુષ્યોનાં પાપો એકમાંથી બીજામાં સંચાર કરે છે, પણ પાપમય એવા કલિયુગમાં જે પાપ કરે છે તે જ તેનાથી લેપાય છે. ૬૪.

તેમજ

તેલનું બિન્દુ જેમ પાણીમાં પ્રસરે છે તેમ, સત્યયુગમાં (પાપીની સાથે) બેસવાથી, સૂવાથી, ચાલવાથી, અને સંગ તથા ભોજન કરવાથી પાપનો સંચાર થાય છે. ૬૫.

માટે વૃથા પ્રલાપ શું કામ કરે છે? તું ચાલ્યો જા, નહિ તો તને શાપ આપીશ." પછી બાજ ગયો, એટલે ઊંદરડીએ તે મુનિને કહ્યું, "ભગવન્! મને તમારા નિવાસસ્થાને લઈ જાઓ, નહિ તો બીજો કોઇ દુષ્ટ પક્ષી મારો નાશ કરશે. માટે હું ત્યાં તમારા આશ્રમમાં જ તમે આપેલી અન્નની મૂઠી ખાઇ સમય ગાળીશ." દાક્ષિણ્યને કારણે કરુણાયુક્ત એવા તે મુનિએ પણ વિચાર્યું, "લોકોમાં હાસ્ય કરાવનાર આ ઊંદરડીને હાથમાં લઈને કેવી રીતે જાઉં? માટે એને કુમારિકા બનાવીને લઈ જાઉં." એ પ્રમાણે મુનિએ તેને કન્યકા બનાવી.

એ પ્રમાણે કર્યા પછી તે મુનિને જોઈને તેમની પત્ની પૂછવા લાગી, "ભગવન્! આ કન્યા ક્યાંથી આવી?" તે બોલ્યા, "બાજના ભયને કારણે શરણ ઇચ્છતી આ ઊંદરડીને કન્યારૂપે તારે ઘેર લાવ્યો છું, માટે તારે એનું યત્નપૂર્વક રક્ષણ કરવું. હું એને ફરી પાછી ઊંદરડી બનાવીશ." તે બોલી, "ભગવન્! એમ ન કરશો. તમે એના ધર્મપિતા છો. કહ્યું છે કે

જનક, જનોઈ આપનાર, વિદ્યા ભણાવનાર, અન્નદાતા અને ભયમાંથી રક્ષણ કરનાર–એ પાંચને પિતા કહેલા છે. ૬૬.

તો તમે એને પ્રાણ આપ્યા છે. મારે પણ સંતાન નથી, તેથી એ મારી પુત્રી થશે."

એ પ્રમાણે નક્કી થયા પછી એ કન્યા શુક્લપક્ષની ચંદ્રકલાની જેમ નિત્ય વૃદ્ધિ પામવા લાગી. પત્ની સહિત એ મુનિની સેવા કરતી તે યુવાવસ્થામાં આવી. પછી યૌવનોન્મુખ એવી તેને જોઈને શાલંકાયને પોતાની પત્નીને કહ્યું, "પ્રિયે! આ કન્યા યૌવનોન્મુખ થઈ છે. હવે મારા ઘરમાં રહેવાને તે યોગ્ય નથી. કહ્યું છે કે

જેના ઘરમાં અપરિણીત કન્યા રજસ્વલા થાય છે તેના પિતૃઓ, સ્વર્ગમાં રહેલા હોય તો પણ, એ દોષને કારણે નીચે પડે છે. ૬૭.

માટે કોઈ શ્રેષ્ઠ વરને એનું દાન કરવું જોઈએ. કહ્યું છે કે

કન્યા (સુન્દર) વરને ઇચ્છે છે, માતા તેના ધનને (અર્થાત્ કન્યા માટે ધનવાન વરને) ઇચ્છે છે, અને પિતા જ્ઞાનને (અર્થાત્ ભણેલાગણેલા વરને) ઇચ્છે છે, સગાંસંબંધીઓ કુળને (અર્થાત્ કુળવાન વરને) ઇચ્છે છે, અને બીજા લોકો મિષ્ટાન્ન ઇચ્છે છે. ૬૮.

તેમજ

કન્યા જ્યાંસુધી લજ્જા પામતી નથી, ધૂળમાં રમે છે, અને ગાયોના માર્ગમાં ઊભી રહે છે ત્યાંસુધીમાં તેને પરણાવી દેવી. ૬૯. કન્યાને રજસ્વલા જોઈને માતા, પિતા અને મોટો ભાઈ એ ત્રણે નરકમાં જાય છે. ૭૦.

તેમજ

કુલ, શીલ, વડીલો, વિદ્યા, ધન, શરીર અને વય—એ સાત ગુણોની પરીક્ષા કરીને ડાહ્યા માણસોએ કન્યા આપવી; બીજાં વાનાંનો વિચાર કરવો નહિ. ૭૧.

વળી

દૂર વસનારા, વિદ્યા વિનાના, મોક્ષધર્મને અનુસરનારા, શૂરાઓ, અને નિર્ધનોને ડાહ્યા માણસોએ કન્યા આપવી નહિ. ૭૨.

માટે જો એને રુચતું હોય તો ભગવાન આદિત્યને બોલાવીને તેમને એનું દાન કરું. કહ્યું છે કે

રૂપાળો હોય છતાં, જે વર કન્યાને ગમતો ન હોય તેને શ્રેય ઇચ્છતા મનુષ્યે કન્યા આપવી નહિ." ૭૩.

તે બોલી, "એ વિષયમાં શો દોષ છે? એમ કરો." પછી મુનિએ સૂર્યનું આવાહન કર્યું, એટલે તે જ ક્ષણે આવીને સૂર્યે કહ્યું, "ભગવન્! તમે મને શા માટે બોલાવ્યો છે તે ઝટ કહો." ઋષિ બોલ્યા, "આ મારી કન્યા જો તમને વરે તો તેની સાથે વિવાહ કરો." એમ કહીને તેમણે એ કન્યાને ભગવાન સૂર્ય બતાવ્યા, અને કહ્યું, "પુત્રિ! આ ભગવાન ત્રૈલોક્યદીપ તને ગમે છે?" તે બોલી, "તાત! આ તો અતિ તાપકારી છે, માટે તેમને હું ઇચ્છતી નથી. એમના કરતાં પણ જે કોઇ ચઢિયાતો હોય તેને બોલાવો." પછી તેનું એ વચન સાંભળીને સૂર્યે પણ તેને ઊંદરડી જાણીને તેનામાં નિઃસ્પૃહ થઇને કહ્યું, "ભગવન્! મારા કરતાં પણ ઉત્તમ મેઘ છે, જેનાથી હું છવાઇ જાઉં છું એટલે મારું નામ પણ જાણવામાં આવતું નથી." પછી મુનિએ મેઘને બોલાવ્યો (અને કન્યાને પૂછ્યું), "આ તને ગમે છે?" તેણે મુનિને કહ્યું કે, "મેઘ કરતાં પણ શ્રેષ્ઠને મારું દાન કરો." પછી મુનિએ મેઘને પૂછ્યું, "અરે! તારા કરતાં અધિક કોઇ છે?" તેણે કહ્યું કે, "મારા કરતાં અધિક વાયુ છે, વાયુના ઝપાટાથી મારા હજારો ટુકડા થઇ જાય છે." તે સાંભળી મુનિએ વાયુને બોલાવ્યો, અને કન્યાને કહ્યું, "આ ઉત્તમ વાયુ તને ગમે છે?" તે બોલી, "તાત! આ પ્રબલ હોવા છતાં ચંચળ છે, માટે એના કરતાંયે અધિક શ્રેષ્ઠ હોય તેને બોલાવો." મુનિએ કહ્યું, "હે વાયુ! તારા કરતાં પણ અધિક કોઇ છે?" તેણે કહ્યું, "મારા કરતાં પણ અધિક પર્વતો છે, જેઓ અમો બળવાનને પણ રુંધીને રોકી રાખે છે." પછી મુનિએ પર્વતને બોલાવીને કન્યાને બતાવ્યો (અને પૂછ્યું), "પુત્રિ! તને આ પર્વતને આપું?"

તે બોલી, "તાત! આ તો કઠણ શરીરવાળો છે, માટે બીજાને આપો." પછી મુનિએ પર્વતને પૂછ્યું કે, "હે પર્વતરાજ! તારા કરતાં અધિક કોઈ છે?" તે બોલ્યો, "મારા કરતાં પણ અધિક ઊંદરો છે, જેઓ અમારા દેહને ચારે બાજૂથી બળપૂર્વક ખોદી નાખે છે." તે સાંભળીને મુનિએ ઊંદરને બોલાવીને કન્યાને બતાવ્યો (અને પૂછ્યું), "પુત્રિ! આ મૂષકરાજ તને ગમે છે? જો ગમતો હોય તો યથોચિત કરું." તે પણ તેને જોઈને 'આ મારી જાતિનો છે' એમ માનીને શરીરે રોમાંચિત થઈને બોલી, "તાત! મને ઊંદરડી બનાવીને આ ઊંદરને આપો, જેથી મારી જાતિને યોગ્ય ગૃહસ્થધર્મનો હું અનુભવ કરું." તે સાંભળીને સ્ત્રીધર્મમાં વિચક્ષણ તે મુનિએ તેને ઊંદરડી બનાવીને ઊંદરને આપી.[૨૩] અથવા આ ખરું કહ્યું છે કે

સ્ત્રીઓ અભીષ્ટ વરની જેટલી ઇચ્છા રાખે છે તેટલી ઇચ્છા સુવર્ણની, રત્નોની તથા રાજવૈભવની પણ રાખતી નથી. ૭૪.

**માટે જેવી રીતે એ ઊંદરડી દેવપદનો ત્યાગ કરીને પોતાની જાતિના દોષથી નીચની સંગતિને પામી, તેવી રીતે તું પણ મારા સમાગમમાં આવેલો હોવા છતાં અને મેં સ્નેહથી તારો સ્વીકાર કરેલો હોવા છતાં તારી જાતિના ધર્મને લીધે દુષ્ટ બન્યો.**

**તેથી હું કહું છું કે—પતિ તરીકે સૂર્ય, મેઘ, વાયુ અને પર્વતનો ત્યાગ કરીને ઊંદરડી પોતાની જાતિમાં પતિને પામી; જાતિનું (જાતિસ્વભાવનું) ઉલ્લંઘન થઈ શકતું નથી. ૭૫.**

---

૨૩. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૧૩), કથાસરિત્સાગર (પૃ. ૪૨૭) અને બૃહત્કથામંજરી (પૃ. ૫૮૨) અનુસાર–કન્યાને વરનાર ઊંદરે મુનિને એમ કહ્યું કે, 'આ મારા દરમાં કેવી રીતે પ્રવેશ કરશે?' આથી મુનિએ પોતાના તપોબળથી કન્યાને પાછી ઊંદરડી બનાવી દીધી.

માટે હે મૂર્ખ ! તારા જેવા બીજા પણ જે સ્ત્રીલુબ્ધ અને સ્ત્રીજિત હોય છે તેઓ સ્ત્રીને ખાતર પોતાના કાર્યનો, વૈભવનો અને મિત્રનો ત્યાગ કરે છે. કહ્યું છે કે

જે મારાથી નિત્ય ઉદ્વેગ પામતી હતી તે આજે મને આલિંગન આપે છે. હે પ્રિયકારક! તારું ભલું થાઓ; મારું જે કંઇ છે તે તું લઇ જા.” ૭૬.

મગર બોલ્યો, “એ કેવી રીતે ?” વાંદરો કહેવા લાગ્યો—

## (૧૦) વૃદ્ધ વણિક અને તેની તરુણ પત્ની[૨૪]

“ કોઈ એક નગરમાં કામાર્ત નામનો મહાધનિક વૃદ્ધ વણિક રહેતો હતો. પત્ની મરણ પામતાં કામાતુર ચિત્તવાળા તેણે ઘણું ધન આપીને કોઈ નિર્ધનની પુત્રી સાથે વિવાહ કર્યો હતો. પછી દુ:ખી થયેલી એ સ્ત્રી તે અત્યંત વૃદ્ધ પતિની સામે પણ જોઈ શકતી નહોતી. અથવા આ ખરું કહ્યું છે કે

---

૨૪. નિર્ણયસાગર પ્રેસની વાચના ૩-૮, કાળેની વાચના ૪-૧૦, તંત્રાખ્યાયિકા (એક પ્રતમાં) ૩-૬, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩-૯, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૩-૬, હિતોપદેશ ૧-૫, કથાસરિત્સાગર ૧૨૧ D (પૃ. ૭૨૬), બૃહત્કથામંજરી ૧૬-૨૭, પુનર્ઘટિત પંચતંત્ર ૩-૬. કાળેની વાચના અને હિતોપદેશ સિવાયની અન્ય પાઠપરંપરાઓમાં આ કથા ઉલૂકરાજના મંત્રી દીપ્તાક્ષના (અથવા દીપ્તનયન અથવા રૌદ્રાક્ષ, અથવા તંત્રા૦ પ્રમાણે વક્રનાસના) મુખમાં મૂકેલી છે. શરણાગત ચિરજીવીની અવધ્યતાનું પ્રતિપાદન કરતાં મંત્રી કહે છે કે–‘ચોર પણ ઉપકારી હોય તો તેનું શ્રેય ચિંતવવામાં આવે છે તો પછી શરણાગતનું કેમ નહિ ?’ અને પછી એના ઉદાહરણરૂપે આ કથા કહે છે. હિતોપદેશમાં આ વાર્તા ‘પરિવ્રાજક અને ઉંદર’ની ઉપકથા તરીકે આવે છે. અન્ન લેવા માટે ઊંચે કૂદતા ઉંદરને જોઇને તેનું કારણ વિચારતાં મહેમાન તરીકે આવેલો પરિવ્રાજક કહે છે કે, ‘વૃદ્ધ પતિને યુવાન પત્ની ગાઢ આલિંગન કરે છે એનું કંઇ કારણ હોવું જોઇએ.’ અને પછી તે

પુરુષોને માટે પરાભવના પરમ સ્થાનરૂપ એવા, માથા ઉપર ઊગેલા ધોળા વાળ જોઈને તરુણ સ્ત્રીઓ, જેના ઉપર હાડકાંના ટુકડા પડેલા હોય છે એવા ચાંડાલના કૂવાની જેમ, તેમનો ત્યાગ કરીને દૂર ચાલી જાય છે. ૭૭.

તેમજ

ગાત્ર સંકોચ પામે છે, ગતિ શિથિલ થાય છે, દાંત નાશ પામે છે, આંખો ભમે છે, રૂપનો હ્રાસ થાય છે, અને મુખમાંથી લાળ પડે છે, બંધુજનો પણ કહેલું કરતાં નથી, પત્ની સેવા કરતી નથી, અને હા! કષ્ટની વાત છે કે ઘડપણથી હારી ગયેલા પુરુષનું પુત્રો અપમાન કરે છે. ૭૮.

હવે, એક વાર તે સ્ત્રી તેની સાથે એક શયનમાં અવળું મુખ કરીને સૂઈ રહેલી હતી, તે સમયે તેના ઘરમાં ચોર આવ્યો. ચોરને જોઈને ભયથી વ્યાકુળ થયેલા મનવાળી તે સ્ત્રીએ પણ વૃદ્ધને આલિંગન આપ્યું. વિસ્મયથી જેનાં સર્વ ગાત્રો રોમાંચિત થયાં છે એવો તે પણ વિચાર કરવા લાગ્યો, "શા માટે આ મને આજે આલિંગન કરે છે? અહો! આ તો આશ્ચર્યની વાત છે!" પછી તેણે ધારીને જોયું તો અંદર પ્રવેશેલો ચોર ખૂણામાં એક સ્થળે ઊભો હતો. પછી તેણે વિચાર્યું, "નક્કી, આ સ્ત્રી ચોરના ભયથી મને આલિંગન કરે છે." એ જાણીને તેણે ચોરને કહ્યું,

---

આ કથા કહે છે. અલબત, હિતોપદેશમાંની કથાનું પંચતંત્ર સાથે અર્ધું જ સામ્ય છે. એમાં ચોર તો મુદ્દલ આવતો જ નથી. વૃદ્ધ વાણિયાની યુવાન પત્ની પોતાના જારની સાથે બેઠી હતી તે સમયે પતિને આવતો જોઇ તે એકાએક ઊઠી અને પતિને ગાઢ આલિંગન કર્યું, એટલે તેનો લાભ લઇને જાર નાસી ગયો. તેને અનિષ્ટ પતિને આલિંગન કરતી જોઈ એક વૃદ્ધ કુટ્ટનીએ વિચાર્યું કે, 'આમાં કોઇ ગુપ્ત કારણ હોવું જોઇએ.' પછી ખરું કારણ જાણીને તેણે તે સ્ત્રીને ગુપ્ત દંડથી દંડી (હિતોપદેશ, પૃ. ૨૫-૨૭).

આમ પંચતંત્ર અને હિતોપદેશમાંની વાર્તા વચ્ચે ભેદ છે ખરો, પણ તે હિતોપદેશમાંની કથાને જુદી વાર્તા ગણી શકાય એટલો મૂળભૂત નથી.

"જે મારાથી નિત્ય ઉદ્વેગ પામતી હતી તે આજે મને આલિં-ગન આપે છે; હે પ્રિયકારક! તારૂં ભલું થાઓ; મારું જે કંઈ છે તે તું લઈ જા." ૭૯.

ઘરમાંથી નીકળતા ચોરને ફરી વાર પણ તેણે કહ્યું, "હે ચોર! તારે નિત્ય રાત્રે આવવું. મારો આ વૈભવ તારો છે. તેથી હું કહું છું કે—

જે મારાથી નિત્ય ઉદ્વેગ પામતી હતી તે આજે મને આલિંગન આપે છે; હે પ્રિયકારક! તારું ભલું થાઓ; મારું જે કંઇ છે તે તું લઈ જા." ૮૦.

વધારે શું કહેવું? તે લોલુપે પોતાનું સર્વ ધન ચોરને આપી દીધું.

તેં પણ એવું જ કર્યું છે." પછી વાંદરાની સાથે એ રીતે વિવાદ કરતા મગરને કોઇ જલચરે આવીને કહ્યું, "હે મગર! અનશન કરીને બેઠેલી તારી પત્ની તને આવતાં મોડું થવાથી, પ્રણયનો અનાદર થયો સમજી મરણ પામી છે." એ સાંભળીને મનમાં અત્યંત વ્યાકુળ થયેલો તે પણ વિચાર કરવા લાગ્યો, "અહો! હું મંદભાગ્યને આ શું થયું? કહ્યું છે કે

ઘરને ઘર કહેવાતું નથી, પણ ગૃહિણી ઘર કહેવાય છે; ગૃહિણી વિનાનું ઘર વનથી પણ ભૂંડું છે. ૮૧. ઝાડની નીચે પણ જ્યાં વહાલી સ્ત્રી બેઠી હોય તે ઘર છે; તેના વિનાનો પ્રાસાદ પણ અરણ્ય સમાન ગણેલો છે. ૮૨.

તેમજ

જેના ઘરમાં માતા નથી અને મીઠું બોલનારી પત્ની નથી તેણે અરણ્યમાં જવું; કેમકે એને માટે જેવું ઘર છે તેવું અરણ્ય છે." ૮૩.

(પછી તે બોલ્યો,) "મિત્ર! મેં તારો અપરાધ કર્યો છે તેની ક્ષમા કર. હવે હું તેના વિયોગથી અગ્નિપ્રવેશ કરીશ." તે સાંભળીને વાંદરો હસીને બોલ્યો, "અરે! મેં પહેલાં જ જાણ્યું હતું કે તું સ્ત્રીજિત અને સ્ત્રીને વશ થયેલો છે, પણ હવે મને એ બાબતમાં ખાત્રી થઈ છે. તો હે મૂઢ! આનંદ કરવો જોઇએ ત્યારે તું વિષાદ કેમ પામ્યો? એવી કુભારજા મરણ પામી તેથી તો ઉત્સવ કરવો યોગ્ય છે. કહ્યું છે કે

જે પત્ની દુષ્ટ ચરિતવાળી અને સતત કલહપ્રિય હોય તેને વિદગ્ધ મનુષ્યોએ પત્નીના રૂપમાં દારુણ જરા જાણવી. ૮૪. માટે આ જગતમાં જે પોતાનું સુખ ઇચ્છતો હોય તેણે સર્વ પ્રયત્નથી સર્વ સ્ત્રીઓના નામનો પણ ત્યાગ કરવો. ૮૫. મિથ્યા જ્ઞાનથી નિતમ્બિની સ્ત્રીને રમ્ય જાણીને જેઓ તેની પાસે જાય છે એવા કયા મનુષ્યો, જ્વાળામાં પતંગિયાની જેમ, નાશ પામતા નથી? ૮૬. યુવાન સ્ત્રીઓ, ચણોઠીની જેમ, સ્વાભાવિક રીતે જ, અંદરથી વિષમય અને બહારથી મનોહર હોય છે. ૮૭. તેમના અંતરમાં જે હોય છે તે જીભ ઉપર હોતું નથી, જે જીભ ઉપર હોય છે તે તેઓ બહાર પાડતી નથી–બોલતી નથી, અને જે બોલે છે તે કરતી નથી; સ્ત્રીઓનું ચરિત્ર વિચિત્ર છે. ૮૮. દંડથી તાડન કરવા છતાં અને શસ્ત્રોથી ટુકડા કર્યા છતાં તેમજ વસ્તુઓ ભેટ આપવાથી અને પ્રશંસા કરવાથી પણ સ્ત્રીઓ વશમાં આવતી નથી. ૯૦. એ વાત રહેવા દો; સ્ત્રીઓનાં બીજાં દુષ્ટ કાર્યની શા માટે વાત કરવી? ઉદરમાં ધારણ કરેલા પોતાના પુત્રને પણ તેઓ મારી નાખે છે. ૯૧. મૂર્ખ

મનુષ્ય રુક્ષ એવી યુવતિમાં સ્નેહસંભારની, કઠોર એવી તેનામાં મૃદુતાની અને નીરસ એવી તેનામાં રસની કલ્પના કરે છે." ૯૨.

મગર બોલ્યો, "અરે! ભલે એમ હશે. પણ હવે હું શું કરું? આ તો બે અનર્થ ઉત્પન્ન થયા. એક મારું ઘર ભાંગ્યું, અને બીજું તારા જેવા મિત્રથી મન જુદું પડયું. અથવા જેમની ચિત્તવૃત્તિ દૈવયોગે કુંઠિત થયેલી હોય છે તેમની બાબતમાં આવું થાય છે. કહ્યું છે કે

જેટલી મારી ચતુરાઇ છે તેના કરતાં તારી બમણી છે, પણ તારે જાર કે પતિ બેમાંથી એકે રહ્યો નહિ; હે નગ્ન સ્ત્રી! હવે તું શું જુએ છે?"

વાંદરો બોલ્યો, "એ કેવી રીતે?" મગર કહેવા લાગ્યો–

### (૧૧) જાર વડે છેતરાયેલી પુંશ્ચલી[૨૫]

"કોઇ એક નગરમાં એક ખેડૂત અને તેની સ્ત્રી રહેતાં હતાં. પતિ વૃદ્ધ હોવાથી એ ખેડૂતની પત્નીનું ચિત્ત સદાકાળ અન્યમાં ચોંટેલું રહેતું હતું અને તે ઘરમાં સ્થિર થઇને બેસતી નહોતી; કેવળ પરપુરુષને શોધતી ભમ્યાં કરતી હતી. એક દિવસ બીજાના ધનનું હરણ કરનાર કોઇ ધુતારાએ તેને જોઇ અને એકાન્તમાં કહ્યું કે, "સુભગે! મારી પત્ની મરણ પામી છે, અને તારાં રૂપલાવણ્યનું દર્શન થતાં હું કામબાણથી પીડાયો છું. માટે મને રતિદક્ષિણા આપ." પછી તે બોલી, "હે સુભગ! જો એમ હોય, તો મારા પતિ પાસે ઘણું ધન છે. વૃદ્ધાવસ્થાને લીધે તે ચાલવાને અસમર્થ છે, તેથી તે ધન લઇને હું આવું છું. પછી તારી સાથે અન્યત્ર જઇને યથેચ્છ

૨૫. નિર્ણયસાગર પ્રેસની વાચના ૪-૮, કાળેની વાચના ૪-૧૨, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૪-૮. આ સિવાયની અન્ય પ્રાચીન પાઠપરંપરાઓમાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

રતિસુખ અનુભવીશ." તે બોલ્યો, "મને પણ એ ગમે છે. પ્રભાતમાં તું આ સ્થાને આવજે, જેથી કોઈ સારા નગરમાં જઈને તારી સાથે જીવલોકનું સુખ અનુભવીશ." તે પણ 'ભલે' એ પ્રમાણે એ વસ્તુ કબૂલ કરીને હસતે મુખે પોતાને ઘેર ગઈ. રાત્રે પતિ ઊંઘી ગયો એટલે તેનું સર્વ ધન લઈને પ્રભાતમાં પેલાએ કહ્યું હતું તે સ્થાને આવી. ધૂર્ત પણ તેને આગળ કરીને સત્વર ગતિએ દક્ષિણ દિશામાં ચાલ્યો.

બે યોજન ચાલ્યા પછી આગળ માર્ગમાં નદી આવેલી જોઈને ધૂર્તે વિચાર્યું, "યૌવનના અંતમાં રહેલી આ સ્ત્રીને હું શું કરીશ? કદાચ પાછળથી પણ કોઈ આવી પહોંચશે. માટે માત્ર ધન લઈને ચાલ્યો જાઉં." એ પ્રમાણે નિશ્ચય કરીને તેણે તેને કહ્યું, "પ્રિયે! આ નદી ઊતરવી મુશ્કેલ છે, માટે સર્વ ધન હું સામે પાર મૂકીને આવું, એટલે પછી તને એકલીને સુખપૂર્વક મારી પીઠ ઉપર બેસાડીને લઈ જાઉં." તે બોલી, "ભદ્ર! એમ કર." એમ કહીને તેણે તેને સર્વ ધન આપ્યું. પછી તે ધૂર્તે કહ્યું, "પ્રિયે! તારું પહેરેલું વસ્ત્ર પણ આપ, જેથી તું પાણીમાં નિઃશંકપણે આવી શકે." તેણે એ પ્રમાણે કર્યું, એટલે પછી ધન લઈને એ ધૂર્ત પોતાના ઇચ્છિત પ્રદેશમાં ચાલ્યો ગયો.

પેલી સ્ત્રી પણ કંઠ ઉપર પોતાના બન્ને હાથ મૂકીને નદીના કિનારે ઉદ્વેગ કરતી ઊભી રહી હતી. એ સમયે પોતાના મોંમાં જેણે માંસનો પિંડ લીધો હતો એવી કોઈ શિયાલણી ત્યાં આવી. પછી નદીના તીરે જુએ છે તો એક મોટો મત્સ્ય પાણીમાંથી નીકળીને બહાર આવ્યો હતો. તેને જોઈને માંસપિંડ છોડી દઈને એ શિયાલણી તેના તરફ દોડી. એ સમયે એક ગીધ એ માંસપિંડ જોઈને, તે ઉપાડીને આકાશમાં ઊડી ગયો. મત્સ્ય પણ શિયાલણીને જોઈને નદીમાં પેસી ગયો. પછી જેનો શ્રમ વ્યર્થ થયો હતો એવી તથા ગીધ તરફ જોતી એ શિયાલણીને એ દેવદત્તાએ સ્મિત કરીને કહ્યું,

"ગીધે માંસનું હરણ કર્યું અને મત્સ્ય પણ પાણીમાં પેસી ગયો; મત્સ્યના માંસથી ભ્રષ્ટ થયેલી હે શિયાલણી! હવે તું શું જુએ છે? ૯૩.

તે સાંભળીને ક્રોધ પામેલી શિયાલણીએ કહ્યું,

"જેટલી મારી ચતુરાઈ છે તેના કરતાં તારી બમણી છે, પણ તારે જાર કે પતિ એમાંથી એકે રહ્યો નહિ; હે નગ્ન સ્ત્રી! હવે તું શું જુએ છે?" ૯૪.

એ પ્રમાણે મગર કહેતો હતો એવામાં બીજા જળચરે આવીને તેને નિવેદન કર્યું, "અરે! બીજા મોટા મગરે તારું જે ઘર હતું તે કબજે કર્યું છે." એ સાંભળીને મનમાં દુઃખ પામેલો તે એને ઘરમાંથી કાઢવાનો ઉપાય વિચારતો બોલ્યો, "અહો! મારું દૈવ તો જુઓ!

મિત્ર શત્રુ થયો, વળી મારી પ્રિયા મરણ પામી, અને ઘર બીજાએ દબાવી દીધું; હવે શું થશે? ૯૫.

અથવા 'છિદ્રોમાં ઘણા અનર્થો ઉત્પન્ન થાય છે" એ યોગ્ય કહ્યું છે.

માટે એની સાથે યુદ્ધ કરું? કે સામથી જ સમજાવીને ઘરમાંથી બહાર કાઢું? અથવા ભેદ કે દાનનો પ્રયોગ કરું? અથવા આ વાનર મિત્રને જ પૂછું. કહ્યું છે કે

પૂછવા યોગ્ય અને હિતૈષી એવા વડીલોને પૂછીને જે કાર્ય કરે છે તેને કોઇ પણ કામમાં વિઘ્ન ઉત્પન્ન થતું નથી. ૯૬.

એ પ્રમાણે વિચારીને જાંબુના ઝાડ ઉપર બેઠેલા વાંદરાને તેણે ફરી વાર પૂછ્યું, "હે મિત્ર! મારી મંદભાગ્યતા

તો જો, કે હવે બીજા બળવાન મગરે મારું ઘર પણ દબાવી પાડ્યું છે; માટે હું પૂછું છું. કહે, હું શું કરું ? સામ આદિ ઉપાયોમાંથી આ કયા ઉપાયનો વિષય છે ?" વાંદરો બોલ્યો, "હે કૃતઘ્ન ! મેં નિષેધ કર્યા છતાં તું શા માટે ફરી ફરી મારી પાછળ આવે છે ? તું કે જે મૂર્ખ છે તેને હું ઉપદેશ નહિ આપું. કારણ કહ્યું છે કે

ગમે તેવા મનુષ્યને ઉપદેશ આપવો નહિ; મૂર્ખ વાંદરાએ સુઘરીને ઘર વિનાની બનાવી દીધી હતી તે જો." ૯૭.

મગર બોલ્યો, "એ કેવી રીતે ? વાંદરો કહેવા લાગ્યો—

## (૧૨) સુઘરી અને વાંદરો[૨૬]

"કોઈ એક અરણ્યમાં ઝાડની શાખા ઉપર માળો બાંધીને પક્ષીનું એક જોડું રહેતું હતું. હવે, એક વાર માઘ માસમાં[૨૭] થયેલી અકાળવૃષ્ટિની ઝાપટમાં આવેલો તથા વેગવાળા પવનથી જેનું શરીર કંપતું હતું એવો એક વાંદરો તે જ વૃક્ષની નીચે આવ્યો. દાંતની વીણા વગાડતા—દાંત કકડાવતા તથા જેણે હાથ પગ સંકોચી દીધા હતા એવા તે વાંદરાને ચકલીએ કહ્યું,

"હાથપગવાળો હોઈને પુરુષ જેવી આકૃતિવાળો દેખાતો હોવા છતાં, ઠંડા પવનથી હેરાન થતો એવો તું શા માટે ઘર બનાવતો નથી ?" ૯૮.

---

૨૬. કાળેની વાચના ૪–૧૨, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૪–૯. અગાઉ આ કથા ૧–૧૭ અને ૧–૧૮ માં આવી ગયેલી છે. ૧–૧૮ માં તો લગભગ આ જ શબ્દોમાં છે, તે અહીં પુનરાવૃત્ત થાય છે. નિર્ણયસાગરની વાચનામાં કે બીજી પાઠપરંપરાઓમાં એ પુનરાવર્તન નથી.

૨૭. બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં कदाचिन्मासे પાઠ છે, પણ કાળેમાં कदाचिन्माघमासे અને પૂર્ણભદ્રમાં कदाचिन्माघे माघि છે, તે મેં સ્વીકાર્યો છે.

વાંદરાએ પણ એ સાંભળીને વિચાર્યું, "અહો! જગતના લોકો આત્મસંતુષ્ટ હોય છે, કારણ કે આ ક્ષુદ્ર ચકલી પણ પોતાની જાતને મોટી માને છે.

પોતાના મનથી કલ્પેલો ગર્વ તો કોને હોતો નથી? આકાશ તૂટી પડવાના ભયથી ટીટોડો પગ ઊંચા કરીને સૂએ છે." ૯૯.

એમ વિચારીને તેણે ચકલીને કહ્યું,

"હે દુરાચારિણી અને પોતાની જાતને પંડિત માનતી રંડા સુઘરી! તું છાની રહે, નહિ તો તને હું ઘર વિનાની બનાવી દઈશ." ૧૦૦.

એ પ્રમાણે વાંદરાએ નિષેધ કર્યા છતાં ફરી વાર માળો બનાવવાના ઉપદેશથી તે તેને ઉદ્વેગ પમાડવા લાગી, એટલે તેણે વૃક્ષ ઉપર ચડીને તે સુઘરીનો માળો ટુકડેટુકડા કરીને ભાંગી નાખ્યો.

તેથી હું કહું છું કે—ગમે તેવા મનુષ્યને ઉપદેશ આપવો નહિ; મૂર્ખ વાંદરાએ સુઘરીને ઘર વિનાની બનાવી દીધી હતી." ૧૦૧.

તે સાંભળીને મગર બોલ્યો, "હું અપરાધી છું, તો પણ પૂર્વના સ્નેહથી તું મને કહે." વાંદરો બોલ્યો, "હું નહિ કહું,[૨૮] કારણ કે પત્નીના વચનથી તું મને સમુદ્રમાં ફેંકવા માટે લઈ ગયો હતો. માટે એ યોગ્ય નથી. જો કે પત્ની સર્વ લોકો કરતાં વહાલી હોય, તોપણ તેના કહેવાથી મિત્ર, બાન્ધવ આદિને સમુદ્રમાં ન ફેંકી દેવાય. માટે હે મૂઢ! તું મૂર્ખ

૨૮. બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં नाहं करिष्यामि પાઠ છે, પણ કાળેમાં नाहं कथयिष्यामि અને પૂર્ણભદ્રમાં नाहं ते कथयिष्यामि છે, તે મેં સ્વીકાર્યો છે.

ચિત્તવાળો છે, કારણ કે સ્ત્રીને ખાતર આ કાર્ય કરવાનું તેં આરંભ્યું હતું. કોઈ રીતે સ્ત્રીઓનો વિશ્વાસ કરવો નહિ.

જેને માટે પોતાના કુળનો ત્યાગ કર્યો તથા અર્ધું જીવન પણ આપ્યું તે સ્ત્રી નિઃસ્નેહ બનીને મારો ત્યાગ કરે છે. કયો પુરુષ સ્ત્રીઓનો વિશ્વાસ કરે ? ૧૦૨.

મગર બોલ્યો, "એ કેવી રીતે ?" વાંદરો કહેવા લાગ્યો—

## (૧૩) પાંગળા સાથે જારકર્મ કરનાર સ્ત્રી[૨૯]

"કોઈ એક નગરમાં કોઈ બ્રાહ્મણ રહેતો હતો. તેની પત્ની તેને પ્રાણથી પણ પ્રિય હતી. પરન્તુ તે કુટુંબની સાથે કલહ કર્યા વિના એક ક્ષણ પણ રહેતી નહોતી. કલહને સહન નહિ કરી શકતો એ બ્રાહ્મણ પણ પત્ની પ્રત્યેના વહાલથી પોતાના કુટુંબનો ત્યાગ કરીને બ્રાહ્મણીની સાથે દૂર દેશાન્તરમાં ચાલી નીકળ્યો.

પછી મોટી અટવીમાં બ્રાહ્મણીએ તેને કહ્યું કે, "આર્યપુત્ર! મને તરસ લાગી છે, માટે ક્યાંકથી પાણી લાવી આપો." પછી એના વચનથી તે પાણી લઈને આવે છે તો એને મરણ પામેલી જોઈ. અત્યંત વહાલને કારણે વિષાદ કરતો તે વિલાપ કરતો હતો ત્યારે તેણે આકાશવાણી સાંભળી કે, "હે બ્રાહ્મણ! જો તું તારા જીવનનો અર્ધભાગ આપે તો તારી બ્રાહ્મણી જીવશે." પછી બ્રાહ્મણે પવિત્ર થઈને, ત્રણ વાર બોલીને પોતાનું અર્ધું જીવન તેને આપ્યું. બોલતાંની સાથે જ તે બ્રાહ્મણી જીવતી થઈ.

પછી પાણી પીને, વનફળ ખાઈને તે બે ચાલવા લાગ્યાં. એ રીતે ચાલતાં કોઈ નગરના પ્રવેશદ્વાર આગળ આવેલી પુષ્પવાટિકામાં

---

૨૯. નિર્ણયસાગર પ્રેસની વાચના ૪-૫, કાળેની વાચના ૪-૧૩, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૪-૫. આ કથાનું વસ્તુ કેટલાક મહત્ત્વના ફેરફાર સાથે કથાસરિત્સાગર ૧૪૭ (પૃ. ૩૪૦-૪૧) માં જોવામાં આવે છે. અન્ય પ્રાચીન પાઠપરંપરાઓમાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

પ્રવેશીને બ્રાહ્મણે પોતાની સ્ત્રીને કહ્યું, "ભદ્રે! હું ભોજન લઇને આવું ત્યાંસુધી તું અહીં બેસજે." એમ કહીને તે ગામમાં ગયો.

હવે, એ પુષ્પવાટિકામાં રહેંટ ફેરવતો એક પાંગળો દિવ્ય વાણીથી ગીત ગાતો હતો. તે સાંભળીને કામબાણથી ઘાયલ થયેલી એવી તેણે તેની પાસે જઇને કહ્યું, "ભદ્ર! તું જો મારી કામના નહિ કરે તો તને મારી સ્ત્રીહત્યા લાગશે." પાંગળો બોલ્યો, "મને વ્યાધિગ્રસ્તને તું શું કરીશ?" તે બોલી, "આજથી આખા જીવનને માટે મેં મારી જાત તને સોંપી દીધી છે, એમ જાણીને તું પણ અમારી સાથે આવ." તેણે કહ્યું, "ભલે, એમ થાઓ."

પછી બ્રાહ્મણ ભોજન લઇને આવ્યો અને તે સ્ત્રી સાથે જમવા લાગ્યો. તે બોલી, "આ પાંગળો ભૂખ્યો છે, માટે તેને પણ કંઇક આપો." તેણે એમ કર્યું, એટલે બ્રાહ્મણીએ કહ્યું, "હે વિપ્ર! તમે સહાય વિનાના છો. તમે જ્યારે પરગામ જાઓ છો ત્યારે મારી સાથે કોઇ વાત કરનાર પણ હોતું નથી. માટે આ પાંગળાને લઇને આપણે જઇએ." તે બોલ્યો, "તું પોતે તારી જાતને ઉપાડી શકતી નથી–ચાલી શકતી નથી તો આ પાંગળાને શી રીતે ઉપાડીશ?" તે બોલી, "એને પેટીમાં બેસાડીને હું લઇ જઇશ." તેનાં આ બનાવટી વચનોથી મોહિત થયેલા ચિત્તવાળા બ્રાહ્મણે પણ એ વાત કબૂલ રાખી.

એમ કર્યા પછી એક દિવસે કૂવાના કાંઠા ઉપર વિશ્રાંતિ લેવા બેઠેલા બ્રાહ્મણને પાંગળા પુરુષમાં આસક્ત થયેલી તે સ્ત્રીએ ધક્કો મારીને કૂવામાં પાડી નાખ્યો, અને તે પાંગળાને લઇને કોઇ નગરમાં પ્રવેશી. પછી ત્યાં ચોરી અટકાવવા માટે આમતેમ ફરતા રાજપુરુષો તેના મસ્તક ઉપરની પેટી જોઇને, તે બળાત્કારે છીનવી લઇ રાજા પાસે લાવ્યા. તે ઉઘાડી તો એમાં પાંગળાને જોયો. પછી વિલાપ કરતી તે બ્રાહ્મણી રાજપુરુષોના પગલે પગલે જ ત્યાં આવી, એટલે તેને રાજાએ પૂછ્યું કે "આ શી હકીકત છે?" તે બોલી, "આ મારો વ્યાધિગ્રસ્ત પતિ છે. દાયાદો તેને પીડા પમાડતા હતા,

એટલે સ્નેહથી વ્યાકુળ ચિત્તવાળી હું તેને માથે ઉપાડીને તમારી પાસે લાવી છું." તે સાંભળીને રાજા બોલ્યો કે, "તું મારી બહેન છે. બે ગામ લઈને પતિની સાથે ભોગો ભોગવતી તું સુખપૂર્વક રહે."

પછી જેને દૈવયોગે કોઈ સારા માણસે કૂવામાંથી બહાર કાઢ્યો હતો એવો પેલો બ્રાહ્મણ ભમતો ભમતો તે જ નગરમાં આવ્યો. પેલી કુભારજાએ તેને જોયો, એટલે રાજાને જણાવ્યું, "રાજન્! આ મારા પતિનો શત્રુ આવ્યો છે." રાજાએ પણ તેના વધનો આદેશ કર્યો. બ્રાહ્મણ બોલ્યો, "રાજન્! આ સ્ત્રીએ મારી પાસેથી કંઈક લીધેલું છે. તમે ધર્મવત્સલ રાજા હો તો મને તે અપાવો." રાજાએ કહ્યું, "ભદ્રે! તેં એની પાસેથી કંઈક લીધેલું છે, તે આપ." તે બોલી, "દેવ! મેં એની પાસેથી કંઈ લીધેલું નથી." બ્રાહ્મણે કહ્યું, "મેં ત્રણ વાર બોલીને મારા જીવનનો અર્ધભાગ તને આપેલો છે, માટે તે મને આપ." પછી રાજાના ભયથી "હું ત્રણ વાર બોલીને એ જીવન તને પાછું આપું છું." એમ બોલતાં જ તે સ્ત્રીના પ્રાણ ચાલ્યા ગયા. પછી રાજાએ વિસ્મયપૂર્વક કહ્યું, "આ શું?" એટલે બ્રાહ્મણે સર્વ વૃત્તાન્ત તેને નિવેદન કર્યો.

**તેથી હું કહું છું કે–જેને માટે પોતાના કુળનો ત્યાગ કર્યો તથા અર્ધું જીવન પણ આપ્યું તે સ્ત્રી નિઃસ્નેહ બનીને મારો ત્યાગ કરે છે. કયો પુરુષ સ્ત્રીઓનો વિશ્વાસ કરે?" ૧૦૩.**

**પછી તે સાંભળીને મગર બોલ્યો, "હે મિત્ર! મેં તારા પ્રત્યે દ્રોહબુદ્ધિ કરી હોવા છતાં દયાપૂર્વક મારા ઉપર કૃપા કરીને તું સારો ઉપાય બતાવ, જેથી મારું ઘર હું સુખેથી પાછું મેળવું." તે સાંભળી વાંદરાએ કહ્યું, "હે દુર્બુદ્ધિ! તું કહેલું પણ નહિ કરે. જેમકે**

સત્પુરુષોએ કહેલાં વચનનો જે મોહથી અનાદર કરે છે તે, સિંહથી ઊંટ નાશ પામ્યો હતો તેમ, નાશ પામે છે." ૧૦૪.

મગર બોલ્યો, "એ કેવી રીતે?" વાંદરો કહેવા લાગ્યો–

## (૧૪) હિતવચન નહિ માનનાર ઊંટ[30]

"કોઈ એક નગરમાં મંદમતિ નામે એક સુથાર રહેતો હતો. પોતાના ધંધાથી અજાણ્યુ એવા તેણે એક ઊંટડી ખરીદી, અને તેને ખવરાવવા પીવરાવવામાં તે પોતાનો સમય ગાળવા લાગ્યો. પછી મોટા ઊંટની સાથે સમાગમ થતાં ઊંટડીએ ગર્ભ ધારણ કર્યો. પછી પ્રસવકાળે તેને પ્રસૂતિ થઈ, અને એક ઊંટ જન્મ્યો.

પછી નગર પાસેની વાડીઓમાં ધાવડો, ખેર, પલાશ, આંબા, જાંબુ, વડ વગેરેનાં પલ્લવ અહર્નિશ ખાવાથી તે ઊંટડી પુષ્ટ શરીરવાળી થઈ, અને પેલું બચ્ચું પણ મોટો ઊંટ થઈ ગયું. પછી તે સુથાર નિત્ય ઊંટડીનું દૂધ કાઢીને કુટુંબનું પોષણ કરતો હતો. સુથારે વહાલથી ઊંટના બચ્ચાના ગળામાં ઘંટ બાંધ્યો હતો.

પછી સુથારે વિચાર્યું, "બીજાં હલકાં કામ કરવાથી શું? ઊંટડીના પાલનનું આ કાર્ય કરવાથી મારા કુટુંબનું પોષણ સારી રીતે થઈ શકે છે. માટે બીજો વ્યાપાર શા માટે કરવો જોઈએ? માટે આ ઊંટડી ઉપર (ઊંટડીને વેચીને) દ્રમ્મ લેવા જોઈએ." એ પ્રમાણે વિચારી, ઘેર આવીને તેણે પ્રિયાને કહ્યું, "મારે આ ઊંટડી ઉપર ઘણા દ્રમ્મ લેવા છે, માટે હું બીજી ઊંટડી લઈને આવું ત્યાં સુધી તું એનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરજે." પછી દ્રમ્મ લઈ, ગુર્જરોના ગામમાં જઈને તેણે ઊંટ ખરીદ્યા. એ રીતે તેણે મોટું યૂથ તૈયાર કરીને,

---

૩૦. નિર્ણયસાગર પ્રેસની વાચના ૪-૯, કાળે ૪-૧૫. બીજી કોઈ પ્રાચીન પાઠપરંપરામાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

તેના રક્ષકોને પ્રતિવર્ષે એક ઊંટ આપવાનું તથા દરરોજ પીવા માટે દૂધ આપવાનું કહ્યું. એ પ્રમાણે તે સુથાર ઊંટનો વેપાર કરતો નિત્ય સુખપૂર્વક રહેતો હતો.

પછી તે ઊંટો નગરના ઉપવનમાં ચરવા માટે જતાં હતાં. કોમળ વેલીઓનું ભક્ષણ કરીને તથા મોટા સરોવરમાં પાણી પીને તે સર્વે સાયંકાળે મંદગતિએ લીલાપૂર્વક ઘેર આવતા હતાં. તેમાં પેલું ઊંટડીનું બચ્ચું મદના અતિરેકથી પાછળથી આવીને સર્વને મળતું હતું. પછી તેઓએ કહ્યું, "અહો! આ મંદમતિ ઊંટ યૂથથી ભ્રષ્ટ થઈ, પાછળ રહીને ઘંટ વગાડતો આવે છે. જો કોઈ દુષ્ટ પ્રાણીની નજરમાં આવી જશે તો તે નક્કી મરણ પામશે."

હવે, એક વાર તેઓ વનમાં થઈને જતાં હતાં ત્યારે કોઈ એક સિંહ ઘંટનો અવાજ સાંભળીને આવ્યો. તે આવીને જુએ છે તો ઊંટનાં બચ્ચાંનું યૂથ જતું હતું. એમાંનું એક ક્રીડા કરતું, વેલીઓ ચરતું પાછળ ચાલતું હતું. એવામાં બીજાં ઊંટો પાણી પીને પોતાના સ્થાને ગયાં. પેલો પણ ઘણી વારે બહાર નીકળીને દિશાઓમાં જોવા લાગ્યો, પણ તેને કોઈ માર્ગ સૂઝ્યો નહિ. યૂથથી ભ્રષ્ટ થયેલો તે મોટો શબ્દ કરતો ધીરે ધીરે થોડેક દૂર ગયો ત્યાંસુધીમાં શબ્દને અનુસરીને તરાપ મારવાને તૈયાર થઈ સિંહ આગળ ઊભો રહ્યો. ઊંટ નજીકમાં આવ્યો, એટલે સિંહે ફાળ મારી ડોક પકડીને તેને મારી નાખ્યો.

**તેથી હું કહું છું કે—સત્પુરુષોએ કહેલાં વચનનો જે મોહથી અનાદર કરે છે તે, સિંહથી ઊંટ નાશ પામ્યો હતો તેમ, નાશ પામે છે." ૧૦૫.**

**તે સાંભળીને મગર બોલ્યો, "ભદ્ર!**

**સાત પગલાં સાથે ચાલવાથી મિત્રતા થાય છે, એમ શાસ્ત્રજ્ઞ પુરુષો કહે છે; તેથી મિત્રતાને આગળ કરીને હું**

કંઇક કહું છું, તે સાંભળ. ૧૦૬. ઉપદેશ આપનાર અને હિત ઇચ્છનાર પુરુષોને આ લોકમાં અને પરલોકમાં દુઃખ ઉત્પન્ન થતું નથી. ૧૦૭.

માટે કૃતઘ્ન એવા મારા ઉપર ઉપદેશ આપવા વડે કૃપા કર.

ઉપકારી પ્રત્યે જે સારો છે તેના સારાપણામાં શો ગુણ? અપકારી પ્રત્યે જે સારો છે તેને સત્પુરુષો ખરેખર સારો કહે છે.” ૧૦૮.

તે સાંભળીને વાંદરો બોલ્યો, “ભદ્ર! જો એમ હોય તો, જઈને તેની સાથે યુદ્ધ કર. કહ્યું છે કે

ઉત્તમને પ્રણામથી, શૂરવીરને ભેદથી, નીચને અલ્પ વસ્તુ આપીને, તથા પોતાના સમાન હોય તેને સમાન પરાક્રમથી યોજવો-વશ કરવો.” ૧૦.

મગર બોલ્યો, “એ કેવી રીતે!” વાંદરો કહેવા લાગ્યો—

## (૧૫) શિયાળના ચાર શત્રુઓ[૩૧]

“કોઈ એક વનમાં મહાચતુરક નામે શિયાળ રહેતો હતો. તેને એક વાર અરણ્યમાં સ્વયંમૃત-પોતાની મેળે મરણ પામેલો હાથી મળ્યો. એની આસપાસ તે ભમવા લાગ્યો, પરન્તુ એની કઠિન ત્વચાને ભેદી શકતો નહતો. એ સમયે એ પ્રદેશમાં કોઈ સિંહ ભમતો ભમતો આવ્યો. તેને જોઇને, પોતાનું મસ્તક ધરતી ઉપર મૂકી પ્રણામ

૩૧. નિર્ણયસાગર પ્રેસની વાચના ૪-૧૦, કાળેની વાચના ૪-૧૬, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૪-૧૦. બીજી પ્રાચીન પાઠપરંપરાઓમાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી. પહેલા તંત્રની સોળમી વાર્તાના (‘વરુ અને સિંહને છેતરનારો શિયાળ’) ઉત્તરાર્ધ સાથે આ કથા મુખ્યાંશે મળતી આવે છે.

કરીને શિયાળે કહ્યું, "સ્વામી! આપનો સેવક બની હું આ હાથીનું રક્ષણ કરું છું, માટે આપ તેનું ભક્ષણ કરો" હાથીને જોઈને સિંહે કહ્યું, "અરે! બીજાએ મારેલા પ્રાણીનું હું કદી ભક્ષણ કરતો નથી, માટે હું આ હાથી તને ભેટ આપું છું." તે સાંભળીને શિયાળે આનંદપૂર્વક કહ્યું, "આપને માટે એમ કરવું યોગ્ય છે. કહ્યું છે કે

મહાપુરુષ અંતિમ અવસ્થામાં આવી ગયો હોય તો પણ શુદ્ધપણાને લીધે પોતાના ગુણોનો ત્યાગ કરતો નથી. શંખ અગ્નિમાં શેકાઈને બહાર નીકળે તો પણ પોતાના શ્વેતપણાને છોડતો નથી." ૧૧૦.

તે સાંભળીને સિંહ ગયો. હવે, તેના ગયા પછી કોઈ વાઘ આવ્યો. તેને જોઈને પણ શિયાળે વિચાર્યું, "એક દુરાત્મા સિંહને તો પ્રણામ કરીને માંડ માંડ કાઢ્યો, પણ હવે આને કેવી રીતે કાઢવો? આ શૂર છે, માટે ભેદ–કપટ વિના તેને સાધી શકાશે નહિ. કહ્યું છે કે

જ્યાં સામ અથવા દામનો પ્રયોગ થઈ શકે તેમ ન હોય ત્યાં ભેદનો પ્રયોગ કરવો, કારણ કે તે વશકારક છે. ૧૧૧.

સર્વગુણસંપન્ન હોય તે પણ ભેદથી બંધાય છે. કહ્યું છે કે

સ્વચ્છ, અવિરુદ્ધ, સારી રીતે ગોળ તથા અતિ મનોહર એવા મોતીએ પણ, અંદરથી ભેદાવાને કારણે, બંધન પ્રાપ્ત કર્યું છે." ૧૧૨.

એ પ્રમાણે વિચાર કરીને, તેની સામે જઈ, જરા ઊંચી કાંધ કરીને શિયાળ બોલ્યો, "મામા! આજે તમે અહીં મૃત્યુના મુખમાં આવ્યા છો. હમણાં સિંહે આ હાથીનો સંહાર કર્યો છે, અને તે મને રખવાળ તરીકે મૂકીને સ્નાન કરવા માટે ગયો છે. તેણે મને જતી વખતે કહ્યું હતું કે–જો વાઘ આવે તો મને ગુપ્ત રીતે ખબર આપજે; આ વનને મારે વાઘ વિનાનું કરવું છે, કારણ કે વનમાં મેં મારેલો હાથી એક વાઘે ખાઈને ઉચ્છિષ્ટ કર્યો હતો." તે સાંભળીને ભયથી ત્રાસ પામેલા મનવાળો વાઘ બોલ્યો, "હે ભાણેજ! તું મને પ્રાણદક્ષિણા આપ. સિંહ અહીં આવે ત્યાર પછી ઘણી વાર સુધી તારે મારી કોઈ વાત તેને કહેવી નહિ." એમ કહીને તે સત્વર નાસી ગયો.

તેના ગયા પછી કોઈ એક વાંદરો આવ્યો. તેને જોઈને પણ શિયાળે વિચાર્યું, "આ દૃઢ દાઢવાળો છે, માટે એની પાસે હાથીની ચામડી કપાવું." એ પ્રમાણે નિશ્ચય કરીને તેણે કહ્યું, "હે ભાણેજ! તું ઘણા સમયે મળ્યો. વળી તું ભૂખ્યો આવેલો છે અને મારો અતિથિ છે. આ હાથીને સિંહે મારેલો છે, અને હું તેનો રખવાળ છું. તેથી કહું છું કે–માંસનું ભક્ષણ કરી, તૃપ્ત થઈ, તે આવે નહિ ત્યાંસુધીમાં જતો રહે." વાંદરો બોલ્યો, "મામા! જો એમ હોય તો, મારે માંસ ખાઈને કંઈ કામ નથી, કારણ કે જીવતો નર સેંકડો સુખ પામે છે. કહ્યું છે કે

જે ખાઈ શકાય, ખાધા પછી પચે, અને પચ્યા પછી હિતકારી થાય તેજ કલ્યાણ ઇચ્છતા મનુષ્યે ખાવું. ૧૧૩.

માટે હું તો જાઉં છું." શિયાળે કહ્યું, "અરે! તું નિશ્ચિંત થઈને ખા. સિંહના આગમનની હું તને દૂરથી જ જાણ કરીશ." એમ કર્યા પછી, શિયાળે હાથીની ચામડી ચિરાયેલી જાણી, એટલે તેણે વાંદરાને કહ્યું, "હે ભાણેજ! જતો રહે, જતો રહે! આ સિંહ આવે છે." તે સાંભળીને વાંદરો પણ નાસી ગયો.

પછી વાંદરાએ કરેલા વિવરમાંથી જ્યારે તે હાથીનું માંસ ખાતો હતો ત્યારે બીજો એક શિયાળ ક્રોધ કરીને ત્યાં આવ્યો. એને જોઈને પણ તે આ શ્લોક બોલ્યો,

"ઉત્તમને પ્રણામથી, શૂરવીરને ભેદથી, નીચને અલ્પ વસ્તુ આપીને, તથા સમાન શક્તિવાળાને પરાક્રમથી યોજવો–વશ કરવો." ૧૧૪.

પછી એને પોતાની દાઢો વડે ચીરી નાખીને જીતી લઈ તથા નસાડી મૂકીને તે શિયાળે ઘણા સમય સુધી હાથીનું માંસ ખાધું.

માટે તું પણ યુદ્ધથી તેનો પરાભવ કરીને ભગાડી મૂક, નહિ તો તું નાશ પામીશ. કહ્યું છે કે

ગાયોમાં સંપત્તિની સંભાવના કરવી, બ્રાહ્મણમાં તપની સંભાવના કરવી, સ્ત્રીઓમાં ચપળતાની સંભાવના કરવી, અને જ્ઞાતિથી ભયની સંભાવના કરવી. ૧૧૫.

તેમજ

વિવિધ પ્રકારનાં ઉત્તમ ભક્ષ્યો છે, તથા સ્ત્રીઓ પણ શિથિલ–ભાન વિનાની છે; પણ વિદેશનો એક જ દોષ છે કે પોતાની જ્ઞાતિ વિરુદ્ધ પડે છે." ૧૧૬.

મગર બોલ્યો, "એ કેવી રીતે?" વાંદરો કહેવા લાગ્યો–

## (૧૬) વિદેશમાં ગયેલો કૂતરો[૩૨]

"કોઈ એક નગરમાં ચિત્રાંગ નામે કૂતરો વસતો હતો. એક વાર ત્યાં મોટો દુકાળ પડ્યો. અન્નને અભાવે કૂતરાની આખીયે જાત નિર્મૂળ થવા લાગી. એ સમયે ભૂખથી જેનો કંઠ મળી ગયો હતો એવો તે ચિત્રાંગ બીજા દેશમાં સુકાળ સાંભળીને ત્યાં ગયો. ત્યાં એક ઘરમાં ભાન વિનાની ગૃહિણીની કૃપાથી તે તૃપ્તિ પામતો હતો, પણ જ્યારે બહાર નીકળતો ત્યારે બીજા કૂતરાઓ ચારે દિશાએથી આવીને પોતાની દાઢ વડે તેને ચીરી નાખતા હતા. પછી તેણે વિચાર્યું, "અહો! સ્વદેશ સારો, કે જ્યાં દુકાળમાં પણ સુખપૂર્વક રહેવાય છે અને કોઈ યુદ્ધ કરતું નથી. માટે હું સ્વદેશ જાઉં." એમ વિચારીને તેણે તે પ્રમાણે કર્યું.

પછી દેશાન્તરમાંથી આવેલા તેને સર્વે સ્વજનોએ પૂછ્યું, "હે ચિત્રાંગ! તું અમને દેશાન્તરની વાત કહે. એ દેશ કેવો છે? ત્યાંના લોકોની ચેષ્ટા કેવી છે?" તે બોલ્યો, "દેશની બાબતમાં શું કહેવું?

---

૩૨. નિર્ણયસાગર પ્રેસની વાચના ૪–૧૧, કાળેની વાચના ૪–૧૭, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૪–૧૧. અન્ય પ્રાચીન પાઠપરંપરાઓમાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

વિવિધ પ્રકારનાં ઉત્તમ ભક્ષ્યો છે, તથા સ્ત્રીઓ પણ શિથિલ છે—ભાન વિનાની છે; પણ વિદેશનો એક જ દોષ છે કે પોતાની જ્ઞાતિ વિરુદ્ધ પડે છે." ૧૧૭.

મગર પણ એ સાંભળીને મરણનો નિશ્ચય કરી, વાંદરા-ની રજા લઈ પોતાના નિવાસસ્થાને ગયો. ત્યાં પોતાના ઘરમાં પ્રવેશેલા ( જળચર ) સાથે યુદ્ધ કરી, તેનો નાશ કરીને, તે પોતાના નિવાસમાં સુખેથી રહેવા લાગ્યો. અથવા આ ખરું કહ્યું છે કે

પુરુષાર્થ વિના મળેલી લક્ષ્મી સારી રીતે ભોગવી શકાય તેવી હોય તો પણ તેથી શું ? દૈવયોગે મળેલું ઘાસ તો ઘરડો બળદ પણ ખાતો નથી. ૧૧૮.

આ પ્રમાણે લબ્ધપ્રણાશ નામે ચોથું તંત્ર સમાપ્ત થયું.

# પાંચમું તંત્ર—અપરીક્ષિતકારક

## ભિક્ષુઓનાં માથાં ફોડનાર વાળંદ (મુખ્ય કથા)[1]

હવે, અપરીક્ષિતકારક નામે પાંચમા તંત્રનો આરંભ થાય છે, જેનો પહેલો શ્લોક આ છે:—

અહીં વાળંદે કર્યું હતું તેમ, બરાબર જોયા, જાણ્યા, સાંભળ્યા કે પારખ્યા વિના મનુષ્યે કાર્ય કરવું નહિ. ૧.

તે વિષે આ પ્રમાણે સાંભળવામાં આવે છે:

---

૧. તંત્રાખ્યાયિકા ૫–૨, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૫–૨, હિતોપદેશ ૩-૯, બૃહત્કથામંજરી ૧૬–૩૯, પુનર્ઘટિત પંચતંત્ર ૫–૨. કથાસરિત્સાગરમાં આ કથા નથી. પૂર્ણભદ્રના પંચાખ્યાનમાં, પશ્ચિમ ભારતીય પંચતંત્રની જેમ, આ મુખ્ય કથા છે, પરંતુ બીજી પાઠપરંપરાઓમાં એમ નથી. તંત્રાખ્યાયિકા અને દક્ષિણ ભારતીય પંચતંત્રમાં (તથા પુનર્ઘટિત પંચતંત્રમાં પણ) આ પાંચમા તંત્રમાં 'બ્રાહ્મણ અને નોળિયો' (જે પશ્ચિમ ભારતીય પંચતંત્રમાં પાંચમા તંત્રની પહેલી પેટાકથા તરીકે આવે છે તે) મુખ્ય કથા છે, જ્યારે 'હવાઈ કિલ્લા બાંધનાર બ્રાહ્મણ' અને 'ભિક્ષુઓમાં માથાં ફોડનાર વાળંદ' એ બે જ કથાઓ તેના પેટામાં આવે છે. બૃહત્કથામંજરીમાં પણ આ કથા 'બ્રાહ્મણ અને નોળિયા'ની વાર્તાની ઉપકથા છે. તંત્રાખ્યાયિકામા આ કથા બ્રાહ્મણના મુખમાં મૂકેલી છે, જ્યારે દક્ષિણ ભારતીય પંચતંત્ર, બૃહત્કથામંજરી (અને પુનર્ઘટિત પંચતંત્રમાં પણ) તે બ્રાહ્મણીના મુખમાં મૂકેલી છે. હિતોપદેશમાં સન્દર્ભ જુદો છે. 'બીજાને તેના પુણ્યથી જે વસ્તુ પ્રાપ્ત થઈ હોય તે મને પણ પ્રાપ્ત થશે' એમ માનીને વાળંદના જેવી મૂર્ખાઈ કરવી નહિ, એમ બતાવવા માટે હિરણ્યગર્ભ હંસને તેનો મંત્રી ચક્રવાક આ કથા કહે છે.

દાક્ષિણાત્ય જનપદમાં પાટલિપુત્ર નામે નગર છે.[2] ત્યાં મણિભદ્ર નામે શ્રેષ્ઠી વસતો હતો.[3] ધર્મ, અર્થ અને કામનાં કાર્યો કરતાં દૈવવશાત્ તેના ધનનો ક્ષય થયો. પછી વૈભવનો ક્ષય થવાને પરિણામે પ્રાપ્ત થયેલી અપમાનપરંપરાથી તે પરમ વિષાદ પામ્યો. એક વાર રાત્રે સૂઈ રહેલો તે વિચાર કરવા લાગ્યો, “ અહો ! આ દરિદ્રતાને ધિક્કાર છે. કહ્યું છે કે

શીલ, પવિત્રતા, ક્ષમા, ડહાપણ, મધુરતા, અને ઉચ્ચ કુળમાં જન્મ—એ સર્વે ગુણો ધનહીન પુરુષને શોભતા

---

૨. પાટલિપુત્ર દાક્ષિણાત્ય જનપદમાં કેવી રીતે હોઇ શકે ? પણ બૉમ્બે સંસ્કૃત સિરીઝ, નિર્ણયસાગર અને કાળેની વાચનાઓમાં તથા પૂર્ણભદ્રના પંચાખ્યાનમાં अस्ति दाक्षिणात्ये जनपदे पाटलिपुत्रं नाम नगरम् । એ પ્રમાણે પાઠ છે, જ્યારે તંત્રાખ્યાયિકામાં નગરનું નામ નથી. પાટણના શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમન્દિરની સં. ૧૪૭૫ માં લખાયેલી હાથપ્રતમાં अस्ति पाटलिपुत्रं नाम नगरम् । એટલો જ પાઠ છે તે, અથવા એ જ જ્ઞાનમન્દિરમાંની પંચતંત્રની બીજી એક અપૂર્ણ હાથપ્રતમાં अस्ति दाक्षिणात्ये जनपदे महेलारोप्यं नाम नगरम् । એવો પાઠ છે તે વધારે ઔચિત્યપૂર્ણ ગણાય.

૩. દક્ષિણ ભારતીય પંચતંત્ર (પૃ. ૫૯) અને તંત્રાખ્યાયિકા (પૃ. ૧૩૩) અનુસાર, ‘ પ્રિયંવદ નામે કોઈ વણિકપુત્ર હતો. એનો જન્મ થયો તે સમયે જ એનાં માબાપ મરણ પામ્યાં હતાં. તેને એક વૃદ્ધ દાસીએ ઉછેર્યો હતો. દારિદ્ર્યથી વ્યાકુળ થયેલા હૃદયવાળો તે પોતાની જાતની નિન્દા કરીને રાત્રે સૂઇ રહ્યો હતો, ત્યારે રાત્રિના પાછલા પહોરે તેણે એક સ્વપ્ન જોયું.’ પછીની કથા અન્ય પાઠપરંપરાઓને મળતી જ છે. હિતોપદેશ (પૃ. ૧૦૬) અનુસાર, ‘ અયોધ્યામાં ચૂડામણિ નામે ક્ષત્રિય રહેતો હતો. તેણે શિવની આરાધના કરી હતી. શિવના આદેશથી તેને સ્વપ્નમાં કુબેર દેખાયા હતા. તેમણે કહ્યું હતું કે–‘સવારમાં તારે આંગણે આવેલા ભિક્ષુને દંડ મારવાથી તે સુવર્ણપૂર્ણ કલશ થઇ જશે.’ પછીની કથા અન્ય પાઠપરંપરાઓને મળતી છે.

નથી. ૨. માન અથવા અભિમાન અથવા વિજ્ઞાન, વિલાસ અથવા સુબુદ્ધિ એ બધુંયે પુરુષ જ્યારે ધનહીન થાય છે ત્યારે એકદમ નાશ પામે છે. ૩. બુદ્ધિમાનોની બુદ્ધિ પણ કુટુંબના ભરણપોષણની સતત ચિન્તાથી, વસન્તના વાયુથી શિશિરની શોભા નાશ પામે છે તેમ, નિત્ય વિલય પામે છે. ૪. જેનો વૈભવ ક્ષીણ થયો હોય એવા, વિપુલ બુદ્ધિવાળા મનુષ્યની બુદ્ધિ પણ ઘી, મીઠું, તેલ, ચોખા, વસ્ત્ર અને લાકડાં વિષેની ચિન્તાથી સતત નાશ પામે છે. ૫. તારા વિનાના આકાશની જેમ, સૂકા સરોવરની જેમ, અને ભયંકર એવા સ્મશાનની જેમ, ધનહીન મનુષ્યનું ઘર સારા દેખાવવાળું હોવા છતાં પણ રુક્ષ લાગે છે. ૬. પાણીના પરપોટા સતત પાણીમાં ઉત્પન્ન થઈ પાછા તેમાં જ નાશ પામવા છતાં જાણવામાં આવતા નથી તેમ ધન વિનાના હલકા મનુષ્યો સામે જ વસતા હોય છતાં જાણવામાં આવતા નથી. ૭ સારા કુળવાળા અને ચતુર સુજનનો ત્યાગ કરીને લોકોના સમૂહો કુળ, ચાતુર્ય અને શીલ વિનાના પણ ધનવાન મનુષ્યથી, કલ્પતરુથી રંજન પામે તેમ, રંજન પામે છે. ૮. આ જગતમાં પૂર્વસુકૃત પણ કંઈ કામનું નથી; ઊંચા કુળમાં જન્મેલા વિદ્યાવાન પુરુષો પણ જ્યારે જેનો વૈભવ હોય ત્યારે તેનું દાસત્વ કરે છે. ૯. સ્વેચ્છાએ ગર્જના કરતા સમુદ્રને પણ લોકો 'આ હલકો છે' એમ કહેતા નથી; આ જગતમાં વૈભવશાળી લોકો જે કરે છે તે બધું જ અલજ્જાકર મનાય છે." ૧૦.

એ પ્રમાણે ધારીને તેણે ફરીથી વિચાર્યું કે "હું

અનશન કરીને પ્રાણત્યાગ કરું. આ વ્યર્થ દુઃખી જીવનથી શું ?" એમ નિશ્ચય કરીને તે સૂઈ ગયો. પછી તેના સ્વપ્નમાં પદ્મ નિધિએ[4] ક્ષપણક–બૌદ્ધ ભિક્ષુના રૂપમાં દર્શન આપીને કહ્યું, "હે શ્રેષ્ઠી ! તું વૈરાગ્ય પામીશ નહિ. તારા પૂર્વ-પુરુષોએ ઉપાર્જિત કરેલો હું પદ્મ નામે નિધિ છું. માટે આ જ રૂપે હું સવારમાં તારે ઘેર આવીશ, એટલે તારે દંડના પ્રહારથી મારા માથામાં ઘા કરવો, જેથી હું સુવર્ણમય બનીને અક્ષય થઈશ."[5]

પછી પ્રાતઃકાળે જાગીને સ્વપ્નનું સ્મરણ કરતો તે ચિન્તાચક્ર ઉપર આરૂઢ થયો, "અહો ! આ સ્વપ્ન સત્ય હશે કે અસત્ય એ જાણવામાં આવતું નથી. અથવા નક્કી તે મિથ્યા જ હશે, કેમકે હું કેવળ ધનનું જ ચિન્તન કરું છું. કહ્યું છે કે

રોગી, શોકાતુર, ચિન્તાગ્રસ્ત, કામાર્ત તથા મદમત્ત પ્રાણીએ જોયેલું સ્વપ્ન નિરર્થક હોય છે." ૧૧.

તે સમયે તેની પત્નીએ પગ ધોવરાવવા માટે કોઈ વાળંદને બોલાવ્યો હતો. એ વખતે અગાઉ કહ્યા પ્રમાણે

---

૪. કુબેરના નવ નિધિઓ પૈકીનો એક.

૫. દક્ષિણ ભારતીય પંચતંત્ર (પૃ. ૫૯) અનુસાર, સ્વપ્નમાં આવેલા સિદ્ધ પુરુષે શ્રેષ્ઠીને કહ્યું હતું કે 'પ્રભાતે તારી પાસે ત્રણ ક્ષપણક આવશે; તેમના ઉપર નિર્દય ઘા કરજે, એટલે ત્રણે ભિક્ષુના ત્રણ નિધિ થઈ જશે.' તંત્રાખ્યાયિકા (પૃ. ૧૩૩) અનુસાર, શ્રેષ્ઠીના સ્વપ્નમાં ત્રણ ભિક્ષુઓ આવ્યા હતા. તેમણે કહ્યું હતું કે 'તારા પૂર્વપુરુષોએ સ્થાપિત કરેલા ત્રણ નિધિઓ અમે છીએ. પ્રભાતમાં આ જ રૂપે અમે આવીશું, અને તું અમારા ઉપર ઘા કરીશ, એટલે દીનાર થઈ જઈશું. માટે એમાં તારે દયા રાખવી નહિ.'

ક્ષપણક એકાએક ત્યાં આવ્યો. તેને જોઈને હર્ષિત મનવાળા તેણે પાસે પડેલા લાકડાના દંડથી તેના માથા ઉપર ઘા કર્યો; પેલો પણ સુવર્ણમય બનીને તે જ ક્ષણે ભૂમિ ઉપર પડ્યો. પછી તેને પોતાના ઘરમાં ગુપ્ત રીતે મૂકીને શ્રેષ્ઠીએ વાળંદને સંતોષીને કહ્યું કે "મેં આપેલ આ ધન અને વસ્ત્ર તું ગ્રહણ કર. પણ હે ભદ્ર ! આ વૃત્તાન્ત તારે કોઈને કહેવો નહિ."[૬]

વાળંદ પણ પોતાને ઘેર જઈને વિચાર કરવા લાગ્યો, "ખરેખર, આ સર્વે નગ્ન યતિઓ માથા ઉપર દંડનો પ્રહાર કરવાથી સુવર્ણમય થાય છે, માટે હું પણ પ્રાતઃકાળે ઘણા યતિઓને બોલાવીને માથા ઉપર દંડ મારું, જેથી મને ઘણું સુવર્ણ મળે." એ પ્રમાણે વિચાર કરતાં તેણે ઘણા કષ્ટે રાત ગાળી. પછી સવારમાં ઊઠી, એક મોટો દંડ તૈયાર કરી, ક્ષપણકોના વિહારમાં જઇ,[૭] જિનેન્દ્રને ત્રણ પ્રદક્ષિણા કરી, ઘૂંટણભેર પૃથ્વી ઉપર પડી, મુખ આગળ ઉત્તરીયનો છેડો રાખી તે ઊંચે સ્વરે આ શ્લોક બોલ્યો,

"કેવલ જ્ઞાની–સર્વજ્ઞ એવા જિનેન્દ્રો જય પામે છે, જેમનું માનસ જન્મથી માંડીને જ કામદેવની ઉત્પત્તિ માટે ઊખર ભૂમિ સમાન છે. ૧૨.

---

૬. દક્ષિણ ભારતીય પંચતંત્ર (પૃ. ૬૦) અનુસાર, શ્રેષ્ઠીએ વાળંદને ૨૦૦ દીનાર અને તંત્રાખ્યાયિકા (પૃ. ૧૩૪) અનુસાર, ૩૦૦ દીનાર આપ્યા.

૭. અહીં પૂર્ણભદ્રમાં (પૃ. ૨૫૮) उत्तरासङ्गं विधाय (ઉત્તરીયનું ઉત્તરાસંગ કરીને) એટલો પાઠ વધારે છે.

વળી

જે જિનની સ્તુતિ કરે છે તે જ જીભ છે (નહિ તો માંસનો લોચો છે), જે જિનમાં આસક્ત છે તે જ ચિત્ત છે, જે હાથ તેમની પૂજા કરે છે તે જ હાથ પ્રશંસાપાત્ર છે. ૧૩.

તેમજ

'ધ્યાનનું બહાનું કરીને તું કયી સ્ત્રીનું ચિન્તન કરે છે? ક્ષણ વાર આંખ ઉઘાડીને અનંગનાં બાણથી આતુર એવાં આ જણને (અર્થાત્ અમને) જો; રક્ષણહાર હોવા છતાં તું રક્ષણ કરતો નથી; તું મિથ્યા કારુણિક છે (અર્થાત્ દયાળુ-પણાનો ઢોંગ કરે છે); તારા કરતાં વધારે નિર્દય પુરુષ બીજો કોણ છે?'–મારની પત્નીઓએ ઈર્ષ્યાપૂર્વક જેમને આ પ્રમાણે સંબોધન કરેલું છે એવા બુદ્ધ જિન તમારું રક્ષણ કરો." ૧૪.

એ પ્રમાણે સ્તુતિ કર્યા પછી મુખ્ય ક્ષપણક પાસે જઈને ઘૂંટણ તથા ચરણ પૃથ્વી ઉપર મૂકી, 'તમને નમસ્કાર હો! વંદન કરું છું' એમ ઉચ્ચાર કરીને, ધર્મવૃદ્ધિ થવાનો આશીર્વાદ મેળવીને તથા સતત સુખની પ્રાપ્તિ કરાવનારાં વ્રતોનો ઉપદેશ પ્રાપ્ત કરીને,[૮] અને ઉત્તરીયને ગાંઠ વાળીને

૮. મૂળમા सुखमालिकानुग्रहलब्धव्रतादेशः એ પ્રમાણે પાઠ છે. નિર્ણયસાગરની અને કાળેની વાચનામાં પણ એમ જ છે. તેનો આ અર્થ કલ્પનાથી કર્યો છે. સં. ૧૪૭૫ની હાથપ્રતમાં सुष्मालिकात्यागलब्धव्रतादेश એવો પાઠ છે. એનો અર્થ 'અમુક સુખોનો ત્યાગ કરવાના વ્રતનો આદેશ લીધો' એમ થઈ શકે. પૂર્ણભદ્રના પંચાખ્યાનમાં सुकुमारिकाभिग्रहलब्धव्रतादेशः પાઠ છે; તે ઉપર એના સંપાદક ડૉ. હર્ટલે ગ્રન્થની શબ્દસૂચિમાં નીચે પ્રમાણે નોંધ કરી છે: "Perhaps having received the advice of a promise

તે વાળંદ વિનયપૂર્વક આ પ્રમાણે બોલ્યો, "ભગવન્! આજે આપ સર્વ મુનિઓની સાથે મારે ઘેર વિહાર કરજો." ક્ષપણકે કહ્યું, "હે શ્રાવક! ધર્મજ્ઞ હોવા છતાં તું કેમ આમ બોલે છે? શું અમે બ્રાહ્મણો જેવા છીએ, કે તું અમને આમંત્રણ આપે છે? તે કાળને યોગ્ય પરિચર્યાથી સદા ભ્રમણ કરતા અમે ભક્તિવાળા શ્રાવકને જોઈને, તે પુષ્કળ વિનંતી કરે એટલે, તેને ઘેર જઇએ છીએ; અને તેને ઘેર માત્ર પ્રાણ ધારણ કરી શકાય એટલા પ્રમાણમાં જ આહાર લઇએ છીએ. માટે તું જા, ફરી વાર આવું બોલીશ નહિ." તે સાંભળીને વાળંદે કહ્યું, "ભગવન્! તમારો ધર્મ હું જાણું છું. વળી તમને ઘણા શ્રાવકો બોલાવે છે. પણ હમણાં મેં પુસ્તકનાં બંધનને યોગ્ય બહુમૂલ્ય વસ્ત્ર તૈયાર કરાવ્યાં છે તથા પુસ્તકોના લેખન માટે લહિયાઓને ધન પણ આપ્યું છે. માટે આ પ્રસંગે સર્વથા યોગ્ય હોય તેમ કરો."

---

to take the vow (of chastity) in his youth. I take सुकुमारिक as a wrong formation for सौकुमारक, adj. अभिग्रह, vow, Pw Nachtr. 2. But this explanation is very uncertain. सुकुमारिकाभिग्रह is perhaps a technical expression.'' सुकुमारिका શબ્દ જૈન સંસ્કૃતમાં 'સુંવાળી' (પુરી) અર્થમાં વાપરેલો છે. 'સુંવાળી'ને મળતા કોઇ જૂના શબ્દનું તે સંસ્કૃતીકરણ હશે (જુઓ: 'तवऐसु य' त्ति तवकानि–सुकुमारिकातलनभाजनानि, વિપાકસૂત્ર ઉપરની અભયદેવસૂરિની વૃત્તિ, આગમોદય સમિતિનું સંસ્કરણ, પત્ર ૫૮). પંચાખ્યાનના પાઠમાં सुकुमारिकाનો આ અર્થ ઘટાવીએ તો 'જેણે સુંવાળીનો ત્યાગ કરવાના વ્રતનો આદેશ લીધો હતો એવો' અર્થ થાય. ગમે તેમ, પણ ઉપર આપેલા પાઠો પૈકી એકેમાંથી સર્વાંશે સંતોષકારક અર્થ નિષ્પન્ન થતો નથી એ તો સ્વીકારવું પડશે.

પછી વાળંદ પણ પોતાને ઘેર ગયો. ત્યાં જઈ ખેરનો દંડો તૈયાર કરી, દ્વાર ઉપર બન્ને કમાડ બરાબર બંધ કરી, આશરે દોઢ પહોર થવાને સમયે[૯] ફરી વાર વિહારના દ્વાર આગળ આવી ઊભો રહીને, ગુરુને પ્રાર્થના કરીને, અનુક્રમે બહાર નીકળતા યતિઓને પોતાને ઘેર લાવ્યો. તેઓ સર્વે પણ કાપડરૂપી વિત્તના લોભથી, ભક્તિયુક્ત એવા પરિચિત શ્રાવકોનો ત્યાગ કરીને હર્ષિત મનવાળા તે વાળંદની પાછળ ચાલ્યા. અથવા આ ખરું કહ્યું છે કે

એકાકી, જેણે ઘરનો ત્યાગ કર્યો છે એવો, પાણિપાત્ર (જેની પાસે વાસણમાં માત્ર પોતાનો હાથ જ હોય છે) અને દિગંબર મનુષ્ય પણ આ લોકમાં તૃષ્ણાથી ખેંચાઇ જાય છે, એ કૌતુક જુઓ! ૧૫ જીર્ણ–વૃદ્ધ થતા મનુષ્યના કેશ જીર્ણ થાય છે, જીર્ણ મનુષ્યના દાંત જીર્ણ થાય છે અને આંખ તથા કાન પણ જીર્ણ થાય છે; પરન્તુ એક તૃષ્ણા જ તરુણ થાય છે. ૧૬.

પછી ઘરમાં તેમનો પ્રવેશ કરાવી દ્વાર બરાબર બંધ કરીને દંડના પ્રહારોથી વાળંદ તેમના માથામાં ઘા કરવા લાગ્યો. એ પ્રમાણે તાડન થવાથી તેઓમાંના કેટલાક મરણ

---

૯. મૂળમાં सार्धप्रहरद्वयोद्देशे પાઠ છે, પણ નિર્ણયસાગર પ્રેસની વાચનામાં सार्धप्रहरैकसमये અને કાળેમાં सार्धप्रहरदिवससमये એમ છે. સં. ૧૪૭૫ ની હાથપ્રતમાં તથા પૂર્ણભદ્રના પંચાખ્યાનમાં પણ सार्धप्रहरोद्देशे છે. બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાંના પાઠ કરતાં આ બધા પાઠો વધારે ઉચિત છે, કેમકે ભિક્ષાને માટે દિવસનો દોઢ પહોર વીત્યા પછી (સવારે સાડાદશના સુમારે) નીકળવામાં આવે છે, નહિ કે અઢી પહોર વીત્યા પછી. આથી મેં અહીં બો. સં. સિ. ની વાચનામાંના પાઠનો અસ્વીકાર કર્યો છે.

પામ્યા, અને જેમનાં માથાં ફાટી ગયાં હતાં એવા બીજાઓ પોકાર કરવા લાગ્યા. એ સમયે તે આક્રંદ સાંભળીને કોટવાળોએ કહ્યું, "અરે! અરે! નગરમાં આ મહાન કોલાહલ શેનો છે? માટે જાઓ, જાઓ!" એટલે તેમની આજ્ઞા બજાવનારા સર્વે તેમની સાથે સત્વર વાળંદને ઘેર ગયા. એ સમયે રુધિરથી ખરડાયેલા શરીરવાળા અને નાસભાગ કરતા નગ્ન યતિઓને તેમણે જોયા. પછી તેઓએ વાળંદને બાંધ્યો, અને મરતાં બચેલા યતિઓની સાથે તેને ન્યાયાલયમાં લઇ ગયા.

(પછી ન્યાયાધીશોએ) વાળંદને પૂછ્યું, "અરે! આ કુકૃત્ય તેં શા માટે કર્યું?" તે બોલ્યો, "શું કરું? મેં શ્રેષ્ઠી મણિભદ્રના ઘરમાં આ પ્રકારની ઘટના જોઇ હતી." તેણે પોતે જોયો હતો તે પ્રમાણે મણિભદ્રનો સર્વ વૃત્તાન્ત કહ્યો. પછી (ન્યાયાધીશોએ) શ્રેષ્ઠીને બોલાવીને કહ્યું, "હે શ્રેષ્ઠી! તેં શું કોઇ ક્ષપણકનો વધ કર્યો હતો,?" એટલે તેણે ક્ષપણકનો સર્વ વૃત્તાન્ત તેઓને નિવેદન કર્યો. પછી તેઓએ કહ્યું, "અહો! આ દુરાત્મા અને કુપરીક્ષિતકારી વાળંદને શૂળીએ ચડાવો." એ પ્રમાણે થયા પછી તેઓ બોલ્યા,

"અહીં વાળંદે કર્યું હતું તેમ, બરાબર જોયા, જાણ્યા, સાંભળ્યા કે પરખ્યા વિના મનુષ્યે કાર્ય કરવું નહિ. ૧૭.[10]

---

૧૦. દક્ષિણ ભારતીય પંચતંત્રમાં આ કથાનો ઉત્તરાર્ધ ખૂબ સંક્ષેપમાં આપ્યો છે: શ્રેષ્ઠીએ ત્રણ નિધિઓ મેળવ્યા એ જોઇને વાળંદ પોતાને ઘેર જઈ દંડો લઈને ઊભો રહ્યો અને કર્મવશાત્ ત્રણ ભિક્ષુઓ ભિક્ષાર્થે આવ્યા તેમના ઉપર ઘા કર્યો. પરિણામે નિધિ તો ન મળ્યો, પણ રાજપુરુષોએ તેને શૂળી ઉપર ચડાવ્યો.

અથવા આ ખરું કહ્યું છે કે

પરીક્ષા કર્યા સિવાય કોઈ કામ કરવું નહિ, સારી રીતે પરીક્ષા કરીને જ કરવું; નહિ તો, બ્રાહ્મણીને નોળિયા માટે થયો હતો તેમ, પાછળથી સંતાપ થાય છે.” ૧૮.

મણિભદ્ર બોલ્યો, “એ કેવી રીતે?” ન્યાયાધીશો કહેવા લાગ્યા—

## (૧) બ્રાહ્મણી અને નોળિયો[૧૧]

“કોઈ એક નગરમાં દેવશર્મા નામે બ્રાહ્મણ રહેતો હતો. તેની પત્નીને પ્રસૂતિ થઈ, અને તેણે પુત્રને જન્મ આપ્યો. તે જ દિવસે

---

૧૧. તંત્રાખ્યાયિકા, દક્ષિણ ભારતીય પંચતંત્ર અને પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા પાંચમા તંત્રમાં મુખ્ય કથા તરીકે આવે છે; પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૫-૧, હિતોપદેશ ૪-૧૨, કથાસરિત્સાગર ૧૪૦ (પૃ. ૩૨૫), બૃહત્કથામંજરી ૧૬-૪૦. હિતોપદેશમાં કથાનો સન્દર્ભ જુદો છે—સિંહલદ્વીપના સારસ રાજાએ પોતાના મિત્ર, કર્પૂરદ્વીપના રાજા હિરણ્યગર્ભ હંસના મંત્રી સર્વજ્ઞ નામે ચક્રવાકની સૂચનાથી ચિત્રવર્ણ મયૂરના પ્રદેશ ઉપર આક્રમણ કર્યું. ચિત્રવર્ણ હિરણ્યગર્ભ સાથે સંધિ કરે એ માટે સર્વજ્ઞનો આ દાવ હતો. ચિત્રવર્ણ સારસની સામે લડવા જવા ઇચ્છે છે; પણ તેનો મંત્રી દીર્ઘદર્શી નામે ગીધ કહે છે કે ‘એક પક્ષ સાથે સંધિ કર્યા સિવાય બીજા પક્ષની સામે ન જવાય. ખરી વસ્તુ જાણ્યા સિવાય ક્રોધને વશ થવાથી બ્રાહ્મણની જેમ પરિતાપ થાય છે.’ એમ જણાવી તે આ કથા કહે છે.

બોમ્બે સંસ્કૃત સિરીઝની આવૃત્તિમાં, ‘ભિક્ષુઓનાં માથાં ફોડનાર વાળંદ’ની ૧ લી કથા ગણીને આ કથા ઉપર ૨ અંક આપ્યો છે, તે યોગ્ય નથી. વાળંદની તો મુખ્ય કથા છે, અને પછીની કથાઓ તેના પેટામાં આવે છે, આથી નિર્ણયસાગર પ્રેસની તથા કાળેની આવૃત્તિઓમાં અને પૂર્ણભદ્રના પંચાખ્યાનના સંપાદનમાં પણ આ ‘બ્રાહ્મણી અને નોળિયા’ની વાર્તાને જ, યોગ્ય રીતે, પહેલી કથા ગણવામાં આવેલી છે. હું આ અનુવાદમાં એ ક્રમને અનુસર્યો છું. આથી બોમ્બે સંસ્કૃત સિરીઝની આવૃત્તિમાં આ પાંચમા તંત્રમાં (મુખ્ય કથા સહિત) ૧૫ કથાઓ ગણવામાં આવી છે, પણ આ અનુવાદમાં (મુખ્ય કથાને બાદ કરી) ૧૪ ગણી છે.

નોળિયણે નોળિયાને જન્મ આપ્યો. પછી તે પુત્રવત્સલ બ્રાહ્મણીએ તે નોળિયાને પોતાના પુત્રની જેમ દૂધ પાઈને તથા સ્નાન અને આહારાદિ કરાવીને ઉછેર્યો, પરંતુ 'આ કદાચ પોતાની જાતિના દોષથી આ બાળકને વિઘ્નકારી થાય એવું આચરણ કરે' એમ વિચારીને તે નોળિયાનો વિશ્વાસ કરતી નહોતી. આમ તે પોતાના ચિત્તમાં જાણતી હતી. કહ્યું છે કે

અંતિનયી, કુરૂપ, મૂર્ખ, વ્યસની અને દુષ્ટ એવો કુપુત્ર પણ મનુષ્યોના હૃદયને આનંદકારી લાગે છે. ૧૯ 'ચંદન શીતળ છે' એમ લોકો કહે છે, પણ પુત્રના અંગોના સ્પર્શ ચંદનથી પણ અધિક છે. ૨૦. લોકો પુત્રના સ્નેહબંધનના જેટલી ઇચ્છા કરે છે તેટલી મિત્રના, પિતાના, હિતેચ્છુના અને પાલકના સ્નેહબંધનની પણ કરતા નથી. ૨૧.

હવે, તે બ્રાહ્મણીએ એક વાર પુત્રને શય્યામા સુવાડીને, જળકુંભ લઈને પતિને કહ્યું, "બ્રાહ્મણ! પાણી લેવા માટે હું તળાવે જાઉં છું. તમારે આ પુત્રનું નોળિયાથી રક્ષણ કરવું."[૧૨] પછી તે ગઈ, એટલે બ્રાહ્મણ પણ સૂનું ઘર મૂકીને ક્યાંક ભિક્ષા માટે ગયો.[૧૩] તે સમયે કાળો નાગ દરમાથી બહાર નીકળ્યો. નોળિયાએ પણ સાપને પોતાનો સ્વભાવવૈરી જાણીને, તેની સાથે યુદ્ધ કરીને તેના ટુકડેટુકડા કરી નાખ્યા. પછી રુધિરથી ખરડાયેલા મુખવાળો તે આનંદપૂર્વક પોતાનું કાર્ય બતાવવા માટે માતાની સામે ગયો. તેને રુધિરથી ખરડાયેલા મુખવાળો જોઈને માતાના ચિત્તમાં પણ શંકા થઈ કે 'આ દુરાત્મા મારા પુત્રને ખાઈ ગયો હશે." એમ વિચારીને તેણે કોપથી નોળિયા

૧૨. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૩૨) અને દક્ષિણ ભારતીય પંચતંત્ર (પૃ. ૫૯) પ્રમાણે, સુવાવડના દશમા દિવસે સ્નાન કરવા માટે તથા અપવિત્ર વસ્ત્રો ધોવા માટે બ્રાહ્મણી ગઇ હતી.

૧૩. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૩૩) અને કથાસરિત્સાગર (પૃ. ૩૨૫) પ્રમાણે, પર્વદિવસ હોવાથી રાજદરબારમાંથી દાસી સ્વસ્તિવાચન નિમિત્તે બોલાવવા આવી હતી, એટલે દક્ષિણાના લોભે નોળિયાને બાળક સોંપીને બ્રાહ્મણ ગયો.

ઉપર પાણીનો ઘડો નાખ્યો.[14] એ પ્રમાણે નોળિયાને મારીને પ્રલાપ કરતી તે ઘેર આવે છે, તો પુત્ર પહેલાંની જેમ જ સૂતેલો હતો. બાજૂએ કાળા નાગના ટુકડેટુકડા થયેલા જોઈને પુત્રવધના શોકથી તે પોતાનું માથું અને છાતી કૂટવા લાગી. એ સમયે ભિક્ષા માગીને આવેલો બ્રાહ્મણ જુએ છે તો પુત્રશોકથી સંતપ્ત થયેલી બ્રાહ્મણી વિલાપ કરતી હતી, "અરે, અરે, લોભી! લોભને લીધે તમે મારું વચન કર્યું નહિ. માટે હવે પુત્રમૃત્યુરૂપી દુઃખવૃક્ષનું ફળ ભોગવો.[15] અથવા આ ખરું કહ્યું છે કે

અતિલોભ કરવો નહિ, લોભનો ત્યાગ પણ કરવો નહિ; અતિ લોભને વશ થયેલાના મસ્તક ઉપર ચક્ર ભમે છે." ૨૨.

બ્રાહ્મણ બોલ્યો, "એ કેવી રીતે?" બ્રાહ્મણી કહેવા લાગી—

## (૨) ધનભંડારની શોધમાં નીકળેલા ચાર મિત્રો[16]

"પરસ્પર મિત્રતાને પામેલા એવા ચાર બ્રાહ્મણપુત્રો કોઈ એક નગરમાં વસતા હતા. દરિદ્રતાથી દુઃખી થયેલા તેઓ પરસ્પર

૧૪. પશ્ચિમ ભારતીય પંચતંત્ર પ્રમાણે, બ્રાહ્મણીએ પાણીનો ઘડો નાખી નોળિયાને મારી નાખ્યો હતો અને બ્રાહ્મણ પછીથી આવ્યો હતો, જ્યારે બીજી કેટલીક પાઠપરંપરાઓ પ્રમાણે, રાજદરબારમાંથી પાછા આવેલા બ્રાહ્મણે નોળિયાને લોહિયાળ મુખવાળો જોઇને મારી નાખ્યો હતો અને બ્રાહ્મણી પછીથી આવી હતી. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૩૫) પ્રમાણે, બ્રાહ્મણે લાકડીથી, કથાસરિત્સાગર (પૃ. ૩૩૫) પ્રમાણે પથરાથી, બૃહત્કથામંજરી (પૃ. ૫૮૭) પ્રમાણે, અયોમુખથી, અને દક્ષિણ ભારતીય પચતંત્ર (પૃ. ૫૯) પ્રમાણે, મુસલથી નોળિયાને મારી નાખ્યો હતો. હિતોપદેશ (પૃ. ૧૩૫) પ્રમાણે પણ બ્રાહ્મણે નોળિયાને માર્યો હતો.

૧૫. મૂળમાં तदनु तव सांप्रतं पुत्रमृत्युदुःखवृक्षफलम् પાઠ છે, જ્યારે નિર્ણયસાગરની અને કાળેની વાચનાઓમાં तदनुभव सांप्रतं० છે, તે મેં સ્વીકાર્યો છે.

૧૬. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૨-૫. બીજી કોઇ પ્રાચીન પાઠપરંપરામાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

વિચાર કરવા લાગ્યા, "અહો! આ દરિદ્રતાને ધિક્કાર છે! કહ્યું . છે કે

વાઘ અને હાથીઓ વડે સેવાયેલા, જળ વિનાના અને ઘણા કાંટાથી છવાયેલા વનમાં વાસ, ઘાસની પથારી અને પહેરવા માટે વલ્કલ હોય એ સારું, પણ સગાંસંબંધીઓની વચ્ચે નિર્ધન અવસ્થામાં રહેવું સારું નહિ. ૨૩.

તેમ જ

જેની પાસે ધન ન હોય એવો મનુષ્ય સ્વામીની સારી રીતે સેવા કરે તો પણ તે તેનો દ્વેષ કરે છે, સુજન ભાઈઓ તેનો એકાએક ત્યાગ કરે છે, તેના ગુણો શોભતા નથી, પુત્રો તેનો ત્યાગ કરે છે, આપત્તિઓ વૃદ્ધિ પામે છે, સારા વંશમાં ઉત્પન્ન થયેલી પત્ની પણ તેની યોગ્ય રીતે સેવા કરતી નથી, તથા ન્યાય ઉપર જેમણે પોતાના પરાક્રમોનું આરોપણ કર્યું છે એવા મિત્રો પણ તેને છોડી દે છે. ૨૪. માણસ શૂરવીર, સુરૂપ, સુભગ અને વાક્ચાતુર્યવાળો હોય, અને તેણે શસ્ત્રો અને શાસ્ત્રોનું જ્ઞાન મેળવ્યું હોય, તો પણ ધન વિના આ મનુષ્યલોકમાં તે યશ અને માન મેળવી શકતો નથી. ૨૫. તે જ અવિકલ ઇન્દ્રિયો છે, તે જ નામ છે, તે જ અકુંઠિત બુદ્ધિ છે, અને તે જ વાણી છે; છતાં એ જ પુરુષ ધનની ઉષ્માથી રહિત થતાં એક ક્ષણમાં જ બાહ્ય બની જાય છે, એ વિચિત્ર છે! ૨૬.

માટે આપણે ધન મેળવવા ક્યાંક જઈએ." એ પ્રમાણે વિચાર કરીને સ્વદેશનો, મિત્રો સહિત નગરનો, અને સંબંધીઓ સહિત પોતાના ઘરનો ત્યાગ કરીને તેઓ નીકળ્યા. અથવા આ ખરું કહ્યું છે કે

ચિન્તાથી જેની બુદ્ધિ વ્યાકુળ થઈ હોય એવો પુરુષ આ લોકમાં સત્યનો ત્યાગ કરે છે, બંધુવર્ગને છોડી દે છે, તથા પોતાની જનની અને જન્મભૂમિનો ત્યાગ કરીને જ્યાં પોતાને મનગમતા લોકો રહેતા હોય એવા વિદેશમાં જાય છે. ૨૭.

એ પ્રમાણે અનુક્રમે ચાલતા તેઓ અવન્તિ પહોંચ્યા. ત્યાં સિપ્રાના જળમાં સ્નાન કરીને, મહાકાલને પ્રણામ કરીને તેઓ નીકળતા હતા ત્યારે ભૈરવાનંદ નામે યોગી સામે મળ્યો. બ્રાહ્મણને ઉચિત વિધિથી તેનું સન્માન કરીને એની જ સાથે તેઓ એના મઠમાં ગયા. પછી તેણે તેઓને પૂછ્યું, "તમે કયાંથી આવ્યા છો? કયાં જાઓ છો? તમારે શેનું પ્રયોજન છે?" પછી તેઓએ કહ્યું, "અમે સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે પ્રવાસે નીકળેલા છીએ, અને જ્યાં ધનપ્રાપ્તિ અથવા મૃત્યુ થશે ત્યાં અમે જઇશું એવો નિશ્ચય છે. કહ્યું છે કે

અવસર આવ્યે પોતાનાં શરીરને જોખમમાં મૂકીને સાહસિક પુરુષો દુષ્પ્રાપ અને ઇચ્છિત એવું ઘણું ધન મેળવે છે. ૨૮.

તેમજ

પાણી કોઈ વાર આકાશમાંથી આવે છે, ખોદવામાં આવે તો પાતાળમાંથી પણ તે મળે છે; માટે દૈવનો વિચાર કરવો જોઈએ નહિ, ખરેખર પુરુષાર્થ બળવાન છે. ૨૯. પુરુષના પુરુષાર્થથી જ પૂરેપૂરી ઇષ્ટસિદ્ધિ થાય છે, અને જેને તું 'દૈવ' કહે છે તે પણ અદૃષ્ટ નામનો પુરુષનો ગુણ છે. ૩૦. સાહસિકો મોટા લોકોના અતુલ ભયને અને પોતાના પ્રાણને તૃણ સમાન ગણે છે. અહો! ઉદાર પુરુષોનું આ ચરિત્ર અદ્ભુત છે! ૩૧. અંગને ક્લેશ પમાડ્યા સિવાય આ જગતમાં વિવિધ પ્રકારનાં સુખ મળતાં નથી; મધુનો નાશ કરનાર વિષ્ણુએ સમુદ્રમંથનથી થાકેલા બાહુઓ વડે લક્ષ્મીને આલિંગન કર્યું હતું. ૩૨. જળમાં રહીને જે સતત ચાર માસ સુધી નિદ્રા કરે છે એવા વિષ્ણુ નરસિંહ હોય તો પણ તેમની પત્ની ચંચલ કેમ ન થાય? ૩૩. પુરુષ જ્યાંસુધી પુરુષાર્થ કરે નહિ ત્યાંસુધી તે ઉત્તમ વસ્તુને મેળવી શકતો નથી; સૂર્ય જ્યારે તુલા રાશિમાં આરૂઢ થાય ત્યારે તે આ લોકમાં વાદળાંના આવરણ ઉપર વિજય મેળવે છે. ૩૪.

માટે વિવરપ્રવેશ, શાકિનીસાધન, સ્મશાનસેવન, મહામાંસનો વિક્રય અથવા સાધકની શલાકા આદિમાંથી ધન મેળવવાનો કોઈ એક ઉપાય અમને કહો. આપ અદ્ભુત શક્તિવાળા છો, એમ સાંભળવામાં આવે છે; અમે પણ અતિસાહસિક છીએ. કહ્યું છે કે

મોટા જ મોટાનું કાર્ય સિદ્ધ કરવાને સમર્થ હોય છે; સમુદ્ર સિવાય બીજો કોણ વડવાનલને ધારણ કરે છે?" ૩૫.

ભૈરવાનંદે પણ તેઓની કાર્યસિદ્ધિ માટે ચાર સિદ્ધિવર્ત્તી—વાટ ઘણા ઉપાયોથી તૈયાર કરીને આપી, અને કહ્યું, "હિમાલયની દિશામાં જાઓ. ત્યાં પહોંચ્યા પછી જ્યાં આ વાટ નીચે પડશે ત્યાં તમને નિધાન પ્રાપ્ત થશે, એમાં શંકા નથી. એ સ્થાન ખોદીને, નિધિ લઇને પાછા વળજો."

એ પ્રમાણે કર્યા પછી તેઓ ચાલતા હતા ત્યારે એકના હાથમાંની વાટ પડી ગઈ. પછી તેણે એ સ્થળ ખોદ્યું તો ત્રાંબાની જમીન નીકળી. પછી તેણે કહ્યું, "અહો! સ્વેચ્છાએ ત્રાંબુ લઈ લો." બીજાઓ બોલ્યા, "હે મૂઢ! આને શું કરવું? એ ઘણું હોય તો પણ તેનાથી દારિદ્રનો નાશ થતો નથી. માટે ઊઠ, આપણે આગળ જઈએ." તેણે કહ્યું, "તમે જાઓ, હું આગળ નહિ આવું." એ પ્રમાણે કહીને ઇચ્છાનુસાર ત્રાંબુ લઇને પહેલો પાછો વળ્યો. પેલા ત્રણે ય આગળ ચાલ્યા.

થોડેક ગયા, એટલે જે આગળ ચાલતો હતો તેની વાટ નીચે પડી. તે પણ ખોદવા માંડ્યો, તો રૂપાની જમીન નીકળી. હર્ષ પામેલો તે બોલ્યો કે, "અરે! ઇચ્છાનુસાર રૂપું લઈ લો; આગળ જવું નથી." પેલા બે જણે કહ્યું, "પહેલાં ત્રાંબાની જમીન નીકળી, આગળ રૂપાની નીકળી, તો હવે નક્કી આગળ સોનાની જમીન હશે. આ રૂપું ઘણું હોય તો પણ એનાથી દારિદ્રનો નાશ થતો નથી. માટે આપણે બે આગળ જઈએ." એમ કહીને બન્ને ય આગળ ચાલ્યા. પેલો પણ પોતાની શક્તિ પ્રમાણે રૂપું લઇને પાછો વળ્યો,

પેલા બે આગળ ગયા, એટલે તેમાંના એકની વાટ નીચે પડી. તે પણ હર્ષ પામીને ખોદવા લાગ્યો ત્યાં સોનાની ભૂમિ નીકળી, એટલે તેણે બીજાને કહ્યું, "અરે! ઇચ્છાનુસાર સુવર્ણ લઈ લે. સુવર્ણથી વધારે સારૂં આગળ બીજું કંઈ નહિ હોય." તે બોલ્યો, "મૂઢ! તું કંઈ જાણતો નથી. પહેલાં ત્રાંબુ, પછી રૂપું, અને પછી સોનું આવ્યું, તો નક્કી હવે પછી રત્નો આવશે, જેમાંના એકથી પણ દરિદ્રતાનો નાશ થશે. માટે ઊઠ, આગળ જઈએ. ભારરૂપ આ સોનું ઘણું હોય તો પણ તેથી શું?" પેલાએ કહ્યું, "તું જા; હું અહીં બેસીને તારી વાટ જોઈશ."

એમ નક્કી કર્યા પછી પેલો એકલો આગળ જઈ ગ્રીષ્મના સૂર્યના તાપથી સંતપ્ત શરીરવાળો તથા તરસથી વ્યાકુળ થઈ સિદ્ધિના માર્ગથી ભૂલો પડી આમતેમ ભમવા લાગ્યો. પછી ભમતાં ભમતાં એક સ્થળે લોહીલુહાણ ગાત્રોવાળા તથા જેના મસ્તક ઉપર ચક્ર ભમતું હતું એવા એક પુરુષને તેણે જોયો. પછી જલદી એની પાસે જઈને તેણે પૂછ્યું, "અરે! તું કોણ છે? અને તારા માથા ઉપર ચક્ર કેમ ભમે છે? કોઈ ઠેકાણે પાણી હોય તો મને કહે." એ પ્રમાણે તે બોલતો હતો એટલામાં તે ચક્ર તે જ ક્ષણે પેલાના માથા ઉપરથી બ્રાહ્મણના માથે ચડી ગયું. તે બોલ્યો, "ભદ્ર! આ શું?" પેલાએ કહ્યું કે "આ મારા ઉપર પણ આવી જ રીતે ચડ્યું હતું." (બ્રાહ્મણે કહ્યું.)[૧૭] "તો કહે, મારા માથા ઉપરથી એ ક્યારે ઊતરશે? મને ઘણી વેદના થાય છે." પેલો બોલ્યો, "જ્યારે તારી જેમ બીજો કોઈ સિદ્ધિવર્ત્તી લઈને, અહીં આવીને, તારી સાથે વાત કરશે ત્યારે એના માથા ઉપર ચક્ર ચડશે." બ્રાહ્મણે કહ્યું, "તું અહીં કેટલા સમયથી હતો?" તેણે કહ્યું, "અત્યારે પૃથ્વી ઉપર

---

૧૭. આ સ્થળે બોમ્બે સંસ્કૃત સિરીઝની વાચનામાં જે ખૂટ છે તે, स आह એટલા શબ્દો નિર્ણયસાગર અને કાળેની વાચનામાંથી લીધા છે.

કયો રાજા છે?" બ્રાહ્મણ બોલ્યો, "વીણાવત્સરાજ." તેણે કહ્યું, "હું કાળસંખ્યા તો જાણતો નથી, પણ જ્યારે રામ રાજા હતા ત્યારે દારિદ્ર્યથી પીડાયેલો હું સિદ્ધિવર્તી લઈને આ માર્ગે આવ્યો હતો. પછી જેણે માથે ચક્ર ધારણ કર્યું હતું એવા બીજા મનુષ્યને મેં જોયો અને તેને પૂછ્યું, એટલે મારી આ સ્થિતિ પેદા થઈ." બ્રાહ્મણે કહ્યું, "ભદ્ર! આવી સ્થિતિમાં તને ભોજન અને પાણી કેવી રીતે મળતું હતું?" તે બોલ્યો "ભદ્ર! પોતાના ભંડારનું હરણ થવાના ભયથી કુબેરે સિદ્ધોને આ ભય દર્શાવેલો છે, તેથી કોઈ સિદ્ધ અહીં આવતો નથી. જો કદી કોઈ આવે છે તો તે ભૂખ, તરસ અને નિદ્રાથી રહિત તથા જરામરણથી વર્જિત બની કેવળ આ પ્રમાણે વેદના અનુભવે છે. માટે મને રજા આપ, હું મુક્ત થયો છું; હવે હું મારે ઘેર જઈશ." એમ કહીને તે ગયો.

હવે, બ્રાહ્મણને વાર લાગી, એટલે પેલો સુવર્ણસિદ્ધિ તેને શોધવા લાગ્યો, અને પગલાંની પંક્તિને અનુસરતો વનમાં કેટલેક દૂર આવ્યો તો ત્યાં લોહીલુહાણ શરીરવાળો તથા માથા ઉપર ભમતા તીક્ષ્ણ ચક્રની વેદનાથી કણસતો એ બેસી રહેલો હતો. પછી પાસે આવીને તેણે આંસુ સાથે પૂછ્યું, "મિત્ર! આ શું?" તે બોલ્યો, "દૈવની આજ્ઞા." તેણે કહ્યું, "એ કેવી રીતે? તેનું કારણ કહે." તેણે પૂછ્યું, એટલે ચક્રનો બધો વૃત્તાન્ત એણે કહ્યો. તે સાંભળીને એની નિન્દા કરતાં તેણે કહ્યું. "અરે! મેં અનેક વાર તને વાર્યો, છતાં તેં મારું વાક્ય સાંભળ્યું નહિ. માટે હવે શું થાય? વિદ્યાવાન અને કુલીન હોવા છતાં તું બુદ્ધિ વિનાનો છે. અથવા આ ખરું કહ્યું છે કે

એવી વિદ્યા નહિ, પણ બુદ્ધિ સારી ગણાય છે; વિદ્યા કરતાં બુદ્ધિ ઉત્તમ છે. બુદ્ધિ વિનાના મનુષ્યો, સિંહને સજીવન કરનારાઓની જેમ, વિનાશ પામે છે." ૩૬.

ચક્રધર બોલ્યો, "એ કેવી રીતે?" સુવર્ણસિદ્ધિ કહેવા લાગ્યો—

## (૩) સિંહને સજીવન કરનારા મૂર્ખો[૧૮]

"કોઈ એક નગરમાં પરસ્પર ગાઢ મિત્રતાવાળા ચાર બ્રાહ્મણપુત્રો રહેતા હતા. તેમાંના ત્રણ જણ શાસ્ત્રના પારગામી, પણ બુદ્ધિરહિત હતા. એક કેવળ બુદ્ધિમાન, પણ શાસ્ત્રરહિત હતો. પછી એક વાર તે મિત્રોએ વિચાર કર્યો, "દેશાન્તરમાં જઈને, રાજાઓને સંતોષ પમાડીને ધનોપાર્જન ન કરવામાં આવે તો વિદ્યાથી શો ગુણ? માટે આપણે પૂર્વ દેશમાં જઈએ."

એ પ્રમાણે કર્યા પછી, માર્ગમાં થોડેક ગયા પછી તેઓમાં જે મોટો હતો તેણે કહ્યું, "અહો! આપણામાં આ ચોથો મૂઢ–વિદ્યાહીન હોઈ કેવળ બુદ્ધિમાન છે. વિદ્યા વિના બુદ્ધિથી રાજા પાસેથી દાન લઈ શકાતું નથી. માટે મેં ઉપાર્જિત કરેલું ધન હું તેને નહિ આપું. તે ભલે પોતાને ઘેર જાય." પછી બીજાએ કહ્યું, "હે સુબુદ્ધિ! તું તારે ઘેર જા, કારણ કે તારી પાસે વિદ્યા નથી." પછી ત્રીજાએ કહ્યું, "અહો! આમ કરવું યોગ્ય નથી, કારણ કે આપણે બાલ્યાવસ્થાથી એક સાથે રમેલા છીએ. માટે એ મહાનુભાવ ભલે આવે; આપણે મેળવેલા ધનના ભાગનો તે અધિકારી થશે. કહ્યું છે કે

જે લક્ષ્મી કેવળ કુલવધૂ જેવી હોય, અને વેશ્યાની જેમ જેનો ઉપભોગ પથિકો સામાન્યપણે કરી શકે નહિ તે શા કામની? ૩૭.

તેમજ

'આ પોતાનો અથવા આ પારકો' એવી ગણના તો હલકાં ચિત્તવાળા મનુષ્યો કરે છે; ઉદાર ચરિતવાળા મનુષ્યો માટે તો આખી પૃથ્વી જ કુટુંબ છે. ૩૮.

માટે એ પણ ભલે આવે." એમ કર્યા પછી, માર્ગમાં જતાં તેઓએ મરેલા સિંહનાં હાડકાં જોયાં. પછી એકે કહ્યું કે

૧૮. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૫–૩. અન્ય પ્રાચીન પાઠપરંપરાઓ કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

"આપણે વિદ્યાની ખાત્રી કરીએ. આ કોઈ પ્રાણી મરેલું છે, તેને વિદ્યાના પ્રભાવથી આપણે જીવતું કરીએ. હું હાડકાં ભેગાં કરું છું." પછી એકે ઉત્સુકતાથી હાડકાં ભેગાં કર્યાં. બીજાએ તેમાં ચામડું, માંસ અને લોહી મૂક્યાં. ત્રીજો જ્યારે એમાં જીવનો સંચાર કરતો હતો ત્યારે સુબુદ્ધિએ તેને અટકાવ્યો, "અરે! તું ઊભો રહે. આ તો સિંહ ઉત્પન્ન થાય છે. જો એને તું સજીવન કરીશ તો તે સર્વેનો નાશ કરશે." તેણે એમ કહ્યું, એટલે પેલો બોલ્યો, "મૂર્ખ! તને ધિક્કાર છે! હું વિદ્યાને નિષ્ફળ નહિ કરું." પછી તેણે કહ્યું, "તો હું ઝાડ ઉપર ચડી જાઉં ત્યાંસુધી ક્ષણ વાર ઊભો રહે." તેણે એમ કર્યા પછી પેલાએ સિંહને સજીવન કર્યો, એટલે સિંહે ઊઠીને તે ત્રણેને મારી નાખ્યા; અને સુબુદ્ધિ પણ વૃક્ષથી ઊતરીને ઘેર ગયો.

તેથી હું કહું છું કે—એવી વિદ્યા નહિ, પણ બુદ્ધિ સારી ગણાય છે; વિદ્યા કરતાં બુદ્ધિ ઉત્તમ છે. બુદ્ધિ વિનાના મનુષ્યો, સિંહને સજીવન કરનારાઓની જેમ, નાશ પામે છે. ૩૯.

વળી બીજું પણ કહ્યું છે કે

શાસ્ત્રોમાં કુશળ હોવા છતાં જેઓ લોકાચારથી રહિત હોય છે તેઓ સર્વે, પેલા મૂર્ખ પંડિતોની જેમ, હાસ્યપાત્ર થાય છે." ૪૦.

ચક્રધર બોલ્યો, "એ કેવી રીતે?" સુવર્ણસિદ્ધિ કહેવા લાગ્યો—

## (૪) ચાર પંડિત મૂર્ખ [૧૯]

"કોઈ એક નગરમાં પરસ્પર મિત્રતાવાળા ચાર બ્રાહ્મણો રહેતા હતા. બાલ્યાવસ્થામાં જ તેમને વિચાર થયો, "અરે! દેશા-

૧૯. પશ્ચિમ ભારતીય પંચતંત્ર સિવાયની બીજી કોઈ પ્રાચીન પાઠ-પરંપરામાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

ન્તરમાં જઈને આપણે વિદ્યા સંપાદન કરીએ." પછી એક દિવસે તે બ્રાહ્મણો પરસ્પર નિશ્ચય કરીને કાન્યકુબ્જ ગયા, અને ત્યાં વિદ્યામઠમાં ભણવા લાગ્યા. એ પ્રમાણે બાર વર્ષ સુધી એક ચિત્તે અભ્યાસ કરીને તેઓ સર્વે વિદ્યાકુશળ થયા. પછી તે ચારે જણાએ મળીને કહ્યું, "આપણે સર્વ વિદ્યામાં પારંગત થયા છીએ, માટે ઉપાધ્યાયની વિદાય લઈને સ્વદેશ જઈએ." 'એમ જ કરો' એમ કહીને તે બ્રાહ્મણો ઉપાધ્યાયની વિદાય માગીને તથા રજા લઈને પુસ્તકો લઈને નીકળ્યા.

તેઓ પંથમાં થોડેક ગયા ત્યાં બે માર્ગ આવ્યા. ત્યાં સર્વે બેઠા. એક બોલ્યો, "કયે માર્ગે જઈશું?" એ સમયે તે નગરમાં કોઈ વણિક મરણ પામ્યો હતો, તેને અગ્નિદાહ દેવા માટે મહાજનો જતા હતા. પછી તે ચારમાંથી એકે પુસ્તકમાં જોઈને કહ્યું કે "महाजनो येन गतः स पंथाः । મહાજનો જે માર્ગે જતા હોય તે માર્ગ છે. માટે આપણે મહાજનના માર્ગે જઈએ." પછી તે પંડિતો મહાજનના સમૂહની સાથે જતા હતા ત્યારે એ સ્મશાનમાં તેમણે કોઈ ગધેડો જોયો. પછી બીજાએ પુસ્તક ઉઘાડીને અવલોકયું કે

"રોગી અવસ્થામાં, દુઃખ આવી પડયું હોય ત્યારે, દુષ્કાળમાં, શત્રુના સંકટમાં, રાજદ્વારમાં અને સ્મશાનમાં જે સાથે ઊભો રહે છે તે બાંધવ છે. ૪૧.

માટે અહો! આ આપણો બાંધવ છે." પછી કોઈ ગધેડાના ગળે વળગ્યો, અને કોઈ તેના પગ પખાળવા લાગ્યો. પછી તે પંડિતોએ દિશાનું અવલોકન કર્યું, તો કોઈ ઊંટ જોયો. તેઓએ કહ્યું, "આ શું?" એટલે ત્રીજાએ પુસ્તક ઉઘાડીને કહ્યું કે, "धर्मस्य त्वरिता गतिः । ધર્મની ગતિ ત્વરિત હોય છે, માટે આ ધર્મ છે." ચોથાએ કહ્યું, "इष्टं धर्मेण योजयेत् । વહાલાને ધર્મની સાથે જોડવો જોઈએ." પછી તેઓએ ગધેડાને ઊંટના ગળામાં બાંધ્યો.

આ વાત કોઈએ (ગધેડાના માલિક) ધોબીને કહી. પછી ધોબી એ મૂર્ખ પંડિતોને મારવા માટે આવ્યો એટલામાં તેઓ નાસી ગયા. પછી તેઓ માર્ગમાં થોડેક આગળ ગયા, ત્યાં કોઈ નદી આવી. એ નદીના જળમાં એક ખાખરાનું પાંદડું આવતું જોઈને એક પંડિતે કહ્યું, "आगमिष्यति यत्पत्रं तदस्मांस्तारयिष्यति । જે પાંદડું આવે છે તે આપણને તારશે." એમ કહીને તે એ પાંદડા ઉપર પડ્યો, અને નદીમાં તણાવા લાગ્યો. એ સમયે તેને તણાતો જોઈને બીજા પંડિતે તેની ચોટલી પકડીને કહ્યું કે

"सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पण्डितः ।
अर्धेन कुरुते कार्यं सर्वनाशो हि दुःसहः ॥

સર્વ વસ્તુનો નાશ આવી લાગે ત્યારે પંડિત અર્ધાનો ત્યાગ કરે છે અને અર્ધાથી કામ ચલાવે છે; કેમકે સર્વ વસ્તુનો નાશ અસહ્ય છે."૪૨.

એમ કહીને તેણે એનું માથું કાપી નાખ્યું. પછી તેઓ ત્યાંથી પાછા ફરીને કોઈ ગામમાં આવી પહોંચ્યા. ગ્રામવાસીઓ તેમને નિમંત્રણ કરીને જુદે જુદે ઘેર લઈ ગયા. પછી એક જણને ઘી અને ખાંડવાળી સુતરફેણી ભોજનમાં આપી. એટલે વિચાર કરીને તે પંડિતે કહ્યું કે "दीर्घसूत्री विनश्यति । દીર્ઘસૂત્રી વિનાશ પામે છે." એમ કહીને ભોજનનો ત્યાગ કરીને તે ગયો. પછી બીજાને માંડા આપવામાં આવ્યા. તેણે પણ કહ્યું, "अतिविस्तरविस्तीर्णं न तद्भवेच्चिरायुषम् । જે અતિ વિસ્તારવાળું હોય તે ચિરાયુ થતું નથી." તે પણ ભોજન છોડીને ગયો. પછી ત્રીજાને વડાંનું ભોજન આપવામાં આવ્યું. ત્યાં પણ પંડિતે કહ્યું, "छिद्रेष्वनर्था बहुलीभवन्ति । છિદ્રમાં ઘણાં અનર્થો થાય છે."

એ પ્રમાણે ભૂખથી મળી ગયેલા કંઠવાળા તે ત્રણે પંડિતો લોકોની હાસીને પાત્ર થઈ તે સ્થાનમાંથી સ્વદેશમાં ગયા.

પછી સુવર્ણસિદ્ધિએ કહ્યું કે, "લોકવ્યવહારને નહિ જાણતો તું મેં વાર્યા છતાં રહ્યો નહિ, તેથી આવી અવસ્થાને પામ્યો છે. તેથી હું કહું છું કે—

શાસ્ત્રોમાં કુશળ હોવા છતાં જેઓ લોકાચારથી રહિત હોય છે તેઓ સર્વે, પેલા મૂર્ખ પંડિતોની જેમ, હાસ્યપાત્ર થાય છે." ૪૩.

તે સાંભળીને ચક્રધરે કહ્યું, "અહો! આ તો અકારણ થયું. ઘણી બુદ્ધિવાળા મનુષ્યો પણ દુષ્ટ દૈવથી હારીને નાશ પામે છે, અને અલ્પ બુદ્ધિવાળા પણ એક કુળમાં હંમેશાં આનંદ કરે છે. કહ્યું છે કે

અરક્ષિત પણ દૈવ વડે રક્ષાયેલું હોય તો રહે છે, સુરક્ષિત પણ દૈવથી હણાયેલું પામેલું હોય તો નાશ પામે છે; વનમાં ત્યજી દેવામાં આવેલો અનાથ પણ જીવે છે, અને ઘેર પ્રયત્ન કરવા છતાં પણ જીવતો નથી. ૪૪

તેમજ

શતબુદ્ધિને ઊંચે ઉપાડેલો છે અને સહસ્રબુદ્ધિ લટકે છે; હે ભદ્રે! એકબુદ્ધિ એવો હું નિર્મળ જળમાં ક્રીડા કરું છું." ૪૫.

સુવર્ણસિદ્ધિ બોલ્યો, "એ કેવી રીતે?" ચક્રધર કહેવા લાગ્યો—

## (૫) શતબુદ્ધિ, સહસ્રબુદ્ધિ અને એકબુદ્ધિ[20]

"કોઈ એક જળાશયમાં શતબુદ્ધિ અને સહસ્રબુદ્ધિ નામે બે મત્સ્ય રહેતા હતા. તેમની સાથે એકબુદ્ધિ નામે દેડકાને મિત્રતા થઈ હતી. તે ત્રણેય જળાશયના કિનારા ઉપર કેટલીક વાર સુધી સુભાષિતગોષ્ઠિનું સુખ અનુભવીને ફરી પાછા પાણીમાં જતા હતા.

---

૨૦. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૫-૪. બીજી કોઈ પ્રાચીન પાઠપરંપરામાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

હવે, એક વાર તેઓ ગોષ્ઠિ કરતા હતા ત્યારે માછીમારો હાથમાં જાળ લઈને, ઘણાં માછલાં મારીને તથા એ માછલાં માથે ઉપાડીને સૂર્યાસ્તવેળાએ તે જળાશય પાસે આવ્યા. પછી જળાશય જોઈને તેઓ પરસ્પરને કહેવા લાગ્યા, "અહો! આ ધરો ઘણાં માછલાંવાળો અને ઓછા પાણીવાળો જણાય છે. માટે પ્રભાતે અહીં આવીશું." એમ કહીને તેઓ પોતાને ઘેર ગયા.

પછી ઉદાસ મુખવાળાં માછલાં પરસ્પર વિચાર કરવા લાગ્યાં. પછી દેડકો બોલ્યો, "હે શતબુદ્ધિ! તેં માછીમારોનું કહેવું સાંભળ્યું? માટે આ બાબતમાં શું કરવું યોગ્ય છે? નાસી જવું કે દઢતાથી અહીં રહેવું? જે કરવું યોગ્ય હોય તેની હમણાં જ આજ્ઞા કરો." તે સાંભળી સહસ્રબુદ્ધિ હસીને બોલ્યો, "હે પુત્ર! તું ડરીશ નહિ, કેમકે તેમના વચનના સ્મરણ માત્રથી ભય રાખવો ન જોઈએ, ડરવું ન જોઈએ. કહ્યું છે કે

સર્પોના, ખલ પુરુષોના અને સર્વ દુષ્ટ ચિત્તવાળાઓના અભિપ્રાયો સિદ્ધ થતા નથી તેથી આ જગત ટકી રહે છે. ૪૬.

માટે તેઓનું આગમન જ નહિ થાય. કદાચ થશે તો બુદ્ધિપ્રભાવ વડે મારી સાથે તારી પણ હું રક્ષા કરીશ, કેમકે પાણીમાં તરવાની અનેક ગતિઓ હું જાણું છું." તે સાંભળીને શતબુદ્ધિ બોલ્યો, "અરે! તેં યોગ્ય કહ્યું છે. તું સહસ્રબુદ્ધિ જ છે. અથવા આ ખરું કહ્યું છે કે

આ લોકમાં બુદ્ધિશાળીઓની બુદ્ધિ માટે કશું અગમ્ય નથી, કેમકે ચાણક્યે પોતાની બુદ્ધિથી ખડ્ગધારી નંદોને હણ્યા હતા. ૪૭.

તેમજ

જ્યાં વાયુની અથવા સૂર્યનાં કિરણોની પણ ગતિ નથી ત્યાં પણ સદા બુદ્ધિશાળીઓની બુદ્ધિ તુરત પ્રવેશ કરે છે. ૪૮.

માટે માત્ર વચન સાંભળવાથી જ પૂર્વજોની પરંપરાથી ઊતરી આવેલા જન્મસ્થાનનો ત્યાગ કરી શકાતો નથી. કહ્યું છે કે

જ્યાં પોતાનો જન્મ થયો હોય એવા કુસ્થાનમાં પણ પુરુષોને જે સુખ મળે છે તે દિવ્ય વસ્તુઓના સ્પર્શથી મનોહર સ્વર્ગમાં પણ મળતું નથી. ૪૯.

માટે અહીંથી કદી પણ જવું જોઈએ નહિ. ઉત્તમ બુદ્ધિના પ્રભાવથી હું તારું રક્ષણ કરીશ." દેડકો બોલ્યો, "ભદ્રો! મારી તો એક જ બુદ્ધિ છે, અને તે અહીંથી પલાયન કરી જવાની. માટે હું આજે જ મારી પત્ની સહિત બીજા જળાશયમાં જાઉં છું." એમ કહીને તે દેડકો રાત્રે જ અન્ય જળાશયમાં ગયો. માછીમારોએ પણ પ્રભાતમાં આવીને મત્સ્ય, કાચબા, દેડકા, કરચલા આદિ હલકાં, મધ્યમ અને ઉત્તમ જળચરોને પકડયાં. પોતાની પત્નીઓ સહિત નાસવાનો પ્રયત્ન કરતા તે શતબુદ્ધિ અને સહસ્રબુદ્ધિએ વિવિધ ગતિઓના જ્ઞાનથી ઘણી વાર સુધી પોતાનું રક્ષણ કર્યું, પણ છેવટે તેઓ જાળમાં પકડાઈ ગયા, અને તેમનો નાશ થયો. પછી આનંદિત થયેલા તે માછીમારો પાછલે પહોરે પોતાને ઘેર જવા નીકળ્યા. શતબુદ્ધિ ભારે હોવાથી એક તેને ખાંધ ઉપર ઉપાડયો હતો. સહસ્રબુદ્ધિને લટકતો લઈ જતા હતા. પછી વાવના કિનારા ઉપર બેઠેલા દેડકાએ તેમને એ રીતે લઈ જવાતા જોઈને પોતાની પત્નીને કહ્યું, "પ્રિયે! જો, જો!

શતબુદ્ધિને ઊંચે ઉપાડેલો છે અને સહસ્રબુદ્ધિ લટકે છે; હે ભદ્રે! એકબુદ્ધિ એવો હું નિર્મળ જળમાં ક્રીડા કરું છું." ૫૦.

તેથી હું કહું છું કે-એકલી બુદ્ધિ જ પ્રમાણભૂત ગણાતી નથી." સુવર્ણસિદ્ધિ બોલ્યો, "એમ હોય તો પણ મિત્રના વચનનું ઉલ્લંઘન કરવું ન જોઈએ. પણ શું થાય? મેં વાર્યો છતાં અતિ-

લોભ અને વિદ્યાના અહંકારથી તું રહ્યો નહિ. અથવા આ ખરું કહ્યું છે કે

મામા! તેં સારું ગાયું. મેં કહ્યું તો પણ તું રહ્યો નહિ. (તારા ગળામાં) આ અપૂર્વ મણિ બંધાયો છે; ગીતની નિશાની તને મળી છે." ૫૧.

ચક્રધર બોલ્યો, "એ કેવી રીતે?" સુવર્ણસિદ્ધિ કહેવા લાગ્યો—

## (૬) ગીતવિશારદ ગધેડો[૨૧]

"કોઈ એક નગરમાં ઉદ્ધત નામે ગધેડો રહેતો હતો. તે દરરોજ ધોબીને ઘેર કામ કરીને રાત્રે સ્વેચ્છાએ ફરતો હતો, અને પરોઢિયે બંધાઈ જવાના ભયથી પોતાની મેળે જ ધોબીને ઘેર આવતો હતો, એટલે ધોબી પણ તેને બાંધી દેતો હતો.

હવે, ખેતરોમાં ફરતાં એક વાર તેને શિયાળની સાથે મૈત્રી થઈ. તે શરીરે પુષ્ટ હોવાથી વાડ ભાંગીને શિયાળની સાથે ચીભડાના ખેતરમાં પેસતો હતો. એ પ્રમાણે તે બન્ને ઇચ્છાનુસાર ચીભડાં ખાઈને દરરોજ પરોઢિયે પોતાના સ્થાને જતા હતા.

એક વાર તે મદમત્ત ગધેડાએ ખેતરની વચ્ચે ઊભા રહીને શિયાળને કહ્યું, "હે ભાણેજ! જો, જો! રાત્રિ અત્યંત સ્વચ્છ—અજવાળી છે. માટે હું ગીત ગાઈશ. માટે કહે, કયા રાગમાં ગાઉં?" તે બોલ્યો, "મામા! આવી વૃથા વસ્તુ કરવાથી શું? કેમકે આપણે ચોરી કરી રહ્યા છીએ, અને ચોર તથા જારે છાની રીતે રહેવું જોઈએ. કહ્યું છે કે.

ખાંસીનો રોગી જીવવા ઇચ્છતો હોય તો તેણે ચોરી છોડી દેવી, નિદ્રાળુ મનુષ્ય જીવવા ઇચ્છતો હોય તો તેણે પણ ચોરી છોડી

---

૨૧. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૨-૫. બીજી કોઇ પ્રાચીન પાઠપરંપરામાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

દેવી, અને રોગથી ઘેરાયેલો મનુષ્ય જીવવા ઇચ્છતો હોય તો તેણે જીભની લોલુપતા છોડી દેવી. ૫૨.

વળી તારું ગીત મધુર સ્વરવાળું નથી; અને શંખના શબ્દ જેવું હોવાથી દૂરથી પણ સંભળાય છે. આ ખેતરમાં રખવાળો સૂઇ રહેલા છે, તેઓ ઊઠીને આપણો વધ કરશે અથવા આપણને બંધનમાં નાખશે. માટે અમૃતમય ચીભડાં ખા, નહિ કરવા લાયક કાર્ય તું કરીશ નહિ." તે સાંભળી ગધેડો બોલ્યો, "અરે! તું વનમાં રહેવાને કારણે ગીતરસ જાણતો નથી, તેથી આમ બોલે છે. કહ્યું છે કે

શરદઋતુની જ્યોત્સ્નાથી અંધકાર દૂર ચાલ્યો ગયો હોય અને પ્રિયજન નિકટમાં હોય ત્યારે ગીતના ઝંકારરૂપ અમૃત ધન્યજનોના કાનમાં આવે છે." ૫૩.

શિયાળ બોલ્યો, "મામા! એ ખરું, પણ તું ગીત જાણતો નથી, કેવળ બરાડા પાડે છે. માટે સ્વાર્થનો નાશ કરનારા એવા ગીતથી શું?" ગધેડાએ કહ્યું, "ધિક્કાર છે, મૂર્ખ! શું હું ગીત જાણતો નથી? એના ભેદો સાંભળ,

સાત સ્વરો, ત્રણ ગ્રામ, એકવીશ મૂર્ચ્છના, અને ઓગણપચાસ તાન–એટલું સ્વરમંડળ છે. ૫૪. પછી યતિનાં ત્રણ સ્થાન, છ મુખ, નવ રસ, છત્રીસ રાગ, અને ચાલીસ ભાવ રહેલા છે. ૫૫. ગીતનાં આ એકસો પંચાશી અંગો ગણેલાં છે, અને પૂર્વે ભરતે પોતે જ વેદની પછી તે કહેલાં છે. ૫૬. દેવોને પણ આ લોકમાં ગીત સિવાય બીજું કંઈ પ્રિય જણાતું નથી; સૂકી તાંતના સ્વર વડે આનંદ પમાડીને રાવણે ત્રિલોચન શંકરને પ્રસન્ન કર્યા હતા. ૫૭.

માટે હે ભાણેજ! તું મને 'અજ્ઞાન' કહીને શા સારુ અટકાવે છે?" શિયાળે કહ્યું, "મામા! જો એમ હોય, તો હું વાડની બહાર ઊભો રહીને રખવાળ ઉપર નજર રાખું છું; તું સ્વેચ્છાએ ગાન કર." એમ થયા પછી ગધેડાનો અવાજ સાંભળીને ક્રોધથી

દાંત કચકચાવતો રખવાળ દોડયો. ગધેડાને જોતાં જ તેણે દંડાના પ્રહારથી એટલો માર્યો કે મારથી એ જમીન ઉપર પડી ગયો. પછી કાણાવાળું લાકડાનું ઊખળું ગધેડાના ગળામાં બાંધીને રખવાળ ગયો, અને ઊંઘી ગયો. પોતાની જાતિના સ્વભાવ પ્રમાણે વેદના દૂર થતાં ગધેડો એક ક્ષણમાં ઊભો થયો. કહ્યું છે કે,

કૂતરાને, ઘોડાને અને વિશેષે કરી ગધેડાને પ્રહારથી ઉત્પન્ન થયેલી વેદના એક મુહૂર્તથી વધારે રહેતી નથી, ૫૮.

પછી એ જ ઊખળું લઇને, વાડ ભાંગીને તે નાસવા લાગ્યો. એ સમયે શિયાળે પણ તેને દૂરથી જોઈને સ્મિતપૂર્વક કહ્યું,

મામા! તેં સારું ગાયું. મેં કહ્યું તો પણ તું રહ્યો નહિ. (તારા ગળામાં) આ અપૂર્વ મણિ બંધાયો છે; ગીતની નિશાની તને મળી છે." ૫૯.

માટે તું પણ મેં વાર્યા છતાં રહ્યો નહિ." તે સાંભળી ચક્રધર બોલ્યો, "હે મિત્ર! એ સત્ય છે. અથવા આ ખરું કહ્યું છે કે

જેને પોતાની બુદ્ધિ નથી અને જે મિત્રનું કહ્યું કરતો નથી તે મંથર વણકરની જેમ નાશ પામે છે." ૬૦.

સુવર્ણસિદ્ધિ બોલ્યો, "એ કેવી રીતે?" ચક્રધર કહેવા લાગ્યો—

## (૭) બે માથાવાળો વણકર[૨૨]

"કોઈ એક નગરમાં મંથરક નામે વણકર રહેતો હતો. કપડાં વણવાનું કામ કરતાં તેનાં એ કામ માટેનાં બધાં લાકડાં એક વાર ભાંગી ગયાં. એથી લાકડું લેવા માટે તે કુહાડો લઇને વનમાં ગયો. ભમતાં ભમતાં તે સમુદ્રના કિનારા સુધી ગયો. ત્યાં તેણે સીસમનું ઝાડ જોયું. પછી તેણે વિચાર્યું, "આ વૃક્ષ મોટું દેખાય છે, માટે એ

---

૨૨. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૫-૬. બીજી કોઇ પ્રાચીન પાઠપરંપરામાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

કાપવાથી કપડાં વણવા માટેનાં ઘણાં લાકડાં થશે." એમ વિચારી તેણે એ વૃક્ષ ઉપર કુહાડો ઉગામ્યો.

હવે, તે વૃક્ષમાં કોઈ વ્યંતર રહેતો હતો. તેણે કહ્યું, "અરે! આ વૃક્ષ મારું નિવાસસ્થાન હોઈ તેનું સર્વથા રક્ષણ કરવું જોઈએ, કેમકે સમુદ્રના તરંગોના સ્પર્શ વડે શીતળ વાયુથી શાન્તિ પામતો હું અહીં ખૂબ સુખથી રહું છું." વણકરે કહ્યું, "અરે! હું શું કરું? લાકડાની સામગ્રી વિના મારું કુટુંબ ભૂખથી પીડાય છે, માટે તું જલદી અન્ય સ્થળે જા. હું આ ઝાડ કાપીશ." વ્યંતર બોલ્યો, "અરે! હું પ્રસન્ન થયો છું, માટે કોઈ અભીષ્ટ વસ્તુની પ્રાર્થના કર, અને આ ઝાડનું રક્ષણ કર" વણકરે કહ્યું, "જો એમ હોય, તો હું મારે ઘેર જઈ મારા મિત્રને અને પત્નીને પૂછીને આવું છું. પછી તું મને વરદાન આપજે."

પછી વ્યંતરે 'ભલે' એમ કહ્યું, એટલે તે વણકર આનંદિત થઈને પોતાના ઘર તરફ પાછો વળ્યો. આગળ જાય છે તો ગામમાં પેસતાં તેણે પોતાના મિત્ર વાળંદને જોયો. તેણે એને વ્યંતરનું વાક્ય કહ્યું કે, "હે મિત્ર! મને કોઈ વ્યંતર સિદ્ધ થયો છે. માટે કહે, એની પાસેથી હું શું માગું? હું તને પૂછવા આવ્યો છું." વાળંદ બોલ્યો, "ભદ્ર! જો એમ હોય, તો તું રાજ્ય માગ, જેથી તું રાજા થાય અને હું મંત્રી થાઉં. આપણે બન્ને આ લોકમાં સુખ ભોગવીને પરલોકનું સુખ અનુભવીશું. કહ્યું છે કે

દાનપરાયણ રાજા આ લોકમાં નિત્ય કીર્તિ પ્રાપ્ત કરીને તેના પ્રભાવથી પાછો સ્વર્ગમાં દેવોની સાથે સ્પર્ધા કરે છે." ૬૧.

વણકર બોલ્યો, "એ ખરું છે, પણ પત્નીને પૂછી જોઉં." તેણે કહ્યું, "ભદ્ર! સ્ત્રીની સાથે મંત્રણા કરવી એ શાસ્ત્રવિરુદ્ધ છે, કેમકે તેઓ અલ્પ મતિવાળી હોય છે. કહ્યું છે કે

બુદ્ધિમાન મનુષ્યે સ્ત્રીઓને ભોજન અને વસ્ત્ર આપવાં, ઋતુકાળે તેમની સાથે સંગમ કરવો, અને આભૂષણો આદિ આપવાં,

પણ તેઓની સાથે મંત્રણા કરવી નહિ. ૬૨. હે રાજન્ ! ભાર્ગવે કહ્યું છે કે–જ્યાં સ્ત્રી, જુગારી અથવા બાળકનું ચલણ હોય છે તે ઘર નિર્મૂળ થાય છે. ૬૩. પુરુષ જ્યાંસુધી એકાન્તમાં સ્ત્રીઓનું વચન સાંભળતો નથી ત્યાંસુધીજ તે પ્રસન્ન મુખવાળો અને વડીલો ઉપર પ્રીતિવાળો રહે છે. ૬૪. એ સ્વાર્થપરાયણ સ્ત્રીઓ કેવળ પોતાના સુખમાં આસક્ત હોય છે; સુખના કારણરૂપ ન હોય એવો કોઈ પણ–પોતાનો પુત્ર પણ તેમને વહાલો નથી." ૬૫.

વણકર બોલ્યો, "તો પણ મારે તેને પૂછવું જોઈએ, કારણ કે તે પતિવ્રતા છે. વળી તેને પૂછ્યા સિવાય હું કંઈ કરતો નથી." એમ કહી, સત્વર ઘેર જઈ તેણે પત્નીને કહ્યું, "પ્રિયે ! આજે મને કોઈ વ્યંતર સિદ્ધ થયો છે. તે ઇચ્છિત વસ્તુ આપે છે. તેથી હું તને પૂછવા આવ્યો છું. માટે કહે, શું માગું ? આ મારો મિત્ર વાળંદ કહે છે કે–તું રાજ્ય માગ." તે બોલી, "આર્યપુત્ર ! વાળંદાની બુદ્ધિ કેટલી હોય ? માટે તમારે તેનું વચન કરવું નહિ. કહ્યું છે કે

બુદ્ધિમાન મનુષ્યે ચારણો, બંદી જનો, નીચ જનો, વાળંદો, બાળકો અને ભિક્ષુઓ સાથે મંત્રણા કરવી નહિ. ૬૬.

વળી રાજ્યની વ્યવસ્થા એ ખૂબ ક્લેશપરંપરાવાળી છે, અને સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય, દ્વૈધીભાવ[૨૩] આદિને કારણે તે પુરુષને કદી સુખ આપતી નથી. કેમકે

જ્યારે પણ મનુષ્ય રાજ્યની અભિલાષા કરે છે ત્યારે એની બુદ્ધિ દુઃખો તરફ વળે છે. રાજાઓના અભિષેક સમયે કુંભો પાણીની સાથે જ આપત્તિ ઢોળે છે. ૬૭.

તેમજ

રાજ્યને લીધે રામનો દેશવટો અને વનમાં નિવાસ, પાંડવોનો વનવાસ, યાદવોનો નાશ, નળ રાજા રાજ્યથી ભ્રષ્ટ થયો હતો તે, સૌદાસની એવી અવસ્થા (મનુષ્યભક્ષક રાક્ષક તરીકેની દશા), સહસ્રા-

---

૨૩. આ શબ્દોના અર્થ માટે પહેલા તંત્રમાં ૭મું ટિપ્પણ જુઓ.

ર્જુનનો વધ તથા રાવણની વિડંબના જોઈને રાજ્યની ઇચ્છા કરવી નહિ. ૬૮. જે રાજ્યને માટે ભાઈઓ, પુત્રો તથા પોતાના સંબંધીઓ પણ રાજાનો વધ કરવા ઇચ્છે છે તે રાજ્યનો દૂરથી જ ત્યાગ કરવો." ૬૯.

વણકર બોલ્યો, "તેં સાચું કહ્યું. માટે કહે, શું માગું ?" તે બોલી, "તમે દરરોજ એક જ કપડું તૈયાર કરો છો, તેનાથી ઘરનો બધો ખર્ચ થઈ રહે છે. હવે તમે બીજા બે હાથ અને બીજું માથું માગો, જેથી આગળથી અને પાછળથી એમ બે કપડાં તૈયાર કરી શકો. એકના મૂલ્યમાંથી પહેલાંની જેમ ખર્ચ ચાલશે, અને બીજાના મૂલ્યમાંથી વિશેષ કાર્યો થશે. એ પ્રમાણે આપણી જાતિમાં વખાણ પામતા એવા તમારો કાળ સુખથી જશે તેમજ આ લોક અને પરલોક સુધરશે." તે પણ એ સાંભળી હર્ષ પામીને બોલ્યો, 'ધન્ય છે, પતિવ્રતા ! ધન્ય છે ! તેં યોગ્ય કહ્યું છે; માટે હું એમ કરીશ. આ મારો નિશ્ચય છે."

પછી તેણે જઈને વ્યંતરને પ્રાર્થના કરી કે "હે વ્યંતર ! જો તું મને ઇચ્છિત આપતો હોય તો મને બીજા બે હાથ અને બીજું માથું આપ." એમ કહેતાં તેજ ક્ષણે તે બે માથાં અને ચાર હાથવાળો થયો. પછી મનમાં હર્ષ પામીને તે ઘેર આવતો હતો ત્યારે 'આ રાક્ષસ છે' એમ માનતા લોકોએ દંડ અને પથ્થરના પ્રહારોથી માર્યો, એટલે તે મરણ પામ્યો.

તેથી કહું છું કે—જેની બુદ્ધિ નથી અને જે મિત્રનું કહ્યું કરતો નથી તે મંથર વણકરની જેમ નાશ પામે છે." ૭૦.

ચક્રધર બોલ્યો, "અરે ! એ સત્ય છે. સર્વે લોક અશ્રદ્ધેય એવી આશારૂપી પિશાચિની પાસે જઈને હાંસીપાત્ર થાય છે. અથવા કોઈએ આ ખરું કહ્યું છે કે

ભવિષ્યકાળને માટે જે અસંભાવ્ય વિચારો કરે છે તે, સોમશર્માના પિતાની જેમ, પોળો થઈને સૂવે છે."

સુવર્ણસિદ્ધિ બોલ્યો, "એ કેવી રીતે ?" ચક્રધર કહેવા લાગ્યો—

## (૮) હવાઈ કિલ્લા બાંધનાર બ્રાહ્મણ[૨૪]

"કોઈ એક નગરમાં સ્વભાવકૃપણ નામે કોઈ બ્રાહ્મણ રહેતો હતો. ભીખ માગીને મેળવેલા અને ખાતાં વધેલા સાથવાનો એક ઘડો તેણે ભર્યો હતો. એ ઘડાને ખીંટી ઉપર લટકાવીને તથા તેની નીચે ખાટલો પાથરીને તે એક નજરે સદા એ તરફ જોયાં કરતો હતો. એક વાર રાત્રે સૂતાં સૂતાં તેણે વિચાર્યું કે "આ ઘડો તો સાથવાથી ભરાઈ ગયો છે. માટે જો દુષ્કાળ પડે તો આ સાથવાના સો રૂપિયા ઊપજે. એમાંથી હું બે બકરીઓ ખરીદ કરીશ.[૨૫] બકરીઓને છ માસે પ્રસવ થતો હોવાથી એ બેમાંથી બકરાંનું એક યૂથ થશે. પછી બકરીઓ વડે ઘણી ગાયો ખરીદીશ, ગાયો વડે ભેંસો, અને ભેંસો વડે ઘોડીઓ ખરીદીશ. ઘોડીઓને પ્રસવ થતાં ઘણા અશ્વો થશે.

---

૨૪. તંત્રાખ્યાયિકા ૫-૧, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૫-૭, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૫-૧, હિતોપદેશ ૪.૭, બૃહત્કથામંજરી ૧૬-૩૮, પુનર્ઘટિત પંચતંત્ર ૫-૧. કથાસરિત્સાગરમાં આ કથા નથી. તંત્રાખ્યાયિકા, દક્ષિણ ભારતીય પંચતંત્ર અને બૃહત્કથામંજરીમાં (તથા પુનર્ઘટિત પંચતંત્રમાં પણ) પુત્રજન્મ સંબંધી હવાઈ વિચારો કરતા દેવશર્મા બ્રાહ્મણને તેની ગર્ભિણી પત્ની આ કથા કહે છે. હિતોપદેશમાં કથાસન્દર્ભ જુદો છે. પક્ષીરાજ ચિત્રવર્ણ મયૂર પોતાના મુખ્ય મંત્રી દીર્ઘદર્શી નામે ગીધને કહે છે કે "જિતાયેલા કર્પૂરદ્વીપનું રાજ્ય હું મેઘવર્ણ કાગડાને સોંપી દેવાનો વિચાર એટલા માટે કરું છું કે ત્યાંથી એ ઉત્તમ વસ્તુઓ મને મોકલે, અને એનો હું અહીં ઉપભોગ કરું." આથી, ભવિષ્યકાળને માટે આવા વિચારો જે કરે છે તે, પેલા બ્રાહ્મણની જેમ, તિરસ્કારપાત્ર થાય છે, એમ બતાવવા માટે દૂરદર્શી આ કથા કહે છે.

૨૫. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૩૨) પ્રમાણે, બ્રાહ્મણ વિચારે છે કે–આ વીસ રૂપિયા જેટલો સાથવો છે, તેની વીસ બકરીઓ આવશે. દક્ષિણ ભારતીય પંચતંત્ર (પૃ. ૫૮) પ્રમાણે, તે વિચારે છે કે–આ વીસ રૂપિયા જેટલો સાથવો છે, તેમાંથી બે રૂપિયાની એક બકરી પ્રમાણે દસ બકરીઓ આવશે.

એ વેચવાથી ઘણું સુવર્ણ મળશે. સુવર્ણથી ચાર ઓરડાવાળું ઘર બનશે. પછી કોઈ બ્રાહ્મણ મારે ઘેર આવીને જેને મેં પસંદ કરી હોય એવી રૂપાળી કન્યા મને આપશે. તેનાથી મને પુત્ર થશે. તેનું હું સોમશર્મા એવું નામ પાડીશ. પછી તે ભાંખોડિયે ચાલે એવડો થશે ત્યારે હું પુસ્તક લઈને અશ્વશાળાના પાછળના ભાગમાં બેસી એ પુસ્તકનો વિચાર કરીશ. એ સમયે મને જોઈને સોમશર્મા માતાના ખોળામાંથી ઊતરી ભાંખોડિયે ચાલતો ઘોડાની ખરી આગળ થઈને મારી પાસે આવશે. તે સમયે હું કોપાયમાન થઈને બ્રાહ્મણીને કહીશ કે "બાળકને લઈ લે." તે પણ ઘરકામમાં રોકાયેલી હોવાથી મારું વચન નહિ સાંભળે. એટલે હું ઊઠીને તેને લાત મારીશ." આ પ્રમાણે વિચારો કરતા તેણે એ જ રીતે એવી લાત મારી કે એ ઘડો ભાંગી ગયો,[૨૬] અને સાથવો ઢોળાવાથી તે પોતે ધોળો થઈ ગયો.[૨૭]

---

૨૬. તંત્રાખ્યાયિકા (પૃ. ૧૩૨) અને દક્ષિણ ભારતીય પંચતંત્ર (પૃ. ૫૮) પ્રમાણે, બ્રાહ્મણે વિચાર્યું કે 'હું તેને લાકડીથી મારીશ.' એ પ્રમાણે વિચારમાં ને વિચારમાં લાકડી મારતાં ઘડો તૂટી ગયો, અને સાથવો ઢળી ગયો.

૨૭. હિતોપદેશમાં આ આખીયે કથા કંઈક જુદી રીતે આપવામાં આવી છે. તેનો સાર આ પ્રમાણે છે: દેવીકોટ નગરમાં દેવશર્મા નામે બ્રાહ્મણ હતો. તેને સંક્રાન્તિના દિવસે સાથવાથી ભરેલો એક ચંબૂ મળ્યો. તે લઈને, તડકાથી ત્રાસ પામેલો તે એક કુંભારની ભાંડશાળામાં સૂઈ ગયો હતો. પછી સાથવાનું રક્ષણ કરવા માટે એક હાથમાં દંડ રાખીને તે વિચાર કરવા લાગ્યો, "આ સાથવો વેચીને હું દસ કોડીઓ મેળવીશ, એ કોડીઓથી ઘડા ચંબૂ વગેરે લઈવેચી, ધન વધારી સોપારી વસ્ત્ર વગેરે લઈવેચી એક લાખ જેટલું ધન મેળવી ચાર સ્ત્રીઓ સાથે લગ્ન કરીશ. પછી એમાંથી જે રૂપ અને યૌવનવાળી હશે તેનામાં અધિક અનુરાગ રાખીશ. પછી પરસ્પર ઈર્ષ્યાવાળી તે સપત્નીઓ જ્યારે અંદર અંદર લડાઈ કરશે ત્યારે તેમને લાકડીથી આમ મારીશ." એમ કહીને તેણે લાકડી ફેંકી. તેથી સાથવાના ઘડાના ચૂરા થઈ ગયા અને બીજાં ઘણાં વાસણ પણ ભાંગી ગયાં. કુંભારે પણ તિરસ્કાર કરીને એ બ્રાહ્મણને હાંકી કાઢયો.

તેથી હું કહું છું કે—ભવિષ્યકાળને માટે જે અસંભાવ્ય વિચારો કરે છે તે, સોમશર્માના પિતાની જેમ, ધોળો થઈને સૂવે છે." ૭૨.

સુવર્ણસિદ્ધ બોલ્યો, "એ વાત એમ જ છે. એમાં તારો શો દોષ ? કેમકે સર્વે લોકો લોભથી વિડંબિત થઈને દુઃખી થાય છે. કહ્યું છે કે

જે લોલુપતાથી કામ કરે છે અને પરિણામનો વિચાર કરતો નથી તે, ચંદ્રરાજાની જેમ, વિડંબના પામે છે." ૭૩.

ચક્રધર બોલ્યો, "એ કેવી રીતે ?" સુવર્ણસિદ્ધિ કહેવા લાગ્યો—

## (૯) વાંદરાએ લીધેલું વેર[૨૮]

"કોઈ એક નગરમાં ચંદ્ર નામે રાજા રહેતો હતો. વાંદરાઓની ક્રીડામાં આસક્ત એવા તેના પુત્રો નિત્ય અનેક પ્રકારનાં ભોજન અને ભક્ષ્ય પદાર્થો વડે વાંદરાના યૂથનું પોષણ કરતા હતા. હવે, વાંદરાઓના યૂથનો જે અધિપતિ હતો તે શુક્રાચાર્ય, બૃહસ્પતિ અને ચાણક્યના મતનો જ્ઞાતા હતો, એ મત પ્રમાણે વર્તતો હતો, તથા એ સર્વને નીતિશાસ્ત્ર ભણાવતો હતો. એ રાજકુલમાં નાના રાજકુમારોની ગાડીમાં જોડવા યોગ્ય ઘેટાઓનું યૂથ હતું. એમાંનો એક ઘેટો જીભની લોલુપતાથી નિઃશંકપણે રસોડામાં પેસીને જે જુએ તે સર્વ ખાઈ જતો હતો. રસોઈયાઓ પણ લાકડું, માટીનું વાસણ, કાંસાનું અથવા તાંબાનું પાત્ર જે કંઈ જુએ તેનાથી એ ઘેટાને એકદમ મારતા હતા. પેલા વાંદરાઓના યૂથના અધિપતિએ પણ એ જોઈને વિચાર્યું, "અહો ! ઘેટા અને રસોઈયાનો આ કલહ વાંદરાઓનો નાશ કરાવનાર થશે, કેમકે આ ઘેટો અન્નના સ્વાદમાં

૨૮. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૫-૮. અન્ય પ્રાચીન પાઠપરંપરાઓમાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

લંપટ છે, અને અત્યંત ક્રોધી રસોઈયાઓ પાસે પડેલી ગમે તે વસ્તુથી તેને મારે છે. કદાચ બીજી કોઈ વસ્તુના અભાવે તેઓ સળગતું લાકડું મારશે તો ઘણી ઊનવાળો આ ઘેટા સ્વરૂપ અગ્નિથી પણ સળગી ઊઠશે. સળગી ઊઠતાં તુરત જ તે નજીકમાં આવેલી અશ્વશાળામાં પ્રવેશ કરશે. અશ્વશાળા પણ એમાં ઘણું ઘાસ ભરેલું હોવાથી સળગશે. આથી ઘોડાઓ પણ અગ્નિથી દાઝશે. શાલિહોત્રે પણ કહ્યું છે કે ઘોડાઓને થયેલા અગ્નિદાહનો દોષ વાંદરાની વસાથી શમી જાય છે.[૨૯] માટે નક્કી અહીં પણ એ જ વસ્તુ બનશે. (અર્થાત્ વસા માટે વાંદરાઓનો વધ થશે.)" એ પ્રમાણે નિશ્ચય કરી સર્વે વાંદરાઓને એકાન્તમાં બોલાવી તેણે કહ્યું કે

"ઘેટાની સાથે રસોઈયાઓનો કલહ થાય છે તે નિઃસંદેહ વાંદરાઓનો ક્ષય કરાવનાર થશે. ૭૪. માટે જે ઘરમાં નિત્ય કારણ વિના કલહ થતો હોય તે ઘરનો જીવનની ઇચ્છા રાખતા મનુષ્યે ત્યાગ કરવો. ૭૫.

તેમજ

મહાલયો કલહથી નાશ પામે છે, મિત્રતા કુવચનથી નાશ પામે છે, રાષ્ટ્રો ખરાબ રાજાથી નાશ પામે છે, અને મનુષ્યોનો યશ કુકર્મોથી નાશ પામે છે. ૭૬.

માટે આપણો સર્વનો નાશ થયો નથી ત્યાંસુધીમાં આ રાજમહેલનો ત્યાગ કરીને વનમાં જઈએ." પછી તેનું આ અશ્રદ્ધેય વચન સાંભળીને, મદથી ઉદ્ધત વાંદરાઓ હસીને કહેવા લાગ્યા, "અરે! વૃદ્ધપણાથી તમારી બુદ્ધિ બગડી છે, માટે તમે આમ બોલો છો. કહ્યું છે કે

બાળકનું અને વિશેષે કરી વૃદ્ધનું મુખ દાંત વિનાનું હોય છે, નિત્ય તેમાંથી લાળ પડ્યાં કરે છે અને કોઇ પણ બાબતમાં તેની બુદ્ધિ સ્ફુરતી નથી. ૭૭.

---

૨૯. જુઓ પહેલા તંત્રમાં ટિપ્પણ ૫૯.

સ્વર્ગ સમાન ઉપભોગોનો અને રાજપુત્રોએ સ્વહસ્તે આપેલા, અમૃત જેવા, વિવિધ પ્રકારના ખાદ્ય પદાર્થોનો ત્યાગ કરીને એ વનમાં કષાય, તીખાં, કડવાં, ખારાં અને લૂખાં ફળો અમે ખાઈશું નહિ." એ સાંભળીને આંસુભરી દૃષ્ટિ કરીને તે બોલ્યો, "રે, રે મૂર્ખો! તમે આ સુખનું પરિણામ જાણતા નથી, કે પકવાન્નોના રસાસ્વાદથી પરિપૂર્ણ આ સુખ પરિણામે વિષ સમાન બનશે. માટે હું પોતે કુળનો ક્ષય થતો નહિ જોઉં. હમણાં જ વનમાં જાઉં છું. કહ્યું છે કે

દુઃખમાં આવી પડેલા મિત્રને, શત્રુ વડે પીડાયેલા પોતાના સ્થાનને, તથા દેશના નાશને અને કુળના ક્ષયને જેઓ જોતા નથી તેમને ધન્ય છે." ૭૮.

એમ કહીને તે સર્વનો ત્યાગ કરીને એ યૂથપતિ વનમાં ગયો. હવે, એના ગયા પછી એક દિવસે પેલો ઘેટો રસોડામાં પેઠો તે સમયે રસોઈયાએ બીજું કંઈ હાથમાં નહિ આવવાથી, અર્ધા બળેલા લાકડાથી તેને માર્યો, એટલે બળતા શરીરવાળો તે બરાડા પાડતો પાસે આવેલી અશ્વશાળામાં પેઠો. ત્યાં જેના ઉપર પુષ્કળ ઘાસ પડ્યું હતું એવી જમીન ઉપર તે લોટવા માંડ્યો, એટલે અગ્નિની જ્વાળાઓ એટલે બધી ફેલાઈ ગઈ કે કેટલાક ઘોડાઓની આંખો ફૂટી ગઈ અને તેઓ મરણ પામ્યા, તથા અર્ધદગ્ધ શરીરવાળા બીજા કેટલાક બંધનો તોડીને હેષારવ કરતાં આમતેમ દોડીને સર્વ લોકસમૂહને ગભરાવી દીધો. એ સમયે ખેદ પામેલા રાજાએ શાલિહોત્ર જાણનાર વૈદ્યોને બોલાવીને કહ્યું, "અરે! આ અશ્વોનો દાહ શાન્ત કરવાનો કોઈ ઉપાય હોય તો કહો." તેઓએ પણ શાસ્ત્રો-નો વિચાર કરીને કહ્યું, "આ વિષયમાં ભગવાન શાલિહોત્રે કહ્યું છે કે

સૂર્યોદયથી અંધકાર નાશ પામે છે તેમ, અશ્વોને અગ્નિના દાહથી થયેલો ઉપદ્રવ વાંદરાઓના મેદથી નાશ પામે છે. ૭૯.

માટે આ દાહના ઉપદ્રવથી અશ્વો મરી જાય નહિ ત્યાર પહેલાં જલદીથી એ ઉપાય કરો." રાજાએ પણ તે સાંભળીને સર્વ વાંદરાઓનો વધ કરવાની આજ્ઞા કરી. વધારે શું કહેવું? એ સર્વ વાંદરાઓનો વિવિધ આયુધ, લાકડી, અને પાષાણુ વગેરેથી વધ કરવામાં આવ્યો.

હવે, વાંદરાના યૂથનો પેલો અધિપતિ પણ પુત્ર, પૌત્ર, અને ભાણેજ આદિનો નાશ થયેલો સાંભળીને અત્યંત વિષાદ પામ્યો. આહારનો ત્યાગ કરીને તે એક વનમાંથી બીજા વનમાં ભટકવા લાગ્યો, અને વિચારવા લાગ્યો કે "એ નીચ રાજા સામે બદલો લઈને તેને હું કેવી રીતે નુકસાન કરું? કહ્યું છે કે

પરાયાએ કરેલું પોતાના કુળનું અપમાન જે ભયથી અથવા સ્વાર્થથી સહન કરે છે તેને પુરુષાધમ જાણવો." ૮૦.

પછી તરસ્યો થઈને ભમતાં તે વૃદ્ધ વાંદરો કમલિનીઓના સમૂહથી શોભાયમાન એક સરોવર પાસે જઈ પહોંચ્યો. ત્યાં સૂક્ષ્મ દૃષ્ટિથી જુએ છે તો વનચર મનુષ્યોનાં પગલાંની પંક્તિ તેમાં પેસતી હતી, પણ બહાર નીકળતી નહોતી. પછી તેણે વિચાર્યું, "નક્કી, આ પાણીની અંદર દુષ્ટ ગ્રાહ હોવો જોઈએ. માટે કમળની નાળ લઈ, તે વડે દૂરથી જ પાણી પીઉં." તેણે એમ કર્યું, એટલે રત્નમાળાથી વિભૂષિત કંઠવાળા રાક્ષસે પાણીમાંથી નીકળીને તેને કહ્યું, "અરે! જે કોઈ આ પાણીમાં પ્રવેશ કરે છે તે મારો ભક્ષ્ય થાય છે. તારા જેવો બીજો કોઈ ચતુર નથી, કેમકે તું આ રીતે પાણી પીએ છે. તેથી હું પ્રસન્ન થયો છું. તારા હૃદયની ઇચ્છિત વસ્તુ માંગ." વાંદરો બોલ્યો, "અરે! તારી ભક્ષણશક્તિ કેટલી છે?" તેણે કહ્યું, "સેંકડો, હજારો, અયુતો અને લાખો પ્રાણીઓ પણ પાણીમાં આવે તો તેમને હું ખાઈ જાઉં. બહારથી તો શિયાળ પણ મને હરાવે." વાંદરો બોલ્યો, "રાજાની સાથે મારું અત્યંત વૈર છે. જો આ રત્નમાળા મને આપે તો પરિવાર સહિત તે રાજાને

વાક્યપ્રપંચથી લોભાવીને તે આ સરોવરમાં પેસે તેમ કરું." વાંદરાનું આ વિશ્વાસ રાખવા લાયક વચન સાંભળીને રાક્ષસ પણ રત્નમાળા આપીને બોલ્યો, "હે મિત્ર! જેમ ઉચિત હોય તેમ કરજે."

પછી રત્નમાળાથી વિભૂષિત કંઠવાળા વાંદરાને લોકોએ વૃક્ષો અને પ્રાસાદો ઉપર ફરતો જોયો, અને પૂછ્યું, "હે યૂથપતિ! તું આટલા સમય સુધી ક્યાં હતો? તને આવી રત્નમાળા ક્યાંથી મળી, જેનું તેજ સૂર્યનો પણ તિરસ્કાર કરે છે?" વાંદરો બોલ્યો, "કોઈ અરણ્યમાં ગુપ્ત સ્થાને કુબેરે બાંધેલું મોટું સરોવર છે. રવિવારે સૂર્ય અર્ધો ઉદય પામ્યો હોય ત્યારે જે કોઇ તેમાં સ્નાન કરે છે તે કુબેરની કૃપાથી આવી રત્નમાળા વડે વિભૂષિત કંઠવાળો થઇને બહાર નીકળે છે." પછી રાજાએ તે સાંભળીને એ વાંદરાને બોલાવીને પૂછ્યું, "હે યૂથાધિપતિ! શું આ સાચું છે? રત્નમાળા-વાળું સરોવર ક્યાંય છે ખરું?" વાંદરો બોલ્યો, "સ્વામી! મારા કંઠમાં રહેલી રત્નમાળાથી તમને પ્રત્યક્ષ ખાત્રી થશે. માટે જો રત્નમાળાનું પ્રયોજન હોય તો મારી સાથે કોઈને મોકલો, જેથી તે સરોવર બતાવું." તે સાંભળી રાજા બોલ્યો, "જો એમ હોય તો પરિજન સહિત હું પોતે આવીશ, જેથી ઘણી રત્નમાળાઓ પ્રાપ્ત થાય." વાંદરાએ કહ્યું, "સ્વામી! એમ કરો." એમ નક્કી થયા પછી રત્નમાળાના લોભથી સર્વે રાણીઓ અને સેવકો રાજાની સાથે નીકળ્યાં. પાલખીમાં આરૂઢ થયેલો રાજા વાંદરાને પોતાના ખોળામાં બેસાડીને સુખપૂર્વક લઈ જવા લાગ્યો. અથવા આ ખરું કહ્યું છે કે

હે તૃષ્ણા દેવિ! તને નમસ્કાર છે, જેનાથી ધનવાનો પણ હલકા કામમાં જોડાય છે અને દુર્ગમ સ્થાનોમાં પણ ભટકે છે. ૮૧.

તેમજ

સોનો માલિક હજાર ઇચ્છે છે, હજારનો માલિક લાખ ઇચ્છે છે, તેમજ લક્ષાધિપતિ રાજ્ય ઇચ્છે છે, અને રાજા ઉપર રહેલો સ્વર્ગ ઇચ્છે છે. ૮૨. જીર્ણ-વૃદ્ધ મનુષ્યના કેશ જીર્ણ થાય

છે, જીર્ણ મનુષ્યના દાંત જીર્ણ થાય છે, જીર્ણ મનુષ્યનાં કાન અને આંખ જીર્ણ થાય છે; પરન્તુ એક માત્ર તૃષ્ણા તરુણ થાય છે. ૮૩.

પછી એ સરોવર પાસે પહોંચ્યા પછી વાંદરાએ પ્રભાતે રાજાને કહ્યું, "દેવ! સૂર્ય અર્ધો ઉદય પામ્યો હોય તે સમયે આમાં પ્રવેશ કરનારને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. માટે સર્વે જનો એક સાથે પ્રવેશ કરે. પણ તમારે મારી સાથે પ્રવેશ કરવો, જેથી પૂર્વે જોયેલા સ્થાને પહોંચી જઈને તમને હું ઘણી રત્નમાલાઓ બતાવીશ."

હવે, તે લોકો પ્રવેશ્યા એટલે તેમનું સર્વેનું રાક્ષસે ભક્ષણ કર્યું. પછી તેમને વાર થઈ, એટલે રાજાએ વાંદરાને કહ્યું, "હે યૂથાધિપતિ! મારાં માણસોને આવતાં કેમ વાર થઈ?" તે સાંભળીને સત્વર વૃક્ષ ઉપર ચડી જઈને વાંદરો રાજાને કહેવા લાગ્યો, "હે દુષ્ટ રાજા! પાણીની અંદર રહેલો રાક્ષસ તારા પરિજનોને ખાઈ ગયો છે. કુળના નાશથી ઉત્પન્ન થયેલું વૈર મેં વાળ્યું છે; માટે તું જા. તને સ્વામી ધારીને મેં પાણીમાં તારો પ્રવેશ કરાવ્યો નહોતો. કહ્યું છે કે

કૃત્યની સામે પ્રતિકૃત્ય કરવું અને હિંસાની સામે પ્રતિહિંસા કરવી એમાં હું દોષ જોતો નથી; દુષ્ટની સામે દુષ્ટતા આચરવી જોઈએ. ૮૪.

તેં મારા કુળનો ક્ષય કર્યો, તેથી મેં વળી તારા કુળનો ક્ષય કર્યો." પછી તે સાંભળીને શોકાતુર થયેલો રાજા એકલો પગે ચાલતો, જે માર્ગે આવ્યો હતો તે માર્ગે પાછો ગયો. તે રાજા ગયો, એટલે તૃપ્ત થયેલો રાક્ષસ જળમાંથી નીકળીને આનંદપૂર્વક આ પ્રમાણે બોલ્યો,

"શત્રુને માર્યો, મિત્ર પ્રાપ્ત કર્યો, રત્નમાળા જવા દીધી નહિ, અને કમળની નાળથી પાણી પીધું, હે વડના વાંદરા! તને ધન્ય છે!" ૮૫.

તેથી હું કહું છું કે–જે લોલુપતાથી કામ કરે છે અને પરિણામનો વિચાર કરતો નથી તે, ચંદ્રરાજાની જેમ, વિડંબના પામે છે." ૮૬.

એમ કહી, ફરી પાછો સુવર્ણસિદ્ધિ ચક્રધરને કહેવા લાગ્યો, "હે મિત્ર! મને રજા આપ, જેથી હું મારે ઘેર જાઉં." ચક્રધર બોલ્યો, "ભદ્ર! ધન અને મિત્રનો સંગ્રહ આપત્તિને માટે કરવામાં આવે છે. તો આવી અવસ્થામાં મને છોડીને ક્યાં જાય છે? કહ્યું છે કે

આપત્તિમાં આવી પડેલા મિત્રનો ત્યાગ કરીને જે નિષ્ઠુર કૃતઘ્ન બને છે તે એ પાપથી નિઃસંશય નરકમાં જાય છે."

સુવર્ણસિદ્ધિ બોલ્યો, "અરે! પહોંચી શકાય એવા સ્થાનમાં, શક્તિ ચાલતી હોય તો એ વસ્તુ સત્ય છે, પણ આ સ્થાન મનુષ્યો માટે અગમ્ય છે. તને છોડાવવાની કોઈની શક્તિ નથી. વળી જેમ જેમ ચક્ર ફરવાની વેદનાથી તારા મુખ ઉપર થતો વિકાર જોઉં છું તેમ તેમ મને પણ એમ થાય છે કે હું ઝટ ચાલ્યો જાઉં, જેથી મને પણ કોઈ અનર્થ ન થાય. કહ્યું છે કે

હે વાંદરા! તારા મુખની જે છાયા છે તે ઉપરથી દેખાય છે કે તને વિકાલે પકડ્યો છે; માટે જે નાસી જશે તે જીવશે." ૮૮.

ચક્રધર બોલ્યો, "એ કેવી રીતે?" સુવર્ણસિદ્ધિ કહેવા લાગ્યો—

## (૧૦) રાક્ષસ, ચોર અને વાંદરો[૩૦]

"કોઈ એક નગરમાં ભદ્રસેન નામે રાજા વસતો હતો. તેને સર્વ લક્ષણોથી સંપન્ન એવી રત્નવતી નામે કન્યા હતી. કોઈ રાક્ષસ તેને હરણ કરવાની ઇચ્છા રાખતો હતો, અને રાત્રે આવીને તેને

૩૦. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૫–૯. બીજી કોઈ પ્રાચીન પાઠપરંપરામાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

ભોગવતો હતો. પણ જેને માટે રક્ષાનું ઉપધાન કરેલું હતું એવી કન્યાને તે હરી શકતો નહોતો. કન્યા પણ તે સમયે કંપ આદિ વડે રાક્ષસના સાંનિધ્યની અવસ્થાને અનુભવતી હતી. આ રીતે સમય વીતતો હતો. ત્યાં એક વાર તે રાક્ષસ મધ્યરાત્રે ઘરના ખૂણામાં ઊભો રહ્યો હતો. એટલે તે રાજકન્યાએ પણ પોતાની સખીને કહ્યું, "સખિ! જો, આ વિકાલે (અસુરા સમયે) મને નિત્ય દુઃખ દે છે. આ દુરાત્માને અટકાવવાનો કોઈ ઉપાય નથી?" તે સાંભળીને રાક્ષસે પણ વિચાર્યું, "નક્કી, વિકાલ નામે બીજો કોઈ, મારી જેમ, નિત્ય આ કન્યાનું હરણ કરવા માટે આવે છે; પરંતુ તે પણ એનું હરણ કરી શકતો નથી. માટે અશ્વનું રૂપ ધારણ કરીને, અશ્વોની વચ્ચે રહીને જોઉં કે એનું રૂપ કેવું છે અને એનો પ્રભાવ કેવો છે!"

પછી એ પ્રમાણે અશ્વનું રૂપ ધારણ કરીને રાક્ષસ અશ્વોની વચ્ચે ઊભો રહ્યો. તેણે એમ કર્યા પછી મધ્યરાત્રિએ ઘોડાઓનો કોઈ ચોર રાજાના ઘરમાં પ્રવેશ્યો. સર્વ અશ્વોને અવલોકીને એ રાક્ષસને સૌથી ઉત્તમ અશ્વ જાણીને એના ઉપર તે બેઠો. એ સમયે રાક્ષસે વિચાર્યું, "નક્કી, આ વિકાલ નામનો પુરુષ મને ચોર જાણીને કોપથી મારવા માટે આવ્યો છે. માટે શું કરું?" તે એ પ્રમાણે વિચાર કરતો હતો ત્યાં તો ચોરે તેના મોંમાં ચોકડું ચડાવ્યું અને ચાબૂકનો પ્રહાર કર્યો, એટલે ભયથી ત્રાસ પામેલા મનવાળો તે દોડવા લાગ્યો.

દૂર સુધી ગયા પછી ચોર પણ ચોકડું ખેંચીને તેને સ્થિર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પણ તે તો વધુ ને વધુ વેગથી દોડવા લાગ્યો. હવે, ચોકડું ખેંચવા છતાં તેને નહિ ગણકારતા ઘોડાને જોઈને ચોરે વિચાર્યું, "અહો! આ પ્રમાણે ચોકડાને નહિ ગણકારનારા ઘોડા હોતા નથી. તેથી નક્કી આ અશ્વના રૂપમાં રાક્ષસ હશે; માટે ક્યાંક રેતાળ જમીન જોઉં તો ત્યાં હું પડતું મૂકું. એ સિવાય બીજી કોઈ રીતે હું જીવી શકીશ નહિ." તે આ પ્રમાણે વિચારતો હતો અને

ઇષ્ટ દેવતાનું સ્મરણ કરતો હતો એટલામાં તે અશ્વ એક વડના ઝાડ નીચે આવી પહોંચ્યો. ચોર પણ વડવાઈને ઝાલીને ત્યાં જ વળગી પડચો. પછી એ બંનેએ એકબીજાથી અલગ પડીને, પરમ આનંદ પામીને જીવનની આશા પ્રાપ્ત કરી.

હવે, તે વડના ઝાડ ઉપર તે રાક્ષસનો મિત્ર કોઈ વાંદરો બેઠો હતો. રાક્ષસને ભય પામેલો જોઈને તેણે કહ્યું, "હે મિત્ર! તું મિથ્યા ભયથી શા માટે આમ નાસે છે? આ તો તારો ભક્ષ્ય માણસ છે, માટે તેનું ભક્ષણ કર." વાંદરાનું બોલવું સાંભળીને પોતાનું સ્વરૂપ પાછું ધારણ કરી, મનમાં શંકા પામતો તથા પડતો આખડતો તે રાક્ષસ પાછો વળ્યો. ચોરે પણ તે વાંદરાનું બોલવું સમજીને કોપથી તેનું લટકતું પૂંછડું પોતાના મુખમાં નાખીને ચાવી ખાધું. વાંદરો પણ તેને રાક્ષસથીયે અધિક માનીને ભયથી કંઇ બોલ્યો નહિ, માત્ર વ્યથાથી દુઃખ પામીને, તારી જેમ, આંખ મીંચીને બેસી રહ્યો. રાક્ષસ પણ તેને આવી સ્થિતિમાં જોઈને આ શ્લોક બોલ્યો,

"હે વાંદરા! તારા મુખની જે છાયા છે તે ઉપરથી દેખાય છે કે તને વિકાલે પકડચો છે; માટે જે નાસી જશે તે જીવશે." ૮૯.

અને નાસી ગયો.

માટે મને રજા આપ, જેથી હું ઘેર જાઉં, અને તું પણ અહીં જ બેસીને લોભવૃક્ષનું ફળ ભોગવ." ચક્રધર બોલ્યો, "અરે! આ વસ્તુ અકારણ છે. મનુષ્યોને દૈવયોગે શુભાશુભ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે

ત્રિકૂટાચળ જેનો દુર્ગ હતો, સમુદ્ર ખાઇ હતી, રાક્ષસો યોદ્ધા હતા, કુબેર પાસેથી જેને ધન પ્રાપ્ત થયું હતું, અને જેનું શાસ્ત્ર શુક્રાચાર્યે રચેલું હતું એવો રાવણ દૈવવશાત્ નાશ પામ્યો હતો. ૯૦.

તેમજ

આંધળો, કૂબડો અને ત્રણ સ્તનવાળી રાજકન્યા એ ત્રણેનાં કાર્ય, દૈવ અનુકૂળ હતું ત્યારે, અન્યાયથી પણ સિદ્ધ થયાં." ૯૧.

સુવર્ણસિદ્ધિ બોલ્યો, "એ કેવી રીતે?" ચક્રધર કહેવા લાગ્યો—

## (૧૧) આંધળો, કૂબડો અને ત્રણ સ્તનવાળી રાજકન્યા[૩૧]

"આ પૃથ્વી ઉપર ઉત્તરાપથમાં મધુપુર નામે નગર છે. ત્યાં મધુસેન નામે રાજા થયો હતો. વિષયસુખ અનુભવતાં તેને ત્રણ સ્તનવાળી કન્યા થઈ. પછી તે ત્રણ સ્તનવાળી કન્યાને જન્મેલી સાંભળીને રાજાએ કંચુકીઓને કહ્યું કે "અરે! કોઈ જાણે નહિ તેમ આ ત્રણ સ્તનવાળી કન્યાને દૂર અરણ્યમાં જઈને ત્યજી દો." તે સાંભળીને કંચુકીઓ બોલ્યા, "મહારાજ! ત્રિસ્તની કન્યા અનિષ્ટકારી હોય છે એમ જાણવામાં આવે છે, તો પણ બ્રાહ્મણોને બોલાવીને પૂછવું જોઈએ, જેથી આ લોક અને પરલોક બગડે નહિ. કેમકે

જે બીજાને સતત પૂછે છે, સાંભળે છે, અને હંમેશ એ સ્મરણમાં રાખે છે તેની બુદ્ધિ, સૂર્યનાં કિરણોથી નલિનીની જેમ, વૃદ્ધિ પામે છે. ૯૨.

તેમજ

જાણકાર પુરુષે પણ બીજાને પૂછતા રહેવું; મોટા રાક્ષસે પકડેલો હોવા છતાં બ્રાહ્મણ પ્રશ્ન પૂછવાથી છૂટી ગયો હતો." ૯૩.

રાજા બોલ્યો, "એ કેવી રીતે?" કંચુકીઓ કહેવા લાગ્યા—

### (૧૨) રાક્ષસે પકડેલો બ્રાહ્મણ[૩૨]

"હે દેવ! કોઈ વનપ્રદેશમાં ચંડકર્મા નામે બ્રાહ્મણ વસતો હતો. એક વાર વનમાં ભમતાં તેને કોઈ એક બ્રાહ્મણ મળ્યો. પછી બ્રાહ્મણને ખાંધે ચડીને તે બોલ્યો, "અરે! આગળ સરોવર છે, ત્યાં ચાલ!" ભયથી મનમાં ત્રાસ પામેલો બ્રાહ્મણ પણ તેને ઉપાડીને ચાલ્યો. પછી કમળના ગર્ભ જેવા કોમળ, રાક્ષસના ચરણ જોઈને બ્રાહ્મણે રાક્ષસને પૂછ્યું, "અરે! તારા પગ આટલા બધા કોમળ કેમ છે?

---

૩૧. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૫-૧૦. બીજી કોઈ પ્રાચીન પાઠપરંપરામાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

૩૨. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૫-૧૧. બીજી કોઈ પ્રાચીન પાઠપરંપરામાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી.

રાક્ષસે કહ્યું, "હે બ્રાહ્મણ ! મારે વ્રત છે. હું ભીને પગે જમીનને સ્પર્શ કરતો નથી." એ સાંભળીને પોતાનો છૂટવાનો ઉપાય વિચારતો બ્રાહ્મણ સરોવર પાસે પહોંચ્યો. પછી રાક્ષસે કહ્યું, "અરે ! હું સ્નાન કરીને, દેવપૂજા કરીને આવું ત્યાંસુધી તારે આ સ્થળેથી બીજે જવું નહિ." તે ગયો, પછી બ્રાહ્મણ વિચારવા લાગ્યો, "નક્કી, દેવપૂજા કર્યા પછી એ મને ખાઈ જશે. માટે જલદી નાસી જાઉં, જેથી ભીને પગે તે મારી પાછળ આવી શકે નહિ." પછી બ્રાહ્મણે તેમ કર્યું, છતાં વ્રતનો ભંગ થવાના ભયથી રાક્ષસ તેની પાછળ ગયો નહિ.

તેથી અમે કહીએ છીએ કે—જાણકાર પુરુષે પણ બીજાને પૂછતા રહેવું; મોટા રાક્ષસે પકડેલો હોવા છતાં બ્રાહ્મણ પ્રશ્ન પૂછવાથી છૂટી ગયો હતો." ૯૪.

પછી તેઓની આ વાત સાંભળીને રાજાએ બ્રાહ્મણોને બોલાવીને પૂછ્યું, "હે બ્રાહ્મણો ! મારે ત્યાં ત્રણ સ્તનવાળી કન્યાનો જન્મ થયો છે. માટે એની શાન્તિનો કોઈ ઉપાય છે કે નહિ ?" બ્રાહ્મણો બોલ્યા, "દેવ ! સાંભળો.

મનુષ્યોને ત્યાં હીન અથવા અધિક અંગવાળી જે કન્યા જન્મે છે તે પોતાના પતિનો નાશ કરે છે તથા શીલનો પણ વિનાશ કરે છે. ૯૫. એમાં પણ ત્રણ સ્તનવાળી કન્યા તેના પિતાની નજરે પડે તો પિતાનો તુરત નાશ જ કરે છે, એમાં શંકા નથી. ૯૬.

માટે આપે એ કન્યાને જોવી ન જોઇએ; તેમજ જો કોઈ એની સાથે વિવાહ કરે તો તેને એ કન્યા આપીને દેશપાર કરવો જોઈએ. એમ કરવાથી આપના બન્ને લોક સુધરશે."

પછી તેઓનું એ વચન સાંભળીને તે રાજાએ પટહના શબ્દથી સર્વત્ર ઘોષણા કરવાની આજ્ઞા કરી, "અહો ! ત્રિસ્તની કન્યા સાથે જે કોઇ વિવાહ કરશે તે એક લાખ સુવર્ણ અને દેશ-

ત્યાગ પ્રાપ્ત કરશે." એ પ્રમાણે ઘોષણા કરાવતાં ઘણો સમય વીતી ગયો, પણ કોઈએ એ કન્યાને ગ્રહણ કરી નહિ. યૌવનમાં આવેલી તેને પણ સારી રીતે ગુપ્ત સ્થાનમાં યત્નપૂર્વક રક્ષણ કરીને રાખવામાં આવતી હતી.

હવે, એ નગરમાં કોઈ આંધળો રહેતો હતો. મંથરક નામે કૂબડો એની લાકડી પકડીને એની આગળ ચાલતો હતો—એને દોરતો હતો.તે બે જણે એ પટહનો શબ્દ સાંભળીને પરસ્પર વિચાર્યું, "જો કોઈ રીતે દૈવયોગે કન્યા મળતી હોય તો આપણે પટહ અટકાવીએ, જેથી સુવર્ણપ્રાપ્તિ થાય અને સુવર્ણપ્રાપ્તિથી સુખપૂર્વક સમય વીતે. જો કદી એ કન્યાના દોષથી મૃત્યુ થશે તો પણ દરિદ્રતાથી ઉત્પન્ન થયેલા આ ક્લેશનો અંત આવશે. કહ્યું છે કે

લજ્જા, સ્નેહ, સ્વરની વિશદતા, વિવેક, સારો સ્વભાવ, બળ, કામ, સારો અભ્યાસ, સુખ, વિલાસો, ધર્મ, શાસ્ત્ર, બૃહસ્પતિ જેવી બુદ્ધિ, પવિત્રતા, અને આચારનો વિચાર—એ સર્વ પ્રાણીઓનું જઠરરૂપી કુંડું અનાજથી ભરાયું હોય ત્યારે સંભવે છે." ૯૭.

એમ કહીને આંધળાએ જઈને એ પટહ અટકાવ્યો કે "જો રાજા મને આપે તો એ કન્યા સાથે હું વિવાહ કરીશ." પછી તે રાજપુરુષોએ જઈને રાજાને નિવેદન કર્યું, "દેવ! કોઈ આંધળાએ પટહ અટકાવ્યો છે, માટે આ વિષયમાં શું કરવું એ વિષે દેવની આજ્ઞા પ્રમાણ છે." રાજા બોલ્યો,

"આંધળો અથવા બહેરો અથવા કોઢિયો અથવા અંત્યજ પણ, જો તે વિદેશમાં જવાને તૈયાર હોય તો, એક લાખ સુવર્ણ સહિત એ કન્યાને ભલે ગ્રહણ કરે." ૯૮.

પછી રાજાના આદેશથી રક્ષાપુરુષોએ તેને નદી કિનારે લઈ જઈ, એક લાખ સુવર્ણ સહિત એ ત્રિસ્તની કન્યાને વિવાહ-વિધિથી આપી, અને તેમને વહાણમાં બેસાડી ખારવાઓને કહ્યું કે

"અરે! પત્ની સહિત આ આંધળાને કૂબડાની સાથે દેશાન્તરમાં લઈ જઈ કોઈ નગરમાં છોડી દેજો." એ પ્રમાણે કર્યા પછી, વિદેશમાં જઈ ખારવાઓએ બતાવેલા કોઈ નગરમાં તે ત્રણે જણાએ મૂલ્ય આપીને ઘર લીધું, તથા સુખેથી સમય ગાળવા લાગ્યાં. આંધળો માત્ર પલંગમાં સૂઈ રહેતો હતો, અને કૂબડો મંથરક ઘરનું કામ કરતો હતો. એ પ્રમાણે સમય જતાં ત્રિસ્તની રાજકન્યા કૂબડા ઉપર આસક્ત થઈ. અથવા આ ખરું કહ્યું છે કે

અગ્નિ શીતળ થાય, ચંદ્ર દઝાડનારો બને, અને સાગર સ્વાદિષ્ટ બને તો સ્ત્રીઓમાં સતીત્વ સંભવે. ૯૯.

હવે, એક વાર ત્રિસ્તનીએ મંથરકને કહ્યું, "હે સુભગ! આ આંધળાનો કોઈ રીતે નાશ કરવામાં આવે તો આપણો બન્નેનો સમય સુખેથી જાય. માટે કયાંકથી વિષ ખોળી કાઢ, જે એને આપીને સુખી થાઉં." પછી એક વાર ફરતાં ફરતાં કૂબડાને મરેલો કાળો નાગ મળ્યો. તે લઈને મનમાં હર્ષ પામી ઘેર આવીને તેણે ત્રિસ્તનીને કહ્યું, "સુભગે! આ કાળો નાગ જડ્યો છે. તેના ટુકડા કરી, ઘણી સૂંઠ વગેરેથી સંસ્કારી તે આંધળાને માછલાંનું માંસ કહીને આપ, જેથી એ તુરત મરણ પામશે, કેમકે માછલાંનું માંસ એને સદા પ્રિય છે." એમ કહીને મંથરક બહાર ગયો. ત્રિસ્તનીએ પણ અગ્નિ સળગાવી, કાળા નાગના ટુકડા કરી તેમાં છાસ નાખી, અને પછી ઘરકામમાં રોકાયેલી એવી તેણે પેલા આંધળાને વિનયપૂર્વક કહ્યું, "આર્યપુત્ર! તમને વહાલું માછલાંનું માંસ આજે આણેલું છે, કેમકે તમે રોજ એ માટે પૂછતા હતા. એ માછલાં દેવતા ઉપર રંધાવા મૂકયાં છે. માટે હું ઘરકામ કરું ત્યાંસુધી કડછી લઈને હલાવો." એ સાંભળીને હર્ષ પામેલો તે પણ ગલોફાં ચાટતો તુરત ઊભો થઇ, હાથમાં કડછી લઈને હલાવવા લાગ્યો. પછી માછલાં સમજીને એ હલાવતાં ઝેરી વરાળનો સ્પર્શ થવાથી તેની આંખમાંનું કાળું પડળ ગળી

ગયું. એટલે તેથી બહુ ગુણ થયો માની આંધળો પોતાની આંખ ઉપર એ વરાળ વધારે લેવા લાગ્યો.

પછી દૃષ્ટિ પ્રાપ્ત થતાં જુએ છે તો તેણે માત્ર કાળા નાગના ટુકડા જ જોયા. પછી તેણે વિચાર્યું, "અહો! આ શું? મને માછલાંનું માંસ કહ્યું હતું, અને આ તો કાળા નાગના ટુકડા છે. માટે ત્રિસ્તનીનું ચારિત્ર્ય હું બરાબર તપાસું કે-મારા વધનો આ પ્રયત્ન કૂબડાનો છે અથવા બીજા કોઈનો છે!" એ પ્રમાણે વિચારી પોતાનો ભાવ છુપાવી પહેલાંની જેમ તે આંધળાની માફક કાર્ય કરવા લાગ્યો. એ સમયે કૂબડો આવીને નિઃશંકપણે આલિંગન ચુંબન આદિથી ત્રિસ્તનીને સેવવા લાગ્યો. પેલા આંધળાએ તે જોયું, પણ કોઈ શસ્ત્ર તેના જોવામાં આવ્યું નહિ, એથી કોપથી વ્યાકુળ મનવાળા તેણે પહેલાંની જેમ (ફાંફાં મારતાં) શયન પાસે જઈને કૂબડાને પગ વડે પકડીને બળપૂર્વક પોતાના મસ્તક ઉપર ભમાવી ત્રિસ્તનીના હૃદય ઉપર પછાડ્યો, એટલે કૂબડાના પછાડાટથી તેનો ત્રીજો સ્તન છાતીમાં પેસી ગયો, તેમજ બળપૂર્વક મસ્તક ઉપર ભમાવવાને કારણે કૂબડો પણ સીધો થઈ ગયો.

તેથી હું કહું છું કે-આંધળો, કૂબડો અને ત્રણ સ્તનવાળી રાજકન્યા એ ત્રણેનાં કાર્ય, દૈવ અનુકૂળ હતું ત્યારે, અન્યાયથી પણ સિદ્ધ થયાં." ૧૦૦.

સુવર્ણસિદ્ધિ બોલ્યો, "હે ભાઈ! એ સાચું છે. દૈવ અનુકૂળ હોય ત્યારે સૌ સારું થાય છે. તોપણ પુરુષે સત્પુરુષોનું વચન કરવું જોઈએ. એ પ્રમાણે જે વર્તે છે તે, તારી જેમ, વિનાશ પામતો નથી. તેમજ

એક ઉદર અને ભિન્ન ગ્રીવાવાળાં તથા અન્યોન્ય ફળ ખાનારાં ભારંડ પક્ષીઓની જેમ, એકતા વિનાનાં મનુષ્યો નાશ પામે છે." ૧૦૧.

ચક્રધર બોલ્યો, "એ કેવી રીતે?" સુવર્ણસિદ્ધિ કહેવા લાગ્યો—

## (૧૩) બે ચાંચવાળું ભારંડ પક્ષી[૩૩]

"કોઈ એક સરોવરમાં એક ઉદર અને ભિન્ન ગ્રીવાવાળો ભારંડ નામે પક્ષી રહેતો હતો. સમુદ્રના તીરે પરિભ્રમણ કરતાં તેને તરંગોથી ખેંચાઈ આવેલું અમૃત સમાન ફળ મળ્યું. તે ખાતાં ખાતાં એ બોલ્યો, "અહો ! સમુદ્રના તરંગોથી ખેંચાઈ આવેલાં ઘણાં અમૃત સમાન ફળ મેં ખાધાં છે, પણ આ સ્વાદ તો અપૂર્વ છે. તો શું પારિજાત અથવા હરિચંદનના વૃક્ષમાંથી એ ઉત્પન્ન થયેલું હશે કે કોઇ અમૃતમય ફળ અવ્યક્ત વિધિવશાત્ અહીં આવી પડયું હશે ?" એ પ્રમાણે તે બોલતો હતો ત્યાં બીજા મુખે કહ્યું, "અરે જો એમ હોય તો મને પણ એમાંથી થોડુંક આપ, જેથી હું જીભનું સુખ અનુભવું." એટલે પહેલા મુખે હસીને કહ્યું, "પણ આપણું ઉદર એક છે, એટલે તૃપ્તિ પણ સમાન થશે. પછી જુદું જુદું ખાવાથી શું ? આ બાકી રહેલા ફળથી પ્રિયાને સંતોષ આપીએ તો સારું." એમ કહીને બાકી રહેલું ફળ તેણે ભારંડીને આપ્યું. તે પણ એનો આસ્વાદ

૩૩. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૨-૧. બીજી કોઇ પ્રાચીન પાઠપરંપરામાં કે પુનર્ઘટિત પંચતંત્રમાં આ કથા નથી. પૂર્ણભદ્રમાં આ કથા બીજા તંત્રમાં આવતી હોઇ તેનો પૂર્વાપરસંબંધ પણ ભિન્ન છે. એમાં જાળમાં સપડાયેલાં કપોતોને એકતાનું મહત્ત્વ સમજાવવા માટે તેમનો રાજા ચિત્રગ્રીવ આ કથા કહે છે અને તેમને એક સાથે ઊડી જવા સૂચવે છે.

ભારુંડ અથવા ભારંડ એ લોકકલ્પનાનું એક મહાકાય પક્ષી છે. એને એક શરીર, પણ બે ચાંચ હોય છે. કેટલાક ઉલ્લેખો મુજબ, આત્મા પણ બે હોય છે. આથી બે ચાચ અને બે આત્માવાળા તેના શરીરને અત્યંત અપ્રમત્તપણે નિર્વાહ કરવાનો હોય છે. જૈન ગ્રન્થોમાં અપ્રમત્ત પુરુષને ભારુંડ પક્ષીની ઉપમા આપેલી છે. પ્રાચીન ગ્રન્થોમાં ભારુંડ પક્ષીને લગતી બીજી પણ કેટલીક કથાઓ આવે છે. આ સંબંધમાં વિશેષ માટે જુઓ સોળમા સાહિત્ય સંમેલનમાં મારો નિબંધ 'ભારુંડઃ લોકકલ્પનાનું એક પક્ષી' ('વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો' એ લેખસંગ્રહમાં મુદ્રિત )

કરીને અતિશય હર્ષ પામીને આલિંગન, ચુંબન આદિ સંભાવના તથા અનેક પ્રકારના હાવભાવ કરવા લાગી. તે દિવસથી જ બીજું મુખ ઉદ્વેગ અને વિષાદવાળું રહેવા લાગ્યું.

હવે, એક દિવસે બીજા મુખને વિષફળ પ્રાપ્ત થયું. તે જોઈને તેણે પહેલાને કહ્યું, "હે નિર્દય! પુરુષાધમ! નિરપેક્ષ! મને વિષફળ મળ્યું છે. તેં કરેલા અપમાનને કારણે તે હું ખાઉં છું." પેલા મુખે કહ્યું, "મૂર્ખ! એમ ન કર. એમ કરવાથી બન્નેયનો વિનાશ થશે." એમ કહેતામાં તો તેણે અપમાનને કારણે ફળ ખાધું. વધારે શું કહેવું? બન્નેય નાશ પામ્યાં.[૩૪]

તેથી હું કહું છું કે—એક ઉદર અને ભિન્ન ગ્રીવાવાળાં તથા અન્યોન્ય ફળ ખાનારાં ભારંડ પક્ષીઓની જેમ, એકતા વિનાનાં મનુષ્યો નાશ પામે છે." ૧૦૨.

ચક્રધર બોલ્યો, "એ સાચું છે. માટે તું ઘેર જા, પણ તું એકલો જઈશ નહિ. કહ્યું છે કે

સ્વાદિષ્ટ વસ્તુઓ એકલાએ ખાવી નહિ, બીજાઓ સૂઈ રહેલા હોય ત્યારે એકલાએ જાગવું નહિ, એકલાએ પ્રવાસ કરવો નહિ, અને એકલાએ ધન કમાવાનો વિચાર કરવો નહિ. ૧૦૩.

વળી

માર્ગમાં બીજા કાયર પુરુષનો સાથ પણ કલ્યાણકારી થઈ પડે છે; સાથે રહેલા કરચલાએ (બ્રાહ્મણનો) જીવ બચાવ્યો હતો." ૧૦૪.

સુવર્ણસિદ્ધિ બોલ્યો, "એ કેવી રીતે?" ચક્રધર કહેવા લાગ્યો—

---

૩૪. પૂર્ણભદ્રમાં આ માત્ર પાંચ જ પંક્તિની ખૂબ નાની અને સાદી વાર્તા છે. એમાં અમૃતફળ ક્યાંય આવતાં નથી; માત્ર અમૃત અને વિષ આવે છે. એમાં ભારંડીનો પણ ઉલ્લેખ નથી.

## (૧૪) બ્રાહ્મણ અને કરચલો[૩૫]

"કોઈ એક નગરમાં બ્રહ્મદત્ત નામે બ્રાહ્મણ વસતો હતો. તે કામ પ્રસંગે પરગામ જવા નીકળ્યો ત્યારે તેની માતાએ કહ્યું કે "વત્સ! તું એકલો કેમ જાય છે? બીજો કોઈ સહાયક શોધી કાઢ." તે બોલ્યો, "માતા! તું ડરીશ નહિ; આ માર્ગ ઉપદ્રવ વિનાનો છે. કામ હોવાથી હું એકલો જઈશ." પછી તેનો એ નિશ્ચય જાણીને પાસેની વાવમાંથી એક કરચલો લાવીને માતાએ કહ્યું, "વત્સ! તારે જો અવશ્ય જવું હોય તો આ કરચલો પણ તારો સહાયક થશે. માટે એને લઈને જા." માતાના વચનથી એ કરચલાને બન્ને હાથે પકડીને, કપૂરની ગોટીઓ વચ્ચે મૂકીને તથા કોથળીમાં નાખીને તે ઉતાવળે આગળ ચાલ્યો.

પછી ચાલતાં ચાલતાં ઉનાળાના તાપથી સંતાપ પામેલો તે માર્ગમાંના કોઈ વૃક્ષ નીચે જઈને સૂઈ ગયો. એ સમયે વૃક્ષની બખોલમાંથી એક સર્પ તેની પાસે આવ્યો, પણ સાપને કપૂરની સુગંધ સહજ પ્રિય હોય છે, તેથી બ્રાહ્મણને રહેવા દઈને, પેલી કોથળી-ને ચીરી નાખી તેની અંદર રહેલી કપૂરની ગોટી અતિ લોલુપતાથી તે ખાવા લાગ્યો. પેલા કરચલાએ પણ અંદર રહ્યાં રહ્યાં જ સર્પના પ્રાણ હરી લીધા. બ્રાહ્મણ જાગીને જુએ છે તો પોતાની પાસે કપૂરની ગોટીની ઉપર કાળો નાગ પડેલો હતો. એ જોઈને તેણે વિચાર્યું, "આ સાપને કરચલાએ માર્યો છે." એ પ્રમાણે પ્રસન્ન થઈને તે બોલ્યો, "અરે! મારી માતાએ સાચું કહ્યું હતું કે–પુરુષે કોઈને સહાયક બનાવવો જોઈએ; એકલા જવું જોઈએ નહિ. પછી મેં શ્રદ્ધાપૂર્ણ અંતઃકરણથી માતાનું કહેવું કર્યું, તેથી આ કરચલાએ મને સર્પથી મરતો બચાવ્યો. અથવા આ ખરું કહ્યું છે કે

મંત્રમાં, તીર્થમાં, બ્રાહ્મણમાં, દેવમાં, જ્યોતિષીમાં, વૈદ્યમાં

---

૩૫. પશ્ચિમ ભારતીય પંચતંત્ર સિવાયની બીજી કોઈ પ્રાચીન પાઠપરંપરામાં આ કથા નથી.

અને ગુરુમાં જેની જેવી ભાવના હોય છે તેને તેવી સિદ્ધિ થાય છે." ૧૦૫.

એમ કહીને તે બ્રાહ્મણ ઇચ્છિત સ્થાને ગયો.

તેથી હું કહું છું કે—માર્ગમાં બીજા કાયર પુરુષનો સાથ પણ કલ્યાણકારી થઈ પડે છે; સાથે રહેલા કરચલાએ (બ્રાહ્મણનો) જીવ બચાવ્યો હતો." ૧૦૬.

પછી તે સુવર્ણસિદ્ધિ બ્રાહ્મણ પણ એ ચક્રધરની રજા લઇને પોતાને ઘેર ગયો.[૩૬]

**અપરીક્ષિતકારક નામે આ પાંચમું તંત્ર સમાપ્ત થયું.**

---

૩૬. પંચતંત્ર અહીં સમાપ્ત થાય છે. કથામુખમાં જણાવ્યા પ્રમાણે રાજકુમારોને નીતિશાસ્ત્ર ભણાવવા માટે વિષ્ણુશર્મા આ કથાઓ કહે છે, એટલે સ્વાભાવિક રીતે જ એ પ્રસંગનો ઉપસંહાર છેવટે આવે એવી અપેક્ષા રહે. પરન્તુ હિતોપદેશ સિવાયની કોઇ પણ પાઠપરંપરામાં આવો ઉપસંહાર જોવામાં આવતો નથી. વિલ્સને તપાસેલી પંચતંત્રની કેટલીક હાથપ્રતોને અંતે—રાજકુમારો છ માસમાં વિદ્યાસંપન્ન થયા તેથી પ્રસન્ન થયેલા રાજાએ વિષ્ણુશર્માને ઘણું ધન આપ્યું અને તેનું સન્માન કર્યું, એ પ્રકારનો ઉપસંહાર ઉમેરેલો માલૂમ પડે છે.

## (૧) ચિત્રાંગ મૃગને અગાઉ વેઠવું પડેલું બંધન

### (તંત્રાખ્યાયિકા ૨–૫)[1]

કોઈ એક વાર યમુનાકિનારે શાલિગ્રામમાં પ્રિયક જાતિની મૃગલીમાં હું ઉત્પન્ન થયો હતો. અમારી છ જાતિઓ છે તેમજ ચમૂર, કદલી, કન્દલી, પ્રિયક અને એણુક એ પાંચ મૃગયોનિઓ કહેલી છે. તેઓ માતાના દૂધના પ્રભાવથી બે ગતિઓ જાણે છે– ઊંચે કૂદવાની અને વેગથી દોડવાની. એથી તેમને પારધિઓ પહોંચી શકતા નથી. પ્રિયક જાતિનો તથા મનુષ્યપ્રિય એવો હું ઘણી વારે આંખ મીંચતો હતો. એક વાર મારી માતા બહાર ગઈ હતી ત્યારે પારધિઓએ મને બાળકને જ પકડી લીધો. સ્ત્રીના દૂધ ઉપર ઊછરતો હું તેમને ઘેર રહેતો હતો. એ સમયે મારી માતા પોતાના યૂથની સાથે ચરતી હતી. તેણે કહ્યું, “અહો દૈવ ! હું પુત્ર વિનાની છું. મારો પુત્ર કયાં ગયો ?” એ સાંભળીને મેં વિચાર્યું, “મારે પારધિઓનું શું કામ છે ? નિજ અને કૃત્રિમ એ બે પ્રકારના સહાયકમાંથી નિજ સહાયક ઉત્તમ છે.” પછી પારધિના ઘેરથી હું એકાએક ચાલ્યો ગયો. પછી હું પારધિ પાસેથી આવ્યો હોવાને લીધે ભયથી ચકિત આંખોવાળી માતા પાસે ગયો. આનંદિત એવા મને તેણે પૂછ્યું કે “આ શું આશ્ચર્ય ?” તેણે મને પોતાના સ્તનના દૂધથી ઉછેર્યો. તેથી ખૂબ પોષણ પામેલો હું છ માસનો શિશુ હતો ને પોતાના યૂથમાં ગયો. અધિક વેગથી ચાલતો હું (વહેલો) આવાને

---

૧. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૨–૯, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૨–૪, બૃહત્કથામંજરી ૧૬–શ્લો. ૨૪, પુનર્ઘટિત પંચતંત્ર ૨–૪. કથાસન્દર્ભ આ પ્રમાણે છે: પાશમાં બંધાયેલા ચિત્રાંગ મૃગને તેનો મિત્ર હિરણ્યક ઉંદર પૂછે છે કે ‘ચકિતચારી એવો તું પાશમાં કેમ બંધાયો ?’ ચિત્રાંગ કહે છે કે ‘પૂર્વે બંધન અનુભવ્યા છતાં હું દૈવયોગે ફરી બંધાયો.’ પછી એ વિષે હિરણ્યક પૂછે છે, એટલે ચિત્રાંગ પોતાનો આ પૂર્વવૃત્તાન્ત કહે છે.

મૃગોની વાટ જોતો હતો. અમારી બે ગતિ હોય છે—ઊંચે કૂદવાની અને વેગથી દોડવાની. માતાનું દૂધ (બાલ્યાવસ્થામાં) નહિ મળવાથી એ બે પૈકી વેગથી દોડવાની ગતિ હું જાણતો હતો, ઊંચે કૂદવાની જાણતો નહોતો.

હવે, એક વાર મેં મૃગોને ફરતા જોયા નહિ. દુઃખિત હૃદયવાળો હું 'તેઓ ક્યાં ગયા ?' એમ કરીને અવલોકવા લાગ્યો. ઊંચે કૂદવાની ગતિ જાણતા એવા તેઓને જાળ ઓળંગીને આગળ જતા મેં જોયા. સ્ત્રીના દૂધના દોષથી હું તો એ ગતિથી અનભિજ્ઞ હતો.

તેમજ

કાર્યકાળ આવી પડતાં બીજ, ઔષધ અને આહાર એ ત્રણ વસ્તુની અવગણના કરવી નહિ; જેવો લાભ તેવી ખરીદી. ૧૪૯.

હું પેલા (સ્ત્રીના) દૂધ નામે ઔષધને કારણે ઊંચે કૂદવાની ગતિથી અનભિજ્ઞ હોવાથી વેગીલી ગતિથી દોડ્યો, અને જાળમાં સપડાઇ ગયો.

પછી દુરાત્મા પારધિઓ મને જીવતો જ પકડીને રાજપુત્ર પાસે તેની ક્રીડા માટે લઈ ગયા. રાજપુત્ર પણ મને જોઇને અત્યંત સંતુષ્ટ થયો, અને તેણે પ્રદેશ આપવા વડે પારધિઓનું સન્માન કર્યું. મને પણ તેણે આદરપૂર્વક અંગમર્દન, સ્નાન, ભોજન, ધૂપ, અલંકાર અને વિશિષ્ટ વસ્ત્રોથી, તથા સ્નિગ્ધ પ્રવાહી દ્રવ્યો વડે મધુર એવા અસંભાવ્ય ભોજનપ્રકારોથી અને ખાંડ, ગોળ, દાડમ અને ચાતુર્જાતક વડે મિશ્ર વિવિધ ભોજ્ય પદાર્થો વડે સંતોષ પમાડ્યો.

પછી રાણીઓ અને રાજકુમારોના હાથમાં રમાડતી વખતે કૌતુકથી મારાં ગ્રીવા, નયન, હાથ, પગ અને કાન ખેંચવામાં આવતાં તેથી, તથા રાજરાણીઓ પરસ્પર ઈર્ષ્યાથી મારી સન્માનપરંપરા કરતી તેથી હું ક્લેશ પામ્યો અને મેં વિચાર્યું, "કાનને કષ્ટ આપનાર સુવર્ણથી શું ? હા ! કષ્ટની વાત છે ! હું એ વનમાં ક્યારે પહોંચીશ ?"

એ લોકોનું કૌતુક મટી ગયા પછી એક વાર મને એકાન્ત મળ્યું હતું ત્યારે રાજપુત્રના શયનની નીચે રહેલા તથા ચોમાસામાં મેઘના શબ્દથી ઉત્કંઠિત થયેલા હૃદયવાળા અને પોતાના યૂથથી ભ્રષ્ટ થયેલા એવા મેં મારા યૂથના મૃગોનું સ્મરણ કરીને કહ્યું,

"વાયુ અને વરસાદના પછડાટ ખમતા અને દોડતા એવા મૃગના યૂથની પાછળ હું જાઉં, એવું ક્યારે થશે?" ૧૫૦.

હું આ પ્રમાણે બોલતો હતો તે સમયે બાલભાવને કારણે ભોળા ચિત્તવાળા રાજપુત્રે દુઃખી થઇને દ્વારપાલને કહ્યું, "કોણ આમ બોલ્યું?" સંતાપ પામેલા હૃદયવાળા તેણે આસપાસ અવલોકીને મને જોયો. મને પારધિઓએ માનવ વાણી શીખવી હતી. મને જોઇ 'આ મૃગ મનુષ્યની જેમ આ પ્રમાણે બોલ્યો છે' એમ જાણી, 'હું નાશ પામ્યો' એમ માની તે રાજપુત્ર ખૂબ ગભરાઇ ગયો, તથા જેની વાણી થોથરાતી હતી એવો તે જેમ તેમ કરી બહાર નીકળી ગયો, અને કોઇ પરમ સત્ત્વથી અધિષ્ઠિત થયો હોય તેમ ઘણું અસ્વાસ્થ્ય પામ્યો.

પછી તાવથી ઘેરાયેલા એવા તેણે સર્વ વૈદ્યો તથા ભુવાઓને ઘણું ધન આપીને પ્રાર્થના કરી, અને કહ્યું, "જે મારી આ પીડાને દૂર કરે તેનો હું ભારે સત્કાર કરીશ." વિચાર વિના કાર્ય કરનારા લોકો મને પણ લાકડી, ઇંટો વગેરેથી મારવા લાગ્યા. તેમને કોઇ સારા માણસે અટકાવીને કહ્યું, "આમ કરવાથી શું?" પછી મારું આયુષ્ય બાકી રહ્યું હશે, તેથી સર્વ લક્ષણોને જાણનાર તે આર્યે રાજપુત્રને જણાવ્યું, "વિચાર વિનાના લોકોએ તમારી આ અવસ્થા કરી છે." ફરી પાછું તે આર્યે કહ્યું, "પ્રિયક નામનો આ મૃગ માનવ વાણી જાણે છે, એ માનવ નથી. ભદ્ર! ચોમાસામાં મેઘના શબ્દથી પ્રતિબોધ પામેલા ચિત્તવાળા તેણે પોતાના યૂથના મૃગોનું સ્મરણ કરીને ઉત્સુકતાથી કહ્યું હતું કે-'વાયુ અને વરસાદના પછડાટ ખમતા અને દોડતા એવા મૃગના યૂથની પાછળ હું જાઉં, એવું ક્યારે થશે?'-એમાં શું આશ્ચર્ય છે? પક્ષીઓ અને પશુઓ

ઘણું કરીને માત્ર ભય, આહાર અને મૈથુનને જાણનારાં હોય છે, એ આપે જાણેલું છે જ. માટે આ માનવ નથી. તેમજ

પુરુષ જેવાની સાથે વસે છે, જેવાને સેવે છે, અને જેવો થવાને ઇચ્છે છે તેવો થાય છે. ૧૫૧. હે તાત! હીન જનો સાથેના સમાગમથી પુરુષ હીન થાય છે, સમાન જનોના સમાગમથી સમાનતા પામે છે, અને વિશિષ્ટ જનોના સમાગમથી વિશિષ્ટતા પામે છે. ૧૫૨.

માટે હે દેવ! મનુષ્યના સંપર્કથી તથા પ્રિયક જાતિનો હોવાથી આ મૃગ માનવ વાણી બોલે છે, તેથી તેનું સન્માન કરેલું છે. તેમજ

ઉદયગિરિ ઉપરનું દ્રવ્ય જેમ (સૂર્યના) સંનિકર્ષથી દીપે છે (તેમ સત્પુરુષના સંસર્ગથી હીનવર્ણ મનુષ્ય પણ દીપે છે). ૧૫૩.[૨]

તો જ્વરનું અસંબદ્ધ કારણ શા માટે? વળી

મંત્રોથી ભિન્ન એવું મંત્રોનું બીજ કે ઉચ્ચાર નથી. અસંબદ્ધ પ્રલાપો કાર્ય સાધી શકતા નથી. ૧૫૪.

તેમજ

શંખ કેળમાં, કેળ ભેરમાં, અને એ ભેરમાં મોટું વિમાન—એ શંખ, ભેર, કેળ અને વિમાન એ બધું ઉન્મત્તની શંકા જેવું થયું. ૧૫૫.

માટે ક્યાં શંખ? ક્યાં કેળ? ક્યાં ભેર? ક્યાં વિમાન? એની જેમ તમારે વિષે પણ આ અસંબદ્ધ થયું છે."

એ સાંભળીને જેનો વિકાર દૂર થયો છે એવો રાજપુત્ર પોતાની પૂર્વપ્રકૃતિને પામ્યો. એ આર્યનો પ્રજ્ઞાવૈભવ વિચારીને, એનો ભારે સત્કાર કરીને તેણે એને મંત્રીપદ આપ્યું. મને પણ તેલમર્દન કરી,

---

૨. મૂળમાં यथोदयगिरेर्द्रव्यं संनिकर्षेण दीप्यते એ પ્રમાણે આ શ્લોકનો માત્ર પૂર્વાર્ધ છે, ઉત્તરાર્ધ નથી. તથા सत्संनिधानेन हीनवर्णोऽपि दीप्यते એ ઉત્તરાર્ધ 'સુભાષિતરત્નભાંડાગાર'માંથી લીધો છે, અને તેનો અનુવાદ કૌંસમાં મૂકયો છે.

ઘણા જળથી શરીર પખાળી, રક્ષાપુરુષોને સાથે મોકલી તે જ વનમાં છોડી દેવામાં આવ્યો. માટે વધારે શું કહેવું? પૂર્વે બંધન અનુભવેલું હોવા છતાં હું વિધિવશાત્ ફરીથી બંધાયો છું.

## (૨) બ્રહ્મરાક્ષસ, ચોર અને બ્રાહ્મણ

### ( તંત્રાખ્યાયિકા ૩–૬)[3]

કોઈ એક દરિદ્ર બ્રાહ્મણ પાસે, દાનમાં મળેલી તથા બાલ્યાવસ્થાથી જ ઘી, તેલ, મીઠું, ઘાસચારો તથા યોગ્ય ખોરાક વડે ઉછેરવામાં આવેલી બે ગાયો હતી. એ ગાયો જોઇને કોઇ ચોરે વિચાર્યું, "આજે આ બે ગાયો હું હરી જઇશ." પછી પહેલી રાત્રે તે જવા લાગ્યો. તે જતો હતો તે સમયે કોઇ અજાણ્યાએ તેના ખભા ઉપર સ્પર્શ કર્યો. પછી તેણે પૂછ્યું "તું કોણ છે?" પેલાએ સત્ય વચન કહ્યું કે "હું નિશાચર બ્રહ્મરાક્ષસ છું. તું કહે, તું કોણ છે?" ચોરે કહ્યું, "હું ચોર છું, કોઈ બ્રાહ્મણની બે ગાયો હરી જવા ઇચ્છું છું." પછી નિશાની જાણીને બ્રહ્મરાક્ષસે કહ્યું, "હું પણ તે બ્રાહ્મણને પકડી જવા ઇચ્છું છું." પછી તે બન્ને જણા જઈને ફળની રાહ જોતા એકાન્તે ઊભા રહ્યા. બ્રાહ્મણ ઊંઘી જતાં બ્રહ્મરાક્ષસ તેને પકડવાને તૈયાર થયો, એટલે ચોરે કહ્યું, "આ ન્યાય નથી; હું બે ગાયો હરી જાઉં પછી તું પકડજે." બ્રહ્મરાક્ષસે

---

૩. પશ્ચિમ ભારતીય પંચતંત્રની નિર્ણયસાગરની વાચના ૩–૯, કાળેની વાચના ૩–૮, પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩–૧૦, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૩–૭, કથાસરિત્સાગર ૧૨૧ E (પૃ. ૩૨૬), બૃહત્કથામંજરી ૧૬–૨૮, પુનર્ઘટિત પંચતંત્ર ૩–૭. સર્વમાં કથાસન્દર્ભ આ પ્રમાણે છેઃ શરણે આવેલા ચિરજીવીને મારવો કે કેમ એ વિષે ઉલૂકરાજ મંત્રીઓની સલાહ પૂછે છે. મંત્રી વક્રનાસ કહે છે કે 'એ અવધ્ય છે. શત્રુઓ પણ જો પરસ્પર વિવાદ કરતા હોય તો હિતકારી થઈ પડે છે,' અને તેના ઉદાહરણ રૂપે આ કથા કહે છે.

કહ્યું, "એ પણ અન્યાય છે. કદાચ ગાયોના શબ્દથી એ જાગી જાય, તો મારું આવવાનું મિથ્યા થશે." એ પ્રમાણે તેઓમાં પરસ્પર વૈર ઉત્પન્ન થયું. 'હું પહેલો, હું પહેલો' એમ કરતાં તે બન્નેએ બ્રાહ્મણને એકો સાથે જગાડયો. ચોર બોલ્યો, "બ્રાહ્મણ! બ્રહ્મરાક્ષસ તને પકડી જવા ઇચ્છે છે." બ્રહ્મરાક્ષસ પણ બોલ્યો, "ચોર તારી બે ગાયો હરી જવા ઇચ્છે છે." પછી તે ચોર અને રાક્ષસ બન્ને નાસી ગયા.

## (૩) શિવિ અને કપોત

### (તંત્રાખ્યાયિકા ૩–૭)[૪]

સર્વ ભૂપાલોની મુકુટમાળા વડે જેના ચરણ પૂજાયેલા છે એવો પરમ કારુણિક, તથા સર્વ યાચકજનોના મનોરથ જેણે સંપાદિત કર્યા છે એવો શિવિ નામે રાજા હતો. અનન્યસદૃશ દાનશીલતાને કારણે તેનો યશ સ્વર્ગ સુધી પહોંચ્યો. પછી ઇન્દ્રે એક વાર વિચાર્યું, "શિબિ સમાન કોઈ દાનશીલ નથી. માટે એનો અભિપ્રાય શો છે? એનું સત્ત્વ કેટલું છે?" એ પ્રમાણે જિજ્ઞાસાથી ધર્મને બોલાવીને પોતે કપોત થયો. ધર્મ પણ બાજ થઇને ત્વરિત ગતિથી કપોતની પાછળ પાછળ જઈ તેને પકડવા પ્રયત્ન કરવા લાગ્યો.

હવે, તે રાજા પ્રભાત સમયે જ રાજસભામાં સુખાસન ઉપર બેઠો હતો એ સમયે કંપતો, ભયથી જેની આંખની કીકી ચંચળ થઈ

૪. શરણાગત ચિરજીવીની અવધ્યતાનું પ્રતિપાદન કરતા ઉલૂકરાજના મંત્રી વક્રનાસના મુખમાં આ કથા મૂકવામાં આવેલી છે. કથાસરિત્સાગરમા આ વાર્તા જો કે અલગ આપવામાં આવી નથી, પણ ત્યાં એનો સ્પષ્ટ ઉલ્લેખ તો છેજ. ઉલૂકરાજે ચિરજીવી સંબંધમાં પોતાના મંત્રી પ્રાકારકર્ણને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે "મહારાજ! આ ચિરજીવી આપણે શરણે આવ્યો છે, માટે આપણે તેનું પોષણ કરવું જોઇએ. પૂર્વે શિબિ રાજાએ શરણાગત માટે પોતાનું માંસ આપ્યું હતું."

(કથાસરિત્સાગર, પૃ. ૩૨૬)

ગઈ હતી એવો તથા કરુણ ચીસો પાડતો કપોત એકદમ તેના ચરણમાં પડ્યો તથા ભય વડે ગદ્‌ગદ્ વાણીથી બોલ્યો, " રાજન્! હું તમારો શરણાગત છું. બાજથી મારું રક્ષણ કરો." પછી બાજ પણ રાજાની સામે આવ્યો. તે પણ " હે રાજન્! મૂકી દે, મૂકી દે! ક્ષુધાતુર એવા મને મારું ભોજન આપ!" એમ ઊંચે સ્વરે બોલ્યો. કપોત બોલ્યો, " દેવ! શરણાગત એવા મારું રક્ષણ કરવાને તમે યોગ્ય છો. સાધુપુરુષો નિત્ય પોતાના શરીરનો પણ શરણાગતને માટે ત્યાગ કરે છે, પણ શરણાગતનો ત્યાગ કરતા નથી " બાજ બોલ્યો, " રાજન્! તમે સર્વ મનોરથ પૂરા કરનારા છો એમ સાંભળવામાં આવે છે. માટે મારું ભક્ષ્ય કપોત મને તમારે આપવું જોઈએ. (ભૂખને કારણે) મારું જીવન સંશયમાં છે."

જેને દયા ઉત્પન્ન થઈ હતી એવો એ રાજા પણ 'આ શું?' એમ જાણે દોલા ઉપર આરૂઢ થયો હોય તેમ સંભ્રાન્ત થઈને બાજને સમજાવતો કહેવા લાગ્યો, "શરણાગતનો ત્યાગ એ સત્પુરુષોનો માર્ગ નથી. માટે હું તને તૃપ્તિ થાય એટલું બીજું માંસ અપાવીશ." બાજ બોલ્યો, " બીજાએ મારેલા પ્રાણીનું માંસ અમે ખાતા નથી; જીવતા પ્રાણીના ઉષ્ણ રુધિરવાળા માંસનું અમે આસ્વાદન કરીએ છીએ. પરન્તુ આ કપોતના માંસનું જેટલું વજન થાય તેટલું તારું પોતાનું માંસ મને આપ." " ભલે, આપું છું" એ પ્રમાણે રાજાએ એ વાતનો સ્વીકાર કરતાં ( સભામાં બેઠેલા ) રાજાઓમાં હાહાકાર થયો કે " દેવ! સાહસ ન કરશો. આ બાજરૂપી રાક્ષસ તમારા વિનાશના હેતુ માટે આવેલો છે." એ પ્રમાણે આર્તનાદ થઈ રહ્યો હતો ત્યાં કપોતને તુલામાં ચડાવવામાં આવ્યો. તેના જેટલી પોતાની જાંઘ માપીને તથા પછી શરીરના અવયવોમાંથી માંસ કાપીને રાજાએ તેમાં મૂક્યું, પણ તે કપોતના જેટલું થયું જ નહિ. બાકીના અવયવોનું માંસ ખૂટી જવા છતાં શિબિ જ્યારે કપોત જેટલું વજન કરી શક્યો નહિ ત્યારે 'સર્વવિદ્ ધર્મને નમસ્કાર!' એમ કરીને તે પોતે જ તુલામાં બેસી

ગયો. પછી આકાશમાં દેવનાં દુન્દુભિ વાગ્યાં. પુષ્કળ કુસુમની વૃષ્ટિ સાથે પવન વાયો. 'ધન્ય, ધન્ય!' એ પ્રમાણે દશે દિશામાં વાણી થઈ. એ સમયે જેમણે પોતાનું રૂપ પ્રકટ કર્યું છે એવા ધર્મ અને ઇન્દ્ર રાજાને કહેવા લાગ્યા, "ધન્ય, રાજન્! તેં સુન્દર અને નિપુણ દયાધર્મ જાણ્યો છે. ખરી રીતે તો અમે તારી પરીક્ષા કરી હતી. માટે તારું આ શરીર પહેલાં જેવું થઈ જાઓ. પ્રાણીઓના કલ્યાણ માટે તારો કોશ અક્ષય થાઓ, અને સદાકાળ ધર્મમાં બુદ્ધિ થાઓ." એમ કહીને તેઓ અંતર્ધાન થયા.

## (૪) હંસ અને પારધિ
### ( તંત્રાખ્યાયિકા ૩-૧૧ )[૫]

કોઈ એક મહાવનમાં સર્વે વૃક્ષોનું જાણે અધિપતિ હોય તેવું, ઊંચી ટોચવાળું, તથા ગીચ પાંદડાં વડે સૂર્યનાં કિરણો જેણે રોકી દીધાં હતાં એવું શીમળાનું ઝાડ હતું. તે મુશ્કેલીએ ચઢી શકાય એવું હોવાને લીધે અનેક હંસકુળોના પરિવારવાળો ક્ષીરોદ નામે હંસરાજ નિર્ભય થઈને તેની ઉપર વસતો હતો.

એક વાર તે વનમાં ફરતો એક પારધિ ભગવાન સૂર્ય અસ્ત પામ્યા તે સમયે ફરવાથી થાકીને તે શીમળાની નીચે બેઠો. એ સમયે સર્વ હંસકુલોના કોલાહલ વડે દિશાને શબ્દાયમાન કરતો

૫. પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૧૯, બૃહત્કથામંજરી ૧૬-૩૨. તંત્રાખ્યાયિકા તથા બૃહત્કથામંજરીમાં ઉલૂકરાજનો પરાજય કર્યા પછી મેઘવર્ણને સલાહ આપતાં 'રાજાએ અર્થસિદ્ધિ માટે વૃદ્ધોનું વાક્ય કરવું જોઈએ' એમ દર્શાવવા માટે ચિરજીવી આ કથા કહે છે. પૂર્ણભદ્રમાં આ કથા 'ટીટોડો અને મહાસાગર'ની ઉપકથા રૂપે છે. ધૂળ અને માટી ચાંચમાં લઈને મહાસાગર પૂરવાનો વૃથા પ્રયત્ન કરતાં પક્ષીઓને બીજો એક પક્ષી વડના ઝાડ ઉપર વસતા એક વૃદ્ધ હંસની સલાહ લેવાનું સૂચવે છે, અને 'વૃદ્ધોનું વાક્ય સાંભળવું જોઈએ' એમ કહી આ કથા સંભળાવે છે. એ પછી પક્ષીઓ વૃદ્ધ હંસ પાસે જાય છે, એટલે તે તેમને ગરુડની સહાય માગવાની સલાહ આપે છે.

હંસરાજ વૃક્ષ ઉપર આવ્યો. એટલે તેને જોઈને ક્રૂર કર્મવાળો પારધિ વિચાર કરવા લાગ્યો, "અહો! વિધાતાનો પ્રભાવ અચિન્ત્ય છે! સર્વ વનરાજિના મંડળમાં ભ્રમણ કરીને થાકવા છતાં મને મળ્યું નહોતું તે શ્રવણ અને મનને આહ્લાદ આપનાર આ હંસકુલ અનાયાસે જ પ્રાપ્ત થયું છે. વળી આ વૃક્ષ ઊંચું હોવાથી તેની ઉપર જોઈ પણ શકાતું નથી, તો પછી તે ઉપર ચઢવાની તો વાત જ શી? માટે મારે અહીં જાળ શી રીતે નાખવી? પણ ઉપાય છે. આ વૃક્ષની નીચે હું અતિમુક્તકની વેલો રોપીશ, જેથી એ ઊગ્યા પછી તે વડે વીંટાયેલા વૃક્ષ ઉપર સુખેથી ચઢી શકાશે." એ પ્રમાણે વિચારતાં નક્ષત્રોના સમૂહથી શોભાયમાન રાત્રિ વીતી ગઈ.

પછી પેલો હંસરાજ પણ રાત ગાળીને હંસોથી વીંટળાઈને આહારને માટે ઇષ્ટ દિશામાં ગયો. પેલા પારધિએ રોપેલી અતિમુક્તકની લતાઓ પણ અનુક્રમે વધવા લાગી. એટલે તે જોઈને જરાથી જર્જરિત સ્વરવાળા અમૃતપ્રભ નામે હંસે તે હંસોને બોલાવીને આ પ્રમાણે કહ્યું, "અરે! કેમ જોતા નથી? આ મહા અનર્થ થાય છે. આપણો નાશ કરવા ઇચ્છતા કોઈ પાપીએ અતિમુક્તકની લતાઓ રોપી છે. જ્યાંસુધી એ લતાઓ અલ્પ અંકુરવાળી છે ત્યાંસુધીમાં ચાંચો મારીને તે જલદી ઉખાડી નાખો.[૬] નહિ તો એ વેલો કાપી શકાય નહિ એવી મજબૂત થયા પછી આ વૃક્ષ ઉપર ચઢીને થોડા સમયમાં જ તે પાપી આપણો નાશ કરશે એ સ્પષ્ટ છે. કહ્યું છે કે

વિદ્વાનોએ અલ્પ અનર્થની પણ અવજ્ઞાથી ઉપેક્ષા કરવી નહિ; અલ્પ અગ્નિ પણ વૃદ્ધિ પામીને વનને ભસ્મસાત્ કરી નાખે છે." ૧૪૨.

પછી તે આમ બોલતો હતો ત્યાં તો યૌવનના મદથી અંધ થયેલા હંસોએ "આ વૃદ્ધ શો પ્રલાપ કરે છે?" એમ કહીને તેનું

૬. પૂર્ણભદ્ર (પૃ. ૯૨) અનુસાર, કૌશાંબી નામે વેલને એની મેળે ઝાડની નીચે ઊગતી જોઈ વૃદ્ધ હંસે તે ઉખાડી નાખવા સૂચના કરી હતી, પણ કોઈએ તે માની નહોતી.

અપમાન કર્યું. થોડા જ સમયમાં એ વૃક્ષની શાખાઓની આસપાસ વેલો વીંટાઈ ગઈ. હંસોનો તે સમૂહ યથેચ્છ દિશાઓમાં ચારો ચરી આવીને વૃક્ષ ઉપર રાત્રિ ગાળતો હતો.

એક દિવસે પેલો પારધિ એ વૃક્ષની ઉપર જાળ પાથરીને ઘેર ગયો. હંસનું યૂથ રાત્રે બંધાઈ ગયું, અને ઊડવાને અશક્ત એવું તે ચીસો પાડવા લાગ્યું. પછી પાંખો પીંખાઈ જતી હતી અને ડોક વાંકી વળી જતી હતી એવા સ્થિતિમાં તેણે પુષ્કળ કોલાહલ કર્યો. એ પછી શુષ્ક કંઠવાળા અને દીન સાદવાળા વૃદ્ધ હંસ અમૃતપ્રભે ફરી વાર તેઓને કહ્યું, “મૂર્ખો! અમારા વચનની અવગણના કરીને તમે હવે કેવું ફળ મેળવ્યું ? હવે તમે શું કરશો ?” એમ કહીને તે છાનો રહ્યો. પછી તે સર્વેએ તેના ચરણમાં મસ્તક મૂકીને કહ્યું, “વિનાશ પાસે આવવાથી મોહિત થયેલા એવા અમે એ સારું નહોતું કર્યું. માટે હવે તો આ વિષયમાં માત્ર તમે જ અમારો આધાર છો.” તે બોલ્યો, “તમે સર્વે જાણે મરણ પામ્યા હો તેમ નીચે મસ્તકે લટકતા તથા આંખોની કીકીઓ ફેરવી નાખીને રહો, એટલે એ પાપી તમને જોઈને, સ્વયંમૃત જાણીને એકે એકે સર્વને આ વૃક્ષની નીચે ફેંકશે. પૃથ્વી ઉપર પડ્યા પછી મારી સંજ્ઞા સાંભળીને તમારે સર્વેએ એકી સાથે આકાશમાં ઊડી જવું.”

એ પ્રમાણે વ્યવસ્થા થયા પછી જે થયું તે કહ્યા વિના પણ તમે જાણી લીધું છે.

### (૫) મૂર્ખ ડુંગળીચોર

### ( તંત્રાખ્યાયિકા ૪-૧ )[૭]

કોઈ એક નગરમાં એક ડુંગળીચોર પકડાયો હતો. તેને બાંધીને

૭. બૃહત્કથામંજરી ૧૬-૩૪. સન્દર્ભ—પોતાને સમુદ્રમાં લઈ જતા મગરને વાંદરો કહે છે કે ‘હું મારું હૃદય ઝાડ ઉપર જ ભૂલી ગયો છું. હૃદયની જરૂર છે એમ તેં પહેલાંથી કહ્યું હોત તો હું તે લઈને આવત. પહેલાં કાર્યોનો ત્યાગ કરીને પછી જેઓ તે માટે વિનંતી કરે છે તેઓ ડુંગળીચોરની જેમ લોકોમાં હાસ્યપાત્ર થાય છે.’ એમ કહીને વાંદરો આ કથા કહે છે.

રાજદરબારમાં લઈ જવામાં આવ્યો, અને ન્યાયાધીશોએ તેને કહ્યું, "ભદ્ર ! સો રૂપિયા દંડના આપ અથવા ચાબુકના સો ફટકા સહન કર અથવા સો ડુંગળીઓ ખા. બીજી રીતે તારો છુટકારો નહિ થાય." પછી મૂઢમતિ એવા તેણે વિનંતી કરી, "હું ડુંગળી ખાઇશ." એમ કહીને સાતઆઠ ડુંગળીનાં દળ ખાધાં એટલામાં તો તેની તીખાશને લીધે જેનાં નેત્ર અને નાકમાંથી પાણી ઝરતું હતું તથા ફીણથી જેનું મુખ ભરાઈ ગયું હતું એવો તે બોલ્યો, "આ હું ખાઇ શકું તેમ નથી અથવા સો રૂપિયા પણ આપી શકું તેમ નથી, તેથી ચાબુકનું તાડન સહન કરવાનું પસંદ કરું છું." પછી તેને ચાબુકના કેટલાક ફટકા મારવામાં આવ્યા, એટલે તે ઊંચેથી બોલ્યો, "હું આ પણ સહન કરી શકું તેમ નથી, તેથી આવતી કાલે સો રૂપિયા આપીશ. માટે મારું રક્ષણ કરો." એ પ્રમાણે તે લોકોમાં હાસ્યપાત્ર થયો, અને પોતાના શરીરની પીડા પણ પામ્યો.

## (૬) કપટી કુટ્ટની

(તંત્રાખ્યાયિકાની કેટલીક પ્રતોમાં ૩-૫)[૮]

કોઇ દેશમાં મોહની નામે કુટ્ટની રહેતી. તે કુમારી હતી ત્યારે પણ ધનલોભથી તરુણો સાથે સુરતસંમર્દની પીડાને ગણતી નહોતી.

---

૮. પક્ષીઓના રાજા તરીકે ઘુવડનો અભિષેક થતો કાગડાએ અટકાવ્યો તેથી ઘુવડ અને કાગડા વચ્ચે વેર થયું. આ પ્રમાણે નિષ્કારણ વેર થવાથી પોતાના અજ્ઞાનનો શોક કરતો કાગડો કહે છે કે "બીજાનો દ્રોહ કરીને ભોગની આશા રાખવાનું પરિણામ વિનાશમાં આવે છે. નળીમાં વિષનો પ્રયોગ કરવાથી કુટ્ટની નાશ પામી હતી." એ સાંભળીને તેના સહચર બીજા કાગડાઓ બોલ્યા, "એ કેવી રીતે?" એટલે કાગડાએ આ કથા કહી.

આ કથા તંત્રાખ્યાયિકાની બધી પ્રતોમાં મળતી નથી, એટલે તંત્રાખ્યાયિકાના સંપાદક ડૉ. હર્ટલે તે પરિશિષ્ટમાં છાપેલી છે. એથી અનુવાદમાં પણ આ કથા અહીં તંત્રાખ્યાયિકામાંની સર્વ વધારાની કથાઓને અંતે મૂકી છે.

અનુક્રમે યૌવનમાં આવેલી તે કૃત્રિમ પ્રણયની વાતોથી તથા વિલાસકૌશલથી કામીઓના ધનનું હરણ કરતી હતી. કાળે કરીને એનો યૌવનોત્કર્ષ ગળી ગયો, પણ ધનતૃષ્ણા ગઈ નહિ. પછી માત્ર મધુમાંસના લાભ માટે પણ શરીર અર્પણ કરનારી તે વૃદ્ધાને લોકો સેવતા નહોતા. આથી શોક તેને ત્યજતો નહોતો.

પછી જેની પોતાના ધનોપાર્જનની આશા દૂર થયેલી હતી, છતાં જે લોભના ગ્રહ વડે ગ્રહણ કરાયેલી હતી એવી તે પોતાની બાલા પુત્રીને બાલોની સાથે વિલાસ કરાવતી હતી. પછી તેની પુત્રીની કુચતટી વૃદ્ધિ પામી તથા એ સાથે તે કુટ્ટનીની ધનોપાર્જનની આશા પણ ફરી વાર વૃદ્ધિ પામી. ભોગો વડે તેની પુત્રીના નિતંબ તથા કુટ્ટનીનું ઉદર વૃદ્ધિ પામ્યાં.

પછી કાળે કરી કોઈ યુવાન તેની પુત્રી સાથે રાત્રિભોગ કરવાને પ્રવેશ્યો. એ યુવાન વડે જેનું હૃદય હરાઈ ગયું હતું એવી તથા અન્ય કામીજનો સાથેના ભોગનો તથા તેમના ધનની આશાનો જેણે ત્યાગ કર્યો હતો એવી તે છોકરીએ ઊલટું માતાએ પૂર્વે મેળવેલું ધન પણ વાપરી નાખ્યું. મધુપાનથી જેની ચેતના ગલિત થઈ હતી એવી કુટ્ટનીએ કેટલાક સમય સુધી પોતાના ધનનો વ્યય જાણ્યો નહિ. પછી પોતાના ધનના વ્યયનો વૃત્તાન્ત જાણીને મોહનીએ દુઃખવશાત્ તે જ ક્ષણે પોતાના જીવનનો જે ત્યાગ કર્યો નહિ તેમાં પોતાનું શેષ ધન પણ ક્ષીણ થવાનો ભય એ જ કારણ હતું. પછી ચિન્તાતુર એવી તે પોતાની પુત્રી દોહનીને ઉપદેશ આપવા માટે કહેવા લાગી, "પુત્રિ ! એકને જ આલિંગન કરીને તું યૌવનને વિફળ બનાવે છે એ શું ? વેશ્યાઓ માટે તો અનેકોની સાથે રમણક્રીડા ઉચિત છે.

એક બહાર જાય છે, એક અંદર પ્રવેશે છે, અને બીજો દ્વાર ઉપર રાહ જુએ છે. ૫૫.

માટે જ્યાંસુધી યૌવન છે ત્યાંસુધી પ્રતિદિન ધનોપાર્જન કરવું જોઈએ. અનેક પુરુષોના સંગથી અહંકારી બનેલી બીજીઓ એકમાં

આસક્ત થયેલી એવી તારી એકાંતમાં હાંસી કરે છે. કામીઓ દ્વારા થતાં યથેષ્ટ દાન અને સુરતસંતર્પણ વડે તેઓ ખરેખર વર્તમાન અને ભવિષ્યકાળને અત્યંત સફળ બનાવે છે. ધનોપાર્જન એ જ વેશ્યાઓનો પુરુષાર્થ છે. કારણ કે.

મદથી જેમ મહાસૌખ્ય પ્રવર્તે છે, કામદેવથી જેમ સુખ પ્રવર્તે છે અને ખોરાકથી જેમ ઇન્દ્રિયો પ્રવર્તે છે તેમ ધનથી સર્વ વસ્તુઓ પ્રવર્તે છે. ૫૬. પુષ્પની કેસરાઓમાંથી જેમ મધુ પ્રવર્તે છે તેમ વૃદ્ધિ પામેલાં અને એકત્ર થયેલાં ધનમાંથી સર્વ ક્રિયાઓ પ્રવર્તે છે. ૫૭.

માટે હે પુત્રિ ! તું આ વ્યસનથી નિવૃત્ત થા. વળી જેને ધનનું અભિમાન, શત્રુઓ સાથે સ્પર્ધા, વિટ સાથે મેળ, પિતાનાં લાલન, દાનશીલતા, ભોગીપણું અને રાગીપણું હોય એવા પુરુષનું સેવન કર. આ નિર્ધનનો ત્યાગ કર."

એ પ્રમાણે માતાએ ઉપદેશ કરવા છતાં દોહનીએ તેનો ત્યાગ કર્યો નહિ ત્યારે તેની માતા કુટ્ટની એ પુરુષને મારવાનો ઉપાય વિચારવા લાગી, "આ મુગ્ધાથી રહિત સ્થિતિમાં તો મને એ ક્ષણ વાર પણ નહિ મળે તેમ જ રાગમોહિત એવી આ પણ તેને મારવાનો ઉપાય કદી નહિ સ્વીકારે; કદાચ આ મુગ્ધા રહસ્ય ફોડી જ નાખે, અને રાજદંડને પરિણામે મારું મરણ થાય. વળી એકલી અને વૃદ્ધ એવી હું ભોગ ભોગવીને પુષ્ટ થયેલા આ પુરુષનો પ્રત્યક્ષ વધ કરવાને સમર્થ નથી. ગુપ્ત વાત ફૂટી જવાના ભયથી આ કામમાં કોઇની સહાય લેવી એ પણ મારે માટે યોગ્ય નથી. આ ધૂર્ત ઉપર વિષપ્રયોગ પણ કરી શકાય તેમ નથી, અને કરી શકાય તો પણ મોટો અનર્થ થવાનો ભય છે, કેમકે, મારી પુત્રી દોહની એના વિના કંઇ પણ ખાતી નથી અને તે પણ એના વિના ખાતો નથી. માટે આ બે જ્યારે સુખપૂર્વક ઊંઘી ગયાં હોય ત્યારે જ એના અધોદ્વારમાં વિષપ્રયોગ કરીને એને મારવાનો અવસર છે"—એ પ્રમાણે તેણે નિશ્ચય કર્યો.

પછી કોઇ એક પર્વદિવસે પોતાના ધનથી આણેલાં મધુમાંસ વડે કુટ્ટનીએ પેલાં બે જણને તૃપ્ત કર્યાં. પછી હર્ષથી, તૃપ્તિના ઉત્કર્ષથી અને સંપૂર્ણ વિશ્વાસથી એ બે જણ સુખથી સૂઈ રહ્યાં હતાં ત્યારે એક હાથમાં ખાંડ અને દૂધનું પાત્ર લઇ તથા બીજા હાથમાં ગુપ્ત રીતે પકડેલી વિષચૂર્ણથી ભરેલી નળી લઇ શંકા પામતી તથા કંપતી એવી તે ધીરે ધીરે પલંગની પાસે ગઇ. પછી નીચે પગનાં તળિયાં ઉપર બેસી, પેલાનું પહેરેલું વસ્ત્ર ધીરેથી ખસેડી, તેના નિતંબદ્વારમાં વાંસની વિષપૂર્ણ નળી તેણે દાખલ કરી. પછી તેમાં ફૂંકવા માટે કુટ્ટની પોતાનું મોં પહોળું કરતી હતી ત્યાં પેલા કામીનો અધોવાયુ વેગપૂર્વક નીકળ્યો. એ અધોવાયુના વેગથી જેના કંઠનળીના માર્ગમાં વિષ પેસી ગયું હતું એવી તે એકદમ મરણ પામી.

## (૭) કૃતજ્ઞ પ્રાણીઓ અને કૃતઘ્ન માનવ
### ( પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧–૯ )[૯]

કોઇ એક નગરમાં યજ્ઞદત્ત નામે બ્રાહ્મણ રહેતો હતો. દરિદ્રતાથી પીડા પામતી તેની બ્રાહ્મણી તેને દરરોજ આમ કહેતી હતી કે " હે બ્રાહ્મણ ! નિરુત્સાહ ! કઠોરહૃદયી ! ભૂખથી પીડા પામતાં બાળકોને શું તમે જોતા નથી, કે જેથી આમ બેસી રહો છો ? ગમે તેટલે દૂર જઇને પણ ખાવા માટેનો યથાશક્તિ ગમે તે ઉપાય કરીને ફરી જલદી પાછા આવો." પછી એ વચનથી થયેલા નિર્વેદને લીધે બ્રાહ્મણ લાંબે માર્ગે જવા નીકળ્યો. કેટલાક દિવસ પછી તે મોટી

---

૯. દમનક પિંગલકને કહે છે કે 'સ્વામીએ અમારું હિતવચન ઉલ્લંઘવું નહિ, અને સંજીવકની સંગતિનો ત્યાગ કરવો.' વાઘ, વાનર અને સાપનું હિતવચન બ્રાહ્મણે માન્યું નહોતું તેથી તેને દુઃખ સહન કરવું પડ્યું હતું–એ પ્રતિપાદન કરવા માટે દમનક આ કથા કહે છે. જો કે આમાં 'પ્રયોજન' તો માનવની કૃતઘ્નતાનું છે. કથાસરિત્સાગર ૧૪૮ ABCD (પૃ. ૩૪૧–૪૩) માં આજ કથા કંઇક પ્રકારાન્તરે મળે છે.

અટવીમાં પ્રવેશ્યો. તે અટવીમાં ચાલતા તથા ભૂખથી થાકેલા એવા તેણે પાણીની શોધ કરવા માંડી, ત્યાં એ અટવીના એક પ્રદેશમાં ઘાસથી છવાયેલો એક મોટો કૂવો તેણે જોયો. અવલોકે છે, તો એ કૂવામાં તેણે વાઘ, વાંદરો, સાપ અને માણસ એટલાંને જોયાં. તેઓએ પણ આ બ્રાહ્મણને જોયો.

પછી 'આ માણસ છે' એ જાણીને વાઘે તેને કહ્યું, "હે મહાસત્ત્વ! 'પ્રાણીનું રક્ષણ કરવામાં મોટો ધર્મ છે' એમ સમજીને મને બહાર કાઢ, જેથી પ્રિય મિત્ર, પત્ની, પુત્ર અને સ્વજનોની સંગતિમાં હું રહું." બ્રાહ્મણ બોલ્યો, "તારું નામ લેવાથી પણ સર્વ પ્રાણીઓને ભય ઉત્પન્ન થાય છે, તેથી ખરેખર હું તારાથી ડરું છું." વાઘે ફરી પાછું કહ્યું,

"બ્રહ્મહત્યા કરનાર, સુરાપાન કરનાર, નપુંસક, વ્રતભંગ કરનાર અને શઠની બાબતમાં સત્પુરુષોએ પ્રાયશ્ચિત્ત કહેલું છે, પણ કૃતઘ્નને માટે કોઈ પ્રાયશ્ચિત્ત નથી." ૨૪૮.

ફરી પાછું તેણે કહ્યું, "મારે માટે હું ત્રિસત્યના[૧૦] સોગન ખાઉં છું કે મારા તરફથી તને ભય નહિ થાય. માટે અનુકંપાથી મને બહાર કાઢ." પછી બ્રાહ્મણે પોતાના ચિત્તમાં વિચાર્યું કે "પ્રાણીના પ્રાણનું રક્ષણ કરવામાં જો વિપત્તિ આવે તો પણ તે શ્રેય કરનાર છે." એમ માનીને તેણે વાઘને બહાર કાઢ્યો.

વાંદરો પણ આ પ્રમાણે કહેવા લાગ્યો, "હે સાધુ! મને પણ બહાર કાઢ." એવું સાંભળીને બ્રાહ્મણે તેને પણ બહાર કાઢ્યો. સાપ બોલ્યો, "હે બ્રાહ્મણ! મને પણ બહાર કાઢ." એ સાંભળીને બ્રાહ્મણે કહ્યું, "તારું નામ લેવાથી પણ ત્રાસ થાય છે, તો પછી તારો સ્પર્શ શી રીતે થાય?" સાપ બોલ્યો, "અમને સ્વાતંત્ર્ય નથી; આદેશ વિના અમે દંશ કરતા નથી. મારે માટે હું ત્રિસત્યના

---

૧૦. ભૂતકાળનું, ભવિષ્યનું અને વર્તમાનનું એમ ત્રૈકાલિક સત્ય તે ત્રિસત્ય.

સોગન ખાઉં છું. મારા તરફથી તારે ભય રાખવો નહિ." તેણે એ સાંભળીને સાપને પણ બહાર કાઢ્યો. પછી તે પ્રાણીઓ કહેવા લાગ્યાં, "સર્વે પાપોનું સ્થાન કોઈ મનુષ્ય હોય છે, એમ જાણીને તારે આ માણસને બહાર કાઢવો નહિ અથવા તેનો વિશ્વાસ કરવો નહિ."

ફરી પાછું વાઘે કહ્યું, "પેલો જે ઘણાં શિખરવાળો પર્વત દેખાય છે તેની ઉત્તર તરફની કરાડોમાં મારી ગુફા છે. મારા ઉપર અનુગ્રહ કરવા માટે તું ત્યાં એક વાર આવજે, એટલે હું તારો પ્રત્યુપકાર કરું, જેથી બીજા જન્મમાં પણ ઋણ ન રહે." એમ કહીને તે પોતાની ગુફા તરફ ગયો. પછી વાંદરાએ કહ્યું, "ત્યાં જ એ ગુફાની પાસે ઝરણાની સમીપે મારો આવાસ છે, ત્યાં તું મારી પાસે આવજે." એમ કહીને તે ગયો. સર્પે કહ્યું, "જ્યારે તું આપત્તિમાં આવી પડે ત્યારે મારું સ્મરણ કરજે." એમ કહીને જેમ આવ્યો હતો તેમ તે ગયો.

હવે, કૂવામાં રહેલો પેલો પુરુષ વારંવાર શબ્દ કરવા લાગ્યો કે "હે બ્રાહ્મણ! મને પણ બહાર કાઢ" પછી જેને અનુકંપા થઈ હતી એવા બ્રાહ્મણે 'આ સ્વપક્ષ—માણસ છે,' એમ સમજીને તેને પણ બહાર કાઢ્યો. તેણે કહ્યું કે "હું સોની છું. ભૃગુકચ્છમાં રહું છું. જો કંઇ સોનું ઘડાવવાનું હોય તો મારી પાસે લાવજે." એમ કહીને જેમ આવ્યો હતો તેમ તે ગયો.

પછી બ્રાહ્મણને ભમવા છતાં કંઇ મળ્યું નહિ. ઘેર આવતાં તેને વાંદરાનું કહેવું સાંભર્યું. પછી તે વાંદરાની પાસે આવ્યો અને તેને મળ્યો. તેણે અમૃત જેવાં સ્વાદિષ્ટ ફળો આપ્યાં, અને તે વડે બ્રાહ્મણનું આશ્વાસન કર્યું. વાંદરો બોલ્યો, "જો તારે ફળોનું કામ હોય તો નિત્ય આવવું." બ્રાહ્મણ બોલ્યો, "તેં મારે માટે બધું જ કર્યું છે; પણ મને વાઘ બતાવ." તેણે લઇ જઈને વાઘ બતાવ્યો. વાઘે તેને ઓળખીને પ્રત્યુપકાર કરવા માટે ગ્રૈવેયક આદિ ઘડેલા અલંકારો તેને આપ્યા, અને કહ્યું, "ઘોડો જેને ખેંચી લાવ્યો હતો એવો કોઈ

એકાકી રાજકુમાર મારા સપાટામાં આવી ગયો હતો. આ બધા અલંકારો તેની પાસેના છે, અને તે મેં તારે માટે સારી રીતે સાચવી રાખેલા છે, એ લઇને તારે જ્યાં જવું હોય ત્યાં જા." એ લઇને, સોનીનું સ્મરણ કરીને 'તે મારા ઉપર ઉપકાર કરવા માટે આ વેચી આપશે' એમ માનીને બ્રાહ્મણ તેની પાસે ગયો. સોનીએ પણ આદરપૂર્વક પાદ્ય, અર્ઘ્ય, ખાનપાન, ભોજન આદિ સત્કાર કરીને કહ્યું કે "આપ આજ્ઞા કરો, શું કરું!" બ્રાહ્મણે કહ્યું, "હું સોનું લાવ્યો છું, તે તારે વેચવાનું છે." સોની બોલ્યો, "સોનું બતાવો." તેણે બતાવ્યું. સોનીએ જોઇને વિચાર્યું, "મેં જ રાજપુત્રને માટે આ ઘડયું હતું." એમ મનમાં વિચારીને તે બોલ્યો, "તમે અહીં જ બેસો, એટલામાં હું આ કોઇને બતાવું." એ પ્રમાણે કહીને રાજકુલમાં જઇ તેણે રાજાને એ બતાવ્યું. તે જોઇને રાજા બોલ્યો, "તને આ કયાંથી મળ્યું?" તેણે કહ્યું, "મારે ઘેર બ્રાહ્મણ બેઠો છે, તે આ લાવ્યો છે." પછી રાજાએ વિચાર્યું, "નક્કી, એ દુરાત્માએ જ મારા પુત્રનો વધ કર્યો હશે, માટે તેનું ફળ હું તેને આપું" પછી તેણે આરક્ષક પુરુષોને આજ્ઞા કરી, "રાત પૂરી થાય એટલે એ અધમ બ્રાહ્મણને શૂળીએ ચડાવજો."

તેઓએ બ્રાહ્મણને બાંધ્યો, એટલે તેણે સાપનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાં જ સાપ તેની પાસે આવ્યો, અને બોલ્યો, "તારો શો ઉપકાર કરું?" બ્રાહ્મણ બોલ્યો, "મને આ બંધનથી છોડાવ." સાપે કહ્યું, "રાજાની વહાલી પત્નીને હું દંશ કરું છું. પછી કોઇ પણ મહામાંત્રિકના મંત્રથી અથવા બીજા વૈદ્યોનાં વિષનાશક ઔષધોનો લેપ કરવામાં આવશે તો પણ હું તેને નિર્વિષ નહિ કરું. તારા જ હાથના સ્પર્શથી તે નિર્વિષ થશે, એટલે તું છૂટીશ." એ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને સાપે રાજમહિષીને દંશ કર્યો. પછી રાજકુલમાં હાહાકાર થઇ ગયો. નગર ચોતરફ આકુળ થઇ ગયું. પછી અન્ય દેશવાસી ગારુડીઓ, માંત્રિકો, તાન્ત્રિકો અને વૈદ્યોને બોલાવ્યા. સર્વેએ પોતાની શક્તિ

અનુસાર ઉપચાર કર્યો, પણ કોઇનાયે ઉપચારથી રાણી નિર્વિષ થઇ નહિ. પછી દાંડી ફેરવવામાં આવી. તે સાંભળીને બ્રાહ્મણે કહ્યું, "હું એને નિર્વિષ કરીશ." એ વચનની સાથે જ બ્રાહ્મણને બંધનમુક્ત કરી, સન્માન કરી રાજા પાસે હાજર કરવામાં આવ્યો. પછી રાજાએ કહ્યું, "તમે એને નિર્વિષ કરો." તેણે પણ રાણી પાસે જઇને માત્ર હાથના સ્પર્શથી જ તેને નિર્વિષ કરી.

રાણીને જીવતી થયેલી જોઇને બ્રાહ્મણની પૂજા અને ગૌરવ કરીને રાજાએ તેને બહુમાનપૂર્વક પૂછ્યું, "તમે સાચું કહો; કઇ રીતે આ સુવર્ણ તમને મળ્યું હતું?" પ્રારંભથી માંડીને પોતે અનુભવ્યું હતું તે બધું બ્રાહ્મણે રાજાને કહ્યું. જેણે ખરી વસ્તુ જાણી હતી એવા રાજાએ પેલા સોનીને કેદમાં નાખ્યો, અને બ્રાહ્મણને હજાર ગામ આપીને પોતાનો મંત્રી બનાવ્યો. ભોજનાદિ ક્રિયાથી સંતુષ્ટ થયેલો, અનેક યજ્ઞો કરવા વડે જેણે પુણ્ય ઉપાર્જન કર્યું હતું એવો, તથા સકલ રાજ્યની ચિન્તા કરવાથી જેને આધિપત્ય પ્રાપ્ત થયું હતું એવો તે બ્રાહ્મણ પણ પોતાના કુટુંબને ત્યાં લાવીને મિત્રો અને સ્વજનોની સાથે સુખ અનુભવવા લાગ્યો.[૧૧]

---

૧૧. કથાસરિત્સાગરમાં આ વાર્તા કંઇક પ્રકારાન્તરે આવે છે. એમાં કૂવામાં પડેલાં પ્રાણીઓ સિંહ, સુવર્ણચૂલ પક્ષી અને સાપ છે; સોની નથી, પણ એક કુલટા સ્ત્રી છે. તેમને, બ્રાહ્મણની જેમ, બચાવનાર બોધિસત્ત્વ મુનિ છે. કુલટા સાથે વાત કરવાથી બોધિસત્ત્વને આહાર પણ મળતો બંધ થયો. એથી સિંહ મૃગમાંસનો આહાર આપી તેમનું જીવન ટકાવી રાખે છે. તેમને ઘરેણાંનો દાબડો પેલું પક્ષી આપે છે. પેલી સ્ત્રી, સોનીની જેમ, મુનિને ફસાવી તેમને કેદમાં પુરાવે છે. એ આપત્તિમાંથી મુનિને છોડાવવા માટે સર્પ રાજાને ગળે વીંટાઈ વળે છે, અને મુનિના કહેવાથી જ છૂટે છે. આથી મુનિને અર્ધું રાજપાટ મળે છે. પૂર્ણભદ્રમાં માનવની કૃતઘ્નતા એ 'પ્રયોજન' છે, જ્યારે કથાસરિત્સાગરમાં સ્ત્રીની કૃતઘ્નતા એ 'પ્રયોજન' છે. વળી કથાસરિત્સાગરમાં ત્રણે પ્રાણીઓ પોતાના પૂર્વજન્મની કથા કહે છે: શાપને કારણે તેઓ તિર્યંચ યોનિમાં આવ્યાં હતાં, અને બોધિસત્ત્વને સહાય કરવા વડે એમાંથી મુક્ત થવાનાં હતાં.

## (૮) હંસ અને ઘુવડ

### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૧૨)[૧૨]

કોઇ એક વનપ્રદેશમાં મોટું સરોવર હતું. ત્યાં મદરક્ત નામે હંસ રહેતો હતો. ત્યાં અનેક સમયે અનેક પ્રકારે ક્રીડા કરતાં તેનો સમય વીતતો હતો હવે એક વાર તેનો અંતકારી કાળ ઘુવડરૂપે આવ્યો. તેને જોઇને હંસ બોલ્યો, "આ નિર્જન વનમાં તું ક્યાંથી?" તે બોલ્યો, "તારા ગુણ સાંભળીને હું આવ્યો છું. વળી

ગુણોનું અન્વેષણ કરવામાં તત્પર એવો હું આખી પૃથ્વીમાં ભમ્યો, પણ ગુણમાં તારાથી અધિક બીજો કોઇ નથી; તેથી હું તારી પાસે આવ્યો છું. ૨૮૧. અહીં મારે તારી સાથે અવશ્ય મિત્રતા કરવી છે. અપવિત્ર વસ્તુ પણ ગંગામાં પહોંચીને પવિત્ર થઇ જાય છે. ૨૮૨.

તેમજ

વિષ્ણુના હાથમાં ગયો હોવાથી શંખ, હાડકું હોવા છતાં, પવિત્ર મનાયો છે. મહાનુભાવોનો સંસર્ગ કોની ઉન્નતિ કરતો નથી!" ૨૮૩.

તેણે આમ કહ્યું, એટલે હંસે 'ભલે' એમ કહીને એ વસ્તુ સ્વીકારી, અને તે બોલ્યો કે "હે સુમિત્ર! આ મહાસરમાં અને સુખ-સેવ્ય આ વનમાં તું મારી સાથે યથેચ્છ વાસ કર." એ પ્રમાણે પ્રીતિપૂર્વક વિહાર કરતાં તેમનો સમય વીતતો હતો.

પછી એક વાર ઘુવડે કહ્યું, "પદ્મવન નામના મારા આવાસમાં હું જાઉં છું. જો તારે મારું કંઇ પ્રયોજન હોય તો અવશ્ય તું મારે ત્યાં પરોણા તરીકે આવજે." એમ કહીને તે પોતાના આવાસમાં ગયો.

---

૧૨. દમનકે કરેલી પિંગલક વિશેની ભંભેરણી પછી સંજીવક દમનકને કહે છે કે "કુમિત્ર પિંગલકની મેં સેવા કરી એ મારો જ દોષ છે. કુમિત્ર એવા ઘુવડ સાથે મૈત્રી કરવાથી હંસ મરણ પામ્યો હતો." એમ કહીને સંજીવક દમનકને આ કથા સંભળાવે છે.

પછી સમય જતાં હંસે વિચાર્યું, "આ આવાસમાં રહેતાં હું વૃદ્ધ થયો છું. હું બીજી કોઈ પણ દિશા જાણતો નથી. માટે હવે હું એ પ્રિય મિત્ર ધુવડની પાસે જાઉં. ત્યાં મને નવું નવું વિનોદસ્થાન અને ભક્ષ્યભોજન પ્રાપ્ત થશે." એમ વિચારીને તે ધુવડની પાસે ગયો, પણ ત્યાં પદ્મવનમાં એ ધુવડને તેણે જોયો નહિ. આથી ખૂબ કાળજીથી શોધ કરીને અવલોકે છે તો એ દિવસઅંધને વિષમ વિવરમાં આશ્રય કરીને રહેલો તેણે જોયો. એટલે તેણે કહ્યું, "ભદ્ર! આવ, આવ, આ હું તારો પ્રિય મિત્ર હંસ આવ્યો છું." એ સાંભળીને ધુવડે કહ્યું, "હું દિવસચર નથી. રવિ અસ્ત પામશે એટલે તારો અને મારો સમાગમ થશે." એ સાંભળીને ઘણી વાર સુધી રાહ જોઇને તે હંસ રાત્રે ધુવડને મળ્યો, અને પોતાની કુશળવાર્તા કરીને માર્ગના શ્રમથી થાકેલો તે ત્યાં જ સૂઇ ગયો.

હવે, તે જ સરોવરના કિનારે વણજારાની મોટી પોઠ ઊતરેલી હતી. એ પોઠના અધિપતિએ પ્રભાતમાં ઊઠીને પ્રયાણશંખ વગાડ્યો. એ સમયે ધુવડ મોટી ચીસ પાડીને નદીના કોતરમાં પેસી ગયો, પણ હંસ તો ત્યાંજ બેસી રહ્યો. પછી એ અપશુકનથી ચકિત થયેલા સાર્થપતિની પ્રેરણાથી કોઇ શબ્દવેધી ધનુર્ધારીએ સુદૃઢ ધનુષ્ય ઉપર બાણ ચડાવીને તથા તેને કાન સુધી ખેંચીને ધુવડના માળાની પાસે રહેલા હંસને મારી નાખ્યો.

## (૯) સિંહ અને સુથાર

### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૧૪)[૧૩]

કોઈ એક નગરમાં દેવગુપ્ત નામે સુથાર હતો. તે હંમેશાં પથ્ય ભોજન લઈ, પત્નીની સાથે વનમાં જઈ આંજણીનાં મોટાં વૃક્ષો કાપતો

૧૩. પિંગલકને કોઇએ ખોટી રીતે ભંભેર્યો છે એમ સમજીને સંજીવક દમનકને કહે છે કે "દુષ્ટોનાં વચનથી કાર્યો કરતો રાજા સાચો વિચાર કરી શકતો નથી." એમ કહીને તે દમનકને આ કથા સંભળાવે છે.

હતો. હવે, તે વનમાં વિમલ નામે સિંહ રહેતો હતો. શિયાળ અને કાગડો એ બે તેના માંસાહારી અનુચરો હતા. પછી એક વાર એકલા વનમાં ભમતાં તે સિંહે પેલા સુથારને જોયો. તે અતિભયાનક સિંહને જોઇને પોતાને મરેલો જ માનતો સુથાર પણ સમયસૂચકતાથી 'બળવાનને શરણે જવું શ્રેયસ્કર છે' એમ જાણીને તેની સામે જઈ પ્રણામ કરીને બોલ્યો, "આવ, આવ, મિત્ર! આજે તારી ભોજાઈએ આણેલું મારું જ ભોજન તું ખાજે." સિંહે કહ્યું "ભદ્ર! અન્નથી મારી પ્રાણયાત્રા ચાલતી નથી, કેમકે હું માંસાહારી છું. તો પણ તારી પ્રીતિને લીધે 'આ ભોજનવિશેષ કેવું છે?' એ જાણવા પૂરતો એનો હું કંઇક આસ્વાદ લઈશ" સિંહે આ પ્રમાણે કહ્યું, એટલે સુથારે ખાંડ, ઘી, અને દ્રાક્ષથી મિશ્રિત અને ચતુર્જાતકથી વાસિત લાડુ, અશોકવર્તી, ખાજાં આદિ વિવિધ ભક્ષ્યવિશેષો વડે સિંહને તૃપ્ત કર્યો. સિંહે પણ કૃતજ્ઞતાથી તેને અભય આપ્યું, અને વનમાં તેને યથેચ્છ ફરતો કર્યો.

પછી સુથારે કહ્યું, "મિત્ર! તારે દરરોજ અહીં આવવું. પણ એકલાએ જ આવવું, બીજા કોઇને મારી પાસે લાવવો નહિ" એ પ્રમાણે પ્રીતિપૂર્વક તેમનો સમય વીતતો હતો. એ પ્રમાણે નિત્ય એ પ્રકારનો વિવિધ આહાર કરવાથી તૃપ્ત થયેલો સિંહ પણ મૃગયાવિહાર કરતો નહોતો. એટલે બીજાના ભાગ્ય ઉપર આજીવિકા ચલાવનારા તથા ભૂખ અને તરસથી પીડાતા શિયાળ અને કાગડાએ સિંહને વિનંતી કરી, "સ્વામી! તમે હંમેશ કયાં જાઓ છો, અને જઇને પ્રસન્ન મનવાળા થઈ પાછા આવો છો? તે અમને કહો." તે બોલ્યો, "હું કયાંય જતો નથી." પછી તેઓએ ખૂબ આદરથી પૂછ્યું, એટલે સિંહે કહ્યું, "આ વનમાં દરરોજ મારો મિત્ર આવે છે અને તેની પત્ની વિવિધ ભોજન લાવે છે. એ ભોજન હું પ્રીતિપૂર્વક ખાઉં છું." એ સાંભળીને શિયાળ અને કાગડાએ કહ્યું, "ત્યાં જઇને, સુથારનો વધ કરી તેનાં રુધિરમાંસથી ઘણા સમય સુધી આપણી

જાતને પુષ્ટ કરીશું." તે સાંભળીને સિંહ બોલ્યો, "અહો! મેં તેને અભય આપ્યું છે. મનથી પણ તેને વિશે આવું અશુભ ચિન્તન શી રીતે થઈ શકે? પરન્તુ તમને પણ તેની પાસેથી વિશિષ્ટ ભોજન-પદાર્થો અપાવીશ." તેઓએ એ વાત સ્વીકારી.

પછી તેઓ સુથારની પાસે જવા લાગ્યા. પછી સિંહને દુષ્ટ પરિવાર સાથે આવતો દૂરથી જ જોઈને સુથારે વિચાર્યું, "મારે માટે આ સારું નથી." એ પ્રમાણે વિચારીને તે એકદમ પત્ની સહિત ઝાડ ઉપર ચડી ગયો. પછી સિંહે આવીને કહ્યું, "ભદ્ર! મને આવતો જોઈને તું ઝાડ ઉપર કેમ ચડી ગયો? હું એ જ તારો મિત્ર વિમલ નામે સિંહ છું. ડરીશ નહિ." સુથારે ઝાડ ઉપર બેઠાં બેઠાં જ કહ્યું, "તારી બાજૂમાં શિયાળ છે તથા તીખી ચાંચવાળો કાગડો છે, તેથી હું ઝાડ ઉપર ચડી ગયો છું. તારો પરિવાર સારો નથી."

## (૧૦) સિંહ અને ઘેટો

### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧–૨૦)[૧૪]

કોઈ એક વનપ્રદેશમાં પોતાના યૂથથી છૂટો પડી ગયેલો એક ઘેટો હતો. મોટાં અને કેસરી શિંગડાંવાળો તથા કઠિન ગાત્રોવાળો તે વનમાં ભમતો હતો. હવે, એ વનમાં સર્વ પશુઓ વડે પરિવરાયેલા સિંહે તેને જોયો. પૂર્વે કદી નહિ જોયેલા, જેનાં ગાત્રો ઉપર ચોતરફ પુષ્કળ રોમ ઊગ્યાં હતાં એવા અને જેનું શરીર પૂરેપૂરું દેખાતું નહોતું એવા ઘેટાને જોઈને ક્ષોભ પામેલા હૃદયવાળો તે ડરી ગયો, અને "નક્કી,

૧૪. પૂર્ણભદ્રમાં આ કથા 'ટીટોડો અને મહાસાગર'ની ઉપકથા છે. પક્ષીઓ ગરુડ પાસે જઈને સહાય માટે વિનંતી કરે છે કે "અમારા ભોજન-દૌર્બલ્યને લીધે સમુદ્ર અમારો પરાભવ કરી અમારાં બાળક લઈ ગયો. ખાસ કરી દરિદ્ર મનુષ્યે છાની રીતે ખાવું જોઈએ. ભોજનદૌર્બલ્યને લીધે સિંહે ઘેટાને મારી નાખ્યો હતો." ગરુડે પૂછ્યું, "એ કેવી રીતે?" એટલે એક વૃદ્ધ પક્ષીએ આ કથા કહી.

આ મારા કરતાં ઘણો બળવાન જણાય છે. એથી જ તે અહીં નિઃશંકપણે ફરે છે." એમ વિચારીને તે ધીરે ધીરે દૂર ચાલ્યો ગયો. બીજે દિવસે તે જ ઘેટાને વનભૂમિમાં ઘાસ ચરતો જોઈને સિંહે વિચાર્યું, "આ તૃણભક્ષક કેમ છે? તો નક્કી, એનું બળ એના આહારને અનુરૂપ જ હશે." એમ વિચારીને એકદમ પાસે જઈને તેણે ઘેટાને મારી નાખ્યો.

## (૧૧) રાજા, મંત્રી અને નગ્ન શ્રમણ
### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૨૨)[૧૫]

કોસલ જનપદમાં અયોધ્યા નામે નગરી છે. પ્રણામ કરતા સામંતોના મુકુટનો સ્પર્શ પામેલું જેનું પાદપીઠ છે એવો સુરથ નામે રાજા ત્યાં હતો. એક વાર વનપાલે આવીને તેને નિવેદન કર્યું, "સ્વામી ! સર્વે આટવિક-જંગલી રાજાઓ સામે થયા છે. તેઓમાં વિન્ધ્ય નામે આટવિક છે. તેને વશ કરવાના વિષયમાં દેવની આજ્ઞા પ્રમાણ છે." એ સાંભળીને રાજાએ બલભદ્ર મંત્રીને બોલાવીને તે રાજાઓના નિગ્રહ માટે મોકલ્યો.

હવે, બલભદ્ર ગયો તે પછી, ઉનાળો પૂરો થતાં એ નગરીમાં એક નગ્ન શ્રમણ આવ્યો. થોડાક દિવસોમાં જ તેણે પ્રશ્ન, વ્યાકરણ,[૧૬] હોરા,[૧૭] શકુનજ્ઞાન, લગ્ન,[૧૮] દ્રેક્કાણ,[૧૯] નવાંશ, દ્વાદશાંશ,

૧૫. કરટક દમનકને તેના હલકટ સ્વભાવ અને નામમાત્ર મંત્રીપદ માટે ઠપકો આપે છે, અને ખરા મંત્રીઓ કેવા હોય એ બતાવવા માટે બલભદ્ર મંત્રીની આ કથા કહે છે. પૂર્ણભદ્રમાં આ કથાના પેટામાં બે આડકથાઓ આવે છે, જેમનો અનુવાદ આની પછી આપેલો છે.

૧૬. પ્રશ્નો અને તેમનું વ્યાકરણ-ખુલાસો

૧૭. ચોઘડિયાં.

૧૮. ક્ષિતિજમાં જે રાશિ ઊગતી હોય તે.

૧૯. દ્રેક્કાણ, નવાંશ, દ્વાદશાંશ, ત્રિંશાંશ એ બધા રાશિઓના ભાગ છે. વરાહમિહિરની બૃહત્સંહિતામાં દ્રેક્કાણાધ્યયન આવે છે. 'દ્રેક્કાણ' શબ્દ ગ્રીક ઉપરથી આવેલો છે.

ત્રિંશાંશ, છાયા,[20] નષ્ટ,[21] મુષ્ટિ,[22] ધાતુ, મૂલ, જીવ, ચિન્તા, ચુલુક, માષક[23] આદિ જ્યોતિષપ્રકારોથી આખાયે જનપદને જાણે ખરીદ્યો હોય તેમ પોતાને કરી લીધો.

એક દિવસે લોકપરંપરાથી એ વાત જાણીને રાજાએ તેને કૌતુકથી પોતાના આવાસમાં બોલાવ્યો, અને તે આસન ઉપર બેઠો એટલે પૂછ્યું, "આચાર્ય! આપ પરચિત્તને જાણનારા છો એ શું સત્ય છે?" એટલે તે બોલ્યો, "તમે ફળ વડે જ જાણશો." એ પ્રમાણે ઉચિત વાતોથી તેણે રાજાના મનમાં ઘણું કૌતુક ઉત્પન્ન કર્યું. એક દિવસે આગમનનો ઉચિત કાળ વીતાવી દઈને પાછલા પહોરે રાજભવનમાં પ્રવેશીને તેણે કહ્યું, "હે રાજન્! તમને બહુ સારા સમાચાર આપું. સર્વ દેવો મારું સ્મરણ કરતા હોવાથી આજે પ્રભાતે મઢુલીમાં આ શરીર રહેવા દઈને, દેવલોકને યોગ્ય શરીર ધારણ કરીને હું સ્વર્ગમાં ગયો હતો, અને ફરી ત્યાંથી પાછો આવ્યો છું. ત્યાં દેવોએ મને કહ્યું હતું કે-અમારા વચનથી તે રાજાને કુશળ પૂછજે." એ સાંભળીને અત્યંત કૌતુકથી જેને વિસ્મય થયો છે એવો તે રાજા બોલ્યો, "હે આચાર્ય! આપ સ્વર્ગમાં કેવી રીતે જાઓ છો?" તેણે કહ્યું, "મહારાજ! હું દરરોજ સ્વર્ગમાં જાઉં છું" એ પ્રમાણેનાં તેનાં વચન ઉપર શ્રદ્ધા રાખતો જડબુદ્ધિ રાજા સર્વ રાજકાર્યો અને અંતઃપુરકાર્યો શિથિલ બનાવીને તેની સેવામાં તત્પર થયો.

---

૨૦. છાયા ઉપરથી દિશા અને સમય જાણવો તે.

૨૧. જેનો જન્મસમય અજ્ઞાત હોય એવા કોઈ મનુષ્યનું જન્મલગ્ન તેના જીવનના બનાવો ઉપરથી ખોળી કાઢવું તે (નષ્ટજાતક). અથવા ખોવાયેલી કે નાશ પામેલી વસ્તુ વિશે ખુલાસો આપવો તે.

૨૨ બીજાની મૂઠીમાં રહેલી વસ્તુ જાણવી તે.

૨૩. 'ધાતુ'થી 'માષક' સુધીના શબ્દોના અહીં સન્દર્ભમાં બંધ બેસે તેવા સ્પષ્ટ અર્થો જાણવામાં આવ્યા નથી. 'ચિન્તા'નો અર્થ 'બીજાની મનની વાત જાણવી તે,' Thought-reading કદાચ હોય.

એ સમયે અટવીના રાજ્યના કંટકો દૂર કરીને બલભદ્ર મંત્રી રાજાની પાસે આવ્યો. મંત્રીમંડળનો સાવ ત્યાગ કરીને તે જ નગ્ન શ્રમણની સાથે એકાન્તમાં બેસીને, જાણે કંઈક આશ્ચર્ય હોય તેમ વિકસિત મુખકમળ રાખી મંત્રણા કરતા રાજાને તેણે જોયો. જેણે ખરી વસ્તુ જાણી છે એવા તેણે પ્રણામ કરીને કહ્યું, "દેવોના પ્રિય એવા દેવનો જય થાઓ!" પછી રાજાએ મંત્રીને કુશળ પૂછ્યું, અને કહ્યું, "તમે આ આચાર્યને જાણો છો?" તે બોલ્યો, "ઘણા આચાર્યોના પ્રજાપતિરૂપ તેમને કેમ ન જાણું? આ આચાર્ય દેવલોકમાં જાય છે, એવું સાંભળવામાં આવે છે. એ શું સત્ય છે?" રાજાએ કહ્યું, "તમે જે સાંભળ્યું છે તે બધું સત્ય છે."

પછી ક્ષપણકે કહ્યું કે "જો કૌતુક હોય તો તેઓ ભલે જુએ." એમ કહીને મઢુલીમાં પ્રવેશી, દ્વાર ઉપર આગળો વાસીને તે રહ્યો. પછી એક મુહૂર્ત વીત્યા પછી મંત્રીએ કહ્યું, "દેવ! આ કેટલા સમયે આવશે?" રાજા બોલ્યો, "આમ ઉતાવળ શા માટે કરો છો? કેમકે પોતાનું કલેવર મઢુલીની અંદર મૂકીને એ બીજા દિવ્ય શરીરથી આવે છે." તેણે કહ્યું, "જો એ સાચું જ હોય તો, ઇંધણાંનો સમૂહ મંગાવો, જેથી આ મઢુલી સળગાવી દઉં." રાજા બોલ્યો, "શા માટે?" મંત્રીએ કહ્યું, "દેવ! આ કલેવર બળી જશે, એટલે પેલા દેવલોકગામી શરીર વડે જ તે તમારી પાસે રહેશે. સાંભળવામાં આવે છે કે—

## (૧૨) સર્પને પરણનારી કન્યા

### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧–૨૩)

"રાજગૃહ નગરમાં દેવશર્મા નામે બ્રાહ્મણ હતો. તેની બ્રાહ્મણી નિઃસંતાન હોવાથી પડોશીઓનાં બાળકો જોઈને ખૂબ રોતી હતી. પછી એક દિવસે બ્રાહ્મણે તેને કહ્યું, "ભદ્રે! સંતાપ ન કર. જો, બાપ! હું પુત્રકામ યજ્ઞ કરતો હતો ત્યારે કોઈ અદૃષ્ટ સત્ત્વે મને

સ્પષ્ટ અક્ષરોમાં કહ્યું હતું કે—હે બ્રાહ્મણ ! સર્વ મનુષ્યો કરતાં ઉત્તમ રૂપ, સત્ત્વ અને સૌભાગ્યથી યુક્ત એવો પુત્ર તને થશે." એ સાંભળીને બ્રાહ્મણીનું હૃદય પરમ આનંદથી ઉભરાઈ ગયું; અને 'એ સત્ત્વનાં વચનો સાચાં નીવડો !' એમ તેણે કહ્યું.

પછી અનુક્રમે જેને ગર્ભ રહ્યો છે એવી તેણે પ્રસવકાળે સર્પને જન્મ આપ્યો. તેને જોઈને, 'આનો ત્યાગ કરી દો !' એ પ્રકારનાં સર્વ પરિજનોનાં વચનનો અનાદર કરીને, બ્રાહ્મણીએ તેને ઉપાડી, સ્નાન કરાવી, પુત્રવાત્સલ્યને કારણે મોટા સ્વચ્છ વાસણમાં મૂકીને દૂધ, માખણ આદિ વડે તેનું શરીર પુષ્ટ કરીને થોડા જ દિવસમાં મોટો કરી દીધો.

એક દિવસે પડોશીના પુત્રનો વિવાહમહોત્સવ જોઈને આંસુથી જેનું મુખ ભરાઈ ગયું છે એવી તે બ્રાહ્મણીએ પતિને કહ્યું, "મારા પ્રત્યે તમારી સર્વથા અવજ્ઞા છે, કેમકે મારા પુત્રના વિવાહોત્સવ માટે પણ તમે પ્રયત્ન કરતા નથી." તે સાંભળીને બ્રાહ્મણ બોલ્યો, "તું કહેતી હોય તો પાતાળમાં પ્રવેશીને વાસુકી પાસે (કન્યાની) યાચના કરું. હે મૂઢ સ્ત્રી ! બીજું કોણ આ સર્પને પોતાની કન્યા આપવાનું હતું ?"

એમ કહ્યા પછી એ બ્રાહ્મણીને સવિશેષ દીન વદનવાળી જોઈને, તેના આગ્રહથી તથા તે સ્ત્રી પોતાને પ્રિય હોવાથી બ્રાહ્મણ ઘણું ભાથું લઈને દેશભરમાં પર્યટન કરતો કેટલેક મહિને દૂર દેશમાં આવેલા કુક્કુટનગર નામે નગરમાં પહોંચ્યો. ત્યાં પરસ્પર ઓળખાણ થવાથી પેદા થયેલા સદ્‌ભાવને લીધે સુખપૂર્વક રહી શકાય એવા સંબંધીના ઘરમાં સ્નાન ભોજનાદિ વડે જેની સેવા થતી હતી એવો તે એ રાત્રિ ગાળીને પ્રભાતે એ બ્રાહ્મણને નમસ્કાર કરીને જ્યારે નીકળ્યો ત્યારે એણે કહ્યું, "તમે અહીં કેમ આવ્યા છો ? અને ક્યાં જશો ?" એમ કહેવામાં આવતાં તે બોલ્યો, "મારા પુત્રને યોગ્ય

કન્યા શોધવા માટે હું અહીં આવ્યો છું." એ સાંભળીને પેલા બ્રાહ્મણે કહ્યું, "જો એમ હોય તો મારી આ અતિસુરૂપ કન્યા છે, અને તમે પણ મારાથી ચઢિયાતા છો. માટે તમારા પુત્રને માટે આ કન્યા ગ્રહણ કરો." એ સાંભળીને પરિજન સહિત તે કન્યાને લઈને એ બ્રાહ્મણ પોતાના નગરમાં આવ્યો.

હવે પરમ લાવણ્યના અદ્ભુત ગુણથી યુક્ત એ કન્યાની અસાધારણ રૂપસંપત્તિ જોઈને પ્રીતિથી જેમનાં નયનો વિકાસ પામ્યાં છે એવા લોકો તેના પરિજનોને કહેવા લાગ્યા, "તમારા જેવાં સારાં માણસોએ આવું કન્યારત્ન સર્પને શી રીતે આપ્યું?" એ સાંભળીને ઉદ્વિગ્ન હૃદયવાળા તેના સર્વ વડીલોએ કહ્યું, "ગ્રહ વડે પીડિત થયેલા આ બટુક પાસેથી આ કન્યાને હરી જાઓ!" એટલે તે કન્યાએ કહ્યું, "આ વિડંબના બંધ કરો, કેમકે જુઓ,

રાજાઓ એક જ વાર બોલે છે, સાધુઓ એક જ વાર બોલે છે, અને કન્યાનું દાન એક જ વાર અપાય છે. આ ત્રણે એક એક વાર થાય છે. ૩૭૯.

વળી

પૂર્વે જે નિર્મિત થયેલું હોય તે કૃતાન્તવિહિત કર્મ, પુષ્પકની બાબતમાં દેવો ફેરવી શક્યા નહોતા તેમ, ફેરવી શકાતું નથી."૩૮૦.

પછી તે સર્વે પૂછવા લાગ્યા, "એ પુષ્પક કોણ હતો?" કન્યા કહેવા લાગી—

## (૧૩) દેવો પણ મૃત્યુ સામે નિરુપાય છે
### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧-૨૪)

"અનેક શાસ્ત્રોના જ્ઞાનમાં જેની બુદ્ધિ નિર્વિઘ્ને ચાલતી હતી એવો તથા પરમ રૂપલાવણ્યના ગુણવાળો પુષ્પક નામનો ઇંદ્રનો પોપટ હતો. હવે, એક વાર ઇન્દ્રની હથેળીમાં બેસીને સ્પર્શસુખથી

શાન્ત શરીરવાળો તે વિવિધ સૂક્તો બોલતો હતો ત્યારે, પોતાના સેવાના સમયે આવેલા યમને જોઈને તે દૂર નાસી ગયો. સર્વે દેવગણોએ તેને પૂછ્યું, "તું યમને જોઈને કેમ નાસી ગયો?" પોપટ બોલ્યો, "ખરેખર, એ સર્વે પ્રાણીઓના પ્રાણને હરનાર છે. એનાથી કેમ નાસી જવું ન જોઈએ?" એ સાંભળીને એ સર્વ દેવોએ તેનો ભય દૂર કરવા માટે યમને કહ્યું કે "અમારા વચનથી તમારે આ પોપટને મારવો નહિ." યમે કહ્યું, "હું કંઈ ન જાણું. આ બાબતમાં કાળનો અધિકાર છે." એટલે એ પ્રમાણે પોપટને લઈને દેવો કાળ પાસે જઈને પૂર્વોક્ત વચન બોલ્યા. પછી કાળે પણ કહ્યું, "આ વસ્તુ મૃત્યુ જાણે છે. તેને જ કહો." એ પ્રમાણે તેઓ મૃત્યુ પાસે ગયા, એટલે મૃત્યુને જોઈને જ પોપટ મરણ પામ્યો. એ જોઈને જેમનાં મન વ્યાકુળ થયાં હતાં એવા તે સર્વ દેવોએ યમને કહ્યું, "આ શો વૃત્તાન્ત?" એટલે યમે કહ્યું, "મૃત્યુના દર્શનથી જ એનું મૃત્યુ થવાનું નિર્માણ થયેલું હતું." આ સાંભળીને દેવો સ્વસ્થાને ગયા.

તેથી હું કહું છું કે—પૂર્વે જે નિર્મિત થયેલું હોય તે કૃતાન્તવિહિત કર્મ, પુષ્પકની બાબતમાં દેવો ફેરવી શક્યા નહોતા તેમ, ફેરવી શકાતું નથી.

વળી કન્યાનૃતની (એક વાર કન્યા આપ્યા પછી ફરી જવું તે) નિન્દનીયતા પણ મારા પિતાને ન થાઓ." એ પ્રમાણે કહ્યા પછી પરિવારની અનુમતિથી તે કન્યા સર્પને પરણી.

પછી દૂધ પાવું ઇત્યાદિ ક્રિયાઓ વડે તે કન્યા ભક્તિપૂર્વક સર્પની સેવા કરવા લાગી. એક વાર રાત્રે એ સર્પ ઓરડામાં રાખેલી મોટી પેટીમાંથી નીકળીને તેના શયનમાં ચડ્યો. પછી તે કન્યાએ કહ્યું, "આ પુરુષાકૃતિ કોણ છે?" 'આ પરપુરુષ છે' એમ માનીને, જેનાં

સર્વ અંગો કંપતાં હતાં એવી તે ઊઠીને દ્વાર ઉઘાડી બહાર જવા લાગી, એટલે પેલાએ કહ્યું, "ભદ્રે! ઊભી રહે. હું તારો પતિ છું." પછી તેને ખાત્રી કરાવવા માટે પેટીમાં પડેલા શરીરમાં પ્રવેશીને તથા ફરી તેમાંથી બહાર નીકળીને તે આવ્યો. તે પણ ઊંચા મુકુટ, કુંડળ, કડાં, કેયૂર અને અંગદ વડે વિભૂષિત થયેલા એવા તેના પગમાં પડી. પછી તે બન્ને જણાંએ સુરતસુખ અનુભવ્યું. તે જોઈને પહેલાં ઊઠેલા તેના પિતાએ પેટીની અંદર રહેલું સર્પનું તે કલેવર લઈને 'રખેને એ ફરીથી એમાં પ્રવેશે!' એમ કરીને કલેવરનો અગ્નિસંસ્કાર કર્યો. પ્રભાતે પત્નીની સાથે સ્નેહવાર્તામાં પરાયણ તથા પ્રધાનપુત્ર જેવો પોતાનો પુત્ર તેણે સર્વ લોકોને હર્ષથી બતાવ્યો."

આ દૃષ્ટાન્ત રાજાને સંભળાવીને જેમાં નગ્ન શ્રમણ રહેલો હતો એ મઢુલી મલભદ્રે સળગાવી દીધી.

## (૧૪) જેવો સંગ તેવો રંગ
### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૧–૨૯)[૨૪]

કોઈ પર્વતના એક પ્રદેશમાં એક પોપટીને પ્રસૂતિ થઈ. તેને બે પોપટ ઉત્પન્ન થયા. હવે, તે પોપટી આહાર કરવા માટે નીકળી હતી ત્યારે તેના બે પુત્રોને પારધિએ પકડ્યા. પણ એમાંથી એક દૈવવશાત્ ગમે તે રીતે છૂટી ગયો. બીજાને પારધિએ પાંજરામાં રાખીને ભણાવવા માંડ્યો. ભ્રમણ કરતા પેલા પોપટને ઋષિએ જોયો. પછી ઋષિએ તેને ગ્રહણ કરીને, પોતાના આશ્રમમાં લાવીને પોષ્યો.

એ પ્રમાણે સમય જતાં પોતાના સૈન્યમાંથી જેને ઘોડો ખેંચી લાવ્યો હતો એવો એક રાજા તે વનપ્રદેશમાં આવ્યો, કે જ્યાં પેલા

૨૪. દમનકની કુટિલનીતિથી કરટક ગુસ્સે થાય છે, અને 'તારી સાથે રહેવાથી સંગદોષથી મને પણ અનર્થ થશે' એમ કહે છે. ગુણ અને દોષ એ સંસર્ગથી આવે છે, એમ બતાવવા માટે કરટક દમનકને આ કથા કહે છે.

પારધિઓ રહેતા હતા. પછી ત્યાં આવેલા એ રાજાને જોઈને પાંજરામાં રહેલો તે પોપટ એકાએક કલકલ શબ્દ કરવા લાગ્યો કે "હે મારા સ્વામીઓ! આ કોઈ અશ્વારૂઢ આવે છે. માટે એને બાંધો, બાંધો! મારો, મારો!" પછી રાજાએ પોપટનું એ વચન સાંભળીને પોતાના ઘોડાને જોરથી બીજી તરફ હાંકયો.

પછી રાજા બીજા દૂરના પ્રદેશમાં ગયો તો ત્યાં તેણે મુનિઓનો આશ્રમ જોયો. ત્યાં પણ પાંજરામાં રહેલો પોપટ બોલ્યો, "આવો, આવો, રાજન્! વિશ્રામ કરો! શીતળ જળ પીઓ, અને સ્વાદિષ્ટ ફળોનું ભક્ષણ કરો! હે ઋષિઓ! આ શીતળ વૃક્ષછાયામાં અર્ધ્ય-પાદ્યથી એમની પૂજા કરો!" એ સાંભળીને વિકસિત નયનવાળા અને વિસ્મિત મનવાળા રાજાએ વિચાર્યું કે 'આ શું?' અને તેણે પોપટને પૂછ્યું, "મેં બીજા વનપ્રદેશમાં પણ તારા જેવો પોપટ જોયો હતો. તે ક્રૂર રૂપવાળો હતો, અને 'બાંધો, બાંધો! મારો, મારો!' એ પ્રમાણે બોલતો હતો."

પછી રાજાનું વચન સાંભળીને પોપટે પોતાનો આત્મવૃત્તાન્ત જે પ્રમાણે બન્યો હતો તે પ્રમાણે રાજાને કહ્યો.

## (૧૫) ઊંદરોએ હાથીને છોડાવ્યો

### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૨-૮)[૨૫]

જ્યાંનાં ગામ, ઘર અને દેવમન્દિર ઉજ્જડ થઈ ગયાં હતાં એવો એક ભૂમિપ્રદેશ હતો. ત્યાં પૂર્વકાળથી રહેતા ઊંદરો મકાનોના

૨૫. ઊંદર, કાચબા અને કાગડા સાથે મૈત્રી કરવાની પોતાની ઇચ્છા ચિત્રાંગ મૃગ વ્યક્ત કરે છે ત્યારે મંથરક કાચબો કહે છે કે "અમે તો અલ્પકાય છીએ, અમારી સાથે તારી મૈત્રી યોગ્ય નથી; જે પ્રત્યુપકાર કરવાને સમર્થ હોય તેની સાથે મૈત્રી કરવી જોઇએ." આથી ચિત્રાંગ કહે છે કે "સબળ અને નિર્બળ બન્ને પ્રકારના મિત્રો કરવા જોઇએ; વનમાં બંધાયેલ હાથીના યૂથને ઊંદરોએ છોડાવ્યું હતું." અને પછી તે આ કથા સંભળાવે છે.

પાયાનાં છિદ્રોમાં રહેઠાણ કરીને પોતાના પુત્ર, પૌત્ર અને દૌહિત્રોની સાથે એક ઘરથી બીજા ઘરમાં વાસ કરતા હતા. એ પ્રમાણે વિવિધ ઉત્સવ, પગરણ અને વિવાહ પ્રસંગે ખાનપાનથી પરમ સુખ અનુભવતાં તેમનો સમય વીતતો હતો.

એ સમયે હજાર હાથીઓ વડે વીંટાયેલો ગજપતિ પૂર્વે જેની ભાળ મેળવી હતી એવા સરોવરમાં પાણી પીવા માટે પોતાના યૂથની સાથે જતો હતો. પછી ઊંદરોનાં દર ઉપર થઈને જતાં ગજપતિએ એ સમયે ત્યાં હતા એ ઊંદરોનાં મુખ, આંખ, માથું અને ગરદન પીસી નાખ્યાં. બાકી રહેલા ઊંદરો વિચાર કરવા લાગ્યા, "આ દુષ્ટ હાથીઓએ જતાં જતાં આપણને મારી નાખ્યા. જો તેઓ ફરી વાર પણ અહીંથી જ પાછા આવશે તો આપણું બીજ પણ બાકી નહિ રહે. વળી

હાથી સ્પર્શ કરીને પણ મારે છે, સાપ સૂંઘીને પણ મારે છે, રાજા હસીને પણ મારે છે, અને દુર્જન માન આપીને પણ મારે છે. ૧૭૦.

માટે આ બાબતમાં કરવો જોઈતો ઉપાય વિચારો." પછી ઉપાય વિચારીને તેમાંના કેટલાક ઊંદરોએ તે સરોવર પાસે જઈને ગજપતિને પ્રણામ કરીને વિનયપૂર્વક કહ્યું, "દેવ! અહીંથી થોડેક દૂર પરંપરાના ક્રમથી પ્રાપ્ત થયેલો અમારો વાસ છે. ત્યાં પુત્ર અને પૌત્રની પરંપરાથી અમે વૃદ્ધિ પામ્યા છીએ. માટે તમે અહીં પાણી પીવા માટે આવીને અમારામાંથી હજારોનો વિનાશ કર્યો છે. જો તમે આ જ માર્ગે પાછા આવશો તો અમારું બીજ પણ બાકી નહિ રહે. માટે જો અમારા ઉપર દયા આવતી હોય તો બીજે માર્ગે થઈને જાઓ. એનું કારણ એ છે કે—અમારા જેવાનું પણ કોઈ વાર અવશ્ય કંઈક કામ પડશે." એ સાંભળીને યૂથપતિએ પોતાના ચિત્તમાં વિચાર્યું

કે "આ ઊંદરો કહે છે તેમજ છે, અન્યથા નથી." એમ કરીને એ વસ્તુ તેણે સ્વીકારી.

પછી સમય જતાં કોઈ રાજાએ હાથી પકડનાર પુરુષોને હાથીઓ પકડવાની આજ્ઞા કરી. તેમણે વારિબંધ[૨૬] કરીને ત્રણ દિવસની અંદર યૂથ સહિત યૂથાધિપતિને પકડીને, જાડાં દોરડાં વગેરેની યંત્રણાથી ત્યાંથી ખેંચીને એ જ વનમાં જાડાં થડવાળાં વૃક્ષોએ બાંધ્યો. પછી બાંધનારા પુરુષો ગયા, એટલે હાથી વિચાર કરવા લાગ્યો, "કેવી રીતે અથવા કોના વડે હું અહીંથી છૂટું ?" સંભારીને તેણે વિચાર્યું કે "એ ઊંદરો સિવાય બીજો કોઈ અમારો છૂટવાનો ઉપાય નથી." પછી હાથીઓને જ્યાં બાંધેલા હતા તે સ્થળની બહાર ઊભેલી તથા ઊંદરોનું નિવાસસ્થાન જેણે પૂર્વે જાણેલું હતું એવી પોતાની પરિચારિકા હાથણી દ્વારા યૂથપતિએ પોતાના બંધનનું દુઃખ, જે પ્રમાણે થયું હતું તે પ્રમાણે, ઊંદરોને કહેવરાવ્યું. તેઓ પણ એ સાંભળીને હજારો ભેગા થઈને પ્રત્યુપકાર કરવા માટે તે યૂથ પાસે આવ્યા. તે યૂથપતિને યથાસ્થાને બંધાયેલો જોઈને, તેના પાશ કાપીને, તથા વૃક્ષ ઉપર ચડીને થડની સાથે બાંધેલાં દોરડાંના પણ ટુકડા કરીને તેઓએ યૂથને બંધનથી છોડાવ્યું.

## (૧૬) કાળો નાગ અને કીડીઓ

### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩-૫)[૨૭]

કોઈ એક રાફડામાં અતિદર્પ નામનો મહાકાય કાળો નાગ રહેતો હતો. તે કોઈ વાર દરનો માર્ગ રહેવા દઈને બીજા

૨૬. હાથીને પકડવાની આ અમુક રીત હોય એમ જણાય છે.

૨૭. સ્થિરજીવી કાગડાઓના રાજા મેઘવર્ણને સમજાવે છે કે ઘણા 'દુર્બળોની સાથે પણ વિરોધ કરવો નહિ.' અને એના સમર્થનમાં તે આ કથા કહે છે.

નાના છિદ્રમાંથી બહાર નીકળવા માંડ્યો. તેની કાયા મોટી હોવાથી તથા વિવર નાનું હોવાથી બહાર નીકળતાં દૈવવશાત્ તેના શરીરમાં ઘા થયો. પછી ઘાના લોહીની ગંધને અનુસરતી કીડીઓએ તેને ચારે કોરથી ઘેરી લીધો અને વ્યાકુળ બનાવ્યો. કેટલી કીડીઓનો તે નાશ કરે? કેટલીને મારે? મોટી સંખ્યાને લીધે જેમણે ઘણા વ્રણ કરી દીધા હતા એવી કીડીઓ વડે સર્વાંગે ઘાયલ થયેલો અતિદર્પ મરણ પામ્યો.

## (૧૭) નિત્ય એક દીનાર આપતો સર્પ

### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩-૬)[૨૮]

કોઈ એક નગરમાં કોઈ એક બ્રાહ્મણ રહેતો હતો. ખેતી કરતા એવા તેનો સમય સદા નિષ્ફળ જ જતો હતો. હવે, એક દિવસે ગ્રીષ્મ ઋતુના અંતમાં તાપથી અકળાયેલો તે બ્રાહ્મણ પોતાના ખેતરમાં વૃક્ષની છાયા નીચે સૂઈ ગયો હતો. ત્યાંથી થોડેક દૂર મોટી ફેણ પહોળી કરીને રાફડા ઉપર બેઠેલા ભયંકર સર્પને જોઈ તેણે વિચાર્યું, "નક્કી, આ ક્ષેત્રદેવતા છે. મેં કદી પણ એની પૂજા કરી નથી. તેથી આ મારી ખેતી નિષ્ફળ જાય છે. માટે હું એની પૂજા કરીશ." એમ વિચારીને ક્યાંકથી દૂધ માગી લાવીને તથા તે કોડિયામાં મૂકીને, રાફડા પાસે જઈને તે બોલ્યો, "હે ક્ષેત્રપાલ! મેં આટલા સમય સુધી જાણ્યું નહોતું કે તું અહીં રહે છે. તેથી તારી પૂજા કરી નહોતી, માટે હવે ક્ષમા કર." એ પ્રમાણે કહીને તથા દૂધનું નૈવેદ્ય ધરીને તે પોતાના ઘર તરફ ગયો.

---

૨૮. પશ્ચિમ ભારતીય પંચતંત્રની નિર્ણયસાગરની અને કાળેની વાચના ૩-૫. ઉલૂકરાજ અરિમર્દનનો મંત્રી રક્તાક્ષ તેને મેઘવર્ણના મંત્રી સ્થિરજીવીનો વધ કરવાની સલાહ આપે છે. 'હીન શત્રુ પણ બળવાન બની જાય નહિ ત્યાંસુધીમાં તેનો નાશ કરવો જોઇએ' તથા 'એક વાર તૂટ્યા પછી સંધાયેલી પ્રીતિ સ્નેહથી વધતી નથી' એ વસ્તુ દર્શાવવા માટે રક્તાક્ષ આ કથા કહે છે.

પછી સવારે આવીને જુએ છે તો કોડિયામાં એક દીનાર તેની નજરે પડ્યો. એ પ્રમાણે દરરોજ એકલો આવીને તે એ સર્પને દૂધ આપતો હતો અને એક એક દીનાર લઈ જતો હતો. હવે, એક દિવસે રાફડા આગળ દૂધ મૂકવાનું પુત્રને સોંપીને બ્રાહ્મણ ગામ ગયો. પુત્ર પણ દૂધ લઈ જઇને, ત્યાં મૂકીને પાછો ઘેર આવ્યો. બીજે દિવસે ત્યાં જઈ, એક દીનાર જોઈ તેણે વિચાર્યું, "નક્કી, આ રાફડો દીનારથી ભરેલો છે, માટે આ સાપને મારીને તે લઈ લઉં." એ પ્રમાણે નિશ્ચય કરીને બીજે દિવસે દૂધ આપતી વખતે બ્રાહ્મણપુત્રે સર્પના માથા ઉપર દંડનો ઘા કર્યો. પણ દૈવવશાત્ કોઈ રીતે તેનો જીવ ગયો નહોતો એવા સર્પે રોષપૂર્વક પોતાના આગલા તીક્ષ્ણ દાંત વડે તેને એવો દંશ કર્યો કે તે તુરત જ મરણ પામ્યો. ખેતરથી થોડેક દૂર લાકડાં ભેગાં કરીને સ્વજનોએ તેનો અગ્નિસંસ્કાર કર્યો. પછી બીજે દિવસે તેનો પિતા આવ્યો. સ્વજનો પાસેથી પુત્રના નાશનું કારણ સાંભળીને તેણે 'એ તો એમ જ થાય' એ પ્રમાણે તેનું સમર્થન કર્યું, તથા બોલ્યો,

"પ્રાણીઓ ઉપર જે અનુગ્રહ કરતો નથી અને શરણાગતને પકડે છે તેની સિદ્ધ થયેલી વસ્તુઓ, પદ્મવનમાંના હંસોની બાબતમાં બન્યું હતું તેમ, ચાલી જાય છે." ૧૧૯.

માણસો બોલ્યા, "એ કેવી રીતે?" બ્રાહ્મણ કહેવા લાગ્યો—

### (૧૮) સોનાનાં પીંછાં આપનાર હંસ

(પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩–૭)[૨૯]

"કોઈ નગરમાં ચિત્રરથ નામે રાજા હતો. યોદ્ધાઓ વડે સુરક્ષિત એવું તેનું પદ્મવન નામે સરોવર હતું. ત્યાં ઘણા સુવર્ણમય હંસો રહેતા હતા. છ છ માસે તેઓ એક પીંછું આપતા હતા.

---

૨૯. પશ્ચિમ ભારતીય પંચતંત્રની નિર્ણયસાગર અને કાળેની વાચના ૩–૬.

એક વાર તે સરોવરમાં એક મોટો સુવર્ણમય પક્ષી આવ્યો. પેલા હંસોએ તેને કહ્યું, "તારે આ સરોવરમાં રહેવું નહિ, કેમકે છ માસે એક પીંછાંનું દાન આપીને અમે આ સરોવર ખરીદેલું છે." વધારે શું કહેવું? એ પ્રમાણે તેઓમાં પરસ્પર વૈર ઉત્પન્ન થયું.

પછી પેલો પક્ષી રાજાને શરણે જઈને કહેવા લાગ્યો, 'દેવ! આ પક્ષીઓ એમ કહે છે કે 'અમને રાજા શું કરશે? અમે કોઈને પણ આવાસ આપતા નથી' મેં કહ્યું, 'તમે આ સારું ન કર્યું. હું જઈને રાજાને નિવેદન કરીશ.' આ વસ્તુમાં આપ પ્રમાણ છો." પછી રાજાએ સેવકોને કહ્યું, "અરે! જાઓ! સર્વ પક્ષીઓને મારી નાખીને જલદી અહીં લાવો." રાજાની આજ્ઞા મળતાં જ તેઓ ચાલ્યા. પછી હાથમાં દંડ લઈને આવતા રાજપુરુષોને જોઈને તેમાંથી એક વૃદ્ધ પક્ષીએ કહ્યું, "હે સ્વજનો! આ સારું ન થયું. માટે સર્વેએ એકમત થઈને જલદી ઊડી જવું જોઈએ." તેઓએ પણ તે પ્રમાણે કર્યું.

તેથી હું કહું છું કે—પ્રાણીઓ ઉપર જે અનુગ્રહ કરતો નથી અને શરણાગતને પકડે છે તેની સિદ્ધ થયેલી વસ્તુઓ, પદ્મવનના હંસોની બાબતમાં બન્યું હતું તેમ, ચાલી જાય છે."

એમ કહીને ફરી વાર પણ સવારે બ્રાહ્મણે દૂધ લઈને ત્યાં જઈ સર્પને ખાત્રી કરાવવા માટે નિવેદન કર્યું કે "મારો પુત્ર પોતાની મૂર્ખતાથી મરણ પામ્યો છે." પછી સર્પે કહ્યું, "બળેલી ચીતા જો, અને મારી ભાંગેલી ફેણ જો. જે પ્રીતિ એક વાર તૂટયા પછી સંધાયેલી હોય છે તે સ્નેહથી વધતી નથી."

## (૧૯) પોતાની જાતનું બલિદાન આપનાર કપોત

(પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩–૮)[૩૦]

નીચ આચારવાળો અને પ્રાણીઓને માટે કાળ સમાન, પક્ષીઓને

---

૩૦. નિર્ણયસાગર અને કાળેની વાચના ૩–૭. ઉલૂકરાજ અરિમર્દનને તેનો મંત્રી ક્રૂરાક્ષ શરણાગત સ્થિરજીવીનો વધ નહિ કરવાની સલાહ આપે

પકડનાર કોઈ એક ભયંકર પારધિ મહાઅરણ્યમાં ફરતો હતો. ૧૨૧. એને કોઈ મિત્ર નહોતો, કોઈ સંબંધી અને કોઈ બાંધવ નહોતો. આ ભયંકર કર્મને લીધે એ સર્વેએ તેનો ત્યાગ કર્યો હતો. ૧૨૨.

અથવા

જેઓ નિર્દય, દુરાત્મા અને પ્રાણીઓના પ્રાણોનો નાશ કરનારા હોય છે તેઓ, સર્પોની જેમ, પ્રાણીઓને માટે ઉદ્વેગકારી થઈ પડે છે. ૧૨૩. સર્વ પ્રાણીઓની હિંસા કરનારો તે પાંજરું, પાશ અને દંડ લઈને દરરોજ વનમાં જતો હતો. ૧૨૪.[૩૧]

હવે, એક વાર તે વનમાં રહેલો હતો ત્યારે વાદળા વડે સર્વ દિશાઓ કાળી થઈ, અને જાણે પ્રલયકાળ આવ્યો હોય તેમ, પવન

---

છે, અને "સાંભળવામાં આવે છે કે કપોતે પણ શરણાગત શત્રુનો સત્કાર કર્યો હતો અને પોતાનું માંસ તેને આપ્યું હતું," એમ કહીને આ કથા સંભળાવે છે.

પંચતંત્રની સર્વ કથાઓ ગદ્યમાં છે, અને શ્લોકો એમાં કેવળ સુભાષિતો તરીકે આવે છે, પરન્તુ અપવાદરૂપે માત્ર આ કથા સાદ્યન્ત શ્લોકોમાં છે. આ પ્રસંગ મૂળ મહાભારતના શાન્તિપર્વ (અધ્યાય ૧૪૩ થી ૧૪૯)માં આવે છે. તેમાના જ શ્લોકોની, કથાભાગ અવિચ્છિન્ન રહે તેમ, સંકલના કરીને આ કથા તૈયાર કરવામાં આવેલી છે.

૩૧. આ સ્થળે નિર્ણયસાગર પ્રેસની તથા કાળેની વાચનાઓમાં નીચેનો શ્લોક વધારે છે, અને કથાનો સન્દર્ભ જોતાં એ ખાસ આવશ્યક પણ છે. પૂર્ણભદ્રમાં એ કોઈ રીતે રહી ગયેલો જણાય છે—

अन्येद्युर्भ्रमतस्तस्य वने कापि कपोतिका ।
जाता हस्तगता तां स प्राक्षिपत्पञ्जरान्तरे ॥

(અર્થાત્ એક દિવસ વનમાં ભમતાં કોઈ કપોતી તેના હાથમાં આવી, અને એને તેણે પાંજરામાં પૂરી.)

સાથે ભારે વૃષ્ટિ થઇ. ૧૨૫. પછી ત્રાસ પામેલા હૃદયવાળો અને વારંવાર કંપતો એવો તે આશ્રયની શોધ કરતો એક વૃક્ષ નીચે જઈ પહોંચ્યો. ૧૨૬. તે એક મુહૂર્ત બેઠો, એટલામાં આકાશ સ્વચ્છ થઈ ગયું. વૃક્ષ નીચે બેસીને તે પોતાની બુદ્ધિથી બોલ્યો કે "દેવતા મારું શરણ છે." ૧૧૭. હવે, તે વૃક્ષના પોલાણમાં લાંબા સમયથી રહેતો કપોત, મોડું થયું હોવા છતાં પત્નીને નહિ આવેલી જોઈને ખૂબ દુઃખી થઈ વિલાપ કરવા લાગ્યો. ૧૨૮. "ભારે પવન અને વરસાદ થયાં, પણ પ્રિયા આવતી નથી. તેના વિનાનું મારું ઘર આજે શૂન્ય છે. ૧૨૯. ઘરને ઘર કહેલું નથી, પણ ગૃહિણીને ઘર કહેલી છે; ગૃહિણી વિનાનું મારું ઘર અરણ્ય જેવું છે. ૧૩૦. પતિવ્રતા, પતિના પ્રાણ સમાન, તથા પતિના પ્રિયમાં અને હિતમાં રત એવી પત્ની જેને હોય એવા પુરુષને આ પૃથ્વીમાં ધન્ય છે." ૧૩૧.

પછી પાંજરામાં રહેલી કપોતી પતિનું આ દુઃખી વચન સાંભળી સંતુષ્ટ થઈ અને આ વાક્ય બોલી, "જેનાથી પતિ સંતોષ ન પામતો હોય એ સ્ત્રીને સ્ત્રી જ ન માનવી; પતિ સંતુષ્ટ થતાં સ્ત્રીઓને સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે. ૧૩૨–૩૩. જેનાથી પતિ સંતુષ્ટ થતો નથી એવી સ્ત્રી, દાવાનળથી દાઝેલી પુષ્પોના ગુચ્છવાળી લતાની જેમ, ભસ્મીભૂત થાઓ." ૧૩૪.

ફરી પાછી તે બોલી,

"હે કાન્ત! હું તને જે હિત વચન કહું છું તે ધ્યાન રાખીને સાંભળ. તારે પોતાના પ્રાણ આપીને પણ શરણાગતનું રક્ષણ કરવું જોઈએ. ૧૩૫. ટાઢ અને ભૂખથી ત્રાસેલો આ પારધિ તારા આવાસનો આશ્રય લઈને સૂઈ રહેલો છે. તેનો સત્કાર કર. ૧૩૬.

સાંભળવામાં આવે છે કે

સાયંકાળે આવેલા અતિથિનો જે યથાશક્તિ સત્કાર કરતો નથી તેને પોતાનાં દુષ્કૃત આપીને એનાં સુકૃત અતિથિ ખેંચી

જાય છે. ૧૩૭. 'એણે મારી પ્રિયાને બાંધી છે' એમ માનીને તું એની તરફ વૃથા દ્વેષ કરીશ નહિ; પૂર્વે મેં કરેલાં કર્મોનાં બંધનો વડે જ હું બંધાઈ છું. ૧૩૮.

કારણ કે

દારિદ્ર્ય, રોગ, દુઃખ, બંધન અને દુઃખ—એ પ્રાણીઓના પોતાના-જ અપરાધરૂપી વૃક્ષનાં ફળ છે. ૧૩૯. માટે મારા બંધનને કારણે ઉદ્ભવેલા દ્વેષનો ત્યાગ કરીને તથા ધર્મમાં મન રોપીને એનો યથાવિધિ સત્કાર કર." ૧૪૦.

પછી ધર્મ અને ઔચિત્યથી યુક્ત એવું તેનું વચન સાંભળીને કપોતે નમ્રતાપૂર્વક પારધિ પાસે જઈને કહ્યું, "હે ભદ્ર! તારું સ્વાગત હો! કહે, તારું શું કાર્ય કરું? તારે સંતાપ કરવો નહિ; તું તારા પોતાના ઘરમાં જ રહેલો છે." ૧૪૧–૪૨. પછી તેનું વચન સાંભળીને પારધિએ સામો ઉત્તર આપ્યો "હે કપોત! મને ટાઢ વાય છે; ટાઢમાંથી મારું રક્ષણ કર."

પછી કોલસા પાડનાર પાસે જઈને કપોત દેવતા લાવ્યો અને સૂકાં પાંદડાં વડે તે જલદી સળગાવ્યો. ૧૪૪. (પછી કપોત બોલ્યો,) "તું અહીં નિર્ભય થઈને વિશ્રબ્ધપણે તારાં ગાત્રો તપાવ. મારી પાસે એવો કોઈ વૈભવ નથી, જે વડે હું તારી ક્ષુધાનો નાશ કરું. ૧૪૫. કોઈની પાસે હજાર હોય, કોઈની પાસે સો, અને બીજાની પાસે દસ હોય, પરંતુ જેણે પુણ્ય કર્યું નથી એવા હું ક્ષુદ્ર માટે તો પોતાની જાતનું પણ પોષણ કરવાનું મુશ્કેલ છે. ૧૪૬. એક અતિથિને પણ અન્ન આપવાની જેની શક્તિ નથી તેને અનેક ક્લેશોથી ભરેલા ઘરમાં વસવાથી શું ફળ? ૧૪૭. માટે જેની આજીવિકા દુઃખેથી ચલાવાય છે એવા આ શરીરનો હું એવો ઉપયોગ કરીશ, જેથી યાચકનો સમાગમ થતાં 'મારી પાસે એ વસ્તુ નથી' એમ મારે ફરી વાર કહેવું ન પડે." ૧૪૮. તેણે પોતાની જાતની નિન્દા કરી,

પણ એ પારધિની નિન્દા કરી નહિ, અને બોલ્યો કે "હું તને તૃપ્ત કરીશ, એક મુહૂર્ત વાટ જો." ૧૪૯.

એમ કહીને અંતરમાં હર્ષ પામેલા તે ધર્માત્મા કપોતે અગ્નિની પ્રદક્ષિણા કરીને, જાણે પોતાના ઘરમાં પ્રવેશતો હોય તેમ, તેમાં પ્રવેશ કર્યો. ૧૫૦. પછી કપોતને અગ્નિમાં પડેલો જોઈને દયાથી ખૂબ દુ:ખ પામેલો એ પારધિ આ પ્રમાણે વાક્ય બોલ્યો, "જે મનુષ્ય પાપ કરે છે તેને નક્કી પોતાની જાત પ્રિય નથી. પોતે કરેલું પાપ પોતાની જાતે જ ભોગવવું પડે છે. ૧૫૧-૫૨. માટે પાપ બુદ્ધિવાળો અને પાપકર્મમાં આસક્તિવાળો એવો હું ઘોર નરકમાં પડીશ એમાં સંશય નથી. ૧૫૩. ખરેખર, આ મહાત્મા કપોતે પોતાનું માંસ આપીને દુષ્ટ એવા મને મારાથી ભિન્ન પ્રકારની પ્રકૃતિનો આદર્શ બતાવ્યો છે. ૧૫૪. માટે આજથી સર્વ ભોગાનો ત્યાગ કરીને મારા દેહને, ગ્રીષ્મકાળમાં અલ્પ જળની જેમ, હું સુકાવી દઈશ. ૧૫૫. ટાઢ, તાપ અને પવનને સહન કરતો, કૃશ અંગવાળો અને મલિન એવો હું અનેક પ્રકારના ઉપવાસો કરીને ઉત્તમ ધર્મ આચરીશ." ૧૫૬. પછી પારધિએ લાકડી, (પાંજરામાંની) શલાકા, જાળ અને પાંજરું ભાંગી નાખ્યાં, તથા એ દીન કપોતીને મુક્ત કરી. ૧૫૭. પછી પારધિએ મુક્ત કરેલી તથા અગ્નિમાં પડેલા પતિને જોઈને આર્ત અને શોકથી ત્રાસ પામેલા માનસવાળી તે કપોતી વિલાપ કરવા લાગી, "હે નાથ! હવે તારા વિના મારે જીવનનું કંઇ કામ નથી. દીન અને પતિ વિનાની એવી સ્ત્રીના જીવનથી શું ફળ? ૧૫૮-૫૯. માન, દર્પ, અહંકાર, કુળ, બંધુજનોમાં સત્કાર અને દાસ તથા સેવકો ઉપર અધિકાર—એ બધું વૈધવ્યથી નાશ પામે છે." ૧૬૦.

એમ અનેક પ્રકારે દીન વિલાપ કરીને અત્યંત દુ:ખી થયેલી તે પતિવ્રતાએ એ સળગતા અગ્નિમાં પ્રવેશ કર્યો. ૧૬૧. પછી જેણે

દિવ્ય વસ્ત્રો ધારણ કર્યાં હતાં તથા જે દિવ્ય આભરણોથી વિભૂષિત થયેલી હતી એવી તે કપોતીએ વિમાનમાં બેઠેલા પતિને જોયો.૧૬૨. જેનું દિવ્ય શરીર થયું હતું એવા તેણે પણ આ યથાર્થ વચન કહ્યું કે "અહો! શુભે! મારું અનુગમન કરીને તેં સારું કર્યું. ૧૬૩. માણસના શરીરમાં જે સાડાત્રણ કરોડ રુવાટાં છે તેટલાં સમય–વર્ષ સુધી પતિની પાછળ સતી થનાર સ્ત્રી સ્વર્ગમાં વસે છે." ૧૬૪.

એ પ્રમાણે હર્ષિત થયેલો તે કપોત કપોતીને વિમાનમાં બેસાડી, આલિંગન કરીને સુખપૂર્વક બેઠો. પરમ વૈરાગ્ય ધારણ કરીને જેણે મરણનો નિશ્ચય કર્યો હતો એવો પારધિ પણ વનમાં પ્રવેશ્યો.

જેની ઇચ્છાઓ દૂર થયેલી છે એવો તે દાવાનળ જોઈને તેમાં પ્રવેશ્યો; અને પોતાનાં પાપ ભસ્મીભૂત કરીને સ્વર્ગમાં દેવની જેમ આનંદ કરવા લાગ્યો. ૧૬૫.

## (૨૦) જેના જઠરમાં સર્પ રહેતો હતો એવો રાજકુમાર

### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩-૧૧)[૩૨]

કોઈ એક નગરમાં દેવશક્તિ નામે રાજા હતો. જઠરરૂપી રાફડામાં વસતા સર્પને કારણે તેનો પુત્ર પ્રતિદિન ક્ષીણ થતો જતો હતો. પછી તે દુઃખના નિર્વેદથી એ રાજપુત્ર દેશાન્તરમાં ગયો, અને કોઈ નગરમાં ભિક્ષાટન કરીને મોટા દેવાલયમાં સમય ગાળવા લાગ્યો. હવે, તે નગરમાં બલિ નામે રાજા હતો. તેને બે યુવાન પુત્રીઓ હતી. તેમાંની એક દરરોજ પિતાની પાસે આવીને 'મહારાજ! વિજય કરો!' અને બીજી 'મહારાજ! પૂર્વકૃત કર્મ ભોગવો!'

---

૩૨. પશ્ચિમ ભારતીય પંચતંત્રની નિર્ણયસાગરની વાચના ૩–૧૦, કાળેની વાચના ૩–૯. ઉલૂકરાજ અરિમર્દનને તેનો મંત્રી પ્રાકારકર્ણ સલાહ આપે છે કે 'શરણાગત સ્થિરજીવી અવધ્ય છે. જે પ્રાણીઓ પરસ્પરના મર્મનું રક્ષણ કરતાં નથી તેઓ, રાફડામાં તથા ઉદરમાં રહેલા સર્પની જેમ, નાશ પામે છે.' એમ કહીને તે આ કથા સંભળાવે છે.

એ પ્રમાણે બોલતી હતી. એ સાંભળીને કોપાયમાન થયેલો રાજા બોલ્યો, "હે મંત્રીઓ! આ દુષ્ટભાષિણી કન્યા કોઈ વિદેશીને આપો, જેથી તે પૂર્વકૃત કર્મ ભોગવે." પછી 'ભલે' એ પ્રમાણે એ વાતનો સ્વીકાર કરીને મંત્રીઓએ દેવાલયમાં રહેતા પેલા રાજપુત્રને તે કન્યા આપી.

હર્ષિત મનવાળી તે પણ એ પતિને દેવવત્ સ્વીકારીને, તેને લઈ બીજા દેશમાં ગઈ. પછી કોઈ દૂરના નગરપ્રદેશમાં તળાવને કિનારે રાજપુત્રને ઉતારાનું રક્ષણ કરવા માટે મૂકીને તે પોતે ઘી, તેલ, મીઠું, ચોખા આદિ ખરીદવા માટે પરિવાર સહિત ગઈ. ક્રય-વિક્રય કરીને જ્યારે તે પાછી આવી ત્યારે રાજપુત્ર રાફડા ઉપર માથું મૂકીને સૂઈ રહેલો હતો. તેના મુખમાંથી સાપની ફેણ નીકળીને વાયુનું ભક્ષણ કરતી હતી. એ રાફડા ઉપર બીજો એક સર્પ તે જ પ્રમાણે નીકળીને બેઠો હતો. પછી પરસ્પરને જોઈને કોપથી જેમની આંખો લાલ થયેલી છે એવા તે બેમાંથી રાફડામાંના સર્પે કહ્યું, "હે દુરાત્મા! સર્વાંગસુંદર રાજપુત્રને શા માટે આ પ્રમાણે દુઃખ આપે છે?" મુખમાં રહેલો સર્પ બોલ્યો, "તેં દુરાત્માએ પણ સુવર્ણથી ભરેલા આ બે કળશ શા માટે દૂષિત કરેલા છે?" એ પ્રમાણે તેમણે પરસ્પરનાં મર્મસ્થાનો ઉઘાડ્યાં.

રાફડામાં રહેલો સાપ ફરી પાછો બોલ્યો, "હે દુરાત્મા! શું કોઈ પણ આ ઔષધ જાણતું નથી કે રાઈ પીવાથી તારો વિનાશ થાય છે?" એટલે ઉદરમાં રહેલો સર્પ બોલ્યો, "એ જ પ્રમાણે આ ઔષધ શું કોઈ જાણતું નથી કે ઊના પાણીથી તારો વિનાશ થાય છે?"

વૃક્ષોની ડાળીઓ પાછળ રહીને તેમનો આ પ્રકારનો વાર્તાલાપ સાંભળીને એ રાજકન્યાએ તે જ પ્રમાણે આચરણ કર્યું. પતિની ખોડ દૂર કરીને તથા પરમ સમૃદ્ધિ પ્રાપ્ત કરીને તે સ્વદેશ તરફ ગઈ પિતા

માતા તથા સ્વજનોએ જેનો સત્કાર કર્યો હતો એવી તે સ્વકર્મનિર્મિત ભોગ પ્રાપ્ત કરીને સુખેથી રહેવા લાગી.

## (૨૧) સુવર્ણની વિષ્ટા કરનાર પક્ષી

### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩-૧૪)[૩૩]

કોઈ પર્વતના એક પ્રદેશમાં મોટું વૃક્ષ હતું. ત્યાં કોઈ પક્ષી રહેતો હતો, જેની વિષ્ટામાં સુવર્ણ ઉત્પન્ન થતું હતું. હવે, એક વાર તે પ્રદેશમાં કોઈ એક પારધિ આવ્યો. પેલા પક્ષીએ પણ તેની આગળ જ વિષ્ટા કરી. પછી પડતાંની સાથે જ તેનું સુવર્ણ થઈ જતું જોઈને પારધિ વિસ્મય પામ્યો, "અહો! બાલ્યાવસ્થાથી માંડી પક્ષીઓ પકડવાની ટેવવાળા એવા મને એંશી વર્ષ થઈ ગયાં, પરન્તુ મેં કદી પણ પક્ષીની વિષ્ટામાં સુવર્ણ જોયું નથી." એમ વિચારીને એ વૃક્ષ ઉપર તેણે પાશ બાંધ્યો. નિશ્ચિન્ત ચિત્તવાળો પેલો પક્ષી પણ પહેલાંની જેમ બેઠો હતો, એ સમયે જ તે પાશથી બંધાઈ ગયો. પારધિ પણ તેને પાશમાંથી બહાર કાઢી, પાંજરામાં ઘાલી, પોતાના ઘેર લઈ જઈને વિચાર કરવા લાગ્યો, "આ વિઘ્નયુક્ત પક્ષીને હું શું કરીશ? કદાચ કોઈ આને આ પ્રકારનો જાણીને રાજાને ખબર આપશે તો નક્કી મારા પ્રાણ પણ જોખમમાં આવી પડશે. માટે હું પોતે જ આ પક્ષી રાજાને નિવેદન કરું." એમ વિચારીને તેણે એ પ્રમાણે કર્યું.

પછી તે પક્ષીને જોઈને અત્યંત પ્રસન્ન થયેલો તથા વિકસિત નયનકમળવાળો રાજા બોલ્યો, "હે રખવાળો! આ પક્ષીનું માનપૂર્વક રક્ષણ કરો. એને યથેચ્છ ખાનપાનાદિ આપો." પછી મંત્રીએ કહ્યું,

---

૩૩. પશ્ચિમ ભારતીય પંચતંત્રની નિર્ણયસાગરની વાચના ૩-૧૩, કાળેની વાચના ૩-૧૦. સન્દર્ભ-ઉલૂકરાજ અરિમર્દન દ્વારા પોષણ પામતા સ્થિરજીવીને જોઈને રક્તાક્ષ મંત્રીએ રાજાને તથા બીજા મંત્રીઓને કહ્યું કે 'તમે બધા મૂર્ખ છો, એમ મને લાગે છે,' અને પછી રક્તાક્ષ એ સર્વને આ કથા સંભળાવે છે.

"શ્રદ્ધા નહિ રાખવા લાયક એવા પારધિના વચનમાં કેવળ વિશ્વાસ રાખીને સ્વીકારવામાં આવેલા આ પક્ષીથી શું? શું કદી પક્ષીની વિષ્ટામાં સુવર્ણ સંભવે છે? માટે પાંજરાના બંધનમાંથી આ પક્ષીને છોડી મૂકો." એ પ્રમાણે મંત્રીના વચનથી જેને મુક્ત કરવામાં આવ્યો હતો એવો એ પક્ષી દરવાજાના ઊંચા તોરણ ઉપર બેસીને, સુવર્ણની વિષ્ટા કરીને, તથા

"પહેલો તો હું મૂર્ખ, બીજો પારધિ મૂર્ખ, અને પછી રાજા તથા મંત્રી મૂર્ખ. ખરેખર, એ સર્વ મૂર્ખમંડળ છે." ૧૯૩.

એ પ્રમાણે શ્લોક બોલીને આકાશમાર્ગે ચાલ્યો ગયો.

## (૨૨) સર્પ ઉપર સવારી કરનાર દેડકાં

### (પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩-૧૬)[૩૪]

કોઈ એક પ્રદેશમાં મંદવિષ નામે ઘરડો કાળો નાગ રહેતો હતો. તે પોતાના ચિત્તમાં આ પ્રમાણે વિચારવા લાગ્યો કે 'મારે સુખાળવી વૃત્તિથી શી રીતે રહેવું?' પછી ઘણાં દેડકાંવાળા ધરા પાસે જઈને જાણે દુઃખી હોય તેવી પોતાની જાતને તેણે બતાવી. પછી તે એવી રીતે રહેલો હતો તે સમયે જળના કિનારા ઉપર

૩૪. પશ્ચિમ ભારતીય પંચતંત્રની નિર્ણયસાગરની વાચના ૩-૧૫, કાળેની વાચના ૩-૧૨, તંત્રાખ્યાયિકા ૩-૧૦, દક્ષિણ ભારતીય પંચતંત્ર ૩-૧૦, હિતોપદેશ ૪-૧૧, કથાસરિત્સાગર ૧૨૧ H (પૃ. ૩૨૮), બૃહત્કથામંજરી ૧૬-૩૧, પુનર્ઘટિત પંચતંત્ર ૩-૧૦. ઉલૂકરાજનો નાશ કર્યા પછી, પોતે શત્રુઓની વચમાં આટલો સમય કેવી રીતે રહ્યો એ વર્ણવતાં સ્થિરજીવી (ચિરજીવી) પોતાના રાજા મેઘવર્ણને કહે છે કે 'બુદ્ધિમાન પુરુષે સમય આવ્યે શત્રુને ખભા ઉપર ઉપાડીને પણ ફરવું. કાળા નાગે ઘણા દેડકાઓને એ રીતે મારી નાખ્યા હતા.' અને પછી તે આ કથા સંભળાવે છે. હિતોપદેશમાં સન્દર્ભ જુદો છે—મેઘવર્ણ કાગડાએ કપટથી હિરણ્યગર્ભ હંસના દુર્ગમાં વસીને તથા એ દુર્ગને આગ લગાડીને ચિત્રવર્ણ મયૂરને વિજય અપાવ્યો હતો. ચિત્રવર્ણ તેને પૂછે છે કે 'તું આટલો સમય, શત્રુના મધ્યમાં રહ્યો કેવી રીતે?' એટલે તે પણ, સ્થિરજીવીની જેમ, આ કથા સંભળાવે છે.

રહેલા એક દેડકાએ તેને પૂછ્યું, "મામા! તમે પહેલાંની જેમ આહારને માટે કેમ વિચરતા નથી?" તે બોલ્યો, "ભદ્ર! મંદભાગ્ય એવા મને આહારની રુચિ ક્યાંથી થાય? કારણ એ છે કે – આજ રાત્રે સંધ્યાકાળે જ આહાર માટે વિચરતાં મેં એક દેડકો જોયો. તેને પકડવા માટે તરાપ મારવા હું સજ્જ થયો. તે પણ મને જોઈને સ્વાધ્યાયમાં લીન થયેલા બ્રાહ્મણોની વચમાં નાસી ગયો, અને તે ક્યાં ગયો એ હું જોઈ શક્યો નહિ. દેડકાના જેવા આકારથી મૂઢ થયેલા ચિત્તવાળા મેં કોઈ ધરાના કિનારે બેઠેલા બ્રાહ્મણપુત્રના પાણીની અંદર રહેલા અંગુઠા ઉપર દંશ કર્યો, એટલે તે તુરત જ મરણ પામ્યો. પછી દુઃખી થયેલા તેના પિતાએ મને શાપ આપ્યો કે 'દુરાત્મા! નિરપરાધી એવા મારા પુત્રને તેં દંશ કર્યો છે, માટે એ દોષથી તું દેડકાઓનું વાહન થઈશ, અને તેઓની કૃપાથી પ્રાપ્ત થયેલી આજીવિકા ઉપર તું જીવીશ.' માટે હું તમારું વાહન બનવા માટે આવ્યો છું."

પેલા દેડકાએ સર્વ દેડકાઓને આ વાતની ખબર આપી. પછી હર્ષ પામેલા મનવાળા તે સર્વેએ જઈને જલપાદ નામના દેડકાઓના રાજાએ ખબર આપી. એટલે મંત્રીઓ વડે વીંટાયેલો તે પણ 'આ તો અતિઅદ્ભુત છે!' એમ માનતો ધરામાંથી ઉતાવળે બહાર આવીને મંદવિષની ફેણ ઉપર આરૂઢ થયો. બીજા દેડકાઓ પણ વયના અનુક્રમે તેની પીઠ ઉપર બેઠા. વધારે શું કહેવું? તેની પીઠ ઉપર જેમને સ્થાન નહોતું મળ્યું એવા બીજાઓ તેની પાછળ જ દોડવા લાગ્યા. મંદવિષ પણ પોતાના પોષણને માટે અનેક પ્રકારના ગતિવિશેષો દર્શાવતો હતો. પછી તેના અંગસ્પર્શનું સુખ જેને પ્રાપ્ત થયું હતું એવા જલપાદે તેને કહ્યું.

"મંદવિષ વડે મારી સવારી જેવી શોભે છે તેવી હાથી, ઘોડા કે રથથી અથવા પુરુષ ઉપરની સવારીથી પણ શોભતી નથી."૨૧૪.

હવે, એક દિવસ મંદવિષ કપટથી મંદમંદ ચાલવા લાગ્યો. એ જોઈને જલપાદ બોલ્યો, "ભદ્ર મંદવિષ! આજે પહેલાંની જેમ

સારી રીતે કેમ ચાલતો નથી ?" મંદવિષે કહ્યું, "દેવ ! આહાર નહિ મળવાને લીધે મારામાં વહન કરવાની શક્તિ નથી." એટલે જલપાદ બોલ્યો, "ભદ્ર ! નાના દેડકાઓનું ભક્ષણ કર." એ સાંભળીને જેનાં સર્વ ગાત્રો હર્ષિત થયાં હતાં એવો મંદવિષ ઉતાવળે બોલ્યો, "મારા ઉપર બ્રાહ્મણનો આ જ શાપ છે, માટે તમારા આ આજ્ઞાવચનથી હું પ્રસન્ન થયો છું." પછી નિરંતર દેડકાંનું ભક્ષણ કરતો તે કેટલેક દિવસે બળવાન થઈ ગયો, અને હર્ષ પામીને પોતાના મનમાં હસીને આ પ્રમાણે બોલ્યો,

"વિવિધ પ્રકારના દેડકાઓ મેં કપટથી વશ કર્યા છે. કેટલા સમય સુધી ખાતાં એ ખૂટશે નહિ ?" ૨૧૫.

મંદવિષે જેના ચિત્તને કૃત્રિમ વચનોથી મોહિત કર્યું હતું એવો જલપાદ પણ કંઈ સમજતો નહોતો. એ સમયે બીજો એક મહાકાય કાળો નાગ તે પ્રદેશમાં આવ્યો. મંદવિષ ઉપર દેડકાઓને સવારી કરતા જોઈને તે વિસ્મય પામ્યો, અને બોલ્યો, "મિત્ર ! જેઓ આપણા ભક્ષ્ય છે તેઓ તારા ઉપર સવારી કરે છે, એ વિરુદ્ધ છે." મંદવિષ બોલ્યો,

"દેડકાઓ મારા ઉપર સવારી કરી શકે નહિ એ બધું હું જાણું છું. ઘૃતાંધ બ્રાહ્મણની જેમ હું કેટલોક સમય રાહ જોઉં છું." ૨૧૬.

તે બોલ્યો, "એ કેવી રીતે ?" મંદવિષ કહેવા લાગ્યો—

## (૨૩) પુંશ્ચલીના પતિએ વાળેલું વેર

### ( પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૩–૧૭ )[૩૫]

"કોઈ એક નગરમાં યજ્ઞદત્ત નામે બ્રાહ્મણ હતો. બીજા પુરુષમાં આસક્ત થયેલી તેની પુંશ્ચલી પત્ની ખાંડવાળાં ઘેબર કરીને, પોતાના

૩૫. પશ્ચિમ ભારતીય પંચતંત્રની નિર્ણયસાગરની વાચના ૩–૧૬, કાળેની વાચના ૩–૧૩. 'સર્પ ઉપર સવારી કરનાર દેડકાં'ની કથા તંત્રાખ્યાયિકામાં છે, પરન્તુ તેની આ આડકથા એમાં નથી.

પતિથી છુપાવીને દરરોજ વિટને આપતી હતી. હવે, એક વાર તેને પતિએ જોઈ, અને કહ્યું, "ભદ્રે ! આ શું રાંધે છે ? અને દરરોજ ક્યાં લઈ જાય છે ? સાચું કહે." સમયસૂચકતાવાળી તે સ્ત્રીએ કૃત્રિમ વચનો વડે પતિને કહ્યું, "અહીંથી થોડેક દૂર ભગવતી દેવીનું મન્દિર છે. ઉપવાસ રાખીને હું ત્યાં બલિ તથા અપૂર્વ ખાદ્ય-પદાર્થો લઈ જાઉં છું." પછી એના જોતાં જ તે ઘેબર લઈને દેવીના મન્દિર તરફ ચાલી. એનું કારણ એ કે 'દેવીને નિવેદન કરવાથી મારો પતિ એમ માનશે કે–મારી બ્રાહ્મણી ભગવતીને માટે જ નિત્ય ખાદ્યપદાર્થો લઈ જાય છે,' એમ તેણે ધાર્યું હતું.

પછી દેવીના મન્દિરમાં જઈને, સ્નાન કરવા માટે નદીમાં ઊતરીને તે સ્નાન કરવા લાગી, તે સમયે તેનો પતિ બીજે માર્ગે આવીને દેવીની પાછળ અદૃશ્ય ઊભો રહ્યો. પછી તે બ્રાહ્મણીએ સ્નાન કરી, દેવીના મન્દિરમાં આવી સ્નાન, લેપન, ધૂપ, બલિ આદિ કરીને, દેવીને પ્રણામ કરીને વિનંતી કરી, "ભગવતિ ! મારો પતિ શી રીતે આંધળો થાય ?" તે સાંભળીને દેવીની પાછળ રહેલો બ્રાહ્મણ સ્વર બદલીને બોલ્યો, "જો તું તેને દરરોજ ઘી, ઘેબર આદિ ખાવા આપીશ તો જલદી આંધળો થઈ જશે." કૃત્રિમ વચનોથી છેતરાયેલા મનવાળી તે વ્યભિચારિણી પણ તે બ્રાહ્મણને એ જ વસ્તુઓ નિત્ય આપવા લાગી. પછી એક દિવસે બ્રાહ્મણે કહ્યું, "ભદ્રે ! મને બરાબર દેખાતું નથી." તે સાંભળીને તેણે વિચાર્યું, "આ દેવીની કૃપા છે." પછી 'આંધળો થયેલો આ બ્રાહ્મણ શું કરશે ?' એમ માનીને તેનો હૃદયવલ્લભ વિટ દરરોજ નિઃશંકપણે તેની પાસે આવવા લાગ્યો. પછી એક દિવસ ઘરમાં પ્રવેશ કરતા તેને પાસે આવેલો જોઈને, વાળ પકડીને બ્રાહ્મણે દંડા અને લાતોના પ્રહારોથી એવો માર્યો કે તે મરણ પામ્યો. પેલી દુષ્ટ પત્નીને પણ તેણે નાક કાપીને કાઢી મૂકી.

તેથી હું કહું કે—દેડકાઓ મારા ઉપર સવારી કરી શકે નહિ એ હું જાણું છું. ઘૃતાંધ બ્રાહ્મણની જેમ હું કેટલોક સમય રાહ જોઉં છું."

પછી મંદવિષ પોતાના મનમાં હસીને 'સ્વાદને માટે વિવિધ પ્રકારના દેડકાઓ છે' એ પ્રમાણે તે જ વાક્ય ફરી વાર બોલ્યો. પછી તે સાંભળીને ખૂબ ઉદ્વિગ્ન હૃદયવાળા જલપાદે 'આ શું બોલ્યો!' એમ વિચારીને તેને પૂછ્યું, "ભદ્ર! આ વિરુદ્ધ વચન શું બોલ્યો!" પરન્તુ વસ્તુસ્થિતિ છુપાવવા માટે તે બોલ્યો "કે કંઈ નહિ." એ જ પ્રમાણે તેનાં કૃત્રિમ વચનોથી મોહિત થયેલા ચિત્તવાળો જલપાદ તેની દુષ્ટ યોજના સમજતો નહોતો. વધારે શું કહેવું? સર્વે દેડકાઓને મંદવિષ એવી રીતે ખાઈ ગયો કે તેમનું બીજ માત્ર પણ બાકી ન રહ્યું.

## (૨૪) સ્ત્રીને વશ થયેલા નંદ અને વરરુચિ

(પૂર્ણભદ્રનું પંચાખ્યાન ૪-૬)[૩૬]

પ્રખ્યાત બળ અને પરાક્રમવાળો, અનેક રાજાઓના સમૂહના મુકુટનાં કિરણો વડે જેનું પાદપીઠ ગાઢ રંગાયેલું હતું એવો, શરદઋતુના ચંદ્ર જેવા નિર્મળ યશવાળો, અને સમુદ્રપર્યંત પૃથ્વીનો સ્વામી નંદ નામે રાજા હતો. જેણે સર્વ શાસ્ત્રોના સમસ્ત તત્ત્વને જાણ્યું હતું એવો તેનો વરરુચિ નામે મંત્રી હતો તેની પત્ની પ્રણયકલહમાં કોપાયમાન થઈ. તેને અત્યંત વહાલી એવી તે સ્ત્રી અનેક પ્રકારે મનાવવા છતાં પ્રસન્ન થતી નહોતી. આથી પતિએ કહ્યું, "ભદ્રે! તું કયે પ્રકારે પ્રસન્ન થઈશ? એ કહે. એ પ્રમાણે હું જરૂર કરીશ." પછી તેણે માંડ માંડ કહ્યું, "જો માથું મુંડાવીને તમે મારે

૩૬. પશ્ચિમ ભારતીય પંચતંત્રની નિર્ણયસાગરની વાચના ૪-૬, કાળેની વાચના ૪-૧૪. સ્ત્રીને પ્રસન્ન કરવા માટે વાંદરાનું હૃદય લેવા આવેલા મગરની સ્ત્રીવશ્યતા દર્શાવવા વાંદરો તેને આ કથા કહે છે.

પગે પડો તો હું પ્રસન્ન થાઉં." એ પ્રમાણે કરવામાં આવ્યું એટલે તે પ્રસન્ન થઈ.

હવે, નંદની ભાર્યા એ જ પ્રમાણે કોપાયમાન થઈ. મનાવવા છતાં તે પ્રસન્ન થતી નહોતી. નંદે કહ્યું, "ભદ્રે! તારા વિના હું એક મુહૂર્ત પણ જીવી શકું તેમ નથી. પગે પડીને હું તને મનાવું છું." તે બોલી, "તમારા મુખમાં ચોકડું નાખીને, તમારી પીઠ ઉપર બેસી હું તમને દોડાવું, અને દોડતાં દોડતાં તમે ઘોડાની જેમ હણહણાટ કરો તો હું પ્રસન્ન થાઉં." તેણે એ પ્રમાણે કર્યું.

પછી પ્રભાતે રાજા સભામાં બેઠો હતો ત્યારે વરરુચિ આવ્યો. તેને જોઈને રાજાએ પૂછ્યું, "હે વરરુચિ! પર્વદિવસ નહિ હોવા છતાં માથું કેમ મુંડાવ્યું છે?" તે બોલ્યો.

'સ્ત્રીએ માગણી કર્યા પછી મનુષ્ય શું નહિ આપે, અને શું નહિ કરે? જેઓ અશ્વ નથી હોતા તેઓ પણ એ પ્રસંગે અશ્વની જેમ હણહણાટ કરે છે, અને પર્વદિવસ નહિ હોવા છતા માથું મુંડાવે છે." ૪૧.

## (૨૫) ગોપી અને તેના પ્રેમીઓ

### ( દક્ષિણ ભારતીય પંચતંત્ર ૧-૧૨ )[૩૭]

કોઈ એક નગરમાં[૩૮] એક ગોવાળની પત્ની હતી. તે દંડપાલક

---

૩૭. હિતોપદેશ ૨-૬. દક્ષિણ ભારતીય પંચતંત્રમાં 'ટીટોડો અને મહાસાગર'ની કથાના પેટામાં આવતી 'અનાગતવિધાતા, પ્રત્યુત્પન્નમતિ અને યદ્ભવિષ્ય' એ ત્રણ માછલાની કથાની આડવાર્તા તરીકે આ આવે છે. માછીમારોના ભયથી અનાગતવિધાતા બીજા સરોવરમાં જવાની વાત કરે છે ત્યારે પ્રત્યુત્પન્નમતિ કહે છે કે 'એની ચિન્તા અત્યારથી શા માટે કરવી? એ સમયે વિચાર કરીશું. કાર્ય ઉત્પન્ન થતાં જેની બુદ્ધિ નાશ પામતી નથી તે, ગોવાળની પત્ની બે જારને પણ દૂર કરી શકી તેમ, કાર્યો પાર પાડે છે." અને પછી તે આ કથા કહે છે. હિતોપદેશમાં કથાસન્દર્ભ જુદો છે-દમનક કરટકને કહે છે કે, "સંજીવક અને પિંગલકની મિત્રતા મેં કરાવી. હવે એ મિત્રતા આપણા હિતમાં ન હોઈ તેનો ભેદ પણ મારે કરાવવો જોઈએ." અને પછી 'કાર્યો ઉત્પન્ન થતાં જેની બુદ્ધિ ક્ષીણ થતી નથી તે એ કાર્યો પાર પાડે છે' એ સૂત્ર ઉચ્ચારીને દમનક આ કથા કહે છે.

૩૮. હિતોપદેશમાં નગરનું નામ દ્વારવતી-દ્વારકા આપ્યું છે.

અને તેના પુત્ર સાથે રમણુ કરતી હતી. તે એક વાર દંડપાલના પુત્ર સાથે ક્રીડા કરતી હતી ત્યારે દંડપાલ પણ આવ્યો. તેને જોઇને તેના પુત્રને કોઠીમાં નાખીને તે તેની સાથે પણ એ જ પ્રમાણે ક્રીડા કરવા લાગી. પછી તેનો પોતાનો પતિ પણ આવ્યો. તે જોઇને સમયસૂચકતાવાળી ગોપીએ દંડપાલકને કહ્યું, "મારો પતિ આવ્યો છે." દંડપાલક બોલ્યો, "શું કરું ? કયાં જાઉં ?" તે બોલી, "તમે કોપનો દેખાવ કરતા જલદી ચાલ્યા જાઓ." તેણે એ પ્રમાણે કર્યું, એટલે પછી ગોવાળે આવીને પોતાની પત્નીને જોઈ, અને પૂછ્યું, "હે ભાર્યા ! દંડપાલક અહીં શા માટે આવ્યો હતો ?" તે બોલી, "કોઇ કારણથી એ પોતાના પુત્ર ઉપર કોપાયમાન થયો હતો. જેને માર મારવામાં આવતો હતો એવો તેનો પુત્ર નાસીને તમારા ઘરમાં પેઠો હતો. તમારા પરાક્રમના ગૌરવથી મેં પણ તેને કોઠીમાં દાખલ કરી છુપાવી દીધો. તેના પિતાએ તપાસ કરવા છતાં તેને જોયો નહિ. પછી તમે ઘેર પાછા આવ્યા. તે દંડપાલને જોઈને મેં ઘર બંધ કરી દીધું. પોતાના પુત્રને છુપાવેલો જાણીને તે પણ તમારા ભયથી ઘરમાં પ્રવેશતાં ડર્યો. કોપાયમાન થયેલો તે 'રાજાને ખબર આપીશ' એમ કહીને ગયો. તેનો પુત્ર આ રહ્યો." એમ કહીને કોઠીમાં રહેલા છોકરા◦ ને તેણે બતાવ્યો. ગોવાળે તે જોઈને પોતાની પત્નીનું સન્માન કર્યું.

## (૨૬) કંકણના લોભથી મરણ પામેલો પથિક
### ( હિતોપદેશ ૧-૧ )[૩૯]

મેં એક વાર દક્ષિણાપથમાં ફરતાં આ જોયું હતું. એક વૃદ્ધ વાઘ સ્નાન કરીને, હાથમાં દર્ભ લઈ, સરોવર તીરે ઊભો રહી બોલતો

---

૩૯. કપોતરાજ ચિત્રગ્રીવ જંગલમાં દાણા વેરાયેલા જોઈને પોતાના કપોતોને કહે છે કે 'કંકણના લોભથી પથિક કાદવમાં પડીને વાઘને હાથે મરણ પામ્યો હતો એવું આ દાણાના લોભથી આપણું થવું ન જોઈએ.' અને પછી તે આ કથા સંભળાવે છે.

હતો કે "હે પથિકો! આ સુવર્ણકંકણ ગ્રહણ કરો." પછી લોભથી આકર્ષાયેલા કોઈ પથિકે વિચાર્યું, "આવું ભાગ્યથી જ સંભવે છે. પરન્તુ જેમાં પોતાના જીવનનો સંદેહ છે એવા આ વિષયમાં પ્રવૃત્તિ ન કરવી જોઈએ. કેમકે

અનિષ્ટ સ્થાનેથી ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય તો પણ તેનું પરિણામ શુભ આવતું નથી. જેમાં વિષનું મિશ્રણ થયેલું છે એવું અમૃત પણ મૃત્યુ કરાવનાર થઈ પડે છે. ૬.

પરન્તુ સર્વત્ર ધનોપાર્જનની પ્રવૃત્તિ સંદેહવાળી જ હોય છે.

સંશયમાં—જોખમમાં પડ્યા સિવાય મનુષ્ય ઉત્તમ વસ્તુઓ પામતો નથી; સંશયમાં—જોખમમાં પડ્યા પછી તે જો જીવે છે તો ઉત્તમ વસ્તુઓ પામે છે. ૭.

માટે તપાસ તો કરું." પછી તે પ્રકટપણે બોલ્યો, "તારું કંકણ ક્યાં છે?" વાઘે પણ હાથ લાંબો કરીને તે બતાવ્યું. પથિક બોલ્યો, "મૃત્યુસ્વરૂપ એવા તારો વિશ્વાસ શી રીતે થાય?" વાઘે કહ્યું "હે પથિક! સાંભળ. પૂર્વે યુવાવસ્થામાં હું ઘણો દુરાચારી હતો. અનેક ગાયો અને મનુષ્યોનો વધ કરવાને કારણે મારા પુત્રો અને પત્ની મરણ પામ્યાં. હું વંશ વિનાનો છું. પછી કોઈ ધાર્મિકે મને કહ્યું કે 'તું દાનધર્માદિનું આચરણ કર.' તેના ઉપદેશથી હવે સ્નાન કરતો તથા દાન આપતો, જેના દાંત અને નખ પડી ગયા છે એવો હું વૃદ્ધ વિશ્વાસને પાત્ર કેમ ન ગણાઉં? કારણ કે

યજન, અધ્યયન, દાન, તપ, સત્ય, ધૈર્ય, ક્ષમા અને અલોભ એ પ્રમાણે ધર્મનો અષ્ટવિધ માર્ગ કહેલો છે. ૮. એમાં પહેલાં ચારનું સેવન દંભને માટે પણ કરવામાં આવે છે, પણ બીજાં ચારનું સેવન મહાત્મા પુરુષમાં જ રહેલું હોય છે. ૯.

મારામાં લોભનો એટલો બધો અભાવ છે કે પોતાના હાથમાં રહેલું કંકણ પણ હું ગમે તેને આપવા ઇચ્છું છું. તોપણ 'વાઘ માણસને ખાય છે' એવા લોકાપવાદનું નિવારણ કરવું મુશ્કેલ છે, કેમકે

લોકો ગતાનુગતિક છે. ધર્મના વિષયમાં તેઓ ગોઘાતક બ્રાહ્મણને પણ જેટલો પ્રમાણભૂત ગણે છે તેટલી પ્રમાણભૂત ઉપદેશ આપતી કુટ્ટનીને ગણતા નથી. ૧૦.

મેં પણ ધર્મશાસ્ત્રોનું અધ્યયન કરેલું છે. સાંભળ—

મરુભૂમિમાં જેમ વૃષ્ટિ, ભૂખ્યાને જેમ ભોજન, તેમ હે પાંડુનંદન ! દરિદ્રને અપાતું દાન સફળ થાય છે. ૧૧. પ્રાણ જેમ પોતાને ઇષ્ટ છે તેમ બીજાં પ્રાણીઓને પણ ઇષ્ટજ છે. માટે સાધુઓ પોતાને વિષે કરે તેમ પ્રાણીઓ પ્રત્યે દયા કરે છે. ૧૨.

વિશેષમાં

અસ્વીકારમાં અને દાનમાં, સુખદુઃખમાં, અને પ્રિય તથા અપ્રિય વસ્તુમાં પુરુષ આત્મૌપમ્યથી પ્રમાણ આચારનું ધોરણ પ્રાપ્ત કરે છે. ૧૩.

વળી

પરસ્ત્રી પ્રત્યે માતાની જેમ, પરદ્રવ્ય પ્રત્યે માટીના ઢેફાની જેમ, અને સર્વ પ્રાણીઓ પ્રત્યે પોતાની જાતની જેમ જે જુએ છે તે પંડિત છે. ૧૪

તું ઘણો જ ગરીબ છે, માટે આ કંકણ તને આપવા માટે હું પ્રયત્નશીલ છું. તેમ જ કહ્યું છે કે

હે કૌન્તેય ! દરિદ્રોનું પોષણ કર; સમૃદ્ધોને ધન આપવાથી શું ? વ્યાધિગ્રસ્તને માટે ઔષધ એ પથ્ય છે; નીરોગીને ઔષધનું શું કામ છે ? ૧૫.

વળી

ઉપકાર નહિ કરનાર સુપાત્ર મનુષ્યને યોગ્ય દેશકાળમાં દાનને ખાતર જ જે દાન આપવામાં આવે છે તેને સાત્ત્વિક દાન કહેલું છે. ૧૬.

માટે આ સરોવરમાં સ્નાન કરીને તું સુવર્ણકંકણ ગ્રહણ કર." પછી તેનાં વચનથી વિશ્વાસ પામીને એ પથિક લોભથી સ્નાન કરવા માટે સરોવરમાં પ્રવેશ્યો, એટલે ઊંડા કાદવમાં ડૂબીને નાસવાને અશક્ત થઈ ગયો. તેને કાદવમાં પડેલો જોઈને વાઘ બોલ્યો, "અરેરે! તું ઊંડા કાદવમાં પડી ગયો છે. માટે હું તને બહાર કાઢું." એમ કહીને ધીરે ધીરે જઈને તે વાઘે પથિકને પકડ્યો, એટલે તે વિચાર કરવા લાગ્યો,

"દુરાત્મા ધર્મશાસ્ત્ર ભણતો હોય અથવા વેદાધ્યયન કરતો હોય એ તેનામાં વિશ્વાસ મૂકવાનું કારણ નથી. આ વિષયમાં સ્વભાવ જ મહત્ત્વનો છે–જેમ ગાયનું દૂધ પ્રકૃતિથી જ મધુર હોય છે તેમ. ૧૭.

આથી જે

અવશ ચિત્તવાળાઓની ધર્મક્રિયા હાથીના સ્નાન જેવી છે. ક્રિયા વિનાનું જ્ઞાન એ દુર્ભગા સ્ત્રીનાં આભરણોની જેમ ભારરૂપ છે. ૧૮.

માટે મૃત્યુસ્વરૂપ એવા આ વાઘનો મેં વિશ્વાસ કર્યો એ ઠીક ન કર્યું. તેમજ કહ્યું છે કે

નદીઓનો, શસ્ત્રધારીઓનો, નખવાળાં અને શિંગડાંવાળાં પ્રાણીઓનો અને રાજકુલોનો વિશ્વાસ ન કરવો. ૧૯.

વિશેષમાં

સર્વના સ્વભાવની જ પરીક્ષા કરવામાં આવે છે, બીજા ગુણો-ની નહિ. બીજા સર્વ ગુણોને વટાવીને સ્વભાવ તેમાં અગ્રસ્થાને રહેલો છે. ૨૦.

વળી

ગગનમાં વિહાર કરનાર, અંધકારનો ધ્વંસ કરનાર, હજાર કિરણવાળા અને ગ્રહોના મધ્યમાં રહેલા ચંદ્રનો પણ વિધિયોગે રાહુ ગ્રાસ કરે છે. લલાટમાં લખાયું હોય તે ભૂંસી નાખવાને કોણ સમર્થ છે?" ૨૧.

તે આ પ્રમાણે વિચાર કરતો હતો ત્યાં તો વાઘ તેનો વધ કરીને ખાઈ ગયો.

## (૨૭) મૃગને બંધનમાં ફસાવનાર શિયાળ
### ( હિતોપદેશ ૧-૨ )[૪૦]

મગધદેશમાં ચંપકવતી નામે અરણ્યસ્થલી છે. તેમાં લાંબા સમયથી મૃગ અને કાગડો ઘણા સ્નેહપૂર્વક રહેતા હતા. સ્વેચ્છાએ ફરતા અને હૃષ્ટપુષ્ટ અંગવાળા એ મૃગને કોઈ શિયાળે જોયો. તેને જોઈને શિયાળે વિચાર્યું. "અરે! આ સરસ માંસ હું કેવી રીતે ખાઉં? ભલે. પહેલાં તો વિશ્વાસ ઉત્પન્ન કરું." એમ વિચારી મૃગ પાસે જઈને તેણે કહ્યું, "મિત્ર! તને કુશળ છે?" મૃગે કહ્યું, "તું કોણ છે?" તે બોલ્યો, "હું ક્ષુદ્રબુદ્ધિ નામે શિયાળ છું. આ અરણ્યમાં સ્વજન વિનાનો હું મરેલાની જેમ રહું છું હવે તને મિત્ર તરીકે પ્રાપ્ત કરીને ફરી પાછો સ્વજન સહિત હું જીવલોકમાં પ્રવેશ્યો છું. હવે હું સર્વથા તારો અનુચર થઈને રહીશ." મૃગે કહ્યું, "ભલે."

પછી ભગવાન મરીચિમાલી સૂર્ય અસ્ત પામ્યા, એટલે તે બન્ને જણા મૃગના નિવાસસ્થાને ગયા ત્યાં ચંપકવૃક્ષની શાખા ઉપર મૃગનો ચિરમિત્ર સુબુદ્ધિ નામે કાગડો રહેતો હતો. તે બન્નેને જોઈને કાગડાએ કહ્યું, "સખે ચિત્રાંગ! આ બીજો કોણ છે!" મૃગ બોલ્યો, "આ શિયાળ છે. આપણી મિત્રતા ઇચ્છતો આવ્યો છે." કાગડાએ કહ્યું, "મિત્ર! અકસ્માત્ આવી ચઢેલાની સાથે મૈત્રી કરવી યોગ્ય નથી. તેમજ કહ્યું છે કે

જેનું કુલ અને શીલ જાણ્યું ન હોય એવા કોઈને વાસ આપવો નહિ. બિલાડાના દોષથી જ જરદ્ગવ ગીધ મરાયો હતો." ૫૬.

તે બન્ને બોલ્યા, "એ કેવી રીતે?" કાગડો કહેવા લાગ્યો,

---

૪૦. પોતાની સાથે મૈત્રી કરવા ઇચ્છતા લઘુપતનક કાગડાને 'ભક્ષ્ય અને ભક્ષકની પ્રીતિ એ વિપત્તિનું કારણ થઈ પડે છે' એ કથનના ઉદાહરણ તરીકે હિરણ્યક ઊંદર આ કથા કહે છે.

## (૨૮) ગીધનું મૃત્યુ કરાવનાર બિલાડો
### ( હિતોપદેશ ૧-૩ )

" ભાગીરથીના કિનારે ગૃધ્રકૂટ નામે પર્વત ઉપર મોટું પર્કટીવૃક્ષ હતું. દૈવના દુર્વિપાકથી જેનાં નખ અને નયન ગળી ગયાં હતાં એવો જરદ્‌ગવ નામે ગીધ તેની બખોલમાં રહેતો હતો. એ વૃક્ષ ઉપર વસતાં પક્ષીઓ દયાથી તેને જિવાડવા માટે પોતાના આહારમાંથી કંઇક વધારીને તેને આપતાં હતાં, તેથી એ જીવતો હતો, અને બચ્ચાંનું રક્ષણ કરતો હતો.

હવે, એક વાર દીર્ઘકર્ણ નામે બિલાડો પક્ષીઓનાં બચ્ચાંનું ભક્ષણ કરવા માટે ત્યાં આવ્યો. પછી તેને આવતો જોઇને ભયભીત થયેલાં પક્ષીઓનાં બચ્ચાંએ કોલાહલ કર્યો. તે સાંભળીને જરદ્‌ગવ બોલ્યો, " આ કોણ આવે છે ? " દીર્ઘકર્ણ જરદ્‌ગવને જોઇને સભય બોલ્યો, " હા ! હું મરણ પામ્યો. કેમકે

જ્યાંસુધી ભય આવ્યો ન હોય ત્યાંસુધી જ ભયથી ડરવું નહિ. ભય આવેલો જોઇને પુરુષે યથોચિત કાર્ય કરવું. ૫૭.

હવે એની પાસેથી પલાયન કરવાને પણ હું અશક્ત છું; માટે જે થવાનું હોય તે થાય. માટે વિશ્વાસ પેદા કરીને તેની સમીપ જાઉં."

એ પ્રમાણે વિચારી પાસે જઇને તેણે કહ્યું, " આર્ય ! તમને અભિનંદન કરું છું." ગીધ બોલ્યો, " તું કોણ છે ?" તેણે કહ્યું, " હું બિલાડો છું." ગીધ બોલ્યો, " તું દૂર જા, નહિ તો હું તને મારી નાખીશ." બિલાડાએ કહ્યું, " અમારું વચન તો સાંભળો. પછી હું જો વધ કરવા લાયક હોઉં તો મારો વધ કરજો. કેમકે

જાતિમાત્રથી જ શું કોઇ કદી હણાય છે અથવા પૂજાય છે ? વ્યવહાર જણાયા પછી મનુષ્ય વધ્ય અથવા પૂજ્ય થાય છે. "૫૮.

ગીધ બોલ્યો, " કહે, શા માટે આવ્યો છે ?" તેણે કહ્યું, "હું અહીં ગંગાતીરે નિત્ય સ્નાન કરી, બ્રહ્મચર્ય પાળી, ચાંદ્રાયણ વ્રત

કરતો વસું છું. 'જરદ્‌ગવ ધર્મજ્ઞાનવાળા હોઈ વિશ્વાસ યોગ્ય છે' એ પ્રમાણે સર્વે પક્ષીઓ મારી આગળ તમારી સ્તુતિ કરતાં હતાં. આથી વિદ્યા અને વયમાં વૃદ્ધ એવા તમારી પાસેથી ધર્મ સાંભળવા માટે હું અહીં આવ્યો છું. પણ તમે તો એવા ધર્મજ્ઞ છો કે હું જે અતિથિ છું તેને મારવા ઉદ્યત થયા છો. ગૃહસ્થનો ધર્મ આવો છે કે–

શત્રુ પણ ઘેર આવ્યો હોય તો તેનું ઉચિત આતિથ્ય કરવું. પોતાને કાપનાર ઉપરની છાયા પણ વૃક્ષ પાછી ખેંચી લેતું નથી. ૫૯.

જો કદી ધન ન હોય તો પ્રીતિવચન વડે પણ અતિથિની પૂજા કરવી જોઈએ. કેમકે

(બેસવા માટે) તૃણ, ભૂમિ, પાણી, અને ચોથી મધુર વાણી –એટલાંનો સત્પુરુષોને ઘેર કદી ઉચ્છેદ થતો નથી. ૬૦.

વિશેષમાં

નિર્ગુણ પ્રાણીઓ ઉપર પણ સાધુઓ દયા કરે છે. ચંદ્ર ચાંડાલના ઘર ઉપરથી જ્યોત્સ્નાને પાછી ખેંચી લેતો નથી. ૬૧.

વળી

અગ્નિ એ બ્રાહ્મણોનો ગુરુ છે, બ્રાહ્મણ વર્ણોનો ગુરુ છે, એક માત્ર પતિ સ્ત્રીઓનો ગુરુ છે, અને સર્વત્ર અભ્યાગત ગુરુ છે. ૬૨. જેને ઘેરથી અતિથિ ભગ્નાશ થઈ પાછો વળે છે તે તેને દુષ્કૃત્ય આપીને તથા પુણ્ય લઈને જાય છે. ૬૩.

વળી

ઉત્તમ વર્ણવાળાને ઘેર આવેલો નીચ પણ યથાયોગ્ય પૂજનીય બને છે. અતિથિ સર્વદેવમય છે." ૬૪.

ગીધ બોલ્યો, "બિલાડો માંસ ઉપર પ્રીતિવાળો હોય છે. અહીં પક્ષીઓનાં બચ્ચાં રહે છે, તેથી હું આમ કહું છું." તે સાંભળીને બિલાડો ભૂમિ સ્પર્શીને કાનને સ્પર્શ કરવા લાગ્યો, અને બોલ્યો કે "મેં ધર્મશાસ્ત્ર સાંભળીને, વૈરાગ્ય પામીને આ દુષ્કર ચાંદ્રાયણ વ્રત

અંગીકાર કર્યું છે. પરસ્પરથી જુદાં પડતાં ધર્મશાસ્ત્રો પણ 'અહિંસા પરમો ધર્મ:' એ બાબતમાં એકમત છે. કેમકે

જે પુરુષો સર્વ હિંસાથી નિવૃત્ત થયેલા, સર્વ સહન કરનારા અને સર્વના આશ્રયભૂત હોય છે તે પુરુષો સ્વર્ગમાં જાય છે. ૬૫. મરણ પછી પણ એક માત્ર ધર્મરૂપી મિત્ર જ સાથે જાય છે; બીજું સર્વ તો શરીરની સાથે જ નાશ પામે છે. ૬૬.

વળી

જ્યારે એક પ્રાણી બીજા પ્રાણીનું માંસ ખાય છે ત્યારે તે બે વચ્ચેનું અંતર તો જુઓ–એકને ક્ષણિક આનંદ થાય છે, અને બીજાના પ્રાણ જાય છે. ૬૭.

વળી

મરવાનું છે એ વિચારથી પુરુષને જે દુઃખ થાય છે તે બીજા કોઈને અનુમાનથી વર્ણવી શકાતું નથી. ૬૮.

વળી સાંભળો–

આ બળ્યું પેટ કે જે વનમાં સ્વચ્છંદે ઊગેલાં શાક વડે પણ ભરાય છે તેને માટે કોણ પાપ કરે?'' ૬૯.

એ પ્રમાણે ગીધને વિશ્વાસ પમાડીને એ બિલાડો ઝાડની બખોલમાં રહ્યો.

પછી દિવસો વીતતાં પક્ષીઓનાં બચ્ચાં ઉપર આક્રમણ કરીને તેમને દરરોજ બખોલમાં લાવીને તે ખાવા લાગ્યો. જેમનાં બચ્ચાંનું ભક્ષણ થયું હતું તે શોકાર્ત અને વિલાપ કરતાં પક્ષીઓએ સર્વત્ર શોધ કરવા માંડી. તે જાણીને બિલાડો બખોલની બહાર નીકળીને નાસી ગયો. પછી આમતેમ તપાસ કરતાં પક્ષીઓને ઝાડની બખોલમાં બચ્ચાંનાં હાડકાં જડ્યાં. પછી 'આ જરદ્ગવ જ આપણાં બચ્ચાં ખાઈ ગયો છે' એમ નિશ્ચય કરીને સર્વ પક્ષીઓએ ગીધને મારી નાખ્યો.

તેથી હું કહું છું કે-જેનું કુલ અને શીલ જાણ્યું ન હોય એવા કોઇને વાસ આપવો નહિ. બિલાડાના દોષથી જ જરદ્ગવ ગીધ મરાયો હતો."

એ સાંભળીને શિયાળ ક્રોધ કરીને બોલ્યો, "મૃગને પહેલવહેલો મળ્યો તે દિવસે તારું પણ કુલ અને શીલ જાણવામાં આવ્યું નહોતું. તો તારી સાથે એની સ્નેહાનુવૃત્તિ ઉત્તરોત્તર શી રીતે વધે છે?

જ્યાં વિદ્વજ્જન ન હોય ત્યાં અલ્પબુદ્ધિની પણ પ્રશંસા થાય છે. વૃક્ષ વિનાના દેશમાં એરંડો પણ વૃક્ષ થઇ પડે છે. ૭૦.

વળી

'આ મારો અથવા આ પરાયો' એવી ગણના તો હલકા ચિત્તવાળાઓ કરે છે. ઉદારચરિતોને માટે તો વસુધા જ કુટુંબરૂપ છે. ૭૧.

જેવી રીતે આ મૃગ મારો સ્વજન છે એવી રીતે તું પણ છે." મૃગ બોલ્યો, "આ વાદવિવાદથી શું? સર્વે એક સાથે ગોષ્ઠી કરતા સુખપૂર્વક રહો. કેમકે

કોઇ કોઇનો મિત્ર નથી અને કોઇ કોઇનો શત્રુ નથી. વ્યવહારથી જ મિત્રો અને શત્રુઓ થાય છે." ૭૨.

કાગડાએ કહ્યું, "ભલે." પછી સવારે સર્વે મનફાવતા પ્રદેશમાં ગયા.

એક વાર શિયાળે મૃગને છાની રીતે કહ્યું, "મિત્ર! આ વનમાં એક સ્થળે અનાજથી ભરેલું ખેતર છે. ત્યાં લઇ જઇને હું તને તે બતાવું." એમ કર્યા પછી (બતાવ્યા પછી) એ મૃગ દરરોજ ત્યાં જઇને અનાજ ખાતો હતો. પછી ખેતરના માલિકે તે જોઇને પાશ રચ્યો. પછી ફરી વાર આવેલો મૃગ પાશથી બંધાયો, એટલે વિચાર કરવા લાગ્યો, "કાળપાશ જેવા આ વ્યાધપાશમાંથી મને બચાવવા માટે મિત્ર સિવાય બીજો કોણ સમર્થ છે?" એ સમયે

શિયાળ ત્યાં આવીને ઊભો રહ્યો અને વિચાર કરવા લાગ્યો, "સારે આપણી કપટયોજનાથી મનોરથની સિદ્ધિ થઇ છે. જ્યારે આ મૃગને કાપવામાં આવશે ત્યારે એના માંસ અને લોહીથી લેપાયેલાં હાડકાં મને અવશ્ય મળશે. તેથી મને ઘણું ભોજન મળશે." મૃગ તેને જોઇને ઉલ્લાસ પામીને બોલ્યો, "મિત્ર! ત્યારે મારાં બંધન કાપી નાખ. કેમકે

આપત્તિમાં મિત્રને, યુદ્ધમાં શૂરવીરને, દેવામાં પ્રમાણિક માણસને, ધન ક્ષીણ થયું હોય ત્યારે પત્નીને, અને સંકટોમાં સ્વજનોને જાણવાં. ૭૩.

વિશેષમાં

ઉત્સવમાં, સંકટમાં, દુષ્કાળમાં, રાષ્ટ્રવિપ્લવમાં, રાજદ્વારમાં અને સ્મશાનમાં જે સાથે ઊભો રહે તે બાંધવ છે." ૭૪.

શિયાળે વારંવાર પાશ અવલોકીને વિચાર્યું, "આ બંધ તો દૃઢ છે," અને તે બોલ્યો, "હે મિત્ર! આ પાશ સ્નાયુના બનાવેલા છે. માટે આજે રવિવારે હું મારા દાંતથી શી રીતે તેનો સ્પર્શ કરું? મિત્ર! માઠું ન લાગે તો, પ્રભાતે તું કહે છે તેમ કરીશ." એમ કહીને તેની સમીપે પોતાની જાત છુપાવીને તે ઊભો રહ્યો.

પછી પેલો કાગડો સંધ્યાકાળે મૃગને નહિ આવેલો જોઇને આમતેમ તપાસ કરતો તેને એવી સ્થિતિમાં જોઇને બોલ્યો, "મિત્ર! આ શું?" મૃગે કહ્યું, "મિત્રના વચનની અવગણના કરી તેનું આ ફળ છે. તેમ જ કહ્યું છે કે

હિતેચ્છુ મિત્રોનું કહેવું જે સાંભળતો નથી તેની નિકટમાં વિપત્તિઓ વસે છે. એવો મનુષ્ય પોતાના શત્રુઓને આનંદ પમાડે છે." ૭૫.

કાગડો બોલ્યો, "એ ઠગ ક્યાં છે?" મૃગે કહ્યું, "મારું માંસ ઇચ્છતો તે અહીં જ ઊભો છે." કાગડો બોલ્યો, "મેં પૂર્વે કહ્યું જ હતું.

'મારો અપરાધ નથી'—એમ માનીને (દુષ્ટોમાં) વિશ્વાસ મૂકવો નહિ. ગુણવાન પુરુષોને પણ દુષ્ટો તરફથી ભય થાય છે. ૭૬. જેમનું આયુષ્ય પૂરું થયું હોય છે તેઓ બુઝાતા દીવાની ગંધ સૂંઘી શકતા નથી, મિત્રનું વચન સાંભળતા નથી અને અરુંધતીના તારાને જોઈ શકતા નથી. ૭૭. પ્રત્યક્ષમાં મીઠું બોલનાર અને પરોક્ષમાં કાર્યનો નાશ કરનાર એવા મિત્રનો, વિષથી ભરેલા પણ જેના મુખ પર દૂધ છે એવા ઘડાની જેમ, ત્યાગ કરવો." ૭૮.

પછી દીર્ઘ નિઃશ્વાસ નાખીને કાગડો બોલ્યો, "હે ઠગ! તેં પાપીએ આ શું કર્યું? કેમકે

જેમની સાથે મધુર વચનથી વાર્તાલાપ કરવામાં આવેલો છે તથા મિથ્યા ઉપચારથી જેમને વશ કરેલા છે એવા, તથા આશા અને શ્રદ્ધાવાળા ગરજાઉ માણસોને છેતરવામાં આ જગતમાં શી વિશેષતા છે? ૭૯. ઉપકારી, વિશ્વાસુ અને શુદ્ધ બુદ્ધિવાળા પ્રત્યે જે પાપાચરણ કરે છે એવા અસત્ય પ્રતિજ્ઞાવાળા મનુષ્યને, હે ભગવતિ વસુધા! તું શી રીતે વહન કરે છે? ૮૦. દુર્જનની સાથે મિત્રતા અથવા પ્રીતિ પણ કરવી નહિ. ઊનો અંગારો બાળે છે, અને ઠંડો હોય છે ત્યારે હાથ કાળા કરે છે. ૮૧.

અથવા દુર્જનોની આ જ રીત છે.

પહેલાં પગે પડે છે, પછી પીઠનું માંસ ખાય છે (પીઠ ઉપર કરડે છે), કાનમાં ધીરે ધીરે કંઈક વિચિત્ર અને મધુર ગણગણે છે, છિદ્ર જોતાં જ નિઃશંકપણે એકાએક પ્રવેશ કરે છે-(આ પ્રમાણે) ખળ પુરુષનું સર્વ ચરિત્ર મચ્છર કરે છે. ૮૨. દુર્જન મીઠું બોલનારો હોય છે એ તેનામાં વિશ્વાસ મૂકવાનું કારણ નથી, કારણ કે એની જીભ ઉપર મધ છે, પણ હૃદયમાં હળાહળ વિષ છે." ૮૩.

પછી પ્રભાતમાં ખેતરના માલિકને હાથમાં દંડ લઈને તે પ્રદેશમાં આવતો કાગડાએ જોયો. તેને જોઈને કાગડાએ કહ્યું, "મિત્ર

મૃગ! તું તારી જાતને મરેલા જેવી બનાવીને, પવનથી ઉદર ભરીને, પગને સ્તબ્ધ કરીને પડ્યો રહે. જ્યારે હું શબ્દ કરું ત્યારે તું ઊઠીને એકદમ નાસી જજે." કાગડાના વચનથી મૃગ એ પ્રમાણે રહ્યો. પછી હર્ષથી વિકસિત લોચનવાળા ખેતરના માલિકે એ સ્થિતિમાં રહેલા મૃગને જોયો. 'અરે! આ તો સ્વયંમૃત છે!' એમ કહીને મૃગને બંધનમાંથી છોડીને તે પાશ સંકેલવા માંડ્યો. પછી કાગડાનો શબ્દ સાંભળીને મૃગ સત્વર ઊઠીને નાસી ગયો. તેને ઉદ્દેશીને એ ખેતરના માલિકે ફેંકેલા દંડથી શિયાળ મરણ પામ્યો. કહ્યું છે કે

ત્રણ વર્ષે, ત્રણ માસે, ત્રણ પક્ષે અથવા ત્રણ દિને અતિ ઉત્કટ પુણ્યપાપનું ફળ આ લોકમાં જ ભોગવાય છે. ૮૪.

## (૨૯) લોભથી દુઃખી થનાર વણિક
### ( હિતોપદેશ ૧-૭ )[૪૧]

કાન્યકુબ્જ દેશમાં વીરસેન નામે રાજા હતો. તેણે વીરપુર નામે નગરમાં તુંગબલ નામે રાજપુત્રને ભોગપતિ કર્યો હતો. મહાધનિક અને તરુણ એવા તુંગબલે એક દિવસે પોતાના નગરમાં ભ્રમણ કરતાં અતિપ્રૌઢ લાવણ્યવાળી લાવણ્યવતી નામે વાણિયાની પત્નીને જોઈ. પછી કામદેવથી આકુળ ચિત્તવાળા તેણે પોતાના મહેલમાં જઈને તેને માટે દૂતી મોકલી. કેમકે

ભ્રમરરૂપી ધનુષ્ય ખેંચીને છોડેલાં, કાન સુધી ગયેલાં, કાળી પાંપણોરૂપી પુંખવાળાં તથા ધૈર્યનું હરણ કરનારાં વિલાસવતી સ્ત્રીઓનાં આ દૃષ્ટિબાણો હૃદય ઉપર પડતાં નથી ત્યાંસુધી જ પુરુષ સન્માર્ગ

---

૪૧. 'અહીં સવારે કલિંગ દેશના રાજાનો પડાવ થવાનો છે' એવી કિંવદંતી પારધિઓને મુખેથી સાંભળી મંથરક કાચબો કર્પૂરસર છોડીને બીજા જળાશયમાં જવાનો વિચાર કરે છે. બીજા જળાશયમાં જવા માટે સ્થળ ઉપર થઈ પસાર તો થવું જ પડે. આથી તેને એવી મૂર્ખતા કરતો અટકાવવા માટે હિરણ્યક ઊંદર આ કથા કહે છે.

ઉપર રહે છે, ત્યાંસુધી જ ઇન્દ્રિયોને સંયમમાં રાખી શકે છે, ત્યાં-સુધી જ લજ્જા રાખે છે અને ત્યાંસુધી જ વિનય પાળે છે. ૧૯૫.

પેલી લાવણ્યવતી પણ તેનું અવલોકન કર્યું તે ક્ષણથી જ સ્મર-બાણના પ્રહારોથી જર્જરિત હૃદયવાળી બની તેમાં એકચિત્ત થઇ. તેમ જ કહ્યું છે કે

અસત્ય, સાહસ, માયા, માત્સર્ય, અતિલોભ, નિર્ગુણતા અને અપવિત્રતા એ સ્ત્રીઓના સ્વાભાવિક દોષો છે. ૧૯૬.

પછી દૂતીનું વચન સાંભળીને લાવણ્યવતી બોલી, "હું પતિવ્રતા છું. પતિનો વિશ્વાસઘાત કરવારૂપ આ અધર્મમાં હું શી રીતે પ્રવર્તમાન થાઉં ? કેમકે

તે પત્ની છે કે જે ગૃહકાર્યમાં દક્ષ હોય, તે પત્ની છે કે જે પ્રજાવાળી હોય, તે પત્ની છે કે પતિને પ્રાણ સમાન ગણાતી હોય, અને તે પત્ની છે કે જે પતિવ્રતા હોય. ૧૯૭. જેનાથી પતિ પ્રસન્ન ન થાય તેને પત્ની કહેવી ન જોઇએ. પતિ પ્રસન્ન થતાં સ્ત્રીઓને સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે. ૧૯૮.

માટે મારા પ્રાણેશ્વર જેમ આજ્ઞા કરશે તેમ હું કંઇ પણ વિચાર કર્યા વિના કરીશ." દૂતીએ કહ્યું, "એ સાચું છે ?" લાવણ્યવતી બોલી, "એ નક્કી સાચું છે."

પછી દૂતીએ જઇને એ બધું તુંગબલને નિવેદન કર્યું. એ સાંભળીને તુંગબલ બોલ્યો, "એનો સ્વામી આવીને મને સમર્પે એ કેવી રીતે શક્ય છે ?" કુટ્ટની બોલી, "ઉપાય કરો. કહ્યું છે કે

ઉપાયથી જે શક્ય છે તે પરાક્રમથી શક્ય નથી. કાદવવાળા માર્ગે જઇને શિયાળે હાથીને માર્યો હતો." ૧૯૯.

રાજપુત્રે પૂછ્યું, "એ કેવી રીતે ?" તે કહેવા લાગીઃ—

## (૩૦) શિયાળ અને હાથી
### (હિતોપદેશ ૧-૮)

"બ્રહ્મારણ્યમાં કર્પૂરતિલક નામે હાથી હતો. તેને જોઈને સર્વે શિયાળો વિચાર કરવા લાગ્યા, "જો કોઈ ઉપાયથી આ મરણ પામે તો એના દેહથી આપણને ચાર માસ સુધી ઇચ્છિત ભોજન મળે." પછી એક વૃદ્ધ શિયાળે પ્રતિજ્ઞા કરી, "મારા બુદ્ધિપ્રભાવથી હું એનું મરણ સાધીશ." પછી એ ધુતારો કર્પૂરતિલક પાસે જઈને સાષ્ટાંગ પ્રણામ કરીને બોલ્યો, "દેવ ! કૃપાદૃષ્ટિ કરો." હાથી બોલ્યો, "તું કોણ છે ? ક્યાંથી આવ્યો છે ?" તેણે કહ્યું, "હું શિયાળ છું. સર્વે વનવાસી પશુઓએ મળીને મને તમારી પાસે મોકલ્યો છે. રાજા વિના રહેવું યોગ્ય નથી, તેથી તમે સર્વે ગુણોથી યુક્ત હોવાથી આ અટવીના રાજ્ય ઉપર તમારો અભિષેક કરવાનું ઠરાવ્યું છે. કેમકે

કુલ, આભિજાત્ય અને આચારમાં જે અતિશુદ્ધ હોય, તથા પ્રતાપી, ધાર્મિક અને નીતિકુશળ હોય તે આ પૃથ્વીમાં રાજા થવાને યોગ્ય છે. ૨૦૦.

વિશેષમાં

પહેલાં રાજા પ્રાપ્ત કરવો; પછી પત્ની અને તે પછી ધન. આ લોકમાં રાજા ન હોય તો પત્ની ક્યાંથી હોય અને ધન પણ ક્યાંથી હોય ? ૨૦૧.

વળી

મેઘની જેમ, રાજા એ પ્રાણીઓનો આધાર છે. મેઘ ન હોય તો જીવી શકાય, પણ રાજા ન હોય તો જીવી શકાય નહિ. ૨૦૨.

શાથી જે

આ પરવશ જગતમાં મનુષ્ય ઘણું કરીને દંડના ભયથી પોતાના નિયત વિષયની મર્યાદામાં રહે છે. સાધુચરિત મનુષ્ય તો

દુર્લભ છે. કૃશ, વિકળ, વ્યાધિગ્રસ્ત અને નિર્ધન પતિને પણ કુળનારી દંડના ભયથી સેવે છે. ૨૦૩.

માટે મુહૂર્તની વેળા વીતી ન જાય તેવી રીતે આપ સત્વર પધારો." એમ કહીને ઊઠીને તે ચાલ્યો. પછી રાજ્યલોભથી આકર્ષાયેલો તે કર્પૂરતિલક શિયાળના માર્ગે દોડતો ઊંડા કાદવમાં ફસાઈ ગયો. પછી તે હાથીએ કહ્યું, "મિત્ર શિયાળ! હવે શું કરવું? કાદવમાં પડેલો હું મરી જાઉં છું. પાછો વળીને જો." શિયાળે હસીને કહ્યું, "દેવ! મારા પૂંછડાનો આધાર લઈને બહાર નીકળો! મારા જેવાના વચનમાં તમે વિશ્વાસ કર્યો, માટે જેમાં કોઈ આધાર નથી એવું આ દુઃખ અનુભવો કહ્યું છે કે

જો તું સત્સંગમાં આસક્ત રહીશ તો જ રહીશ (સુખી થઈશ) તેમજ જો અસજ્જનની સંગતિમાં પડીશ તો પડી જઈશ (નાશ પામીશ)." ૨૦૪.

પછી ઊંડા કાદવમાં ડૂબેલા હાથીને શિયાળો ખાઈ ગયા.

તેથી હું કહું છું કે—ઉપાયથી જે શકય છે તે પરાક્રમથી શકય નથી. કાદવવાળા માર્ગે જઈને શિયાળે હાથીને માર્યો હતો."

પછી કુટ્ટનીના ઉપદેશથી પેલા ચારુદત્ત નામના વણિકને રાજપુત્રે પોતાનો સેવક બનાવ્યો. પછી તેણે તેને પોતાનાં સર્વ વિશ્વાસકાર્યોમાં નિયુક્ત કર્યો.

એક વાર જેણે સ્નાન અને વિલેપન કર્યું હતું તથા કનક અને રત્નના અલંકાર ધારણ કર્યા હતા એવા તે રાજપુત્રે કહ્યું, "આજથી આરંભી એક માસ સુધી મારે ગૌરીવ્રત કરવું છે. માટે રોજ રાત્રે એક કુલીન યુવતી લાવીને મને સોંપ. તેનું મારે યથોચિત વિધિથી પૂજન કરવાનું છે." પછી તે ચારુદત્ત એ પ્રકારની નવયુવતીને લાવી

આપતો હતો, અને પાછળ છુપાઈને 'આ શું કરે છે?' એ અવલોકતો હતો. પેલો તુંગબલ પણ યુવતિને સ્પર્શ કર્યા વિના દૂરથી વસ્ત્રાલંકાર, ગંધ અને ચંદનથી તેની પૂજા કરીને તથા રક્ષક આપીને વિદાય કરતો હતો.

પછી આ જોઈને જેને વિશ્વાસ ઉત્પન્ન થયો હતો તથા જેનું મન લોભથી આકર્ષાયું હતું એવા વાણિયાએ પોતાની પત્ની લાવણ્યવતીને લાવીને સોંપી. એ તુંગબલ તેને પોતાની હૃદયપ્રિયા લાવણ્યવતી જાણીને ઉતાવળે ઊઠીને, ગાઢ આલિંગન કરી, આનંદમાં આંખ મીંચી પલંગમાં તેની સાથે વિલાસ કરવા લાગ્યો. તે જોઈને જાણે ચિત્રમાં આલેખેલો હોય તેમ કિંકર્તવ્યમૂઢ થઈને વાણિયો અત્યંત વિષાદ પામ્યો.

## (૩૧) ધોબીનાં બે પશુ-કૂતરો અને ગધેડો

### ( હિતોપદેશ ૨-૨ )[૪૨]

વારાણસીમાં કર્પૂરપટક નામે ધોબી હતો. એક વાર તે અભિનવ યૌવનવાળી પત્નીની સાથે ઘણો સમય ક્રીડા કરી ગાઢ આલિંગન કરીને ઊંઘી ગયો હતો. એ પછી તેના ઘરનું દ્રવ્ય હરવા માટે ચોર પેઠો. તેના આંગણામાં ગધેડો બાંધેલો હતો તથા કૂતરો બેઠો હતો. પછી ગધેડાએ કૂતરાને કહ્યું, "મિત્ર ! આ તારું કામ છે. તું શા માટે ઊંચેથી શબ્દ કરીને સ્વામીને જગાડતો નથી ?" કૂતરાએ કહ્યું, "ભદ્ર! મારા કામની ચર્ચા તારે ન કરવી. તું જ શું નથી જાણતો કે હું અહર્નિશ એના ઘરની રક્ષા કરું છું ? તેથી ઘણા કાળથી નિશ્ચિંત થયેલો તે મારો ઉપયોગ જાણતો નથી. આથી હવે મને આહાર આપવામાં તે મંદ આદરવાળો થયો છે, કેમકે સંકટ જોવામાં

---

૪૨. 'સ્વામીના હિતની ઇચ્છાથી પણ જે બીજાના અધિકારની ચર્ચા કરે છે તે, ભૂંકવાને લીધે જેને માર પડ્યો હતો એવા ગધેડાની જેમ, વિષાદ પામે છે; માટે બીજાના અધિકારની ચર્ચા ન કરવી' -એ સમજાવવા માટે કરટક દમનકને આ કથા કહે છે.

ન આવે ત્યાંસુધી સ્વામીઓ પોતાના આશ્રિતો પ્રત્યે મંદ આદરવાળા રહે છે." ગધેડાએ કહ્યું, "હે જંગલી! સાંભળ,

કામના સમયે જે યાચના કરે છે તે શું સેવક છે અથવા શું મિત્ર છે?"

કૂતરો બોલ્યો, "સાંભળ ત્યારે,

કામના સમયે જ જે સેવકોને બોલાવે તે શું સ્વામી છે?" ૩૨.

કેમકે

આશ્રિતોનું પોષણ કરવામાં, સ્વામીની સેવામાં, ધર્મસેવનમાં, તથા પુત્ર ઉત્પન્ન કરવામાં પ્રતિનિધિ હોતા નથી."૩૩.

પછી ગધેડો કોપ કરીને બોલ્યો, "અરે દુષ્ટમતિ! તું પાપી છે, કેમકે વિપત્તિમાં પણ તું સ્વામીના કાર્યની ઉપેક્ષા કરે છે. ભલે ત્યારે. જેથી સ્વામી જાગે એવું મારે કરવું જોઈએ. કેમકે

પીઠથી સૂર્યનું (સૂર્યના તાપનું) સેવન કરવું, જઠરથી હુતાશનનું સેવન કરવું, સર્વભાવથી સ્વામીનું સેવન કરવું, અને નિષ્કપટભાવથી પરલોકનું સેવન કરવું (પરલોક સાધવો)." ૩૪.

એમ કહીને તેણે જોરથી ભૂંકવાનો શબ્દ કર્યો. પછી તેના એ ભૂંકવાના શબ્દથી જાગેલા ધોબીએ ઊંઘ બગડવાના કોપથી ગધેડાને દંડાથી માર્યો.

## (૩૨) સિંહ અને બિલાડો

( હિતોપદેશ ૨-૩ )[૪૩]

ઉત્તરાપથમાં અર્બુદશિખર નામે પર્વતમાં મહાવિક્રમ નામે સિંહ હતો. પર્વતની ગુફામાં તે સૂઈ રહેલો હોય ત્યારે કોઈ ઊંદર દરરોજ

૪૩. 'સેવકોએ સ્વામીને કદી પણ નિરપેક્ષ—પોતાની ગરજ પડે નહિ એવો બનાવવો નહિ. સ્વામીને નિરપેક્ષ બનાવનાર સેવકની દશા દધિકર્ણ બિલાડા જેવી થાય છે'—એમ કહીને દમનક કરટકને આ કથા સંભળાવે છે.

તેની ચાળ કાપતો હતો. પછી ચાળના અગ્રભાગને કપાયેલો જોઈને ક્રોધ પામેલો તે દરમાં પેસી ગયેલા ઊંદરને પકડી શક્યો નહિ ત્યારે તેણે વિચાર્યું,

"જે હલકો શત્રુ હોય છે તે પરાક્રમથી હાથ આવતો નથી; માટે તેને મારવા માટે તેના જેવા સૈનિકનો પુરસ્કાર કરવો જોઈએ." ૮૪.

એમ વિચાર કરી, ગામમાં જઈ વિશ્વાસ આપીને દધિકર્ણ નામે બિલાડાને યત્નપૂર્વક લાવીને, માંસાહાર આપીને તેણે પોતાની ગુફામાં રાખ્યો. પછી તે બિલાડાના ભયથી ઊંદર પણ દરમાંથી નીકળતો નહોતો. તેથી જેની ચાળ અક્ષત રહેતી હતી એવો સિંહ પણ સુખેથી ઊંઘતો હતો. જ્યારે જ્યારે ઊંદરનો શબ્દ સાંભળતો ત્યારે ત્યારે સવિશેષ માંસાહાર આપીને તે બિલાડાને પોષતો હતો. હવે, એક વાર ક્ષુધાથી પીડાયેલો તે ઊંદર બહાર નીકળીને ફરતો હતો એટલામાં બિલાડાએ તેને પકડ્યો, અને મારી નાખ્યો. પછી એ સિંહ ક્યારે ય પણ દરમાંથી તે ઊંદરનો શબ્દ સાંભળતો નહોતો, તેથી બિલાડાના ઉપયોગને અભાવે તેને આહાર આપવામાં મંદ આદરવાળો થયો. પછી આહાર નહિ મળવાથી દુર્બળ થયેલો તે દધિકર્ણ મરણ પામ્યો.

## (૩૩) ઘંટાકર્ણ રાક્ષસ અને કુટ્ટની

### ( હિતોપદેશ ૨-૪ )[૪૪]

શ્રીપર્વતમાં બ્રહ્મપુર નામે નગર છે. 'તેના શિખરપ્રદેશમાં ઘંટાકર્ણ નામે રાક્ષસ વસે છે' એવો જનપ્રવાદ સાંભળવામાં આવતો હતો. એક વાર ઘંટ લઈને નાસતા કોઈ ચોરને વાઘ મારીને ખાઈ ગયો હતો. તેના હાથમાંથી પડી ગયેલો ઘંટ વાંદરાઓએ લીધો હતો,

૪૪. 'શબ્દનું કારણ જાણ્યા સિવાય શબ્દમાત્રથી ડરવું નહિ. શબ્દનું કારણ જાણીને તો કુટ્ટની માન પામી હતી'—એમ કહીને દમનક પિંગલક સિંહને આ કથા સંભળાવે છે.

અને તે વાંદરાઓ એ ઘંટ પ્રતિક્ષણે વગાડતા હતા. પછી વાઘે ખાધેલા મનુષ્યને નગરજનોએ જોયો, પ્રતિક્ષણે ઘંટારવ પણ સંભળાતો હતો. પછી 'કોપાયમાન થયેલો ઘંટાકર્ણ માણસોને ખાય છે અને ઘંટ વગાડે છે' એમ કહીને સર્વે લોકો નગરમાંથી નાસી ગયા.

પછી કરાલા નામે કુટ્ટનીએ 'ઘંટ વાગવાનો આ પ્રસંગ નથી; તો શું વાંદરાઓ પોતે તો ઘંટ નહિ વગાડતા હોય ?' એમ વિચારીને રાજાને વિનંતી કરી, "દેવ ! કેટલુંક ધન ખર્ચવામાં આવે તો હું આ ઘંટાકર્ણને વશ કરું." પછી રાજાએ તેને ધન આપ્યું. મંડલ કરીને તથા ત્યાં ગણેશ આદિની પૂજાનો દેખાવ કરીને કુટ્ટની પોતે વાંદરાઓને પ્રિય એવાં ફળો લઈને વનમાં પ્રવેશી તથા ત્યાં ફળ વેર્યાં. એટલે વાંદરાઓ ઘંટ છોડી દઈને ફળ ખાવા વળગ્યા. કુટ્ટની પણ ઘંટ લઈને નગરમાં આવી અને સર્વ લોકોનો સત્કાર પામી.

## (૩૪) પોતાના દોષથી જ દુઃખી થનારાં
### ( હિતોપદેશ ૨–૫ )[૪૫]

કાંચનપુર નામે નગરમાં વીરવિક્રમ નામે રાજા હતો. તેનો ન્યાયાધીશ કોઈ વાળંદને વધ્યભૂમિ ઉપર લઈ જતો હતો ત્યારે જેની સાથે એક વાણિયો હતો એવા કંદર્પકેતુ નામે પરિવ્રાજકે 'આનો

૪૫. દમનક વિચાર કરે છે કે 'સંજીવક અને પિંગલકનો મેળાપ મેં કરાવી આપ્યો. તેઓ વચ્ચેની મિત્રતા ગાઢ થતાં પિંગલક અમારા પ્રત્યે ઉદાસીન થઈ ગયો છે. આ મારો જ દોષ છે.' એ પ્રમાણે ખેદ કરતો દમનક, પોતાના દોષથી જ દુઃખી થનારાંના ઉદાહરણ તરીકે કરટકને આ કથા કહે છે.

આ કથાનું 'પ્રયોજન' (Motif) પશ્ચિમ ભારતીય પંચતંત્ર ૧–૪ ને બરાબર મળતું આવે છે. જેનું નાક કપાયું હતું એવી દૂતીની વાત તો અહીં એની એ જ છે. આષાઢભૂતિને સ્થાને અહીં બીજો એક પરિવ્રાજક આવે છે. પણ એકંદરે કથા જુદી હોવાથી તે અહીં લીધી છે.

વધ કરવો ન જોઈએ' એમ કહીને તેના વસ્ત્રનો છેડો પકડ્યો. રાજપુરુષો બોલ્યા, "શા માટે આનો વધ ન કરવો જોઈએ?" તેણે કહ્યું, "સાંભળો," અને પછી તે બોલ્યો કે

"સ્વર્ણરેખાનો સ્પર્શ કરીને હું, પોતાની જાતને બાંધીને દૂતી તથા મણિ લેવાની ઇચ્છા કરીને વાણિયો–એ સર્વે પોતાના દોષથી દુઃખી થયેલાં છે."

તેઓ બોલ્યા, "એ કેવી રીતે ?" પરિવ્રાજક કહેવા લાગ્યો,

"હું સિંહલદ્વીપના રાજા જીમૂતકેતુનો પુત્ર કંદર્પકેતુ નામે છું. એક વાર ક્રીડાવનમાં રહેલા મેં વહાણવટીના મુખેથી સાંભળ્યું કે–'આ સમુદ્રમાં ચૌદશને દિને પ્રકટ થતા કલ્પવૃક્ષની નીચે મણિનાં કિરણોના સમૂહ વડે રંગાયેલા પલંગમાં રહેલી, સર્વ અલંકારોથી આભૂષિત થયેલી તથા લક્ષ્મીની જેમ વીણા વગાડતી કોઈ કન્યા દેખાય છે.' પછી હું વહાણવટીને સાથે લઈને વહાણમાં બેસીને ત્યાં ગયો. પછી ત્યાં જઈને અર્ધા પાણીમાં ડૂબેલા પલંગમાં તે જ પ્રમાણે રહેલી કન્યાને જોઈ. પછી તેના લાવણ્યગુણથી આકર્ષાયેલા મેં પણ તેની પાછળ ઝંપાપાત કર્યો. એ પછી કનકપત્તનમાં પહોંચીને સુવર્ણ-પ્રાસાદમાં એવી જ રીતે પલંગમાં રહેલી તથા વિદ્યાધરીઓ વડે સેવાતી તેને મેં જોઇ. તેણે પણ મને દૂરથી જ જોઈને સખીને મોકલીને આદરપૂર્વક મારી સાથે વાત કરી.

તેની સખીને મેં પૂછ્યું, એટલે તેણે કહ્યું, "કંદર્પકેલિ નામે વિદ્યાધરચક્રવર્તીની પુત્રી આ રત્નમંજરી નામે છે. તેણે પ્રતિજ્ઞા કરેલી છે કે—'જે આવીને પોતાનાં ચક્ષુથી આ કનકપત્તન જોશે તે જ પિતાની ગેરહાજરીમાં પણ મારી સાથે લગ્ન કરશે.' આ તેના મનનો સંકલ્પ છે. માટે ગાંધર્વવિવાહથી તમે એની સાથે લગ્ન કરો."

હવે, ત્યાં ગાંધર્વવિવાહ થયા પછી તેની સાથે રમણ કરતો હું રહેતો હતો. પછી એક વાર તેણે એકાન્તમાં મને કહ્યું, "સ્વામી !

તમારે આ સર્વનો સ્વેચ્છાએ ઉપભોગ કરજો, પણ ચિત્રમાં આલેખેલી આ સ્વર્ણરેખા નામે વિદ્યાધરી છે તેનો કદી સ્પર્શ ન કરવો." પછી જેને કૌતુક થયું છે એવા મેં એ સ્વર્ણરેખાનો હાથથી સ્પર્શ કર્યો. ચિત્રમાં રહેલી હોવા છતાં તેણે પોતાના ચરણપદ્મથી મારા ઉપર ઘા કર્યો, તેથી હું મારા દેશમાં આવીને પડ્યો.

પછી દુઃખાર્ત એવો હું સંન્યાસી થઈને પૃથ્વીમાં પરિભ્રમણ કરતો આ નગરમાં આવ્યો. અહીં સાંજ પડી જતાં ગોપના ઘરમાં સૂઈ ગયો. ત્યાં મેં આ પ્રમાણે જોયું–મિત્રની દારૂની દુકાનેથી પોતાને ઘેર આવેલા ગોપે પોતાની પત્નીને દૂતી સાથે કંઈક છાની વાત કરતી જોઈ. પછી તે ગોપીને માર મારીને, થાંભલે બાંધી તે સૂઈ ગયો. પછી અર્ધરાત્રે વાળંદની પત્ની પેલી દૂતી ફરી વાર તે ગોપી પાસે આવીને કહેવા લાગી, "તારા વિરહાનલથી દાઝેલો અને કામદેવનાં બાણોથી જર્જરિત થયેલો તે મહાનુભાવ જાણે કે મરી રહ્યો છે. તેની એવી અવસ્થા જોઈને મનમાં કલેશ પામેલી હું તને મનાવવા માટે આવી છું. માટે હું મારી જાતને બાંધીને અહીં ઊભી રહું છું તું ત્યાં જઈ, તેને સંતોષી સત્વર અહીં આવજે."

એ પ્રમાણે કરવામાં આવ્યા પછી પેલો ગોપ જાગીને બોલ્યો, "હવે જારની પાસે કેમ જતી નથી?" પણ પેલી કંઈ પણ બોલી નહિ, ત્યારે 'અભિમાનથી તું મારા વચનનો પ્રત્યુત્તર પણ આપતી નથી' એમ કહીને કોપથી કાતર લાવીને તેણે પેલીનું નાક કાપી નાખ્યું. એમ કરીને ફરી સૂઈ રહેલો ગોપ ઊંઘી ગયો.

હવે, પાછી આવેલી ગોપીએ તે દૂતીને પૂછ્યું, "શા સમાચાર છે?" દૂતી બોલી, "જો, મારું મુખ જ સમાચાર કહેશે." પછી તે ગોપી એ જ પ્રમાણે પોતાની જાતને બાંધીને ઊભી રહી; પેલી દૂતી પણ એ કપાયેલું નાક લઈને પોતાને ઘેર ગઈ. પછી પ્રભાતે આ વાળંદે પોતાની કોથળી માંગી ત્યારે તેણે એક અસ્ત્રો આપ્યો. આખી કોથળી મળી નહિ તેથી જેને કોપ ઉત્પન્ન થયો છે એવા આ

વાળંદે તે અસ્ત્રો દૂરથી જ ઘરમાં ફેંક્યો. પછી આર્તનાદ કરી 'વિના અપરાધે એણે મારું નાક કાપ્યું છે' એમ કહી તે સ્ત્રી વાળંદને ન્યાયાધીશની પાસે લાવી.

અને પેલી ગોપી, એ ગોપે ફરી વાર પૂછ્યું ત્યારે બોલી, "અરે પાપી! મને મહાસતીને વિરૂપ કરવાને કોણ સમર્થ છે? મારો પવિત્ર વ્યવહાર આઠે ય લોકપાલો જાણે છે. કેમકે

સૂર્ય, ચંદ્ર, વાયુ. અગ્નિ, આકાશ, ભૂમિ, જળ, હૃદય, યમ, દિવસ અને રાત્રિ, બન્ને સંધ્યાઓ તથા ધર્મ—એટલાં મનુષ્યનું આચરણ જાણે છે. ૧૧૦.

માટે જો હું પરમ સતી હોઉં અને તમે કે જે મારા સ્વામી છો તેમના સિવાય બીજાનું મનથી પણ ચિંતન કરતી ન હોઉં તો મારું મુખ અક્ષત થાઓ. મારું મુખ જુઓ."

પછી એ ગોપ દીવો સળગાવીને તેનું મુખ અવલોકે છે, તો ઉન્નત મુખ જોઈને તે ગોપીના ચરણમાં પડ્યો, "જેની પત્ની આવી પરમ સાધ્વી છે એવા મને ધન્ય છે."

જે આ વાણિયો છે તેનો વૃત્તાન્ત પણ સાંભળો — પોતાના ઘેરથી નીકળેલો આ બાર વર્ષે મલયપર્વત ઉપરથી આ નગરીમાં આવ્યો અને વેશ્યાગૃહમાં સૂઈ ગયો. એ કુટ્ટનીના ઘરના બારણે સ્થાપિત કરેલા લાકડાના વેતાલના માથા ઉપર એક ઉત્કૃષ્ટ રત્ન છે. તે જોઈને ધનલોભી આ વાણિયાએ રાત્રે ઊઠીને એ રત્ન લેવાનો પ્રયત્ન કર્યો. એ સમયે પેલા વેતાલે દોરડીથી સંચાલિત થતા બાહુઓ વડે તેને દબાવતાં તેણે આર્તનાદ કર્યો. પછી કુટ્ટનીએ ઊઠીને કહ્યું, "પુત્ર! મલયપર્વત ઉપરથી તું આવ્યો છે. માટે સર્વ રત્નો એને આપ, નહિ તો એ તને નહિ છોડે. એ લુચ્ચો એવો જ છે." પછી તેણે સર્વ રત્નો આપી દીધાં. જેનું સર્વસ્વ હરાઈ ગયું છે એવો તે હવે અમારી સાથે ભળ્યો છે."

આ સર્વ સાંભળીને રાજપુરુષોએ ન્યાયાધીશો પાસે ન્યાય કરાવ્યો. વાળંદની પત્નીનું માથું મુંડાવ્યું, ગોપીને હાંકી કાઢી, અને કુટ્ટનીને શિક્ષા કરી. વાણિયાને તેનું ધન પાછું આપ્યું. વાળંદ પોતાને ઘેર ગયો.

## (૩૫) હંસ અને કાગડો
### (હિતોપદેશ ૩-૪)[૪૬]

ઉજ્જયિની જવાના માર્ગમાં પીંપળાનું એક મોટું ઝાડ હતું. તેના ઉપર હંસ અને કાગડો રહેતા હતા. કોઈ વાર ઉનાળાના સમયમાં થાકેલો કોઈ પથિક બાજૂએ ધનુષ્યબાણ મૂકીને તેની નીચે સૂઈ ગયો હતો. ક્ષણ વાર પછી તેના મુખ ઉપરથી વૃક્ષની છાયા દૂર ચાલી ગઈ, એટલે તેના મુખ ઉપર સૂર્યનો તડકો આવેલો જોઈને તે વૃક્ષ ઉપર રહેલા હંસે કરુણાથી પાંખો પહોળી કરીને ફરી પાછી તેના મુખ ઉપર છાયા કરી, એટલે ગાઢ નિદ્રાનું સુખ લેતા તે પથિકે મુખ પહોળું કર્યું પછી સ્વભાવની દુર્જનતાને કારણે બીજાનું સુખ નહિ સહન કરી શકતો તે કાગડો તેના મુખમાં વિષ્ટા કરીને નાસી ગયો. એટલે એ પથિક ઊભો થઈને ઊંચે નિરીક્ષણ કરે છે તો તેણે હંસને જોયો, એટલે બાણ મારીને તેણે તેનો નાશ કર્યો.

તેથી હું કહું છું કે – દુર્જનની સાથે કદી રહેવું નહિ કે જવું નહિ. કાગડાના સંગથી હંસ, અને તેની સાથે ઊભા રહેવાથી તથા જવાથી તેતર મરણ પામ્યો હતો.

---

૪૬. હિરણ્યગર્ભ હંસનો દીર્ઘમુખ નામે બગલો-દૂત ચિત્રવર્ણ મયૂરની સભામાં જઈ તેને પોતાના રાજા તરફથી આહ્વાન આપે છે, અને ચિત્રવર્ણને પોતાની સાથે એક દૂત મોકલવા કહે છે. ચિત્રવર્ણ પોતાની સભામાંના એક બુદ્ધિશાળી પોપટને તેની સાથે જવા સૂચવે છે; પરંતુ 'આવા દુર્જનની સાથે રહેવું કે જવું નહિ' એમ દર્શાવવા માટે પોપટ આ તથા આ પછીની એમ બે કથાઓ કહે છે.

## (૩૬) કાગડો અને તેતર
( હિતોપદેશ ૩-૫ )

એક વાર સર્વે પક્ષીઓ ભગવાન ગરુડની યાત્રાના પ્રસંગે સમુદ્ર કિનારે જવા નીકળ્યાં. તેમાં કાગડાની સાથે તેતર નીકળ્યો. પછી જતાં જતાં એક ગોવાળના માથે રહેલા વાસણમાંથી વારંવાર તે કાગડો દહીં ખાતો હતો. પછી દહીંનું વાસણ જમીન ઉપર મૂકીને તેણે ઊંચે જોયું તો કાગડો અને તેતરને જોયા. કાગડાને તેણે ડરાવ્યો, એટલે તે નાસી ગયો. મંદગતિવાળા તેતરને તેણે પકડીને મારી નાખ્યો.

## (૩૭) સ્વામીભક્ત વીરવર
(હિતોપદેશ ૩-૮)[૪૭]

પૂર્વે હું શૂદ્રક રાજાના ક્રીડાસરમાં કર્પૂરકેલિ નામે રાજહંસની પુત્રી કર્પૂરમંજરી સાથે અનુરાગવાળો થયો હતો. ત્યાં વીરવર નામે રાજપુત્રે કોઈ દેશમાંથી આવી, રાજદ્વારે હાજર થઈ પ્રતીહારને કહ્યું, "હું આજીવિકા માટે આવેલો રાજપૂત છું. મને રાજાનું દર્શન

---

૪૭. કર્પૂરદ્વીપના રાજા હિરણ્યગર્ભ હંસને તેનો એક જાસૂસ આવીને કહે છે કે 'શત્રુનો કોઈ ગુપ્તચર આપણા દુર્ગમાં દાખલ થયો છે એમ શત્રુના ઇંગિત ઉપરથી લાગે છે.' હિરણ્યગર્ભનો મંત્રી સર્વજ્ઞ ચક્રવાક કહે છે કે 'આપણા દુર્ગમાં આવેલો કાગડો જ એ ગુપ્તચર હોવા સંભવે છે.' પણ હિરણ્યગર્ભને તો એ કાગડા ઉપર પૂર્ણ વિશ્વાસ છે, એટલે તે ચક્રવાકની વાતનો વિરોધ કરે છે, અને 'આગંતુકો પણ કોઈ વાર ઉપકાર કરનારા જણાય છે' એ કથનના ઉદાહરણ તરીકે આ કથા સંભળાવે છે.

આ જ કથા પ્રકારાન્તરે 'કથાસરિત્સાગર'–અંતર્ગત શશાંકવતી લંબકમાંની 'વેતાલપચીશી'ની ચોથી વાર્તામાં તથા અલંકારવતી લંબકમાંની એક વાર્તામાં છે. એને જ મળતી વાર્તા મદનમંચુકા લંબકમાં પણ છે. ગૂજરાતમાં સુપ્રસિદ્ધ જગદેવ પરમારની લોકવાર્તાનું વસ્તુ પણ આ જ છે. ફારસી 'તૂતીનામેહ' આદિમાં પણ આ વાર્તા છે. એ સર્વનું મૂળ વેતાલપચીશી હોવાનું મનાય છે.

કરાવ." પછી એણે રાજદર્શન કરાવ્યું, એટલે તે બોલ્યો, "દેવ! જો આપને સેવકનું પ્રયોજન હોય તો મને વૃત્તિ આપો." શૂદ્રકે કહ્યું, "તારી વૃત્તિ શી છે?" વીરવરે કહ્યું, "રોજના ચારસો સુવર્ણ." રાજા બોલ્યો, "તારી સામગ્રી શી છે?" તેણે કહ્યું, "બે બાહુ અને ત્રીજું ખડ્ગ." રાજા બોલ્યો. "એ શક્ય નથી." એ સાંભળીને વીરવર પ્રણામ કરીને ચાલ્યો.

પછી મંત્રીઓએ રાજાને કહ્યું, "દેવ! ચાર દિવસની વૃત્તિ આપીને એની રીત તપાસો, કે આટલી વૃત્તિ લેવા જેટલો એ ઉપયોગી છે કે નથી?" પછી મંત્રીના વચનથી રાજાએ વીરવરને બોલાવીને તાંબૂલ આપીને ચારસો સુવર્ણ આપ્યા. એ ધન વીરવરે વાપર્યું તે રાજાએ છાની રીતે જોયું. વીરવરે એમાંથી અર્ધ ભાગ દેવો અને બ્રાહ્મણોને આપ્યો. બાકી રહેલામાંથી અર્ધ ભાગ દુઃખીઓને આપ્યો. એમ કરતાં જે અવશેષ રહ્યું તેનો ભોજન અને વિલાસમાં વ્યય કર્યો. આ સર્વ નિત્યકૃત્ય કરીને તે અહર્નિશ હાથમાં ખડ્ગ લઈને રાજદ્વારે સેવા કરતો હતો. પોતાને ઘેર પણ જ્યારે સ્વયં રાજા આજ્ઞા આપે ત્યારે જતો હતો.

હવે, એક વાર કૃષ્ણપક્ષની ચૌદશની રાત્રે રાજાએ કરુણ રુદનનો ધ્વનિ સાંભળ્યો. શુદ્રક બોલ્યો, "અત્યારે દ્વાર ઉપર કોણ છે?" તેણે કહ્યું, "દેવ! હું વીરવર છું." રાજાએ કહ્યું, "રુદન થાય છે ત્યાં જઈ તપાસ કરો." 'જેવી દેવની આજ્ઞા' એમ કહીને વીરવર ચાલ્યો. રાજાએ પણ વિચાર્યું, "આ ઉચિત નથી. આ સૂચીભેદ્ય-નિબિડ અંધકારમાં આ એકાકી રાજપુત્રને મેં મોકલ્યો છે. માટે તેની પાછળ જઈને આ શું છે એ જોઉં." પછી રાજા પણ ખડ્ગ લઈને તેને અનુસરતો નગરની બહાર નીકળ્યો.

રૂપયૌવનથી સંપન્ન અને સર્વ અલંકારથી વિભૂષિત કોઈ સ્ત્રી રુદન કરતી હતી તેને જોઈને વીરવરે પૂછ્યું, "તું કોણ છે? અને શા માટે રુએ છે?" સ્ત્રીએ કહ્યું, "હું આ શૂદ્રક રાજાની લક્ષ્મી છું.

ઘણો સમય થયાં એના બાહુની છાયામાં મેં ઘણા સુખપૂર્વક વિશ્રામ લીધો છે. હવે હું અન્યત્ર જાઉં છું." વીરવરે કહ્યું, "જ્યાં અપાય-વિઘ્ન સંભવે છે ત્યાં ઉપાય પણ હોય છે. તો આપનું અહીં રહેવાનું શી રીતે થાય ?" લક્ષ્મીએ કહ્યું, "જો તું બત્રીસ લક્ષણોથી યુક્ત તારા પુત્ર શક્તિધરનો ભગવતી સર્વમંગલા ચંડિકાને ભોગ આપે તો હું અહીં લાંબો સમય રહું." એમ કહીને તે અદૃશ્ય થઈ.

પછી વીરવરે પોતાને ઘેર જઈને પોતાની ઊંઘતી પત્ની અને પુત્રને જગાડ્યાં. તેઓ નિદ્રાનો ત્યાગ કરીને ઊઠ્યાં. વીરવરે લક્ષ્મીનું એ સર્વ વચન કહ્યું, એ સાંભળીને શક્તિધર આનંદપૂર્વક બોલ્યો, "મને ધન્ય છે કે સ્વામીના રાજ્યની રક્ષા માટે આ રીતે મારો ઉપયોગ થાય છે. તો હે તાત! હવે વિલંબ કરવાનું શું કારણ છે ? આ પ્રકારના કાર્યમાં આ દેહનો કદી પણ ઉપયોગ થાય એ પ્રશંસનીય છે. કારણ કે

પ્રાજ્ઞ પુરુષે પરાયાને માટે ધન અને જીવિતનો ત્યાગ કરવો. વિનાશ નક્કી હોય ત્યારે તો ઉત્તમ નિમિત્ત માટે તેમનો ત્યાગ કરવો એ સારું છે." ૧૦૦.

શક્તિધરની માતાએ કહ્યું, "જો એમ ન કરીએ તો બીજા કયા કર્મથી આ મોટા વેતનનો બદલો વાળી શકાય ?" એમ વિચારી-ને સર્વ ચંડિકાના સ્થાને ગયાં. ત્યાં ચંડિકાની પૂજા કરીને વીરવરે કહ્યું, "દેવિ ! કૃપા કરો ! શૂદ્રક મહારાજનો વિજય થાઓ, વિજય થાઓ ! આ ઉપહાર ગ્રહણ કરો !" એમ કહીને તેણે પુત્રનું માથું કાપ્યું. પછી વીરવરે કહ્યું, "રાજાનું વેતન લીધું તેના ઋણમાંથી તો મુક્ત થયો. પણ પુત્ર વિનાના એવા મારું જીવન એ વિડંબના છે." એમ વિચારીને તેણે પોતાનું માથું કાપી નાખ્યું. પછી સ્વામી અને પુત્રના શોકથી દુઃખી થયેલી સ્ત્રીએ પણ એમ કર્યું. આ સર્વ જોઈને તથા સાંભળીને રાજાએ આશ્ચર્યપૂર્વક વિચાર્યું,

"મારા જેવાં ક્ષુદ્ર જંતુઓ તો જીવે છે અને મરે છે. આના જેવો તો આ લોકમાં કોઈ થયો નથી અને થશે નહિ." ૧૦૧.

માટે એના વિના મારું રાજ્ય પણ નકામું છે." પછી પોતાનું માથું કાપવા માટે શૂદ્રકે પણ ખડ્ગ ઉગામ્યું. પછી ભગવતી ચંડિકાએ રાજાને પ્રત્યક્ષ થઈ તેનો હાથ પકડ્યો અને કહ્યું, "પુત્ર! તને હું પ્રસન્ન થઈ છું. આવું સાહસ કરવાથી બસ કર. તારા જીવનને અંતે પણ તારું રાજ્ય નાશ નહિ પામે." રાજાએ પણ સાષ્ટાંગ પ્રણામ કરીને કહ્યું, "દેવિ! મને રાજ્યનું અથવા જીવનનું શું પ્રયોજન છે! જો મારા ઉપર અનુકંપા કરતાં હો તો મારા બાકી રહેલા આયુષ્યથી પત્ની અને પુત્ર સહિત આ વીરવર જીવતો થાઓ. નહિ તો હું યથાપ્રાપ્ત ગતિમાં જઈશ-મરણ પામીશ." ભગવતીએ કહ્યું, "પુત્ર! તારા સત્ત્વના આ ઉત્કર્ષથી તથા સેવક પ્રત્યેના વાત્સલ્યથી હું સર્વથા પ્રસન્ન થઈ છું. જા, વિજયી થા! પરિવાર સહિત આ રાજપુત્ર પણ જીવતો થાઓ!" એમ કહીને દેવી અદૃશ્ય થઈ. પછી જેને જીવન પ્રાપ્ત થયું છે એવો વીરવર પુત્ર અને પત્ની સહિત પોતાને ઘેર ગયો. રાજા પણ તેઓ જુએ નહિ એવી રીતે પોતાના પ્રાસાદમાં જઈને ત્યાં જ સૂઈ ગયો.

પછી દ્વાર ઉપર રહેલા વીરવરને ફરી વાર રાજાએ પૂછ્યું, એટલે તે બોલ્યો, "દેવ! એ રુદન કરતી સ્ત્રી મને જોઈને અદૃશ્ય થઈ. એ સિવાય બીજા કોઈ સમાચાર નથી." તે સાંભળીને સંતુષ્ટ થયેલો રાજા આશ્ચર્યપૂર્વક વિચાર કરવા લાગ્યો, "આ મહાસત્ત્વશાળીની શી રીતે પ્રશંસા કરવી? કેમકે

ઉદાર પુરુષે પ્રિય બોલવું, શૂરાએ બડાઈ ન હાંકવી, દાતાએ અપાત્રને દાન ન આપવું, અને પ્રગલ્ભ પુરુષે દયાવાન થવું. ૧૦૨.

મહાપુરુષનાં આ સર્વ લક્ષણો એનામાં દેખાય છે."

પછી રાજાએ પ્રભાતમાં શિષ્ટસભા કરીને, સર્વ વૃત્તાન્ત વર્ણવીને, વીરવર ઉપર કૃપા કરી તેને કર્ણાટ દેશનું રાજ્ય આપ્યું.

## (૩૮) સેવકનું મુખ સૂંઘનારી પુંશ્ચલી

( હિતોપદેશ ૪-૩ )[૪૮]

વિક્રમપુરમાં સમુદ્રદત્ત નામે વણિક હતો. તેની રત્નપ્રભા નામે પત્ની પોતાના કોઈ સેવકની સાથે સદા રમણ કરતી હતી. કેમકે

સ્ત્રીઓને કોઈ પ્રિય કે કોઈ અપ્રિય હોતો નથી. અરણ્યમાંની ગાયોની જેમ તેઓ નિત્ય નવા નવા ( તૃણ કે પુરુષની )ની ઇચ્છા કરે છે. ૭.

હવે, એક વાર તે સેવકના મુખ ઉપર ચુંબન કરતી એ રત્નપ્રભાને સમુદ્રદત્તે જોઈ. પછી એ પુંશ્ચલી સત્વર પોતાના પતિ પાસે જઈને બોલી, "નાથ! આ સેવક ઘણો શોખીન લાગે છે, કેમકે એ ચોરી કરીને કપૂર ખાય છે તે એનું મુખ સૂંઘીને મેં જાણ્યું." કહ્યું છે કે

સ્ત્રીઓનો આહાર બમણો, તેમની બુદ્ધિ ચારગણી, વ્યવસાય છગણો, અને કામ આઠગણો કહેલો છે. ૮.

એ સાંભળીને સેવકે ક્રોધ કરીને કહ્યું, "જે સ્વામીના ઘરમાં આવી ભાર્યા હોય—જ્યાં ગૃહિણી પ્રતિક્ષણે સેવકનું મુખ સૂંઘતી હોય ત્યાં સેવક રહે કેવી રીતે?" પછી તે ઊઠીને ચાલ્યો. વાણિયાએ યત્નપૂર્વક સમજાવીને તેને રાખ્યો.

---

૪૮. હિતોપદેશમાં આ વાર્તા 'અનાગતવિધાતા, પ્રત્યુત્પન્નમતિ અને યદ્ભવિષ્ય' એ ત્રણ માછલાંની વાર્તા (પશ્ચિમ ભારતીય પંચતંત્ર ૧-૧૪)ની ઉપકથા તરીકે આવે છે. અનાગતવિધાતા તો અગાઉથી ચેતીને ધરામાંથી ચાલ્યો જાય છે, પણ 'ઉત્પન્ન થયેલી આપત્તિને જે દૂર કરે તે જ બુદ્ધિમાન છે' એ કથનના ઉદાહરણ તરીકે પ્રત્યુત્પન્નમતિ યદ્ભવિષ્યને આ કથા કહે છે.

## (૩૯) વાઘ બનેલો ઊંદર અને મુનિ
### ( હિતોપદેશ ૪–૫ )[૪૯]

ગૌતમ મહર્ષિના તપોવનમાં મહાતપા નામે મુનિ હતા. કાગડાના મુખમાંથી પડી ગયેલું ઊંદરનું બચ્ચું તેમણે આશ્રમની પાસે જોયું. પછી સ્વભાવથી દયાળુ એવા તે મુનિએ જંગલી ડાંગરના કણો વડે તેને ઉછેર્યું. પછી બિલાડો તે ઊંદરને ખાવા માટે દોડ્યો. તેને જોઈને ઊંદર મુનિના ખોળામાં પેસી ગયો. એટલે મુનિએ કહ્યું, 'તું બિલાડો થા !" પછી તે બિલાડો થઈ કૂતરાને જોઈને નાસવા લાગ્યો. એટલે તે મુનિએ કહ્યું, "તું કૂતરાથી ડરે છે ! માટે તું જ કૂતરો થા !" એ કૂતરો વાઘથી ડરવા લાગ્યો. પછી એ મુનિએ કૂતરાને વાઘ બનાવી દીધો. હવે, તે વાઘને પણ મુનિ તો ઊંદર તરીકે જ જોતા હતા. વળી તે મુનિને તથા વાઘને જોઈને સર્વે કહેતા હતા કે "આ મુનિએ ઊંદરને વાઘ બનાવી દીધો !" એ સાંભળીને મનમાં વ્યથા પામી તે વાઘ વિચાર કરવા લાગ્યો, "જ્યાંસુધી આ મુનિ જીવશે ત્યાંસુધી મારા સ્વરૂપનું આ અપકીર્તિ કરનારું વર્ણન પણ

૪૯. મેઘવર્ણ નામે કાગડાએ યુક્તિથી કર્પૂરદ્વીપના રાજા હિરણ્યગર્ભ હંસના દુર્ગમાં વસીને ત્યાં આગ લગાડી, તેથી ચિત્રવર્ણ મયૂરનો વિજય થયો. આથી પ્રસન્ન થઈને મેઘવર્ણનો કર્પૂરદ્વીપના રાજ્ય ઉપર અભિષેક કરવાનો વિચાર ચિત્રવર્ણ કરે છે; પણ ચિત્રવર્ણનો મુખ્ય મંત્રી દીર્ઘદર્શી નામે ગીધ કહે છે કે, 'રાજ્ય આપવા સિવાય બીજી કોઈ કૃપા તેના ઉપર કરો, કેમકે નીચ પ્રાણી ઉત્તમ પદ પામીને પોતાના સ્વામીને જ મારવા ઇચ્છે છે.' પછી એના ઉદાહરણ તરીકે ગીધ આ કથા કહે છે.

આ વાર્તાનું 'પ્રયોજન' પશ્ચિમ ભારતીય પંચતંત્ર ૪-૮ ને બરાબર મળતું ('જાતિસ્વભાવ દૂર થઈ શકતો નથી' તે ) છે, વસ્તુમાં પણ કેટલીક સમાનતા છે, પરન્તુ એકંદરે આ કથા ભિન્ન હોવાથી તે અહીં લીધી છે. મૂળે એક જ વસ્તુમાંથી આ બન્ને કથા ઉત્પન્ન થઈ હોવાનો પૂરો સંભવ છે. આ સાથે સરખાવો કથાસરિત્સાગરમાંની 'મૂર્ખ ચાંડાલકન્યા'ની કથા (વધારાની કથાઓ, નં. ૫૮),

નાશ પામશે નહિ." એમ વિચારીને તે મુનિને મારવા માટે ગયો. એટલે મુનિએ એ જાણીને 'તું ફરી ઉંદર થા!' એમ કહીને તેને ઉંદર જ બનાવી દીધો.

## (૪૦) સુન્દ અને ઉપસુન્દ
### ( હિતોપદેશ ૪–૮ )[૫૦]

પ્રાચીન કાળમાં સુન્દ અને ઉપસુન્દ નામે બે દૈત્ય ભાઈઓએ ત્રૈલોક્યના રાજ્યની કામનાથી ઘણું દેહકષ્ટ ભોગવીને લાંબા સમય સુધી ભગવાન ચંદ્રશેખરની આરાધના કરી હતી. પછી તેમના ઉપર પ્રસન્ન થયેલા ભગવાને તેમને 'વર માગો!' એમ કહ્યું. પછી તેમનામાં અધિષ્ઠિત થયેલી દેવી સરસ્વતીને કારણે તેઓ કંઈ બોલવાની ઇચ્છા હોવા છતાં બીજું કંઈ બોલ્યા કે, "ભગવાન પરમેશ્વર જો અમારા ઉપર પ્રસન્ન થયા હોય તો પોતાની પ્રિયા પાર્વતી અમને આપે." પછી કોપાયમાન થયેલા ભગવાને વરદાનની અમોઘતાને કારણે તે વિચારમૂઢ દૈત્યોને પાર્વતી આપી. પછી જગતને ત્રાસ દેનારા, મનથી ઉત્સુક થયેલા, તથા પાર્વતીના લાવણ્યમાં લુબ્ધ થયેલા, અને જાણે (મૂર્તિમાન) પાપ તથા અંધકાર હોય એવા, તથા 'આ મારી છે!' એ પ્રમાણે અન્યોન્ય કલહ કરતા તે બન્ને જણાએ 'કોઈ મધ્યસ્થ પુરુષને પૂછીએ' એ પ્રમાણે નિશ્ચય કર્યો ત્યાં એ જ દેવ વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને ત્યાં ઉપસ્થિત થયા પછી 'અમે આને સ્વબળથી મેળવી છે, માટે અમારા બેમાંથી આ કોની થાય?' એ પ્રમાણે તેઓએ બ્રાહ્મણને પૂછ્યું. બ્રાહ્મણે કહ્યું,

---

૫૦. કર્પૂરદ્વીપ ઉપર ચિત્રવર્ણ મયૂરનો વિજય થઈ ગયો છે. આથી ચિત્રવર્ણને તેનો મંત્રી દીર્ઘદર્શી નામે ગીધ વર્ષા શરૂ થાય તે પહેલાં પોતાના દેશમાં–વિન્ધ્યમાં પહોંચી જવાની સલાહ આપે છે, અને 'સમોવડિયાની સાથે પણ સંધિની ઇચ્છા કરવી, કેમકે યુદ્ધમાં વિજય સંદિગ્ધ છે' એ કથનના ઉદાહરણરૂપે પરસ્પર લડીને મરણ પામનાર સમાન પરાક્રમવાળા સુન્દ અને ઉપસુન્દની કથા કહે છે.

"જ્ઞાનશ્રેષ્ઠ બ્રાહ્મણ પૂજાય છે, બળવાન ક્ષત્રિય પૂજાય છે, ધનધાન્યથી સમૃદ્ધ વૈશ્ય પૂજાય છે, અને દ્વિજોની સેવાથી શૂદ્ર પૂજાય છે. ૨૬.

તમે ક્ષત્રિયધર્મને અનુસરનારા છો. યુદ્ધ એ જ તમારો નિયમ છે." બ્રાહ્મણે આ પ્રમાણે કહ્યું, એટલે 'એણે ઠીક કહ્યું છે' એમ કરીને તુલ્ય પરાક્રમવાળા તેઓ એકી સાથે પરસ્પર ઉપર ધા કરીને વિનાશ પામ્યા.

## (૪૧) અગરના કોલસા બનાવનાર મૂર્ખ
### ( કથાસરિત્સાગર ૮૫, પૃ. ૩૧૫ )[૫૧]

હે દેવ ! તમે પ્રાજ્ઞકથા સાંભળી; હવે મૂર્ખકથા સાંભળો.

કોઈ ધનાઢ્ય વાણિયાનો મૂર્ખબુદ્ધિ પુત્ર હતો. તે એક વાર વેપાર માટે કટાહદ્વીપમાં ગયો હતો. તેની પાસે માલમાં અગરનો મોટો જથો હતો. પણ ત્યાંના કોઈ નિવાસીએ તેની પાસેથી તેનો આ વિશિષ્ટ માલ ખરીદ્યો નહિ, કારણ કે ત્યાંના લોકો અગરને ઓળખતા જ નહોતા. પછી કઠિયારાઓ પાસેથી લોકોને કોલસા ખરીદતા જોઈને એ મૂર્ખે તે કાળો અગર બાળીને તેના કોલસા કર્યા,

---

૫૧. બૃહત્કથામંજરી ૧૬-શ્લો. ૫૬૯. કથાનાયક નરવાહનદત્તના વિનોદાર્થે તેનો મિત્ર અને મંત્રી ગોમુખ આ તથા આ પછીની સર્વ કથાઓ સંભળાવે છે. એમાંની 'મુગ્ધકથાઓ'—મૂર્ખકથાઓ કથાસરિત્સાગરમાં પાંચ તંત્રોની મૂળ વાર્તાઓ-'પ્રાજ્ઞકથાઓ'ની વચ્ચે વચ્ચે આવે છે, જ્યારે બૃહત્કથામંજરીમાં તે પંચતંત્રને અંતે આવે છે.

અહીં તથા હવે પછી કથાસરિત્સાગરના કથાંકો ટૉની અને પેન્ઝરકૃત અંગ્રેજી ભાષાન્તર Ocean of Storiesના છે, જ્યારે પૃષ્ઠાંકો નિર્ણયસાગર પ્રેસની મૂળ સંસ્કૃત વાચનાની સને ૧૯૩૦માં બહાર પડેલી ત્રીજી આવૃત્તિના છે. નિર્ણયસાગરની આવૃત્તિમાં ક્યાંય કથાંકો આપેલા નથી, તેથી વાચકની સરળતા ખાતર અંગ્રેજી ભાષાન્તરમાંના કથાંકો મેળવીને અહીં આપ્યા છે.

તથા કોલસાના મૂલ્યથી તે વેચીને[52] પછી ઘેર આવીને પોતાની આ કુશળતાની પ્રશંસા કરતો તે લોકોમાં હાસ્યપાત્ર થયો.

અગર બાળનારાની વાત મેં કહી. હવે, તલ વાવનારાની વાત સાંભળો.

## (૪૨) શેકીને વાવનાર મૂર્ખ

(કથાસરિત્સાગર ૮૬, પૃ. ૩૧૫)[53]

ભૂત જેવો એક ગામડિયો ખેડૂત હતો. તેણે એક વાર શેકેલા તલ ખાધા પછી એ તલને સ્વાદિષ્ટ જાણીને એવા જ સ્વાદિષ્ટ તલ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી તે શેકીને વાવ્યા. શેકેલા તલ ઊગ્યા નહિ, તેથી જેનો અર્થ નાશ પામ્યો છે એવા તેની લોકો મશ્કરી કરવા લાગ્યા.

તલ વાવનારાની વાત કહી. હવે, જળમાં અગ્નિ નાખનારાની વાત સાંભળો.

## (૪૩) જળમાં અગ્નિ નાખનાર મૂર્ખ

(કથાસરિત્સાગર ૮૭, પૃ. ૩૧૫)[54]

મંદબુદ્ધિવાળો એક મનુષ્ય હતો. એક વાર રાત્રે તેણે વિચાર્યું કે "પ્રભાતે દેવતાની પૂજા કરવી છે. સ્નાન ધૂપાદિ માટે મને જળ અને અગ્નિ ઉપયોગી છે, માટે તે બન્ને એકઠાં રાખું, જેથી મને જલદી મળી શકે." એમ વિચાર કરીને પાણીના કુંભમાં અગ્નિ નાખીને તે સૂઈ ગયો. સવારે જુએ છે તો અગ્નિ નાશ પામ્યો હતો અને પાણી બગડ્યું હતું. કોલસાથી મલિન થયેલા પાણીમાં જોયું, એટલે તેનું મુખ પણ તેવું જ મલિન દેખાયું, અને હાસ્યયુક્ત લોકોને વળી પાછું સ્મિત થયું!

---

૫૨. બૃહત્કથામંજરી પ્રમાણે, અગરનો જથો બાળ્યો નહોતો, પણ એક કોડીમા બધો વેચી દીધો હતો.

૫૩. બૃહત્કથામંજરી, ૧૬-શ્લો. ૫૭૧

૫૪. એજ, ૧૬-શ્લો. ૫૭૨

અગ્નિકુંભ(ને કારણે પ્રસિદ્ધ થયેલા મૂર્ખ)ની વાત તમે સાંભળી. હવે, નાસિકારોપણ સાંભળો.

## (૪૪) ગુરુનું નાક કાપી સ્ત્રીને ચોંટાડનાર મૂર્ખ

(કથાસરિત્સાગર ૮૮, પૃ. ૩૧૬)[૫૫]

કોઈ એક વાર એક મૂઢમતિવાળો મૂર્ખ પુરુષ થયો હતો. તેણે ચપટા નાકવાળી પોતાની પત્ની અને ઊંચા નાકવાળા ગુરુને જોઈને, ઊંઘી ગયેલા ગુરુનું નાક કાપી લીધું, અને જઈને પત્નીનું નાક કાપીને તે ઉપર ચોંટાડ્યું, પણ ગુરુનું નાક તેની પત્નીના મુખ ઉપર ઊગ્યું નહિ. એ પ્રમાણે તેણે પત્ની અને ગુરુ બન્નેને નાક વિનાનાં કરી નાખ્યાં.

હવે વનવાસી પશુપાલની વાત સાંભળો.

## (૪૫) ધૂર્તો વડે છેતરાયેલો મૂર્ખ ગોવાળ

(કથાસરિત્સાગર ૮૯, પૃ. ૩૧૬)[૫૬]

કોઈ મહામૂર્ખ અને સમૃદ્ધ ગોવાળ વનમાં રહેતો હતો. ઘણાક ધૂર્તો તેની સાથે મિત્રતા કરીને મળ્યા. પછી તેઓએ તેને કહ્યું કે "એક નગરવાસી ધનાઢ્યની પુત્રીનું અમે તારે માટે માગું કર્યું છે, અને તેના પિતાએ તે સ્વીકાર્યું છે." એ સાંભળીને તેણે સંતુષ્ટ થઈને તેઓને ધન આપ્યું. થોડાક દિવસ વીત્યા પછી તેઓએ ફરી વાર તેની પાસે આવીને કહ્યું કે "તારો વિવાહ થઈ ગયો છે." પછી વિશેષ પ્રસન્ન થઈને તેણે તેઓને ઘણું ધન આપ્યું. થોડાક દિવસ પછી તેઓએ તેને કહ્યું કે "તારે પુત્ર થયો છે." આથી આનંદ પામીને તે મૂઢે સર્વ ધન તેઓને આપી દીધું, અને બીજે દિવસે "હું પુત્રને મળવાને ઉત્સુક છું" એમ કહીને રોવા લાગ્યો.

---

૫૫. એજ, ૧૬–શ્લો. ૫૭૩

૫૬. એજ, ૧૬–શ્લો. ૫૭૪

આ પ્રમાણે રુદન કરતા, જાણે કે પશુઓની જડતા જેનામાં સંક્રાન્ત થઈ હતી એવા, અને ધૂર્તો વડે છેતરાયેલા પશુપાલે લોકોને હાસ્યનું કારણ આપ્યું.

હે દેવ ! તમે પશુપાલની વાત સાંભળી. હવે, અલંકારલંબકની (ગમે તેમ અલંકારો લટકાવનારની) વાત સાંભળો.

## (૪૬) અલંકારલંબક

( કથાસરિત્સાગર ૯૦, પૃ. ૩૧૬ )[૫૭]

એક ગામડિયાને જમીન ખોદતાં ઘણા અલંકારો મળ્યા. રાત્રે રાજમહેલમાંથી ચોરોએ એ અલંકારો ચોરીને ત્યાં દાટી દીધા હતા. એ લઈને તેણે ત્યાં જ પોતાની પત્નીને આભૂષિત કરી. મેખલા માથા ઉપર બાંધી, હાર જઘન ઉપર, નૂપુર હાથ ઉપર અને કંકણ કાનમાં પહેરાવ્યાં. હાસ્ય કરતા લોકોએ આ વાત જાહેર કરી, એટલે રાજાએ તે જાણીને તેની પાસેથી પોતાનાં આભરણ લઈ લીધાં, અને એ પશુ જેવા ગામડિયાને છોડી મૂક્યો.

હે દેવ ! અલંકારલંબકની કથા મેં કહી. હવે, રૂવાળાની કથા કહું છું તે સાંભળો.

## (૪૭) રૂને શુદ્ધ કરવા માટે અગ્નિમાં નાખનાર મૂર્ખ

( કથાસરિત્સાગર ૯૧, પૃ. ૩૧૬ )[૫૮]

કોઈ મૂર્ખ પુરુષ રૂ વેચવા માટે બજારમાં ગયો, પણ અશુદ્ધ હોવાને લીધે તે રૂ કોઈએ ખરીદ્યું નહિ. એવામાં સોનીએ અગ્નિમાં તપાવીને શોધીને વેચેલું, તથા ગ્રાહકે ખરીદેલું સુવર્ણ તેણે જોયું. એ જોઈને એ મૂર્ખે પણ રૂને શુદ્ધ કરવા માટે તે અગ્નિમાં નાખ્યું; અને તે બળી ગયું, એટલે લોકો તેને હસવા લાગ્યા.

---

૫૭. એજ, ૧૬–શ્લો. ૫૭૫

૫૮. એજ, ૧૬–શ્લો. ૫૭૬. બૃહત્કથામંજરીમાં રૂને બદલે કાપડની વાત છે.

હે દેવ! તમે રૂવાળાની કથા સાંભળી. હવે, ખજૂરી કાપનારાની કથા સાંભળો.

## (૪૮) કાપેલાં ખજૂરી ફરી વાવનાર મૂર્ખાઓ

( કથાસરિત્સાગર ૬૨, પૃ. ૩૧૬ )[૫૯]

કેટલાક મૂર્ખ ગામડિયાઓને અધિકારીઓએ એકઠા કરીને રાજાના હુકમથી ખજૂર લાવવા માટે મોકલ્યા. માર્ગમાં એની મેળે પડી ગયેલી તથા જેના ઉપરથી સહેલાઇથી ખજૂર લઇ શકાય એવી ખજૂરી જોઇને તેઓએ પોતાના ગામની બધી ખજૂરીઓ કાપી નાખી. એ ખજૂરીઓ નીચે પડી ગયા પછી તેઓએ તે ઉપરથી ખજૂરનો બધો પાક લઇ લીધો. પછી તેઓ ખજૂરીઓ ઊભી કરીને ફરી વાવવા લાગ્યા, પણ તેમાં સફળ થયા નહિ. પછી તેઓ રાજા પાસે ખજૂર લાવ્યા, પણ તેઓ ખજૂરીઓ ફરી રોપવાનો પ્રયાસ કરતા હતા તે ઉપરથી ખજૂરીઓનું છેદન થયેલું જાણીને ઊલટી રાજાએ તેમને શિક્ષા કરી.

ખર્જૂરહાસ્યની કથા કહી. હવે, નિધાનદર્શનની કથા કહું છું.

## (૪૯) નિધાનદર્શીની આંખો ફોડનાર મૂર્ખ મંત્રી

( કથાસરિત્સાગર ૬૩, પૃ. ૩૧૬ )[૬૦]

કોઇ એક નિધાનદર્શીને–જમીનમાં રહેલો ભંડાર જોનારને કોઇ રાજા પકડી લાવ્યો હતો. 'આ નાસીને ક્યાંય જતો ન રહે' એમ વિચારીને રાજાના કુમંત્રીએ એ નિધાનદર્શીની આંખો ફોડાવી દીધી. આથી ભૂમિનાં લક્ષણોને નહિ જોઇ શકતા તથા ગતિ અને અગતિમાં સમાન એવા તે આંધળાને જોઇને લોકો એ જડ મંત્રીને હસવા લાગ્યા.

નિધાનના અવલોકનની કથા સાંભળીને તમે મીઠું ખાવાની કથા સાંભળો

---

૫૯. એજ, ૧૬–શ્લો. ૫૭૭. ૬૦. એજ, ૧૬–શ્લો. ૫૭૮.

## (૫૦) મીઠાની મૂઠી ખાનાર મૂર્ખ
### ( કથાસરિત્સાગર ૬૪, પૃ. ૩૧૬ )[61]

ગહ્વર નામે કોઈ ગામડિયો જડ પુરુષ હતો. એક નગરવાસી મિત્ર તેને પોતાને ઘેર લઈ ગયો, અને મીઠા વડે સ્વાદિષ્ટ બનાવેલાં અન્ન અને ફરસાણ તેણે તેને જમાડયાં 'અન્નાદિની આ સ્વાદિષ્ટતા શાથી છે?' એમ તે ગહ્વરે પૂછ્યું, એટલે તે મિત્રે ઉત્તર આપ્યો કે 'મુખ્યત્વે મીઠાને લીધે.' 'એમ હોય તો તે જ ખાવું જોઈએ' એ પ્રમાણે કહીને તેણે દળેલા મીઠાની મૂઠી લઈને મોઢામાં નાખીને ખાવા માંડી, એટલે તેમ કરતાં એ મૂર્ખના હોઠ અને દાઢી એ મીઠાથી ભરાઈ ગયાં, અને લોકોનું મુખ પણ હસતાં હસતાં ધોળું થઈ ગયું.

હે દેવ! આપે મીઠું ખાનારની કથા સાંભળી. હવે, ગોદોહકની કથા સાંભળો.

## (૫૧) ઘણું દૂધ મેળવવાની આશાએ ગાય નહિ દોહનાર મૂર્ખ
### ( કથાસરિત્સાગર ૬૫, પૃ. ૩૧૬ )[62]

કોઈ મૂર્ખ ગામડિયો હતો. તેની પાસે એક ગાય હતી. તેની એ ગાય દરરોજ સો પળ દૂધ આપતી હતી. એક વાર તેને ત્યાં ઉત્સવનો સમય નજીક આવ્યો, એટલે 'એકી સાથે ઘણું દૂધ હું ઉત્સવના દિવસે લઈશ', એમ વિચારીને એ મૂર્ખે એક માસ સુધી તે ગાય દોહી નહિ. ઉત્સવનો દિવસ આવતાં દોહવા જાય છે તો એ ગાયનું બધું દૂધ સુકાઈ ગયું હતું, એથી લોકોને સતત હસવાનું થયું.

ગોદોહક મૂર્ખની કથા સાંભળી. હવે બીજા બેની સાંભળો

---

૬૧. એજ, ૬૬-શ્લો. ૫૮૦

૬૨. એજ, ૬૬-શ્લો. ૫૮૧

## (૫૨) કોઠ મારે માથું ફોડનાર મૂર્ખ
### ( કથાસરિત્સાગર ૬૬, પૃ. ૩૧૬ )[૬૩]

તાંબાના કુંભ જેવા મસ્તકવાળો કોઈ ટાલવાળો પુરુષ હતો. ભૂખ્યા થયેલા તથા હાથમાં કોઠ લઈને માર્ગેથી આવતા કોઈ તરુણે તેને એક ઝાડ નીચે બેઠેલો જોયો. રમત કરતાં તેણે કોઠ વડે પેલા ટાલવાળાના માથા ઉપર ઘા કર્યો. ટાલવાળાએ એ સર્વ સહન કર્યું, પરન્તુ કંઈ બોલ્યો નહિ. એથી પેલાએ બીજાં સર્વ કોઠ તેને અનુક્રમે માર્યાં. માથામાંથી લોહી ઝરતું હોવા છતાં તે મૂગો જ બેસી રહ્યો. નિષ્ફળ તારુણ્યક્રીડા કરીને જેણે બધાં કોઠ ભાંગી નાખ્યાં હતાં એવો પેલો મૂર્ખ યુવાન ભૂખથી પીડાતો ઘેર ગયો. 'આવાં સ્વાદિષ્ટ કોઠના ઘા મારે કેમ સહન ન કરવા ?' એમ બોલતો તથા જેના માથામાંથી લોહી ઝરતું હતું એવો તે ટાલવાળો મૂર્ખ પોતાને ઘેર ગયો. જાણે મૂર્ખ-સામ્રાજ્યના પટ્ટથી બંધાયું હોય તેવું લોહીથી ખરડાયેલું તેનું મસ્તક જોઈને કોણ તેને હસતું નહોતું ?

## (૫૩) ઈર્ષ્યાળુ પતિ અને તેની વ્યભિચારી પત્ની
### ( કથાસરિત્સાગર ૬૮, પૃ. ૩૧૯ )

હે પ્રભુ ! કોઈ નગરમાં કોઈ ઈર્ષ્યાળુ પુરુષ હતો. તેની રૂપાળી પત્ની તેને ઘણી વહાલી હતી. વિશ્વાસ વિનાનો એવો તે એને એકલીને ક્યાંય પણ રહેવા દેતો નહોતો, અને ચિત્રમાં આલેખેલા પુરુષોથી પણ એનું શીલ ભ્રષ્ટ થવાની શંકા કરતો હતો.

હવે, કોઈ આવશ્યક કાર્યને લીધે એ પુરુષ કોઈ વાર તે પત્નીની સાથે અન્ય પ્રદેશમાં ચાલ્યો. માર્ગમાં આગળ ભીલોવાળી અટવી જોઈને તેમના ભયથી પાસેના ગામડાના એક વિપ્રને ત્યાં એ સ્ત્રીને રાખીને તે આગળ ગયો. ત્યાં રહેલી તે સ્ત્રી એ માર્ગે આવેલા કેટલાક ભીલોને જોઈને તેમાંના એક તરુણ ભીલની સાથે નિર્લજ્જ પણે

૬૩. એજ, ૬૬-શ્લો. ૫૮૨

ચાલી ગઈ. જેણે પોતાના ઈર્ષ્યાળુ પતિનો ત્યાગ કર્યો હતો એવી તે, જેણે સેતુ ભાંગી નાખ્યો છે એવી નદીની જેમ, તેની સાથે એ પલ્લીમાં–ભીલોના ગામમાં યથેચ્છ વિચરવા લાગી.

પછી તેના પતિએ પોતાનું કાર્ય કરી પાછા તે ગામમાં આવીને પોતાની પત્નીની માગણી કરી, એટલે બ્રાહ્મણે તેને કહ્યું, "તે ક્યાં ગઈ છે એ હું જાણતો નથી, પણ એટલું જ જાણું છું કે અહીં ભીલો આવ્યા હતા તેઓ તેને લઈ ગયા હશે. એ પલ્લી અહીં નજીકમાં જ છે, માટે તું ત્યાં સત્વર જા, એટલે તારી સ્ત્રી તને મળશે. એમાં બીજો વિચાર કરીશ નહિ." બ્રાહ્મણે આમ કહ્યું, એટલે પોતાની અવળી બુદ્ધિની નિન્દા કરતો તથા રડતો તે પુરુષ ભીલોની પલ્લીમાં ગયો, અને ત્યાં તેણે પોતાની પત્નીને જોઈ.

એ પાપિણીએ પણ એ સમયે તેને જોઈને ડરીને કહ્યું, "મારો દોષ નથી; ભીલ મને બળાત્કારે અહીં લાવ્યો છે." "તો આવ, કોઈ જુએ નહિ એટલામાં આપણે જતાં રહીએ" એમ બોલતા એ રાગાંધ પતિને તેણે કહ્યું, "શિકારેથી ભીલને આવવાનો આ સમય છે. આવ્યા પછી આપણી પાછળ પડીને તમને તથા મને તે જરૂર મારી નાખશે. માટે આ ગુફામાં પ્રવેશીને તમે ગુપ્ત રહો. રાત્રે તે ઊંઘી જશે, એટલે તેને મારીને નિર્ભય એવાં આપણે બે અહીંથી જઈશું." એ પ્રમાણે તે શઠ સ્ત્રીએ જેને કહ્યું હતું એવો તે પુરુષ ગુફામાં પેસીને રહ્યો. કામ વડે જેમનું ચિત્ત અંધ થઈ ગયેલું હોય તેમના હૃદયમાં વિવેકને અવકાશ કેવી રીતે હોય?

પછી ભીલ સાંજે ઘેર આવ્યો ત્યારે એ કુભારજાએ તેના પ્રત્યેની આસક્તિથી ઘરની અંદર રાખેલા પોતાના પતિને બતાવ્યો. એ ક્રૂર કર્મવાળા પરાક્રમી ભીલે તેને બહાર ખેંચી કાઢીને પ્રભાતમાં દેવી સમક્ષ બલિદાન આપવા માટે ઝાડ સાથે સજ્જડ બાંધ્યો. પછી રાત્રે તેની નજર સમક્ષ જ તેની પત્ની સાથે ભોજન કરીને તથા સુરતક્રીડા કરીને તે સૂઈ ગયો.

તેને ઊભી થયેલો જોઇને ઝાડની સાથે બંધાયેલા એ ઈર્ષ્યાળુ પુરુષે સ્તુતિઓ વડે ચંડિકાની પૂજા કરી તથા આર્તતાપૂર્વક એ દેવીને શરણે ગયો. દેવીએ પ્રત્યક્ષ થઇને તેને વરદાન આપ્યું, જેથી બંધનમાંથી મુક્ત થયેલા એવા તેણે એ ભીલના ખડ્ગ વડે જ તેનું માથું કાપી નાખ્યું.

'હવે ચાલ, મેં તે પાપીને મારી નાખ્યો છે' એ પ્રમાણે તેણે પોતાની પત્નીને જગાડીને કહ્યું. તે પણ અફસોસ કરતી ઊભી થઈ. રાત્રે કોઈ ન જુએ તેમ તે ભીલનું મસ્તક લઇને એ કુભારજા પોતાના પતિની સાથે ચાલી. પ્રભાતે કોઈ નગરમાં પહોંચીને પેલું માથું બતાવતી એવી તેણે 'આ પુરુષે મારા પતિને મારી નાખ્યો છે' એમ કહી, પતિને પકડીને આક્રંદ કરવા માંડયું.

પછી એ સ્ત્રી સહિત તેને નગરરક્ષકો રાજા પાસે લઈ ગયા; અને ત્યાં એ ઈર્ષ્યાળુ પતિને જે વૃત્તાન્ત બન્યો હતો તે પૂછવામાં આવ્યો, એટલે તેણે બધું વર્ણવી બતાવ્યું. પછી રાજાએ ખરી હકીકત જાણીને એ કુભારજાનાં નાક-કાન કાપી નાખ્યાં અને તેના પતિને છોડી મૂકયો. કુભારજાના સ્નેહરૂપી ગ્રહમાંથી મુક્ત થયેલો એવો તે પણ છૂટો થઇને પોતાને ઘેર ગયો.

હે દેવ ! ઈર્ષ્યા વડે નિયંત્રિત કરવામાં આવેલી સ્ત્રીઓ આ પ્રમાણે કરે છે, અને ઈર્ષ્યાને કારણે જ સ્ત્રીઓ અન્ય પુરુષનો સંગ કરવાનું શીખે છે. માટે બુદ્ધિમાન પુરુષે ઈર્ષ્યા પ્રકટ કર્યા વિના જ સ્ત્રીનું રક્ષણ કરવું, અને કલ્યાણ ઇચ્છતા પુરુષે સ્ત્રીઓ આગળ ગમે તેમ ગુપ્ત વાત કહેવી નહિ. એ વિષયમાં એક કથા સાંભળો.

## (૫૪) ગરુડ અને નાગ

(કથાસરિત્સાગર ૯૯, પૃ. ૩૨૦)

ગરુડના ભયથી પલાયન કરી ગયેલો કોઈ નાગ માનવ રૂપ ધારણ કરીને પૃથ્વી ઉપર કોઈ ગણિકાના ઘરમાં રહેતો હતો. ગણિકા

પણ તેની પાસેથી સો હાથી વેતન તરીકે લેતી હતી, અને નાગ પણ પોતાના પ્રભાવથી તેને દરરોજ એ આપતો હતો. હવે, એક વાર તે વિલાસિનીએ તેને આગ્રહપૂર્વક પૂછ્યું કે "દરરોજ તમારી પાસે સો હાથી ક્યાંથી આવે છે? તમે કોણ છો?" એટલે કામથી મોહિત થયેલા એવા તેણે પણ કહ્યું કે "કોઈને કહીશ નહિ. ગરુડના ભયથી અહીં રહેતો એવો હું નાગ છું." પછી એ બધું ગણિકાએ કુટ્ટનીને એકાન્તમાં કહ્યું.

હવે, નાગને માટે પુરુષનું રૂપ ધારણ કરીને જગતમાં શોધ કરતો ગરુડ તે કુટ્ટની પાસે આવીને કહેવા લાગ્યો કે "હે આર્યે! આજે તારી પુત્રીના ઘરમાં હું રહીશ; મારી પાસેથી વેતન લઈ લે." કુટ્ટનીએ તેને કહ્યું, "અહીં રહેતો નાગ અમને નિત્ય પાંચસો હાથી આપે છે, પછી એક દિવસના વેતનની અમને શી પરવા છે?" પછી નાગને ત્યાં રહેલો જાણીને એ ગરુડ એ વારાંગનાના ઘરમાં અતિથિરૂપે પ્રવેશ્યો. ત્યાં ઝરૂખામાં બેઠેલા નાગને જોઈને તેણે પોતાની જાત પ્રકટ કરી તેને મારી નાખ્યો, તથા પછી ખાઈ ગયો.

માટે ડાહ્યા પુરુષે સ્ત્રી સમક્ષ નિઃશંકપણે ગુપ્ત વાત કરવી નહિ. એમ કહીને ફરી પાછો ગોમુખ મુગ્ધકથા કહેવા લાગ્યો.

## (૫૫) કેશમુગ્ધની કથા
### (કથાસરિત્સાગર ૧૦૦, પૃ. ૩૨૦)

તાંબાના કુંભ જેવા મસ્તકવાળો કોઈ ટાલવાળો પુરુષ હતો. મૂર્ખ તથા ધનવાન એવો તે આ લોકમાં વાળ વિના લજ્જા પામતો હતો. હવે, બીજાની ઉપર આજીવિકા ચલાવનાર કોઈ ધૂર્ત તેને આવીને કહ્યું કે "એક વૈદ્ય છે, જે કેશ ઉગાડવાનું ઔષધ જાણે છે." એ સાંભળીને તેણે કહ્યું, "તેને જો તું મારી પાસે લાવે તો હું તને તથા તે વૈદ્યને ધન આપીશ." તેણે એમ કહ્યું, એટલે પેલા

ધુતારો થોડા સમય સુધી તેનું ધન વાપરીને પછી એ મૂર્ખ પાસે એક ધૂર્ત વૈદ્યને તેડી લાવ્યો. ઘણા સમય સુધી તેની ઉપર આજીવિકા ચલાવ્યા પછી એક વાર તે વૈદ્યે પણ પોતાના માથા ઉપરની પાઘડી ઉતારીને એ મૂર્ખને પોતાનું ટાલવાળું મસ્તક બતાવ્યું. એ જોયા છતાં પણ પેલા વિચાર વિનાના જડબુદ્ધિએ એ વૈદ્ય પાસે કેશ માટેના ઔષધની માગણી કરી. ત્યારે એ વૈદ્યે કહ્યું કે "હું પોતે ટાલવાળો હોવા છતાં બીજાના વાળ કેવી રીતે ઉગાડું ? એટલા માટે જ હે મૂર્ખ ! મેં વાળ વિનાનું મારું મસ્તક તને બતાવ્યું તોપણ તું સમજતો નથી, તો તને ધિક્કાર છે!" એમ કહીને વૈદ્ય ગયો.

હે દેવ ! એ રીતે ધુતારાઓ જડ બુદ્ધિવાળાઓ સાથે ખેલે છે. આ પ્રમાણે તમે કેશમુગ્ધની કથા સાંભળી. હવે, તૈલમુગ્ધની કથા સાંભળો.

## (૫૬) તૈલમુગ્ધની કથા
### (કથાસરિત્સાગર ૧૦૧, પૃ. ૩૨૦)

કોઈ મૂર્ખ પુરુષ કોઈ સદ્‌ગૃહસ્થનો નોકર હતો. તેને તેના સ્વામીએ તેલ લેવા માટે વાણિયા પાસે મોકલ્યો હતો. વાણિયા પાસેથી તેણે વાસણમાં તેલ લીધું. તેલનું વાસણ લઈને તે આવતો હતો તે સમયે કોઈ મિત્રે તેને કહ્યું, "સંભાળ, આ તેલનું પાત્ર નીચેથી ઝરે છે." એ સાંભળીને નીચે જોવા માટે તે મૂર્ખે એ પાત્ર ઊંધું વાળ્યું, તેથી તેનું એ બધું તેલ ભૂમિ ઉપર ઢળી ગયું. આ જાણીને લોકના હાસ્યને પાત્ર થયેલા તેને તેના સ્વામીએ ઘરમાંથી કાઢી મૂક્યો.

માટે મૂર્ખને પોતાની બુદ્ધિ પ્રમાણે વર્તવા દેવો સારો, પણ તેને શિખામણ આપવી સારી નહિ. આ પ્રમાણે તમે તૈલમુગ્ધની કથા સાંભળી. હવે, અસ્થિમુગ્ધની કથા સાંભળો.

## (૫૭) અસ્થિમુગ્ધની કથા

(કથાસરિત્સાગર ૧૦૨, પૃ. ૩૨૦)

કોઈ મૂર્ખ પુરુષ હતો. તેની પત્ની વ્યભિચારિણી હતી. એક દિવસ એ સ્ત્રીનો પતિ કારણુસર દેશાવર ગયો હતો ત્યારે જેને કામ-કાજની સૂચના આપી હતી એવી પોતાની વિશ્વાસુ સેવિકાને અતન્ય દાસી તરીકે સ્થાપિત કરીને નિરર્ગલ સુખની ઇચ્છાથી તે એકલી પોતાના ઉપપતિને ઘેર ગઈ. પછી તેનો પતિ પાછો આવ્યો, એટલે અગાઉ શીખવ્યા પ્રમાણે આંસુથી ગદ્ગદ કંઠે એ દાસી બોલી કે "તમારી પત્ની મરણ પામી છે, આજે તેને અગ્નિદાહ દેવામાં આવ્યો છે." એમ કહીને તેને સ્મશાનમાં લઈ જઈને બીજી ચિતાઓમાંનાં અસ્થિ બતાવ્યાં. એ મૂર્ખે રોતાં રોતાં સ્નાન કર્યું તથા તીર્થોમાં એ અસ્થિ પધરાવીને તે પોતાની પત્નીનો શ્રાદ્ધવિધિ કરવાને તૈયાર થયો. 'આ ઉત્તમ બ્રાહ્મણ છે' એમ કહીને એજ દાસી તેની પત્નીના ઉપપતિને લઈ આવી, અને એ મૂર્ખે તેને શ્રાદ્ધનો બ્રાહ્મણ બનાવ્યો. એ પત્ની ઉત્તમ વેશ ધારણ કરીને માસે માસે તે ઉપપતિની સાથે ત્યાં આવીને મિષ્ટાન્ન ખાતી હતી. પેલી દાસીએ તેના પતિને કહ્યું કે "હે પ્રભુ ! જુઓ, સતીધર્મના પ્રભાવથી તમારી પત્ની પોતે પરલોક-માંથી આવીને બ્રાહ્મણની સાથે જમે છે." પેલા મૂર્ખશિરોમણિએ પણ એ બધું સાચું માન્યું.

કુટિલ સ્ત્રીઓ સરલ અંતઃકરણવાળા પુરુષોને રમત માત્રમાં છેતરે છે. તમે અસ્થિમુગ્ધની કથા સાંભળી. હવે, ચાંડાલકન્યાની કથા સાંભળો.

## (૫૮) મૂર્ખ ચાંડાલકન્યા

(કથાસરિત્સાગર ૧૦૩, પૃ. ૩૨૦)[૬૪]

રૂપવતી પણ મૂર્ખ કોઈ ચાંડાલકન્યા હતી. તેણે પોતાના

---

૬૪ આ કથાનું 'પ્રયોજન' પશ્ચિમ ભારતીય પંચતંત્ર ૪-૮ અને હિતો-પદેશ ૪-૫ ને બરાબર મળતું ('જાતિસ્વભાવ દૂર થઇ શકતો નથી' તે) છે. ત્રણે કથાઓના વસ્તુમાં પણ કેટલુંક નોંધપાત્ર સામ્ય છે.

હૃદયમાં ચક્રવર્તી રાજાને વર તરીકે પ્રાપ્ત કરવાનો સંકલ્પ કર્યો હતો. રાજાને એક વાર નગરમાં ફરવા નીકળેલો જોઈને, તેને સર્વોત્તમ પતિ ગણીને તે એની પાછળ જવા લાગી. માર્ગમાં એક મુનિ આવ્યા. તેમના ચરણમાં પ્રણામ કરીને તે રાજા પાછો હાથી ઉપર બેસીને પોતાના ભવનમાં ગયો. તે જોઈને, રાજા કરતાં પણ મુનિને ઉત્તમ ગણીને ચાંડાલકન્યા રાજાને છોડીને તે મુનિની પાછળ જવા લાગી. મુનિ પણ આગળ જતાં શિવાલય જોઈને ત્યાં ભૂમિ ઉપર ગોઠણિયે પડી શિવને પ્રણામ કરીને ત્યાંથી ગયા. એ જોઈને તે અંત્યજકન્યા મુનિ કરતાં પણ શિવને ઉત્તમ જાણીને, એ મુનિનો ત્યાગ કરીને દેવ પ્રત્યે પતિબુદ્ધિ રાખીને ત્યાં જ રહી. ક્ષણ પછી એક કૂતરાએ ત્યાં પ્રવેશ કરીને તથા દેવની પીઠિકા ઉપર ચડીને, જાંઘ ઊંચી કરીને પોતાની જાતિ પ્રમાણે કર્યું-પેશાબ કર્યો. એ જોઈને તે ચાંડાલી દેવ કરતાં પણ કૂતરાને ઉત્તમ જાણીને, દેવનો ત્યાગ કરીને, ત્યાંથી જતા કૂતરાની પાછળ પતિ મેળવવાની ઇચ્છાથી ચાલી. કૂતરો પણ પોતાના પરિચિત ચાંડાલને ઘેર આવીને ત્યાં એક ચાંડાલ યુવાનના પગમાં પ્રેમથી આળોટવા લાગ્યો. એ જોઈને, કૂતરા કરતાં ચાંડાલના પુત્રને ઉત્તમ માનીને પોતાની જાતિમાં સંતુષ્ટ થયેલી એ ચાંડાલી તે જ પતિને વરી.

એ પ્રમાણે મોટાં મોટાં પગલાં ભરનાર જડ મનુષ્યો પાછાં પોતાના સ્થાનમાં પડે છે. એ પ્રમાણે બીજા એક મૂર્ખ રાજાની કથા સંક્ષેપમાં સાંભળો.

## (૫૯) મૂર્ખ રાજાની કૃપણતા

( કથાસરિત્સાગર ૧૦૪, પૃ. ૩૨૧ )

કોઈ એક મૂર્ખ રાજા હતો. તે ભંડારથી સમૃદ્ધ હોવા છતાં કૃપણ હતો. એક વાર હિતૈષી મંત્રીઓએ તેને કહ્યું કે "દેવ! આ જગતમાં દાન પરલોકની દુર્ગતિને હરે છે, માટે દાન કરો. આયુષ્ય અને ધન તો ક્ષણભંગુર છે." એ સાંભળીને તે રાજા બોલ્યો, "મરણ

પામ્યા પછી મારા આત્માની દુર્ગતિ જોઉં તો હું દાન કરું.'" એટલે મનમાં હસતા તે મંત્રીઓ મૂગા થઈ ગયા.

એ પ્રમાણે જ્યાંસુધી ધન મૂર્ખ મનુષ્યનો ત્યાગ કરતું નથી ત્યાંસુધી તે ધનને છોડતો નથી.

હે દેવ! તમે મૂર્ખ રાજાની કથા સાંભળી. હવે વચમાં બે મિત્રોની કથા સાંભળો.

## (૬૦) બે મિત્રોની કથા

### (કથાસરિત્સાગર ૧૦૫, પૃ. ૩૨૧)

કાન્યકુબ્જમાં ચન્દ્રાપીડ નામે રાજા થયો હતો. તેનો ધવલમુખ નામે કોઈ સેવક હતો. તે દરરોજ બહારથી ખાઈપીને પોતાને ઘેર જતો હતો. 'તમે નિત્ય ખાઈપીને ક્યાંથી આવો છો?' એ પ્રમાણે પત્નીએ પૂછતાં તે ધવલમુખે તેને આ પ્રમાણે કહ્યું, "હે સુન્દરિ! હું સદા મિત્રો પાસે ખાઈપીને આવું છું. આ લોકમાં મારા બે મિત્રો છે. એમાંનો એક કલ્યાણવર્મા ભોજનાદિ વડે મારો ઉપકાર કરે છે, જ્યારે બીજો વીરબાહુ પોતાના પ્રાણ વડે પણ મારા ઉપર ઉપકાર કરનારો છે." આ સાંભળીને તે પત્નીએ ધવલમુખને કહ્યું કે "તમારા એ બન્ને મિત્રો મને બતાવો."

પછી તે પણ પત્નીને લઈને કલ્યાણવર્માને ઘેર ગયો. કલ્યાણવર્માએ મહામૂલ્યવાન સામગ્રીથી તેનો સત્કાર કર્યો. બીજે દિવસે ધવલમુખ પત્નીને સાથે લઈને વીરબાહુની પાસે ગયો. દ્યૂત રમવામાં રોકાયેલા વીરબાહુએ સ્વાગત કરીને તેને વિદાય આપી. પછી આશ્ચર્ય પામેલી તે પત્નીએ ધવલમુખને કહ્યું, "કલ્યાણવર્માએ તમારો ભારે સત્કાર કર્યો હતો, જ્યારે વીરબાહુએ તો માત્ર તમારું સ્વાગત કર્યું છે. તો હે આર્યપુત્ર! એ મિત્રને તમે શી રીતે અધિક માનો છો?"

એ સાંભળીને ધવલમુખે તેને કહ્યું, "તું જા, અને તે બન્નેને અનુક્રમે જૂદું જૂદું કહે કે-'રાજા અમારા ઉપર અકસ્માત્ કોપાયમાન થયો છે,' એટલે તું પોતે જ તેમને જાણીશ." આ પ્રમાણે કહેવામાં આવતાં 'જાઉં' એમ કહીને તે સ્ત્રીએ કલ્યાણવર્મા પાસે જઈને એ સમયે જ એ પ્રમાણે કહ્યું, એટલે એ સાંભળીને તેણે કહ્યું કે "હે બાઈ! હું વણિકપુત્ર છું. કહે, રાજાને હું શું કરી શકું?" તેણે એમ કહ્યું, એટલે પછી તે સ્ત્રી વીરબાહુને ઘેર ગઈ. એજ પ્રમાણે તેણે પોતાના પતિ ઉપર રાજાનો કોપ થયો હોવાનું જણાવ્યું. સાંભળતાં વેંત જ તે ઢાલ અને તલવાર લઈને દોડયો, પણ 'મંત્રીઓએ રાજાને કોપમાંથી વાર્યો છે, માટે તું જા' એ પ્રમાણે કહીને ધવલમુખે તે વીરબાહુને ઘેર મોકલ્યો.

પછી ધવલમુખે પત્નીને કહ્યું કે "હે તન્વિ! મારા આ બે મિત્રો વચ્ચેનું આ અંતર છે." એટલે તે પ્રસન્ન થઈ.

શિષ્ટાચાર કરનારા મિત્રથી સાચો મિત્ર જુદો જ હોય છે. ચીકાશનો ગુણ સરખો હોવા છતાં તેલ તે તેલ અને ઘી તે ઘી છે."

એ પ્રમાણે આ કથા કહીને ગોમુખ મંત્રી ફરી પાછો નરવાહનદત્તને મુગ્ધકથાઓ કહેવા લાગ્યો.

## (૬૧) પાણી નહિ પીનારો મૂર્ખ

(કથાસરિત્સાગર ૧૦૬, પૃ. ૩૨૧)

તરસ્યો થયેલો કોઈ એક મૂર્ખ પ્રવાસી મુશ્કેલીએ જંગલ વટાવીને નદી પાસે આવી પહોંચ્યા પછી પણ પાણી નહિ પીતાં માત્ર તે તરફ જોવા લાગ્યો. કોઈએ તેને કહ્યું, "તરસ્યો હોવા છતાં તું પાણી કેમ પીતો નથી?" એટલે તે મંદબુદ્ધિએ તેને કહ્યું કે, "આટલું બધું પાણી હું શી રીતે પીઉં?" "જો તું બધું પાણી નહિ પીએ તો રાજા શું તને શિક્ષા કરશે?" એ પ્રમાણે પેલાએ ઉપહાસ કર્યો, તો પણ તે મૂર્ખે પાણી પીધું નહિ.

એ પ્રમાણે મૂર્ખ મનુષ્યો આ જગતમાં કોઇ કામ યથાશક્તિ પૂર્ણ કરી શકતા નથી, એટલું જ નહિ, તેનો અંશ પણ પાર પાડી શકતા નથી.

હે દેવ! તમે જળભીતની કથા સાંભળી. હવે, આ પુત્રઘાતીની કથા સાંભળો.

## (૬૨) પુત્રને મારનાર મૂર્ખ
( કથાસરિત્સાગર ૧૦૭, પૃ. ૩૨૧ )

ઘણા પુત્રવાળો અને દરિદ્ર એવો કોઈ મૂર્ખ પુરુષ હતો. જ્યારે તેનો એક પુત્ર મરણ પામ્યો ત્યારે 'આ એકલો બાળક લાંબા પંથ ઉપર દૂર શી રીતે જઈ શકશે?' એમ વિચારીને તેણે પોતે જ બીજા પુત્રને મારી નાખ્યો. પછી નિન્દનીય અને હાસ્યપાત્ર એવા તે મૂર્ખને લોકોએ દેશમાંથી હાંકી કાઢ્યો. એ પ્રમાણે નિર્વિવેક બુદ્ધિવાળો પશુ અને મૂર્ખ એ બે સમાન જ છે.

તમે પુત્રઘાતીની કથા સાંભળી. હવે, આ ભ્રાતૃભૌતની કથા સાંભળો.

## (૬૩) ધન લેવા ઇચ્છનાર, પણ ઋણ લેવા નહિ ઇચ્છનાર મૂર્ખ
( કથાસરિત્સાગર ૧૦૮, પૃ. ૩૨૧ )

કોઈ એક મૂર્ખ ક્યાંક લોકોના ટોળામાં વાતો કરતો હતો. તે મૂર્ખે એક સારા માણસને દૂરથી જ જોઈને આ પ્રમાણે કહ્યું, "આ મારો ભાઈ થાય છે, માટે તેનું ધન હું લઈશ. પણ હું તેને કાંઈ થતો નથી, તેથી તેનું ઋણ એ મારું નથી." તે મૂર્ખે આ પ્રમાણે કહ્યું, અને પાષાણોને પણ હસાવ્યા. મૂઢની મૂઢતા અને સ્વાર્થાન્ધની વિચિત્રતા આવી હોય છે.

હે દેવ! તમે ભ્રાતૃભૌતની કથા સાંભળી. હવે, બ્રહ્મચારીના પુત્રની કથા સાંભળો.

## (૬૪) બ્રહ્મચારીના પુત્રની કથા
### (કથાસરિત્સાગર ૧૦૯, પૃ. ૩૨૨)

મિત્રોની વચમાં બેસીને પોતાના પિતાનું ગુણગાન કરતા કોઈ એક મૂર્ખે પિતાનો ઉત્કર્ષ વર્ણવતાં આ પ્રમાણે કહ્યું, "મારા પિતા બાલ્યાવસ્થાથી જ બ્રહ્મચારી છે. તેમના સમાન બીજો કોઈ નથી." એ સાંભળીને તેમના મિત્રોએ કહ્યું કે "તું ક્યાંથી જન્મ્યો?" ફરી પાછો તે બોલ્યો કે "હું તેમનો માનસપુત્ર છું." એટલે તેઓએ એ જડશિરોમણિની વિશેષ મશ્કરી કરી.

જડબુદ્ધિવાળા મનુષ્યો આ પ્રમાણે અસંબદ્ધ અને ધૃષ્ટ વચન બોલે છે. બ્રહ્મચારીના પુત્રની કથા સાંભળીને હવે આ જોષીની કથા સાંભળો.

## (૬૫) પુત્રનો વધ કરનાર જોષી
### ( કથાસરિત્સાગર ૧૧૦, પૃ. ૩૨૨ )

જ્ઞાન વિનાનો કોઈ એક જોષી હતો. આજીવિકા નહિ મળવાથી તે પોતાની પત્ની અને પુત્રની સાથે સ્વદેશમાંથી દેશાન્તરમાં ગયો; અને ખોટા વિશ્વાસ બેસાડીને ધન મેળવવા માટે પોતાનું મિથ્યા જ્ઞાન દર્શાવવા લાગ્યો. સર્વ જનોની સમક્ષ તે પોતાના બાળક પુત્રને આલિંગન કરીને રોવા લાગ્યો. લોકોએ પૂછ્યું ત્યારે એ પાપી આ પ્રમાણે બોલ્યો કે "હું ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણું છું; મારો આ બાળક સાતમે દિવસે મરણ પામશે તેથી હું રોઉં છું." એ પ્રમાણે ત્યાં કહીને, લોકોને વિસ્મય પમાડીને તેણે સાતમે દિવસે પ્રભાતમાં જ પોતાનો પુત્ર ઊંઘતો હતો ત્યારે તેને મારી નાખ્યો. હવે, એ બાળકને મરણ પામેલો જોઈને જેમને ખાત્રી થઈ હતી એવા લોકોએ તેનો સત્કાર કર્યો; એટલે ધન પ્રાપ્ત કરીને તે સ્વેચ્છાએ સ્વદેશમાં આવ્યો.

પોતાના મિથ્યા જ્ઞાનને પ્રસિદ્ધ કરવાની ઇચ્છાવાળા મૂર્ખાઓ ધનલોભથી પુત્રનો પણ વધ કરે છે, માટે બુદ્ધિમાનોએ તેમના ઉપર પ્રેમ રાખવો નહિ.

હે પ્રભુ ! આ એક ક્રોધી મૂર્ખની કથા સાંભળો.

## (૬૬) એક ક્રોધી મૂર્ખની કથા

( કથાસરિત્સાગર ૧૧૨, પૃ. ૩૨૨ )

કોઈ એક પુરુષ કોઈ સ્થળે ઘરની અંદર પોતાના સ્વજનોની સમક્ષ, બહાર ઊભા રહીને સાંભળતા કોઈ પુરુષના ગુણોનું વર્ણન કરતો હતો. એ સમયે એમાંથી એક જણ બોલ્યો કે " હે મિત્ર ! એ ગુણવાન છે એ સાચું, પણ તેનામાં બે દોષ છે—એ સાહસિક અને ક્રોધી છે." બહાર ઊભેલા પુરુષે આ પ્રમાણે બોલતા તેને સાંભળીને, એકાએક અંદર પ્રવેશીને તેના ગળામાં પોતાનું વસ્ત્ર વીંટયું અને ક્રોધાગ્નિથી બળતો એવો તે બોલ્યો કે " હે મૂર્ખ ! મારું શું સાહસ છે ? અને મેં શો ક્રોધ કર્યો છે ? " એટલે ત્યાં ઊભેલા બીજાઓએ હસતાં હસતાં કહ્યું કે " એ શું કહેવાનો હતો ? તમે ક્રોધ અને સાહસ પ્રત્યક્ષ બતાવી આપ્યાં છે."

હે દેવ ! આ પ્રમાણે પોતાના પ્રકટ દોષને પણ અપ્રજ્ઞ પુરુષો જાણતા નથી. હવે, કન્યાને મોટી કરનારા મૂર્ખ રાજાની કથા સાંભળો.

## (૬૭) કન્યાને મોટી કરવા ઇચ્છનારો મૂર્ખ રાજા

( કથાસરિત્સાગર ૧૧૨, પૃ. ૩૨૨ )

કોઈ એક રાજા હતો. તેને ત્યાં સુરૂપ કન્યા જન્મી. તેને અતિસ્નેહપૂર્વક સત્વર મોટી કરવાની ઇચ્છાવાળા તે રાજાએ વૈદ્યોને બોલાવીને પ્રીતિપૂર્વક કહ્યું કે " કોઈ સારા ઔષધનો પ્રયોગ કરો, જેથી મારી આ કન્યા શીઘ્ર મોટી થાય, અને સારા પતિને તે અપાય." એ સાંભળીને તે જડ રાજાને સમજાવવા માટે એ વૈદ્યોએ કહ્યું કે " આવું ઔષધ છે, પણ તે દૂર દેશથી મળી શકે એમ છે.

એ ઔષધ અમે લાવીએ ત્યાંસુધી તમારી આ પુત્રીને કોઈની નજર પડે નહિ તેમ રાખવી. આવા કાર્યમાં આ વસ્તુનું વિધાન છે."

એમ કહીને તેઓએ તે રાજકન્યાને 'અમે ઔષધ લાવવાના પ્રયત્નમાં છીએ' એમ કહેતાં કહેતાં ઘણાં વર્ષ સુધી ગુપ્ત રાખી. પછી એ કન્યા યૌવનમાં આવી ત્યારે 'અમે એને ઔષધથી મોટી કરી છે' એમ બોલતા તેઓએ એ રાજાને તે કન્યા બતાવી. સંતુષ્ટ થયેલા તેણે પણ એ વૈદ્યોને ઘણું ધન આપ્યું.

આ પ્રમાણે ધુતારાઓ જડબુદ્ધિ રાજાઓને ફોલી ખાય છે. હવે, અર્ધો પણ (એક નાનો સિક્કો) બચાવનાર પંડિતની કથા સાંભળો.

## (૬૮) અર્ધા પણ માટે દશ પણ ખર્ચનાર મૂર્ખ

(કથાસરિત્સાગર ૧૧૩, પૃ. ૩૨૨)

પોતાની બુદ્ધિનું અભિમાન ધરાવનાર એક નગરવાસી પુરુષ હતો. એક ગ્રામવાસી પુરુષ તેને ત્યાં એક વર્ષ સુધી નોકર રહ્યો હતો, પણ પગારથી સંતોષ નહિ મળતાં તે રજા લઈને પોતાને ઘેર ગયો. તેના ગયા પછી પેલા નગરવાસીએ પોતાની પત્નીને પૂછ્યું કે "હે તન્વિ! તે તારી પાસેથી કંઈ લઈને ગયો છે?" પત્નીએ કહ્યું કે "અર્ધો પણ લઈને ગયો છે." પછી દશ પણનું ભાથું કરીને નદી કિનારા સુધી જઈને તે પોતાના નોકર પાસેથી અર્ધો પણ પાછો લાવ્યો; અને પોતાના એ અર્થકૌશલ્યની પ્રશંસા કરતો તે લોકોમાં હાસ્યપાત્ર થયો.

જેની બુદ્ધિ ધનથી અંધ થયેલી છે એવો મનુષ્ય આ પ્રમાણે થોડાને માટે ઘણું વાપરે છે. હે પ્રભુ! હવે, નિશાની રાખનારની કથા સાંભળો.

## (૬૯) સમુદ્રમાં નિશાની રાખનાર મૂર્ખ

(કથાસરિત્સાગર ૧૧૪, પૃ. ૩૨૨)

વહાણમાં બેસીને સમુદ્રમાં પ્રવાસ કરતા કોઈ મૂર્ખનું ચાંદીનું

વાસણ તેના હાથમાંથી પાણીની અંદર પડી ગયું. ત્યાં એ મૂર્ખે સમુદ્રમાં પડતી ભમરી વગેરેનો નિશાની રાખી કે "આવતી વખતે અહીંથી સમુદ્રના જળમાંથી તે હું બહાર કાઢી લઈશ." સમુદ્રને સામે કિનારે જઈ પાછા વળતાં પાણીમાં આવર્ત આદિ જોઈને, 'આ જ મેં રાખેલી નિશાની છે' એમ માનીને તે વારંવાર ડૂબકી મારવા લાગ્યો. બીજાઓએ પ્રશ્ન કરતાં તેણે પોતાનો આશય કહ્યો, એટલે તેમના વડે ધિક્કાર પામેલો તે મશ્કરીને પાત્ર થયો.

એ પ્રમાણે માંસના બદલામાં માંસ આપનાર રાજાની કથા સાંભળો.

## (૭૦) માંસના બદલામાં માંસ આપનાર મૂર્ખ રાજા

( કથાસરિત્સાગર ૧૧૫, પૃ. ૩૨૨-૨૩ )

કોઈ મૂર્ખ રાજાએ પોતાના મહેલમાંથી નીચે બે પુરુષોને જોયા. તેઓમાંથી એકે રસોડામાંથી માંસ ચોર્યું હતું, તેથી તે ચોરનારના શરીરમાંથી પાંચ પલ માંસ તેણે કપાવી લીધું. જ્યારે માંસ કાપવામાં આવતું હતું ત્યારે જમીન ઉપર પડેલા અને વિલાપ કરતા તેને જોઈને જેને દયા આવી હતી એવા એ રાજાએ પ્રતીહારને આજ્ઞા કરી કે "પાંચ પલ માંસ કાપી લીધું હોવાને કારણે એની વ્યથા શમતી નથી, માટે તે કરતાં પણ અધિક માંસ એને આપો." જેનું માથું કાપવામાં આવ્યું હોય તેને સો માથાં આપવામાં આવે તો પણ શું તે જીવે ખરો ? "હે દેવ ! તેને (માંસ) આપું છું" એમ કહીને પ્રતીહાર બહાર જઈને હસવા લાગ્યો, તથા જેનું માંસ કપાયું હતું એવા એને આશ્વાસન આપીને તેણે વૈદ્યોને સોંપ્યો.

એ પ્રમાણે મૂઢ રાજા નિગ્રહ અને અનુગ્રહ કેમ કરવાં એ જાણતો નથી. હવે, બીજા પુત્રની ઇચ્છા રાખનારી મૂર્ખ સ્ત્રીની કથા સાંભળો.

## (૭૧) એક પુત્રને મારી બીજો પુત્ર ઇચ્છનાર મૂર્ખ સ્ત્રી
(કથાસરિત્સાગર ૧૧૬, પૃ. ૩૨૩)

એક પુત્રવાળી, છતાં બીજા પુત્રની ઇચ્છા રાખનારી કોઈ મૂર્ખ સ્ત્રીએ એ માટે કોઈ પાખંડી સાધુડીને પૂછ્યું, એટલે સાધુડીએ કહ્યું કે "આ જે તારો બાલક પુત્ર છે તેને મારીને દેવતાનો બલિ કરે તો નક્કી તને બીજો પુત્ર થશે." તેણે એ પ્રમાણે કહ્યું, એટલે તે સ્ત્રી તેમ કરવા ઇચ્છતી હતી ત્યારે એ વસ્તુ જાણીને બીજી એક વૃદ્ધ સ્ત્રીએ તેને એકાન્તમાં કહ્યું કે "હે પાપિણિ! જન્મેલા પુત્રને મારે છે? અને નહિ જન્મેલાને પ્રાપ્ત કરવા ઇચ્છે છે? અને બીજો પુત્ર પણ તને ન જન્મ્યો તો પછી તું શું કરીશ?" એ પ્રમાણે તે આર્ય વૃદ્ધાએ તેને પાપમાંથી વારી.

એ પ્રમાણે શાકિનીની સંગતિમાં આવેલી સ્ત્રીઓ અકાર્યોમાં પડે છે, અને વૃદ્ધોના ઉપદેશથી અટકેલી તેઓનું અકાર્યો કરવામાંથી રક્ષણ થાય છે.

હે દેવ! હવે, આમળાં લાવનારની કથા સાંભળો.

## (૭૨) આમળાં એંઠાં કરી લાવનાર મૂર્ખ નોકર
(કથાસરિત્સાગર ૧૧૭, પૃ. ૩૨૩)

કોઇ ગૃહસ્થને ત્યાં કોઈ મૂઢબુદ્ધિ નોકર હતો. જેને આમળાં વહાલાં હતાં એવા એ ગૃહસ્થે તેને આજ્ઞા કરી કે "જા, બગીચામાંથી મારે માટે મીઠાં આમળાં લઇ આવ." એ મૂર્ખ પ્રત્યેક આમળું દાંતથી કરડી, ચાખીને લાવ્યો, અને બોલ્યો કે "હે પ્રભુ! આ આમળાં ચાખીને મીઠાં જોઇને લાવ્યો છું, તે જુઓ." પેલા ગૃહપતિએ પણ અર્ધાં એંઠાં આમળાં જોઇને તિરસ્કારથી એ બુદ્ધિહીન નોકરની સાથે એ આમળાંનો પણ ત્યાગ કર્યો.

બુદ્ધિહીન મનુષ્ય એ પ્રમાણે પોતાનું તેમજ સ્વામીનું કાર્ય બગાડે છે. અહીં વચમાં વળી બે ભાઈઓની આ કથા સાંભળો.

## (૭૩) પતિને અજગરના મુખમાંથી છોડાવનાર સતી
### (કથાસરિત્સાગર ૧૧૮, પૃ. ૩૨૩)

પાટલિપુત્ર નગરમાં બે બ્રાહ્મણ ભાઈઓ હતા. એમાં યજ્ઞસોમ મોટો અને કીર્તિસોમ નાનો હતો. એ બ્રાહ્મણપુત્રો પાસે પિતાનું ઘણું ધન હતું. કીર્તિસોમે પોતાના ભાગનું ધન વેપારથી વધાર્યું, પણ યજ્ઞસોમે ભોગ ભોગવીને તથા દાન આપીને તેનો નાશ કરી નાખ્યો. પછી તેણે પોતાની પત્નીને કહ્યું, "પ્રિયે! એક વારનો ધનાઢ્ય એવો હું હવે નિર્ધન બનીને સગાંસંબંધીઓની વચમાં શી રીતે રહું? માટે આપણે વિદેશમાં જઈએ." સ્ત્રીએ કહ્યું, "માર્ગમાં વાપરવા માટેના ધન સિવાય આપણે ક્યાં જઈએ?" છતાં જ્યારે તેણે આગ્રહ કર્યો, ત્યારે પત્નીએ તેને કહ્યું, "જો અવશ્ય જવું જ હોય તો નાના ભાઈ કીર્તિસોમની પાસે જઈને માર્ગમાં વાપરવા માટે કંઈક ધન માગો." પછી પોતાના નાના ભાઈ પાસે જઈને તેણે ધન માગ્યું, ત્યારે નાના ભાઈની પત્નીએ પોતાના પતિને કહ્યું કે "જેણે પોતાના ધનનો ક્ષય કર્યો છે એવા તેમને આપણે ક્યાંથી અને કેટલું આપીશું? એમ તો જે કોઈ દરિદ્ર હશે તે આપણો આશ્રય કરશે." એ સાંભળીને કીર્તિસોમ પોતે ભાઈ પ્રત્યે સ્નેહવાળો હોવા છતાં તેણે યજ્ઞસોમને કંઈ પણ આપવા ઇચ્છા કરી નહિ. દુષ્ટ સ્ત્રીને આધીન રહેવું દુઃખકર છે.

પછી યજ્ઞસોમ મૂગાં મૂગાં પત્ની પાસે જઈને તથા આ વસ્તુ નિવેદન કરીને કેવળ દૈવ ઉપર આધાર રાખીને નીકળ્યો. ચાલતાં ચાલતાં તે એક અટવીમાં પહોંચ્યો. ત્યાં દૈવયોગે તેને અજગર ગળી ગયો. તે જોઈને તેની પત્ની ભૂમિ ઉપર પડીને આક્રંદ કરવા લાગી. પેલા અજગરે તેને મનુષ્યવાણીથી પૂછ્યું કે "હે ભદ્રે! તું શા માટે આક્રંદ કરે છે?" એટલે બ્રાહ્મણીએ તેને કહ્યું કે "હે મહાસત્ત્વ! હું કેમ આક્રંદ ન કરું? તેં હું દુખિયારીનું ભિક્ષાપાત્ર પરદેશમાં

કરી લીધું છે." એ સાંભળીને અજગરે પોતાના મુખમાંથી મોટું સુવર્ણપાત્ર કાઢીને 'લે, આ ભિક્ષાપાત્ર!' એમ કહીને તેને આપ્યું. પછી તે ઉત્તમ બ્રાહ્મણી બોલી કે "હે મહાભાગ! એમાં મને આને ભિક્ષા કોણ આપશે?" એટલે તે અજગર બોલ્યો, "માગ્યાં છતાં તને જે ભિક્ષા નહિ આપે તેના માથાના તે જ ક્ષણે સો ટુકડા થઈ જશે. આ મારું વચન સત્ય છે." એ સાંભળીને તે સતી બ્રાહ્મણીએ અજગરને કહ્યું, "જો એમ હોય તો તું જ મને મારો પતિ ભિક્ષામાં આપ." સતી બ્રાહ્મણીએ આમ કહેતાં વેંત જ તે અજગરે પોતાના મુખમાંથી જીવતા એવા યજ્ઞસોમને અક્ષત સ્થિતિમાં બહાર કાઢ્યો. તેને બહાર કાઢ્યા પછી તુરત જ તે અજગર દિવ્ય પુરુષ થઈ ગયો, અને સંતુષ્ટ તથા હર્ષ પામેલો એવો તે એ દંપતીને કહેવા લાગ્યો, "હું કાંચનવેગ નામે વિદ્યાધરોનો રાજા છું. ગૌતમ ઋષિના શાપને લીધે હું આ અજગરની ગતિને પામ્યો હતો. સતી સ્ત્રી સાથે સંવાદ થતાં મારા એ શાપનો અંત આવવાનો હતો." એમ કહીને તથા તે જ ક્ષણે રત્નોથી સુવર્ણપાત્ર ભરીને તે વિદ્યાધરોનો રાજા પ્રસન્ન થઈને આકાશમાર્ગે ઊડીને ગયો; અને તે દંપતી રત્નનો ઢગલો લઈને ઘેર આવ્યાં. જેને અક્ષય ધન પ્રાપ્ત થયું છે એવો યજ્ઞસોમ ત્યાં સુખપૂર્વક રહેવા લાગ્યો.

વિધાતા સર્વને તેના સત્ત્વને અનુરૂપ ધન આપે છે. હવે, વાળંદની માગણી કરનાર મૂર્ખ પુરુષની કથા સાંભળો.

### (૭૪) વાળંદની માગણી કરનાર મૂર્ખ
### (કથાસરિત્સાગર ૧૧૯, પૃ. ૭૨૩)

કોઈ કર્ણાટકવાસીએ રણમાં પોતાના શૌર્યથી રાજાને પ્રસન્ન કર્યો હતો. પ્રસન્ન થયેલા રાજાએ તેને ઇષ્ટ વરદાન માગવાનું કહ્યું, ત્યારે નપુંસક જેવા તે યોદ્ધાએ તેની પાસે વાળંદની માંગણી કરી.

સર્વ લોકો પોતાના ચિત્ત પ્રમાણે સહ્ય અથવા અસહ્ય વસ્તુની ઇચ્છા કરે છે. હવે, 'કંઈ નહિ' માગનાર મૂર્ખની કથા સાંભળો.

## (૭૫) 'કંઈ નહિ' માગનાર મૂર્ખ
(કથાસરિત્સાગર ૧૨૦, પૃ. ૩૨૩-૨૪)

માર્ગમાં જતા કોઇ મૂર્ખને ગાડામાં બેઠેલા કોઈએ કહ્યું, "મારું આ ગાડું જરા સરખું કર." પેલો બોલ્યો કે "હું તારું ગાડું સરખું કરું તો તું મને શું આપે?" ગાડાવાળાએ તેને કહ્યું કે "હું તને કંઈ નહિ આપું." પછી તે મૂર્ખ ગાડું સરખું કરીને તેની પાસે માગવા લાગ્યો કે "તું મને 'કંઈ નહિ' આપ." એટલે ગાડાવાળો હસવા લાગ્યો.

હે દેવ! એ પ્રમાણે મૂર્ખાઓ સદાકાળ હાસ્યપાત્ર થઈ લોકોમાં અપમાન અને નિન્દાને પાત્ર થાય છે તથા દુઃખ પામે છે, અને સત્પુરુષો આ લોકમાં પૂજનીય બને છે.

## (૭૬) મર્દન કરતાં ચામડી ઉખાડી નાખનાર મૂર્ખ
(કથાસરિત્સાગર ૧૨૨, પૃ. ૩૨૮)

કોઈ એક ધનાઢ્યનો એક જડબુદ્ધિ નોકર હતો. અંગમર્દન નહિ જાણવા છતાં 'હું તે જાણું છું' એવા અભિમાનથી તેણે મૂર્ખતાપૂર્વક પોતાના શેઠના શરીર ઉપર લપડાક મારી, અને તેની ચામડી ઉખાડી નાખી. પછી એ સ્વામીએ જેનો ત્યાગ કર્યો હતો એવો તે અફસોસ કરવા લાગ્યો.

અજ્ઞાન હોવા છતાં પોતાને ડાહ્યો માનતો જે મનુષ્ય હઠથી કાર્ય કરે છે તે વિનાશ પામે છે. એ વિષય ઉપર બીજી એક કથા સાંભળો.

## (૭૭) દરેક વસ્તુ વહેંચી લેનાર મૂર્ખ ભાઈઓ
(કથાસરિત્સાગર ૧૨૩, પૃ. ૩૨૮)

માળવામાં બ્રાહ્મણ જાતિના બે ભાઈઓ હતા. તેમના પિતાનું ધન વહેંચેલું નહોતું. પછી એ ધન વહેંચતાં તેઓ ઓછા અને

અદકા ભાગનો ઝગડો કરવા લાગ્યા તે સમયે જેને મધ્યસ્થ બનાવવામાં આવ્યો હતો એવા વેદવેત્તા ઉપાધ્યાયે તેમને કહ્યું કે "તમે દરેક વસ્તુના સરખા અર્ધા ભાગ કરીને વહેંચી લ્યો, જેથી ઓછાવત્તાનો ઝઘડો થાય નહિ." એ સાંભળીને તે મૂર્ખાઓએ ઘર, શય્યા આદિ સર્વ સામાન તથા પશુઓ પણ પ્રત્યેકના બે ટુકડા કરીને વહેંચી લીધાં. તેમની એક દાસી હતી, તેના પણ તેઓએ બે ટુકડા કર્યા. તે જાણીને રાજાએ તે બન્નેનું સર્વસ્વ દંડી લીધું.

એ પ્રમાણે મૂર્ખાઓ મૂર્ખોના ઉપદેશથી બન્ને લોકનો નાશ કરે છે, માટે પ્રાજ્ઞ પુરુષે મૂર્ખાઓનું સેવન કરવું નહિ, પંડિતોનું સેવન કરવું.

અસંતોષી પણ દોષકારી થાય છે; એ વિષે આ કથા સાંભળો.

## (૭૮) અસંતોષી સંન્યાસીઓ

### ( કથાસરિત્સાગર ૧૨૪, પૃ. ૩૨૮ )

ભિક્ષાન્નથી સંતોષ માનીને પુષ્ટ થયેલા કેટલાક પરિવ્રાજકો હતા. તેમને જોઈને કેટલાક મિત્રો પરસ્પરને કહેવા લાગ્યા કે "અહો! ભિક્ષાન્ન ખાનારા હોવા છતાં આ પરિવ્રાજકો પુષ્ટ છે!" પછી તેઓમાંનો એક બોલ્યો કે "હું તમને કૌતુક બતાવું. તેઓ પૂર્વવત્ ખોરાક ખાતા હોય છતાં તેમને હું કૃશ બનાવીશ." એમ કહીને તેણે એક દિવસે એ પરિવ્રાજકોને પોતાને ઘેર નિમંત્રણ આપીને ષટરસવાળું ઉત્તમ ભોજન જમાડ્યું.

હવે, એ સ્વાદનું સ્મરણ કરતા તે મૂર્ખાઓ ભિક્ષાન્ન ઉપર પહેલાં જેવી રુચિ રાખતા નહોતા; આથી તેઓ દુર્બળ થયા. પછી નજીકમાંથી એ પરિવ્રાજકોને જોઈને એમના તરફ આંગળી કરીને, તેમને આહાર આપનાર પુરુષ પોતાના મિત્રોને કહેવા લાગ્યો, "એ સમયે તેઓ ભિક્ષાન્નથી સંતુષ્ટ હોવાને કારણે હૃષ્ટપુષ્ટ હતા. હવે, આ અસંતોષના દુઃખથી તેઓ દુર્બળ થયેલા છે. માટે સુખની ઇચ્છા

રાખનાર પ્રાજ્ઞ પુરુષે પોતાનું મન સંતોષમાં સ્થિર કરવું, કેમકે અસંતોષ એ બન્ને લોકમાં અસહ્ય અને સતત દુઃખ આપનાર છે." એ પ્રમાણે તેના વડે ઉપદેશ કરાયેલા તે મિત્રોએ દુષ્ટતાના સ્થાન-રૂપ અસંતોષનો ત્યાગ કર્યો. સત્સંગ એ કોને માટે શુભકારી નથી?

હે દેવ! હવે, આ સુવર્ણમુગ્ધની કથા સાંભળો.

## (૭૯) સુવર્ણમુગ્ધની કથા

( કથાસરિત્સાગર ૧૨૫, પૃ. ૩૨૯ )

કોઈ યુવાન પુરુષ પાણી પીવા માટે તળાવમાં ગયો હતો. એ મૂર્ખાએ કિનારા ઉપરના ઝાડ ઉપર બેઠેલા સુવર્ણચૂડ પક્ષીનું પાણીમાં પડેલું સુવર્ણવર્ણું પ્રતિબિંબ જોયું. એ પ્રતિબિંબને સોનું માનીને તે લેવા માટે એ તળાવમાં ઊતર્યો, પણ હાલતા જળમાં જોતજોતામાં નાશ પામતા પ્રતિબિંબને એ પકડી શક્યો નહિ. વારંવાર કિનારે આવીને તે એ જોવા લાગ્યો, અને ફરી પાછો તે પકડવાની ઇચ્છાથી તળાવમાં પ્રવેશવા લાગ્યો, પણ કંઈ લઈ શક્યો નહિ. પછી એ મૂર્ખના પિતાએ તેને જોયો અને પૂછ્યું, અને પછી પાણીમાં પડછાયો જોઈ પંખીને ઉરાડી મૂકી ( હવે પડછાયો દેખાતો નથી એ વાતની ખાત્રી કરાવી ), સમજાવીને પિતા તેને ઘેર લઈ ગયો.

વિચારહીન અને બુદ્ધિહીન મનુષ્યો આ પ્રમાણે મિથ્યા જ્ઞાનથી મોહ પામે છે, અને શત્રુઓ માટે ઉપહાસપાત્ર તથા મિત્રો માટે શોચનીય થઈ પડે છે.

હવે, મહામૂર્ખોનો આ બીજો વૃત્તાન્ત સાંભળો.

## (૮૦) પેટીનું ચામડું સાચવનાર મૂર્ખ નોકરો

( કથાસરિત્સાગર ૧૨૬, પૃ. ૩૨૯ )

કોઈ એક વાણિયાનો ઊંટ લાદેલા ભારને લીધે માર્ગમાં ચાલતાં થાકી ગયો. વાણિયાએ નોકરોને કહ્યું કે "હું જઈને બીજો ઊંટ ખરીદી લાવું છું, કે જે આ ઊંટનો અર્ધો ભાર ઉપાડશે. વર-

આદ આવે તો વસ્ત્રથી ભરેલી આ પેટીઓનાં ચામડાંને પાણીનો સ્પર્શ ન થાય તેમ અહીં રહીને તમે કરજો." એ પ્રમાણે નોકરોને ઊંટ પાસે રાખીને વાણિયો ત્યાંથી ગયો, એટલે કયાંકથી ચડી આવીને મેઘ વરસવા લાગ્યો. "આપણા સ્વામીએ કહ્યું છે કે–પેટીનાં ચામડાંને પાણીનો સ્પર્શ ન થાય તેમ તમારે કરવું" એમ વિચારીને તે મૂર્ખાઓએ પેટીઓમાંથી વસ્ત્રો કાઢીને એ ચામડાં ઉપર વીંટી દીધાં. આથી તે વસ્ત્રો પાણીથી ખરાબ થઈ ગયાં.

પછી વાણિયો પાછો આવ્યો, એટલે આ જોઈ ક્રોધાયમાન થઈને નોકરોને કહેવા લાગ્યો કે "હે પાપીઓ! તમે તમામ વસ્ત્રો પાણીથી ખરાબ કરી નાખ્યાં છે!" એટલે નોકરો બોલ્યા કે "તમે જ પેટીનાં ચામડાંનું પાણીથી રક્ષણ કરવાનું અમને કહ્યું હતું. એમાં અમારો શો દોષ છે?" "મેં તો કહ્યું હતું કે–ચામડાં ભીંજાશે તો વસ્ત્રો નાશ પામશે. માટે મેં તમને વસ્ત્રોના રક્ષણ માટે કહ્યું હતું, નહિ કે ચામડાંના રક્ષણ માટે." એમ કહીને જેણે બીજા ઊંટ ઉપર ભાર લાદ્યો હતો એવા તે વાણિયાએ ઘેર જઈને તે નોકરોનું સર્વસ્વ દંડી લીધું.

એ પ્રમાણે વસ્તુનું હાર્દ નહિ જાણનારા મૂર્ખાઓ ઊલટો અર્થ કરીને સ્વાર્થ અને પરાર્થનો નાશ કરે છે, અને આ પ્રકારનો અવળો ઉત્તર આપે છે.

હવે, અપૂપમુગ્ધની કથા સંક્ષેપમાં સાંભળો.

### (૮૧) અપૂપમુગ્ધની કથા

(કથાસરિત્સાગર ૧૨૭, પૃ. ૩૨૯)

કોઈ એક વટેમાર્ગુએ દુકાનમાંથી આઠ પૂરીઓ વેચાતી લીધી. તેમાંથી છ પૂરીઓ ખાધી ત્યાંસુધી તેને તૃપ્તિ થઈ નહિ, પરંતુ સાતમી ખાતાં તે ધરાઈ ગયો. એટલે તે જડ આક્રંદ કરવા લાગ્યો કે "હું ઠગાયો છું! જેનાથી હું ધરાઈ ગયો તે આ સાતમી

પૂરી જ મેં પહેલાં શા માટે ન ખાધી? બીજી પૂરીઓનો મેં શા માટે વૃથા નાશ કર્યો, અને હાથમાં સાચવી રાખી નહિ?" તૃપ્તિ તો અનુક્રમે થાય છે એ વસ્તુ નહિ જાણતા અને શોક કરતા એવા તેની પ્રત્યે લોકો હસવા લાગ્યા.

## (૮૨) દુકાનનાં બારણાં સાચવનાર મૂર્ખ નોકર

(કથાસરિત્સાગર ૧૨૮, પૃ. ૩૨૯)

એક વાણિયાએ પોતાના કોઈ મૂર્ખ દાસને કહ્યું હતું કે "તું દુકાનનું દ્વાર સાચવ, હું થોડીક વાર ઘેર જઈ આવું." એમ કહીને તે વણિક ગયો, એટલે દાસ દુકાનનાં બારણાંનાં પાટિયાં પોતાના ખભા ઉપર ચડાવીને નટ રમતા હતા તે જોવા માટે ગયો. તેને આવતો જોઈને પેલા વાણિયાએ તેને ધમકાવ્યો. એટલે તેણે કહ્યું કે "તમારા કહેવા પ્રમાણે આ બારણું મેં સાચવ્યું છે!"

એ પ્રમાણે માત્ર શબ્દને જ વળગી રહેનાર અને તેના તાત્પર્યને નહિ જાણનાર મનુષ્ય અનર્થકારી થઈ પડે છે. હવે, મહિષમુગ્ધની અપૂર્વ કથા સાંભળો.

## (૮૩) મહિષમુગ્ધની કથા

(કથાસરિત્સાગર ૧૨૯, પૃ. ૩૨૯)

કેટલાક ગામડિયાઓ કોઈ માણસના પાડાને ગામની બહાર ભીલવાડામાં વડના ઝાડ નીચે લઈ જઈને મારીને ખાઈ ગયા. પાડાના માલિકે જઈને રાજાને વિનંતી કરી, એટલે તેણે એ પાડાને ખાઈ જનારા ગામડિયાઓને પકડી મંગાવ્યા. તેમની હાજરીમાં, રાજાની સમક્ષ પાડાના માલિકે કહ્યું કે "હે દેવ! તળાવની પાસે વડની નીચે મારા પાડાને લઈ જઈને આ મૂર્ખાઓ મારા દેખતાં જ મારીને ખાઈ ગયા."

એ સાંભળીને પેલાઓમાંથી એક વૃદ્ધ મૂર્ખે આ પ્રમાણે કહ્યું કે "આ ગામમાં ક્યાંય તળાવ નથી અને વડ પણ

નથી. આ તો જૂઠું બોલે છે! અમે એનો પાડો ક્યાં ખાધો? અને ક્યાં માર્યો?" એ સાંભળીને પાડાનો માલિક બોલ્યો કે "શું ગામની પૂર્વ દિશામાં તળાવ અને વડ નથી? અને તમે આઠમના દિવસે મારો પાડો ખાઈ ગયા છો." તેણે આમ કહ્યું, એટલે ફરી પાછો એ વૃદ્ધ મૂર્ખ આ પ્રમાણે બોલ્યો, "અમારા ગામમાં પૂર્વ દિશા નથી અને આઠમની તિથિ પણ નથી." એ સાંભળીને રાજાએ હસતાં હસતાં તે મૂર્ખને ઉત્સાહ ચડાવવા માટે કહ્યું કે "તું સત્યવાદી હોઈ કંઈ અસત્ય બોલતો નથી. માટે મને સાચું કહે કે–તમે એ પાડો ખાધો છે કે નથી ખાધો?" એ સાંભળીને તે મૂર્ખાએ કહ્યું કે "મારો પિતા મરણ પામ્યા પછી હું ત્રણ વર્ષે જન્મ્યો છું, અને તેણે જ આ ઉક્તિપાટવ મને શીખવ્યું છે. માટે હે મહારાજ! હું કદી અસત્ય બોલતો નથી. એનો પાડો અમે ખાધો છે; એથી જુદું કોઈ કહે તો તે જૂઠ છે!"

આ સાંભળીને પોતાના પરિવાર સહિત રાજા હસવાનું રોકી શક્યો નહિ. તેણે પાડાના માલિકને પાડાની કિંમત અપાવીને ગામડિયાઓનો દંડ કર્યો.

મૂર્ખતાના અભિમાનથી પોતાની જાત ઉપર વિશ્વાસ બેસાડવા માટે મૂર્ખાઓ આ પ્રમાણે પ્રસિદ્ધ વાતને ઢાંકે છે અને ગુપ્ત વાતને પ્રકટ કરે છે.

## (૮૪) ચક્રવાક હોવાનો ડોળ કરનાર મૂર્ખ બ્રાહ્મણ
(કથાસરિત્સાગર ૧૩૦, પૃ. ૩૩૦)

કોઈ એક દરિદ્રી મૂર્ખને તેની ક્રોધી પત્ની કહેવા લાગી, "ઉત્સવનું નિમંત્રણ આવ્યું હોવાથી હું પ્રભાતે મારા પિતાને ઘેર જઈશ. જો તમે ક્યાંયથી મને કમળની માળા નહિ લાવી આપો તો હું તમારી પત્ની નથી અને તમે મારા પતિ નથી." પછી તેને માટે કમળ લેવા માટે પેલો મનુષ્ય રાજાના સરોવરમાં ગયો. તેને ત્યાં

પ્રવેશતો જોઈને રક્ષકોએ પૂછ્યું કે "તું કોણ છે?" "હું ચક્રવાક છું" એ પ્રમાણે બોલતા તેને બાંધીને તેઓ સવારે રાજા પાસે લઈ ગયા. તેને પૂછવામાં આવ્યું, એટલે તે ચક્રવાકના જેવો શબ્દ કરવા લાગ્યો. પછી સ્વયં રાજાએ આગ્રહપૂર્વક પૂછ્યું, એટલે તે મૂર્ખે પોતાનો બધો વૃત્તાન્ત કહ્યો. પછી તે દયાળુ રાજાએ તેને છોડી મૂક્યો.

## (૮૫) કૂબડાને સારો કરવા મથનાર મૂર્ખ વૈદ

( કથાસરિત્સાગર ૧૩૧, પૃ. ૩૩૦ )

કોઈ એક મૂર્ખબુદ્ધિ વૈદને કોઈ બ્રાહ્મણે કહ્યું, "મારા કૂબડા પુત્રની ખૂંધ તું અંદર બેસાડી આપ." એ સાંભળીને વૈદ બોલ્યો, "તું મને દશ પણ આપ. જો આ વસ્તુ હું સિદ્ધ ન કરી આપું તો તે કરતાં દશ ગણા તને પાછા આપીશ." એમ કરીને ઉપચારના મૂલ્ય તરીકે બ્રાહ્મણ પાસેથી દશ પણ લઈને એ વૈદે સ્વેદાદિ ક્રિયાઓ વડે તે કૂબડાને કેવળ પીડા આપી, પણ તેને એ સાજો કરી શક્યો નહિ. આથી તેણે દશગણા પણ પાછા આપ્યા. આ લોકમાં કૂબડા મનુષ્યને કોણ સાજો કરી શકે છે?

આ પ્રમાણે અશક્ય વસ્તુ કરવાની બડાઈ હાંકવી એ હાસ્યજનક છે. માટે એવા મૂઢમાર્ગ ઉપર બુદ્ધિમાને કદી ચાલવું નહિ.

## (૮૬) યશોધર અને લક્ષ્મીધર

( કથાસરિત્સાગર ૧૩૨, પૃ. ૩૩૦-૩૨ )[૬૫]

માલવ દેશમાં શ્રીધર નામે પ્રખ્યાત અને ઉત્તમ બ્રાહ્મણ હતો. તેને ત્યાં સમાન રૂપવાળા બે જોડિયા પુત્રો થયા હતા. એમાંથી મોટો

૬૫. મૂળમાં આ કથા ગોમુખના મુખમાં મૂકેલી નથી. શક્તિયશામાં આસક્ત થયેલા નરવાહનદત્તના ચિત્તને પ્રસન્ન કરવા માટે તેનો નર્મસચિવ વસન્તક આ કથા કહે છે. આ એક જ અપવાદ બાદ કરતાં પંચતંત્રની 'કથાસરિત્સાગર'માંની પાઠપરંપરામાંની બધી કથાઓ નરવાહનદત્તને ગોમુખ કહી સંભળાવેછે.

યશોધર નામે હતો અને તેનો નાનો ભાઈ લક્ષ્મીધર હતો. એ બન્ને ભાઈઓ યૌવનમાં આવ્યા ત્યારે પિતાની સૂચનાથી વિદ્યાપ્રાપ્તિ માટે સાથે દેશાન્તરમાં જવા નીકળ્યા. અનુક્રમે માર્ગમાં ચાલતાં તેઓ પાણી વિનાની, વૃક્ષોની છાયા વિનાની અને ધગધગતી રેતીવાળી મોટી અટવીમાં જઈ પહોંચ્યા. ત્યાં ચાલતાં તાપ અને તરસથી કલેશ પામેલા તેઓ સાયંકાળે ફળવાળા અને છાયાવાળા એક વૃક્ષ પાસે આવી પહોંચ્યા.

એ વૃક્ષની નીચે થોડેક દૂર શીતળ અને સ્વચ્છ પાણીવાળી, તથા કમલના સુગંધ વડે સુવાસિત એક વાવ આવેલી હતી. તેમાં સ્નાન કર્યા પછી આહાર કરીને શાન્ત થયેલા તે બન્ને જણાએ શિલાપટ્ટ ઉપર બેસીને ક્ષણ વાર વિશ્રામ કર્યો.

પછી સૂર્ય અસ્ત પામ્યો એટલે સંધ્યા કરીને જંગલી પ્રાણીઓના ભયને લીધે રાત ગાળવા માટે તે બે ભાઈઓ ઝાડ ઉપર ચડી ગયા. રાત્રિના પ્રારંભમાં નીચે તે વાવના પાણીમાંથી, તેમના દેખતાં જ, ઘણા પુરુષો બહાર નીકળવા લાગ્યા. તેઓમાંથી કોઈએ ભૂમિ સાફ કરી, કોઈએ તે લીંપી કાઢી, કોઈએ તે ઉપર પંચવર્ણું પુષ્પો વેર્યાં, કોઈએ સોનાનો પલંગ લાવીને ત્યાં મૂક્યો, કોઈએ તેના ઉપર ઓછાડવાળી તળાઈ પાથરી, અને કેટલાકે પુષ્પ, અંગરાગ અને ઉત્તમ ખાનપાન લાવીને વૃક્ષની નીચે એક પ્રદેશમાં મૂકયાં.

પછી રૂપમાં કામદેવ જેવો અને દિવ્ય આભરણોથી આભૂષિત થયેલો ખડ્ગધારી પુરુષ તે વાવની અંદરથી બહાર નીકળ્યો. એ પુરુષ પેલા પલંગ ઉપર જઈને બેઠો, એટલે તેને માળા પહેરાવીને તથા ચંદન વગેરે અંગરાગ ચર્ચીને સર્વે પરિજનો પાછા વાવમાં ચાલ્યા ગયા.

પછી તે પુરુષે પોતાના મુખમાંથી એક સુન્દર આકૃતિવાળી, વિનીત વેશવાળી અને મંગલમાળા અને આભૂષણ ધારણ કરેલી સ્ત્રીને

તથા બીજી અત્યંત રૂપવાળી અને સુન્દર વસ્ત્રાભરણોથી ઉજ્જવલ એવી સ્ત્રીને પણ બહાર કાઢી. એ બન્ને તેની પત્નીઓ હતી, પણ એમાંની જે બીજી હતી તે તેને વહાલી હતી.

એ પછી તે સતી (પહેલી) સ્ત્રી બે થાળમાં રત્નનાં પાત્રો મૂકીને પોતાના પતિ તથા શોક્યને માટે ભોજન લાવી. તે બે જમી રહ્યાં એટલે તેણે પણ ખાધું. એ પછી તેનો પતિ પેલી બીજીની સાથે પલંગમાં સૂઈ ગયો, અને રતિક્રીડાનું સુખ અનુભવીને નિદ્રા કરવા લાગ્યો. એની પહેલી પત્ની તેના પગ દાબવા લાગી, પણ બીજી સ્ત્રી ઊંઘ્યા સિવાય જ પલંગમાં પડી રહી.

આ જોઈને વૃક્ષ ઉપર રહેલા બ્રાહ્મણપુત્રો પરસ્પરને કહેવા લાગ્યા, "આ કોણ હશે? નીચે ઊતરીને આ પગ દાબતી સ્ત્રીને એને વિષે પૂછી જોઈએ. આ સર્વ દૈવી જીવો જણાય છે" નીચે ઊતરીને તે બન્ને જણા પહેલી સ્ત્રી પાસે જતા હતા ત્યારે તેમાંના યશોધરને બીજી સ્ત્રીએ જોયો. ઊંઘના પતિના શયનમાંથી ઊઠીને ઉદ્દામ ચપળતાવાળી એવી તેણે સ્વરૂપવાન યશોધર પાસે જઈને 'તું મારું સેવન કર' એમ કહ્યું. યશોધરે કહ્યું કે "હે પાપિણી! તું મારે માટે પરસ્ત્રી છે, અને હું તારે માટે પરપુરુષ છું. તો આવું શા સારુ બોલે છે?" એટલે તે ફરી પાછી બોલી, "તારા જેવા તો સો જણનો સંગ મેં કર્યો છે, પછી તને શો ભય છે? જો તને વિશ્વાસ આવતો ન હોય તો મારી આ સો અંગૂઠીઓ જો. એક એક જણ પાસેથી મેં એક એક અંગૂઠી લીધી છે." એમ કહીને તેણે પોતાના વસ્ત્રના છેડેથી વીંટીઓ કાઢીને બતાવી.

પછી યશોધર બોલ્યો કે "ભલે, તું સો અથવા લાખ જણનો સંગ કર, પણ મારે માટે તો તું માતા છે. હું એવા પ્રકારનો મનુષ્ય નથી." આ પ્રમાણે યશોધરે નિરસ્કાર કર્યો, એટલે રુદન કરતી તે શઠ સ્ત્રીએ પતિને ક્રોધપૂર્વક જગાડીને તથા યશોધર પ્રત્યે આંગળી

ચીંધીને કહ્યું, "તમે જ્યારે સૂઈ રહ્યા હતા ત્યારે આ પાપીએ મને બળાત્કારે અપવિત્ર કરી છે." એ સાંભળીને તેનો પતિ ખડ્ગ ખેંચીને ઊભો થઇ ગયો, એટલે તેની સતી સ્ત્રી તેના પગ પકડીને કહેવા લાગી, "મિથ્યા પાપ ન કરો, મારું વચન સાંભળો. તમારી બાજૂમાંથી ઊઠેલી આ પાપિણીએ હઠપૂર્વક આ પુરુષની પ્રાર્થના કરી, પણ એ સત્પુરુષે જ્યારે તેનું વચન સ્વીકાર્યું નહિ અને 'તું તો મારી માતા છે' એમ કહીને તેનો તિરસ્કાર કર્યો ત્યારે ક્રોધ કરીને અસહિષ્ણુતાથી એ પુરુષનો વધ કરાવવા માટે તેણે તમને ઉઠાડયા. હે સ્વામી! રાત્રે આ વૃક્ષ ઉપર રહેલા સો પ્રવાસીઓને તેણે મારી સમક્ષ ભોગવ્યા છે, અને તેમની અંગૂઠીઓ લઈ લીધી છે. દ્વેષ ઉત્પન્ન થવાના ભયથી મેં આ વાત તમને કદી કહી નહોતી, પણ આજે તમારે હાથે પાપ થવાની સંભાવનાથી આ નહિ કહેવા લાયક વાત મેં કહી છે. જો તમને મારા ઉપર વિશ્વાસ આવતો ન હોય તો એના વસ્ત્રના છેડે અંગૂઠીઓ બાંધેલી છે તે જુઓ. વળી પતિ સમક્ષ જૂઠું બોલવું એ મારો સતીધર્મ પણ નથી. હે સ્વામી! તમને મારા સતીત્વની ખાત્રી થાય તે માટે મારો પ્રભાવ જુઓ." એમ કહીને પેલા વૃક્ષ તરફ ક્રોધભરી નજર કરીને તેણે તે ભસ્મીભૂત કરી નાખ્યું; અને પ્રેમભરી નજર કરી, એટલે તે પહેલાં કરતાં પણ અધિક પ્રફુલ્લિત થઈ ગયું. આ જોઈને પ્રસન્ન થયેલા પતિએ તેને ઘણી વાર સુધી આલિંગન કર્યું, અને પેલી બીજી સ્ત્રીના વસ્ત્રમાં જે અંગૂઠીઓ બાંધેલી હતી તે કાઢીને તેના પતિએ એ કુભારજાનું નાક કાપીને તેને હાંકી મૂકી.

વળી તેણે વેદપાઠી યશોધર અને તેના ભાઈની ક્ષમા માગી, અને નિર્વેદપૂર્વક કહેવા લાગ્યો, "હે સ્ત્રી! ઈર્ષ્યાને કારણે હું હંમેશાં હૃદયમાં રાખીને તેનું રક્ષણ કરતો હતો, તો પણ એ પાપિણીનું રક્ષણ હું કરી શકયો નહિ. વીજળીને કોણ સ્થિર કરી શકે? ચપળ સ્ત્રીનું કોણ રક્ષણ કરી શકે? વળી સાધ્વી સ્ત્રી તો એક માત્ર

પોતાના શીલથી જ રક્ષાય છે, અને શીલ વડે રક્ષાયેલી એવી તે બન્ને લોકમાં પતિની રક્ષા કરે છે. જેમકે આ સ્ત્રી, જેની ક્ષમા-શક્તિ શાપ આપવાની શક્તિ કરતાં યે ઉત્તમ છે તેણે આજે મારું રક્ષણ કર્યું છે. એની કૃપાથી કુલટા સ્ત્રી સાથેનો મારો સમાગમ દૂર થયો છે, અને ઉત્તમ વિપ્રના વધથી પ્રાપ્ત થતું ઉગ્ર પાપ કરતાં પણ હું અટક્યો છું."

એમ કહીને યશોધરને બેસાડીને તેણે પૂછ્યું, "તમે ક્યાંથી આવ્યા છો ? અને ક્યાં જાઓ છો ? એ કહો." પછી પોતાનો વૃત્તાન્ત નિવેદન કરીને, તેનો વિશ્વાસ પ્રાપ્ત કરીને યશોધરે પણ તેને કુતૂહલપૂર્વક આ પ્રમાણે પૂછ્યું, "હે મહાભાગ ! આ વસ્તુ જો ગુપ્ત રાખવા લાયક ન હોય તો હવે મને કહો કે–તમે કોણ છો ? અને આ પ્રકારનો વૈભવ હોવા છતાં જળમાં કેમ વસો છો ?"

એ સાંભળીને તે જલવાસી પુરુષ 'સાંભળો, કહું છું' એમ કહીને આ પ્રમાણે પોતાનો વૃત્તાન્ત કહેવા લાગ્યો—

## (૮૭) જળવાસીના પૂર્વજન્મની કથા

(કથાસરિત્સાગર ૧૩૨ A, પૃ. ૪૩૧–૩૨)

"હિમાલયની દક્ષિણે કાશ્મીર નામે દેશ છે, જે બ્રહ્માએ જાણે કે મૃત્યુલોકનાં મનુષ્યોને સ્વર્ગનું સુખ આપવા માટે નિર્માણ કર્યો હોય એમ જણાય છે, કૈલાસ અને શ્વેતદ્વીપમાં નિવાસ કરવાના અનુપમ સુખને વિસારીને સ્વયંભૂ એવા શંકર અને વિષ્ણુ જ્યાં સેંકડો દેવમન્દિરોમાં વિરાજે છે, વિતસ્તાનાં જળથી પવિત્ર થયેલો જે દેશ શૂરવીર અને વિદ્વાન જનો વડે સંકુલ છે, તથા છળદોષ અને બળવાન શત્રુઓથી પણ અજેય છે. ત્યાં હું પૂર્વજન્મમાં ભવ-શર્મા નામે ગ્રામવાસી સામાન્ય બ્રાહ્મણપુત્ર હતો, અને મારે બે પત્નીઓ હતી. જેને ભિક્ષુઓ સાથે સમાગમ થયો હતો એવા મેં તેમના શાસ્ત્રમાં કહેલું ઉપોષણ નામે વ્રત ધારણ કર્યું. એ વ્રત જ્યારે

સમાપ્ત થવા આવ્યું હતું ત્યારે મારી એક પાપિણી પત્ની બળપૂર્વક આવીને મારા શયનમાં સૂઈ ગઈ. એ વ્રતમાં સ્ત્રીસેવન નિષિદ્ધ હોવાનું વીસરીને રાત્રિના છેલ્લા પહોરે ઊંઘના ઘેનમાં મેં તેની સાથે રતિ-ક્રીડા કરી. એ વ્રત માત્ર એટલા પૂરતું જ ખંડિત થયું હોવાથી હું અહીં જળપુરુષ તરીકે પેદા થયો અને મારી બે સ્ત્રીઓ પણ અહીં ઉત્પન્ન થઈ. એમાંની એક પેલી પાપિણી કુલટા છે, અને બીજી આ પતિવ્રતા છે. મારું એ વ્રત ખંડિત થયેલું હોવા છતાં તેનો એવો પ્રભાવ છે કે મને મારા પૂર્વજન્મનું સ્મરણ રહ્યું છે, અને રાત્રે મને આ પ્રકારના ભોગો પ્રાપ્ત થાય છે. જો વ્રત ખંડિત થયું ન હોત તો ફરી વાર મારો આ જન્મ જ ન થાત."

એ પ્રમાણે પોતાનો વૃત્તાન્ત કહીને તેણે મિષ્ટ ભોજનો અને દિવ્ય વસ્ત્રોથી એ બન્ને ભાઈઓ કે જે તેના અતિથિઓ હતા તેમની પૂજા કરી. પછી તેની એ સતી સ્ત્રી આ પૂર્વવૃત્તાન્ત જાણીને પૃથ્વી ઉપર ઘૂંટણિયે પડીને ચંદ્ર સામે જોતી બોલી કે "હે લોકપાલો! ખરેખર હું સાચી પતિવ્રતા હોઉં તો મારા પતિ જળવાસમાંથી મુક્ત થઈને હમણાં જ સ્વર્ગમાં જાઓ." તે આમ બોલતી હતી એટલામાં તો આકાશમાંથી એક વિમાન ઊતરી આવ્યું, અને તેમાં સાથે બેસીને એ દંપતી સ્વર્ગમાં ગયાં. ખરેખરી સાધ્વી સ્ત્રીઓ માટે ત્રણ ભુવનમાં શું અસાધ્ય છે? તે બન્ને બ્રાહ્મણો આ જોઈને પરમ આશ્ચર્ય પામ્યા.

બાકીની રાત્રિ ત્યાં ગાળીને પ્રભાતે યશોધર અને લક્ષ્મીધર એ બે બ્રાહ્મણ ભાઈઓ ત્યાંથી ચાલી નીકળ્યા અને સાયંકાળે નિર્જન અરણ્યમાં એક વૃક્ષ નીચે આવી પહોંચ્યા. જ્યારે તેઓ પાણી પીવાની ઇચ્છા કરવા લાગ્યા ત્યારે તેમણે વૃક્ષમાંથી વાણી સાંભળી કે "હે વિપ્રો! સ્નાન અને ખાનપાનથી હું તમારું આતિથ્ય કરું ત્યાંસુધી તમે ઊભા રહો; તમે મારે ઘેર આવ્યા છો."

એમ કહીને વાણી બંધ થઈ, એટલામાં ત્યાં પાણીની વાવ ઉત્પન્ન થઈ. તેના કિનારે વિચિત્ર ખાનપાન હતાં. 'આ શું?' એ પ્રમાણે આશ્ચર્ય પામેલા તે બ્રાહ્મણોએ વાવમાં સ્નાન કરીને ત્યાં યથેચ્છ આહારાદિ કર્યું.

પછી સંધ્યા કરીને તેઓ ઝાડ નીચે બેઠા તે સમયે એ વૃક્ષ ઉપરથી એક સુન્દર પુરુષ નીચે ઊતર્યો. બ્રાહ્મણપુત્રોએ અનુક્રમે તેનું અભિવાદન અને સ્વાગત કર્યું, એટલે તે બેઠો. પછી તેને પૂછ્યું કે "તમે કોણ છો?" એટલે તે પુરુષ કહેવા લાગ્યો—

## (૮૮) ગુહ્યક થયેલા બ્રાહ્મણની કથા
(કથાસરિત્સાગર ૧૩૨ B, પૃ. ૩૩૨)

"પૂર્વકાળમાં હું દરિદ્ર બ્રાહ્મણ હતો. દૈવયોગે મને શ્રમણોની સંગતિ થઈ. તેમના ઉપદેશથી મેં ઉપોષણ વ્રત કર્યું હતું તે સમયે કોઈ એક શઠે મને સાયંકાળે બળપૂર્વક જમાડ્યો. એ ખંડિત વ્રતથી હું ગુહ્યક તરીકે ઉત્પન્ન થયો છું. જો એ વ્રત હું પૂર્ણ કરી શક્યો હોત તો સ્વર્ગમાં દેવ થાત. આ પ્રમાણે મેં મારો વૃત્તાન્ત કહ્યો છે. હવે તમે તમારો વૃત્તાન્ત કહો. તમે ક્યાંથી આવ્યા છો? અને આ મરુસ્થલીમાં શાથી પ્રવેશ્યા છો?"

એ સાંભળીને યશોધરે તેને પોતાનો વૃત્તાન્ત કહ્યો. પછી ફરી પાછું તે યક્ષે બ્રાહ્મણોને કહ્યું, "જો એમ જ હોય તો હું સ્વપ્રભાવથી તમને વિદ્યા આપું છું. વિદ્યાનિપુણ થઈને તમે ઘેર જાઓ. વિદેશમાં ભ્રમણ કરવાથી શું?" એમ કહીને તેણે તેઓને વિદ્યા આપી, અને તેઓએ પણ તેના પ્રભાવથી તે વિદ્યાઓ ગ્રહણ કરી.

પછી તે યક્ષે તેમને કહ્યું કે "તમારી પાસેથી હું એક ગુરુદક્ષિણાની યાચના કરું છું. તમારે મારે માટે આ ઉપોષણ વ્રત કરવું. સત્યભાષણ, બ્રહ્મચર્ય, દેવપ્રદક્ષિણા, યોગ્ય ભોજનકાળે ભિક્ષુઓને ભોજન, મનનો સંયમ અને ક્ષમા—આટલું એક રાત્રિ સુધી

આચરીને તેનું ફળ તમારે મને આપવું, જેથી પૂર્ણ વ્રતના ફળરૂપ દેવત્વને હું પામું." બ્રાહ્મણોએ 'અમે એમ કરીશું' એમ કહીને એ વસ્તુ માન્ય રાખી, એટલે આટલું કહ્યા પછી તે યક્ષ વૃક્ષમાં અંતર્ધાન થઈ ગયો.

વિના પ્રયત્ને જેમનો અર્થ સિદ્ધ થયો હતો એવા તે બન્ને ભાઈઓ ત્યાં રાત ગાળીને પાછા ફરીને પોતાને ઘેર આવ્યા. ત્યાં પોતાનો વૃત્તાન્ત કહીને માબાપને આનંદ પમાડીને તેઓએ યક્ષના પુણ્ય માટે ઉપોષણ વ્રત કર્યું. પછી વિમાનમાં બેઠેલા તેમના ગુરુ યક્ષે આવીને તેમને કહ્યું કે "આ યક્ષપણામાંથી નીકળીને તમારી કૃપાથી હું દેવત્વ પામ્યો છું. માટે તમારે તમારા આત્માના શ્રેય અર્થે પણ આ વ્રત કરવું, જેથી દેહનો અંત થતાં તમને પણ દેવત્વ પ્રાપ્ત થશે. હવે મારા વરદાનથી તમારું ધન કદી ક્ષીણ થશે નહિ." એમ કહીને યથેચ્છ વિહાર કરનારો તે વિમાનમાર્ગે સ્વર્ગમાં ગયો.

પછી જેમણે ધન અને વિદ્યા બન્ને પ્રાપ્ત કર્યાં છે એવા તે યશોધર અને લક્ષ્મીધર એ બન્ને ભાઈઓ વ્રત કરીને સુખપૂર્વક રહેવા લાગ્યા.

એ પ્રમાણે જેઓ ધર્મમાં પ્રવર્તમાન રહે છે અને કષ્ટાવસ્થામાં પણ શીલનો ત્યાગ કરતા નથી તેમનું દેવતાઓ પણ રક્ષણ કરે છે, અને તેમનું મનોવાંછિત સિદ્ધ કરે છે.

## (૮૯) લોભી શેઠ અને સંગીતકાર

(કથાસરિત્સાગર ૧૩૪, પૃ. ૩૩૪)

એક ધનિકને કોઈ ગવૈયાએ ગીતવાદ્યથી સંતોષ્યો હતો, એટલે ધનિકે પોતાના ભંડારીને બોલાવીને ગવૈયાની સમક્ષ તેને કહ્યું કે "આ ગવૈયાને બે હજાર પણ (સિક્કા) આપ." ભંડારી પણ 'એ પ્રમાણે કરું છું' એમ કહીને ગયો. પછી ગવૈયાએ ભંડારી પાસે જઈને તે પણની માગણી કરી, પરન્તુ પોતાના શેઠની રીત જાણનાર ભંડારીએ

તેને પણ આપ્યા નહિ. પછી એ ધન મેળવવા માટે વીણાવાદકે એ ધનિકને વિનંતિ કરી ત્યારે તે બોલ્યો, "તેં મને શું આપ્યું છે કે જેનો બદલો હું તને આપું?" ગવૈયાએ કહ્યું કે "મેં વીણાવાદનથી તમને શીઘ્ર શ્રવણસુખ આપ્યું છે." એટલે શેઠ બોલ્યો કે "મેં પણ એજ પ્રમાણે દાનવાકયથી તને શ્રવણસુખ આપ્યું છે." પોતાની આશા નાશ પામી હોવા છતાં વીણાવાદક આ સાંભળીને હસીને ગયો. કંજૂસની ઉક્તિથી શું પથ્થરને પણ હાસ્ય ઉત્પન્ન થતું નથી?

હે દેવ! હવે બે મૂર્ખ શિષ્યોની વાત સાંભળો.

## (૯૦) ગુરુના પગ ભાગનાર મૂર્ખ શિષ્યો
### (કથાસરિત્સાગર ૧૩૫, પૃ. ૩૩૪)

કોઈ એક ગુરુ પાસે અન્યોન્ય ઉપર મત્સર રાખનારા બે શિષ્યો હતા. એમાંનો એક એ ગુરુનો જમણો પગ ચોળતો તથા પખાળતો, જ્યારે બીજો એજ પ્રમાણે ડાબો પગ ચોળતો તથા પખાળતો હતો. જમણો પગ ચોળનાર શિષ્યને એક વાર પરગામ મોકલવામાં આવ્યો હતો ત્યારે ગુરુએ ડાબો પગ ચોળનાર પેલા બીજા શિષ્યને કહ્યું, "તું આજે મારો જમણો પગ ચોળીને પખાળ." એ સાંભળીને તે મૂર્ખ શિષ્યે ગુરુને સ્વૈરપણે કહ્યું કે "આ પગ મારા દુશ્મનનો છે, માટે તે હું નહિ પખાળું." તેણે એમ કહ્યા છતાં ગુરુએ આગ્રહ કર્યો ત્યારે પોતાના શત્રુ પ્રત્યેના રોષથી એ શિષ્યે ગુરુના એ પગને આગળ ખેંચીને તેના ઉપર પથ્થર મારીને ભાંગી નાખ્યો. ગુરુએ તેથી આક્રંદ કરવા માંડયું, એટલે બીજાઓએ અંદર આવીને એ કુશિષ્યને મારવા માંડ્યો, પણ એ જોઈને શોક પામેલા ગુરુએ તેને છોડાવ્યો.

બીજે દિવસે પેલો બીજો શિષ્ય ગામથી પાછો આવ્યો. ગુરુના પગની પીડા જોઈને જેણે બધો વૃત્તાન્ત પૂછ્યો છે એવા તથા ક્રોધથી સળગતા તેણે 'મારા દુશ્મનનો પગ હું કેમ

ભાંગી ન નાખું ?' એમ વિચારીને ગુરુનો બીજો પગ ખેંચીને ભાંગી નાખ્યો. પછી બીજાઓ તેને મારવા માંડયા ત્યારે એ કુશિષ્યને પણ જેના બન્ને પગ ભાંગી ગયા હતા એવા તે ગુરુએ દયાથી છોડાવ્યો.

પછી તે બન્ને શિષ્યો સર્વેના દ્વેષ અને ઉપહાસને પાત્ર થયા, અને પોતાની ક્ષમાને કારણે પ્રશંસનીય તે ગુરુ ધીરે ધીરે સાજા થયા.

હે પ્રભુ! એ પ્રમાણે અન્યોન્ય ઉપર દ્વેષ કરનારા મૂર્ખ પરિજનો સ્વામીના કાર્યનો નાશ કરે છે અને પોતાનું હિત પણ પ્રાપ્ત કરી શકતા નથી. હવે, આ બે માથાવાળા સર્પનો વૃત્તાન્ત સાંભળો.

## (૯૧) બે માથાવાળો સર્પ

( કથાસરિત્સાગર ૧૩૬, પૃ. ૩૩૪–૩૫ )

કોઈ એક સર્પને શરીરના અગ્રભાગમાં તથા પૂંછડે એમ બે માથાં હતાં. પૂંછડા તરફનું માથું અંધ હતું, પણ સ્વાભાવિક સ્થાનમાં–અગ્રભાગમાં રહેલું માથું આંખોવાળું હતું. એ બન્ને મુખ વચ્ચે 'હું મુખ્ય છું,' એ પ્રકારની તકરાર થતી હતી. એ સર્પ પોતાના સ્વાભાવિક મસ્તક તરફથી બધે ફરતો હતો. એક વાર પૂંછડા તરફના મસ્તકને એક લાકડું મળ્યું, તેની આસપાસ જોરથી વીંટાઈને તેણે સર્પની ગતિ રોકી દીધી. તેથી આ પ્રમાણે આગળના મસ્તક ઉપર વિજય મેળવનાર એ માથાને સર્પ વધારે બળવાન માનવા લાગ્યો અને એ અંધ મુખને જ આગળ રાખીને ફરવા લાગ્યો. એ પ્રમાણે ફરતાં માર્ગ નહિ દેખાવાથી એક ખાડામાં સળગતા અગ્નિમાં પડીને તે બળી ગયો.

જે મૂર્ખાઓ અલ્પ ગુણવાળા અને બહુ ગુણવાળા વચ્ચેનું અંતર જાણતા નથી તેઓ હીનગુણવાળાના સંસર્ગથી પરાભવ પામે છે. હવે, આ ચોખા ખાનારા મૂર્ખની કથા સાંભળો.

## (૯૨) કાચા ચોખા ખાનાર મૂર્ખ
(કથાસરિત્સાગર ૧૩૭, પૃ. ૩૩૫)

કોઇ એક મૂર્ખ પુરુષ પહેલી વાર સાસરે ગયો હતો. ત્યાં તેની સાસુએ રાંધવા માટે સફેદ ચોખા મૂકયા હતા તે જોઇને એ ચોખાની મૂઠી તેણે ખાવા માટે પોતાના મુખમાં મૂકી. એજ સમયે તેની સાસુ આવી પહોંચી, પરંતુ એ મૂર્ખ શરમને લીધે ચોખાને ગળામાં ઉતારી શકયો નહિ કે બહાર પણ કાઢી શકયો નહિ. જાડા અને ફૂલી ગયેલા ગાલવાળા તથા વાત નહિ કરી શકતા તેને જોઇને એને કોઈ રોગ થયો હોવાની શંકાથી એની સાસુ પોતાના પતિને બોલાવી લાવી. તે પણ આ જોઇને જલદીથી વૈદ્યને બોલાવી લાવ્યો. અંદર ગૂમડું થયું હોવાની શંકાથી વૈદ્યે પણ તેનું માથું પકડીને જડબાં પહોળાં કર્યાં, એટલે તેના મુખમાંથી ચોખા નીકળી પડયા, અને લોકો હસવા લાગ્યાં.

એ પ્રમાણે અજ્ઞાન મનુષ્ય અકાર્ય કરે છે અને તે છુપાવી શકતો નથી.

## (૯૩) ગધેડાને દોહનાર મૂર્ખ છોકરાઓ
(કથાસરિત્સાગર ૧૩૮, પૃ. ૩૩૫)

કેટલાક મૂર્ખ છોકરાઓ ગાય આદિને દોહવાતાં જોઇને એક ગધેડો શોધી કાઢીને તથા તેને રોકીને આનંદપૂર્વક દોહવા લાગ્યા. કોઈ દોહવા લાગ્યો અને કોઈ દૂધનું વાસણ ધરવા લાગ્યો; બીજાઓ કરતાં પહેલું દૂધ કોણ પીએ એ માટે પણ તેમનામાં અહંપ્રથમિકા-ચડસાચડસી થવા લાગી. પરન્તુ પરિશ્રમ કરવા છતાં તેઓ દૂધ મેળવી શકયા નહિ. અવસ્તુ પાછળ શ્રમ કરનાર મનુષ્ય ઉપહાસપાત્ર થાય છે.

## (૯૪) 'હીરો ઘોઘે જઈ આવ્યો !'
### ( કથાસરિત્સાગર ૧૩૯, પૃ. ૩૩૫ )

હે દેવ! કોઇ એક મૂર્ખ બ્રાહ્મણપુત્ર હતો. પિતાએ તેને સાયંકાળે કહ્યું કે "હે પુત્ર! તારે પ્રભાતે ગામ જવાનું છે." એ સાંભળીને પિતાને કામ વિશે પૂછ્યા સિવાય જ પ્રાતઃકાળે એ ગામ જઈને, વૃથા શ્રમ કરીને સાયંકાળે પાછો આવ્યો, અને પિતાને કહ્યું કે "હું ગામ જઈને આવ્યો છું." તેનો પિતા બોલ્યો, "પણ તારા જવાથી કંઈ કાર્ય સિદ્ધ થયું નહિ."

આ પ્રમાણે હેતુ વિનાની ચેષ્ટા કરનારો મૂર્ખ મનુષ્ય લોકોમાં હાસ્યપાત્ર થાય છે, ક્લેશ અનુભવે છે અને પોતાનું કાર્ય કરી શકતો નથી.

# પરિશિષ્ટ ૧

## ‘પંચતંત્ર’ અને પાલિ ‘જાતક’

‘પંચતંત્ર’ અને પાલિ ‘જાતક’માં સમાન, અથવા જેમનો મુખ્ય અંશ સમાન છે એવી વાર્તાઓ નીચે મુજબ છે. અહીં ઘણું ખરું પશ્ચિમ ભારતીય ‘પંચતંત્ર’ની કથાઓનો નિર્દેશ કર્યો છે, પણ એજ કથાઓ બીજી પાઠપરંપરાઓમાં પણ મળે છે. એ માટે તે તે કથાના અનુવાદ સાથેનાં ટિપ્પણો જોવાં.

૧. જાતક ૨૦, ‘નલપાણ જાતક’: તળાવમાં ઊતરીને પાણી પીનારાઓને એક રાક્ષસ મારી નાખે છે. તળાવમાં ઊતરતી પદપંક્તિ દેખાય છે, પણ બહાર નીકળતી દેખાતી નથી, એથી વાંદરાઓને તળાવમાં ઊતરવાના જોખમની કલ્પના થાય છે. આથી વાંદરાઓએ પોતાના યૂથપતિની સહાયથી કિનારા ઉપર બેસીને જ શરકાંડા વડે, કમલિનીની નાળા વડે પીતા હોય તેમ, પાણી પીધું. રાક્ષસ એમને કંઈ કરી શક્યો નહિ. આ વાર્તાનો મુખ્ય અંશ પશ્ચિમ ભારતીય ‘પંચતંત્ર’ ૫–૯ માં ‘વાંદરાએ લીધેલું વેર’ એ વાર્તામાં આવે છે. એમાં પણ એક યૂથપતિ વાંદરો, જેના યૂથનો રાજાએ નાશ કરી નાખ્યો હતો તે ઉપર પ્રમાણે જ તળાવમાં ઊતરવાના જોખમનું અનુમાન કરીને કિનારે બેસીને કમળની નાળા વડે પાણી પીએ છે. એના આ ચાતુર્યથી પ્રસન્ન થઈને તળાવમાંનો રાક્ષસ તેને રત્નમાળા આપે છે. એ રત્નમાળા વડે લોભાવીને વાંદરો પોતાના શત્રુરાજાને તેના પરિજનો સહિત તળાવમાં ઉતારીને તેનો નાશ કરાવી નાખે છે.

૨. જાતક ૩૩, 'સંમોદમાન જાતક': 'પંચતંત્ર'ના બીજા તંત્રના પ્રારંભમાં આવતી કપોતરાજ ચિત્રગ્રીવની કથા સાથે આનું સામ્ય છે. જાળ લઈને ઊડી જતાં કપોતોને જોતા પારધિના મુખમાં મુકાયેલો

जालमादाय गच्छन्ति संहताः पक्षिणोऽप्यमी।
यावच्च विवदिष्यन्ते पतिष्यन्ति न संशयः ॥ (તંત્ર ૨, શ્લો. ૮)

એ 'પંચતંત્ર'નો શ્લોક પાલિમાં પણ નીચે પ્રમાણે છેઃ

सम्मोदमाना गच्छन्ति जालमादाय पक्खिनो।
यदा ते विवदिस्सन्ति तदा एहिन्ति मे वसं ॥

આ સ્થાને 'હિતોપદેશ'માં આવતા શ્લોકનો પાઠ પાલિને વધારે મળતો છેઃ

संहतास्तु हरन्तीमे मम जालं विहंगमाः ।
यदा तु निपतिष्यन्ति वशमेष्यन्ति मे तदा ॥

પરન્તુ 'પંચતંત્ર'માં કે 'હિતોપદેશ'માં જાળ લઈને ઊડી ગયેલાં પક્ષીઓ અંદરઅંદરના કુસંપને કારણે ફરી વાર નીચે પડે છે એવી વાત આવતી જ નથી; એમાં તો તેઓ જાળ સાથે હિરણ્યક પાસે જઈને જાળ કપાવી નાખે છે. 'જાતક'માં કપોતો દરરોજ પારધિના દાણા ખાઈ જાય છે, અને જાળ ઉપાડીને ઊડી જાય છે, પણ છેવટે તેમનામાં અંદરઅંદર કુસંપ થાય છે ત્યારે તેઓ એકી સાથે ઊડી શકતાં નથી અને પારધિ બધાં કપોતોને પકડી લે છે. એ રીતે ઉપર્યુક્ત સંસ્કૃત શ્લોક 'પંચતંત્ર'ની કથામાં બંધબેસતો નથી, પણ 'પંચતંત્ર'માં એનું અસ્તિત્વ એ કથાની 'જાતક'માં છે એ પ્રકારની પરંપરાની અસર બતાવે છે.

વળી જાતક ૩૯૯ 'ગિજ્ઝ જાતક'માંનો એક પાલિ શ્લોક લગભગ એજ શબ્દોમાં 'પંચતંત્ર'ના આ બીજા તંત્ર(શ્લો. ૧૮)માં મળે

છે એ પણ બન્ને ગ્રન્થોનું ઉપાદાન એકસરખું છે એ બતાવે છે.
' ગિજ્ઝ જાતક: '

यन्नु गिज्झो योजनसतं कुणपानि अपेक्खति ।
कस्मा जालञ्च पासञ्च आसज्जापि न बुज्झति ॥

' પંચતંત્ર ':

अर्ध्यर्धाद्योजनशतादामिषं वीक्षते खगः ।
सोऽपि पार्श्वस्थितं दैवाद् बन्धनं न च पश्यति ॥

૩. જાતક ૩૮, 'બકજાતક': પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર ' ૧–૭ માં ' બગલો અને કરચલો. ' બન્ને વાર્તાઓનું વસ્તુ સરખું છે; માત્ર ' પંચતંત્ર 'માંની વાર્તાનું સ્વરૂપ વધારે અલંકૃત છે.

૪. જાતક ૪૪, ' મકસજાતક '; અને ૪૫, 'રોહિણી જાતક': ' મકસ જાતક 'માં એક સુથારે પોતાના પુત્રને પોતાના માથેથી મચ્છર ઉરાડવા કહ્યું હતું. પુત્રે કુહાડાથી તેના માથાના બે ટુકડા કરી નાખ્યા. ' રોહિણી જાતક 'માં રોહિણી દાસીએ પોતાની માતાના શરીર ઉપરથી માખી ઉરાડવા માટે તેને મુસળથી મારી નાખી, અને પછી રોવા બેઠી. પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર ' ૧–૨૨ માંની, માખી ઉરાડવા માટે રાજાને મારી નાખનાર વાંદરાની કથા સાથે આનું સામ્ય છે. ' જાતક 'ના કથાસંગ્રહશ્લોકની પ્રથમ પંક્તિ નીચે પ્રમાણે છે :

सेयो अमित्तो मतिया उपेतो न त्वेव मित्तो मतिविप्पहीनो ।

(મકસ જાતક)

सेय्यो अमित्तो मेधावी यञ्चे बालानुकम्पको ।

(રોહિણી જાતક)

એની સાથે 'પંચતંત્ર'ના સંગ્રહશ્લોકમાંની—

पण्डितोऽपि वरं शत्रुर्न मूर्खो हितकारकः ।

એ પંક્તિ કેટલી મળતી આવે છે!

૫. જાતક ૫૭, 'વાનરિંદ જાતક'; ૨૦૮, 'સંસુમાર જાતક'; ૩૪૨ 'વાનર જાતક': 'પંચતંત્ર'ના ચોથા તંત્રમાંની મુખ્ય કથા 'વાંદરો અને મગર'ને આ ત્રણે જાતકકથાઓ બરાબર મળતી આવે છે.

૬. જાતક ૭૩, 'સચ્ચંકિર જાતક': પૂર્ણભદ્રના 'પંચાખ્યાન'માંની 'કૃતજ્ઞ પ્રાણીઓ અને કૃતઘ્ન માનવ' ('વધારાની કથાઓ'માં કથાંક ૭) એ વાર્તા સાથે આ જાતકકથા બરાબર મળતી આવે છે. તફાવત માત્ર એટલો છે કે પૂર્ણભદ્રના સોનીને બદલે જાતકમાં તપસ્વી છે, અને પ્રાણીઓમાં સાપ, ઊંદર અને પોપટ છે. 'કૃતજ્ઞ પ્રાણીઓ અને કૃતઘ્ન માનવ'ની કથા ઈસવી સનના દશમા સૈકામાં થયેલા જૈન ગ્રન્થકાર સોમદેવસૂરિના નીતિગ્રન્થ 'નીતિવાક્યામૃત'માં છે. પૂર્ણભદ્રે તે એમાંથી લીધી હોય એ અસંભવિત નથી.

આવી બીજી એક કથા 'મહાકપિ જાતક' (જાતક ૫૧૬)માં છે. અરણ્યમાં એક ખાડામાં પડી ગયેલા ખેડૂતને એક વાંદરો બચાવે છે, પણ પોતાને જીવિતદાન આપનારનો જીવ લેવા માટે કૃતઘ્ન માનવ પ્રયાસ કરે છે. આ અપકારને કારણે તે કોઢના રોગમાં સપડાય છે.

૭. જાતક ૭૭, 'મહાસુપિન જાતક': રાજા બ્રહ્મદત્તે સોળ સ્વપ્નો જોયાં. બ્રાહ્મણોએ તેને ડરાવીને એને હાથે એક મોટો યજ્ઞ કરાવવાને ઇચ્છયું, જેમાં ઘણાં પશુઓની હિંસા થવાની હતી. બોધિસત્ત્વે એ સ્વપ્નોની યથાર્થ વ્યાખ્યા કરીને રાજાને નિર્ભય બનાવ્યો.

આને મળતી કથા ‘પંચતંત્ર’ની પહેલવી પાઠપરંપરામાં છે: એ
રાજાને રાત્રે આઠ સ્વપ્ન આવ્યાં. એનું ફળ તેણે બ્રાહ્મણોને પૂછ
રાજાએ થોડા જ સમય પહેલાં બાર હજાર બ્રાહ્મણોને મારી નાખ
હતા. આથી તેનું વેર લેવા માટે સ્વપ્નપાઠક બ્રાહ્મણોએ રાજા પોતા
પ્રિયજનોનો વધ કરી તેમનાં લોહીથી સ્નાન કરે તો દોષમુક્ત થા
એમ કહ્યું. પરન્તુ રાજા પોતાના એક દક્ષ મંત્રીની સલાહથી
કરતો અટકી ગયો.

બ્રાહ્મણોને આમાં જે રીતે ચીતરવામાં આવ્યા છે એ જો
આ કથા ઉપર બૌદ્ધ ધર્મની સ્પષ્ટ અસર છે. ‘પંચતંત્ર’ના
અંશોનું તિબેટી ભાષાન્તર થયું છે તેમાં આ કથા છે, એ વસ્તુ
બૌદ્ધ અસર સૂચવે છે. ‘જાતક’ તેમજ પહેલવી પાઠપરંપરા બ
માંની કથાઓ એક જ મૂળના બે જુદા જુદા પાઠ હશે.

૮. જાતક ૯૩, ‘વિસ્સાસભોજન જાતક’: એક સિં
મારવા માટે તેની પ્રિય હરણીના શરીર ઉપર હલાહલ વિષ ચો
વામાં આવ્યું હતું, એ ચાટવાને લીધે સિંહ મરણ પામ્યો.
ઉપરથી ધર્મોપદેશ કરતાં બોધિસત્ત્વે નીચેનો શ્લોક કહ્યો:

न विस्ससे अविस्सत्थे विस्सत्थेपि न विस्ससे ।
विस्सासा भयमन्वेति सीहं व मिगमातुका ॥

આ પાલિ શ્લોક સંસ્કૃત સ્વરૂપમાં પશ્ચિમ ભારતીય ‘પંચતંત્ર
બે વાર આવે છે:

न विश्वसेदविश्वस्ते विश्वस्तेऽपि न विश्वसेत् ।
विश्वासाद् भयमुत्पन्नं मूलान्यपि निकृन्तति ॥

(તંત્ર ૨, શ્લો. ૩૯; તંત્ર ૪, શ્લો. ૧

‘જાતક’ તેમજ ‘પંચતંત્ર’ બન્નેની વાર્તાઓ પ્રા

ભારતીય લોકસાહિત્યના સર્વસામાન્ય ભંડારમાંથી આવેલી છે, એનો આ એક વધુ પુરાવો છે.

૯. જાતક ૯૮, 'કૂટવાણિજ જાતક': પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૧–૧૯માંની 'ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ'ની કથા સાથે આ ખૂબ મળતી આવે છે. અહીં પાત્રોનાં નામ 'પંડિત અને અતિપંડિત' છે. ઉપાર્જિત કરેલા ધનમાંથી અતિપંડિતે બે હિસ્સાની માગણી કરી, અને પોતાની માગણીના ઔચિત્યનું સમર્થન કરાવવા માટે વૃક્ષ-દેવતાની સાક્ષી મૂકી. વૃક્ષની બખોલમાં તેણે પોતાના પિતાને અગાઉથી જ દાખલ કરી દીધો હતો. એણે પોતાના પુત્રની તરફેણમાં સાક્ષી આપી, પણ બોધિસત્ત્વને વહેમ પડવાથી તેમણે બખોલને આગ લગાડી, અને અતિપંડિતનો પિતા બળી ગયો.

૧૦. જાતક ૧૨૮, 'બિળારવત જાતક': બિડાલવ્રતની કથા 'મહાભારત'ના ઉદ્યોગપર્વ (અધ્યાય ૧૬૦)માં આવે છે (જુઓ ઉપોદ્ઘાત, પાંચમો વિભાગ, 'પંચતંત્ર અને મહાભારત' એ શીર્ષક). 'ધર્મચિહ્નો જેમાં ધ્વજાની જેમ ફરકતાં હોય અને પાપો ગુપ્ત હોય' એવી દાંભિક ધાર્મિકતાને 'બૈડાલ વ્રત' કહેવામાં આવે છે. 'મહાભારત'માં ઢોંગી બિલાડો આ રીતે અનેક ઉંદરોને ખાઈ જાય છે. 'જાતક'માં બિલાડાને બદલે શિયાળ છે, તે 'બિળારવત જાતક' એ શીર્ષક જોતાં બરાબર નથી. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ના ત્રીજા તંત્રમાંની 'સસલા અને ચકલાનો ન્યાય કરનાર બિલાડો' એ વાર્તામાં બિલાડાના ધર્મઢોંગનું જે વર્ણન છે તે 'મહાભારત'માંના બિલાડા અને 'જાતક'માંના શિયાળને ખૂબ મળતું છે. 'મહાભારત'-માંનો 'બિડાલવ્રત'વિષયક શ્લોક લગભગ એજ શબ્દોમાં પાલિમાં મળે છે:

यो वे धम्मं धजं कत्वा निगूळ्हो पापमाचरे ।
विस्सासयित्वा भूतानि विळारं नाम तं वतं ॥

૧૧. જાતક ૧૫૦, ' સંજીવ જાતક ': પોતાની સંજીવની વિદ્યાના પ્રભાવથી વાઘને જીવતો કરનાર મૂર્ખ વિદ્યાર્થીઓની વાર્તા એમાં છે. પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર ' ૫–૩ માંની ' સિંહને સજીવન કરનારા મૂર્ખો ' એ વાર્તા એને બરાબર મળતી છે.

૧૨. જાતક ૧૮૯, ' સીહચમ્મ જાતક ': સિંહનું ચામડું ઓઢનાર ગધેડાની આ વાર્તા છે. પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર ' ૪–૫ માં ' વાઘના ચામડામાં રહેલો ગધેડો' એમાં પણ એજ વાર્તા છે. ' ઇસપનીતિ ' માં પણ તે છે. આ વાર્તા ઇસવી સનના આરંભમાં પૂર્વમાંથી પશ્ચિમમાં પહોંચી હતી.

૧૩. જાતક ૧૯૩, ' ચુલ્લપદુમ જાતક ': એક કુલટા સ્ત્રીની કૃતઘ્નતા વિશેની આ લાંબી વાર્તા છે. પોતાને માટે અનેક પ્રકારનાં કષ્ટો સહન કરનાર પતિને છેહ દઈને એ સ્ત્રી એક પાંગળા-માં આસક્ત થાય છે, એટલો અંશ પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર ' ૪–૧૩ સાથે બરાબર મળતો આવે છે. ' આવશ્યકસૂત્ર ' ઉપરની આચાર્ય મલયગિરિની ટીકા(પૃ. ૫૦૭)માં આવતી એક વાર્તા સાથે આ આખાયે જાતકનું સારું એવું સામ્ય છે.

૧૪. જાતક ૨૦૬, ' કુરુંગમિગ જાતક ': 'પંચતંત્ર' ના બીજા તંત્ર ' મિત્રસંપ્રાપ્તિ 'ની મુખ્ય કથા સાથે આ જાતકકથા ખૂબ મળતી આવે છે. જાળમાં ફસાયેલા મૃગને કાષ્ઠકૂટ પક્ષી અને કાચબો યુક્તિ-પૂર્વક છોડાવે છે. પછી થાકેલા કાચબાને પારધિ પકડે છે, એટલે ' પંચતંત્ર 'માં બતાવેલી યુક્તિથી મૃગ અને કાષ્ઠકૂટ પક્ષી પારધિને છેતરીને કાચબાને છોડાવે છે.

૧૫. જાતક ૨૧૫, ' કચ્છપ જાતક ': પશ્ચિમ ભારતીય ' પંચતંત્ર ' ૧–૧૩, ' બે હંસ અને કાચબો. ' આ વાર્તા ઇસપમાં પણ છે.

૧૬. જાતક ૨૧૮, ' કૂટવાણિજ જાતક ': પશ્ચિમ ભારતીય

'પંચતંત્ર' ૧-૨૧ માંની 'ઊંદર લોઢું ખાઈ ગયા!' એ વાર્તાને બરાબર મળતી છે. ફેર માત્ર એટલો જ છે કે જાતકમાં હજાર ભારની તુલાને બદલે લોઢાની કોશ છે.

૧૭. જાતક ૨૭૦, 'ઉલૂક જાતક': પક્ષીઓ એકત્ર થઈને ઘુવડને પોતાનો રાજા બનાવે છે, પણ કાગડો તેનો વિરોધ કરે છે અને કહે છે કે "રાજ્યાભિષેક સમયે આ ઘુવડનું મુખ આવું દેખાય છે, તો તે ક્રોધાયમાન થશે ત્યારે કેવું દેખાશે?" આથી પક્ષીઓ ઘુવડનો ત્યાગ કરીને સુવર્ણહંસને રાજા બનાવે છે. 'પંચતંત્ર'ના ત્રીજા તંત્ર 'કાકોલૂકીય'ની મુખ્ય કથા સાથે આ કથા ઠીક મળતી આવે છે. જો કે સુવર્ણહંસનો અભિષેક કરવાની વાત 'પંચતંત્ર'માં નથી. 'તંત્રોપાખ્યાન'ના 'પક્ષિપ્રકરણ'માં પક્ષીઓએ ગરુડનો અભિષેક કર્યાનું કહ્યું છે.

૧૮. જાતક ૩૪૩, 'કુન્તિની જાતક': વારાણસીના રાજાના મહેલમાં એક સંદેશવાહક ક્રૌંચ પક્ષિણી હતી. રાજકુમારોએ તેનાં બચ્ચાં મારી નાખ્યાં, આથી પક્ષિણીએ રાજમહેલના પાળેલા વાઘ પાસે કુમારોને મરાવી નાખીને વેર લીધું, અને રાજાને જઈને આ ખબર આપી. રાજાએ કહ્યું કે 'તારું વેર શાન્ત થઈ ગયું છે, માટે હવે તું અહીં રહે.' પણ નીતિજ્ઞ પક્ષિણીએ રાજાનું માન્યું નહિ અને ચાલી ગઈ. 'મહાભારત'ના શાન્તિપર્વ(અધ્યાય ૧૩૯)માંની પૂજની ચકલીની કથા સાથે આ જાતકનું ખૂબ સામ્ય છે (જુઓ ઉપોદ્ઘાત, વિભાગ ૫, 'પંચતંત્ર અને મહાભારત' એ શીર્ષક). આ કથા 'પંચતંત્ર'ની પહેલવી પાઠપરંપરામાં છે.

૧૯. જાતક ૩૪૯, 'સંધિભેદ જાતક': ૩૬૧, 'વણ્ણારોહ જાતક': 'સંધિભેદ જાતક' 'પંચતંત્ર'ના પહેલા તંત્ર 'મિત્રભેદ'ની મુખ્ય કથાને મળતું આવે છે. જંગલમાં વસતા સિંહ અને બળદ વચ્ચેની ગાઢ મૈત્રીમાં એક શિયાળ ભેદ પડાવે છે. પરિણામે બન્ને

લડીને મરણ પામે છે,* અને એક વાર બળદનું અને બીજી વાર સિંહનું માંસ ખાઈને શિયાળ આનંદ કરે છે. અહીં મિત્રભેદ છે ખરો, પરન્તુ જાતકકથાનો અંત 'પંચતંત્ર'ની વાર્તાથી જુદા પ્રકારનો છે.

'વણ્ણુરોહ જાતક'માં સિંહ અને વાઘ એ બે મિત્રો વચ્ચે એક શિયાળ ભેદ પડાવવાનો પ્રયાસ કરે છે, પણ બન્ને મિત્રો પોતાનું સૌહાર્દ જાળવી રાખે છે.

૨૦. જાતક ૩૫૭, 'લાટુકિક જાતક': હાથીએ ચકલીની વિનંતિ નહિ માનતાં તેનાં બચ્ચાં કચરી નાખ્યાં. આથી ચકલીએ કાગડા, માખી અને દેડકાની સહાયથી તેને મરાવી નાખ્યો. કાગડાએ હાથીની આંખ ફોડી નાખી, માખીએ આંખે પડેલા ઘામાં ઈંડાં મૂક્યાં, જેથી ત્યાં કીડા પડ્યા, અને દેડકાએ ગર્તામાંથી શબ્દ કર્યો એટલે એ સ્થળે પાણી હશે એવી આશાએ ત્યાં જતો હાથી નીચે પડીને મરણ પામ્યો. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર' ૧-૧૫ માંની 'ચકલીનાં મિત્રો અને હાથી' એ વાર્તા સાથે આ જાતકકથા ખૂબ મળતી આવે છે.

૨૧. જાતક ૪૯૯, 'શિવિ જાતક': દાનેશ્વરી શિવિએ વૃદ્ધ બ્રાહ્મણના રૂપમાં આવેલા ઇન્દ્રને પોતાની આંખોનું પણ દાન આપ્યું, પણ થોડા જ સમય પછી તેને નવી આંખો આવી. શરણાગત કપોતને બચાવવા માટે પોતાનું માંસ આપનાર શિબિની કથા 'મહાભારત' માં આવે છે (જુઓ ઉપોદ્ઘાત, વિભાગ ૫, 'પંચતંત્ર અને મહાભારત' એ શીર્ષક). એમાંથી એ કથા 'તંત્રાખ્યાયિકા'માં (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૩) લેવામાં આવી છે. જૈન સાહિત્યમાં પણ એ કથા વજ્રાયુધ ચક્રવર્તીના સંબંધમાં મળે છે.

* 'તંત્રોપાખ્યાન'ના 'નંદકપ્રકરણ'માં પણ સિંહ અને બળદ એકબીજા સાથે લઢીને મરણ પામે છે.

'જાતક' અને 'મહાભારત'ની કથાઓ વચ્ચે એટલો ઓછો ભેદ છે કે એક જ મૂળ કથાની એ બે વિભિન્ન પરંપરાઓ હોય એમ જણાય છે.

૨૨. જાતક ૫૦૩, 'સત્તિગુંબ જાતક': એક જ માતાને પેટે જન્મેલા બે પોપટ, જેમાંનો એક આશ્રમમાં ઊછર્યો હતો અને બીજો ચોરપલ્લીમાં મોટો થયો હતો તેમના સંસર્ગજન્ય સ્વભાવભેદની આ વાર્તા છે. આ વાર્તા પૂર્ણભદ્રના 'પંચાખ્યાન'માં છે (જુઓ 'વધારાની કથાઓ'માં કથાંક ૧૪).

# પરિશિષ્ટ ૨

## ડૉ. ઍગર્ટનના પુનર્ઘટિત 'પંચતંત્ર'નો કથાનુક્રમ

**કથામુખ**

**પહેલું તંત્ર–મિત્રભેદઃ સિંહ અને બળદ**

(૧) ખીલો ખેંચનાર વાંદરો
(૨) શિયાળ અને દુન્દુભિ
(૩) પરિવ્રાજક અને ધુતારો
(૪) કાગડાનું જોડું અને કાળો નાગ
(૫) બગલો અને કરચલો
(૬) સિંહ અને સસલો
(૭) જૂ અને માકણ
(૮) સિંહના લુચ્ચા સેવકો અને ભોળો ઊંટ
(૯) ટીટોડો અને સમુદ્ર
(૧૦) બે હંસ અને કાચબો
(૧૧) અનાગતવિધાતા, પ્રત્યુત્પન્નમતિ અને યદ્ભવિષ્ય
(૧૨) સૂચીમુખ પક્ષી અને વાંદરો
(૧૩) ધર્મબુદ્ધિ અને દુષ્ટબુદ્ધિ
(૧૪) બગલો, સાપ અને નોળિયો
(૧૫) ઊંદર લોઢું ખાઈ ગયા !

**બીજું તંત્ર–મિત્રપ્રાપ્તિઃ કાગડો, ઊંદર, મૃગ અને કાચબો**

(૧) પરિવ્રાજક અને ઊંદર
(૨) ઝાટક્યા વિનાના તલને સાટે ઝાટકેલા તલ !

(૩) અતિલોભી શિયાળ

(૪) ચિત્રાંગ મૃગને અગાઉ વેઠવું પડેલું બંધન

## ત્રીજું તંત્ર–સંધિવિગ્રહ કાકોલૂકીયઃ કાગડા અને ઘુવડનો વિગ્રહ

(૧) દીપડાના ચામડામાં રહેલો ગધેડો

(૨) કાગડા અને ઘુવડ વચ્ચેના વેરની પૂર્વકથા

(૩) હાથી, સસલાં અને ચંદ્ર

(૪) સસલા અને ચકલાનો ન્યાય કરનાર બિલાડો

(૫) ધુતારા અને બ્રાહ્મણ

(૬) વૃદ્ધ વણિક અને તેની તરુણ પત્ની

(૭) બ્રાહ્મણ, ચોર અને બ્રહ્મરાક્ષસ

(૮) સુથાર અને તેની વ્યભિચારિણી પત્ની

(૯) તપસ્વી અને ઉંદરડી

(૧૦) સર્પ ઉપર સવારી કરનાર દેડકાં

## ચોથું તંત્ર–લબ્ધનાશઃ વાંદરો અને મગર

(૧) કાન અને હૃદય વિનાનો ગધેડો

## પાંચમું તંત્ર–અપરીક્ષિતકારિત્વઃ બ્રાહ્મણ અને નોળિયો

(૧) હવાઈ કિલ્લા બાંધનાર બ્રાહ્મણ

(૨) ભિક્ષુઓનાં માથાં ફોડનાર વાળંદ

# અનુવાદનાં ટિપ્પણોમાં ઉમેરા

## પૃ. ૨૩૪, ટિ. ૧૦ ને અંતે ઉમેરો :

જૈન છેદસૂત્ર 'નિશીથસૂત્ર' ઉપરની ચૂર્ણિમાં पंडरभि
ગોશાલકના અનુયાયી આજીવક કહ્યા છેઃ आजीवगा गोसालसिस्सा '
भिक्खुआ वि भण्णंति (વિજયપ્રેમસૂરિ–સંશોધિત 'નિશીથચૂ
ગ્રન્થ ૪, પૃ. ૮૬૫)

પૃ. ૨૪૪–૪૫, ૧૦૮ મા શ્લોકના અનુવાદ ઉપર ન
ટિપ્પણ ઉમેરોઃ

पञ्च पश्वनृते हन्ति૦થી શરૂ થતો આ શ્લોક 'મહાભારત
(કુંભકોણમનું સંસ્કરણ, ઉદ્યોગપર્વ, અધ્યાય ૩૫, શ્લોક ૩૪)
'મહાભારત'ના ટીકાકાર અર્જુનમિશ્રે એનો અર્થ આ અનુવાદ
તેવો કર્યો છે. પણ બીજા બે ટીકાકારો નીલકંઠ અને સર્વજ્ઞના
એનો અર્થ જુદી રીતે કર્યો છે. તેઓના મત મુજબ એ શ્લો
અર્થ નીચે પ્રમાણે થાય—

"બકરા વગેરે પશુને માટે જૂઠું બોલનાર પોતાના
પૂર્વજોને નરકમાં પાડે છે (નીલકંઠ કહે છે કે એજ પ્રમાણે અ
સમજી લેવું. અર્થાત્), ગાય માટે જૂઠું બોલનાર દશ પૂર્વ
નરકમાં પાડે છે, કન્યાને માટે જૂઠું બોલનાર સો પૂર્વજોને ન
પાડે છે, અને પુરુષ(દાસ ?)ને માટે જૂઠું બોલનાર
પૂર્વજોને નરકમાં પાડે છે."

સ્પષ્ટ છે કે આ અર્થભેદ हन्ति ક્રિયાપદના જુદા જુદા
કરવામાંથી ઉત્પન્ન થયેલો છે.

## પૃ. ૪૧૦, ટિ. ૨૬ ને અંતે ઉમેરોઃ

વિક્રમના બારમા શતકમાં રચાયેલા, કલ્યાણીના ચૌલુક્યરાજ સોમેશ્વરકૃત ‘ માનસોલ્લાસ ’ નામના સર્વસંગ્રહાત્મક સંસ્કૃત ગ્રન્થના ‘ રાષ્ટ્રાધ્યાય ’ નામે ત્રીજા અધ્યાયમાં જંગલોમાંથી હાથીઓને પકડવા માટે વશાબંધ, વારિબંધ, અનુગતબંધ, આપાતબંધ અને અવપાતબંધ પ્રમાણે પાંચ રીત આપેલી છે. એ પૈકી છેલ્લી બે પદ્ધતિઓને કર્તા નિન્દ્ય ગણે છે, કેમકે એથી ઘણા હાથી મરણ પામે છે. એમાં વારિબંધનું વર્ણન નીચે પ્રમાણે કરેલું છે—

હાથીઓ ચરવા આવે એવા સ્થાનમાં તેમને પ્રિય કંદ અને ઘાસ પુષ્કળ વેરવાં. ત્યાં હાથીઓ રોજ આવતા થાય એટલે એક કોસ સમચોરસ જમીન ચારે કોરથી વૃક્ષો અથવા લાકડાના પાટડાથી રુંધી દેવી, અને એમાં હાથીઓને પેસવા માટે એક સ્થળે દ્વાર રાખવું. એની અંદર હાથીઓ પેસે એટલે એ દ્વાર પણ મોટાં મોટાં વૃક્ષો વડે બંધ કરી દેવું અને અંદરના હાથીઓને બાંધી દેવા. આ પ્રકારના બંધને ‘ વારિબંધ ’ કહેવામાં આવે છે. ( ‘ માનસોલ્લાસ ’, ભાગ ૧, પૃ. ૪૬ )

પૃ. ૪૨૩, ટિ. ૩૫ ને અંતે ઉમેરો :

દક્ષિણ ભારતીય પંચતંત્ર, હિતોપદેશ, કથાસરિત્સાગર, બૃહત્કથામંજરી, અને પુનર્ઘટિત પંચતંત્રમાં પણ તે નથી.

# શુદ્ધિપત્રક

[ બીબાં ઘસાયેલાં હોવાને કારણે કેટલેક સ્થળે અનુસ્વાર અને પૂર્ણવિરામ ઊઠયાં નથી એ સુધારી લેવા વિનંતી છે.]

## ઉપોદ્ઘાત

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૯ | મુકફ્ફા | મુકફ્ફા |
| ૫ | ૨૮ | Stories | Story |
| ૭ | ૧૪ | કેટલાક | કેટલોક |
| ૧૧ | ૯ | તે | તે ગ્રન્થ |
| ૨૦ | ૨૬ | 'બહત્કથામંજરી' | 'બૃહત્કથામંજરી' |
| ૨૪ | ૫ | 'ધન્યાશાલિભદ્રચરિત્ર | 'ધન્યશાલિભદ્રચરિત' |
| ૪૫ | ૧૨ | હાઉ | હોઉ |
| ૫૮ | ૨૦ | વનમા | વનમાં |
| ૫૮ | ૨૫ | તેને | — |
| ૬૭ | ૨ | એમાં | એમાં કર્તાએ |
| ૭૭ | ૨૧ | Britanica | Britannica |
| ૯૫ | ૨૧ | કથનક | કથાનક |
| ૯૭ | ૧૮ | એક | એક |
| ૧૦૭ | ૨૨ | એ | — |

## પંચતંત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯ | ૩ | બહસ્પતિ | બૃહસ્પતિ |
| ,, | ૨૧ | એનો | એનો વિચાર |
| ૬૩ | ૭ | વિષ્ણુનું | વિષ્ણુનું |
| ૧૯ | ૨૨ | નશ્ચય | નિશ્ચય |
| ૯૩ | ૨ | આપ્યું | આપ્યું. |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૧ | ૧૩ | સુખપૂવક | સુખપૂર્વક |
| ૧૪૬ | ૧૦ | મનુષ્ય | મનુષ્યે |
| ૧૫૫ | ૧૩ | સ્વછંદી | સ્વચ્છંદી |
| ,, | ૧૫ | બા | વા |
| ૧૭૫ | ૧૭ | બહસ્પતિએ | બૃહસ્પતિએ |
| ૧૭૯ | ૨૦ | છડ્યા | ઝાટક્યા |
| ,, | ૨૦ | છડેલા | ઝાટકેલા |
| ૧૮૦ | ૧ | છડ્યા | ઝાટક્યા |
| ,, | ૧ | છડેલા | ઝાટકેલા |
| ૧૮૩ | ૯ | છડીને | ઝાટકીને |
| ,, | ૧૬, ૨૦, ૨૧, ૨૨ | છડેલા | ઝાટકેલા |
| ૧૮૪ | ૧, ૩, ૪, ૬ | છડેલા | ઝાટકેલા |
| ,, | ૫ | છડ્યા | ઝાટક્યા |
| ૧૯૩ | ૨૭ | વરકીતિ | વરકીર્તિ |
| ૧૯૪ | ૧૬ | લોકવૃતાન્ત | લોકવૃત્તાન્ત |
| ૨૦૦ | ૯ | જ્યારે | — |
| ૨૩૭ | ૧૬ | સર્વે | સર્પે |
| ૨૪૩ | ૧૬ | कूतिका | पूतिका |
| ૨૫૦ | ૪ | પડે | પડે. |
| ૨૫૫ | ૨૦ | વાશ | વશ |
| ૨૫૯ | ૮ | મદ્યપી | મદ્યપી, |
| ૨૯૯ | ૮ | ઘરઘેર | ઘેરઘેર |
| ૩૩૭ | ૨૪ | तब | तव |
| ૩૪૩ | ૧૯ | કહ્યા | કહ્યો |
| ૩૮૪ | ૨૧ | કથાસરિત્સાગરમાં | કથાસરિત્સાગર–અંતર્ગત પંચતંત્રમાં |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૦૨ | ૨૩ | "રાજગૃહ | રાજગૃહ |
| [illegible]૦૪ | ૨૫ | વાસુકી | વાસુકિ |
| [illegible]૧૨ | ૯ | તેનો | જેનો |
| ૪૧૬ | ૫ | અને દુઃખ | અને સંકટ |
| ૪૨૬ | ૧૨ | નિહ | નહિ |
| ૪૨૯ | ૧૪ | પ્રમાણુ | પ્રમાણુ-- |
| [illegible]૯ | ૧૨ | કે | કે જે |
| ,, | ,, | ગણુાતી | ગણુતી |
| ૪૪૬ | ૧૬ | સુવણુ- | સુવર્ણુ- |
| ૪૫૧ | ૧૮ | શુદ્રક | શૂદ્રક |
| ૪૫૩ | ૧ | મારાં | મારા |
| ૪૬૩ | ૧ | ફોડનાર | ફોડાવનાર |
| ૪૯૯ | ૧૩ | વશામેષ્યન્તિ | વશમેષ્યન્તિ |
| ૫૧૦ | ૩ | જન | જૈન |